# નિવેદન.

મહાત્મા ગાંધીજીની ગરવી ગુજરાતના પુરાણા પાટનગર અમદાવાદમાં હિન્દી મહાસભા-હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસના જયઘોષ ગુંજી રહ્યા છે, અને સર્વ ગુજરાતીઓનાં, સર્વ હિન્દીઓનાં દિલ ડોલાવી રહ્યા છે, તેમને ઉચ્ચ ઉચ્ચ પ્રદેશમાં દોરી રહ્યા છે, ત્યારે એ મહાસભા-રાષ્ટ્રીય કોંગ્રેસના ભૂતકાળના ઇતિહાસ પર દૃષ્ટિ ફેંકીને હિન્દના સ્વરાજ્યના અનેક કઠિન પ્રશ્નોનો ઉંડો અભ્યાસ કરવાની આવશ્યક્તા નથી ? હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનો આરંભ અન્ય સર્વ મહાન્ સંસ્થાઓ અને હીલચાલોની માફક બહુ નાના પાયા ઉપર થયો હતો, તેમાંથી ધીમે ધીમે તેનો વિકાસ થયો, તેનું બળ વધ્યું, તેને પણ દુનિયાની ફરતા ફરતી છાંયડીમાંથી પસાર થવું પડયું, અને આજે તે મહાસભાનું સમગ્ર હિન્દી પ્રજા ઉલ્લાસથી પૂજન કરી રહી છે, આજે તે પોતાના અગાધ બળ વડે ઉપસ્થિત છે, અને ઇશ્વર કૃપા તો તેનો અંતે વિજય થશેજ, કેમકે તે સત્યને વરી છે, સત્યપ્રેમી પ્રજાનો સુંદર આત્મ-ભોગ તેમાં વિલસે છે, અને સત્ય અને આત્મ-ભોગ દુનીયાનાં સર્વ એકત્રિત બળોને પણ અંતે નમાવે છે.

હિન્દી પ્રજાની એ મહાન્ સંસ્થા અને મહાન્ હીલચાલનો ઇતિહાસ વિગતવાર આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. અંગ્રેજી ભાષામાં "હાઉ ઇન્ડીઆ રૉટ ફોર ફ્રીડમ" યાને "હિન્દે સ્વતન્ત્રતા મેળવવાને માટે કેવા પ્રયત્નો કર્યા" એ નામક પુસ્તક લખાયલું છે તેનો આ અનુવાદ છે. તેમાં બનતાં સુધી મૂળના ભાવ, જુસ્સો અને ભાષા જાળવી રાખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનો ઇતિહાસ ગુજરાતી ભાષામાં અત્યાર સુધી લખાયો નથી, તેથી અમે આશા રાખીએ છીએ કે, આ પુસ્તકથી ગુજરાતી જાણનાર વાચકસમૂહને તેથી બહુ સારો લાભ મળશે; અને ગુજરાતી વાચકવર્ગ એથી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ અને તેણે ચર્ચેલા અનેક મહત્ત્વના પ્રશ્નોનો પરિચય અને અભ્યાસ સહેલાઇથી કરી શકશે.

આ પુસ્તકમાં પ્રથમ ઓગણત્રીસ કોંગ્રેસનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. તે પછીથી અત્યાર સુધી ભરાયલી કોંગ્રેસોનો વિગતવાર ઇતિહાસ ટુંક સમયમાં પ્રસિદ્ધ કરવાની અમે આશા રાખીએ છીએ.

અમારા આ પ્રયત્નમાં અમને મદદ કરનાર અને ઉત્તેજન આપનાર સર્વ સજ્જનોનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ, અને પુસ્તકમાં પૂરતી કાળજી રાખ્યા છતાં રહી ગયલા દોષોને માટે સુજ્ઞ વાચકની ક્ષમા યાચીએ છીએ.

[illegible]

# ઐતિહાસિક ઉપોદ્ઘાત.

## ઉપઃકાલ.

બન્સેને ઈજીપ્તને વિષે કહ્યું છે તેમ, દૂર ભૂતકાળની મહા પ્રજાઓ સંપૂર્ણ વિકસિતાવસ્થામાં ઇતિહાસની રંગભૂમી ઉપર એકદમ કુદી પડે છે. જો આપણે એમ કહીએ કે, પડદો ઉપડે છે અને પોતાની પાછળ સંસ્કૃતિનાં સેંકડો, કદાચિત્ લાખો વર્ષો વિના કોઇ પણ પ્રજા સર્વાંગ કવચ ધારી, અને સંપૂર્ણ બની ન શકે તેવી સર્વાંગ કવચધારી અને સંપૂર્ણ પ્રજા આપણે જોઇએ છીએ, તો કદાચિત્ ઉપમા વધારે સત્ય ગણાત. એસીરીયા, ઇરાન અને ઈજીપ્તની માફક આ વાત હિન્દને વિષે પણ સત્ય છે, તથાપિ એક વસ્તુમાં હિન્દ પોતાના સમકાલીન દેશોથી ભિન્ન છે તેઓ ગતપ્રાણ થયા છે. હિન્દ અદ્યાપિ સજીવ છે; અને આ અર્વાચીન દિવસોમાં તે એવડો જુસ્સો અને બળ બતાવી રહ્યું છે કે, તેથી જગત્ના ઇતિહાસમાં તે અગ્રસ્થાને મુકાશે. અણુદટાયલાં નગરોથી, ખંડીયેરોથી, ખંડિત અંશોથી, તાડપત્ર લેખોથી; નળીયાંથી, તેમની સ્મશાનભૂમિઓ ખણવાથી મળી આવતા સીક્કાઓથી તેઓ વિખ્યાત છે. હિન્દનો પ્રવાહ અખંડ છે, તેનો ઇતિહાસ અતિ પ્રાચીન યુગો સુધી વિસ્તાર પામેલો છે-કેટલો પ્રાચીન, તે કોણ કહેશે ?-અને તેનું સાહિત્ય પણ ભૂતકાળમાં લંબાયલું છે, અને તેની પ્રાચીનતાનો એવો દાવો કરવામાં આવે છે કે, અદ્યાપિ, પશ્ચિમ તે દાવો કબુલ કરતી નથીઃ વેદો, ધર્મશાસ્ત્રો, પુરાણો, વીરરસકાવ્યો, જેમાં ઐતિહાસિક ગ્રંથો-પુરાણો અને વીરરસ કાવ્યો-ના સંબંધમાં તો તેમાં સમાયલી વધારે સમીપકાળની વંશો વિષેની હકીકત થીક ઇતિહાસ વડે અને વખતો વખત ખોદી કઢાતાં ભૂતકાળનાં ખંડીયેરો વડે સાચી ખોટી જાણી શકાય છે. વીન્સેન્ટ સ્મીથ કહે છેઃ

" પૌરાણિક નામાવલિઓની અનુચિત નિંદા કરવાનું વલણ અર્વાચીન લેખકોમાં જોવામાં આવે છે, પરન્તુ અધિક ઉંડો અભ્યાસ કરવાથી તેમાં પુષ્કળ સત્ય અને મૂલ્યવાન્ ઐતિહાસિક સંપ્રદાય જોવામાં આવે છે. ઉદાહરણ તરીકે વિષ્ણુ પુરાણમાં મૌર્ય વંશના ઇતિહાસની રૂપરેખા લગભગ શુદ્ધ સ્વરૂપમાં આપવામાં આવી છે, અને મત્સ્યનો રેડકલીફનો હસ્તલિખિત ગ્રંથ આંધ્ર ઇતિહાસને માટે તેટલોજ વિશ્વસનીય છે. આંધ્ર નૃપોની મત્સ્યમાં આપેલી નામાવલિનું સમર્થન સીક્કાઓ અને શીલાલેખોથી કેટલી વિસ્મયકારક હદ સુધી થાય છે, તેની સાબીતી હમણાં પ્રસિદ્ધ કરવામાં આવી છે. " ૧

દૂર ભૂતકાળનો ઇતિહાસ ચિત્તાકર્ષક છે, ઋષિઓ અને યોદ્ધાઓની કથાઓ, રામાયણના વીરનૃપતિ રામચંદ્રની કથા, કૌરવોએ, પાંડવોએ અને શ્રીકૃષ્ણે શાંતિના અને યુદ્ધના સમયમાં કરેલા કાર્યોની મહાભારતમાં આવેલી કથા, દંતકથા, લોકોક્તિ; નાટક, કાવ્યમાં અમર થઇ ગયલી અનેક વ્યક્તિઓની કથાઓ, અને તેમનામાંના સર્વ શ્રેષ્ઠ હિન્દી હૃદયો અને પ્રાર્થનાઓમાં તથા અર્વાચિન વિધીકાંડમાં અદ્યાપિ અધિક ચૈતન્યમય જીવન ગાળે છે, અને ઇતિહાસના પ્રવાહની અખંડતા બતાવે છે-એ સર્વમાથી સ્થળ સંકોચને લીધે માત્ર આ એક મુખ્ય વાત ધ્યાનમાં રાખીને અન્યત્ર દૃષ્ટિ કરવી જોઇએઃ આ સાહિત્ય પર અને તેમાં મૂર્તિમંત બનેલા ભૂતકાળ પર

૧ હિન્દનો પૂર્વ ઇતિહાસ, પૃષ્ઠ ૧૦; આવૃત્તિઃ ૧૯૦૮. આવડા ટુંકા ઉપોદ્ઘાતમાં અખંડ અનુસંધાનોથી પૃષ્ઠો પર અતિ બોજો લાદવો એ ઠીક નથી, પરન્તુ અંહીયાં સંક્ષેપમાં સમાવવામાં આવેલા ઇતિહાસ વિષે જોયેલાં પુસ્તકોની નામાવલિ આ ઉપોદ્ઘાતને અંતે જોવામાં આવશે, જેથી પોતાના સંશોધનકાર્યમાં ગંભીર વિદ્યાર્થીને માર્ગદર્શન થશે.

હિન્દી રાષ્ટ્રત્વનો પાયો નષ્ટ ન થાય એવે પ્રકારે નખાયો છે. રાષ્ટ્રીય આત્મ-જ્ઞાને આ ફળદ્રુપ ભૂમીમાં પોતાનાં ઊંડાં મૂળ નાખ્યાં છે, અને તેના તાજા વિકાસમાં ગમે તે ફળો આપે -અને તે ફળોઓ પ્રચંડ છે-તથાપિ રાષ્ટ્રનાં જીવન અને ઐક્યનાં મૂળ અહીંયાં છે. આ " ઇતિહાસ પહેલાંના" ભૂતકાળની અનંત સમૃદ્ધિનું, જેને કાંઈ પણ જ્ઞાન નથી તે હિન્દી હૃદયને અને મનને કદાપિ સમજશે નહિ, અને " હિન્દી અશાન્તિ " નામક પોતાના ઇર્ષ્યાપૂર્ણ અને સિદ્ધાંતહીન પુસ્તકમાં સર વેલેન્ટાઇન શીરોલને શુદ્ધ સત્ય દૃષ્ટિગોચર થયું કે, જેમ હિન્દુ પુનરુદ્ધારથી મરાઠા રાજ્યનો જન્મ થયો હતો તે પ્રમાણે એવા પુનરુદ્ધારમાંથી અર્વાચીન હિન્દના રાષ્ટ્રીય સંચાલનનો જન્મ થયો છે.

તદુપરાંત, " ઐતિહાસિક " સમયની અનેક સંસ્થાઓ અને રિવાજોનો પ્રવાહ "દંતકથા" ના ભૂતકાળની સંસ્થાઓ અને રિવાજોના પ્રવાહ સાથે અખંડ રહ્યો છે, અને તે ભૂતકાળ વિના સમજી ન શકાય એવાં અને અર્થહીન છે. ઇ. પૂ. બીજા સૈકામાં પુષ્યમિત્રનો અશ્વમેધ, ઇ. સ. સાતમા સૈકામાં આદિત્યસેનનો અશ્વમેધ, અગણિત લાખો વર્ષો પૂર્વે સગરના અશ્વમેધની લોકોક્તિ સાથે અને આશરે ઇ પૂ. ૩૦૦૦ માં યુધિષ્ઠિરના અશ્વમેધની સાંથે સંકળાય છે- પ્રત્યેકમાં સમસ્ત હિન્દના કબુલ કરાયલા સર્વોપરી મહારાજાનું તે એકસરખું ચિન્હ છે. તેજ પ્રમાણે પંચાયતનું સમજવું, કા તો ચિરસ્મરણીય કાળના ગ્રામ્ય મુખીઓની સભા અથવા ઇ. પૂ. ચોથા સૈકાની ચન્દ્રગુપ્તની સમિતિઓ ( Boards. ) હિન્દનો પ્રવાહ અખંડ છે, અને તેની આર્ય સંસ્કૃતિ અખંડ, સમગ્ર છે. તેની યુગોની કથામાં આક્રમણો અને વિજયો, બળ અને દુર્બળતાના, ઐક્ય અને ભેદના સમયો છે; પરન્તુ સદૈવ તે હિન્દ છે; સદૈવ આર્ય, અવિનાશી માતા, જેના ઉદરમાંથી અગણિત લક્ષાવધિ પ્રાણીઓએ જન્મ ધારણ કર્યો છે, પરન્તુ જેના એક જન્મની કોઇ ઇતિહાસકાર અટકળ કરી શકતો નથી, જેના મૃત્યુની ભવિષ્યવાણી કોઇ પયગંબર ભાખી શકતો નથી અને આપણી આજની તુલનાઓમાં આ વાતનું સારી રીતે સ્મરણ રાખવાનું છે ડૉ. સેઇસના કથન અનુસાર ઇ. પૂ. ૩૦૦૦ માં હિન્દ અને બેબીલોન વચ્ચે વ્યાપાર ચાલતો હતો,[1] અને તે સમયે ઉચ્ચ સંસ્કૃતિ અને સમૃદ્ધિ અસ્તિત્વમાં હતા તેની સાબીતીઓ ઉપરથી, લગભગ ૫૦૦૦ વર્ષનો તેનો ઇતિહાસ સ્વીકારવામાં આવ્યો છે; કમમાં કમ ૭૦૦૦ વર્ષનું સાહિત્ય સ્વીકારવામાં આવ્યું છે; તેને મુકાબલે હિન્દમાં અંગ્રેજી રાજ્યનો સમય—ભાગ્યે દોઢ સૈકું—અત્યંત ઓછો છે, તેના મહાસાગરમાં એક સૂક્ષ્મ મોજા સમાન છે. હુમલાઓનો ભરતી ઓટ થાય છે; વિજેતાઓનું આવાગમન થાય છે; તેમનો અવશેષ રહે છે, તે હિન્દ પચાવી લે છે, તેથી તેની સમૃદ્ધિમા વૃદ્ધિ થાય છે, અને તે પોતાનું સ્વરૂપ જાળવી રાખે છે. લક્ષાવધિ વર્ષો સુધી તેણે ઇંગ્લાંડ વિના ચલાવ્યું હતું, અને તેની આબાદાની વિસ્મયકારક હતી; ભવિષ્યમાં લક્ષાવધિ વર્ષો સુધી ઇંગ્લાંડ વિના તે ચલાવી શકશે; પરન્તુ ઉભયને પરસ્પરની આવશ્યકતા છે, અને સમીપના ભવિષ્યમાં પરસ્પરના સંબંધને લીધે વધારે સારી સ્થિતિ પ્રાપ્ત કરશે, અને તે ભવિષ્યમાં હિન્દ ઇંગ્લાંડ સાથે સંકળાવા ઇચ્છે છે, પરન્તુ સંપૂર્ણ સમાનતાની સ્થિતિમાં, અને અન્ય કોઇ સ્થિતિમાં નહિ.

## હિન્દનો મધ્યકાલીન ઇતિહાસ.

### આર્યોનું આગમન.

ઇ. સ. પૂર્વે ૧૮,૦૦૦ પછીથી હિમાલયના ઘાટો ઓળંગી આવનાર અને હુમલાનાં એક પછી એક મોજાંથી હિન્દમા પ્રસરનાર જાતો જંગલી ન હતી.[2] આર્યોના પાલણા રૂપ, પ્રાચીન મધ્ય એશીઆની સંસ્કૃતિમાંથી તેઓ આવ્યા હતા; ભૂમધ્ય સમુદ્રની સંસ્કૃતિ બનાવનાર, ઇરાન અને

---

૧ " ઇન્ડીઅન શીપીંગ, " આવૃત્તિ ૧૯૧૨ ના પૃ ૮૫ માં ૧૮૮૭ ના " હીબર્ટ લેક્ચર્સ" નો ઉતારો.

૨ આ પ્રથમ ફકરો " ઐતિહાસિક " નથી.

મેસોપોટેમીયામાં સંસ્થાનો વસાવનાર અને લૅટીન, સ્લાવ, અને ટયુટન પ્રજાઓના પૂર્વજોને યુરોપમાં વસવાને મોકલનાર લોકો પણ વારાફરતી ત્યાંથીજ ઉતરી આવ્યા હતા. કેટલાક સમય પછી તેઓ હિન્દમાં ઉતરી આવ્યા, પ્રથમ દક્ષિણમાં પ્રસર્યા–આર્યન દ્રવિડો–અને કેટલાક સમય પછી ઉત્તરમાં સ્થાયી થયા. પરન્તુ અદ્યાપિ આ સ્વપ્ન પ્રદેશ છે, અને ગંભીર ઇતિહાસકાર તેનો હજી સ્વીકાર નહિ કરે. અને તથાપિ કદાચિત્ સાચ્ચેજ એમ છે, કેમકે સર વિલિયમ હંટર, જો કે તારીખો આપતો નથી, તો પણ કહે છે કે, આર્યોનું મૂળ સ્થાન મધ્ય એશિઆમાં છે, ભૂમધ્ય સમુદ્રના કીનારાઓની આસપાસ સંસ્થાનો હતાં, એક પાશ્ચાત્ય શાખાએ ઇરાન સ્થાપ્યું, બીજીએ ગ્રીક પ્રજા, ઇટલી અને રોમ, સ્પેન અને બ્રિટન સ્થાપ્યાં, અને બીજીએ હિમાલયના ઘાટોમાં થઇને હિન્દમાં ઉતર્યા.

" હિન્દનું મૌલિક ઐકય " નામક પોતાના ગ્રંથમાં પ્રોફેસર રાધાકુમુદ મુકરજી બતાવી આપે છે તેમ પોતાનાં ધાર્મિક સાહિત્યમાં હિન્દ એક દેશ છે, એમાં અર્થરહસ્ય રહેલું છે. તે જમ્બુદ્વીપ—અથવાતો " જમ્બુદ્વીપનો નૃપતિ " કહેવામાં આવે છે—, અને ભારતવર્ષ, આર્યાવર્ત છે; " હિન્દ " નામ તો વિદેશીય લોકોએ આપ્યું છે. હિન્દુ પ્રાર્થનાઓમાં મહાન નદીઓનાં નામો આપવામાં આવ્યાં છે, પ્રારંભની પ્રાર્થનાઓમાં માત્ર ઉત્તરની નદીઓના નામો છે, અને જેમ જેમ આર્યો દક્ષિણમાં ફેલાતા ગયા તેમ તેમ દક્ષિણની નદીઓનાં નામો પણ જોવામાં આવે છે. તીર્થસ્થળો હરદ્વારથી કાંચી સુધી જોવામાં આવે છે, અને ત્યારં પછી બદરીકેદારનાથથી રામેશ્વર સુધી, દ્વારકાથી જગન્નાથ સુધી જોવામાં આવે છે. અને એ પ્રાર્થનાઓ સદૈવ ભણતા લોકોને જ્ઞાન હતું કે, તે સર્વ પોતાની માતૃભૂમિમાં છે. શ્રદ્ધાળુ હિન્દુઓ આ સર્વ સ્થળોની યાત્રાઓ કરતા. હિન્દ એક હતું અને તે સમયે પણ તેના ધર્મમાં રાષ્ટ્રીય આત્મ-જ્ઞાન હતું, તેની વિશેષ સાબીતીઓ વિદ્યાર્થીને તે ઉપયોગી નાનકડા ગ્રંથમાંથી મળશે. આ પ્રેમપૂર્ણ પ્રાર્થનાઓ સાંભળવાથી સ્વદેશપ્રેમ ઉદ્ભવતો અને તે પવિત્ર બનતો.

પાશ્ચાત્ય લેખકો કહે છે તદનુસાર " હિન્દના ઇતિહાસનો પ્રારંભ " માત્ર સીકંદરથીજ થાય છે, એ સત્ય વાત હોવા છતાં, અમે સંક્ષેપમાં કહીએ છીએ કે, ઉપર જણાવવામાં આવ્યા પ્રમાણે ઇ. પૂ. ૩૦૦૦ માં બૅબીલોન તેની સાથે વ્યાપાર કરતું હતું; નીનેવેની સેમીરામીસે ઉભા કરેલા એક કીર્તિસ્તંભ પર દર્શાવ્યા પ્રમાણે તેણે ઇ. પૂ. ૨૦૩૪ માં હિન્દ પર હુમલો કર્યો હતો, અને તે જમ્બુ સુધી આવી પહોંચી હતી, અને અંતે એક હિન્દી રાજાએ તેને નસાડી હતી, જેનું નામ ડાએડોરસ સીકયુલસના કથન અનુસાર સ્ટ્રેબોબેટ્સ હતું; ઇ. પૂ. ૨૦૦૦ વર્ષની જૂની ઇજીપ્તની કબરોમાં શબો પર સુંદરમાં સુંદર હિન્દી મસ્લીન વીંટાળવામાં આવેલું માલુમ પડયું છે. અને તેમનો ગળીનો રંગ હિન્દમાંથી આવેલો કહેવાય છે; ડાએડોરસ સીકયુલસ કહે છે કે, ઇ. પૂ. ૯૮૧ માં બીજા રામીસીસે હિન્દ ઉપર હુમલો કર્યો હતો; ઇ. પૂ. ૯૮૦મા ટાયરનો હીરામ અરબી અખાતનાં બંદરોમાંથી હિન્દ સાથે વ્યાપાર કરતો હતો, અને હીબ્રુ બાઇબલમાં હિન્દી પદાર્થોનાં તામીલ નામો જોવામાં આવે છે.[૧] હિન્દી સાહિત્ય વિના પણ આવા સંબંધોથી પુષ્કળ પૂરાવો મળે છે કે, કમમાં કમ તે સંસ્કૃતિ ઇજીપ્ત અને એસીરીઆની સંસ્કૃતિઓ સાથે સ્પર્ધા કરતી હતી.

એસ. થોમસનું નામ ધારણ કરનાર ખ્રીસ્તી દેવળની મુલાકાત લેવાને આલફ્રેડ રાજાએ ( ઇ. સ. ૮૪૯–૯૦૧ ) શેરબોર્નના બીશપ સીધેલ્મસને મોકલ્યો હતો, તે પહેલ વહેલા અંગ્રેજે હિન્દની મુલાકાત ઇ. સ. ૮૮૩ માં લીધી હતી એવી નોંધ છે. તેણે સુખથી પ્રવાસ કર્યો હતો અને ઇગ્લાંડ પાછો ફર્યો ત્યારે " અનેક સુપ્રકાશિત વિદેશી રત્નો અને તેજાના આણ્યાં હતાં, જે તે દેશમાં પુષ્કળ નીપજતાં હતાં. "[૨]

૧. " ઇન્ડીઅન રીપબ્લિક ", પૃષ્ઠ ૮૯.

૨. આ સત્ય હકીકત અને નિઃશંક ઐતિહાસિકતાની અન્ય ઘણી હકીકતોનો સારાંશ " મદ્રાસ ઇલાકાના રાજ્યતંત્રના પુસ્તક " માં મળશે. તે પુસ્તકમાં જ્ઞાનનો વિશાળ ભંડાર છે, અને કેટલીક જ્ઞાનની પ્રચંડ ભૂલો પણ તેમાં છે.

### " ઇતિહાસ " નો આરંભ થાય છે.

વિસ્તૃતતર પાશ્ચાત્ય ઇતિહાસકારો જે યુગને " ઐતિહાસિક " ગણે છે, ઇ. પૂ. ૭ મા સૈકાનો મધ્યભાગ, ત્યાંથી યથેચ્છ પ્રકારે આપણે આપણા કાર્યને માટે પ્રારંભ કરી શકીશું; તે સમયે, ઉપર કહ્યા પ્રમાણે, " અગણિત સૈકાં થયાં " ઉચ્ચ સંસ્કૃતિ પામેલી કોમો અસ્તિત્વમાં હતી, એમ વીન્સેન્ટ સ્મીથ સ્વીકારે છે-પરદેશો સાથે વ્યાપાર ચાલતો હતો, જેથી હિન્દ " ઐતિહાસિક " બન્યું છે, લેખનજ્ઞાનનો પુષ્કળ પ્રચાર થયો હતો, અને હિમાલય અને નર્મદા નદી વચ્ચેનો દેશ સોળ રાજ્યોમાં વહેંચાયલો હતો–કેટલાંક પર રાજાઓ રાજ્ય કરતા, કેટલાકમાં રાજ્યતંત્ર અને પ્રજાતંત્રનું મિશ્રણ હતુ,-અને તેમાં વનો, જંગલો, અને નહિ વસેલી જમીનના મોટા પ્રદેશો આવેલા હતા. સાતમા સૈકાના પ્રારંભમાં, ઇ. સ. ૬૦૦ માં મગધ ( બિહાર ) માં પ્રથમ " ઐતિહાસિક " વંશ રાજ્ય કરતો માલૂમ પડે છે. બુદ્ધ ભગવાન્‌ના સમયમાં–દેખીતી રીતે ઉચ્ચ સંસ્કૃતિ અને અતિ તત્ત્વજ્ઞાનના વિવાદના યુગમાં ( સીંહાલી લોકોક્તિઓ અનુસાર ઇ. પૂ. ૬૨૩ થી ૫૪૩, વીન્સેન્ટ સ્મીથના અભિપ્રાય અનુસાર તેમનું મૃત્યુ ઇ પૂ ૪૮૭ માં થયું હતું. )–કોશલ ( અયોધ્યા ) અને મગધ ખ્યાતિમાં આવેલાં દેખાય છે, કોશલ પ્રથમ પંક્તિનું રાજ્ય હતું અને કાશી ( બિનારસ ) ને ગળી ગયું હતું. ત્યાર પછી મગધે અતિ શીઘ્ર આગેવાની સ્વીકારી, તેમાં હિમાલયથી ગંગા સુધીના પ્રદેશનો સમાવેશ થતો હતો અને તેની રાજધાની પાટલીપુત્રમાં હતી ( જ્યાં હમણાં પટના અને બાંકીપુર છે ), આપણે હવે પછી જોઇશું તે પ્રમાણે " ઐતિહાસિક " યુગમાં તે હિન્દની પ્રથમ રાજધાની હતી.

:

તેનો સંસ્થાપક અને મગધનો રાજા અજાતશત્રુ ઇરાનના ડેરીઅસનો ( ઇ. પૂ. ૫૨૧–૪૮૫ ) સમકાલીન હતો, જેણે સીંધ અને પંજાબનો કેટલોક ભાગ ખાલસા કર્યો હતો, અને ઇરાનના સરદારની સત્તા હેઠળ મુકયો હતો. આ વાત માત્ર આપણને એટલા માટે જાણવા જેવી છે કે, તે સમયે હિન્દના તે ભાગની પ્રચંડ દોલતનો પુરાવો મળે છે–તેનો અર્થ એ થાય છે કે, સંસ્કૃતિ ઉચ્ચ હતી,–કેમકે વાર્ષિક ખંડણી તરીકે તે દશ લાખ પાઉંડની કીંમતની સોનાની રેતી આપતાં હતાં.

હિન્દના પ્રથમ " ઐતિહાસિક " સમ્રાટ્ ચન્દ્ર મૌર્ય, અથવાં ચન્દ્રગુપ્તની હવે આપણે વાત કરી શકીશું; પૌરાણીક નામાવલિ પ્રમાણે રાજા રામચંદ્ર અથવા તેમના ભાઇઓમાંના એકના વંશજ સૂર્યવંશી રાજાઓની છત્રીશ જાતોના એક પરમારોની શાખામાં તેનો જન્મ થયો હતો; તેમના ભાઇ ભરતનાં ચાર અગ્નિકુલોમાંથી પરમારો ઉતરી આવ્યા હતા. ચન્દ્રગુપ્ત મૌર્યવંશનો સ્થાપક હતો અને મગધની ગાદી ઇ. પૂ. ૩૨૨ માં પચાવી પડયો. તે તારીખ પહેલાં છ વર્ષ ઉપર મહાન્ સીકંદરે હમણાં જેને અફઘાનીસ્તાન તરીકે ઓળખવામાં આવે છે તેની ઉપર ચઢાઇ કરી હતી; હિન્દુકુશ ઓળંગીને, સીંધુ નદી સુધી પોતાને માર્ગે યુદ્ધ કરતાં કરતાં અને ઇ. પૂ. ૩૨૬ ના લગભગ માર્ચમાં તેને ઓળંગીને તેણે હિન્દની ભુમિ પર પ્રવેશ કર્યો, જેને વિષે વીન્સેન્ટ સ્મીથ કહે છે કે, તેની પર " પૂર્વે કોઇ પણ યુરોપીય પ્રવાસીએ કિંવા હુમલો કરનારાએ પગ મુકયો ન હતો "–આ કથન સાહસિક અને ભૂલભરેલું છે. સીકંદર લાંબો સમય રહ્યો નહિ; તે ઝેલમ સુધી આગળ વધ્યો, અને તેને ઓળંગી, પોરસનો પરાજય કર્યો, સીયાલકોટની પેલીમેર જમ્મુમાં પ્રવેશ કર્યો, અને પછી પોતાની મરજીની અત્યંત વિરૂદ્ધ પોતાની સેનામાં થયલા બળવાથી ફરજ પડયાને લીધે તેજ વર્ષના સપ્ટેમ્બર માસમાં પાછા હઠવાનું શરૂ કર્યું, અને અંતે આશરે ઇ. પૂ. ૩૨૫ ના સપ્ટેમ્બરમાં હિન્દ છોડયું, અને ઇરાન તરફ કુચ કરી ગયો, ઇ. પૂ ૩૨૪ ના એપ્રીલ–મેમાં સુસા પહોંચ્યો. ઇ. પૂ. ૩૨૩ માં તેના મૃત્યુએ તેની આશાઓનો અંત આણ્યો, અને તરૂણ ચન્દ્રગુપ્ત મગધના રાજ્યવંશનો હતો પરન્તુ તેના રાજાનો દુશ્મન હતો અને દેશવટો ભોગવતો હતો–તેણે લશ્કર એકઠું કર્યું, પંજાબ અને સીંધમાં રાખવામાં આવેલા ગ્રીકો ઉપર હુમલો

કર્યો, તેમને બહાર હાંકી કાઢયાં, અને દેશને તાબે કર્યો. પછી તેણે મગધના રાજા ઉપર હુમલો કર્યો, અને તેની રાજગાદી પર પોતે ચઢી બેઠો, ૬,૯૦,૦૦૦ નું લશ્કર-પાયદળ અશ્વદળ, રથો અને હાથીઓ-એટલું કર્યું ત્યાં સુધી તેમાં તેણે વધારો કર્યો, વિસ્મયકારક ઝડપથી સર્વ અંતરાયો દૂર કરી નાખ્યા, અને પોતે હિન્દનો સમ્રાટ્ બન્યો અને હિન્દુકુશથી નર્મદા સુધી, અરબી સમુદ્રથી બંગાલના ઉપસાગર સુધી રાજ્ય કરવા લાગ્યો.

## હિન્દના સમ્રાટો.

આ અસાધારણ પુરૂષના સામ્રાજ્યનું સંગ્રથન તેની યુદ્ધવિષયક શક્તિના જેવું અદ્ભુત હતું. ચંદ્રગુપ્તની રાજધાની પાટલીપુત્રમાં ગ્રીક મેધાસ્થીનીસ કેટલોક સમય રહ્યો હતો, તેણે તેના રાજ્યતંત્રની સર્વ વિગતોનું અવલોકન કર્યું હતું, અને પોતાનાં અવલોકનોની નોંધ રાખી ગયો છે; તેથી આપણા આધારને માટે શંકા કરી શકાશે નહિ. મેધાસ્થીનીસના અભિપ્રાયોનો સરવાળો હંટરે નીચે પ્રમાણે આપ્યો છે:

" હિન્દમાં ગુલામગિરીનો અભાવ, સ્ત્રીઓનું પાતિવ્રત્ય, અને પુરૂષોની હીંમત વિલોકીને ગ્રીક એલચીને સાનંદાશ્ચર્ય ઉત્પન્ન થયું હતું. પરાક્રમમાં તેઓ અન્ય સર્વ એશિઆવાસીઓથી શ્રેષ્ઠ હતા; તેમને પોતાનાં દ્વારોને માટે તાળાંની આવશ્યકતા ન હતી; સર્વથી વિશેષ, કોઇ પણ હિન્દી અસત્ય ભાષણ કરતો જાણવામાં આવ્યો ન હતો. મિતાહારી અને ઉદ્યોગી, સારા ખેડુતો, અને કુશળ કારીગરો તેઓ હતા, અને તેમને ક્વચિત્‌જ કાયદાના મુકદ્દમાનો આશ્રય લેવો પડતો, અને પોતાના દેશી સરદારો હેઠળ શાંતિથી રહેતા. લગભગ મનુસ્મૃતિમાં વર્ણવ્યા પ્રમાણે રાજ્યતંત્રનું ચિત્ર આલેખવામાં આવ્યું છે. મેધાસ્થીનીસ કહે છે કે, હિન્દ ૧૧૮ રાજ્યોમાં વહેંચાયલું હતું; જેમાંનાં કેટલાંક—જેમકે ચંદ્રગુપ્તના હાથ તળે પ્રાસી—સર્વોપરી સત્તા ભોગવતાં હતાં. ગ્રામ્ય પદ્ધતિનું સારૂં વર્ણન આપવામાં આવ્યું છે, પ્રત્યેક નાનું ગામ તે ઠીકઠીક સ્વતંત્ર મંડળસમાજ દેખાયું હતું. બ્રાહ્મણોને યુદ્ધની અને જાહેર નોકરીઓમાંથી મુક્ત રાખવામાં આવ્યા હતા, તે મેધાસ્થીનીસે વિલોક્યું હતું; અને હિન્દનાં રંગો, તતુંઓ, વસ્ત્રો, અને નીપજો (પ્રાણી, વનસ્પતિ અને ખનીજ) ને તે ગણાવે છે." ૧

મેધાસ્થીનીસ કહે છે કે, ૭૩૦ સભ્યોની એક યુદ્ધ સમિતિ ચન્દ્રગુપ્તે સ્થાપી હતી, તેના પાંચ પાંચ સભ્યોની પંચાયતોના ૭ વિભાગો પાડયા હતા: ૧ નૌકાસૈન્ય વિષયક, નૌકાસેનાધિપતિ સાથે સંબંધ ધરાવતો; ૨ લઇ જવા લાવવાની, અને મોદીખાનાની લશ્કરી નોકરી વિષયક; ૩ પાયદળ વિષયક; ૪ અશ્વદળ વિષયક; ૫ યુદ્ધરથો વિષયક; ૬ હસ્તીદળ વિષયક. દિવાની રાજ્યતંત્ર તેના જેવું હતું, અને મેધાસ્થીનીસ ખાસ કરીને પાટલીપુત્રના સુધરાઇખાતાનું વર્ણન આપે છે, તેમાં ૩૦ સભ્યો હતા, અને ૭ પંચાયતોમાં તેના વિભાગો કરવામાં આવેલા હતા: પ્રથમ વિશેષે કરીને જાણવા યોગ્ય છે, કેમકે કલાઓ અને હુન્નરો વિષે રાજ્ય જે કાળજી રાખતું તે માલૂમ પડે છે-ઇતિહાસની પૂર્વના સમયનું વર્ણન આપનાર ગ્રંથોમાં એ કાળજી જોવામાં આવે છે; સર્વ ઔદ્યોગિક બાબતો, પદાર્થો, પગારો ઇત્યાદિ પર તે દેખરેખ રાખતી. વિન્સેન્ટ સ્મીથ કહે છે કે, દ્વિતીય, એલચીઓ તરીકે કાર્ય કરતા વિદેશીઓની દેખરેખ રાખતી. અને તેથી પુરાવો મળે છે કે, સામ્રાજ્ય "વિદેશીય સંસ્થાનો સાથે નિત્ય વ્યવહાર ચલાવતું." તૃતીયને જન્મો અને મરણોની નોંધનું કાર્ય સોંપવામાં આવ્યું હતું, વેરો નાખવામાં આધાર તરીકે તે નોંધ કાળજીપૂર્વક રાખવામાં આવતી હતી. ચતુર્થ વ્યાપારની દેખરેખ રાખતી, અને અંમલદારી કાટલાં અને માપો રાખતી, જે સર્વેએ માન્ય કરવાંજ જોઇએ. પંચમ ચીજોની કારીગીરીઓ ઉપર દેખ-

---

૧ હંટરનો "હિન્દી પ્રજાનો સંક્ષિપ્ત ઇતિહાસ," પૃષ્ઠો ૭૭,૭૮ (મદ્રાસ શાળાઓને માટે છપાયલો) ૧૮૮૧. કદાચિત્ હિન્દી બાળકોને શિખવવાનો હોવાથી, તે ઘણી વેળા અન્યાયી અને પક્ષપાતી છે. ઉદાહરણ 'તરીકે, મહાન્ શિવાજીનું તેનું વર્ણન.

રેખ રાખતી, અને પંડ વેચવામાં આવેલા સર્વ માલની કીંમતના દશાંશનો કર ઉઘરાવતી. સમગ્ર સુધરાઇ ખાતું બજારો, બંદરો, મંદિરો ઇત્યાદિને માટે જોખમદાર હતું. સામ્રાજ્યના પ્રાંતોમાં વિભાગ કરવામાં આવ્યા હતા. તેમની પર સુબાઓ રાજ્ય કરતા, અને દેખરેખ રાખનારા અધિકારીઓ દેશમાં પ્રવાસ કરતા, ત્યાર પછીના સમયની માફક જોવામાં આવે છે કે, સત્ય અને પ્રામાણિકતા વિષે હિન્દીઓની ખ્યાતિ સર્વશ્રેષ્ઠ હતી. પાણી પૂરું પાડવાનું ખાતું ખાસ જૂદું હતું, અને મેઘાસ્થીનીસ કહે છે કે, " પ્રત્યેકને તે લાભનો પોતાનો ફાળો મળે તેથી જે જલદ્વારોથી શાખાની ખાડીઓમાં પાણી વહેંચાતું તેમને તે નિયમિત કરતું. " રાજ્ય-નીતિ " નામક ગ્રંથમાં પુષ્કળ વિગતો એકઠી કરેલી માલૂમ પડે છે, તે ગ્રંથ ચંદ્રગુપ્તના બ્રાહ્મણ પ્રધાન ચાણક્યનો લખેલો કહેવામાં આવે છે, અને તેનું ભાષાંતર કરવામાં આવ્યું છે. ઇ. પૂ. ૨૯૭ માં સમ્રાટ્ મૃત્યુ પામ્યો, અને તેની પછી તેનો પુત્ર બિંદુસાર ગાદીએ આવ્યો; અને પિતાએ અથવા પુત્રે દક્ષિણમાં હમણાં જેને મદ્રાસ કહેવામાં આવે છે ત્યાં સુધી પોતાના રાજ્યને વિસ્તાર્યું. તેની પછી અશોક થયો, તેણે સામ્રાજ્યમાં બંગાલના ઉપસાગર પર આવેલા કલિંગ રાજ્યનો ઉમેરો કર્યો, અને હિન્દુકુશથી મદ્રાસ સુધી તેણે ૪૦ વર્ષ સુધી રાજ્ય કર્યું, ઇ. પૂ. ૨૭૩ કે ૨૭૨ થી ૨૩૨ કે ૨૩૧. ગોદાવરી અને કૃષ્ણા વચ્ચેના આંધ્ર દેશમાં તે દેશનો પોતાનો રાજા હતો, તે અશોકનું ઉપરીપણું કબુલ રાખતો હતો, પરન્તુ દૂર દક્ષિણે આવેલા પાંડ્ય, ચોલ, કેરલપુત્ર અને સત્યપુત્ર રાજ્યો સ્વતંત્ર હતા. ચાર સુબાઓ વાયવ્ય, પૌર્વાત્ય, પાશ્ચાત્ય અને દક્ષિણ પ્રાંતો પર રાજ્ય ચલાવતા, અને અશોક પોતે મધ્ય ભાગ પર રાજ્ય ચલાવતો. તેનું ડહાપણ, તેની સત્તા, તેની ભક્તિ, તેનો પ્રકારો, ખડક અને સ્તંભ ઉપર કોતરવામા આવેલી તેની આજ્ઞાઓમાં લખવામા આવ્યાં નથી ? અને એ આજ્ઞાઓ વડે તેના સામ્રાજ્ય પર રાજ્ય કરવામાં આવતું હતું. ખડક આજ્ઞા ૨ અને સ્તંભ આજ્ઞા ૭ કહે છે:

" રસ્તાઓ ઉપર મનુષ્યને અને પશુને છાયા આપવાને માટે મેં વટવૃક્ષો રોપાવ્યાં છે; આંબા વાડીઆં મેં રોપાવ્યાં છે: અને પ્રત્યેક અર્ધા કોસે મેં કુવા ખોદાવ્યા છે: વિશ્રાંતિ-ગૃહો બાંધવામાં આવ્યાં છે; અને મનુષ્ય અને પશુના ઉપભોગને માટે સ્થળે સ્થળે અનેક જલ-નવાણો તૈયાર કરવામાં આવ્યાં છે. "

માંદાઓની માવજત, ઔષધ અને વનસ્પતિની વહેંચણી, પ્રાણીઓને માટે દવાખાનાં, તેની સંસ્થાઓમાં હતાં.

તેના મૃત્યુ પછી, ઘણા પ્રાંતો છુટા પડી ગયા, અંતે તેના છઠ્ઠા વંશજ બૃહદ્રથ અથવા બૃહદ્રથને મગધમાંથી ઇ. પૂ. ૪૮૪ માં હાંકી કાઢવામાં આવ્યો, અને તેણે મેવાડ-રજપુતાનામાં ધાર અને ચીતુર કબજે કર્યાં, જ્યા તેના વંશજોએ ઇ. સ. ૭૩૦ સુધી રાજ્ય કર્યું. પરન્તુ વિન્સેન્ટ સ્મીથ કહે છે, તેની સેનાના સરદાર પુષ્યમિત્રે તેનું ખુન કર્યું હતુ નિ:શંક મૌર્ય સરદારોએ મેવાડમાં રાજ્ય કર્યું હતું, અને ઉપર કહ્યા પ્રમાણે સ્થળાંતર સંભવિત છે. કોઇ પણ પ્રકારે, મગધમા મૌર્ય વંશનો અંત આવ્યો, અને પુષ્યમિત્રે શુંગ નામના નવીન વંશની સ્થાપના કરી. વળી પોતાના મૃત્યુ પૂર્વે થોડાં વર્ષો ઉપર ઇ. પૂ. ૧૪૮ માં તેણે અશ્વમેધ કર્યો, અને તેને સર્વોપરી રાજા સ્વીકારવામાં આવ્યો. તેના વંશનો ઇ. પૂ. ૭૪ માં અંત આવ્યો, જેની પછી ચાર અલ્પાયુ રાજાઓનો વંશ થયો, જેમાંનો છેલ્લો રાજા મહાન્ આંધ્ર રાજ્યના રાજ્યકર્તાને હાથે ઇ. પૂ. ૨૭ માં મરાયો.

## હિન્દનાં રાજ્યો.

એક સામ્રાજ્યમાં હિન્દનું જે ઐક્ય મૂર્તિમંત થયું હતું, તે થોડા સમયને માટે નષ્ટ થયું, અને મોટા રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં, અને આબાદ બન્યાં. દક્ષિણે દખ્ખણમાં વસનાર આંધ્ર પ્રજાએ ( ત્યાર પછીની તૈલુગુ ભાષા બોલતી પ્રજા ) અશોકના ઉપરીપણાનો સ્વીકાર કર્યો હતો, તે તેના મૃત્યુ પછી ઇ. પૂ. ૨૨૦માં સ્વતંત્ર બન્યું, તેણે નાસીક સુધી પોતાના

રાજ્યમાં વધારો કર્યો અને ગુજરાત અને કાઠિયાવાડ સાથે સંબંધમાં આવતાં તેનો કબજો રાખવાનો પ્રયત્ન કર્યો. ઇ. સ. ૮૫ થી ૧૩૮ સુધી હુમલો કરનારા વિદેશીઓ સાથે પોતાની પશ્ચિમ સરહદ ઉપર આંધ્ર લોકો નિત્ય યુદ્ધ કરતા હતા, અને કાઠિયાવાડ, સીંધ અને કચ્છ આંધ્ર લોકોના હાથમાંથી ગયાં અને હુમલો કરનારાઓના હાથમાં પડયાં. આંધ્ર રાજ્ય બીજાં ત્રણસો વર્ષો સુધી ચાલ્યું, તેનો ઇ. સ. ૨૩૬ માં અંત આવ્યો.

કૃષ્ણાની દક્ષિણે તામિલ દેશ હતો, તેના ચાર રાજ્યોમાં વિભાગો થયેલા હતાઃ દક્ષિણે પાંડય, રાજ્યધાની મદુરા, ચોલ જેની ઉત્તરે પનાર નદી અને દક્ષિણે પાંડય હતાં; જ્યારે કેરલપુત્ર, પછીથી મલબાર, તેની અને પશ્ચિમ સમુદ્રની વચ્ચે હતું; અને વર્તમાન માંગલોરની આસપાસ સત્યપુત્ર નામક નાનું રાજ્ય હતું. તામિલ પ્રદેશ ધનવાન અને સુધરેલો હતો, અને તેમાં મહાન વ્યાપારી લોકો વસતા હતા. તેઓ મુખ્યત્વે મરી, મોતી, અને નીલમણિ નિકાસ કરતા, અને વિશેષે કરીને ઇજીપ્ત અને રોમ સાથે પ્રચંડ વ્યાપાર કરતા. સ્ટ્રેબોના કથન અનુસાર ઇ. પૂ. ૨૦ માં ઓગસ્ટસ સીઝરને અભિનંદન આપવાને એક એલચીમંડળ ગયાની વાત આપણે વાંચીએ છીએ. મુખ્ય માર્ગો ઇરાની અખાત અને રાતા સમુદ્ર મારફતે હતા, ચોમાસાની મોસમમાં મે થી ઑગસ્ટ સુધી વ્યાપારીઓ શાંત રહેતા. મૅરીનો સૅન્યુડો નામક એક વેનીસના ઉમરાવે કહ્યું છે કે, ચૌદમા સૈકામાં નાના કદનો અને ભારે કીંમતનો માલ—તેજાના, મોતી, રત્નો—ઇરાની અખાતના એક બંદરે જતો, ત્યાંથી તીગ્રીસ નદી દ્વારા બસરા અને ત્યાંથી બગદાદ જતો. વધારે વજનદાર માલ રાતા સમુદ્રમાં થઇને જતો, રણ ઓળંગીને નાઇલ નદીમાં થઇ એલેક્ઝાન્ડ્રીઆ જતો. રોમની શાહી રાજસભામાં ઢાકાનાં વસ્ત્રો પ્રિય પોશાક ગણાતાં હતાં આ રોમન વ્યાપારને લીધે ઇ. સ. પ્રથમ અને દ્વિતીય સૈકાઓમાં તામિલોમાં રોમન સંસ્થાનોની સ્થાપના થઇ, રોમન સીક્કાઓ ફરતા થયા, અને પશ્ચિમમાંનાં કેટલાંક તાંબાનાં વાસણો નીલગિરિ પર્વતોમાં ખોદી કાઢવામાં આવ્યાં છે. પ્રથમ ત્રણ સૈકાંમાં તામિલ સાહિત્યનો પુષ્કળ વિકાસ થયો, અને સંગીત, ચિત્રકળા અને શીલ્પ આબાદ બન્યાં.

"મદ્રાસ ઇલાકાના રાજ્યતંત્રના પુસ્તક" માં રામાયણના પ્રસંગો ઇ. પૂ. ૨૦૦૦ માં બનેલા જણાવવામાં આવ્યા છે, ( હિન્દુ દષ્ટિબિંદુએ એ સમય હાસ્યાસ્પદ રીતે અર્વાચીન છે ). તેમાં કહેવામાં આવ્યું છે કે, દક્ષિણ હિન્દના મહર્ષિ અગસ્ત્યને રામ મળ્યા હતા; અને એક પ્રાચીન પાંડય રાજા, કુલશેખર પર અગસ્ત્યનો પુષ્કળ પ્રભાવ પડતો હતો. આપણા કાર્યને માટે ઇ. પૂ. ૫૪૩ માં તે રાજ્યનું અસ્તિત્વ જે સ્થિતિમાં હતું, તે આપણે લઇશું, જે સમયે ગંગાના પ્રદેશમાંથી વિજયે સીલોન પર આક્રમણ કર્યું, અને રાજ્યકર્તા પાંડયરાજાની પુત્રી સાથે લગ્ન કર્યું. રાજધાની મદુરા વિદ્યાને માટે સુપ્રસિદ્ધ હતું, ત્યાં વિદ્વાન પુરુષોની મંડળીનો એક વિખ્યાત સંઘ હતો, અને તેમાં કુરાલ નામક સુવિખ્યાત કાવ્યનો કર્તા તિરુવલ્લુવર હતો.[1] પાંડય રાજ્યનાં ચોલ સાથેના સંગ્રામો અને સીલોન પર તેના આક્રમણોની કથા તે રાજ્યની બલવાન સ્થિતિ દર્શાવે છે; અને અનેક ચઢતીપડતીઓમાંથી પસાર થઇને તે ૧૭૩૧ સુધી ચાલુ રહ્યું, જ્યારે છેલ્લો હિન્દુ રાજા પોતાની પાછળ મીનાક્ષી અમ્મલ નામક વિધવા મુકીને મૃત્યુ પામ્યો, તેણે એક પુત્ર દત્તક લીધો, પરન્તુ તેની પર હુમલો કરવામાં આવ્યો, દગો થયો, અને ત્રિચિનોપોલીના કીલ્લામાં તેણે વિષ લઇને આત્મઘાત કર્યો, "ઐતિહાસિક" કાળમાંના ૨૦૦૦

---

૧ કુરાલનો સમય વિવાદગ્રસ્ત છે. રા. વી કનકસભાઇ "૧૮૦૦ વર્ષ પૂર્વેના તામીલો" નામક ગ્રંથમાં તેનો સમય ઇ. સ ૧૦૦ અને ૧૩૦ વચ્ચે જણાવે છે. ડૉ. કે. ગ્રોલે તેનું જર્મન ભાષાંતર કર્યું છે, તે કહે છે કે, ઇ. સ. ૨૦૦ અને ૮૦૦ ની વચ્ચે. રેવરંડ મી. પોપે તેનો અંગ્રેજી અનુવાદ કર્યો. તે કહે છે કે, ઇ. સ. ૮૦૦ થી ૧૦૦૦. 'એન્સાઇક્લોપીડીઆ બ્રિટાનીકા' ૯ મા અથવા ૧૦ મા સૈકાથી ૧૩ મું સૈકું જણાવે છે.

વર્ષથી વધારે સમયના રાજ્યનો ભયાનક ૧૮ મા સૈકામાં શોચનીય અંત આવ્યો.

આપણે જોયું છે તે પ્રમાણે ચોલ રાજ્ય અશોકના સમયમાં સ્વતંત્ર હતું, અને પાંડયની માફક સક્રિય વ્યાપાર કરતું, બંગાળી ઉપસાગર અને હિન્દી મહાસાગરદ્વારા તે પોતાનાં વહાણો પૂર્વમાં મોકલતું, અને આંતરિક વ્યાપાર પણ ચલાવવામાં આવતો હતો, પૂર્વનો માલ કેરલ જતો અને કેરલથી ઇજીપ્તનો વ્યાપારી માલ ચોલમાં આવતો. ચોલ અને પાંડય ઉભય રાજ્યોને પહ્લ્લવોની લૂટફાટોથી ઘણું સહન કરવું પડયું હતું, કેટલાકો ધારે છે કે તે પહ્લવો વાયવ્ય હિન્દ પર આક્રમણ કરનાર પાર્થીઅન પહ્લવોની દેશમાં પ્રવેશ કરતી એક શાખાના હતા. પહ્લવો કાંચીમાં સ્થાયી થઇ રહ્યા હતા, અને હુએન્ ત્સાંગે જ્યારે ઇ. સ. ૬૪૦ માં કાંચીનાં દર્શન કર્યાં ત્યારે તે કહે છે કે, ચોલ લોકો તે સમયે અવનત અવસ્થામાં હતા. પહ્લ્લવોની મુકરર સરહદ ન હતી, પરન્તુ લૂટફાટ કરનારી ટોળી તરીકે જીવન ગાળતા એમ કહેવાય છે; આ ભાગ્યે સંભવિત હોય એમ લાગે છે, કેમકે ઇ. સ. ના ચોથાથી આઠમા સૈકા સુધી તેઓ બળવાન્ હતા, પરન્તુ આશરે ૮૮૦ અને ૯૦૭ ની વચ્ચે ચોલ રાજા આદિત્યે તેમને કચડી નાખ્યા તેથી સર્વને સંતોષ થયો. ત્યાર પછી ચૌદમા સૈકાના આરંભ સુધી ચોલ રાજ્ય વિકાસ પામ્યું અને આબાદ બન્યું; ભિન્નભિન્ન સમયે તેની રાજ્યધાનીઓ નીચે પ્રમાણે હતી; યૉરીઆર, ત્રિચિનોપોલીનું એક પરું, કુંભકોનમ અને તાંજોર. ૧૩૧૦ માં દક્ષિણ હિન્દ પર મહોમેદનોએ આક્રમણ કર્યું તેથી તે નિર્બળ બની ગયું, અને જોકે આક્રમણ કરનારાઓને ૧૩૪૭ માં એકવાર ફરીથી હાંકી કાઢવામાં આવ્યા હતા તથાપિ ત્યાર પછી ચોલ શીઘ્ર અદૃશ્ય થાય છે.

કેરલ પશ્ચિમ કીનારે આવેલું હતું, વર્તમાન ત્રાવણકોર, કોચીન અને મલબારનો તેમાં સમાવેશ થતો હતો, અને તેનો ઇજીપ્ત અને અરબસ્તાન સાથે મુખ્યત્વે વ્યાપાર ચાલતો હતો. હમણાંનાં વર્ષોમાં તેનો ઇતિહાસ મોટે ભાગે પુનઃપ્રાપ્ત કરવામાં આવ્યો છે, અને તે રસથી ભરપૂર છે, તેનો ઘણો ખરો ભાગ પ્રાચીન ભૂતકાળથી વર્તમાનકાળ સુધી પોતાનાજ રાજાઓના હાથ તળે અખંડ રહ્યો છે. પશ્ચિમની સાથેના નિત્ય સંસર્ગને લીધે કેરલમાં ક્રીશ્ચીયાનીટીનો પ્રવેશ વહેલો થયલો હતો. કેટલાકો કહે છે કે, એસ. થોમસે ઇ. સ. ના પ્રથમ સૈકામાં તેને દાખલ કરી હતી; વિન્સેન્ટ સ્મીથ સહિત બીજાઓ કહે છે કે છઠ્ઠા સૈકામાં સીરીઅન દેવળ તરફથી તે દાખલ કરવામાં આવી હતી. એ બાબત આપણે માટે મહત્ત્વની નથી, કેમકે ક્રીશ્ચીઆનીટીએ કેરલની બહાર પ્રગતિ કરી ન હતી, અને હિન્દના દીર્ઘ અને આબાદ જીવનમાં તે કારણભૂત નથી. વ્યાપાર કરતી યુરોપી કંપનીઓની સાથે અને તેની સત્તા અને આબાદાનીના વિનાશ સાથે તે (ક્રીશ્ચીયાનીટી) હિન્દમાં આવી.

ઉત્તર હિન્દમાં, વાયવ્ય સરહદની પેલીમેરનાં બલવાન્ રાજ્યોને લીધે, અને ચીન અને મધ્ય એશિઆનાં આક્રમણો અને દેશમાં આવનારાઓને લીધે, મૌર્ય સામ્રાજ્યના ભંગથી અનેક સૈકાં સુધી તોફાની સંયોગો ચાલુ રહ્યા; બૅક્ટ્રીઆ અને પાર્થીઆ પર ગ્રીક રાજાઓ રાજ્ય કરતા હતા તેમણે ઇ. પૂ. ત્રીજા સૈકાની મધ્યમાં સેલ્યુકીડીની ધુંસરી ભાગી નાખી અને સ્વતંત્ર બન્યા, તેઓ વખતો વખત વાયવ્ય જીલ્લાઓ પર આક્રમણો કરતા, અને આશરે ઇ. પૂ. ૧૯૦ થી ઇ. સ. ૯૦ સુધીમાં પંજાબનો અને સીંધુની ખીણનો ઘણો ભાગ ગ્રેકો–પાર્થીઅન રાજ્ય હેઠળ ચોક્કસ હતો ( ઇંડો–પાર્થીઅન અથવા ઇંડો–ગ્રીક ), અને આશરે ઇ. સ. ૯૦ માં એમને કુસ્તાનોએ અંતે કચડી નાખ્યા. આ આક્રમણોથી બહુ થોડી અસર થઇ અને બહુ ઓછો વિનાશ થયો. અસંખ્ય ભટકતી ટોળીઓની વાત ભિન્ન હતી, કેમકે તે મધ્ય એશિઆના ઉચ્ચ પ્રદેશો અને ચીનમાંથી ઉતરી આવી હતી, અને ઇ. સ. પૂર્વે ૧૭૦ પછીથી તે જેમ જેમ પસાર થતી ગઇ તેમ તેમ વિનાશ કરતી ગઇ તેમાંની કેટલીક કાઠિયાવાડમાં પણ આવી પહોંચી, જ્યાં સ્થિર થઇ રહી, સકવંસની સ્થાપના કરી, અને ઇ. સ. ૩૯૦ માં

તે વંશનો નાશ થયો. એમાંના ચીનમાંના યુક્-ચી લોકોએ ઇંડો-પાર્થીઅન રાજ્યનો વિનાશ કરીને પોતાની ચોક્કસ સ્થાપના કરી, અને પહેલા અને બીજા કાડફીસીસ હેઠળ તેમણે પોતાનો કુશાન વંશ સ્થાપ્યો; બીજા કાડફીસીસે આશરે ઇ. સ. ૯૯ માં પોતાના વિજયો જાહેર કરવાને માટે રોમના ટ્રાજન સન્મુખ એક એલચી મંડળ મોકલ્યું હતું. હિન્દના સમગ્ર વાયવ્ય પ્રદેશ ઉપર તે રાજ્ય કરતો, પૂર્વ બિંદુએ બનારસથી હિન્દુકુશ સુધી અફઘાનીસ્તાન ઉપર, અને તેની પછીના રાજાએ કાશ્મીર ઉમેર્યું. આ રાજા કનિષ્ક, (આશરે ઇ. સ. ૧૨૦ –૧૫૦) પોતાના પ્રખ્યાત બુદ્ધિષ્ટ મીનારાને લીધે પ્રસિદ્ધ થઇ ગયો છે-બુદ્ધિષ્ટ કેળવણીને માટે તેણે બાંધેલો સુંદર આશ્રમ નવમા સૈકામાં હજી અસ્તિત્વમાં હતો, અને તેણે બોલાવેલી બુદ્ધિષ્ટ-સભા કાશ્મીરમાં એકઠી મળી હતી, જેમાં અશ્વઘોષને ઉપ-પ્રમુખપદ આપવામાં આવ્યું હતું. દક્ષિણમાં આંધ્ર રાજ્યનો નાશ થયો, લગભગ તે સમયે હિન્દમાં ત્રીજા સૈકામાં તે વંશનો અંત આવ્યો. પરન્તુ કુશાન રાજાઓ પાંચમા સૈકામાં કાબુલમાં રાજ્ય કરતા હતા, જે સમયે હૂન્સે તેમને જીતી લીધા.

## એક બીજું સામ્રાજ્ય.

આશરે ઇ. સ. ૨૪૦ થી ઇ. સ. ૩૦૮ સુધીનાં સીત્તેર વર્ષમાં અંધકારનું આવરણ ઉત્તર હિન્દપર ફરી વળ્યું છે, અને ઇતિહાસની દૃષ્ટિમાંથી તેને ઢાંકી દે છે તે સમયે કુશાન રાજ્ય અદૃશ્ય થયું. તેમાંથી એક બીજું વિશાળ સામ્રાજ્ય ઉદ્ભવે છે, જે સમયે પાટલીપુત્રમાં રાજ્ય કરતો રાજા ચન્દ્રગુપ્ત લીચ્છવી રાજકુંવરી કુમારી દેવી સાથે લગ્ન કરે છે અને તે રાજદંપતી બંને મળીને બિહાર, અયોધ્યા, તિરહુત અને કેટલાક પાડોશના દેશોના બનેલા રાજ્યનું રાજ્યતંત્ર ચલાવે છે. પ્રથમ ચન્દ્રગુપ્ત "મહારાજાધિરાજ" બન્યો, અને ઇ. સ. ૩૨૦ ની ૨૮ મી ફેબ્રુઆરીથી ગુપ્ત સંવત્ ચલાવ્યો. તેને સમુદ્રગુપ્ત નામનો પુત્ર જન્મ્યો, જેણે આશરે ઇ. સ. ૩૨૬ થી ૩૭૫ સુધી રાજ્ય કર્યું, અને નવીન સામ્રાજ્ય સ્થાપ્યું.

તેણે ગંગાના પ્રદેશના સર્વ સરદારોને તાબે કર્યા, અને પછી મધ્ય ભાગના સરદારોને તાબે કર્યા, પછી દક્ષિણ પર આક્રમણ કર્યું. તે પૂર્વ કીનારે જતો અને પશ્ચિમ કીનારે પાછો ફરતો, પરન્તુ દક્ષિણ રાજ્યોપર આક્રમણ કરતો અને પ્રચંડ લૂંટ એકઠી કરતો, દક્ષિણનાં રાજ્યો પોતાના કબજામાં લેતો નહિ; તેના સામ્રાજ્યમાં તેણે નીચેના પ્રદેશનો સમાવેશ કર્યો હતો– અર્ધ બંગાળ, હુગલીથી પશ્ચિમે, અને ગુજરાત સહિત હિન્દની આરપારનો સઘળો પ્રદેશ, જેની દક્ષિણ સરહદ પર નર્મદા આવેલી હતી, મધ્ય અને સંયુક્ત પ્રાંતો, પંજાબનો અર્ધો ભાગ, તેના લગભગ બાકીના સઘળા ભાગ સહિત, અને તેના સંરક્ષણ હેઠળ રાજપુતાના, અને સરહદની પેલી મેર આવેલાં ઘણાં રાજ્યો અને દક્ષિણ તેને સર્વોપરી રાજા તરીકે સ્વીકારતાં હતાં; કદાચિત્ આશરે ઇ. સ. ૩૪૦ માં તેણે છેવટે અશ્વમેધ કર્યો. આશરે ઇ. સ. ૩૭૫ માં તે મૃત્યુ પામ્યો. તેની પછી તેનો પુત્ર બીજો ચન્દ્રગુપ્ત ગાદીએ આવ્યો, જેને કેટલીક વેળા ચન્દ્રગુપ્ત વિક્રમાદિત્ય કહેવામાં આવે છે. એજ નામના વિક્રમાદિત્યે ઇ. પૂ. ૫૬ માં સંવત્ ચલાવ્યો, તે રાજાના નામ સાથે એની સેળભેળ થવી ન જોઇએ; તેની રાજસભામાં સુપ્રસિદ્ધ કવિ–મંત્રી ભટ્ટમૂર્તિ હતો.

તેણે પોતાના સામ્રાજ્યમાં માળવા અને સૌરાષ્ટ્રનો વધારો કર્યો, સૌરાષ્ટ્રમાંથી શક વંશનો નાશ કર્યો, અને ઇ. સ. ૪૧૩ માં મૃત્યુ પામ્યો. ફા–હીઅન નામનો ચીનો પ્રવાસી પાંચમા સૈકાના પ્રારંભમાં હિન્દમાં આવ્યો હતો, તેણે સામ્રાજ્યમાં છ વર્ષો વ્યતીત કર્યાં; જેમાંનાં ત્રણ વર્ષો દરમ્યાન પાટલીપુત્રમાં આવેલા એક મોટા બુદ્ધિસ્ટ વિહારમાં તેણે સંસ્કૃતનું અધ્યયન કર્યું હતું. પ્રજાનાં ધન, આબાદાની, સદ્ગુણ અને સુખને માટે, અને તેઓ જે પુષ્કળ સ્વતંત્રતાનો ઉપભોગ કરતા તેને માટે તે ઊંડું સાનંદાશ્ચર્ય દર્શાવે છે. "જેમને જવું હોય તે જાય; જેમને રહેવું હોય તે રહે." ઘણાખરા અપરાધોને માટે દંડની સજા કરવામાં આવતી હતી, દેહાંતની સજા કરવામાં આવતી નહિ, અને ન્યાયની અદાલતોમાં જુલમની વાત ન હતી. તથાપિ પુનઃ પુનઃ બંડ

કરવામાં આવે તો જમણો હાથ કાપી નાખવાની સજા કરવામાં આવતી, " પરન્તુ એવો દંડ અપવાદરૂપ હતો. " માર્ગો સહીસલામત હતા, કેમકે ફા-હીઅનના સર્વ પ્રવાસોમાં એક વેળા પણ લૂંટારાઓએ તેની પર હુમલો કર્યો ન હતો. " તેઓ ડુક્કરો અથવા મરઘાં રાખતા નથી, પશુઓનો વ્યાપાર થતો નથી, કસાઇઓની દુકાનો અથવા દારૂ ગાળવાની દુકાનો નથી." " કોઇ સજીવ પ્રાણીની કોઇ હીંસા કરતું નથી, અથવા દારૂ પીતું નથી, અથવા કાંદા કે લસણ ખાતું નથી. " ધર્માદા સંસ્થાઓ અનેક હતી, રસ્તાઓ પર વિશ્રામગૃહો રાખવામાં આવતાં હતાં. રાજધાનીમાં મફત દવાખાનું હતું, જેનો નીભાવ ધનિકોએ સ્વેચ્છાથી આપેલાં નાણાં વડે ચાલતો હતો. ફા-હીઅન કહે છે:

"અહીંયાં સર્વ પ્રકારના વ્યાધિઓથી પીડાતા, સર્વ ગરીબ અને સાધનહીન દર્દીઓ આવે છે. તેમની સારી રીતે સંભાળ રાખવામાં આવે છે, અને એક ડોકટર તેમના ઉપચારો કરે છે; તેમની આવશ્યકતાઓ પ્રમાણે તેમને ખોરાક અને ઔષધ આપવામાં આવે છે. આ પ્રમાણે તેમને તદ્દન સુખી કરવામાં આવે છે, અને જ્યારે તેઓ સારા થાય છે ત્યારે તેઓ જાય છે "

( યુરોપમાં પ્રથમ દવાખાનું સાતમા સૈકામાં મેઇસોં દ્યુ નામક પેરીસમાં હતું. ) એટલું સ્મરણમાં રાખવા યોગ્ય છે કે, રાજા હિન્દુ હતો અને ફા-હીઅન બુદ્ધીસ્ટ હતો, એટલે તે અતિપ્રશંસા કરે એવો સંભવ ઓછો હતો.

કેટલાકો ધારે છે કે, મહાન્ પુરાણો અને કાયદાનાં ધર્મશાસ્ત્રોનું ઉદ્ભૂત સંસ્કરણ આ સમયે થયું હતું. એટલું તો નિશ્ચિત છે કે, સંસ્કૃતને માટે પુષ્કળ માન દર્શાવવામાં આવતું, અને ત્યારે કલા આબાદ બની હતી, અને શીલ્પકલા અલંકૃત અને ભભકદાર બની હતી.

ચંદ્રગુપ્તનો પુત્ર, પ્રથમ કુમારગુપ્ત ઇ. સ. ૪૧૩ મા ગાદીએ આવ્યો, અને વિન્સેન્ટ સ્મીથ ધારે છે કે તેણે પોતાના સામ્રાજ્યમાં વધારો કર્યો હોવો જોઇએ; કેમકે તેણે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો; તે ૪૫૫ માં મૃત્યુ પામ્યો, અને પોતાની પાછળ પોતાના પુત્ર સ્કંદગુપ્તને મુકતો ગયો; જેને સામ્રાજ્યનો બોજો ઉઠાવવો પડયો અને ચઢી આવતા હુન લોકો સામે થવું પડયું. જો યુવરાજ તરીકે નહિ તો પોતાના રાજ્યના પ્રારંભમાં તેણે તેમનો પરાજય કર્યો, પરન્તુ આશરે ૪૭૦ માં તેઓ પાછા ફર્યા અને તેની પર સખ્ત દબાણ કર્યું. અને દશ વર્ષ પછી જ્યારે તે મૃત્યુ પામ્યો ત્યારે તેની સાથે સામ્રાજ્ય મૃત્યુ પામ્યું, જો કે તેનો ઓરમાઇ ભાઇ તેની ગાદીએ આવ્યો અને તેના મધ્યસ્થળ મગધમાં રાજ્ય કર્યું, અને ઇ. સ. ૭૨૦ સુધી તે કુટુંબ ત્યાં ચાલુ રહ્યું; ગુપ્ત કુટુંબના અન્ય વંશજોએ અન્ય વિભાગોમાં રાજ્ય કર્યું, અને પંજાબમાં થાણેશ્વરનો હર્ષ સુપ્રસિધ્ધ થઇ ગયો છે, તેની દાદીમા તે વંશની હતી.

હુન લોકોના આગમનને લીધે સામ્રાજ્યનો અધઃપાત થયો. તેમના બે પ્રબળ પ્રવાહોએ હિન્દ અને યુરોપ પર આક્રમણ કર્યું, ઇરાનને કચડી નાખ્યું, અને સુધરેલી દુનીયા પર તેઓ ફરી વળ્યા યુરોપ અને ઉત્તર હિન્દ તેમણે ઉજ્જડ કર્યા પછી છઠ્ઠા સૈકાના મધ્ય ભાગમાં તુર્કોએ તેમની સત્તા તોડી.

હર્ષ ઇ. સ. ૬૦૬ મા ગાદીએ આવ્યો, તેણે ગુપ્ત સામ્રાજ્યનો પુનરૂધ્ધાર કર્યો અને પૂર્વમાં કેટલોક વધારો કર્યો, પરન્તુ તેમાં રજપુતાનામાં ધડાકો થયો હતો. હુઆન્ ત્સાંગ ઇ સ. ૬૩૦ અને ૬૪૪માં હિન્દમા આવ્યો હતો તેણે તેના રાજ્યની બહુ પ્રશંસા કરી છે, પરન્તુ ગુપ્ત રાજયતંત્રની સપાટીએ તે પહોંચ્યું ન હતું. વિગ્રહનાં અનેક વર્ષો પછી હુઆન્ ત્સાંગે હર્ષને બુધ્ધ ધર્મ તરફ ન્યૂનાધિક પ્રમાણમાં આકર્ષ્યો, અને તે ધાર્મિક વિવાદોનો શોખીન હતો, તેની વિધવા ભગિનીને પણ એવો શોખ હતો, તે તેની સાથે તેમાં હાજર રહેતી અને તે બહુ વિદુષી વનિતા હતી. તે ઇ. સ. ૬૪૮ માં મૃત્યુ પામ્યો. તેના મૃત્યુ પછી ગુપ્તવંશના આદિત્યસેને અશ્વમેધ કર્યો, જેનું ચોક્કસ કારણ ઇતિહાસમાં જાણવામાં નથી; ત્યાર પછીથી એવો યજ્ઞ થયલો

હોવાની નોંધ નથી. હર્ષના મૃત્યુ પછી ચોસઠ વર્ષો પછી ઇ. સ. ૭૧૦-૧૧ માં બસરામાંથી આરબો-જેમણે મકરાન ( બલુચીસ્તાન ) જીતી લીધું હતું અને ઈ. સ. ૬૪૪ સુધીમાં ત્યાં સ્થાયી થઇ રહ્યા હતા-મહમ્મદ બીન્ કાસીમની સરદારી હેઠળ ચઢી આવ્યા, તેમણે સીંધુ નદી ઓળંગી, સીંધ ઉપર ફરી વળ્યા, જે ત્યાર પછી મુસલમાનોના હાથમાં રહ્યું, અને રાજપુતાનામાં આગળ વધ્યા. ચિતુરનો મોરી, ૧૫ વર્ષનો તરૂણ બાપ્પા તેમની સામે લશ્કર લઇ રણમાં ઉતર્યો અને તેમનો પરાજય કર્યો, પરન્તુ હિન્દના ક્ષિતિજપર ઇસ્લામના અર્ધચન્દ્રનો ઉદય થઇ ગયો હતો, નવીન યુગનો પ્રારંભ થઇ ચુકયો હતો.

મહોમેદન ચઢાઇઓનું અવલોકન કરતા પહેલાં આ સ્થળે ક્ષણવાર થોભવું જોઇએ, કેમકે ભટકતા લોકો અને હુન લોકો જ્યાં જ્યાં ધસારા કરીને થોડા સમય સુધી દેશના કેટલાક ભાગને ઉજ્જડ કરતા તે સ્થળો સિવાય હિન્દી પ્રજાનાં સામાન્ય આબાદાની અને સુખની નોંધ પાશ્ચાત્ય ઇતિહાસકારોએ લીધી નથી. સેમિરામીસથી મહમ્મદ ઘોરીના ૩,૦૦૦ વર્ષોના સ્વીકૃત સમયમાં-તેની પહેલાંનાં " અગણિત સૈકાઓ " વિષે કાંઇ પણ ન કહીએ તોયે-લોકના સમૂહોનાં ધન, વ્યાપાર અને સુખ તરફ તેમણે દષ્ટિ કરી નથી, અને સ્થાનિક યુદ્ધો પર પોતાની દષ્ટિ સ્થિર કરી છે, ધનના પ્રચંડ સંગ્રહની તેમણે અવગણના કરી છે, જે ઉપરથી સાબીત થાય છે કે, પ્રજાનાં ઔદ્યોગિક જીવન અને આબાદાની ઉપર અલ્પાયુ અને સ્થાનિક તોફાનોની કાંઇ અસર થઇ ન હતી, અને સંતોષ અને પ્રગતિના પ્રચંડ પ્રવાહમાં તે વધતાં ચાલ્યાં. ગામડીઆઓના વિગ્રહની પૂર્વે જર્મનીની સ્થિતિ સાથે, મહાન્ ઉત્ક્રાન્તિની પૂર્વે ફ્રાન્સની સ્થિતિ સાથે આનો મુકાબલો કરવામાં આવે તો પાશ્ચાત્ય પ્રજાઓને જ્ઞાન થવા લાગશે કે, પૌર્વાત્ય પ્રજાઓને પોતાને વિષે કાંઈ કહેવાનું છે, અને વિદેશીય રાજ્યનાં ".સુખો " નો સંપૂર્ણ સ્વીકાર હિન્દમાં કરવામાં આવતો નથી.

આનું એક અતિ . પ્રચંડ ઉદાહરણ-ઈ. સ. ૬૪૪ માં પ્રયાગ ( અલ્લાહાબાદ ) માં ગંગા યમુનાના સંગમ ઉપર હર્ષે કરેલો પંચોતેર દિવસોનો ઉત્સવ છે, જેમાં હુઆન્ ટ્સાંગ હાજર હતો. આગલાં પાંચ વર્ષોનો ધનસંગ્રહ સાધુ સંન્યાસીઓ અને ગરીબ લોકોને વહેંચી આપવાને માટે " પોતાના પૂર્વજોના રીવાજ અનુસાર " ત્રીશ વર્ષો સુધી પ્રતિ પાંચ વર્ષે હર્ષે આવો ઉત્સવ કર્યો હતો. આશરે પાંચ લાખ લોકો એકઠા થતા, પ્રથમ ત્રણ દિવસોમાં બુદ્ધ, સૂર્ય અને શિવનું નામ દઇને દાન આપવામાં આવતું; ચોથે દિવસે ૧૦,૦૦૦ બુદ્ધધર્મી સાધુઓને, પ્રત્યેકને ૧૦૦ સોના મહોરો, એક મોતી અને એક રૂનું વસ્ત્ર આપવામાં આવતાં હતાં; ત્યાર પછી વીસ દિવસો સુધી બ્રાહ્મણોને દાન આપવામાંઆવતું, દશ દિવસો સુધી "નાસ્તીકો"ને દાન અપાતું; એક માસ સુધી ગરીબોને, અપંગોને અને અનાથોને. અશ્વો, હસ્તીઓ અને સેનાની સામગ્રી સિવાય હર્ષ પોતાનાં અંગત ઝવેરાત સહિત સર્વસ્વ આપી દેતો. અને આ પ્રમાણે પ્રતિ પાંચ વર્ષે થતું. આ મહોત્સવ પ્રતિ બાર વર્ષે અદ્યાપિ કરવામાં આવે છે, પરન્તુ રાજા હર્ષ નથી અને દાન પણ અપાતું નથી. તેમજ, એવો રાજા હોય તો પણ દેશમાં આવો પાંચવાર્ષિક ધનસંગ્રહ થઇ શકે નહિ. ઇસ્ટ ઇંડીઆ કંપનીના આગમન સમયે જે મહાન્ વ્યાપારી, કારીગરી કરનાર અને વ્યાપાર ચલાવનાર વર્ગો અસ્તિત્વમાં હતા, તેને માત્ર એક પ્રચંડ અને આબાદ અંગની મજુરી કરનાર વર્ગજ શકય બનાવી શકે; ઇતિહાસ આ સત્ય વાતોની સાક્ષી પૂરે છે. સમ્રાટો, રાજાઓ અને સરદારો પાસે અનર્ગલ દ્રવ્ય હતું, કેમકે તેઓ દ્રવ્યવાન્ લોકો પર રાજ્ય કરતા હતા, અને તેમની આબાદાનીને પોષતા હતા. સર વિલિયમ્ હંટરે લખ્યું ત્યારે " ૪,૦૦,૦૦,૦૦૦ લોકોને કદાપિ પેટ ભરીને ખોરાક મળતો ન હતો; " અને તેના કરતાં વધારે મોટી સંખ્યા આજે તે સ્થિતિમાં છે.

જ્યાં સુધી પ્રજાની અંદર અંદર, હિન્દુ રાજ્યો વચ્ચે યુદ્ધો થતાં હતાં ત્યાં સુધી શાંતિ મહાશક્તિઓ:યુદ્ધ કરવાનું કાર્ય, ક્ષત્રિયોને સોંપ્યું

હતું; ગ્રામ્ય સંસ્થાની, સર્વવ્યાપક પંચાયતો સંપૂર્ણ મહત્ત્વનું ગ્રામ્ય-જીવન શાંત પ્રકારે ચલાવતી હતી, અને હુઆન દ્સૅાગ નોંધ લે છે કે, જ્યારે નજીકમાં યુદ્ધ ચાલી રહ્યું હોય ત્યારે ગ્રામ્યજનો શાંતિથી પોતાનું ખેતીવાડીનું કાર્ય કર્યા જતા હતા; સંગ્રામ કરતા સરદારોની રાજ્યનીતિ ગ્રામ્યજનોનું રક્ષણ કરવાની હતી. કેમકે તેમની મજુરી ઉપર તેઓ જે દેશપર રાજ્ય કરવાની આશા રાખતા તેની આબાદાનીનો આધાર હતો. ફક્ત હન લોકો જેવા લૂંટ કરનારાઓ પ્રદેશ ઉજ્જડ કરતા અને તેમનાં એ કાર્યો સ્થાનિક હતાં.

સામાન્ય જીવન સ્વરૂપ ફેરફાર સહિત કેટલું બધું ચાલે છે, તેનો ખ્યાલ આજે મલબારના જીવનની સાથે તેજ જીલ્લામાં ઇ. સ. ૧૨૯૨ માં તે સમયના કેરલમાં માર્કો પોલોએ કરેલા અવલોકનના વર્ણન સાથે મુકાબલો કરતાં આવી શકશે. તેણે કહ્યું છે કે, લોકો માત્ર એક વસ્ત્ર પરિધાન કરે છે. સ્ત્રીઓ પોતાના મૃત પતિઓ સાથે બળી મરે છે. ઘણા ગોપૂજા કરે છે. તેઓ પોતાનાં ગૃહો ગાયના છાણથી લીંપે છે અને જમીનપર બેસે છે. તેઓ તંબોલ ચાવે છે. કેઇલ ( તિનેવેલીમાં કન્યાલ ) મોટું અને ઉમદા શહેર છે, જ્યાં પશ્ચિમમાંથી આવતાં સર્વ વહાણો બંદર કરે છે. કોઇલુમ ( ક્વીલોન ) માં સુંઠ, મરી અને સુંદર ગળી પાકે છે. અનાજ ઉગાડવામાં આવતું નથી, માત્ર ચોખા. ગોઝરાત ( ગુજરાત ) માં મરી, સુંઠ, ગળી અને કપાસ પાકે છે અને સુંદર ચટાઇઓ બનાવવામાં આવે છે. થાણા ( મુંબાઇની પાસે ) ચામડું, સાબરશીંગુ અને ર નિકાસ કરે છે અને સોનું, ચાંદી, ત્રાંબુ અને બીજી ચીજો આયાત કરે છે. સુંદર સાબરશીંગાં ઘણા મોટા પ્રમાણમાં નિકાસ કરવામાં આવ્યા હોય એમ લાગે છે. ૧૪ મા, ૧૫ મા અને ૧૬ મા સૈકામાં અન્ય પ્રવાસીઓ એવી સાક્ષી આપે છે. હજારો વર્ષો સુધી હિન્દનો વ્યાપાર પ્રચંડ હતો, અને પ્લીની ધી એલ્ડર પોતાના " નેચરલ હીસ્ટરી " નામક ગ્રંથમાં ( આશરે ઇ. સ. ૭૭ )[1] ફર્યાદ કરે છે કે રોમન સામ્રાજ્યમાંથી હિન્દ, અરબસ્તાન, અને ચીનમાં પ્રતિ વર્ષ જતા સોનાનું શોષણ ૧૦,૦૦,૦૦,૦૦૦ સેસ્ટર્સીઆથી કદાપિ ઓછું હતું નહિ, " તેના બદલામાં તેનો પોતાનો માલ આવે છે, જે મૂળ કીંમત કરતાં પુરેપુરી સોગણી કીંમતે વેચવામાં આવે છે. " તે કટાક્ષ પૂર્વક કહે છે, " આપણા ભોગવિલાસો અને સ્ત્રીઓને લીધે આપણને તેટલો ખર્ચ થાય છે. "[2]

## હિન્દમાં ઇસ્લામ.

હવે હિન્દના ઇતિહાસમાં એક નવીન તત્ત્વ પ્રવેશ કરે છે; એ તત્ત્વને પચાવવાની ક્રિયા અદ્યાપિ ચાલુ છે, તેનાથી ઉભય પક્ષોમાં અનિવાર્ય પ્રકારે ખળભળાટ અને પુષ્કળ અનિષ્ટ લાગણી ઉત્પન્ન થયાં, પરન્તુ હિન્દી પ્રજાના બાંધકામમાં અત્યંત મૂલ્યવાન દ્રવ્યો તેણે આપ્યા, રાષ્ટ્રીયત્વને તેણે સમૃદ્ધ બનાવ્યું અને તેના બહુ-મુખી પ્રકારામાં નવાં મુખો ઉમેર્યાં. જેમ " સૅક્સન અને નોરમન અને ડેઇન, " અન્ય તત્ત્વોની વાત ન કરીએ તો, એ અંગ્રેજો છે, અને જેમ અંગ્રેજો અને સ્કૅાચ અને આઇરીશનું એક રાજ્ય બનેલું છે, અને આઠસો વર્ષો સુધી આયરીશો હજી ભળી ગયા નથી, તેમ હિન્દમાં હિન્દીઓ, ઇરાનીઓ ( પારસીઓ ) અને મુસલમાનોની અદ્યાપિ સંપૂર્ણ એક પ્રજા બની નથી, જોકે મોટી ઝડપથી તેઓ એક બનતા જાય છે. અત્યાર સુધી હિન્દમાં હિન્દુ પ્રજા હતી, હવે પૂર્વના જેટલીજ સંક્ષિપ્ત રીતે મહોમેદનોના હિન્દમાં પ્રવેશ અને તેમના સ્થિર થવાની રૂપરેખા આપણે દોરવી જોઇએ.

---

૧ આવૃતિ મેક્રીન્ડ, ક્રીપચીક, ૧૯૦૧ ગ્રંથ, ૬, પૃ. ૧૦૧. પાઠ જુદા જુદા છે, કેટલાક ૫૦×૧,૦૦,૦૦૦=૫,૦૦,૦૦,૦૦૦ આપે છે, બીજાઓ " ઇમ્પીરીયલ ગેઝેટીઅર " માં આપ્યા પ્રમાણે ૫, ૫૦,૦૦,૦૦૦ કહે છે.

૨ " હિન્દી સામ્રાજ્યનું ઈમ્પીરીઅલ ગેઝેટીઅર " એક બીજા પાઠમાંથી આ ૧૦,૦૦,૦૦,૦૦૦ માંથી ૫, ૫૦,૦૦,૦૦૦ હિન્દને ભાગ આવતા ગણે છે, અને તેની કીંમત ૪,૫૮,૦૦૦ પાઉંડ ગણે છે. આ ગણત્રીમાં પણ ખામી છે, કેમ કે સેસ્ટરશ્યમની કીંમત રૂ.૧ થી રૂ.૪ પેન્સ સુધી રહેતી હતી.

આપણે જોયું છે કે, આઠમા સૈકાના પ્રારંભમાં આરબોએ સીંધ પર આક્રમણ કર્યું અને તે જીતી લીધું, અને બાપ્પાએ તેમને રજપુતાનામાંથી પાછા હાંકી કાઢયા. રજપુતાનામાં રાજ્યોનો સમૂહ હતો, પ્રત્યેકમાં તેનો પોતાનો સરદાર હતો, તે યુદ્ધ-પ્રેમી, શૂરવીર અને એકમેક સાથે સદૈવ યુદ્ધ કરતા હતા, અને તેથી એક પયગંબર, એક ગ્રંથ, અને તે ઉભયનું સંરક્ષણ કરનારી તલવાર પર આધાર રાખનાર ધર્મના યોદ્ધાઓ સામે તે નબળો બચાવ કરતા હતા. સમગ્ર ઇતિહાસ શૌર્યપૂર્ણ, અદ્દભૂત પરાક્રમનો છે, તે પરાક્રમ અખંડ કલહોથી નિષ્ફલ બની જતું, અને તેથી દુશ્મન બનેલા બન્ધુ વિરૂદ્ધ સામાન્ય શત્રુ સાથે સકોપ મિત્રતા બંધાતી.

રજપુતો પાછા હઠયા ત્યાર પછી પંજાબ અને સીંધુના ઉપલા પ્રદેશના મોટા ભાગના બનેલા રાજ્યને જ્યારે ઇ. સં. ૯૮૬ માં અફઘાનીસ્તાન-ગીઝનીનો સુલતાન સબકતગીન ચઢી આવ્યો ત્યારે મુસ્લીમો સામે થવું પડયું, અને કેટલાક સંગ્રામો પછી તે પેશાવરમાં સ્થાયી થયો. તેના પુત્ર મહમ્મદે ઇ. સ. ૧૦૦૧ અને ૧૦૨૪ ની વચ્ચે હિન્દુસ્તાન ઉપર સત્તર ચઢાઇઓ કરી, તે દેશની અંદરના ભાગમાં ત્રણ માસની કુચ કરવાને ઓક્ટોબરમા નીકળતો, અને લૂંટથી સંતોષ પામતો ત્યારે પાછો ફરતો, પરન્તુ ઇ. સ. ૧૦૨૧ થી તેણે લાહોરનો મજબુત કબજો રાખ્યો હતો. તે ઇ. સ. ૧૦૩૦ માં મૃત્યુ પામ્યો. તે પછીનાં પાંચ સૈકાંમાં અખંડ કલહ થયો. સામ્રાજ્યના ભાગલા પડી ગયા હતા, પ્રત્યેક વિભાગનો પૃથક્ સરદાર હતો, અને તે પોતાના પાડોશી સાથે યુદ્ધ કરતો. હુન લોકોના રાજ્યથી વિભાગો પડેલા દેખાય છે. કોન્સ્ટન્ટીનોપલની સલ્તનત પડી ભાગ્યા પછી જેમ લૂંટારા બૅરનો યુરોપમાં યુદ્ધ કરતા હતા તે પ્રમાણે ટોળીઓ અને તેમના સરદારો હિન્દમાં યુદ્ધ કરતાં. આક્રમણ કરનારાઓએ તેનો કુદરતી લાભ લીધો, એમાથી કોઇ પણ બાજુનો, ખાસ કરીને વધારે નિર્બળ બાજુનો પક્ષ તેઓ કરતા, અને જ્યારે બલવાન પક્ષ કચડાઇ જાય ત્યાર પછી નિર્બળ પક્ષનો વિનાશ કરતાં. રજપુતાના અને પંજાબ ઉભયમાં રજપુત સરદારો પરસ્પર અખંડ યુદ્ધ કરતા હતા, અને અરેરે, રજપૂતોની વિરૂદ્ધ મુસ્લીમોનો પક્ષ લેતા, અને તેમાં જયાજય પ્રાપ્ત કરતા; ઇ. સ. ૧૧૬૪ માં દિલ્હીની ગાદીએ પૃથ્વીરાજ આવ્યો, તેણે મુસલમાનોને છિન્નભિન્ન કરીને લાહોરમાં પાછા હાંકી કાઢયા, પરન્તુ ૧૧૯૩ માં છેલ્લો સંગ્રામ કર્યો, શૂરવીર ચુનંદા રજપૂતો તેની પાસે હતા, પરન્તુ કેટલાક તેની વિરૂદ્ધ હતા, રાજાના રણક્ષેત્રમાં ઢગલા થયા ત્યાં સુધી તેમણે યુદ્ધ કર્યું, તેમાંના ૧૩,૦૦૦ "ઘગ્ગરના કીનારાઓ ઉપર નિદ્રાવશ થયા;" અને ભાટ ચારણોનો પ્રિય તે રાજા અરેરે, મૃત્યુની વ્યર્થ શોધમાં પોતાના પડી ગયલા અશ્વની હેઠળ પકડાઇ ગયો, તેને કેદ કરવામાં આવ્યો, તેને પકડનારાઓના એક મેંણાના પ્રત્યુત્તરમાં તેણે કટુ ઉપહાસ કર્યો અને ખંજરથી તેના પ્રાણ લેવામાં આવ્યા; દિલ્હીની હિન્દુ ગાદી ખાલી પડી. તેની પર પઠાણ બેઠા, રાજ્ય કરવા લાગ્યા, અને યુદ્ધ કર્યું, વિજય મેળવ્યો અને પરાજય પામ્યા; અને એ પ્રમાણે ઉત્તર હિન્દમાં દારૂણ સંગ્રામો થયા, અફઘાનીસ્તાનમાંથી ચઢાઇઓ કરવામાં આવી, અને પ્રતિસ્પર્ધી મહોમેદન સરદારો આવ્યા અને ફેરફારો થયા, પઠાણો, તાર્તારો, મુગલો, અંતે બાબર અને તેના તુર્કી અને મોગલો ઇ. સ. ૧૫૧૯, ૧૫૨૦ અને ૧૫૨૪ માં આવ્યા, અને છેવટે ૧૫૨૬ માં પઠાણ સુલતાન ઇબ્રાહીમ લોદી સાથે પાણીપતનું યુદ્ધ કર્યું, અને દિલ્હીમાં તેને હિન્દનો સમ્રાટ્ જાહેર કરવામાં આવ્યો. "મહાન્ મોગલોમા તે પ્રથમ હતો."

પરન્તુ ક્ષણભર આપણે બાજુએ ફરવું જોઇએ અને દક્ષિણનું વિહંગાવલોકન કરવાને પાછા દોડવું જોઇએ, જ્યાં કેટલાક સમય પછી મુસલમાનો અને હિન્દુઓએ રાજ્યને માટે યુદ્ધ કર્યું, અને અંતે મરાઠા સત્તાનો ઉદય થયો. આપણે જાણીએ છીએ કે, આશરે ઇ. સ. ૨૩૦ માં આંધ્ર રાજ્ય અદૃશ્ય થઇ ગયું હતું, અને નર્મદાની દક્ષિણે દખ્ખણનો વિશાળ ઉચ્ચ સમપ્રદેશ એક વાર ફરીથી બનાવોથી ભરપૂર ઇતિહાસનું દૃશ્ય રજુ કરે છે, જ્યારે અગ્નિ કુળના રજપુતો ચાલુકયો અથવા સોલંકીઓના એક કુટુંબના સરદારે દખ્ખણ જીતી લીધું અને

આશરે ઇ. સ: ૫૫૦ માં રાજ્ય સ્થાપ્યું, અને બિજાપુર જીલ્લામાં વાતપીમાં ઐશ્વર્યયુક્ત અને સરસ રીતે રાજ્ય કર્યું. એક સૈકામાં તે વંશ બળવાન્ અને વિખ્યાત બની ગયો, અને અજંટાની એક ગુફાના ચિત્રમાં બતાવવામાં આવ્યા પ્રમાણે ઇરાનના બીજા ખુશરૂની સાથે એલચીમંડળનો વિનિમય કર્યો હતો. પદ્દલ્લવો અને બીજાઓ સાથેના અનેક સંગ્રામોમાં આપણો સમય વ્યતીત કરવાની આવશ્યક્તા નથી; એટલું બસ છે કે, દખ્ખણ અને મહારાષ્ટ્રમાં ચાલુક્ય રાજ્ય ઇ. સ. ૧૧૯૦ સુધી ચાલુ રહ્યું; પઠાણ મહમ્મદ ઘોરી દિલ્હીની ગાદીએ બેઠો તે પહેલા થોડા સમય સુધી. ત્યાર પછી એક સો વર્ષે, ૧૨૯૪માં, ચીતોડને ઉજ્જડ કર્યા પછી સુલતાન અલ્લાઉદીને દખ્ખણ પર આક્રમણ કર્યું, અને ચાલુક્યોની પછી યાદવો થયા હતા તેમને કચડી નાખ્યા, અને ખંડણી તરીકે ૭ મણ મોતી, બે મણ હીરા અને બીજું ઝવેરાત લીધાં. (એક મણ=૮૨ પાઉંડ એવોર્ડુપોઇસ.) ૧૩૦૯ માં તેના મદદનીશ મલીક કાફરે આક્રમણ કર્યું, તે દક્ષિણમાં રામેશ્વર સુધી ફરી વળ્યો, જ્યાં તેણે એક મસજીદ બાંધી, અને ત્યાર પછી જ્યાંથી આવ્યો ત્યાં પાછો ફર્યો; અને ઇ. સ. ૧૩૩૬ માં કૃષ્ણા નદીની દક્ષિણે અને તુંગભદ્રા નદીની પશ્ચિમે, ચોલ રાજ્યને તેનાથી ભિન્ન પાડનાર વિજયનગરનું મહાન્ હિન્દુ રાજ્ય અસ્તિત્વમાં આવ્યું, જેણે મુસલમાનોની વિકસતી સત્તા હોવા છતા બે સૈકાઓ સુધી પોતાનુ ગર્વપૂર્ણ સ્થાન ટકાવી રાખ્યું.

પડતી મુકેલી કથા તરફ આપણે પુનઃ દૃષ્ટિ કરીએ છીએ કે, તુર્કી જાતીનો, તૈમુરલંગનો વંશજ બાબર, સુપ્રકાશિત મુગલવંશનો સ્થાપક દિલ્હીની ગાદીએ બેઠો. પાણીપત પછી બે વર્ષે નવીન સમ્રાટ્ અને રજપૂતો વચ્ચે ફતેહપુર સીક્રીમા મહાન્ સંગ્રામ થયો, અને તેણે વિજય પ્રાપ્ત કર્યો, અને ઇ. સ. ૧૫૩૦ માં ચાર વર્ષ પછી તે મૃત્યુ પામ્યો. પછી તેનો પુત્ર હુમાયુ સમ્રાટ્ બન્યો, પરન્તુ એક પઠાણ સરદારે તેને હાંકી કાઢયો અને તે ૧૫૪૩ માં કંદહાર નાસી ગયો, ૧૫૫૫ મા પાછો આવ્યો; કેમકે તેના બાર વર્ષની વયના પુત્ર અકબરે તે પઠાણ પર વિજય મેળવ્યો, અને પોતાના પિતાને માટે દિલ્હીના દરવાજા પુનઃ ખોલ્યા. ઈ. સ. ૧૫૫૬માં અકબર ગાદીએ આવ્યો, તે હિન્દનો સર્વથી મહાન્ મહોમેદન સમ્રાટ્ બન્યો કદાચિત્ તેના નામને ફક્ત એકજ ગંભીર કલંક લાગ્યું છે—અને તે સમયે તેનું વય માત્ર ચૌદ વર્ષનું હતું—તે ઇ સ. ૧૫૫૭ માં ચીતોડનો નાશ છે. તે એટલો બધો મહાન્ હતો કે, તેણે હિન્દુ અને મુસલમાનને એકઠા કર્યા; હિન્દુ રાજકુમારીઓ જહાંગીર (સલીમ) અને શાહજહાં સમ્રાટોની માતાઓ હતી, તેની ફોજમાં રજપુતો સરદારો હતા, અને તેના રાજ્યમાં પ્રધાનો હતા; રજપુત માનસીંઘ તેનો મોટામાં મોટો સરદાર હતો, રાજા ટોડરમલ તેનો મોટામાં મોટો પ્રધાન હતો. અકબરનું સ્વપ્ન એક સંયુક્ત હિન્દ બનાવવાનું હતું, અને જો કે કેટલાંક રજપુત રાજ્યોએ અંત સુધી તેનો વિરોધ કર્યો તથાપિ તેણે ચન્દ્રગુપ્ત મૌર્યના સામ્રાજ્યના સૂત્રો નવેસર દાખલ કર્યાં હતાં. તેણે સિદ્ધાંત બાંધ્યો કે, સર્વ ધર્મોના મનુષ્યો પ્રતિ કાયદાની દૃષ્ટિ સમાન છે; ધર્મના ભેદ વિના સત્તાની સર્વ જગ્યાઓ શક્તિવાળા પુરૂષોને માટે તેણે ખુલ્લી રાખી હતી; બદીવાનોની ગુલામગિરી, મુસલમાનો ન હોય તેમની પરનો જજીયા વેરો અને હિન્દુ યાત્રાળુઓ પરનો વેરો તેણે નષ્ટ કર્યાં હતા. પોતાના પતિની ચિતામાં વિધવાને બળી મરવાની ફરજ પાડવાની તેણે મના કરી, વિધવા પુનર્લગ્ન કાયદેસર ઠરાવ્યાં, બાળલગ્ન અને યજ્ઞોમાં પ્રાણી-હીંસાનો અટકાવ કર્યો. " વળી તેણે જે જમીન પદ્ધતિ કાઢી તેનાથી પુષ્કળ સંતોષ ઉદ્ભવ્યો. ફળદ્રુપતા પ્રમાણે તેણે જમીનના ત્રણ વર્ગો પાડયા. ઓગણીસ વર્ષોની સરાસરીથી નીપજની કીંમત નક્કી કરવામાં આવી. જમીન મહેસુલ અને લશ્કરનાં નીભાવને માટે સરકાર એક તૃતીયાંશ લેતી, જે દરવર્ષે ૨,૨૦ લાખ પાઉંડ જેટલી થતી, જમીન વેરાથી ૧,૬૫ લાખથી ૧,૭૫ લાખ પાઉંડ મળતા; અન્ય સર્વ વેરાઓ નષ્ટ કરવામાં આવ્યા. પ્રત્યેક દશ વર્ષોએ જમાબંદી થતી

સમ્રાટ્ જહાંગીરે ઇ. સ. ૧૬૦૫ માં ગાદીએ આવતા પોતાના પિતાનું કાર્ય મજબુત કરવાને કાંઇ પણ કર્યું નહિ, પરન્તુ તેણે એક વાત એવી કરી કે

તેથી તેના વંશને હાની પહોંચી ઇ.સ. ૧૬૧૩માં પોતાના રાજ્યમાં તેણે અંગ્રેજોને વ્યાપાર કરવાની પરવાનગી આપી, અને સુરત, ખંભાત, ઘોઘા અને અમદાવાદમાં કોઠીઓ નાંખવામાં આવી. બે વર્ષ પછી સર થોમસ રો પ્રથમ જેમ્સના એલચી તરીકે તેની પાસે આવ્યો. તેનો જમીન વેરો ૧,૭૫ લાખ પાઉંડ જેટલો હતો. શાહજહાંના સમયમાં, ઇ. સ. ૧૬૨૭–૧૬૫૮, નવી જીતોને લીધે જમીન-વેરો ૨,૨૦ લાખ પાઉંડ થયો. તેણે પોતાના દાદાની રાજનીતિ ચાલુ રાખી; અને બીજાઓએ આ ઉમયના માર્ગનું અનુસરણ કર્યું હોત તો અર્વાચીન હિન્દમાં હિન્દુ–મુસલમાન પ્રશ્ન ઉપસ્થિત થાત નહિ પરન્તુ વિનાશક ઓરંગઝેબ ગાદીએ આવ્યો, અને તેના જુલ્મોથી અને તેનાં નિર્દય કાર્યોથી તેની પ્રજા બંડ કરવાને ઉશ્કેરાઇ. અંતે, પ્રત્યેક બાજુએ બળવા ફાટી નીકળ્યા, તેના પુત્રોએ બંડ કર્યાં, કરજમાં વધારો થયો, પ્રત્યેક પ્રકારની ગેરવ્યવસ્થા થઇ, અને પોતે જે સામ્રાજ્ય છિન્નભિન્ન કરી નાખ્યું હતું, તેનાં ખંડીયેરોમાં એકલો અને સંતપ્ત તે ઇ. સં. ૧૭૦૬ માં મૃત્યુ પામ્યો. તે ગાદીએ બેઠો તેની સાથે સંયુક્ત હિન્દની આશા અદૃશ્ય થઇ, અને તેનું મૃત્યુ થયું ત્યારે અકબરનું કાર્ય નષ્ટ થયું હતું. આર્થિક દૃષ્ટિએ તેનું દ્રવ્ય પ્રચંડ હતું; વળી તેની જીતોએ તેની જમીન મહેસુલમા વધારો કર્યો, અને ૩,૮૦ લાખ પાઉંડ જેટલી કરી. સો વર્ષો પછી, હજી તે ૩,૪૫,૦૬,૬૪૦ પાઉંડ હતી.

શાહજહાં શાહી ગાદી પર આવ્યો તે વર્ષે એક બાળકનો જન્મ થયો, જે મુગલ સત્તાને ડોલાવવાને સર્જાયો હતો; તે શિવાજી હતો, "ઇ. સં. ૧૬૭૪ માં હિન્દુ સમ્રાટ્ તરીકે રાયગઢમાં તેનો રાજ્યાભિષેક કરવામા આવ્યો, અને દક્ષિણનું મરાઠા રાજ્ય ઉત્તરના મુગલ રાજ્યની સામે થયું." [1]

### પ્રજાની સ્થિતિ.

યુધ્ધ, લૂટફાટો અને લડાઇઓનાં આ સૈકાંઓમાં ઉત્તર હિન્દની પ્રજાની સ્થિતિ કેવી હતી? જે પ્રવાસીઓએ તેનું અવલોકન કર્યું હતું, કમાણી કરવાના હક્કને માટે જે વ્યાપારીઓ કલહ કરતા અને હાવાંહાવાં કરતા તે વ્યાપારીઓ પાસેથી ઉત્તર મળે છે. તેમનામાં અત્યંત કટુ વિચારો ઘુસી ગયા હતા અને તેઓ "નાસ્તીક" અને "નાસ્તીક રીવાજો" વિષે બોલે છે, પરન્તુ તેઓ સારા સોદા કરતા, અને ખરીદી, પુષ્કળ ખરીદી કરતા, તેમાંથી પુષ્કળ કમાણી કરીને પુનઃ વેચતા અને પોતાના વ્યાપારમાંથી સમૃધ્ધ બનીને યુરોપમાં મરી જતા.

કોલ્બર્ટને પોતે લખેલા પત્રમાં બર્નીઅર, સત્તર સૈકાંઓ પૂર્વે પ્લીનીના કરતાં પણ વિશેષ તીવ્ર ફર્યાદ કરે છે કે, "આ હિન્દુસ્તાન એવો અગાધ ખાડો છે, જેમાં દુનીયાનાં સોના ચાંદીના મોટા ભાગને સર્વ બાજુઓએથી અંદર જવાના પુષ્કળ માર્ગો મળે છે, અને ભાગ્યેજ એકાદ માર્ગ બહાર નીકળવાનો મળે છે." મહાન્ મુગલના લશ્કરી બળના આબેહુબ વર્ણન પછી તે તેના અનર્ગલ ખજાના, સોના અને ચાંદી અને જવાહીરનું વર્ણન આપે છે, "મોતીઓ અને સર્વ પ્રકારનાં અમૂલ્ય રત્નોનો મોટો ઢગલો...એક રાજ્યગાદી તે સર્વથી ખીચોખીચ આચ્છાદિત છે." સ્ત્રીઓ વીંટીઓ અને કલ્લાં, હારો, એરીંગો અને નાકની નથનીઓ પહેરે છે; તૈયાર બનાવવામાં આવતા માલના અદ્ભૂત જથ્થાથી તેને સર્વથી અધિક આશ્ચર્ય ઉપજે છે, "ભરતકામ, ભરેલાં રેશમી વસ્ત્રો, પાઘડીઓ માટે સોનાના તોરા, રૂપેરી અને સોનાનાં વસ્ત્રો, કીનખાબ, સોનાનું ગુંથણુ કામ"–દેખીની રીતે તે અંજાઈ ગયો છે. સોનેરી પાઘડીવાળા, અને હીરાઓની છાંટ અને નાનકડા સૂર્ય સમાન પ્રકાશતા અનુપમ પોખરાજવાળા, અને કટિ સુધી પહોંચતી મોતીની હારોના મોટા ઘેરવાળા સમ્રાટ્નું વર્ણન કરવાને તેને ભાગ્યેજ શબ્દો મળી શકે છે, અને એ પ્રમાણે વર્ણનના પૃષ્ઠો તેણે ભર્યાં છે. ટેવરનીઅર લગભગ તેવુંજ તેનું વર્ણન આપે છે, તેની સાત ગાદીઓ હતી, અદ્ભૂત મયૂરાસન હતું, જેમાં મયૂરના પૂચ્છના કુદરતી રંગોનાં રત્નો જડવામાં આવ્યા હતાં, જેની કીંમત તે ૬૫,૦૦,૦૦૦ પાઉંડ

1. "માતૃભૂમીના બાળકો" પૃષ્ઠો. ૨૪૩, ૨૪૫, ૧૬૫ માંથી ઉતારા લેવામાં આવ્યા છે.

કરે છે; તૈયાર બનાવવામાં આવેલા માલનાં તે અતિ સંપૂર્ણ વર્ણનો આપે છે. " બંગાલના રાજ્યનું એક ગામ ", કાસમબઝાર પ્રતિ વર્ષે રેશમની ૨૨,૦૦૦ ગાંસડીઓ નીકાસ કરતું, જેનું વજન " ૧૬ ઔંસના રતલ પ્રમાણે ૨૨,૦૦,૦૦૦ રતલ થતું. " ચાંદી અને સોનાની ચટાઈઓ, સોના અને ચાંદીના પટાની સાટીન, કળાનાં અતિ સુંદર કામો, સૂક્ષ્મ કોતરકામ અને અન્ય સુનંદા પદાર્થોની અનંત યાદીઓ. સત્ય હકીકતો આપોઆપ બોલી ઉઠે છે. આ પ્રચંડ દ્રવ્યે " ધનનું વૃક્ષ હલાવવાને " યુરોપીઅનોને અંહીયાં આવવા આકર્ષ્યા; વિજયી નીવડેલા ( એ ઝાડ ) હલાવનારાઓ જે વાતો પાછી લઇ ગયા, તેમણે સુવર્ણ ભૂમી તરફ બીજાઓને આકર્ષ્યા. આ દેશને વિષે ફીલ્હીમોરે ૧૮ મા સૈકાના મધ્ય-ભાગમાં લખ્યું હતું કે, " તેની જમીન પર વેરાયલા અનાજથી દૂર, દેશની પ્રજાઓને ખોરાક પૂરો પડતો હતો." આ અશ્રુતપૂર્વ દ્રવ્યમાં ભાગ પડાવવાને, પ્રથમ અંગ્રેજી કોઠીઓ પશ્ચિમ કીનારા પર સ્થાપવામાં આવી હતી.

હિન્દી રાજ્ય, મુસલમાન તેમજ હિન્દુ, હેઠળ હિન્દની આબાદાનીનો પૂરાવો હિન્દની સમૃદ્ધિમાં છે. દેશમાં કેટલેક સ્થળે પ્રસંગોપાત વિગ્રહોના લીસોટા દેખાતા; ગામડીઆઓ, કારીગરો, વ્યાપારીઓ પ્રત્યેક સ્થળે, હંમેશાં ઉદ્યોગપૂર્વક કાર્ય કરતા હતા. આક્રમણ કરનારા હુમલાખોરો સઘળું ઉજ્જડ કરી નાખતા, અને પ્રવાસીઓ એવાં દૃશ્યો જોતા અને જાણે કે દેશની સામાન્ય સ્થિતિ તેઓ વિલોકતા હોય એવાં, તેમનાં, વર્ણનો આપતો. તેઓ પુષ્કળ દ્રવ્ય લઇ જતા, પરન્તુ પેદા કરનારાઓ રહેતા અને ફરીથી તેનો સંચય કરતા. પરંતુ જ્યારે મુસલમાનો રાજ્યકર્તાઓ તરીકે સ્થાયી બની રહ્યા, ત્યારે તેમની પોતાની આબાદાનીનો આધાર પ્રજાની આબાદાનીપર રહેતો, અને તેઓ વિવેક પૂર્વક લેતા. તઘલખ વંશના ફીરોઝે ( ઇ. સ. ૧૩૫૧–૧૩૮૮ ) પોતાની પૂર્વે થઇ ગયલા હિન્દુ રાજાઓની માફક પાણી પૂરું પાડનારાં મોટાં બાંધ કામો, ખાડીઓ ઇત્યાદિ બાંધ્યાં. 'પાણી પૂરું' પાડનાર સાધનોની આ સંભાળ હિન્દી રાજ્યકર્તાઓનો વિશિષ્ટ ગુણ હતો, અને તેથી સૈકાંઓ થયાં જમીનને આવી અદ્ભૂત ફળદ્રુપતા મળી. સદા પ્રચંડ વિદેશીય વ્યાપાર ચાલુ રહ્યો, જમીન સમૃદ્ધ બની, અને તેઓ ભોગવિલાસની વસ્તુઓ અને વધારાની નીપજ નિકાસ કરતા. લોકોના પોષણને માટે જોઇતો ખોરાક કદાપિ નિકાસ કરતા નહિ; સારાં વર્ષોનો તે ખોરાક નઠારાં વર્ષોને માટે રહેતો. હમણાં બ્રિટન અને હિન્દ વચ્ચે ઝડપથી ચાલતા વ્યવહારનો એક ગેરલાભ એ છે કે, 'રાજ્યકર્તાઓ હવે રહેવાને આવતા નથી; પરન્તુ અર્વાચીન રીતભાતોની સભ્યતાના નામમાં પ્રાચીન લુટારૂઓની માફક ધન એકઠું કરે છે, અને તેમની માફક ઉપભોગને માટે પરદેશ લઇ જાય છે.

### મરાઠા રાજ્ય.

હિન્દનાં દીર્ઘ ઇતિહાસમાં મરાઠા ઇતિહાસનું 'મહત્ત્વ દર્શાવવાનું 'અને વાચકને તેની પ્રેરણાના અને તેના બોધનું જ્ઞાન આપવાનું કાર્ય "મરાઠા રાજ્યનો ઉદય" નામક લઘુગ્રંથમાં માન. ન્યાયમૂર્તિ રાનડેએ જેટલું કર્યું છે, તેટલું અન્ય કોઇ લેખકે કર્યું નથી.

જ્યારે દિલ્લીમાં મુગલ રાજ્યની ગાદી હતી ત્યારે દક્ષિણમાં ઇ. સ. ૧૩૪૭ માં મુસલમાનો તેનાથી સ્વતંત્ર બન્યા હતા, અને અલ્લા-ઉદ્દ-દીન હસનને રાજા તરીકે પસંદ કર્યો હતો, જેણે 'બ્રાહ્મણી રાજ્યની સ્થાપના કરી, જે ઇ. સ. ૧૪૮૪ થી ૧૫૭૨ સુધીમાં પાંચ રાજ્યોમાં વહેંચાઇ ગયું: વરાડ, અહમદનગર, બીજાપુર, બિદર, અને ગોલકોંડા; દિલ્હી સલ્તનત સાથેનાં તેમનાં યુદ્ધોથી મુસલમાન સત્તાનો સરળતાથી નાશ થઇ શક્યો. મરાઠા રાજ્યના ઉદય પૂર્વે મહાન્ હિન્દુ પુનરૂદ્ધાર થયો હતો, 'તુકારામ, વેમન પંડિત, એકનાથ અને શિવાજીના ગુરૂ રામદાસ તેના પ્રાણદાતા હતા. શિવાજી પોતે અગમ્યવાદી હતો. અને તે કર્મ-વાદી બન્યો હતો. તેની નેમ રાષ્ટ્ર બાંધવાની હતી; તેનાં સાધનો સ્વદેશાભિમાન અને એકસંપ. તેનો જુસ્સો, તેની નેમ, તેનાં સાધનો, એ આજના હિન્દના રાષ્ટ્રીય પક્ષનાં જુસ્સો, નેમ, સાધનો છે; આધુનિક રાષ્ટ્રીય સંચાલન પૂર્વે હિન્દુ પુન-

રૂદ્વાર થયો હતો; તેની એકજ નેમ, એ છે: હિન્દ એક રાષ્ટ્ર બને, તેનું ઉગ્ર દેશાભિમાન અને સંપ કરાવવાનો તેનો ઉદ્યમ એ તેના વિજયના સાધનો છે. પોતાના પૂર્વગામી કરતાં તેમાં એટલો ભેદ છે કે, મુસલમાનોની વિરૂદ્ધ યુદ્ધ કરવાને બદલે તે તેમને રાષ્ટ્રના અંગ તરીકે સ્વાગત આપે છે, તલવાર વાપરવાને બદલે તે કેળવણી, વકતાસન અને કલમનો હથીયારો તરીકે ઉપયોગ કરે છે.

શિવાજીનું કાળજીપૂર્વક બંધાયલું રાજ્ય બંધારણ ચંદ્રગુપ્ત-મૌર્યના કાર્યનું સ્મરણ કરાવે છે. પ્રથમ પેશ્વા, અથવા મુખ્ય મંત્રી હતો; પછી યુદ્ધ મંત્રી-સેનાપતિ; નાણાં ખાતાનો મંત્રી-અમાત્ય; એકાઉન્ટન્ટ-જનરલ (પંત સચિવ.); ખાનગી મંત્રી (મંત્રી); ધર્મ મંત્રી (પંડિતરાવ); મુખ્ય મંત્રી. પરન્તુ નૂતન મહારાષ્ટ્રને અસ્તિત્વમાં આણનાર તો શિવાજી પોતે હતો, અને તેણે એવા પુરૂષોને ઉત્પન્ન કર્યા કે તેમણે તેના મૃત્યુ પછી મુગલ સત્તાનો અંત આણ્યો. ઉત્તરમાં સુરતથી દક્ષિણમાં હુબલી સુધી, પશ્ચિમમાં સમુદ્રતટથી વરાડ સુધી, પૂર્વમાં ગોવલકોંડા અને બિજાપુર સુધી મહાન્ રાજ્યની સ્થાપના, ૧૬૭૪ માં રાયપુરમાં પાદશાહ તરીકે તેનો અભિષેક, ગોવલકોંડા અને બિજાપુરના રાજ્યકર્તાઓએ ખંડણી આપીને સર્વોપરી રાજા તરીકે તેનો કરેલો અંગીકાર, ૧૬૮૦ માં તેનું મૃત્યુ-આ સર્વ ફુરસદે વંચાય. તે મૃત્યુ પામ્યો, પરન્તુ તેણે " એક પ્રજાને ઉત્પન્ન કરી હતી, " અને ૧૬૮૨ માં મરાઠાઓને અને મુસલમાન રાજ્યોને કચડી નાખવાને જ્યારે ઔરંગઝેબ આવ્યો, ત્યારે જો કે તેણે પોતાની પ્રચંડ સેના વડે પોતાની સમક્ષ સર્વનો પરાજય કર્યો, તથાપિ શિવાજીના લઘુપુત્ર રાજારામે મરાઠા અગ્રેસરોને પોતાની આસપાસ એકઠા કર્યા, અને વીશ વર્ષના મહાન સ્વાતંત્ર્ય વિગ્રહનો આરંભ કર્યો; તેના મૃત્યુ સમયે તેનો ભત્રીજો શાહુ ગાદીએ આવ્યો અને વિગ્રહ ચાલુ રહ્યો, અંતે ૧૭૦૫ માં સંધિ થઇ પરંતુ તેનું પાલન કરવામાં ન આવ્યું; પચીશ વર્ષોના નિષ્ફળ વિગ્રહ પછી ઔરંગઝેબ ભગ્ન હૃદયે મૃત્યુ પામ્યો. શાહુને મુકુટ ધારણ કરાવવામાં આવ્યો, તેણે પોતાના દાદાનું રાજ્ય પુનઃ પ્રાપ્ત કર્યું; અને કલહો અને અશાંતિના કેટલાક સમય પછી, બાલાજી વિશ્વનાથ મરાઠા રાજ્યનો પેશ્વા બન્યો, અને હંટરના ઇતિહાસમાં અને રાનડેના ઇતિહાસમા પણ તેને પ્રથમ પેશ્વા કહેવામાં આવે છે. તેણેજ મહાન્ મરાઠા સરદારોને એક ગાંઠે ગાંઠ્યા, મરાઠા રાજ્યસમૂહ બાંધ્યો જે સો વર્ષો સુધી નભ્યો, તેણે મુગલ સામ્રાજ્ય તોડ્યું, અને વ્યાવહારિક રીતે હિન્દપર રાજ્ય ચલાવ્યું. બાલાજી ૧૭૧૮ માં દિલ્હી કુચ કરી ગયો, અને બીજે વર્ષે દખ્ખણની જમીન મ્હેસુલ પર શાહુનો ચોથ અને સરદેશ મુખીનો હક્ક કબુલ કરવાની સમ્રાટને ફરજ પાડી, અને જ્યારે ૧૭૨૦ માં તેનો પુત્ર બાજીરાવ ગાદીએ આવ્યો ત્યારે તેણે પેશ્વાઇ એટલી બધી બલવાન્ બનાવી હતી કે, બીજા અને ત્રીજા પેશ્વાઓના સમયમાં ધીમે ધીમે તેણે ગુજરાત અને કાઠીયાવાડથી બંગાલ અને ઓરીસ્સા સુધી, દિલ્હીથી મહારાષ્ટ્ર સુધી પોતાની સત્તાનો વિસ્તાર કર્યો.

એ મહાન્ રાજ્યસમૂહનું મધ્યબિંદુ પુનામાં પેશ્વા હતો; ભોસલે સરદાર નાગપુરમાં હતો; હોલ્કર ઇંદોરમાં હતો; સીંધીયા ગ્વાલીઅરમાં; અને ગાયકવાડ વડોદરામાં. આ પાંચ મરાઠા શાખાઓ હતી, પ્રત્યેકનો સરદાર નોખો હતો. પાણીપતમાં અફઘાનો સામે યુદ્ધ કરતાં મરાઠાઓનો મોટો પરાજય થયો, તેથી અત્યંત ઉત્તરમાંથી તેઓ પાછા પડ્યા, પરન્તુ ત્યાં તેમણે પોતાની સત્તા પુનઃ પ્રાપ્ત કરી, અને ૧૮૦૩ માં દિલ્હી સમ્રાટને પોતાના હાથમા રમકડા તુલ્ય બનાવી દીધો. વસ્તુતઃ મરાઠાઓ હિન્દપર રાજ્ય કરતા હતા, સિવાય કે જ્યાં એક નવીન રાજ્ય પોતાનો માર્ગ કરી રહ્યું હતું, જેમ તેમની સત્તાથી મુસલમાનોની સત્તાનો અંત આવ્યો હતો, તેમ તે સત્તાથી તેમની સત્તાનો અંત આવ્યો. તે ગ્રેટબ્રિટનની સત્તા હતી.

### હિન્દમાં બ્રિટિશો.

જ્યારે મોગલ સુલ્તનતનો સૂર્ય નભોમંડળના મધ્ય ભાગમાં હતો ત્યારથી મરાઠા સામ્રાજ્યના કાળમાં હિન્દમાં યુરોપીય સામ્રાજ્યનું મંથન દીર્ઘ અને વિચિત્ર હતું, પરન્તુ અંતે બ્રિટિશોનો

વિજય થયો. પોર્ટુગીઝ, ડચ, ફ્રેન્ચ, બ્રિટિશ આ પ્રમાણે વિદેશીય સાહસ કરનારાઓ વારા ફરતી આવ્યા, ૧૬૨૦ મા ડેન્માર્ક પણ આવી ગયું; ૧૭૨૨ માં ઓસ્ટ્રીઆના ઉપરીપણા હેઠળ જર્મન સામ્રાજ્ય "ઓસ્ટેન્ડ કંપની"નું દર્શન થયું; ૧૭૪૪ મા પ્રશીઆ-એમ્ડન કંપનીનું. હિંદી રંગભૂમીપુર ભૂતાવલિ આવતી અને જતી હતી. તે સર્વ વ્યાપારની શોધમા હતા જ્યારે તેઓ યુદ્ધ કરતા ત્યારે તે વ્યાપારીઓનું યુદ્ધ હતું; સૈનિકો બહુધા પ્રરાક્રમની શોધ કરનારા હતા; યુરોપીય રાજ્યો શાંત ચિત્તે અવલોકન કરતાં હતાં, અને પ્રસંગોપાત થોડાક સૈનિકોની સહાય આપતા હતાં, પરન્તુ વાવટો વ્યાપારને માર્ગે જતો હતો, વાવટાને માર્ગે વ્યાપાર જતો ન હતો. અને યુદ્ધ સૈનિકોના યુદ્ધને બદલે વ્યાપારીઓનું યુદ્ધ હતું, તેઓ નામ, કિંવા સંધિની પરવા ન કરતા. માત્ર લાભની પરવા કરતા. હીંમતવાન્ વિવેકહીન પરાક્રમ શોધનારાઓ, કલાઇવની જેમ તેઓ બહુધા કુટુંબના " નઠારા છોકરાઓ " જેવા હતા. સીપાઇઓના યુદ્ધ પછી " પંચે " " જોન કંપની"નો અને તેના ગુન્હાઓનો ભયંકર મૃત્યુલેખ લખ્યો અને કંપનીએ રચેલું સામ્રાજ્ય તાબે લઇ લીધું ત્યારે રાણી વિક્ટોરીઆના ઉમદા ઢંઢેરા, હિન્દની સ્વતંત્રતાના મહાન્ દસ્તાવેજ વડે તેણે નવીન યુગનો પ્રારંભ કર્યો. પરન્તુ પરાક્રમો શોધનારાઓએ તે સામ્રાજ્યની રચના કરી તેની કથામા અદ્ભુત હીંમત, દાવપેચ, અનીતિ જોવામા આવે છે—તેઓ "નાસ્તિક" સાથે કામ પાડતા ન હતા ?—કલાઇવની માફક સમર્થ વ્યક્તિઓ પ્રતિભાવાન્ બનતી અને મહાન્ સૈનિકો પછી મહાન્ રાજ્યતંત્ર ચલાવનારાઓ દષ્ટિગોચર થાય છે. પ્રારંભમા જીતનો વિચાર કરવામા આવ્યો ન હતો. કોઇ એવો ઢોંગ કરતો નહિ કે પોતે અહીંયા " હિન્દના કલ્યાણને માટે " આવ્યો છે તદ્દન સ્પષ્ટ કહીએ તો, હિન્દના પ્રચંડ દ્રવ્યે તેમને લલચાવ્યા હતા, જે દ્રવ્ય તેઓ ઉપભોગને માટે " સ્વદેશ " લઇ જવાના હતા; ' ગોરા પુરુષનો બોજો " સુવર્ણનો હતો મુગલ સામ્રાજ્યનો 'અધઃપાત અને રાજાઓ બની બેઠેલા સુબા અને, સ્વતંત્ર બનેલા સુબાઓનાં યુદ્ધો, એમણે તક આપી. બ્રિટન સત્તાધારી બન્યું, કેમકે તેના રાજ્યમાં સ્વતંત્ર સંસ્થાઓનું સર્વથી અધિક ફળદ્રુપ બીજ હતું, કેમકે પોતાનીજ ભૂમિમાં અતિ સંગીન પાયા ઉપર પ્રજાસત્તાક રાજ્યતંત્ર સ્થાપવાની અણીપર તે હતું, જેથી કરીને થોડા સમયને માટે તે ગુલામ બનાવે, પરન્તુ તેના રાજ્યતંત્ર હેઠળ અંતિમ સ્વાતંત્ર્ય અનિવાર્ય બને. તે સમયે ફ્રાન્સનો જુલમ જમખત્રીશીએ ચઢેલો હતો, બુરબોનો રાજ્ય ચલાવતા અને ભોગવિલાસમાં રચ્યાપચ્યા રહેતા. હિન્દને પોતાના ભવિષ્યને સ્થિર કબાણની આવશ્યકતા હતી, જે તેને એકત્ર બનાવીને અર્વાચીન સ્વરૂપમાં એક રાષ્ટ્ર બનાવે, જેથી કરીને સ્વતંત્ર પ્રજાઓમાં તે સ્વતંત્ર બની શકે. પ્રજાઓનાં ભાવિઓ દોરનાર દિવ્ય શક્તિઓને આ મધ્યપદવર્તી અને તાલીમ આપનાર સોપાનને માટે બ્રિટન સર્વથી વિશેષ યોગ્ય દેખાયું.

સોળમા સૈકાના પ્રારંભમાં પશ્ચિમ કીનારે કાલીકટ અને ગોઆમાં પોર્ચુગીઝોએ વ્યાપાર કરનારા થાણાં સ્થાપ્યા. સત્તરમા સૈકાના પ્રારંભમા ડચ લોકો પૂર્વ કીનારાઓ પર વ્યાપાર કરતા હતા, ઘણી કોઠીઓ તેમણે સ્થાપી હતી પરન્તુ અનેક હારજીતો, યુદ્ધો અને સંગ્રામો પછી અંતે તેઓ જાવા ઇત્યાદિમાં–"ડચ ઇંડીઝ"મા સ્થાયી થઇ રહ્યા. ૧૫૩૭ મા ફ્રાન્સે કરડવાનો પ્રારંભ કર્યો, અને ૧૬૭૨ મા સુરત અને ગોવલકોંડામા, પોતાની પ્રથમ કોઠીઓ સ્થાપી, અને ૧૬૭૨ માં પોંડીચેરીનો પ્રદેશ ખરીદ્યો; અઢારમા સૈકામા મુખ્યત્વે કરીને ડુપ્લેની પ્રતિભાદ્વારા હિન્દી સામ્રાજ્યની પ્રાપ્તિ માટે તેણે મહાન્ પ્રયત્ન કર્યો, અને તેને નિષ્ફળતા મળી.

૧૬૧૨ મા ડેન્માર્કને પ્રતિસ્પર્ધા કરવાની પ્રેરણા થઇ, અને તેણે એક ઇસ્ટ ઇંડીઆ કંપની રચી, પરન્તુ સામ્રાજ્યપ્રાપ્તિના ખેલ ખેલવા જેટલું તે કદાપિ બલવાન્ ન હતુ મંગળાચરણમા ૧૬૨૦ મા તાંજોર કીનારા પર તેનું વહાણ ભાગ્યુ, અને તે ભાગેલા વહાણમાથી બચેલાઓના, રીલોટ ક્રેપ નામના કેપ્ટન શિવાય, ખુનો કરવામા આવ્યા, તાંજોરના રાજાએ તેને ત્રાંકબીબારમા સ્થાયી થવાની પરવાનગી આપી. તે થાણું કદાપિ મહત્ત્વનું ન હતું, પરન્તુ ૧૭૦૬ માં તેણે હિન્દમાં પ્રોટેસ્ટન્ટ

મીશનરીઓનો પ્રારંભ કર્યો,અને સ્વાર્ઝે (૧૭૫૦-૧૭૯૮) ત્રીચીનોપોલી, તાંજોર અને તીન્નેવેલીમાં મીશનોની સ્થાપના કરી; હિન્દમાં તે અદ્યાપિ મજબૂતમાં મજબૂત મીશનરી મધ્યસ્થળો છે.ઇંગ્લાંડે છેવટે ૧૮૪૫ માં બાલાસોર સહિત અને બંગાલમાંના એક અન્ય મીશનરી થાણા–સીરામપોર સહિત તે થાણું ખરીદી લીધું. ૧૮૪૭ માં, ત્રાંકવીબાર મીશન લ્યુથરના અનુયાયીઓને સોંપી દેવામાં આવ્યું હતું. અઢારમા સૈકાથી માંડીને સર્વ મીશનરી પ્રજાઓએ–જર્મન, અમેરીકન, ફ્રેન્ચ, ઇટાલીઅન, સ્વીસ–હિન્દમાં છુટથી પોતાનાં મીશનો, રાજ્યની અંદર રાજ્યો, સ્થાપ્યાં છે, એ ભયોત્પાદક રાજનીતિ છે, બ્રિટિશ રાજ્યને ધાસ્તી રૂપ છે, અને હિન્દીઓને તેથી નિત્ય ત્રાસ વેઠવો પડે છે અને ખીજ ચઢે છે.

બ્રિટને નમ્રતાથી પ્રારંભ કર્યો. ૧૬૦૦ ની ૩૧ મી ડીસેમ્બરે, "ઇસ્ટ ઇંડીઝમાં વ્યાપાર કરતા લંડનના વ્યાપારીઓની કંપની અને ગવર્નર" ને ત્યાં એકલા વ્યાપાર કરવાનો પરવાનો ઇલિઝાબેથે આપ્યો–તે સમયે બીલકુલ વ્યાપાર કરવામાં આવતો નહતો,–અને તેમણે કેટલાંક વહાણો સજ્જ કર્યાં, તેમાંનું એક કેપ્ટન હૉકીન્સના હાથ તળે ૧૬૦૯ માં પશ્ચિમ કીનારે સુરત પહોંચ્યું. ૧૬૧૧ માં, એક કેપ્ટન હિપ્પને પૂર્વ કીનારાપર પેટાપોલીમાં એક નાનું વ્યાપારી થાણું અને બીજું મચ્છલીપટ્ટમમાં સ્થાપ્યાં. ૧૬૧૩ માં સમ્રાટ્ શાહજહાંએ સુરત અને ખંભાત, ઘોઘા અને અમદાવાદમાં કોઠીઓ સ્થાપવાની નિયમસર લેખી પરવાનગી આપી, અને ૧૬૧૬ માં કાલીકટના ઝામોરીને પોતાના રાજધાનીના શહેરમાં એક કોઠી નાખવા દીધી. આ પ્રમાણે પશ્ચિમ કીનારા પર પગરણ માંડવામાં આવ્યું, અને ક્રોમવેલના સમયમાં (૧૬૫૩) સુરત ઇલાકાનું શહેર થઇ પડયું, અને જ્યારે બીજા ચાર્લ્સે કેથેરીન ઑફ બ્રૅગેન્ઝા સાથે લગ્ન કર્યું તે સમયે પોર્ટુગાલે લગ્નની પહેરામણીમાં આપેલા મુંબાઇના ટાપુમાં ત્યાંનું રાજ્યતંત્ર ૧૬૬૧ માં લઇ જવામાં આવ્યું. દરમ્યાન પૂર્વ કીનારા ઉપર કોઠીઓ નાખવામાં આવી, અને મદ્રાસની ૯૦ માઇલ ઉત્તરે આર્ગેમનમાં એક કોઠી સ્થાપવામાં આવી, અને તેના રક્ષણ માટે કીલ્લો બાંધવામાં આવ્યો. કોઠી, કીલ્લો, શહેર, "આવશ્યક" વિસ્તારો–તે પછીથી એ પ્રમાણે સઘળું સ્વાભાવિક અને અનિવાર્ય પ્રકારે ચાલ્યું. ૧૬૩૪ માં શાહજહાંએ બંગાલમાં, પીપલીમાં વ્યાપારના બીજા કેન્દ્રસ્થળની પરવાનગી આપી, અને બીજે વર્ષે પહેલા ચાર્લ્સે બીજો પરવાનો આપ્યો. પરન્તુ આર્ગેમનમાં સગવડ ન હતી, અને વિજયનગરના રાજ્ય કુટુંબનો વંશજ, ચંદ્રગિરિનો માયાળુ રાજા, ચેન્નાપુતનમમાં કીનારા પર એક માઇલ પહોળી અને છ માઇલ લાંબી જમીન પર કોઠી બાંધવાની મી. ડેને પરવાનગી આપે છે, અને તેનું સંરક્ષણ કરવાને ઉદારતાપૂર્વક એક કીલ્લો, ફોર્ટ સેંટ્ જ્યોર્જ, તેમને બાંધી આપે છે. અને કાઉમ નદીની બે શાખાઓથી બનેલા ૪૦૦ વાર લાંબા અને ૧૦૦ વાર પહોળા દ્વીપ ઉપર તે કીલ્લાની આસપાસ ડે એક દીવાલ બાંધે છે, અને પોતાની દીવાલની અંદરના ભાગમાં ફક્ત ગોરા લોકોને જ વસવા દે છે, ગમે તે પ્રજા, માત્ર તે ગોરી હોવી જોઇએ–ગોરાઓનું નગર; અને તેની બહાર એક હિન્દી નગર ઉભું થાય છે-કાળાઓનું નગર અને એ બે મદ્રાસપટ્ટમ–મદ્રાસ છે. ૧૫૬૪ માં, તેમાં ૨૬ મનુષ્યો હતા. તેના સત્તાવાર ઇતિહાસનો પ્રારંભ ૧૬૭૦ થી થાય છે ઇલીઝાબેથ અને પહેલા ચાર્લ્સની બે કંપનીઓને ક્રોમવેલ જોડાઇ જવા દે છે, અને ૧૬૫૩ માં ફોર્ટ સેંટ્ જ્યોર્જને ઇલાકો બનાવે છે, અને બંગાલાની કોઠીઓ ઉપર તેને સત્તા આપે છે.

૧૭૧૩ અને ૧૭૧૯ ની વચ્ચેના સમય સુધી મુગલ સમ્રાટ્ ફરૂકશીયરે અંગ્રેજોને બંગાલમાં વ્યાપાર કરવાની સત્તા આપી ન હતી, તથાપિ ૧૬૯૦ માં જૉબ ચારનોક કલકત્તામાં કોઠી સ્થાપે છે, અને કીલ્લો બાંધે છે, એટલે ૧૮ મા સૈકાનાં પહેલાં પચીસ વર્ષોના અંત પહેલાં આપણે ત્રણ મોટા કીલ્લા જોઇએ છીએ–મુંબાઇ, મદ્રાસ, કલકત્તા, કડલોરથી એક માઇલ દૂર એક સેંટ્ ડેવીડ નામનો કીલ્લો પણ; ૧૬૮૯ માં, સર જૉન ચાઇલ્ડ મુંબાઇમાં અનિષ્ટસૂચક ઘોષણા જાહેર કરે છે કે, હવે પછી "દેશી લોકો"–દેશના માલીકો–આક્રમણ કરશે તો હું વેર લઇશ. ત્યાં સુધી વિરોધવ-

વ્યાપારીઓને શોભે તે પ્રમાણે તેઓ નરમ અને આજ્ઞાધારક હતા. ઇંગ્લાંડમાં ઘણી કંપનીઓ ઉભી થવાથી, અને તેઓ તીવ્ર કલહ કરતી હોવાથી ૧૭૦૨ મા તેમને જોડી દેવી યોગ્ય લાગી, જેથી તે બળપૂર્વક શત્રુની સામે થાય; અને સંયુક્ત ઇસ્ટ ઇંડીઆ કંપની તરીકે તેમને ૧૭૦૨ માં જોડી દેવામાં આવી. સ્થિતિ અત્યંત વિશિષ્ટ હતી. એ કંપની સર્વ પ્રકારે સ્વતંત્ર હતી; તેની પર લંડનમાંની બોર્ડ ઓફ ડાયરેકટર્સનો અધિકાર ચાલતો; તે પોતાના એજંટો પસંદ કરતી, પોતાનીજ સેનાઓ બનાવતી; કેટલાક સમય પછી તેણે એક ગવર્નર નીમ્યો, તે સમયે તેને ગવર્નર-જનરલ કહેવામાં આવતો હતો; તેણે પરવાનાઓને માટે, ન્યાયની કચેરીઓને માટે અરજી કરી હતી, અને તેમને પ્રાપ્ત કર્યાં—ત્યાર પછી મેકોલેએ વર્ણવેલાં ત્રાસો ભોગવવા પડયા. તેના કામકાજ ઉપર અસરકારક અંકુશ ન હતો, જો કે ૧૭૭૩ માં પાર્લામેંટ પહેલ વહેલો હસ્તક્ષેપ કર્યો, અને ૧૭૮૪ માં એક બોર્ડ ઓફ કંટ્રોલ સ્થાપવામાં આવ્યું, અને કોર્ટ ઓફ ડાયરેકટર્સને તેના હાથ નીચે મુકવામાં આવી—એ બેઢંગી, બેધારી વ્યવસ્થા હતી, જેથી સત્ય તફાવત કાંઇ પણ પડયો નહિ. એક ઉપયોગી વાત એ હતી કે, અમુક મુદત પછી પરવાનો (ચાર્ટર) નવો લેવો પડતો હતો, તેની પૂર્વે તપાસ કરવામાં આવતી હતી, જેથી કમમા કમ વસ્તુસ્થિતિ માલુમ પડી આવતી હતી—અને ઇતિહાસ ભયાનક છે. જ્યારે વસ્તુસ્થિતિ અતિશય જુલમી બને, ત્યારે પાર્લામેંટ માથું મારતી, જેમકે વૉર્ન હેસ્ટીંગ્ઝની પરવાના આરોપમાં; પરન્તુ બહુધા બ્રિટન પોતાનીજ પીડાઓથી, તેનાં અમેરિકન સંસ્થાનોની ખોટ, તેના નેપોલીઅન સાથેના વિગ્રહો, તેની વિકસતી લોકસત્તાના યત્નો, તેની પ્રજાની દુઃખદ સ્થિતિ, તેના ચાર્ટીસ્ટો, તેના ખેડુતોના દંગા, ઇત્યાદિથી એટલું બધું વ્યગ્ર રહેતું હતું કે, દૂર આવેલા નાસ્તિક હિન્દમાં વ્યાપાર કરતી કંપની શું કરે છે ? તેની વિશેષ પરવાહ કરતું નહિ; કંપની સંધિઓ કરતી, અને તેમનો ભંગ કરતી, અથવા જો વિશેષ સાનુકૂળ લાગે તો બનાવટી સંધિઓ બનાવતી, તે ઠગતી, લૂટ ચલાવતી, ખુન કરતી; જુલમ ગુજારતી, અને—આશરે એક સૈકામાં સામ્રાજ્ય બાંધ્યું. ઇસ્ટ ઇંડીઆ કંપનીની સત્તા હેઠળ ૧૭૫૮ માં ક્લાઇવ તેનો પ્રથમ ગવર્નર હતો; ૧૮૫૬ માં અર્લ કૅનીંગ છેલ્લો હતો, ૧૮૫૭ ના સીપાઇ વિગ્રહમાં કંપનીનો અંત આવ્યો, અને તાજે ૧૮૫૮ માં સર્વોપરી રાજ્યતંત્ર ધારણ કર્યું.

કંપનીની રાજ્યનીતિ કુટિલ અને અસરકારક હતી. હિન્દી રાજ્યકર્તાઓ પોતાના સીપાઇઓને કવાયત શિખવવાને માટે યુરોપીય અધિકારીઓ ઉછીતા લેતા, અને યુરોપીય સીપાઇઓ પણ ઉછીતા લેતા. થોડાજ સમયમાં, જો ફ્રેન્ચ અધિકારીઓ અને સીપાઇઓ એક સરદાર સાથે હોય, તો અંગ્રેજ અધિકારીઓ અને સીપાઇઓ તેનાં પ્રતિસ્પર્ધી સાથે માલુમ પડતા. દક્ષિણના મર્હુમ નિઝામની ગાદીના એક વારસ સાથે ડુપ્લેએ મૈત્રી કરી હતી; કર્ણાટકનો નવાબ શક્ય તક જોઇ શકતો, તેથી અંગ્રેજો તેની સાથે હતા. રાજાઓ, અંગ્રેજો અને ફ્રેંચો સર્વ એકમેકનો ઉપયોગ કરવાનો યત્ન કરતા—રાજાઓ ફ્રેંચો વિરૂદ્ધ અંગ્રેજોનો ઉપયોગ કરવા ઇચ્છતા, અંગ્રેજો અને ફ્રેંચો પ્રત્યેક પ્રતિસ્પર્ધી રાજાઓનો એકમેક સામે ઉપયોગ કરવા યત્ન કરતા. સર્વ બાજુઓએ કાવાદાવા, પ્રતિષ્ઠા અને શુભનિષ્ઠાની સંપૂર્ણ અવગણનાની તે શોચનીય કથા હતી. પેલો ફ્રેન્ચ પ્રતિભાવાન ડુપ્લે, યુદ્ધકળા અને અનીતિપૂર્ણ દાવપેચમાં પારંગત હતો, તે પોતાની સમક્ષ સર્વનો પરાજય કરીને દક્ષિણ હિન્દમાં એક ફ્રેન્ચ સામ્રાજ્યની રચના કરતો હતો, જ્યારે કંપનીની નોકરી કરતા રૉબર્ટ ક્લાઇવ નામના એક કારકુને, જે માત્ર એકજ સમયે એક કેપ્ટન પણ હતો, તેણે ફોર્ટ વિલિયમ પર આક્રમણ કરવાની હીંમતપૂર્ણ યોજના રજુ કરી અને તે યોજનાનો અમલ કરવાની તેને આજ્ઞા કરવામાં આવી; ૨૦૦ અંગ્રેજો અને ૩૦૦ સીપાઇઓને લઇને તે ઝડપથી આર્કટ ( ૧૭૫૧ ) કુચ કરી ગયો, તેનો કબજો લીધો. સર્વ આવનારાઓની સામે થઇને તેને પોતાના હાથમાં રાખ્યું; અહીંયા છાપો માર્યો, ત્યાં છાપો માર્યો અને હિન્દમાં બ્રિટિશ સામ્રાજ્યના પાયાનો

પ્રથમ પત્થર મુક્યો. ૧૭૬૦ માં વાંદીવાસમાં કર્નલ કુટના વિજયથી દક્ષિણમાં ફ્રેન્ચોની આશાઓનો સદાને માટે અસ્ત થયો.

ઇગ્લાંડ જઈ આવ્યા પછી ડીરેક્ટરોએ ક્લાઇવને ફોર્ટ એસ. ડેવીડનો ગવર્નર બનાવ્યો, અને તે ૧૭૫૫માં હિન્દ પાછો આવ્યો, અને ગૌરવ અને શરમનાં પાંચ અદ્‌ભૂત વર્ષો વ્યતીત કર્યાં. બંગાલમાં સીરાજ–ઉદ્-દૌલા દિલ્હી તરફથી સુબો હતો, તેણે ફોર્ટ વિલિયમ પર આક્રમણ કર્યું હતું, અને તેનો કબજો લીધો હતો; તેણે પોતાના ૧૪૬ કેદીઓને એક રાત્રી ફોર્ટના લશ્કરી કેદખાનામાં, "બ્લૅક હોલ" માં પૂરી દીધા, તે ઓરડો ૧૮ ફીટ ચોરસ હતો અને બે નાની બારીઓ હતી, અને "ઇમ્પીરીઅલ ગેઝેટીયર" કહે છે, "જો કે તેનાં પરિણામોનું નવાબને જ્ઞાન હતું એમ દેખાતું નથી તથાપિ જુનની ગુંગળાવી નાખનાર ગરમીમાં અંગ્રેજ કેદીઓના ખીચોખીચ સમૂહના મૃત્યુ સમાન તે કાર્ય હતું." (૨,૪૭૪) તે દારૂણ દુઃખની રાત્રીએ ફક્ત ૨૩ જીવતા રહ્યા. ક્લાઇવ કલકત્તે જવા ઉપડ્યો, બ્લૅક હોલનો બનાવ બન્યો તે છતાં નવાબના મનમા ઠસાવ્યું કે, હું મિત્ર છું– "મારી પાસે એક પણ માણસ રહેશે ત્યાં સુધી હું તેની પાસે ઉભો રહીશ" તેણે લખ્યું હતું– નવાબના કેટલાક અધિકારીઓને રૂશવત આપીને ફોડ્યા, અમીચંદ પોતે દ્રોહી હતો તેને છેતરવાને એક બનાવટી તહનામું ઉભું કર્યું, અને તેની પર ઍડ્‌મીરલ વૉટ્સનની ખોટી સહી કરી, પોતાના પ્રિય મિત્ર નવાબનો પ્લાસીમા પરાજ્ય કર્યો (જુન ૨૩, ૧૭૫૭), અને ૨૩,૪૦,૦૦૦ પાઉંડની રકમ લઇને, જેમાથી ૨,૦૦,૦૦૦ પાઉંડ ક્લાઇવને મળ્યા, તેની ગાદી–આપણું બંગાલ, બિહાર અને ઓરીસ્સા–મીર જાફરને વેચી દીધી. જ્યારે અમીચંદને માલમ પડ્યું કે તહનામું બનાવટી હતું, ત્યારે તેને મૂર્છા આવી ગઈ, અને તે ધક્કો લાગ્યો તેમાંથી તે સ્વસ્થ બન્યો નહિ; ક્લાઇવે તેને યાત્રા કરવા જવાની સલાહ આપી, પરન્તુ તે દુઃખી પુરૂષ ભક્તશૂન્ય બની ગયો. "થોડા માસ તેનો જીવનતંતુ ટકી રહ્યો અને પછી મૃત્યુ પામ્યો." મૅકોલે પોતના નાયકનો પક્ષ કરે છે. કેમ તેણે દાક્ પ્રતિ શાઠ્ય ગુજાર્યું, રાજ્ય રીતાની માતા સામાન્ય રાજ્યનીતિ વિષે કહે છે કે, "આશંકા રાખ્યા વિના તે અસત્ય વાદ વદતો, દાંભિક મિત્રતા બતાવતો, એકને બદલે બીજો દસ્તાવેજ ગોઠવી દેતો અને ખોટી સહીઓ બનાવતો" (એસૅઝ-નિબંધો, ૨, ૧૦૧,૧૦૨. આવૃત્તિ ૧૮૬૪) અદ્‌ભૂત હીંમત અને લશ્કરી પ્રતિભા સહિત આ સાધનો વડે તેણે હિન્દમાં બ્રિટિશ સામ્રાજ્યની સ્થાપના કરી, જેનો પ્રારંભ ઇતિહાસકારો પ્લાસીથી ગણે છે.

વધારામાં ક્લાઇવે મીર જાફર પાસેથી ૮૮૨ ચોરસ માઇલ જેટલી જમીન પ્રાપ્ત કરી હતી–૨૪ પરગણાં–તેના મૃત્યુ પછી તે જમીન કંપનીને મળવાની હતી તે દરમ્યાન તેનું કીરાયું તેને મળવાનું હતું; ૧૭૬૫ માં કંપનીએ એ જમીન લઇ લીધી, અને ૧૭૭૪ માં તે મૃત્યુ પામ્યો ત્યાં સુધી કંપની તેને આ કીરાયું આપતી હતી. તેનું કીરાયું દર વર્ષે. આશરે ૩૦,૦૦૦ પાઉંડ જેટલું હતું. ૩૪ વર્ષની વયે તેણે પ્રારંભ કર્યો ત્યારે તેની પાસે કાઇ પણ ન હતું, અને ૧૭૬૦ ની વચ્ચે સ્વીકાર કરવામાં આવ્યા પ્રમાણે તેણે ૨,૨૦,૦૦૦ પાઉંડનો સંગ્રહ કર્યો હતો, જે રકમ ઇંગ્લાંડની ધંધાદારી પેઢીઓને મોકલી આપવામા આવી હતી; ૨૫,૦૦૦ પાઉંડના હીરા; "મોટી રકમો" અને "રોકડ નાણાંનો મોટો જથ્થો, તેમજ વિશાળ જાગીર જેનું મૂલ્ય તે વાર્ષિક ૨૭,૦૦૦ પાઉંડ આંકતો હતો. છેલ્લી વેળા તે ઇંગ્લાંડ પાછો ફર્યો (૧૭૬૭) ત્યાર પછીથી ૧૭૭૩ માં દિવાને આમમાં આ સર્વને માટે આરોપ મુકવામાં આવ્યો, અને પૂર્વગામી પ્રશ્નથી, તેમજ "સાથે સાથે પોતાના દેશની તેણે મહાન્ અને મૂલ્યવાન્ સેવાઓ કરી હતી" એ શબ્દોથી ઉપાલંભની દરખાસ્તને અંભરાઇ પર ચઢાવી દેવામા આવી. ૧૭૭૪ માં તેણે આત્મ–ઘાત કર્યો. એ તપાસના સંબંધમાં મૅકોલે કહે છે "સ્પષ્ટ હતું કે, ક્લાઇવે કેટલાક એવા અપરાધો કર્યા હતા કે, વ્યક્તિઓ અને રાજ્યોનો વ્યવહાર નિયમિત કરનાર સર્વ અને પવિત્ર કાયદાઓની સપ્રમાણતા પર હુમલો કર્યા વિના તેમને ન્યાયયુક્ત ઠરાવવા અશક્ય છે. પરન્તુ તેટલુંજ સ્પષ્ટ હતું કે, તેણે મહાન્ કૌશલ્ય અને સહિષ્ણુતાપૂર્વક ... અંગ્રેજ પ્રજાની પ્રાચીન પ્રતિષ્ઠા... તેણે મલીન કરી છે, તેના નામમાં હું તેનીપર

દ્રોહારોપણ કરું છું. હિન્દની પ્રજાના હક્કો તેણે પગ હેઠળ કચરી નાખ્યા છે, અને તેમના દેશનું તેણે રણ બનાવી દીધું છે. તેમના નામમાં હું તેની પર દ્રોહારોપણ કરું છું. અંતે, ખુદ જન સ્વભાવના નામમાં, ઉભય જાતિઓના નામમાં, પ્રત્યેક વયના નામમાં, પ્રત્યેક દરજ્જાના નામમાં, સર્વના સામાન્ય શત્રુ અને સંતાપકની પર હું દ્રોહારોપણ કરું છું !"

૧૭૮૮ માં કામ ચાલવા લાગ્યું, અને ૧૭૯૫ માં ચુકાદો આપવામાં આવ્યો. ૧૬૦ ઉમરાવોએ કામ ચલાવવાનો પ્રારંભ કર્યો હતો; સમાપ્તિ થતાં ૨૯ એ મત આપ્યા, ઘણાખરાઓએ તેની તરફેણમાં. દરમ્યાન રાજાની કૃપાથી સુરક્ષિત હેસ્ટીંગ્સે એક ગૃહ બાંધવામાં અને તેની આસપાસની જમીન તૈયાર કરવામાં ૪૦,૦૦૦ પાઉંડ ખર્ચ્યાં.

આપણી સ્થળ-મર્યાદામાં હિન્દી સામ્રાજ્યના વિકાસની સંપૂર્ણ રૂપરેખા અમે આપી શકીશું નહિ: ૧૭૮૬ માં હેસ્ટીંગ્સ પછી લૉર્ડ કૉર્નવૉલીસ આવ્યો, અને બંગાલની કાયમની જમાબંદીમાં પોતાના નામની છાપ મુકી ગયો. દક્ષિણમાં હંમેશની માફક યુદ્ધ ચાલ્યા કરતું હતું અને ત્રીજા મ્હૈસુર વિગ્રહમાં ( ૧૭૯૦-૯૨ ) ગવર્નર-જનરલ લૉર્ડ કૉર્નવૉલીસે દખ્ખણના નિઝામ અને મરાઠા રાજ્ય સાથે મિત્રતા કરીને મ્હૈસુરના ટીપુ સુલતાનનો પરાજય કર્યો, તેનું અર્ધું રાજ્ય પડાવી લીધું-જે તેમણે અંદરો અંદર વહેંચી લીધું-અને તેની પાસેથી ૩૦ લાખ પાઉંડ કઢાવ્યા, આ પ્રમાણે એક બીજા વિગ્રહનાં બીજ રોપ્યા. ચોથા મ્હૈસુર વિગ્રહમા (૧૭૯૯ ) માર્કવીસ વેલેસ્લી અને નિઝામે તેને પૂરો કર્યો, અને શ્રીરંગપટ્ટમના ઘેરામાં પડેલા બાકામાં અંત સુધી બહાદુરીથી યુદ્ધ કરતાં કરતાં તે મૃત્યુ પામ્યો. આનાથી મદ્રાસ ઇલાકામાં કર્ણાટકનો ઉમેરો થયો. મરાઠા સરદારોના કલહોને લીધે માર્કવીસ વેલેસ્લી તેમનામાંથી પેશ્વાને અલગ કરી શકયો, અને તે કંપનીનો આશ્રય બન્યો; ત્રીજો મરાઠા વિગ્રહ થયો ( ૧૮૦૨-૦૪ ) અને ૧૮૧૭-૧૮ માં છેલ્લો વિગ્રહ થયો, મરાઠા સામ્રાજ્ય નષ્ટ થયું અને તેના રાજાઓ અંગ્રેજના ખંડીઆ બન્યા.

"પંજાબના સિંહ" રણજીત સીંઘે સીખ રાજ્ય ઉત્પન્ન કર્યું, અને માત્ર ૧૯ વર્ષની વયેજ ૧૭૯૯ માં લાહોરને કબજે કરી તેને, પોતાની રાજધાની બનાવી, અંગ્રેજોને જે સત્તાઓની સામે થવું પડયું હતું, તેમાં તેણે ઉત્પન્ન કરેલું રાજ્ય છેક છેલ્લું હતું. તેના લશ્કરમાં ધર્મનું ઐક્ય હતું, પ્રદેશનું નહિ; તેઓ સીખો હતા, સાધુ નાનકથી માંડીને યોધ્ધા ગોવિંદ સીંઘ સુધી ( ૧૬૭૫-૧૭૦૮ ) થઇ ગયલા દશ ગુરૂઓએ ખાલસાની સ્થાપના કરી હતી તે ગુરૂઓના તેઓ શિષ્યો હતા. દક્ષિણમા મુલતાન સુધી, તેણે પોતાનું રાજ્ય લંબાવ્યું; ૧૮૦૯ માં બ્રિટિશોના એલચી તરીકે મેટકાફે રણજીત સીંઘની મુલાકાત લીધી, અને તેની સાથે સંધિ કરીને, સતલજ નદીને તેના રાજ્ય અને બ્રિટિશ પ્રદેશ વચ્ચેની સરહદ બનાવી. ૧૮૩૯ માં તેનું મૃત્યુ થયું ત્યાં સુધી તેની સાથે શાંતિ રહી, પરન્તુ ૧૮૪૫ માં સીખ ફોજે સતલજ ઓળંગી અને ચાર સંગ્રામો પછી તેને પાછી હાંકી કાઢવામાં આવી. ૧૮૪૮ માં બીજો સીખ વિગ્રહ ફાટી નીકળ્યો; બ્રિટિશોએ ચીલીઆંવાલા આગળ ( ૧૮૪૯ ) હાર ખાધી, પરન્તુ ત્યાર પછી શીઘ્ર મુલ્તાનને ઘેરો ઘાલવામાં આવ્યો, ગુજરાતની જીત થઇ, અને ત્યાર પછી બે માસે પંજાબ ખાલસા કરવામાં આવ્યો.

લૉર્ડ ડેલ્હાઉસીએ ( ૧૮૪૮-૫૬ ) સગવડતા ભર્યા વિધાનનો પ્રારંભ કર્યો કે, બ્રિટિશ પ્રાંતોના જેવું 'દેશી રાજ્યો' મા સારું રાજ્યતંત્ર નથી, અને જ્યારે જ્યારે શકય બને ત્યારે ત્યારે તેમને ખાલસા કરવા જોઇએ, જેમ કે, જ્યારે કોઇ રાજ્યકર્તા પુત્રહીન અવસ્થામાં મરી જાય ત્યારે. આ સંયોગોમાં તેણે ૧૮૪૯ મા સતારા ખાલસા કર્યું, ૧૮૫૩ માં ઝાંસી, ૧૮૫૩ મા નાગપુર. ઉચ્ચ નૈતિક કારણોને લીધે, અયોધ્યા તેણે ૧૮૫૬ માં ખાલસા કર્યું, કેમકે તેના રાજ્યતંત્રમાં "લાખોને અપાર દુઃખ" ભરેલું હતું-ઇસ્ટ ઇંડીઆ કંપનીના એક અધિકારીએ કરેલી એ દલીલ ભયંકર હતી "દેશીઓ" તેની પર ભયભીત દૃષ્ટિ કરવા લાગ્યા, અને ૧૮૫૭ ના સીપાઇઓના બળવાને ઉત્તેજન આપ્યું, જે સમય લૉર્ડ કેનીંગ વાયસરૉય હતો. એ ૧૮૫૭

ની ૧૦ મી મેએ મીરતમાં ફાટી નીકળ્યો, અને ૧૮૫૯ ના જાન્યુઆરીમાં તેનો અંત આવ્યો.

તે સમયથી આપણે વિખ્યાત "Pax Britannica" ભલા બ્રિટિશ રાજ્યતંત્રનો આરંભ ગણીશું, કેમકે તે સમય સુધી ચાલુ વિગ્રહો અને પ્રાંતો ખાલસા થતા, પરન્તુ ત્યાર પછી ખુદ હિન્દમાં એવા વિગ્રહો કે પ્રાંતો ખાલસા થયા નથી. સરહદ પર વિગ્રહો થયા છે, અન્યાયી અફગાન વિગ્રહો, બ્રહ્મદેશ ખાલસા થયો, પરન્તુ આંતરિક વ્યવસ્થા જાળવી રાખવામાં આવી છે.

૧૮૫૮ ની ૧ લી નવેમ્બરે અલ્લાહાબાદનો દરબાર ભરવામાં આવ્યો, જેમાં મહારાણીનો ઢંઢેરો જાહેર કરવામાં આવ્યો, હિન્દનું રાજ્યતંત્ર તેમણે ધારણ કર્યું, અને ગવર્નર-જનરલને વાયસરોય બનાવ્યો. ૧૭૫૭ માં પ્લાસીના યુદ્ધ પછી એકઠા થયેલા ધિક્કારો સીપાઈઓના બળવામાં બહાર પડયા, અને તેમાં કંપનીનો વિનાશ થયો. મહારાણીના ઢંઢેરામાં ચિરઃસ્મરણીય શબ્દો હતા:

" અમારી વિશેષ મર્જી છે કે, બની શકે ત્યાં સુધી, અમારી ગમે તે જાતિ અને ધર્મની પ્રજા હોય તેમને અમારી નોકરીમાં છુટથી અને નિષ્પક્ષપાતપણે હોદ્દા આપવામાં આવશે, જેની ફરજો યોગ્ય રીતે અદા કરવાને તેઓ પોતાની કેળવણી, શક્તિ અને પ્રતિષ્ઠાથી લાયક બન્યા હોય. તેમની આબાદાનીમાં અમારૂં બળ છે; તેમના સંતોષમાં અમારી સહીસલામતી અને તેમની કૃતજ્ઞતામાં અમારો શ્રેષ્ઠ બદલો છે."

તે ઉમદા શબ્દો બોલાયા ત્યાર પછી સત્તાવન વર્ષો પસાર થયાં છે; તે પાળવામાં આવ્યા નથી, અને અનિવાર્ય પરિણામ તરીકે, સંતોષની સહીસલામતી અદ્યાપિ આપણી નથી.

વર્તમાન કાળના ધાર્મિક, આર્થિક, કેળવણી વિષયક અને રાજકીય પ્રશ્નો વિષે હિન્દની ચાલુ પરિસ્થિતિ કોંગ્રેસની કથામાં દર્શાવવામાં આવી છે. ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ બતાવે છે કે, હિન્દી રાષ્ટ્રીયત્વ અલ્પાયુ છોડ તુલ્ય નથી, પરન્તુ વનની રાક્ષસી વનસ્પતિ છે, તેને લાખો વર્ષો થયાં છે,

હમણાં હિન્દ અશાંતિ, ધાર્મિક અધોગતિથી ભરપૂર છે; પરિણામે કોઇ પણ અર્વાચીન સુધરેલા દેશમાં જોવામાં ન આવેલા કાયદાઓની હારમાળાથી તેને મુસ્કેટાટ રાખવામાં આવ્યું છે; સર વેલેન્ટાઇન શીરોલના કથન અનુસાર (ઇન્ડીયન અનરેસ્ટ, ૧૫૪ આવૃ. ૧૯૧૦) લૉર્ડ મોર્લીએ એમ કહેવાની ધૃષ્ટતા બતાવી હતી કે હિન્દનું રાજ્યતંત્ર "આપખુદ જ હોવું જોઇએ," અને હિન્દ આપખુદ રાજ્યતંત્રને ધિક્કારે છે. એક પ્રજા તરીકે પોતાના બાળપણમાં અને તરૂણ વયમાં તેમાંથી પ્રવહતા સર્વ લાભોનો તેણે ઉપભોગ કર્યો છે, અને બ્રિટિશ હસ્તોમાં તેને તેનો ભાર માલૂમ પડયો છે; હવે તે પરિપક્વ બન્યું છે; તે સ્વાતંત્ર્યની માગણી કરે છે, અને બ્રિટન સ્થિત્યંતર કરવામાં તેની સાથે સહકાર્ય કરે તો તાજનાં રાજ્યસમૂહની સ્વતંત્ર પ્રજાઓની એક પ્રજા તરીકે પોતાના હસ્તમાં પોતાનું ભાવિ લેવાનો તેણે નિશ્ચય કર્યો છે. વિન્સેન્ટ એ. સ્મીથ (હિન્દનો અર્વાચીન ઇતિહાસ, પૃ. ૩૩૧), કેટલાંક "હિન્દી નાનકડાં રાજ્યો" નો ઇતિહાસ લખતાં કહે છે કે, "જ્યારે સર્વોપરી સત્તાના અંકુશમાંથી મુક્ત થતાં હિન્દ સદૈવ જેવી સ્થિતિમાં રહેલું છે, અને શુભેચ્છક આપખુદ સત્તા હમણા તેને પોતાના લોખંડી બાહુથી પકડી રાખે છે, તે પાછા ખેંચી લેવામાં આવે તો પુનઃ જેવી સ્થિતિ થાય" તેવી સ્થિતિ તેમની માલૂમ પડે છે. મધ્યોત્સારી શક્તિઓને વિચ્છિન્નતા ઉત્પન્ન કરતી અટકાવવાને માટે જો એક કેન્દ્રસ્થ સત્તાની આવશ્યકતા હોય, અને સર્વ સ્વતંત્ર પ્રજાઓને તેની આવશ્યકતા છે, તો હિન્દ માગણી કરે છે કે તે સત્તા પોતાનીજ પાર્લામેન્ટ બનવી જોઇએ. સુધરેલી આધુનિક પ્રજાઓમાં કેવળ તેનેજ વિદેશીય સર્વોપરી સત્તાની આવશ્યકતા શા માટે હોવી જોઇએ ?

પરન્તુ હિન્દના ભાવિને માટે એક ભય છે, તે ધ્યાનમાં રાખવો જોઇએ-વિખ્યાત Pax Britannica ભલા બ્રિટિશ રાજ્યતંત્રનાં સત્તાવન વર્ષોનાં સહગામી તત્ત્વોની અસર. સમગ્ર હિન્દ પૂર્વે કદાપિ વિદેશીય ઉપરીપણા હેઠળ રહ્યું નથી. જો તેના એક વિભાગપર હુમલો કરવામાં આવ્યો

હોય તો અન્ય વિભાગો શાંત હતાઃ જો વિદેશીય વિજય થયો હોય તો, નવીન રાજ્યકર્ત્તાઓ જૂની રૂઢી પ્રમાણે સ્થાયી થઇ જતા; નવીન-આગંતુકો અને પહેલાંના રહેવાસીઓ વચ્ચે ભેદ પાડનારા, રાજ્યના અધિકારીઓની આસપાસ અંતરાયો નાખવામાં આવતા ન હતા. વસ્તુતઃ નૂતન તત્ત્વની નેમ જૂનાં તત્ત્વો સાથે સામાન્ય નાગરિક જીવનમાં ભળી જવાની હતી, અને જ્યારે મુસલમાનોએ પોતાનાં રાજ્યો અને સામ્રાજ્ય બનાવ્યાં, ત્યારે નવીન રાજ્યકર્ત્તાઓને સ્વીકારવાને માટે અને શાંતિમાં રહેવાને માટે પ્રજાને આકર્ષવાના સર્વ પ્રયત્નો કરવામાં આવ્યા હતા. છઠ્ઠો મોગલ સમ્રાટ્, ઔરંગઝેબજ પ્રથમ જુલ્મગાર હતો, અને તેનાં નિર્દય કાર્યોએ મોગલસત્તાનો નાશ કર્યો. બ્રિટિશ રાજ્યનીતિ ભિન્ન છે; બ્રિટિશ હિન્દનું સઘળું રાજ્યતંત્ર તેના પોતાના હસ્તમાં છે, અને જોખમદારી અને સત્તાની સર્વ જગ્યાઓ વિદેશીઓનેજ આપવામાં આવે છે; મીંટો-મોર્લી સુધારાઓથી એક હિન્દીને વડી કારોબારી સભામાં દાખલ થવાની પરવાનગી મળી, એને અદ્ભુત હક્ક ગણવામાં આવે છે। સર્વ પ્રારંભશક્તિને, સર્વ પ્રકૃત પ્રતિભાને કઠોરતાપૂર્વક દાબી દેવામાં આવ્યાં છે, જ્યારે વીરતાપૂર્ણ સ્વાતંત્ર્યની સામે કોપ કરવામાં આવે છે, અને તેને સજા પણ કરવામાં આવે છે. જાણે કે સમસ્ત હિન્દી પ્રજાને કારકુનોની ઓલાદ બનાવવાનું બ્રિટિશોનું લક્ષ્યબિંદુ હોય એમ માલૂમ પડ્યું છે. સમગ્ર પ્રજા ઉપર આ અડગ કચડી નાખતા દબાણે ગંભીર પરિણામ ઉત્પન્ન કર્યું છે, અને પ્રજાને નિઃસત્ત્વ બનાવી દીધી છે. જ્યા હિન્દીઓએ કામ કરવું જોઇએ ત્યાં તેઓ સંકોચાય છે; જ્યાં ગ્રહણ કરવુ જોઇએ ત્યાં પૂછે છે, જ્યા સામા થવું જોઇએ, ત્યા પરાધીન બની જાય છે; જે આત્મ-શ્રદ્ધા અને ધીટતાથી વિજય પ્રાપ્ત થાય છે તેનો તેમનામાં અભાવ છે. તત્કાળ કૃતનિશ્ચય, અસરકારક કાર્ય કેવળ અત્યંત દુર્લભ છે; તેમનામાં તણખાનો અને નિશ્ચયનો અભાવ છે. હિન્દી ખર્ચ વિષેના શાહી કમીશન સમક્ષ ૧૦,૦૦૦ અને તેથી વધારે વાર્ષિક પગારો મેળવતા ૨૩૩૮ અધિકારીઓમાં હિન્દીઓ માત્ર ૬૦ હતા, તે બતાવ્યા પછી શ્રી. ગોખલેએ પોતાના પ્રત્યુત્તરમાં ( પ્રત્યુ. ૧૮,૩૩૧ ) તેજ વિચાર દર્શાવ્યો હતો. " તથાપિ વિદેશીય સત્તાનું અતિ ભારે ખર્ચાળપણું એ તેનું એકજ અનિષ્ટ નથી. નૈતિક અનિષ્ટ છે, તે તેનાથી પણ વધારે મોટું છે. વર્તમાન પદ્ધતિ હેઠળ હિન્દી પ્રજાને એક પ્રકારે વામનરૂપ બનાવવામાં આવી રહી છે. આપણા જીવનના સકળ દિવસો આપણે ઉતરતાપણાના વાતાવરણમાંજ વ્યતીત કરવા જોઇએ, અને વર્તમાન પદ્ધતિની આવશ્યકતાઓ સંતુષ્ટ કરવામાં આવે તેને માટે આપણામાંના ઉંચામાં ઉંચા પુરૂષોએ વાંકા વળવું જોઇએ. " એક સમયની બલવાન્ અને શાહી પ્રજાનું ગ્રેટ બ્રિટને ઊંડામાં ઊંડું, ગંભીરમા ગંભીર અનિષ્ટ કર્યું છે. હિંદીઓ પુનઃ સનાતન જુસ્સો, હીંમત અને પ્રારંભશક્તિ વિકસાવી શકે નહિ ત્યાં સુધી હિન્દનું ભાવિ શકય નથી. પરન્તુ પ્રત્યેક બાજુએ જુનો જુસ્સો જાગૃત થતો જાય છે, અને તેમાં આપણી આશા રહેલી છે.

જેઓ ઉપલી હકીકત વાંચશે, અને તેની સત્યતાની કસોટી કરશે, તેમને એવો વિચાર આવશે કે,પોતે પોતાનું સંભાળતી વેળા ભૂતકાળમા તેની સ્થિતિ આટલી બધી નઠારી હતી કે કેમ ? એની અમને શંકા ઉપજે છે.

### કેટલાંક અનુમાનો અને ધારણાઓ.

આ કાચી રૂપરેખાના અવલોકન પરથી અમે કહીએ છીએઃ વિદેશીય હુમલા અને સ્થાનિક તોફાનો, સર્વ પ્રજાઓને પોતપોતાના કાળમાં વેઠવાં પડયા છે, તે છતાં-નોર્મન વિજયથી આરંભીને ૧૭૪૫માં ચાર્લ્સ એડવર્ડના અંતિમ પરાજય સુધી ઇગ્લાંડમાં કેટલી શાન્તિ હતી ?-હિન્દ, ઈસ્ટ ઇંડીઆ કંપનીના આગમન પૂર્વે આબાદ અને સમૃદ્ધ રાષ્ટ્ર હતું, અને ૧૮મા સૈકાના અંત સુધી તેની પ્રચંડ દોલત, જનસમૂહોનાં સામાન્ય ઉદ્યોગ અને સહી સલામતી અને પ્રચંડ ઔદ્યોગિક નીપજનો પૂરાવો છે, જ્યારે વ્યાપારીઓનું અને શરાફી અને વ્યાપાર ચલાવતી કોમોનું દ્રવ્ય સ્થાયી સ્થિતિ દર્શાવે છે, જ્યા પ્રતિષ્ઠા સારી હતી; વ્યાપારિક પ્રામાણિકતા એટલી મોટી હતી

કે, નાણુંની લેવડદેવડમાં પહોંચો અને દસ્તાવેજો માગવામાં આવતાં નહિ.

કંપનીની હેઠળ અંગ્રેજ સંબંધે હિન્દને ગરીબ બનાવ્યું, અને તેના ઉદ્યોગોને સ્થાનભ્રષ્ટ કર્યા, અને તાજની હેઠળ અદ્યાપિ સરકાર તેના ઉદ્યોગોને વિઘ્નરૂપ બને છે, દેશમાંથી નિષ્કરૂણતા-પૂર્વક નાણાંનું પુષ્કળ શોષણ કરે છે, અને પોતાની જકાતી વ્યવસ્થાઓથી આબાદાનીનું પુનરાગમન અટકાવે છે. ૧૭૭૦ અને ૧૯૦૦ વચ્ચે-૧૩૦ વર્ષોમાં બાવીસ દુષ્કાળો પડયા છે, ૧૮૮૦ ના દુષ્કાળ કમીશનના રીપોર્ટ અનુસાર અઢાર અને ૧૮૮૦ પછી ચાર. ૧૭૭૦ માં આપણે જોયું છે તે પ્રમાણે, બંગાળામાં દુષ્કાળ પડયો, ૧,૦૦,૦૦,૦૦૦ મૃત્યુ થયાં હતાં, ૧૭૮૩ માં મદ્રાસમાં; ૧૭૮૪ માં ઉત્તર હિન્દમાં, જેથી અયોધ્યાની સ્થિતિ દયાજનક થઇ પડી; ૧૭૯૨ માં મુંબાઇ અને મદ્રાસમાં; ૧૮૦૩ મા મુંબાઇમાં; ૧૮૦૪ માં ઉત્તર હિન્દમા; ૧૮૦૭ માં મદ્રાસમાં; ૧૮૧૩ મા મુંબાઇમાં; ૧૮૨૩ માં મદ્રાસમાં; ૧૮૩૩ માં મદ્રાસમાં, જ્યાં એક જીલ્લામાં, ગંતુરમાં ૫,૦૦,૦૦૦ ની વસ્તીમાંથી ૨,૦૦,૦૦૦, મૃત્યુ થયાં, અને મદ્રાસ, મછલી-પટ્ટમ અને નેલારમાં લાખો ઠેકાણે પડયા વિનાનાં રખડતાં પરેલા હતાં; ૧૮૩૭ મા ઉત્તર હિન્દમા ૮,૦૦,૦૦૦ મૃત્યુઓની સંખ્યા દુષ્કાળ કમીશન ઘણી ઓછી ધારે છે; ૧૮૫૪ માં મદ્રાસમાં, ૧૮૬૦ માં ઉત્તર હિન્દમાં, આશરે ૨,૦૦,૦૦૦ મૃત્યુ; ૧૮૬૬ માં ઓરીસ્સા અને મદ્રાસમાં, ઓરીસ્સામા ત્રીજા ભાગના લોકો આશરે ૧૦,૦૦,૦૦૦ મૃત્યુ પામ્યા, મદ્રાસમાં આશરે ૪,૫૦,૦૦૦; ૧૮૬૯ મા ઉત્તર હિન્દમાં ૧૨,૫૦,૦૦૦ મૃત્યુ; ૧૮૭૯ માં મદ્રાસ અને ઓરીસ્સામાં; ૧૮૯૨માં મદ્રાસ, બંગાળ અને રજપુતાનામા, ૧૮૯૬-૯૭ મા ઉત્તર હિન્દ, બંગાળ, મદ્રાસ અને મુંબાઇમાં-મૃત્યુની સંખ્યા આપવામાં આવી નથી, પરન્તુ ૪૦,૦૦,૦૦૦ લોકોને રાહત આપવામાં આવી હતી; અને ૧૮૯૯-૧૯૦૦ માં ઉત્તર હિન્દ, મધ્ય પ્રાંતો અને મુંબાઇમા, ૬૫,૦૦,૦૦૦ લોકોને રાહત મળી હતી-નોંધ લેવાયલા દુષ્કાળોમાં તે ખરાબમા ખરાબ હતો. ૧૮૯૨ અને ૧૮૯૭ માં ગ્રહદેશને પણ દુષ્કાળની પીડા વેઠવી પડી હતી. ૧૮૯૬ માં મુંબાઇમાં ગાંઠીયો તાવ ફાટી નીકળ્યો અને તેના લાખો લોકોને તેણે કતલ કર્યા છે.

સ્થાનિક ઇર્ષ્યાઓ અને વિભાગો સ્વરાજ્યથી પુનઃ ઉદ્ભવે-પણ અમે ધારતા નથી કે તેમ થાય-તો પણ તે પીડાઓ સ્થાનિક અને સ્વલ્પાયુ હશે, જેમાંથી હિન્દ પહેલાંની માફક આબાદ બનીને બહાર નીકળશે.

પૌર્વાત્ય રાજ્યકર્તાઓ હેઠળ ૫,૦૦૦ વર્ષો સુધી કબુલ કરવામાં આવેલા આબાદ અને ધનવાન્ જીવન પછી, જે રાજ્યસત્તા માત્ર ૧૫૮ વર્ષોથીજ અહીંયાં આવી છે, જેમાંનાં પ્રથમ પચાશ કેવળ લૂટફાટમાંજ વ્યતીત કરવામાં આવ્યાં હતાં, અને જેણે માત્ર ૧૮૫૬ માં નિત્યના વિગ્રહો અને ખાલસા કરવાનાં કાર્યો અટકાવ્યાં, તેને સંપૂર્ણ અને અચાનક પાછી ખેંચી લેવામાં આવે તો પણ તે જંગલી દશામા પડી શકશે નહિ. સીપાઇઓના બળવા સુધી પોતાનાં નઠારામાં નઠારા પૂર્વગામીઓ કરતા હિન્દમાં બ્રિટિશ રાજ્યનો ઇતિહાસ ક્યારે શાંત નીવડયો છે ? અને આપણે વિસ્મરણ કરવું ન જોઇએ કે, લગભગ સકળ વર્તમાન ઇતિહાસ એક વકીલની ખાસ વકીલાત તુલ્ય છે, જે પોતાનો પ્રશ્ન રજુ કરે છે અને પોતાના પ્રતિપક્ષીઓને કાળા પાડે છે, પોતાની બાજુએ કરેલા પ્રત્યેક અન્યાયને બને તેટલા ઓછા ખરાબ સ્વરૂપમાં બતાવે છે અને પ્રતિપક્ષે કરેલા પ્રત્યેક અપરાધની અત્યુક્તિ કરે છે.

બ્રિટને કેળવણીવિષયક અત્યંત મર્યાદિત કાર્ય કર્યું છે, તેમાં તે બહુ ઉપયોગી બન્યું છે, કેમકે મરાઠાઓના ઉદયમાં રાષ્ટ્રીય ભાવનામાં જે પ્રબળ જાગ્રતિ આવી તે તેના ઇતિહાસના અધ્યયનથી બલવાન્ બની અને અણીદાર બની; ૧૮૩૫ થી તેણે કેળવણીનુ કાર્ય સ્વીકાર્યું, અને જો કે તેનો પ્રચાર અતિ મંદ પ્રકારે થયો છે, અને ૧૯૦૪ ના યુનિવર્સિટીઓના કાયદાએ આરંભેલી ગુંગળાવી નાખવાની રાજ્યનીતિને પરિણામે હમણાં તેની સ્થિતિ માઠી છે, તથાપિ અહિંયાં હિન્દ બ્રિટનનું બહુ ઋણી છે, અને તે ઋણનો સંપૂર્ણ સ્વીકાર કરવામાં આવે છે.

આગગાડીઓ વિષે બ્રિટને પુષ્કળ કર્યું છે–તે આર્થિક હોવાને બદલે મુખ્યત્વે વ્યૂહરચનામાં ઉપયોગી હોવાથી તેમાં મિશ્રિત લાભ છે, પરન્તુ એકંદર રીતે ઇચ્છનીય છે; પ્રાચીન રાજ્યકર્તાઓ પાણી પૂરું પાડવાનાં કામોમાં, જંગલ ખાતામાં, ગામના વહીવટમાં, અને આરોગ્ય ખાતામાં જેટલી સારી રીતે કાર્ય કરતા તેથી ઓછી સારી રીતે આ કાર્ય કરવામાં આવ્યું છે.

હિન્દ અંગ્રેજી સહકાર્યને વધાવી લે છે, પરંતુ અંગ્રેજી ઉપરીપણાનો તેને બહુ કંટાળો આવે છે; દમનીય કાયદા દૂર કરવાનો અને સ્વરાજ્યનો ઉપભોગ કરવાનો તેણે નિશ્ચય કર્યો છે. અંગ્રેજોની સહાયથી તે પ્રાપ્ત કરવાની તે ઉત્કટ અભિલાષા રાખે છે, પરન્તુ તે પ્રાપ્ત કરવાનો તેણે નિશ્ચય કર્યો છે.

તેને સારી રીતે સંપૂર્ણ જ્ઞાન છે કે, ઇંગ્લાંડે "તલવાર વડે તેને જીતી લીધું નથી," પરન્તુ પોતાનીજ તલવારોની સહાય વડે લાંચ, કાવાદાવા, અને અતિ તીવ્ર કુટિલ નીતિ વડે, વિભાગો પાડીને અને એક પક્ષને બીજાની સામે અફાળીને. પરન્તુ હવે જો બ્રિટન તેની સાથે સમાનતાપૂર્વક વર્તન રાખશે અને એક આશ્રયી તરીકે નહિ કિન્તુ એક ભાગીદાર તરીકે તેને આવકાર આપશે તો સહર્ષ તે ભૂતકાળનું વિસ્મરણ કરશે.

**હિન્દ સ્વરાજ્ય માગે છે, કેમકે:**

૧. બ્રિટિશ રાજ્યે તેનાં ગ્રામ્ય અને સમિતિ તંત્રોનો નાશ કર્યો છે, અને તેને બદલે બોર્ડઝ અને કાઉન્સીલ્સની વર્ણસંકર પદ્ધતિ અસ્તિત્વમાં આણી છે, જે સદાને માટે અશક્ત છે, કેમકે સારૂ જ્ઞાન ધરાવતા હિન્દી અભિપ્રાયની અધિકારીઓ અવગણના કરે છે, જેઓ આવે છે ત્યારે હિન્દ વિષે તેમને કાંઇ જ્ઞાન હોતું નથી, અને પોતાના સંપ્રદાયો ધરાવનાર પ્રાચીન ભૂમિપર અંગ્રેજી રીતિઓ બળાત્કારે નાખવા મથે છે પછી તેઓ ફર્યાદ કરે છે કે તેમની વર્ણસંકર વસ્તુ ફલહીન રહે છે. વર્ણસંકરોનું એમજ બને છે. વિદેશીય પ્રવીણ પુરૂષોના અંતરાય વિના પંચાયતોથી પ્રારંભ કરીને આગળ વધીને હિન્દ પોતાની પદ્ધતિ પુનઃ બાંધવા અને તેમાં સુધારો કરવા ઇચ્છે છે.

૨. પોતાની કેળવણીનાં ૯૦ વર્ષો પછી બ્રિટિશ રાજ્ય પ્રજાના ૨૦૬ ટકાને કેળવણી આપે છે, અને તેની પોતાની રાજ્યનીતિને કેળવાયલાઓની "સૂક્ષ્મતમ લઘુમતી" આભારી છે, અને તેને સ્વાતંત્ર્ય નહિ આપવાનું કારણ ગણે છે. જાપાને, પૌર્વાત્ય રાજ્ય હેઠળ, ૪૦ વર્ષોમાં પોતાની સમસ્ત પ્રજાને કેળવણી આપી છે. બ્રિટિશ કેળવણી સૂક્ષ્મતમ સંખ્યાને આપવામાં આવે છે એટલુંજ નહિ પરન્તુ તેની દિશા પણ ખોટી છે; બ્રિટિશ સરકાર ચલાવી શકાય તેને માટે કારકુનો અને કેટલાક ઉચ્ચ ધંધાઓના પુરૂષો પૂરા પાડવાના આશયથી તે રચવામાં આવી હતી. હિન્દને એવી પદ્ધતિની આવશ્યકતા છે કે, જે જે શાખામાં સપ્રયોગ વિજ્ઞાન આવશ્યક હોય તે પ્રત્યેકમાં વિજ્ઞાનશાસ્ત્રના પારંગતો પૂરા પાડીને અને સર્વ ઉદ્યોગો અને હુન્નરોમાં વ્યાવહારિક પારંગતો પૂરા પાડીને તેનાં દવ્યોનો નિકાસ કરે; યુનાઇટેડ સ્ટેટ્સ અને જર્મનીએ પોતાની પ્રજાઓને માટે કર્યું છે અને બ્રિટન હવે પોતાની પ્રજાને માટે કરે છે તેમની માફક ઉપયોગી કાર્યોને માટે જે પદ્ધતિ તેની સમગ્ર પ્રજાને કેળવણી આપે. હિન્દ એમ પણ ઇચ્છે છે કે, જ્યારે પોતાના અંકુશ હેઠળની શાળાઓ અને પાઠશાળાઓને ઉત્તેજન આપવામાં આવતું નથી, અને હિન્દીઓએ આકારેલા માર્ગપર તેમના કુદરતી વિકાસમાં તેમની પાંખો કાપવામાં આવે છે ત્યારે વિદેશીય મીશનોની–બ્રિટિશ, સ્કૉચ, અમેરિકન, જર્મન, ડેનીશ, ફ્રેન્ચ, સ્વીસ, ઇટાલીઅન–શાળાઓ અને પાઠશાળાઓ પાછળ તેનાં નાણાંનો લખલૂટ ખર્ચ અટકાવવો.

૩. સસ્તા વિદેશીય માલની આયાત તરફ કૃપા બતાવવાને માટે બ્રિટિશ રાજ્યે હિન્દની લલિતમાં લલિત કલાઓ અને ઉદ્યોગોનો વિનાશ કર્યો છે, અને યંત્રથી ચાલતા ઉદ્યોગમાં પણ, જેમકે રૂના કાપડના ધંધામાં, આયાત થયલા માલ પરનો કસ્ટમ્સવેરો સમનોલ બનાવવાને માટે દેશમાં બનેલી નીપજ પર કર નાખે છે. તે કાચી જણસોની નિકાસને ઉત્તેજન આપે છે, જે તૈયાર બનેલા પદાર્થો તરીકે પાછા આવે છે, આ પ્રમાણે વિદેશીઓના લાભને માટે હિન્દી ઔદ્યોગિક પ્રયત્નોને શાંત કરી નાખવામાં આવ્યા છે. નિકાસનો ઉદ્યોગ ધમધોકાર

થાકતો હોવાથી, જ્યારે ઇંગ્લાંડ યુદ્ધ કરવા જાય છે ત્યારે હિન્દની જણસો અચાનક તેના જ હાથમાં પડી રહે છે, અને પોતાની પાસે યંત્રો નહિ હોવાથી, અને તેનો ઉપયોગ કેવી રીતે કરવો તેનું જ્ઞાન નહિ હોવાથી, તે જમીન પર ફેલાવા કરે છે, અને તેમને નીપજાવનારા ભૂખે મરે છે. કાચા માલના પોતાના વિશાળ સંચયોનો ઉપયોગ કરવાને માટે હિન્દ પોતાનાં પુત્રોનેજ તાલીમ આપશે, અને ફક્ત પોતાની પાસે વધેલો માલજ પરદેશ મોકલશે.

૪. બ્રિટિશ રાજ્યે પાણી પૂરું પાડવાનાં સાધનો તરફ બેદરકારી બતાવી છે–દારૂણ દુષ્કાળોને લીધે માત્ર થોડા સમય પરજ તે સાધનોનું ખાતું તેણે હાથમાં લીધું છે, અને હમણા પણ નાણાંના અભાવે તે ભૂખે મરી રહ્યુ છે–અને અવિચારી રીતે જંગલો કાપી નાખીને થોડા સમય પહેલાં સુધી તો ફરીથી વાવવાના કાર્ય તરફ બેદરકારી બતાવી હતી પરિણામે જમીનના વિશાળ પ્રદેશો, વિશેષે કરીને વાયવ્યમા, મેદાનો બની ગયાં છે, જે પૂર્વે સમૃદ્ધ અને ફલરૂપ હતાં. હિન્દ પાણી પૂરૂં પાડવાના સાધનને અને જંગલ ખાતાને સરકારનાં પ્રથમ કાર્યોની કોટિમા ગણે છે.

૫. બ્રિટિશ રાજ્યે આરોગ્યવર્ધક ખાતા તરફ બેદરકારી બતાવી છે, અને શહેરોમા એકઠા થવાના અને ગામો તરફ દુર્લક્ષ કરવાના વલણે જૂની રીતિઓમા ફેરફારો કરવાની આવશ્યકતા ઉત્પન્ન કરી છે મરકી એ મલીનતાનો વ્યાધિ છે, જેણે મલીન યુરોપને કત્લ કરી નાખ્યું અને અર્ધ–સ્વચ્છ યુરોપ સમક્ષ અદૃશ્ય થઇ ગઇ, તેનાથી ભયભીત બનીને તેણે કેટલીક ઉતાવળી અને અવિચારી રીતિઓ ગ્રહણ કરી, જેથી હિન્દી સહાનુભૂતિ નષ્ટ થઇ અને હવે આરોગ્યવર્ધનના કરતાં હિન્દી શરીરોમા રસી મુકવાનો અધિક ઉદ્યોગ કરે છે, આ પ્રમાણે વ્યાધિને ખરેખાત અમર બનાવે છે. દેશી પદ્ધતિઓને માટેના સગર્વ તિરસ્કારથી, અને સરકારે કરેલા તેમના બહિષ્કારથી પીડામા વધારો થાય છે, અને તેમને બદલે ખર્ચાળ આધુનિક સામગ્રી પ્રતિસ્થળે પૂરતા પ્રમાણમા પૂરી પાડવી અશક્ય છે. સરકારની પ્રથમ ફરજોમાં આરોગ્ય સંવર્ધન છે એવો હિન્દનો આગ્રહ છે, તે પ્રાચીન પદ્ધતિઓમાં સારાં તત્વોને ઉત્તેજન આપશે, અને પાશ્ચાત્ય રીતિઓમાં જે સારૂં હશે તેનો ઉપયોગ કરશે.

૬ બ્રિટિશ રાજ્ય અત્યંત ખર્ચાળ છે; ભારેમાં ભારે પગારો આપીને ઉચ્ચતમ જગ્યાઓ પર તે યુરોપીઅનોને રોકે છે, અને પ્રત્યેક સ્થળે તેમને "પ્રવીણો" તરીકે દાખલ કરે છે–તે પ્રવીણો પોતે જે પરિસ્થિતિમાં કાર્ય કરે છે તેનાથી અજ્ઞાત હોય છે; તે યુરોપીઅનોને માટે સઘળી ખાસ જગ્યોઓ રાખી મુકે છે; અન્ય જગ્યાઓ પર હિન્દીઓ દાખલ થઇ શકે, તેઓ "અંગ્રેજી ઉપાધિઓ" લેવાને માટે ઇંગ્લાંડ જવાનો ભારે ખર્ચ કરે ત્યારે તેમાં તે દાખલ થઇ શકે; તે પોતાના નોકરોને પેન્શન આપે છે, જેથી કરીને અંગ્રેજ નોકરો નોકરીથી મુક્ત થઇને ઇંગ્લાંડ પાછા ફરે ત્યારે તેઓ હિન્દી નાણાં પર જીવી શકે, એથી પ્રચંડ વાર્ષિક ચુસારો થાય છે; અંગ્રેજ કંપનીઓ અને અંગ્રેજ મુડી દેશમા નાણાં કમાય તેને તે ઉત્તેજન આપે છે, એ પ્રમાણે અન્ય ચુસારો થાય છે; હિન્દને પરાધીન રાખવાને માટે નભાવવામાં આવતા હિન્દી લશ્કરનો ખર્ચ તે હિન્દ પાસેથી અપાવે છે; પાર્લામેન્ટને બીનજવાબદાર કેન્દ્રસ્થ આપખુદ સત્તાના મૂલ્યવાન અંગ્રેજ ખાતાને માટે તે હિન્દ પાસે નાણા અપાવે છે. હિન્દ આ સર્વનો નાશ કરવા ઇચ્છે છે; ખરેખર ૧૮૫૮ના ઢંઢેરામા વચન આપ્યા પ્રમાણે હિન્દીઓને માટે પ્રત્યેક વસ્તુ ખુલ્લી મુકશે અને યોગ્યતાના પુરાવા તરીકે વિદેશીય ઉપાધિઓ માગશે નહિ; ઇંડીઆ ઓફીસને રદ કરશે; હિન્દની બહાર કેવળ તાજને અને શાહી પાર્લામેન્ટની સત્તા સ્વીકારશે, જેમાં પોતાને પૂરતું પ્રતિનિધિત્વ મળ્યું હોય. પોતાની પ્રજાને આધીન રાખવાને માટે નહિ પરન્તુ સંરક્ષણ અને શાહી આવશ્યકતાઓને માટે તે પોતાનું ખુશ્કી અને નૌકાબળ રાખશે.

૭. અન્ય કોઈ આપખુદ સત્તાની માફક બ્રિટિશ રાજ્યે રાજ્યતંત્રમાં સુધારાઓને બદલે દમનને સ્થાન આપ્યું છે. હિન્દ આ સર્વ દમનીય

કાયદા સાફ કરી નાખશે; પોતાની પ્રજા પાસે હથીયાર હશે તેનો તેને ભય નહિ લાગે; સ્વતંત્ર વાણી અને સ્વતંત્ર છાપખાનાની ટીકાનો તેને ભય નહિ લાગે; દુરૂપયોગથી જે અસંતોષ જન્મે છે તેને બહાર પડતો અટકાવવાને બદલે તે દુરૂપયોગોનો તે સુધારો કરશે; હિન્દના બ્રિટિશ રાજ્યનું નહિ, પરન્તુ બ્રિટનમાંના બ્રિટિશ રાજ્યનું તે અનુકરણ કરશે.

સંક્ષેપમાંઃ

**હિન્દ ગુલામ બન્યું છે, અને સ્વતંત્ર બનવાનો તેણે નિશ્ચય કર્યો છે.**

# હિન્દી રાષ્ટ્રીય કોન્ગ્રેસનો ઇતિહાસ.

## પ્રથમ પ્રકરણ.

### પ્રથમ રાષ્ટ્રીય કોન્ગ્રેસ.

ઇસ્વી સન ૧૮૮૪ ના ડીસેમ્બર માસની આખરે મદ્રાસમાં, ધર્મ અને સુધારાના પ્રખર હીમાયતી દિવાન બહાદુર રઘુનાથરાવના ગૃહમાં સત્તર પુરૂષો એકઠા મળ્યા હતા. તેમાંના ઘણાખરા અદ્યારમાં તરત જ સમાપ્ત થયેલા થીઓસોફીકલ સોસાયટીના વાર્ષિક સંમેલન ( કન્વેન્શન)ના પ્રતિનિધિઓ હતા, અને બાકીના મિત્રો તરીકે તથા સહાનુભૂતિ ધરાવનારાઓ તરીકે ત્યાં ઉપસ્થિત થયા હતા. પરન્તુ ખચીત, તેમનાં હૃદયોમાં સ્ફુરાયમાન થતી હિન્દની પ્રબળ શ્રદ્ધાના આ નવીન અભિમાને, ભૂતકાળમાં હિન્દનું જે ગૌરવ હતું તે ગૌરવ ભવિષ્યકાળમાં પ્રાપ્ત કરવાની ઉદિત થતી આશાએ, રાજમુકુટવિહીન થયલું પૂર્વ સદૈવ ગુલામ પાશ્ચાત્ય પ્રજાઓનું ગુલામ રહેવાનું નથી અને મહાન્ સામ્રાજ્યોની જન્મભૂમિ એશિઆ રાજદંડ ગ્રહણ કરવાને પુનઃ પોતાનો હાથ લંબાવશે એવી ભાવનાએ—આ સ્વપ્નાંએ એ સ્વપ્નભૂમિમાં રમણ કરનારાઓને પરસ્પર મસલત કરવાને પ્રેર્યા હતા, અને અતિશય હીંમતપૂર્વક ઠરાવ કરીને તેમણે પોતાનામાંથી કામચલાઉ કમિટીઓનો એક સમૂહ રચ્યો, જ્હાં જ્હાં શહેરોમાં પ્રત્યેક પોતાની જગ્યાએ બીજાઓને આકર્ષી લેવા અને વિશેષ મસલત કરવાને માટે ફરીથી મળવું એવો ઠરાવ કર્યો. તેમનાં નામો આપણે નોંધી રાખવાં જોઇએ; કેમકે તેઓ મહાન્ વૃક્ષનાં બીજ રૂપ હતા. આ નાના સમૂહમાં કલકત્તાના નરેન્દ્રનાથ સેન નામક પ્રબલ યોદ્ધા હતા, અને કેટલાક સમય પછી " ઇન્ડીઅન મિરર " નામક પોતાના પત્રમાં એ નામો તેમણે પ્રસિદ્ધ કર્યાં હતાં. તે કહે છે કે " જે પ્રતિનિધિઓ સંમેલન (કન્વેન્શન)માં હાજર થયા હતા, તેમાંના ઘણાખરા દેશના જે ભિન્ન ભિન્ન વિભાગોમાં ઘુમી રહ્યા છે, ત્યાંની સમાજના તેઓ સામાજિક બુદ્ધિવિષયક દૃષ્ટિએ અગ્રેસરો છે." તેઓનાં નામો નીચે પ્રમાણે છે:

મદ્રાસઃ માનનીય રા. એસ સુબ્રહ્મણ્ય આયર ( પાછળથી હાઇકોર્ટના ન્યાયાધીશ, કામચલાઉ મુખ્ય ન્યાયાધીશ, કે. સી. આઇ. ઇ. અને એલ. એલ. ડી. ) રા. પી. રંગિઆ નાયડુ અને રા. પી. આનંદ ચાર્લુ.

કલકત્તાઃ બાબુ નરેન્દ્રનાથ સેન, બાબુ સુરેન્દ્રનાથ બેનરજી, ( બંગાલાના " તાજ વિનાના રાજા", મહાન્ વક્તા અને રાષ્ટ્રનેતા ) અને બાબુ એમ. ઘોષ.

મુંબાઇઃ માનનીય રા. વી. એન. મંડલીક, માનનીય રા. કે. ટી. તેલંગ ( પાછળથી હાઇકોર્ટના ન્યાયાધીશ) અને રા. દાદાભાઇ નવરોજજી ( " હિન્દના દાદા. " )

પુનાઃ રા. સી. વિજયરંગ મુદલીઆર, અને રા. પાંડુરંગ ગોપાલ.

બનારસઃ સરદાર દયાલસિંઘ.

અલ્હાબાદઃ બાબુ હરિશ્ચંદ્ર.

વાયવ્ય પ્રાંતઃ બાબુ કાશિમસાદ અને પંડિત લક્ષ્મીનારાયણ.

બંગાલ. બાબુ ચારુચંદ્ર મિત્ર.
અયોધ્યા. બાબુ શ્રીરામ.

"આ સત્તર ભેગા" અને સાથી પુરુષોએ પ્રેમ પૂર્વક અને આશાપૂર્વક માતૃભૂમિનો ઉદ્ધાર કરવાને માટે રાજકીય રાષ્ટ્રીય સંચાલનનો વિચાર ઉત્પન્ન કર્યો હતો.

પોતપોતાને ઘેર પાછા ફર્યા પછી તેમણે પોતાના શહેરોમા અને પ્રાંતોમા શું કાર્ય કર્યું, તેની નોંધ રાખવામા આવી હોય એમ દેખાતું નથી, પરન્તુ પ્રથમ હિન્દી રાષ્ટ્રીય પરિષદ્ની કાર્યવાહીનો અહેવાલ આપણને કહે છે કે 'આવતા નાતાલના તહેવારમા હિન્દના સર્વ વિભાગોના પ્રતિનિધિઓની એક સભા ભરવાનો ઠરાવ ૧૮૮૫ ના માર્ચમા કરવામાં આવ્યો હતો. પુના મધ્ય સ્થળ હોવાથી તેને અત્યંત સાનુકૂળ સ્થળ લેખવામા આવ્યું." અંહીથી આગળ પગલા ઉપાડતા સત્તાવાર અહેવાલો માર્ગદર્શન કરાવવામા આપણને સહાયભૂત થાય છે.

"આ સભામાથી નીચેનો સરક્યુલર પ્રકટ કરવામા આવ્યો હતો," અને પૂરા ત્રીસ વર્ષો ઉપર કોંગ્રેસના જન્મના આ દિવસોમા કોંગ્રેસના પિતાઓના વિચારો કેવા હતા તે તેમા બતાવવામા આવેલું હોવાથી આજે ૧૯૧૫ મા એ સરક્યુલર અત્યંત જાણવા યોગ્ય છે. પોતાની નષ્ટ થયેલી સ્વતંત્રતાને પાછી મેળવવાની અને જે બલવાન્ મહારાજ્યપર "સૂર્ય કદી આથમતો નથી" તેની સ્વતંત્ર પ્રજાઓમા સ્વતંત્ર અને સ્વરાજ્ય ભોગવતી પ્રજા બનવાની પોતાની લડતમા જેઓ હિન્દી રાષ્ટ્રના અગ્રેસરો થવાના હતા તેમના પ્રથમ વિચારો એ સરક્યુલર બનાવે છે

એ સરક્યુલર આ પ્રમાણે છે

૧૮૮૫ ના ડીસેમ્બરની ૨૫ મી તારીખથી ૩૧ મી તારીખ સુધી હિન્દી રાષ્ટ્રીય યુનીઅનની એક પરિષદ્ ભરાશે

બંગાલ, મુંબાઇ અને મદ્રાસ ઇલાકાઓના સર્વ વિભાગોમાથી આવેલા ઇંગ્રેજી ભાષાથી સુજ્ઞાત અગ્રેસર રાજ્યદ્વારીઓ—પ્રતિનિધિઓની આ પરિષદ્ બનશે

આ પરિષદ્ના પ્રત્યક્ષ ઉદ્દેશો આ પ્રમાણે છે

(૧) રાષ્ટ્રીય પ્રગતિને માટે કાર્ય કરનાર સર્વ અતિ ઉમંગી સેવકોની પરસ્પર અંગત ઓળખાણ કરાવવા માટે સરળતા કરવી, (૨) આવતા વર્ષમા જે જે રાજકીય પ્રવૃત્તિઓ કરવાની હોય તેમની પર ચર્ચા-કરવી અને નિર્ણય કરવો.

પરોક્ષ રીતે આ પરિષદ્ સ્વદેશી પાર્લામેન્ટના બીજરૂપ બનશે અને જો યોગ્ય રીતે ચલાવાશે તો હિન્દ હજી કોઇ પણ પ્રકારની પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓને માટે સંપૂર્ણ નાલાયક છે એવા આક્ષેપનો, જવાબ ન દઇ શકાય એવો પ્રત્યુત્તર તે થોડાં વર્ષોમાં વાળશે આ પરિષદ્મા નિર્ણય કરવામા આવશે કે, બીજી પરિષદ્ વળી પાછી પુનામા ભરવી અથવા બ્રિટિશ એસોસીએશનના ઉદાહરણનું અનુકરણ કરીને દર વર્ષે પરિષદો જૂદા જૂદા મહત્વના કેન્દ્રસ્થળોએ ભરવી

આ વર્ષે પરિષદ્ પુનામા હોવાથી, રા ચિપલુનકર અને સાર્વજનિક સભાના બીજા સભ્યોએ સ્વાગત સભા રચવાનું કબુલ કર્યું છે, અને સર્વ સ્થાનિક વ્યવસ્થાઓ તેમના હાથમા રહેશે પાર્વતી ટેકરીની નજીક પેશ્વાના બાગનો (તેમા બાગની માફક સાર્વજનિક સભાની માલીકીનો એક સુંદર હૉલ આવેલો છે) ઉપયોગ સભાસ્થાન તરીકે તથા પ્રતિનિધિઓના નિવાસસ્થાન તરીકે કરવામા આવશે, અને પ્રત્યેક પ્રતિનિધિને અનુકૂળ જગ્યા આપવામા આવશે આ બાબતને ઝાઝી અગત્યતા આપવામા આવે છે, કેમકે જ્યારે આ પ્રમાણે એક અઠવાડીયા સુધી સઘળા એકઠા રહે ત્યારે (થોડા સમય પર મુંબાઇમા બન્યું હતું તેમ) આખા શહેરમા ઠઠનબંધ ખાનગી નિવાસસ્થળોમા પ્રતિનિધિઓ વિખરાઇ ગયેલા હોય તેના કરતા અનેકગણા વધારે પ્રસંગો મિત્રતાપૂર્ણ વ્યવહાર કરવાને મળશે

પુના આવવા માટે અને ત્યાથી પાછા ફરવા માટે પ્રતિનિધિઓએ પોતાની મેળે વ્યવસ્થા કરી લેવી પડશે,—પરન્તુ તેઓ પુનાને રેલ્વે સ્ટેશને આવી પહોચે ત્યારથી તેઓ પાછા ફરે ત્યા સુધી તેમને જેની જેની જરૂર પડે રાં તેવી પ્રત્યેક વસ્તુ-ગાડી, રહેવાની સગવડ, ખોરાક વિગેરે-તેમને નાણાં લીધા વિના પૂરાં પાડવામા આવશે.

આ પ્રમાણે થનારો ખર્ચ સ્વાગતભંડોળમાંથી આપવામાં આવશે, અને તે ભંડોળ એકઠું કરવાનું સર્વથી પ્રથમ તો પુના એસોસીએશને અત્યંત ઉદારતાપૂર્વક માથે લીધું છે; પરન્તુ જે પ્રતિનિધિઓ આવો વધારાનો ખર્ચ કરી શકે એવી સ્થિતિના હોય તેઓને પોતાની મરજીમાં આવે તેટલી રકમ એમાં ભરવાની છુટ છે. આ ભરાયલાં નાણાંમાંથી જે રકમ બાકી વધશે તે આવતા વર્ષના સ્વાગતભંડોળને માટે રાખવામાં આવશે.

એમ માનવામાં આવે છે કે, પુનાના આપણા મિત્રો બાદ કરતાં સિંધ અને વરાડ સહિત મુંબાઇ ઇલાકામાંથી આશરે ૨૦ પ્રતિનિધિઓ આવશે, મદ્રાસ અને નીચલા બંગાલ પ્રત્યેકમાંથી આશરે તેટલીજ સંખ્યા આવશે, અને વાયવ્ય પ્રાંતો, અયોધ્યા અને પંજાબમાંથી બધા મળીને લગભગ તેનાથી અર્ધા પ્રતિનિધિઓ આવશે.

સીત્તેર પ્રતિનનિધિઓનો તેમનો અંદાજ અત્યંત મધ્યમ અને સત્ય હતો, કેમકે ખરેખાત બ્હોતેર જણાઓએ પ્રતિનિધિઓ તરીકે પોતાનાં નામો નોંધાવ્યાં હતાં, અને બીજા ત્રીશ જણાઓએ મિત્રો તરીકે હાજરી આપી હતી, કેમકે સરકારી નોકરો હોવાથી તેઓને એક રાજકીય સંમેલનમાં પ્રતિનિધિઓ તરીકે કાર્ય કરવાનો નિષેધ કરવામાં આવ્યો હતો. તથાપિ પ્રથમ બેઠક પુનામાં મળી નહિ, કારણ કે, નાતાલ આડા થોડાક દિવસોજ રહ્યા હતા, તેવામાં કોગળીયાથી કેટલાંક છુટાં છવાયાં મરણો થયાં. કદાચિત્ કોગળીયું ફાટી નીકળશે એવાં ચિન્હો જણાયાં, અને પરિષદને —જેને હવે કોંગ્રેસના નામથી ઓળખવામાં આવે છે— મુંબાઇમાં ભરવામાં વધારે ડહાપણ છે એમ લાગ્યું, ગોકળદાસ તેજપાલ સંસ્કૃત પાઠશાળા અને છાત્રાલયના વ્યવસ્થાપકોએ પોતાનાં સઘળાં સુંદર મકાનો કોન્ગ્રેસના ઉપયોગને માટે આપ્યાં, અને ૨૭ મી ડીસેમ્બરના પ્રભાત સુધીમાં હિન્દી પ્રજાના પ્રતિનિધિઓના સ્વાગત માટે સર્વ તૈયારીઓ થઇ ગઇ હતી. ત્યાં જેઓ હાજર હતા તેમનાં નામોની યાદી તરફ આપણે દષ્ટિ કરીએ છીએ ત્યારે હિન્દની સ્વતંત્રતા મેળવવાની લડતના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ થયલા કેટલાઓનાં નામો તેમાં જોવામાં આવે છે! ઉપર દર્શાવવામાં આવેલા કારણને લીધે જેઓ પ્રતિનિધિઓ તરીકે કાર્ય કરી ન શક્યા, તેમાં નીચેનાં નામો આપણા જોવામાં આવે છેઃ સુધારક દિવાન બહાદુર આર. રઘુનાથરાવ, મદ્રાસના ડેપ્યુટી કલેક્ટર, માન. રા. મહાદેવ જી. રાનડે, તે સમયના ધારાસભાના સભ્ય અને પુનાની સ્મૉલકૉઝ કોર્ટના ન્યાયાધીશ, પછીથી મુંબાઇની હાયકોર્ટના ન્યાયાધીશ અને પ્રતિષ્ઠિત અને વિશ્વસનીય અગ્રેસર; વિદ્વાન અને લેખક તરીકે પાછળથી પંકાયલા આગ્રાના લાલા બૈજનાથ અને પ્રોફેસર કે. સુંદરરમણ તથા પ્રોફેસર આર. જી. ભંડારકર. પ્રતિનિધિઓમાં સુપ્રસિદ્ધ હિન્દી પત્રોના અધિપતિઓનાં નામો નોંધવા યોગ્ય છેઃ "જ્ઞાન પ્રકાશ", પુના સાર્વજનિક સભાનું "ધી ક્વૉર્ટર્લી જર્નલ", "મરાઠા", "કેસરી", "નવ વિભાકર", "ધી ઇન્ડીઅન મીરર", "નાસ્સીન", "હિન્દુસ્થાની", "ધી ટ્રીબ્યુન", "ધી ઇન્ડીઅન યુનીઅન". "ધી ઇન્ડીઅન સ્પેક્ટેટર", "ઇન્દુ પ્રકાશ", "ધી હિન્દુ", "ધી ક્રેસન્ટ". કેટલાં બધાં પરિચિત અને સન્માનિત નામો પ્રકાશે છે. સીમલાથી મી. એ. ઓ. હ્યુમ આવેલા છે; કલકત્તાથી બાબુ ડબલ્યુ. સી. બોનરજી અને નરેન્દ્રનાથ સેન; પુનાથી ડબલ્યુ. એસ. આપ્ટે અને જી. જી. આગારકર; લખનૌથી ગંગા પ્રસાદ વર્મા, મુંબાઇથી દાદાભાઇ નવરોજી, કે. ટી. તેલંગ, ફીરોઝશાહ એમ. મેહતા. હમણાંની જેમ તે સમયે પણ મુંબાઇ કોર્પોરેશનના અગ્રેસર—ડી. ઇ. વાચ્છા, બી એમ. મલબારી, એન. જી. ચંદાવરકર; મદ્રાસથી પી. રંગીઆ નાયડુ, મહાજન સભાના પ્રમુખ, એસ. સુબ્રમન્ય આયર, પી. આનન્દ ચાર્લુ, જી. સુબ્રમન્ય ઐયર, એમ. વીરરાઘવાચારીઅર; અનંતપુરથી પી. કેશવ પીલાઇ. હિન્દુસ્થાનની સ્વતંત્રતાને માટે સર્વથી પ્રથમ કાર્ય કરનારાઓમાંના તેઓ હતા, જેઓ હજી આ પૃથ્વી પર છે. તેઓ અદ્યાપિ તેને માટે કાર્ય કરે છે.

ઇસ્વી સન ૧૮૮૫ના ડીસેમ્બરની ૨૮ મી તારીખે, મધ્યાહ્નના ૧૨ વાગતાં ગોકુળદાસ તેજપાલ

સંસ્કૃત પાઠશાળાના હૉલમાં પ્રથમ રાષ્ટ્રીય પરિષદની બેઠક મળી. મી. એ. ઓ. હ્યુમ, માન. રા. એસ. સુબ્રમન્ય આયર, અને માન રા. કે. ટી. તેલંગે પ્રથમ પ્રમુખ બાબુ ડબલ્યુ. સી. બોનરજીની ચુંટણીની દરખાસ્ત અનુક્રમે રજુ કરી, અનુમોદન આપ્યું અને વિશેષ અનુમોદન આપ્યું હતું. તેમના અવાજો પ્રથમ સંભળાયા હતા. આ પ્રમાણે માતૃભૂમિનું માન પામેલા અસંખ્ય નરોમાના પ્રથમ નરે તેની પ્રથમ રાષ્ટ્રીય પરિષદનુ પ્રમુખ સ્થાન જે પળે લીધું તે પળ ગંભીર અને ઐતિહાસિક હતી.

કોંગ્રેસના પ્રતિનિધિત્વવાળા અને ગૌરવાન્વિત સ્વરૂપવિષે ઉલ્લેખ કર્યા પછી ચાર કલમોમા તેમણે કોંગ્રેસના ઉદ્દેશો દર્શાવ્યા હતા

(ક) મહારાજ્યના વિવિધ ભાગોમા આપણા દેશના હિતને અર્થે વધારે ઉમંગી કાર્ય કરનારાઓમા અંગત પરિચય અને મૈત્રી વધારવા.

(ખ) આપણા દેશના સર્વ દેશપ્રેમીઓમાંથી પ્રત્યક્ષ અંગત મૈત્રીવ્યવહારવડે જાતિવિષયક, ધર્મવિષયક અને પ્રાંતિક સકળ શક્ય ભેદભાવો નિર્મૂળ કરવા, અને આપણા પ્રિય લૉર્ડ રીપનના ચિરસ્મરણીય રાજ્યમા ઉદ્ભવ પામેલા રાષ્ટ્રીય ઐક્યની ભાવનાઓને અધિક વિકસાવવી અને સગીન બનાવવી

(ગ) અત્યારના કેટલાક વધારે મહત્ત્વના અને વધારે દબાણ કરતા સામાજિક પ્રશ્નો વિષે સંપૂર્ણ ચર્ચા કરી હિન્દના કેળવાયલા વર્ગોના પાકટ અભિપ્રાયો જાણી લઇને તેમની સગાવાર નોંધ રાખવી.

(ઘ) સાર્વજનિક હિતને માટે દેશી રાજ્યકારી પુરૂષોએ આવતા બાર માસમાં કેવી પદ્ધતિ અને કેવી રીતિઓએ કાર્ય કરવું ઇષ્ટ છે, તે સંબંધી નિર્ણય કરવો.

આમાના પ્રથમ ત્રણ સારી રીતે કાર્યમાં ઉતારવામાં આવ્યા છે, પરન્તુ ચોથા તરફ ઓછું લક્ષ આપવામા આવ્યું છે, અને આજે તેને માટે દબાણ કરવાની જરૂર છે. આવા માર્ગદર્શનની મોટામાં મોટી આવશ્યકતા છે, અને પોતાના શ્રેષ્ઠ પુરૂષો પાસેથી તે માગવાનો પ્રજાને હક્ક છે સર્વ સંઘટ્ટ હીલચાલોમા મધ્યબિન્દુએથી હાકક માર્ગદર્શનની આવશ્યક્તા હોય છે બનાવો અને રાજનીતિ વિષે કીમતી નિર્ણયો કરીને અને સરકાર પાસેથી આવશ્યક સુધારાઓની માગણી કરીને કોંગ્રેસે પ્રશંસનીય પ્રકારે કેળવાયલા વર્ગનો અભિપ્રાય કેન્દ્રસ્થ કર્યો છે, પરન્તુ દરેક આગામી વર્ષમા કરવાના કાર્યની પૂરતી રૂપરેખા દોરી નથી, તેથી રાજકીય કાર્યમાં



બાબુ ડબ્લ્યુ. સી. બોનરજી.
પ્રથમ કોન્ગ્રેસના પ્રમુખ

મુદ્દાનો અને જુસ્સાનો અભાવ રહ્યો છે ઠરાવોમાં જે સર્વ બાબતોનો સમાવેશ કરવામા આવ્યો છે, તે સર્વ વિષે ચળવળ કરવી અશક્ય છે, અને તેથી આખા દેશમા રાજકીય કાર્ય ડામાડોળ અને એકલું અટુલું પડી જાય છે, અને તેથી મોટે ભાગે તેની કાંઇ અસર થતી નથી, સંયુક્ત કાર્યનું નામ પણ હોતું નથી. તદપિ પોતાની દૃષ્ટિમાં અમુક ઉદ્દિષ્ટ નેમ હોય ત્યારે હિન્દ કેવી ચળવળ કરી શકે છે, તે દક્ષિણ આફ્રિકાના દુઃખો વિષેની ચળવળ પરથી સ્પષ્ટ માલુમ પડે છે.

હિન્દની માગણીઓ દર્શાવવાનો પ્રારંભ પ્રથમ

રાષ્ટ્રીય કૉંગ્રેસના નવ ઠરાવોથી થાય છે.

પ્રથમ ઠરાવમાં હિન્દનું રાજ્યતંત્ર કેવું ચાલે છે, તેની તપાસ કરવા માટે શાહી કમિશન નીમવાની માગણી કરવામાં આવી હતી.

બીજો ઠરાવ ઇન્ડીઆ કાઉન્સીલ (હિન્દી પ્રધાનની કાઉન્સીલ) કાઢી નાખવા વિષે હતો.

ત્રીજા ઠરાવમાં ધારાસભાઓની ખામીઓ દર્શાવવામા આવી હતી. તે સમયે ધારાસભાઓમાં સર્વ સભ્યોને નીમવામા આવતા હતા. ચુંટાયલા સભ્યોને દાખલ કરવા, સવાલો પૂછવાનો હક્ક આપવો, ધારાસભાઓ સમક્ષ અંદાજ પત્રો રજુ કરવાં, વાયવ્ય પ્રાંત, અયોધ્યા અને પંજાબમા ધારાસભાઓની સ્થાપના કરવી, અને ધારાસભાની બહુમતીઓના નિયમસર વાંધાઓ પર વિચાર ચલાવવાને દિવાને આમમાં સ્ટેન્ડીંગ કમિટી નીમવી, એવી માગણીઓ આ ઠરાવમાં કરવામાં આવી હતી.

ચોથા ઠરાવમાં આઇ. સી. એસ. (હિન્દી સીવીલ સર્વીસ) ની (ઇંગ્લાંડ અને હિન્દમાં) એક સાથે પરીક્ષાઓ લેવાની અને ઉમેદવારોની ઉમ્મર-ની હદ વધારવાની વિનતિ કરવામા આવી હતી.

પાંચમો અને છટ્ઠો ઠરાવ લશ્કરી ખર્ચ વિષે હતા.

સાતમા ઠરાવમા ઉપલા બ્રહ્મદેશને ખાલસા કરવા સામે અને તેને હિન્દુસ્થાન સાથે જોડી દેવાની દરખાસ્ત સામે વાંધો ઉઠાવવામા આવ્યો હતો.

આઠમા ઠરાવમાં રાજકીય મંડળોને ઠરાવો મોકલી આપવાની આજ્ઞા કરવામા આવી હતી, અને સમગ્ર દેશપર રાજકીય મંડળોએ અને જાહેર સભાઓએ તેમની પર ચર્ચા કરી હતી અને તે પસાર કર્યા હતા, આવી સુંદર યોજનાનો હવે ઉપયોગ કરવામા આવતો નથી, તેમને અતિ ઉત્સાહપી પસાર કરવામાં આવ્યા હતા, અને કોઈ કોઈ સ્થળે ગૌણ બાબતોમા સુધારા કરવામાં આવ્યા હતા, જ્યારે અપાતલાએ ઇંડીઆ કાઉન્સીલ કાઢી નાખવા સામે વાંધો લીધો, કારણકે તેની માન્યતા પ્રમાણે તે (કાઉન્સીલ) હિન્દી પ્રધાન પર અંકુશ રૂપે હતી, અને તે હિન્દી પ્રધાન પરની કાઉન્સીલની સત્તા અસરકારક બનાવવા માગતું હતું.

છેલ્લા ઠરાવમાં નક્કી કરવામાં આવ્યું કે, ૧૮૮૬ ની ૨૮ મી ડીસેમ્બરે આગામી કોંગ્રેસ કલકત્તામા ભરવી.

આ ઠરાવોમાનો પ્રથમ ઠરાવ " ડીસેન્ટ્રાલીઝેશન અને પબ્લીક સર્વીસીસ કમીશનોએ " અંશતઃ સ્વીકાર્યો છે; બીજાની માગણી હજી ચાલુ છે; ત્રીજાનો ઘણોખરો ભાગ મીંટો–મોર્લી સુધારાઓમાં આપવામાં આવ્યો હતો; એક સાથે પરીક્ષાઓ લેવા વિષે ચોથા ઠરાવમાં કરવામાં આવેલી વિનતિનો હજી સ્વીકાર થયો નથી, પરન્તુ ઉમેદવારોની ઉમ્મરની હદ વધારવામાં આવી છે; પાંચમા, છઠ્ઠા અને સાતમાની કાંઇ પણ અસર થઇ નથી. આઠમા અને નવમા ઠરાવનો, અલબત્ત અમલ કરવામા આવ્યો હતો.

મદ્રાસના " હિન્દુ " પત્રના તંત્રી અને મદ્રાસના અગ્રેસરોમાંના એક અત્યંત હીમ્મતવાન અને દીર્ઘદૃષ્ટિવાળા રા. સુબ્રમન્ય આયરે પ્રથમ, ઠરાવ રજુ કરતી વેળા એક સુંદર ભાષણ કર્યું હતું. તેમાનો ઘણો ભાગ આજે પણ સત્ય લાગે છે. તે ઠરાવ નીચે મુજબ હતો, કે " હિન્દી રાજ્યતંત્ર કેવી રીતે ચાલે છે, તેની તપાસ કરવાને માટે જે કમિટી નીમવાનું વચન અપાયું છે, તેને આ કોંગ્રેસ ઉમંગથી વધાવી લે છે. " તેમણે ( રા. આયરે ) બતાવી આપ્યું કે, ઇસ્ટ ઇંડીઆ કંપનીના સમયમાં તેને નવો પરવાનો ( ચાર્ટર ) આપતી વેળા દર વીસ વર્ષોને અંતરે દેશની સ્થિતિની બહુ કીંમતી તપાસ કરવામાં આવતી હતી, પરન્તુ જ્યારથી ૧૮૫૮માં તાજે રાજ્યતંત્ર પોતાના હાથમા લીધું ત્યારથી એ તપાસો બંધ પડી ગઇ છે, અને પ્રજાની સ્થિતિની દુઃખદ અધોગતિ થતી જાય છે, તે તરફ દૃષ્ટિ કરવામા આવતી નથી. શબ્દોમાં પાર્લામેન્ટે સત્તા પોતાના હાથમાં લીધી, બાકી ઇંગ્લાંડના ( રાજકીય ) પક્ષોના હિતોને સંબંધ હોય તે સિવાય વ્યવહારમા તે તેણે પડતી મુકી છે, અને નાબુદ થયલી કંપનીની જગ્યા ઇંડીઆ કાઉન્સીલે લીધી છે, પરન્તુ દેશની સ્થિતિની તપાસ કર્યા વિના તે રાજ્યતંત્ર ચલાવે છે. "

"ન્યાયી અને પ્રામાણિક અંગ્રેજ પ્રજાને" તેમણે વિનતિ કરી અને સત્ય વસ્તુસ્થિતિ તપાસવાની માગણી કરી. રા. ફીરોઝશાહ મ્હેતાએ અનુમોદન આપ્યું અને કહ્યું કે, "પોતાનો ન્યાય કરવાને ન્યાયાસન પર બેસનાર એંગ્લો-ઇંડીઅનોએ" આવી તપાસ કરવી ન જોઇએ બાબુ નરેન્દ્રનાથ સેને વિશેષ અનુમોદન આપતા દર્શાવી આપ્યું કે, તાજે સત્તાવીશ વર્ષો સુધી પ્રત્યક્ષ રાજ્યતંત્ર ચલાવ્યા પછી તેનાં પરિણામો શું આવ્યા છે, તેના સરવૈયા રૂપ આ તપાસ થશે. તે પછી એ ઠરાવમા એક સુધારો કરવાની દરખાસ્ત રજુ થતાં રસભરી ચર્ચા થઇ, અને સુધારેલા આકારમાં ઠરાવ છેવટે પસાર થયો. પ્રકરણના અંત ભાગમા ઠરાવો છાપવામા આવ્યા છે.

૨૯ મી ડીસેમ્બરે રા. ચીપલુનકરે બીજો ઠરાવ રજુ કર્યો, તેમા હિન્દની દરીયાપારની હાંઠી જેવી ઇંડીઆ કાઉન્સીલને કાઢી નાખવાની માગણી કરવામા આવી હતી. તેમણે બતાવી આપ્યું કે, હિંદુસ્થાનનો વહીવટ તાજ નહિ, પણ નોકરી પરથી ફારેગ થયલા એંગ્લો-ઇંડીઅનો ચલાવે છે, જેમની તરફ ૧૮૫૮ મા લૉર્ડ એલિન્સબરોએ શંકાગ્રસ્ત દૃષ્ટિએ જોયું હતું. (ગવર્મેન્ટ ઑફ ઇંડીઆ બીલ પર થયલી ચર્ચા વાચવાની જેમને કાળજી હશે, તેમને માલુમ પડશે કે, અત્યારે જે કથનો આશ્ચર્યકારક રીતે પ્રજાતંત્રીય લાગે છે તે તે સમયે બોલાયા હતાં, અને તે વખતે બળવો તરતજ શાંત થયલો હોવાથી હિન્દની યોગ્ય માગણીઓ રજુ કરવી અશક્ય છે, તે વિષેના પશ્ચાત્તાપના ઉદ્‌ગારો પણ તેમને માલુમ પડશે.)

ઠરાવને અનુમોદન આપતાં રા. આનન્દ ચાર્લુએ અત્યંત કટુ ટીકા કરી હતી, અને "ઘણુંજ ચુસ્ત જૂના વિચારોના બની ગયેલા હિન્દી રાજ્યકર્તાઓની ટોળીની" વિલક્ષણતાની ટીકા કરી હતી. "એઓ એટલા બધા અશક્ત બની ગયા છે કે, હિન્દમા નોકરી કરવાને અયોગ્ય છે, પરન્તુ ઇંગ્લાડની સારી આબોહવાને લીધેજ માત્ર અશક્તિનો દર ઓછો થવાથી ઇંગ્લાંડમાં પ્રજાનો વધેલો ગુંચવારો ઉકેલવાને યોગ્ય છે. અન્ય સર્વ સુધારાઓ પૂર્વે એ કાઉન્સીલ કાઢી નાખવાની જરૂર છે. રા. ફીરોઝશાહ મ્હેતાએ પણ એવા વિચારો દર્શાવ્યા કે, શક્તિહીન એંગ્લો-ઇંડીઅનો હિન્દમાના પોતાના બંધુઓ તરફ પક્ષપાત બતાવે છે, તેથી અપીલ કરવાની અદાલત તરીકે તેઓ બહુ અસંતોષ આપે છે

આ ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો, અને ત્યાર પછીથી હંમેશા વખતોવખત તે પસાર કરવામાં આવ્યો છે, પણ વ્યર્થ.

માનનીય રા. કે ટી તેલંગે ત્રીજો ઠરાવ રજુ કરતાં એક અતિ વિચારપૂર્ણ અને સાવધાન ભાષણ કર્યું હતું. તેમાં તેમણે ધારાસભાઓના સભ્યો માટે શક્ય મતદાર મંડળોનો ઉપયોગી નિર્દેશ કર્યો હતો. માન. રા. એસ. સુબ્રમન્ય આયરે તેને અનુમોદન આપ્યું. સભ્યો તરીકે આ બંનેને અંગત અનુભવ હતો કે, "સારા માટે યા માઠા માટે ધારાસભાઓમાં તેમનો પ્રભાવ કેટલો બધો ઓછો છે?" તેઓ "દેશને કોઇ બહુ ઉપયોગના" થઇ શકતા નહિ રા. દાદાભાઇ નવરોજીએ સચોટ કહ્યું કે, "સુરાજ્યને માટે પ્રતિનિધિત્વ કેટલું બધુ જરૂરી છે, તે અંગ્રેજ પ્રજા" પાસેથી આપણે શિખ્યા છીએ, તેના વિના "બ્રિટિશ સત્તા હેઠળ હિન્દ રહે તેથી તેને શું લાભ? તે કેવળ એક બીજું એશિયાઇ પ્રજાપીડક રાજ્ય બનશે ........ આપણે કેવળ બ્રિટિશોના મજુરો અથવા ગુલામો છીએ" તેની પર લાબા સમય સુધી ચર્ચા ચાલી, અને બીજે દિવસે સર્વાનુમતે ઠરાવ પસાર કરવામા આવ્યો ૨૪ વર્ષો પછી મીન્ટો-મોર્લી સુધારાઓમાં તેનો અંશતઃ સ્વીકાર થયો હતો.

ચોથો ઠરાવ રા. દાદાભાઇ નવરોજીએ રજુ કર્યો હતો અને તેની પરની ચર્ચામા મી ડી. એસ. વ્હાઇટે સરસ ભાષણ કર્યું. તેમા તેણે એવી ઇચ્છા દર્શાવી કે, ભારે ખર્ચ કરીને ઇગ્લાડમાથી છોકરાઓને આણવામા આવે છે, તે બધ થવા જોઇએ અને સીવીલ સર્વીસ કાઢી નાખવી જોઇએ, અને અનુભવી તથા સુપ્રસિદ્ધ પુરૂષો ઇંગ્લાડ તેમજ હિન્દુસ્થાનમાથી મળે તેમનો ઉપયોગ કરવો જોઇએ ઠરાવ પસાર કરવામાં આવ્યો, અને ઉમ્મરની હદ વધારવામા આવી છે, પરન્તુ

અદ્યાપિ મુખ્ય વિનતિનો સ્વીકાર કરવામાં આવ્યો નથી 'અંગ્રેજ પ્રજાની ન્યાયવૃત્તિમાં ભાષણ કર્તાઓ પુનઃ પુનઃ વિશ્વાસ દર્શાવતા તે દિલગીરી વાચતા, અને હજી તે વિશ્વાસ અદ્યાપિ ખરો પડયો નથી એ જોતા, શોક થાય છે.

તે પછીનો ઠરાવ રજુ કરતા રા. પી. રંગીઆ નાયડુએ બતાવ્યું કે ૧૮૫૭ માં લશ્કરી ખર્ચ ૧,૧૪,૬૩,૦૦૦ પાઉંડ હતો તે વધીને ૧૮૮૪ માં ૧,૯૬,૭૫,૭૫૦ પાઉંડ થયો હતો. "ભય અને અવિશ્વાસની પોતાની રાજ્યનીતિને બદલે ઉદાર અને વિશ્વાસની રાજ્યનીતિ ગ્રહણ કરવી" "દેશી લશ્કર" માં સુધારો કરવો સ્વયં સેવકો તરીકે નામો નોંધાવવાની લોકોની વિનતિઓ સ્વીકારવી એવી વિનતિ તેમણે સરકારને કરી, અને ત્યારે યુરોપીઅન સીપાઇઓની જરૂર નહિ પડે. રા. ગીઇ. વાચ્છાએ અનુમોદન આપતા ભાષણમાં પોતે આપેલા અને મહાન ભાષણોમાંનું પ્રથમ ભાષણ આપ્યું તેમાં લશ્કરી સ્થિતિનું સમર્થ અને સંપૂર્ણ અવલોકન કરવામાં આવ્યું હતું, તેથી હિન્દુસ્થાન પર અત્યંત અન્યાયી બોજા નાખવામાં આવ્યા હતા, અને હિન્દને નિર્દય અન્યાય થતો હતો. આ ઠરાવ પસાર કરવામાં આવ્યો. તે પછીનો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો હતો. તેમાં કહેવામાં આવ્યું હતું કે જો લશ્કરી ખર્ચ ઓછો કરવામાં ન આવે તો આયાત પર પુનઃ નાખીને તેમાંથી એ ખર્ચ વસુલ કરવો. એ કર કાઢી નાખવાથી ગરીબાઈથી દબાયેલા હિન્દને લુંટીને ધનવાન લેંકેશાયરના ખીસ્સા વધારે તર કરવામાં આવે છે. આ ચર્ચા એ તેમાં ભાગ લેનાર પુરુષોના સંપૂર્ણ જ્ઞાન અને દુર્લભ શક્તિ દર્શાવી આપ્યા અને જગતમાં હિન્દીઓ બેવફા છે તેમજ અંગ્રેજી કેળવણીએ ભયપ્રદ અભિપ્રાયો જન્માવ્યા છે એવા અભિપ્રાયોનો નકાર ત્રીસ વર્ષો થયાં પુનઃ પુનઃ કરવામાં આવતો હોવાથી લાંબા સમયથી આ પ્રશ્નને પરિચિત છે, તે નકાર પણ તેમણે કરેલા આપણે સાંભળીએ છીએ.

બ્રહ્મદેશ વિષેનો ઠરાવ અને ખાતાના બે ઉપર પસાર કરવામાં આવ્યા હતા અને પ્રથમ રાષ્ટ્રીય કોંગ્રેસ વિસર્જન કરવામાં આવી. કરવાના આવેલા સુંદર કાર્યનું અને દર્શાવવામાં આવેલા ઐક્યનું સુખપ્રદ અને ઉત્સાહપ્રેરક સ્મરણ તેની પાછળ રહ્યું હિન્દુસ્થાનને પોતાનો અવાજ રજુ કરવાનું સાધન પ્રાપ્ત થયું હતું. હિન્દ એ રાષ્ટ્ર તરીકે આત્મ સાક્ષાત્કાર કરી રહ્યું હતું. કેટલાકોના ચક્ષુઓમાં વિચિત્ર અને ભયસૂચક અનિષ્ટ ચિન્હો માલુમ પડતાં હતાં. બીજાઓના નયનો પ્રકાશ અને આશાથી ઝળકેલાં હતાં. ઉષાની ગુલાબી અંગુલિકાઓએ હિન્દના ગગનને સ્પર્શ કર્યો હતો. માતૃભૂમિને પોતાના પ્રકાશથી ઝળહળાટ બનાવતા તેની સ્વતંત્રતાના સૂર્યનો ઉદય ક્યારે થશે ?

## ઠરાવો.

૧ આ કોંગ્રેસ ગંભીરતાપૂર્વક ભલામણ કરે છે કે, અહિંયા અને ઇંગ્લાંડમાં હિંદનું રાજ્ય તંત્ર કેવું ચાલે છે, તેની તપાસ કરવાનું વચન અપાયું છે, તે તપાસ એક શાહી કમીશનને સોંપવી જોઇએ, તેમાં હિન્દી પ્રજાના પ્રતિનિધિઓની પૂરતી સંખ્યા રાખવી અને હિન્દ તેમજ ઇંગ્લાંડ બંને દેશોમાં જુબાની લેવી.

૨ આ કોંગ્રેસ ધારે છે કે, હમણાં જે પ્રમાણે રચાયેલી છે તે સ્વરૂપમાં હિન્દી પ્રધાનની કાઉન્સીલ કાઢી નાખવી એ અન્ય સર્વ સુધારાઓને માટે પ્રથમ આવશ્યક પગલું છે.

૩ આ કોંગ્રેસ ધારે છે કે વડી ધારાસભા અને અસ્તિત્વ ધરાવતી સ્થાનિક ધારાસભાઓમાં ચુંટાયેલા સભ્યોની સારી સંખ્યા દાખલ કરીને તેમાં સુધારા અને વિકાસ કરવાની (અને વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા, અને પંજાબને માટે પણ એવી ધારાસભાઓ સ્થાપવાની) જરૂર છે. અને એવો અભિપ્રાય ધરાવે છે કે વિચાર કરવાને માટે આ ધારાસભાઓ સમક્ષ સઘળાં અંદાજપત્રો રજુ થવાં જોઇએ અને તે ઉપરાંત રાજ્યવહીવટની સર્વ શાખાઓના સંબંધમાં કારોબારી સભાને પ્રશ્નો પૂછવાની સત્તા તેમના સભ્યોને મળવી જોઇએ અને એવી ધારાસભાઓની બહુમતીઓના નિર્ણયને નામંજુર કરવાની સત્તા કારોબારી સભાને આપવામાં આવે, તેના ઉપર

યોગની સામે એવી બહુમતીઓ નિયમસર જે વાંધાઓની નોંધ કરે તે સ્વીકારીને તેની પર વિચાર કરવાને માટે હિંદને આમની એક સ્ટેન્ડીંગ કમિટી રચાવી જોઇએ.

૪ આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર જાહેર નોકરીનાં જૂદાં જૂદાં ખાતાંની ખાતાંમાં પ્રથમ નીમણુંકો કરવાને માટે હમણાં ઇંગ્લાંડમાં હરીફાઇની પરીક્ષાઓ લેવામાં આવે છે, તે હવે પછીથી ૧૮૬૦ ની ઇંડીઆ ઑફીસ કમિટીના અભિપ્રાયો અનુસાર એક સાથે એક ઇંગ્લાંડમાં અને એક હિન્દમાં લેવી જોઇએ, અને બને ત્યાં સુધી તે બંનેનું સ્વરૂપ એક સરખું હોવું જોઇએ, અને જેઓ બંને દેશોમાં હરીફાઇ કરે તેમનાં નામો તેમની યોગ્યતા પ્રમાણે એકજ યાદીમાં છેવટને માટે વર્ગોમાં ગોઠવવાં, અને હિન્દના ફત્તેહમંદ ઉમેદવારોને વધારે અભ્યાસ કરવાને માટે ઇંગ્લાંડ મોકલવા જોઇએ અને ત્યાં જરૂરી જણાય તેવી તેમની પરીક્ષાઓ લેવી જોઇએ. વળી સરકાર જરૂરી ગણે એવી બુદ્ધિવિષયક, નીતિવિષયક અને શારીરિક યોગ્યતાઓ મેળવાય એવી શર્તોએ હિન્દમાં હરીફાઇની પરીક્ષાઓ લઇને બીજી સર્વ પ્રથમ નીમણુંકો ( પટાવાળાની જગ્યાઓ અને એવી બીજી જગ્યાઓ સિવાય ) કરવી જોઇએ. છેવટે, કોવેનન્ટેડ ( સનદી ) સીવીલ સર્વીસમાં પ્રવેશ કરવાને માટે ઉમેદવારોની ઉમ્મરની વધારેમાં વધારે હદ ઓછામાં ઓછાં ૨૩ વર્ષની કરવી જોઇએ.

૫. આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર મહારાજ્યના લશ્કરી ખર્ચમાં વધારો કરવાની દરખાસ્ત મુકવામાં આવી છે, તે અનાવશ્યક છે, અને મહારાજ્યની મ્હેસુલ અને દેશની વર્તમાન પરિસ્થિતિ જોતાં તે બહુ ભારે છે.

૬. આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર લશ્કરી ખર્ચની વધેલી માગણીઓને પહોંચી વળવાને માટે (બીજાં) ખર્ચમાં કાપકુપ થવી જોઇએ, પરન્તુ એવી કાપકુપ કરવામાં ન આવે તો એ ખર્ચને પહોંચી વળવાને માટે પ્રથમ કસ્ટમ્સ જકાતો એકવાર ફરીથી નાખવી, અને પ્રજાના જે સરકારી અને અ-સરકારી વર્ગોને લાઇસન્સ-કરમાંથી મુક્ત રાખવામાં આવ્યા હોય તેમની પર એ કર નાખવો, અને સંભાળ રાખવી કે, સર્વ વર્ગોના સંબંધમાં કર નાખવા યોગ્ય ઓછામાં ઓછી રકમનું પૂરતું ઉચ્ચ ધોરણ જાળવી રખાવું જોઇએ. અને વળી આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે, હિન્દી કરજના સંબંધમાં પેટમિટને શાહી બાંહેધરી આપવી જોઇએ.

૭. ઉપલા બ્રહ્મદેશને ખાલસા કરવાના વિચારને આ કોંગ્રેસ વખોડી કાઢે છે, અને માને છે કે, દુર્ભાગ્યવશાત્ જો સરકાર તેને ખાલસા કરવાનો નિશ્ચય કરે તો આખા બ્રહ્મદેશને હિન્દના વાયસરોયની હકુમત હેઠળથી જૂદો પાડવો જોઇએ, અને તાબાના સંસ્થાન તરીકે તેનું બંધારણ રચવું જોઇએ, અને સીલોનની માફક આ દેશના રાજ્યતંત્રથી સર્વ બાબતોમાં તે નિરાળો હોવો જોઇએ.

૮. આ કોંગ્રેસે પસાર કરેલા ઠરાવો પ્રત્યેક પ્રાંતનાં રાજકીય મંડળોને મોકલી આપવા, અને પોતપોતાના પ્રાંતોમાંનાં એવાં મંડળો અને બીજી સંસ્થાઓની સહાયથી આ ઠરાવોમાં દર્શાવવામાં આવેલા વિધવિધ પ્રશ્નોનું સમાધાન જલદી થાય એવાં તેમને યોગ્ય લાગે તે પગલાં લેવાની આ મંડળોને વિનતિ કરવી.

૯. હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ આવતે વર્ષે કલકત્તામાં પાછી એકઠી મળશે, અને ૧૮૮૬ ના ડીસેમ્બરની ૨૮ મીએ અને તે પછીના દિવસોએ બેસશે.

---

# બીજું પ્રકરણ.

## બીજી રાષ્ટ્રીય કોન્ગ્રેસ.

પ્રથમ કોંગ્રેસ સાથે સરખાવતાં દ્વિતીય કોંગ્રેસ કંઇક જૂદાજ પ્રકારની હતી, એ વાત પર સત્તાવાર અહેવાલમાં ભાર મુકવામાં આવ્યો છે તે યથાર્થ છે તેમાં દર્શાવવામાં આવ્યું છે તે પ્રમાણે પ્રથમ કોંગ્રેસ સ્વેચ્છાથી આવેલા સભ્યોની બનેલી હતી, દ્વિતીય પ્રતિનિધિઓની બનેલી હતી, અને તે બે શબ્દોમાં મુખ્ય ભેદ સમાયલો છે, અને દેશમાં કેટલી પ્રચંડ પ્રગતિ થઇ હતી તે આ ઉપરથી માલુમ પડી આવે છે કોંગ્રેસે હિન્દના હૃદય તેમજ મગજને જીતી લીધાં હતાં હિન્દના સર્વ ભાગોમાં પ્રકટ થતાં વર્તમાન પત્રોના ઉતારાથી ભરેલાં પૃષ્ઠો અને પ્રતિનિધિઓની ચુંટણીને માટે ભરવામાં આવેલી સભાઓના અહેવાલો ઉપર દ્રષ્ટિ ફેંકવાથી આનંદ ઉપજે છે આ પ્રારંભના દિવસોમાં કોઇપણ પ્રકારનું મંડળ અથવા કોઇપણ જાહેર સભા (પ્રતિનિધિઓની) ચુંટણી કરી શકતાં નામનું પણ બંધારણ ન હતું ફક્ત રાષ્ટ્રની શી ઇચ્છા છે, તે શોધી કાઢવાનો પ્રયત્ન થતો હતો આ પ્રમાણે ૫૦૦ પ્રતિનિધિઓ ચુંટી કાઢવામાં આવ્યા હતા, જેમાંના ૪૩૪એ હાલની જેમ પોતાનાં નામો અને પ્રમાણપત્રો જાહેરખાતે નોંધાવ્યાં હતાં, અને ધારવામાં આવે છે કે ૪ કે ૫ જણ એમ કર્યા વિના ચાલ્યા ગયા હતા અનેક પત્રિકાઓ કાઢવામાં આવી હતી તેમાં ચર્ચવાના વિષયો સૂચવવામાં આવ્યા હતા અને દરખાસ્તોની રૂપરેખા દોરવામાં આવી હતી, જેથી કરીને પ્રતિનિધિઓ તૈયારી કર્યા વિના ન આવે-દુર્ભાગ્યે આ યોજના પાછળથી પડતી મુકાઇ છે કયા પ્રાંતમાંથી કેટલા કેટલા પ્રતિનિધિઓ આવેલા છે, તેની પણ નોંધ લેવા જેવી છે, કેમકે દરેક પ્રાંત કેટલો રસ લે છે તે એ ઉપરથી માલૂમ પડે છે બંગાળને બાદ કરતાં વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા યાદીમાં પ્રથમ સ્થાન લે છે-૭૪ પ્રતિનિધિઓ આવ્યા હતા જે પ્રાંતમાં લખનૌ, કાનપુર, આગ્રા, અલ્લાહાબાદ, બિનારસ, બરેલી, મીરત જેવાં વિચારનાં જીવંત કેન્દ્રો છે, તે તે મહાન્ પ્રાંતનો જ્ઞાનાડંબર બતાવે છે મુંબાઇ અને મદ્રાસ પ્રત્યેકમાંથી ૪૭ પ્રતિનિધિઓ આવ્યા હતા પંજાબમાંથી ૬ ને ૧૯ મધ્ય પ્રાંતો અને આસામ પ્રત્યેકમાંથી ૮ કુદરતી રીતે બંગાળમાંથી ઘણી મોટી સંખ્યા નીકળી હતી ૨૩૦ પરન્તુ તેની વસ્તી ૭ કોડ હતી, ત્યારે વાયવ્ય પ્રાંતો અને અયોધ્યાએ બીજું સ્થાન લીધું હતું, તેમાં ૪ કરોડ ૪૦ લાખની વસ્તી હતી વસ્તીના ટકાને ધોરણે ગણીએ તો દર દશ લાખે બંગાલે ૩૩ મોકલ્યા હતા, અને મુંબાઇએ ૨૭ મોકલ્યા હતા

કલકત્તામાં પ્રતિનિધિઓનું પુર ૨૫મીથી આવવા લાગ્યું હતું, કોંગ્રેસની પ્રથમ દિવસની બેઠક ૨૮ મી ડીસેમ્બરે ટાઉન હાલ-પુરાલયમાં મળી હતી ટાઉન હૉલ ચીકાર ભરાઇ ગયો હતો સુપ્રસિદ્ધ વિદ્વાન ડૉ રાજેન્દ્રલાલ મિત્તરે પ્રતિનિધિઓને અને પ્રેક્ષકોને આવકાર આપ્યો અચુક શબ્દોમાં તેમણે માગણી કરી કે, પ્રજાના પ્રતિનિધિઓ ધારાસભાઓને માટે ચુંટાવા જોઇએ

" આપણે રાષ્ટ્રીય રાજ્યતંત્ર હેઠળ રહેતા નથી, પરન્તુ વિદેશીય નોકરશાહી (બ્યુરોક્રસી) હેઠળ રહીએ છીએ આપણા વિદેશીય રાજ્યકર્તાઓ જન્મ, ધર્મ, ભાષા, ટેવોમાં, મનુષ્યજાતિના જૂદા જૂદા વિભાગો કરનાર પ્રત્યેક ચીજમાં વિદેશીય લોકો છે કોઇ પણ શકય રીતે તેઓ આપણાં હૃદયોમાં ઊંડા ઉતરી શકતા નથી આપણી આવશ્યકતાઓ, આપણી લાગણીઓ, આપણી અભિલાષાઓ તેઓ ચોકસ રીતે જાણી શકતા નથી. આપણી લાગણીઓ અને આપણી આવશ્યકતાઓને ચોકસ રીતે જાણવાને તેઓ પોતાનાથી બની શકે

તેટલા સર્વ પ્રયત્નો કરે અને શંકા ઉત્પન્ન થવાનું કારણ નથી કે, આપણા ઘણા ગવર્નરોએ સખ્ત પ્રયત્નો કર્યા છે પરન્તુ તેમની વિશિષ્ટ સ્થિતિને લીધે, તેઓ તે નક્કી કરવામા નિષ્ફળ નીવડ્યા છે'

ત્યાર પછીથી એક આશ્ચર્યક વાત બની વૃદ્ધાવસ્થાને લીધે અંધ બનેલા અને થરથર કંપતા એક વયોવૃદ્ધ અને મહાન જમીનદાર જયકિશન મુકરજીએ માન રા દાદાભાઈ નવ રોજીને પ્રમુખસ્થાન આપવાની દરખાસ્ત રજુ કરી કેળવણી અને જ્ઞાનના પ્રચારની સાથે ગતિ કરે એવા સુધારા રાજ્યતંત્રમા થવા જોઈએ એવી પ્રજાની ઈચ્છા થોડાક શબ્દોમા તેણે સમજાવી દીધી, અને ઉમેર્યું કે, 'વૃદ્ધાવસ્થાની નિબળતાથી વાંકા વળી ગયેલા મારા જેવા ૭ વર્ષની ઉમ્મરે અંધ અને વૃદ્ધ હોવા છતા કાર્યવાહીમા ભાગ લેતા તમને માલુમ પડે ત્યાર દેશના સર્વ વિભાગમાથી આપણા ઉદરી સુવિખ્યાત પુરુષોને આકર્ષી આવ્યા છે, તેમા કાઇ આશ્ચર્ય નથી કોગ્રેસ પર એવો આક્ષપ કરવામા આવ્યો હતો કે કોગ્રેસ એ ઉદ્ધત યુવકો અને સારી સારી જગ્યાઓ મેળવવામા નિરાશ થયલાઓનુ કાર્ય છે, તે આક્ષપ-પૂજ્યપાદ દેવેન્દ્રનાથ ટાગોરે આપેલા અનુમોદન વિષે કાઇ કહીએ નહિ તો પણ આ ઉપરાન્ત ત્રણ પુરુષોએ નિઃસંશય દૂર કર્યો હતો

તપાસ કરવાને માટે શાહી કમિશન નીમવાની પ્રથમ કોંગ્રેસની વિનતિ સ્વીકારવાની સરકારે ના પાડી હતી, તે તરફ રા દાદાભાઈ નવરોજજીએ કેટલાક પ્રાથમિક ઉદ્ગારોમા ધ્યાન ખેચ્યુ હતુ પરન્તુ વાયવ્ય પ્રાંતોને ધારાસભા આપવાનુ તેમણે કબુલ કર્યું હતુ, તેની નોધ લીધી હતી તેમણે હિન્દની ભયાનક ગરીબાઇપર ભાર મુકયો અને કહ્યુ કે, "આ ફેલાઇ ગયલી ગરીબાઇ, અને તેને ઓછી કરવાના પ્રાથમિક પગલાના સબધમા પોતાના જે વિચારો દૃઢ રીતે બધાયા હોય તે દર્શાવવાનો આ કોગ્રેસને હક છે તેમજ તેમ કરવુ એ આ કોંગ્રેસનુ કર્તવ્ય છે પ્રથમ દિવસની બેઠક બાબુ જયકિશનના વ્યાખ્યાન પછી સમાપ્ત થઇ હતી તેમણે કહ્યુ કે ૧૮૩૫ ના હિન્દ કરતા ૧૮૮૬ ના હિન્દમા ઘણો ફેરફાર થઇ ગયો છે, છતા તે સમયે સર ચાર્લ્સ મેટ કે હિન્દને વર્તમાનપત્રોની સ્વતંત્રતા આપી હતી "ભૂતકાળના પ્રાચીન હિન્દ અને આજના નવીન હિન્દની વચ્ચે જોડનારી જે થોડીક કડીઓ બાકી રહી છે તે પૈકીના એક તરીકે હુ ગણાયેલો છુ અને તેથી આ કોગ્રેસ તથા જે પ્રજાના પ્રતિનિધિ તરીકે તે કાર્ય કરે છે તે પ્રજા જે પ્રયત્નો કરવાનો પ્રારભ કરે છે તેના ફળનો ઉપભોગ કરવાની અથવા તે ફળ જોવાની હુ ભાગ્યેજ આશા રાખી શકુ પરન્તુ આ નવીન પદ્ધતિ જોવાને હુ જીવ્યો છુ તેથી મને આનંદ ઉપજે છે, અને તમે જે ઉમદા કાર્ય તમારે માથે લઇ રહ્યા છો તેમા એ વૃદ્ધ પુરુષની સહાનુભૂતિ અને શુભેચ્છાઓ સહાય અથવા ઉત્તેજન આપી શકે તો મારા હૃદયના ઊંડાણમાથી હુ કહી શકીશ કે તે સહાનુભૂતિ અને તે શુભેચ્છાઓ તમારા થઇ ચુક્યા છે આ પ્રમાણે વૃધ્ધોની આશીષ મેળવીને કોગ્રેસે પોતાનુ કાર્ય ઉપાડયુ



ડૉ. દાદાભાઈ નવરોજી
બીજી કોન્ગ્રેસના પ્રમુખ

પ્રમુખે પોતાના ભાષણના પ્રારભમા એ અતિ વિવાદગ્રસ્ત મુદ્દો સુંદર રીતે સ્પષ્ટ કર્યો અને કોગ્રેસના કાર્યક્ષેત્રની પરિસીમા નક્કી કરી

તેમણે બતાવી આપ્યું કે, "કૉંગ્રેસ એક શુદ્ધ રાજકીય સંસ્થા છે, અને હું પોતે સામાજિક સુધારાની આવશ્યકતા ઘણી સારી રીતે સમજું છું, છતાં મારો અભિપ્રાય એ છે કે, રાજકીય બાબતો પર હિન્દીઓ એક મત થયલા હોવાથી કૉંગ્રેસે માત્ર રાજકીય બાબતોજ હાથ ધરવી જોઇએ, અને બીજા પ્રશ્નો વિષે અવશ્ય તેઓ ભિન્ન ભિન્ન મતો ધરાવે છે, અને તેથી તે પ્રશ્નો વિષે સર્વ એક સાથે કાર્ય કરે એ અશક્ય છે, તે પ્રશ્નોને તેણે છેડવા જોઇએ નહિ. પ્રત્યેક કોમમાં પોતપોતાની સામાજિક આવશ્યકતાઓ હોય છે, અને એક કોમની એવી આવશ્યક્તાઓ અન્ય કોમની આવશ્યક્તાઓ કરતાં ભિન્ન હોય છે. પરન્તુ આપણી રાજકીય આવશ્યક્તાઓ સવ સામાન્ય છે, અને એક સામાન્ય રાજકીય વકતાસન પર આપણે એકઠા મળી શકીએ છીએ. સમસ્ત પ્રજા જે પ્રશ્નોમાં સીધો ભાગ લે તે પ્રશ્નોની ચતુઃસીમામાંજ રાષ્ટ્રીય કોંગ્રેસે રહેવું જોઇએ, અને સામાજિક સુધારા અને અન્ય કોમી પ્રશ્નોની વ્યવસ્થા કોમી કૉંગ્રેસો માટે તેણે રહેવા દેવી જોઇએ." સમગ્ર રાષ્ટ્રીય સંચાલનનાં, સમગ્ર રાષ્ટ્રીય પક્ષનાં ધાર્મિક, કેળવણીવિષયક, સામાજિક. રાજકીય સ્વરૂપો હોય છે, અને રાજકીય પ્રવૃત્તિને માટે અને ફક્ત રાજકીય પ્રવૃત્તિને માટેજ કૉંગ્રેસ તે સંચાલન, તે રાષ્ટ્રીય પક્ષનું વાજીંત્ર છે આ પ્રમાણે પ્રારંભમાં જે માર્ગ દર્શાવવામાં આવ્યો હતો તે કૉંગ્રેસે મક્કમ રીતે પકડી રાખ્યો છે.

વિશાળ ટાઉન હૉલ (કુરાજક) માં કામ ચલાવવું અશક્ય હોવાથી, બીજે દિવસે બ્રિટિશ ઇન્ડીઅન એસોસીએશનના સ્થાનમાં કૉંગ્રેસની બેઠક મળી. મહારાણીના સુવર્ણ મહોત્સવ (જ્યુબિલી) નો પ્રથમ ઠરાવ ઉત્સાહપૂર્વક પસાર કરવામાં આવ્યો, અને પછી રા. દી. ઇ. વાચ્છાએ બીજો ઠરાવ રજુ કર્યો, તેમાં "હિન્દની વસ્તીની વિશાળ સંખ્યાની વધતી જતી ગરીબાઇ" તરફ ધ્યાન ખેંચવામાં આવ્યુ હતું. તેમણે બતાવી આપ્યું કે, ૧૮૪૮ પછીથી રૈયતની સ્થિતિ એક સરખી ખરાબ થતી ચાલી છે, અને ૪ કરોડ લોકોને દિવસમાં એકવાર ખાવાનું મળે છે, અને તે પણ હંમેશાં નહિ. તેમણે દર્શાવ્યા પ્રમાણે તેનું મુખ્ય કારણ "ગ્રેટ બ્રિટનને અપાતી ખંડણી છે, ત્યાં લઇ ગયા પછીથી તેને ફળદાયી બનાવવામાં આવે છે, તે દૂર પ્રદેશમાં આવેલા ટાપુઓની અનર્ગલ દોલતમાં તેથી અધિક વધારો થાય છે, જે ભૂમિ અથવા જે પ્રજાના પ્રસ્વેદનું તે ફળ છે તેની પાસેથી તે બળાત્કારે લઇ લેવામાં આવે છે, તે દેશ અથવા પ્રજાને તે કોઇ પણ સ્વરૂપમાં પાછી મળતી નથી." પરદેશી લોકોને બને ત્યાં સુધી ઓછા કરી નાખવા જોઇએ, નહિ તો ગરીબાઇનો ઉપાય થઇ શકશે નહિ. રાષ્ટ્રીય આબાદીને માટે આવશ્યક સુધારા ખાત્રીપૂર્વક મેળવવા માટે પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ આપણે મેળવવી જોઇએ. માન રા: એસ. સુબ્રમન્ય આયરે મદ્રાસ તરફથી ટહુકો પૂરતાં કહ્યુ કે, મ્હેસુલી અધિકારીઓનાં પૈસા ઓકાવવાનાં કાર્યો ઉપર અંકુશ રાખવો અશક્ય છે. તાત્કાળિક ઉપાયો તરીકે કાયમની જમાબંદી કરવી, હિન્દીઓની વધારે મોટી સંખ્યાને સરકારી ઓદ્ધાઓ આપવા, દેશી વ્યાપારને ઉત્તેજન આપવું, એવા કેટલાક સુધારા રજુ કરવામા આવ્યા હતા, પરંતુ સઘળા નામંજુર કરવામા આવ્યા અને મૂળ ઠરાવ પસાર કરવામાં આવ્યો.

દહેરા ઇસ્માઇલખાનના મલિક ભગવાનદાસે ત્રીજા ઠરાવ ઉપર અત્યંત સુંદર ભાષણ કર્યું હતું. તેમણે ઉર્દુમાં ભાષણ આપતાં કહ્યું કે, 'જે ભૂમિમાં પુરૂષો કલમ કરતાં તલવાર વધારે તત્પરતાથી ચલાવે છે તે ભૂમિમાંથી હું આવું છું.'' કેટલાકો કહે છે કે, ફક્ત બંગાલી બાબુઓજ ફેરફારો કરવા માગે છે. તેમણે સરહદપરના પ્રદેશના લોકોનો પોશાક પહેર્યો હતો, તે પોશાકમાં તેમણે પોતાનું પ્રચંડ શરીર ઉંચુ કરી બતાવતાં તેમણે પ્રશ્ન કર્યો "શું હું બંગાલી બાબુ જેવા દેખાઉં છું?" તેમણે કહ્યું, સઘળા વધારે બુદ્ધિમાન લોકો સુધારા માગે છે. પોતાના જીલ્લામા કેટલાક સમર્થ પુરૂષોનાં ખાસ ઉદાહરણો ટાંકી, અંતમા તેમણે જણાવ્યું:

"આવા અથવા એમનાથી વધારે સારા અનેક પુરૂષો ન હોય એવો એક જીલ્લો કે એક

શકેરું નથી; અને તમે શું એમ ધારો છો કે, જે રાજ્યતંત્રમાં તેમાંના સોમાંથી નવ્વાણું જણને કોઈ પણ પ્રકારનો ઓધ્ધો મળતો નથી તે રાજ્યતંત્ર તેમાંના કોઇને પણ બહુ ગમે છે ? અથવા પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ અને રાજ્યના વધારે ઉંચા ઓધ્ધાઓ પર ઘણી મોટી સંખ્યામાં હિન્દીઓને રોકવા એ, તેઓ જે દ્વાર ખોલવા માગે છે તેનાં મહત્વનાં પગથીયાં રૂપે થશે, તે શું તેઓ જોઇ શકતા નથી ? હું તમને વધારે રોકીશ નહિ. એક વાર ફરીથી હું એટલું કહીશ કે, આ કાંગ્રેસ અને તેની નેમમાં રહેલા ઉદ્દેશો પ્રતિ પ્રત્યેક વિચારશીલ, શિક્ષિત તેમજ અશિક્ષિત હિન્દી જનની સહાનુભૂતિ છે; અને વર્તમાનપત્રો વિષયનો ભલે ઉંધો અર્થ કરે તથાપિ હું ધારું છું કે સરકાર વધારે સારી રીતે સમજે છે, અને સરકાર જે ભૂલો કરે છે તે છતાં સરકાર ઉદાર હોવાથી હું આશા રાખુ છું, અને ધારું પણ છું કે, લાગણી કેટલી વ્યાપક છે તે જોઇને તે આપણી ઇચ્છાને આધીન થશે અને એકદમ નહિ તો કકડે કકડે આપણે જે જે માગીએ છીએ તે તે સર્વ આપશે. હું સ્પષ્ટ રીતે બોલતો હોઉં તો તેનું કારણ એ નથી કે, હું બ્રિટિશ રાજ્યથી વિરૂદ્ધ છું—બીલ્કુલ નહિ, તે રાજ્યનો મારાથી વધારે ઉમંગી પક્ષકાર કોઇ નહિ હોય ! પરન્તુ તે, સારૂં હોવા છતાં, હજી તેમાં સુધારવા યોગ્ય ઘણી ચીજો છે, અને તેમાં આ કોંગ્રેસે ચર્ચેલી બાબતોનો સમાવેશ થઇ જાય છે. અને "સદાને માટે પરમાત્મા હિન્દમાં બ્રિટિશ રાજ્યને આબાદ કરો " એવી પ્રાર્થનાની સાથે સાથે હું કહું છું કે, "સુધારાને માટેની આપણી માગણીઓનું વ્યાજબીપણું સમજવાનું ડાહપણ અને આપણે જે માગીએ તે આપવાની ઉદારતા તે તેમને આપો. "

આ ઠરાવને સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો. ચોથા ઠરાવનો ખરડો ચર્ચવામાં, ઘણા સુધારા કરવામાં અને છેવટે જાહેર નોકરીના પ્રશ્નનો વિચાર કરીને તેની પર રીપોર્ટ કરવાને એક કમિટી નોમવામાં બાકીનો સમય ગાળવામાં આવ્યો. ( આ સર્વ ઠરાવો પ્રકરણના અંતભાગમાં આપેલાં દેખાશે. )

ત્રીજે દિવસે, ૨૯ મી ડીસેમ્બરે એકવાર ફરીથી ટાઉન હૉલમાં કોંગ્રેસ મળી જ્યુરીની પદ્ધતિનું ક્ષેત્ર વિસ્તારવાની માગણી આઠમા ઠરાવમાં કરવામાં આવી હતી, તે ઠરાવ કેટલાક વિવેચન પછી સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો; તે વિવેચનમાં પંજાબમાંથી આવેલા લાલા મુર્લીધર નામના એક પ્રતિનિધિએ કહ્યું કે, "હું બંદી ખાનામાંથી કોંગ્રેસમાં આવ્યો છું, મને જામીનપર છોડવામાં આવ્યો છે, અને પૂરાવા વિના ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો, કેમકે મને રાજકીય ચળવળીઓ ગણવામાં આવે છે, કારણકે મારા અભિપ્રાયો મારા પોતાનાજ છે, અને હું જે વિચારૂં છું તે ભય વિના કહી દઉં છું. " અને આવા દુરૂપયોગો અટકાવવાને માટે જ્યુરીના રક્ષણની આવશ્યક્તા છે.

જ્યારે જ્યારે ન્યાય આપવાની પદ્ધતિમાં ખામીઓ બતાવવામાં આવે છે, ત્યારે ત્યારે સરકાર હંમેશાં ગુસ્સે થાય છે, તે આપણે જાણીએ છીએ; પરન્તુ જે ટીકાઓથી ફર્યાદ કરવામાં આવેલી બાબતોમાં સરકાર સુધારા કરવાને પ્રેરાવી જોઇએ, તેથી જેટલું નુકસાન થાય તેના કરતાં જામીન પર છુટેલા આ " ગુન્હેગાર " કેદીને ૧૮૮૬ ના આ અત્યંત સંભાવિત મંડળે લાબી તાળીઓની ગર્જનાથી વધાવી લીધો તેનાથી વધારે નુકસાન થાય છે.

થોડા સમય પછી પસાર કરવામાં આવેલો નવમો ઠરાવ આ ઠરાવની પૂરવણી રૂપે હતો. તેમાં એવી માગણી કરવામાં આવી હતી કે, " ૧૮૭૨ ના નવીન ફેરફારથી " જ્યુરીના ચુકાદાઓ ઉથલાવી નાખવાનું બંધ કરવામાં આવ્યું હતું, અને બીનગુન્હેગાર ઠરાવવાના ચુકાદાઓ નામંજુર કરવાની સત્તા પ્રથમજ આપવામાં આવી હતી. તે ફેરફાર " એકદમ પાછો ખેંચી લેવાવો જોઇએ " અંગ્રેજોને તેમના દેશબંધુઓની જ્યુરીઓ કેટલીક વેળા ખોટી રીતે બીન ગુન્હેગાર ઠરાવી છોડી મુકે છે એ કારણ બતાવીને કેટલાકોએ તેની સામે વિરોધ દર્શાવ્યો, પરન્તુ આવી અગવડ હોવા છતાં ઘણી મોટી સંખ્યાએ ખરા સિદ્ધાંતનો ઠરાવ સ્વીકાર્યો. તથાપિ આવો દુરૂપયોગ હજી ચાલુ છે, અને સર

જૈન હુએટ જેવાના હાથમાં તેનો ભયંકર ઉપયોગ થયો છે.

નવમો ઠરાવ ઘડાતો હતો ત્યારે દશમો ઠરાવ પસાર કરવામાં આવ્યો. તેમાં એવી માગણી કરવામાં આવી કે, ગુન્હેગાર ઠરેલા લોકો સામે મૅજીસ્ટ્રેટો સમક્ષ કામ ચલાવવામાં આવે તેને બદલે તેમને સેશન્સમાં મોકલવામાં આવે, એવી માગણી કરવાનો હક્ક તેમને મળવો જોઇએ. તે સમયે કહેવામાં આવ્યું કે, "ઘણી વેળા તદન જુવાન અને અનુભવહીન" મૅજીસ્ટ્રેટો બે વર્ષ સુધીની કેદની સજા અને રૂપીઆ ૧૦૦૦) સુધીનો દંડ કરી શકે છે, અને જો સરકાર "પોતાની ન્યાયની અદાલતોનું ચારિત્ર્ય જાળવી રાખવા" ઇચ્છતી હોય તો, સેશન્સમાં કામ ચલાવવાની છુટ તેમણે આપવી જોઇએ. એવી ફર્યાદ કરવામાં આવી હતી કે, "પહેલાના દિવસોમાં બ્રિટિશ અમલદારોનું અંતઃકરણ તેમને દંશ દેતું હતું, તે અંતઃકરણ" કેટલાક મૅજીસ્ટ્રેટોમાં છે નહિ. સત્ય વાત એ છે કે, અદાલતો હિન્દી અને હિન્દી વચ્ચેના સાધારણ મુકદમાઓમાં ન્યાય આપે છે, પરન્તુ જ્યારથી રાજકીય ચળવળની શરૂઆત થઇ છે ત્યારથી પ્રત્યેક આપખુદ અમલમાં બને છે તેમ જેઓ રાજકીય ફેરફારોનો પક્ષ કરે છે તેમની પર બ્રિટિશ અમલદારો પોતાનો ડોળો રાખે છે, અને લાલા મુર્લીધરના સંબંધમાં બન્યું તેમ જાણ્યે અથવા અજાણ્યે એવા પુરૂષોની ખાસ ખબર લેવાય છે, તેથી રા. ટી. ચિદમ્બરરાવે બતાવી આપ્યું હતું તે પ્રમાણે અત્રે આપણે સર્વ જાણીએ છીએ તે પ્રસંગે, "કાયદાના દૃષ્ટિબિન્દુએ આવી વિશાળ સત્તાઓનો અમલ કરવાને તદન અયોગ્ય" હોય એવા મૅજીસ્ટ્રેટોની કૃપા ઉપર આપણી સ્વતંત્રતા અવલંબી રહે છે. તે પછીનો ઠરાવ પણ કાયદા વિષે હતો. તેમાં ન્યાય અને કારોબારી ખાતાને જુદા પાડવાની માગણી કરવામાં આવી હતી.

ત્યાર પછી અત્યંત મહત્ત્વનો બારમો ઠરાવ રજુ કરવામાં આવ્યો, જેમાં બ્રિટિશ દીર્ઘદૃષ્ટિ કરતા હિન્દી દીર્ઘદૃષ્ટિ અત્યંત આગળ વધેલી માલૂમ પડતી હતી. એ ઠરાવમાં લશ્કરમાં સ્વયંસેવકો તરીકે જોડાવા દેવાની મંજુરી આપવાની સરકારને વિનતિ કરવામાં આવી હતી, જેથી કરીને કોઇ અણીને પ્રસંગે હિન્દીઓ તેમને સહાય આપી શકે. રાજા રામપાલસિંધે એ ઠરાવ રજુ કર્યો હતો અને ઘણુંજ સુંદર ભાષણ આપ્યું હતું, જે પરથી માલૂમ પડયું કે, ક્રમેં ક્રમે તેમનામાંથી પ્રાચીન લડાયક જુસ્સો નાશ પામ્યો ન હતો. તેમણે પ્રારંભમાં કહ્યું કે, જે બાબતમાં "આપણી અને સરકારની વચ્ચે સ્પષ્ટ મતભેદ છે" તે વિષે આપણે બોલીએ ત્યારે કોંગ્રેસના વફાદાર અને પ્રશાન્ત જુસ્સાને લીધે આપણું સંરક્ષણ થવું જોઇએ એ વિષય સંબંધે આખા દેશે સરકારને અરજી કરી હતી, પરન્તુ તે અરજી નામંજુર કરવામાં આવી હતી, તેમાં અતિ કૃપા બતાવવામાં આવી ન હતી; તથાપિ "ગ્રેટબ્રિટન તથા હિન્દનાં ઉત્તમોત્તમ હિતો" સમાયલાં હોવાથી આપણે તેને માટે દબાણ કરવુંજ જોઇએઃ

"સરકારે આપણું જે કાંઈ શ્રેય કર્યું છે તે સઘળાને માટે આપણે તેમના અત્યંત આભારી છીએ, પરન્તુ ગમે તેવા ઉત્તમ ઇરાદા હોય તે છતાં જ્યારે તે આપણને ભયંકર અને ફરીથી સુધરી ન શકે એવી હાનિ પહોંચાડે ત્યારે આપણે તેનો આભાર ન માની શકીએ......આપણી પ્રકૃતિઓની અવનતિ કરવા માટે, પદ્ધતિસર આપણો સર્વ લડાયક જુસ્સો કચડી નાખવા માટે, યોદ્ધાઓ અને બહાદુરોની જાતિને કલમ પકડનાર ગરીબ મેંઢાના ટોળા જેવી બનાવી દેવાને માટે આપણે તેમનો ઉપકાર માની શકીએ નહિ. ઇશ્વરનો આભાર માનો કે, હજી સુધી વસ્તુસ્થિતિ તદન એટલી બધી બગડી ગઇ નથી. દરેક જગ્યાએ હજી આપણામાં એવા કેટલાક છે કે તેઓ પોતાનાં કુટુંબ અને ગૃહને માટે, અરે જે સરકારના આપણે આટલા બધા ઋણી છીએ તેને સહાય આપવાને અને તેને ટકાવી રાખવાને માટે સમશેર ખેંચવાને અને જરૂર હોય તો પોતાના પ્રાણ અર્પણ કરવાને પણ ખુશી છે. પરન્તુ આપણી આવી દશા થવા બેઠી છે......અને જો એક વેળા આપણે તે સ્થિતિએ પહોંચ્યા તો હું ધારૂં છું કે, બ્રિટિશ મહારાજ્યની જ્વલંત કીર્તિ

છતાં, ગ્રેટબ્રિટનના ઉમદા આશયો હોવા છતાં, અને તેણે આપણું જે જે શ્રેય કર્યું છે, અથવા કરવાનો યત્ન કર્યો છે તે છતાં સર્વાળો કાઢતાં ગ્રેટબ્રિટન કરજદાર માલુમ પડશે, અને ઇંગ્લાંડ સાથે પોતાનું પાનું પડવાને માટે આનંદ પામવાને બદલે હિન્દને પશ્ચાત્તાપ કરવો પડશે.

આ કદાચ કડક ભાષા હશે, પણ તે સત્ય છે; એક પ્રજાના પ્રજાકીય જુસ્સાનો, અને પોતાના તથા પોતાની જન્મદાતા ભૂમિનું સંરક્ષણ કરવાની શક્તિનો નાશ કરવામાં આવે તેનો બદલો બીજા કશાથી વળતો નથી.

આ બાબતમાં દુર્ભાગ્યે આપણી સરકારે જે ભૂલભરી રાજનીતિ અંગીકાર કરી છે તેને માટે માત્ર આપણેજ પસ્તાવું અને સહન કરવું પડશે એમ નથી. તમારી ચોતરફ દુનિયામાં ગમે ત્યાં દૃષ્ટિપાત કરો અને પ્રચંડ સૈન્યો અને નૌકાસૈન્યો તમને દેખાશે. આખી સુધરેલી દુનિયા પર ભવિષ્યમાં આફતનું વાદળ તુટી પડશે, અને વ્હેલો મોડો દારૂણ સંગ્રામનો પ્રારંભ થશે, અને ખચીત, તેની પૂર્ણાહુતિ થશે તે પહેલાં ગ્રેટ બ્રિટન તેમાં સંડોવાશે. યુરોપ ખંડના નવાં નવાં રાજ્યો જેટલા સૈનિકો પૂરા પાડશે તેમાં દર હજારે એક સો સૈનિકો આટલું બધું દોલતવાન ગ્રેટબ્રિટન લડાઇના મેદાનમાં ઉતારી શકશે નહિ. ઇંગ્લાંડ પોતે તો વિખુટું પડેલું છે, અને ટાપુ જેવી તેની સ્થિતિ હોવાથી અમુક અંશે સુરક્ષિત છે, પરન્તુ યુરોપ અને એશીઆ વચ્ચે મિત્રતા ધરાવનાર સમુદ્ર છે નહિ, હિંદુસ્થાનમાં આવવાનો જમીન માર્ગ જાણીતો અને ખુલ્લો છે; હિન્દુસ્થાન વિખુટું પડેલું નથી, અને જે હિન્દુસ્થાન ઉપર ગ્રેટ બ્રિટનની અર્ધી દોલત અને દરજ્જાનો આધાર છે, તેજ હિન્દુસ્થાન પર ગ્રેટબ્રિટન પર હુમલો કરવા ઇચ્છતા યુરોપી રાજ્યો ગંભીર આક્રમણ કરશે.

ત્યારે ઇંગ્લાંડને પશ્ચાત્તાપ થશે કે, હુમલો કરનારાઓને મારી હટાવવાને માટે હથીયાર વાપરતાં શિખેલા લાખો બહાદુર હિન્દીઓને બદલે તેમની સામે થવાને તેની પાસે માત્ર મુઠ્ઠીભર સૈનિકો છે, અને પોતાની બીકણ પ્રજા પાસેથી માત્ર શુભેચ્છાઓની આશા રાખી શકે —એ શુભેચ્છાઓ શુભેચ્છાઓ તરીકે ખરેખર સારી હોય છે, પરન્તુ બરદન બંદુકો અને તોપના ગોળાઓ સામે બચાવ કરવાને માટે તદ્દન નકામી છે.

પરન્તુ આપણે પોતાને માટે વર્તમાન રાજ્યનીતિને આપણે વખોડીએ છીએ આપણામાંના ઉચ્ચ કે નીચ સર્વ હથીયારો કેમ વાપરવાં? તે વિષેનું સઘળું જ્ઞાન ગુમાવી રહ્યા છીએ, અને એની સાથે સ્વાશ્રયનો જે જુસ્સો મનુષ્યને સાહસિક બનાવે છે, બહાદુર બનાવે છે અને પોતાનું નામ દીપાવે એવો બનાવે છે, તે જુસ્સો પણ આપણે ગુમાવીએ છીએ. હું પાંચ વર્ષનો હતો ત્યારથી આપણામાં પ્રચલિત સર્વ શારીરિક કસરતો શિખવાનો પ્રારંભ મારા દાદાએ મારી પાસે કરાવ્યો હતો, અને સઘળાં હથીયારો વાપરતાં અને સઘળી સૈનિકોને યોગ્ય કસરતો હું શિખ્યો. પરન્તુ કયો મનુષ્ય હવે પોતાના પુત્રને આવી તાલીમ લેવા મોકલે છે ? કયો યુવક આજકાલ આ ચીજોમાંથી કોઇપણ ચીજ જાણે છે ? પચ્ચાશ વર્ષ ઉપર, યુદ્ધની ઇચ્છા કર્યા વિના, કોઇ સુંદર રણક્ષેત્રમાં કોઇક દિવસ પોતાનું પરાક્રમ બતાવવાના વિચારથી પ્રત્યેક યુવકનું હૃદય પ્રફુલ્લ થતું. મને ભય રહે છે કે, અત્યારે કોઇ આવા શકય બનાવનો વિચાર ઘણા ખરા યુવકો, અત્યંત મિશ્રિત લાગણીઓપૂર્વક કરશે એમ મારે કહેવું જોઇએ. જો મનુષ્યોને યોદ્ધા બનવાને માટે લાયક બનાવવા હોય, જ્યારે કસોટીનો સમય આવે, અને દરેક દેશને માટે તે આવવાનો જ, ત્યારે કાંઇક પાણી ઝળકાવે એવી રીતે લડવાને લાયક બનાવવા હોય, તો તેમને હથીયારોનો ઉપયોગ કરવાની તાલીમ આપવી જોઇએ; ફક્ત ૩૫ વર્ષ ઉપર કમમાં કમ અયોધ્યામાં લડાયક કસરતો કરવાનો પ્રત્યેક ગૃહસ્થનો ધંધો હતો, તેવી કસરતોમાં ભાગ લેતાં અને હથીયારો વાપરતાં પોતાનાં બાબાપોને અને પોતાનાં વડીલોને તેમણે પોતાના બાળપણમાંથી નીહાળવાં જોઇએ

મને બીજો એક ઘણા મહત્ત્વનો મુદ્દો છે —વ્યાવહારિક રીતે હિન્દ ગરીબ બનતું જાય છે

તેનું મુખ્ય કારણ લખલૂટ ખર્ચ નીભાવવામાં આવતું તેનું સ્થાયી લશ્કર છે. (તેનાં સાધનો જોતાં) આ પ્રચંડ ખર્ચનો ફેંચડી નાખનારો બોજો વ્હેલો મોડો હાં તો દેશને અથવા તો સરકારને તોડી પાડશે હવે, હિન્દી સ્વયંસેવકોની વિચારપૂર્વક યોજના રચવાથી, આ લડાયક ખર્ચમાં ઘણો મોટો ઘટાડો કરવો શક્ય છે, અને તે છતાં દેશના બચાવને માટે દેશ હમણાં જેટલો બલવાન્ છે તેના કરતાં વધારે બલવાન્ બનશે.

પરન્તુ હું કલાકોના કલાકો સુધી બોલ્યા કરીશ. હું કહીશ કે, ઘણી જગ્યાઓએ હથીયાર-બંધીના કાયદાનો જે રીતે અમલ કરવામાં આવે છે, તેથી લોકો, તેમનાં ઢોરઢાંક, તેમનો પાક સંપૂર્ણ રીતે જંગલી જાનવરોના ભોગ થઇ પડવાનો ભય રહે છે. જે નિયમો હિન્દી ક્રીશ્ચીયનોને સ્વયંસેવકો બનવા દે છે, પરન્તુ હિન્દી હિન્દુઓ કે મહોમેદનોને સ્વયંસેવકો બનવા દેતા નથી, તેમાં જે અપમાન, જે અન્યાય, અને ઇંગ્લાંડે હિન્દને આપેલાં અત્યંત પવિત્ર અને ગંભીર વચનોનો જે ભંગ સમાયલાં છે, તે વિષે પણ હું કહેત. પરન્તુ મેં ઘણું કહ્યું છે, અને ખરેખર આપણે સર્વ એકમત હોવાથી મને ભય રહે છે કે, આ વિષય મને અતિ પ્રિય છે, તે વિષે મેં જોઇએ તેથી ઓછું કહ્યું છે. હવે હું ફક્ત એટલુંજ ઉમેરીશ કે, આંધળા બનીને સર્વ લોકોના હાથમાં હથીયારો આપવાનું આપણે સરકારને કહેતા નથી, પરન્તુ આપણે માત્ર એટલુંજ કહીએ છીએ કે, જ્યારે પ્રસંગ ઉભો થાય ત્યારે પોતાનાં ગૃહોનું, પોતાના દેશનું અને પોતાની સરકારનું સંરક્ષણ કરવાને માટે યોગ્યતા મેળવવાની પરવાનગી પોતાને યોગ્ય લાગે તેવા નિયમો અને બંધનો હેઠળ પોતાની વફાદાર હિન્દી પ્રજાના ઉચ્ચતર અને વધારે કેળવાયલા વર્ગોને આપવી."

કહેવાની જરૂર નથી કે, ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો, અને છતાં ૨૯ વર્ષ પછી હથીયાર બંધીનો કાયદો હજી ધારાપોથીમાં છે, અને ફક્ત હિન્દી ક્રિશ્ચીયનોને સ્વયંસેવકો થવા દેવામાં આવે છે. તથાપિ રાજા રામપાલસિંધે જે જુસ્સાથી લાગણીઓ બતાવી હતી તેજ જુસ્સાથી આજે સર્વ હિન્દી ગૃહસ્થોનાં હૃદયોમાં સ્ફુરી રહી છે.

કોંગ્રેસને ચોથે અને છેલ્લે દિવસે પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓના સંપૂર્ણ મહત્ત્વના વિષયપર વિચાર કરવામાં આવ્યો હતો. જાહેર નોકરીના પ્રશ્નપર વિચાર ચલાવવાને નીમેલી કમિટીનો રીપોર્ટ બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ રજુ કર્યો, અને સાતમા ઠરાવમાં સર્વાનુમતે તેને મંજુર રાખવામાં આવ્યો. પછી તેમણે ચોથો ઠરાવ અને તેમાં સમાયલી તાત્કાલિક સૂચનાઓ રજુ કર્યાં, અને કહ્યું:

"સ્વરાજ્ય એ કુદરતનો આદેશ છે, ઇશ્વરની ઇચ્છા છે. પ્રત્યેક પ્રજાએ પોતાનું ભવિષ્ય નક્કી કરવું જોઇએ, એવી સર્વશક્તિમતી આજ્ઞા કુદરતે પોતાને હાથે પોતાની અમરપોથીમાં લખી રાખી છે. પરન્તુ આપણે સ્વરાજ્ય ભોગવીએ છીએ? જવાબ નકારમાં મળે છે. ત્યારે શું અકુદરતી અવસ્થામાં આપણે જીવન ગાળીએ છીએ? હા, વૈદ્યની સારવાર હેઠળ દર્દી જે દશામાં રહે છે, તે દશામાં દુનિયામાં એક મહાન્ સ્વાતંત્ર્યપ્રેમી પ્રજાના આશ્રય હેઠળ ઉમેદવારીનો અને કસોટીનો સમય આપણે ગાળીએ છીએ. અને આપણો દાવો એ છે કે, ઉમેદવારીના સમયનો હવે લગભગ અંત આવી જવો જોઇએ, લગામ ઉતારી લેવી જોઇએ, અને બાળક પરિપક્વ યુવાવસ્થામાં પ્રવેશ કરતું હોવાથી તેના પોતાના કાર્યવહીવટનો કમમાં કમ કેટલોક ભાગ તેને સોંપી દેવો જોઇએ. જો તેમ કરવામાં નહિ આવે તો, તે પ્રસંગથી હિન્દમાંના બ્રિટિશ અમલને ગંભીરમાં ગંભીર કલંક લાગશે; કેમકે તેનો અર્થ એવો થશે કે, બ્રિટિશ રાજ્ય અને અંગ્રેજી કેળવણીના એક સૈકા કરતાં વધારે સમય પસાર થયા પછી સ્વરાજ્યના સિદ્ધાંતોની કદર બુઝવાને અને સ્વરાજ્યની કલાને વ્યવહારમાં યોજવાને આપણે અસમર્થ છીએ. પરન્તુ એ સંબંધમાં મને કાંઇ ભય નથી. અમારા પોતાના પ્રાંતમાં સ્થાનિક સ્વરાજ્ય અત્યંત ફતેહમંદ નીવડયું છે. અમારી પાસે તેનાં શ્રેષ્ઠ પ્રમાણો છે; કેમકે ખુદ નામદાર લેફટેનન્ટ-ગવર્નર જેવા પુરૂષે જાહેર કર્યું છે કે બંગાલમાં એકંદર રીતે સ્થાનિક સ્વરાજ્ય

ફ્લેહમંદ નીવડયું છે; અને મને સંપૂર્ણ ખાત્રી છે કે, હિન્દના અન્ય પ્રાંતોમાંથી એવાં પ્રમાણો મળી આવશે. તેથી ઉલટી હકીકત હોય તો તે, ખરેખર એક ચમત્કાર સમાન ગણાય. આપણી પંચાયત પદ્ધતિ પર્વતો જેટલી પ્રાચીન છે, અને પ્રજાનાં હૃદયોમાં અને અંતઃપ્રેરણાઓમાં આલેખાયલી છે. તેથી હિન્દની પ્રજાની ટેવો અથવા વિચારના માર્ગો જોતાં સ્વરાજ્યમાં કાંઇ પણ નવીન નથી."

આ દરખાસ્તને રા. ( હમણાંના સર ) એન. જી. ચંદાવરકરે અનુમોદન આપતાં ઘણું સરસ ભાષણ આપ્યું હતું, તેમાં તેમણે અવતરણો ટાંકીને બતાવી આપ્યું કે, જે મહાન અંગ્રેજોએ હિન્દમાં રાજ્ય કર્યું હતું તેમનો વિચાર સ્વરાજ્ય આપવાનો હતો. ત્યાર પછી બીજાં ભાષણો થયાં–તે એટલાં બધાં સારાં છે કે તે સર્વ વાંચવા યોગ્ય છે–અને પછી પંડિત મદન મોહન માળવીયા આવ્યા, તેમણે કોંગ્રેસમાં પોતાનું પહેલવહેલું ભાષણ આપ્યું, અને પોતાના ભાષણની છટાથી તેમણે શ્રોતાઓને તન્મય બનાવી દીધા. એ છટા અદ્યાપિ હિન્દની સેવામાં ઉપયોગી થઇ રહી છે. એમાંથી એક અવતરણ તો આપણે લેવું જ જોઇએઃ

"આ મહાન સુધારાની ઉપયોગિતા, સમયોચિતતા, આવશ્યકતા આપણે મહાન બ્રિટિશ સરકારને બતાવવાની જરૂર નથી. પ્રજા પોતાની ફરજો અદા કરે છે કે નહિ તે વિષે બારીક દૃષ્ટિથી કાળજી રાખનાર પરન્તુ પ્રજાના હકકો વિષે અજ્ઞાન અને બેદરકારી બતાવનાર કોઇ જુલ્મી રાજા રાજ્ય કરતો હોત તો આ આશિર્વાદ મેળવવાની આપણી અરજીને અનુમોદન આપવાને માટે આવું પરિદર્શન કરાવવાની કદાચ જરૂર જણાત; પરન્તુ તેમના ઉદાહરણથી પ્રેરાઇને જે સંસ્થાઓ પ્રાપ્ત કરવાની આપણને અભિલાષા થઇ છે, તે સંસ્થાઓ પોતાને માટે મેળવવાને માટે અને પોતાનાં બાળકોને માટે સારી હાલતમાં જાળવી રાખવાને માટે જે બહાદુર અને મોટા પુરૂષો સંગ્રામોમાં ઝઝુમ્યા હતા અને પ્રાણ ગુમાવ્યા હતા અને આ પ્રિય સિદ્ધાંતને ટકાવી રાખવાને માટે અને વિકસાવવાને માટે જેમણે પોતાની આખી જીંદગીઓ ગુમાવી હતી અને પોતાનાં હૃદયોનું લોહી રેડયું હતું તેમના વંશજોની બનેલી બ્રિટિશ સરકારને અથવા બ્રિટિશ પ્રજાને આવા કાર્યના અનુમોદનમાં એક શબ્દ સરખો કહેવો ખચીત અનાવશ્યક છે.

પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ વિના એક અંગ્રેજ કેવો હોય છે ? અરે, બીલકુલ અંગ્રેજ નહિ, ફક્ત પોકળ, એક હલકું અનુકરણ, અને આપણા માત્ર નામના અંગ્રેજ મહાનુભાવો તરફ મારી આસપાસ નજર કરૂં છું ત્યારે મને વારંવાર અચંબો થાય છે કે, તેઓ આપણને પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ આપવાની ના પાડે છે, અને આપણને સંસ્થાઓ ટકાવી રાખવાને મચે છે, અને છતાં પોતાની જાતને અંગ્રેજો કહેવાની કેવી ધૃષ્ટતા બતાવે છે ! સાચા બ્રિટનનાં ભાષા અને સાહિત્યની માફક પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ પણ તેના અંગ જેવી છે. જે ગ્રેટબ્રિટને પોતાનાં ભાષા અને સાહિત્યની બક્ષિસથી તે સંસ્થાઓની કદર કરવાની યોગ્યતા આપણામાં આણી છે, અને તેની આકાંક્ષા કરવાની પ્રેરણા કરી છે તે સંસ્થાઓ આપણને, તેની જન્મથી સ્વતંત્ર પ્રજાને, આપવાની નિષ્ઠુરતાપૂર્વક ગ્રેટબ્રિટન ના પાડશે, એમ મને કોઇ કહેશે શું ?

પ્રતિનિધિત્વ નહિ તો કર પણ નહિ. અંગ્રેજોના રાજકીય બાયબલની આ પ્રથમ આજ્ઞા છે; આપણે સ્વતંત્ર અને શિક્ષિત, એકજ રાજાની પ્રજા હોવા છતાં આપણે જાણે મુંગાં ઘેટાં અથવા પશુ હોઇએ તેમ તે આપણી ઉપર કર નાખીને પોતાના અંતઃકરણ સાથે રમત કેમ રમી શકે ? પરન્તુ હવે આપણે મુંગા નથી. છેવટે હિન્દુસ્થાનનો અવાજ આ મહાન કોંગ્રેસમાંથી નીકળ્યો છે, અને તેમાં અને તેની દ્વારા પોતાની પ્રણાલિકાઓને, પોતાની અંતઃપ્રેરણાઓને અને પોતાની જાતને વફાદાર બનવાનું અને જન્મથી સ્વતંત્ર બ્રિટિશ નાગરિકો તરીકે આપણને આપણા હકો આપવાનું આપણે ઇંગ્લાંડને કહીએ છીએ."

અલબત્ત, સર્વાનુમતે ઠરાવ પસાર કરવામાં આવ્યો.

સંપૂર્ણ મહત્ત્વના ચોથા ઠરાવને વ્યવહારમાં મૌજે એવી સહાય આપનાર તરીકે પાંચમો ઠરાવ ત્યાર પછી આણવામાં આવ્યો, અને તત્કાળ તેને પસાર કરવામાં આવ્યો.

ત્યાર પછી વાયસરૉયને ઠરાવો મોકલવાના, અને તે ઠરાવો વાયસરૉયે મહારાણીને અને હિન્દી પ્રધાનને મોકલવાના; સ્ટેન્ડીંગ કોંગ્રેસ કમિટીઓની સ્થાપના કરવાના; અને આગામી કોંગ્રેસ મદ્રાસમાં ભરવાના ૧૫, ૧૩ અને ૧૪ ઠરાવો આપેલા અનુક્રમે પસાર કરવામાં આવ્યા. પછીથી પ્રમુખનો ઉપકાર માન્યા પછી આ ચિરઃ સ્મરણીય બેઠકની પૂર્ણાહુતિ થઇ.

"ધી સ્ટેટ્સમેન" પત્રે (કલકત્તા) કોંગ્રેસ વિષે સુંદર લેખ લખ્યો હતો, તેમાં લખવામાં આવ્યું હતું કે, "આપણા એક સૈકાના રાજ્યતંત્રના પરિણામ તરીકે ગર્વપૂર્વક બતાવી શકીએ એવા પુરૂષોની કોંગ્રેસ બનેલી છે. તેથી ઉલટી રીતે "લંડન ટાઇમ્સે" ખૂબ ગાળો ભાંડી, અને જાહેર કર્યું કે, (એ કથનના સત્યની તુલના અમારા વાચકો કરી શકશે) "માત્ર અસંતુષ્ટ જગ્યા ખોળનારાઓએ, કચરા જેવા માણસોએ દેશમાં જેમને થોડું અથવા બીલકુલ ગુમાવવાનું નથી તેમણે, અનુકરણ કરવાની ઘણી સારી શક્તિ ધરાવનાર, અને રાજ્યતંત્રના યથાર્થ પ્રશ્નો વિષે સંપૂર્ણ અજ્ઞાન ધરાવનાર પુરૂષોએ આ કોંગ્રેસ ઉત્પન્ન કરી છે,...આ સર્વ વાતોડીયાં મંડળોના પ્રતિનિધિઓ જાહેર શાંતિને ગંભીર ભયરૂપ થઇ પડશે." એ ઝેરીલા કચરાએ, બ્રેટબ્રિટનમાં નુકસાન પહોંચાડયું.

વાયસરૉય લૉર્ડ ડફરીને કેટલાક સભ્યોનું પ્રતિનિધિઓ તરીકે નહિ, પરન્તુ "પાટનગરના અતિથિવિશેષ તરીકે સંમાન કર્યું!" તેણે તેમને એક ગાર્ડન પાર્ટીમાં પણ આમંત્ર્યા હતા, પરન્તુ કાળજીપૂર્વક ખુલાસો કર્યો હતો કે, પ્રતિનિધિઓ તરીકે તમને હું આમંત્રણ આપતો નથી. તેથી ઉદ્‌ભવેલા વિનોદની તે નામદારને ખબર ન હતી. પણ બેશક તેમાં તેનો ઇરાદો શુભ હતો. ગમે તેમ કહો, પરન્તુ આ ભલા ગૃહસ્થે નહિ તો હિંદુસ્થાને કોંગ્રેસના પ્રતિનિધિત્વપૂર્ણ સ્વરૂપને કબુલ રાખ્યું હતું.

## ઠરાવો.

૧. હિન્દના સર્વ ભાગોના પ્રતિનિધિઓની બનેલી આ કોંગ્રેસ નામદાર મહારાણીની યાદગાર હિતકર અને કીર્તિવંત રાજ્ય-કારકીર્દિની અર્ધી સદી પૂરી થવાનો સમય સમીપ આવે છે તે પ્રસંગે પોતાનાં કર્તવ્યપૂર્ણ અને વફાદારી ભર્યાં અભિનંદનો નમ્રપણે અર્પે છે અને અંતઃકરણપૂર્વક ઇચ્છે છે કે મહાન બ્રિટિશ સામ્રાજ્ય ઉપર તેઓ ઘણાં ઘણાં વધારે અને સુખપૂર્ણ વર્ષો પર્યંત રાજ્ય કરો.

## પ્રતિનિધિત્વ.

૨. હિન્દની વસ્તીની મોટી સંખ્યાની વધતી જતી ગરીબાઇ તરફ આ કોંગ્રેસ અત્યંત ઉંડી સહાનુભૂતિ દર્શાવે છે, અને તે તરફ ભયપૂર્ણ દૃષ્ટિ કરે છે, અને (જો કે સરકાર આ બાબત તરફ દુર્લક્ષ કરતી નથી અને અમુક ઉપાયો યોજવાનો વિચાર કરે છે, તેનું તેને જ્ઞાન છે તથાપિ) પોતાની દૃઢ પ્રતીતિ નોંધવા ઇચ્છે છે કે, લોકોની સ્થિતિ સુધારવાને માટે પ્રતિનિધિત્વ વાળી સંસ્થાઓ દાખલ કરવાનું કાર્ય અત્યંત મહત્ત્વનું વ્યાવહારિક પગલું નીવડશે.

૩. આ કોંગ્રેસ ૧૮૮૫ની કોંગ્રેસના ત્રીજા ઠરાવનું ભાર દઇને પુનઃ સમર્થન કરે છે, અને પોતાની માન્યતા સ્પષ્ટ રીતે જાહેર કરે છે કે, તેમાં સૂચવ્યા પ્રમાણે ધારા ઘડનારી ગવર્નર જનરલની ધારાસભામાં અને પ્રાંતિક ધારાસભાઓમાં સુધારો કરવો અને તેમાં વિકાસ કરવો એ હિન્દ અને ઇંગ્લાંડ બંનેના હિતને માટે આવશ્યક બન્યાં છે.

૪. આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે, આ આવશ્યક સુધારાને વ્યાવહારિક સ્વરૂપ આપતી વેળા (પ્રશ્નની વધારે વિગતવાર તપાસ કરતાં સરકારને જે ફેરફારો કરવા યોગ્ય લાગે તે કરવાનો હક્ક કાયમ રાખીને) નીચેની તાત્કાલિક સૂચનાઓમાં સમાયેલા સિદ્ધાન્તો ધ્યાનમાં લેવા જોઇએઃ

( ૧ ) પ્રાંતિક ધારાસભાઓ તેમજ ગવર્નર જનરલની ધારાસભામાં સભ્યોની સંખ્યામાં ઘણો વધારો કરવો. આવી રીતે વિકાસ પામેલી ધારાસભાઓના સભ્યોમાંથી કમમાં કમ અર્ધા સભ્યો ચુંટાયલા હોવા જોઇએ. એવી ધારાસભાઓમાં પોતાના ઓદ્ધાની રૂએ બેસનાર અમલદારોની સંખ્યા વધારેમાં વધારે એક ચતુર્થાંશ હોવી જોઇએ, અને સરકાર તરફથી નીમાયલા અમલદાર કે બીન અમલદાર સભ્યોની સંખ્યા એકચતુર્થાંશથી વધારે હોવી જોઇએ.

( ૨ ) કોમના જે વર્ગો અને સભ્યો પ્રાંતિક ધારાસભાઓના સભ્યોની ચુંટણી કરવાના હક્કનો દેખીતી રીતે ડહાપણપૂર્વક અને સ્વતંત્રતાપૂર્વક ઉપયોગ કરવાને સમર્થ હોય તેમનેજ એ હક્ક આપવો. બંગાલમાં અને મુંબાઇમાં મ્યુનિસિપાલટીઓ, જીલ્લા બોર્ડો, ચેમ્બર્સ ઓફ કોમર્સ, અને યુનિવર્સિટિઓના સભ્યો ધારાસભાના સભ્યોની ચુંટણી કરશે અથવા તો આવશ્યક લાગે તેવી નાણાંવિષયક અને કેળવણી વિષયક યોગ્યતાઓ ધરાવનારી સર્વ વ્યક્તિઓનું એક મતદાર મંડળ રચવું. મદ્રાસમા ધારા સભાના સભ્યોની ચુંટણી કાંતો જીલ્લા બોર્ડો, મ્યુનિસિપાલીટીઓ, ચેમ્બર્સ ઓફ કોમર્સ અને યુનિવર્સિટી કરશે અથવા મતદારોની કોલેજો કરશે-તે કોલેજોના કેટલાક સભ્યોને આ મંડળો ચુંટશે અને કેટલાક સભ્યોની સરકાર નીમણુંક કરશે. વાયવ્ય પ્રાંતો અને અયોધ્યામાં અને પંજાબમાં મ્યુનિસિપલ અને જીલ્લા બોર્ડો તરફથી ચુંટાયલા અને કુલ સંખ્યાના વધારેમાં વધારે એક ષષ્ઠાંશ જેટલા સરકાર તરફથી નીમાયલા સભ્યોની બનેલી મતદારોની કોલેજ ધારાસભાના સભ્યોની ચુંટણી કરશે; તે સંબંધમાં એટલું સમજી રાખવાનું છે કે મ્યુનિસિપલ બોર્ડોમાં ચુંટણીની જે પદ્ધતિ ચાલુ છે તેજ પદ્ધતિ જીલ્લા બોર્ડોને લાગુ પાડવામાં આવશે અને જીલ્લા બોર્ડોના સભ્યોની ચુંટણી કરવાનો હક્ક ખેડુત વર્ગને આપવામાં આવશે. પરન્તુ ગમે તે પદ્ધતિ સ્વીકારવામાં આવે ( અને દરેક પ્રાંતને માટે વિગતોનો અલગ અલગ અમલ થવો જોઇએ. ) તથાપિ કોમના સર્વ વિભાગો અને સર્વ મહાન્ હિતોને પૂરતું પ્રતિનિધિત્વ મળવું જોઇએ.

( ૩ ) ગવર્નર-જનરલની ધારા ઘડનારી સભાના ચુંટાયલા સભ્યોની ચુંટણી જૂદી જૂદી પ્રાંતિક ધારાસભાઓના ચુંટાયલા સભ્યોએ કરવી જોઇએ.

( ૪ ) કોઇ પણ ધારાસભાના ચુંટાયલા અથવા નીમાયલા સભ્યે એવા સભ્ય તરીકે કાંઇપણ પગાર કે લવાજમ લેવું નહિ, પરન્તુ એવા કોઇ સભ્યને પ્રથમથી કોઇ સરકારી પગાર અથવા ભથ્થું મળતું હોય તો પોતે સભ્ય હોય તે દરમ્યાન તેમાં કાંઇ ફેરફાર કર્યા વિના લેવાનું ચાલુ રાખવું, અને સભાસદ તરીકેના કાર્ય માટે મુસાફરી કરવામાં જે જે ખર્ચ થાય તે સર્વ પાછો લેવાનો હક્ક સર્વ સભાસદોને રહેશે.

( ૫ ) જાતિ, ધર્મ, જ્ઞાતિ અથવા રંગના ભેદવિના હિન્દમાં રહેતા સર્વ મનુષ્યો ચુંટાયલા અથવા નીમાયલા સભ્યો તરીકે ધારાસભામાં બેસવાને યોગ્ય ગણાશે

( ૬ ) સર્વ કાયદાઓ અને સર્વ નાણાં વિષયક પ્રશ્નો, તેમજ સર્વ અંદાજ પત્રો, પછી તેમાં નવા અથવા વધારાના કરોનો સમાવેશ થયો હોય કે ન હોય, આ ધારાસભાઓ સમક્ષ અવશ્ય રજુ કરવાં, અને ધારાસભાઓ તેમની પર વિચાર ચલાવશે. રાજ્યતંત્રની અન્ય સર્વ શાખાઓના સંબંધમાં પોતાના ઓદ્ધાની રૂએ સભ્ય બનેલા સભ્યોને (અથવા તેમાંના કોઇ સભ્યને અમુક શાખાની દેખરેખ રાખવાનું કાર્ય સોંપવામા આવ્યું હોય તો તેને ) યોગ્ય નોટીસ આપ્યા પછી પોતાને યોગ્ય લાગે તેવા પ્રશ્ન પૂછવાની છુટ કોઇપણ સભ્યને મળશે (અને હવે પછી અપવાદ બાંધવામાં આવ્યો હોય તે સિવાય )પોતાના પ્રશ્નનો જવાબ અને સંપૂર્ણ રીતે તે વિષય સમજવાને માટે જરૂરી કાગળીયાંની નકલો

મેળવવાનો તેને હક રહેશે, અને આ જવાબ મળ્યા પછી તે પ્રશ્ન પર વિચાર કરવાની અને ચર્ચા કરવાની અને બહુમતીને યોગ્ય લાગે તેવો ઠરાવ તેને વિષે નોંધવાની છુટ ધારાસભાને મળશે. તેમાં અપવાદ એ છે કે, જે વિષયના સંબંધમાં પ્રશ્ન પૂછવામાં આવ્યો હોય તેમાં પરદેશો સાથેની રાજ્ય નીતિ, લશ્કરી વ્યવસ્થા અથવા વ્યૂહરચનાની બાબતોનો સમાવેશ થતો હોય, અથવા અન્ય પ્રકારે તે એવી જાતનો હોય કે કારોબારી મંડળના અભિપ્રાય પ્રમાણે પૂછવામાં આવેલી હકીકત પૂરી પાડવાથી જાહેર હિતો ઘણા ભયમાં આવી પડે, ત્યારે હોદ્દાની રૂએ બનેલા સભ્યોને અથવા તેમાંના કોઇ એકને તે પ્રમાણે જવાબ આપવાની, અને માગેલી હકીકત પૂરી નહિ પાડવાની સૂચના કરી શકશે.

(૭) ધારાસભામાં બહુમતીએ જે નિર્ણય કર્યો હોય, તે સ્વીકારવાથી જાહેર હિતોને નુકશાન થશે એવો કારોબારી સરકારનો અભિપ્રાય જે બાબતમાં બંધાય તે દરેકમાં બહુમતીનો નિર્ણય નકારવાની સત્તા કારોબારી સરકારને રહેશે; પરન્તુ જ્યારે જ્યારે આ સત્તાનો ઉપયોગ કરવામાં આવે ત્યારે ત્યારે જે કારણોને લીધે એમ કરવાનું આવશ્યક ધારવામાં આવ્યું હોય તે કારણો સંપૂર્ણ રીતે એક માસમાં પ્રકટ કરવાં જોઇશે, અને સ્થાનિક સરકારોએ પોતાના સંયોગોનો રીપોર્ટ હિન્દી સરકારને કરીને પોતે ભરેલા પગલા વિષે ખુલાસો આપવો જોઇશે, અને હિન્દી સરકાર પોતાના સંબંધમાં એવા રીપોર્ટ અને ખુલાસો હિન્દી પ્રધાનને મોકલી આપશે; અને એવી કોઇ બાબતમાં નકારાયલી બહુમતી હિન્દી સરકાર અને હિન્દી પ્રધાન મારફતે અરજ કરશે ત્યારે (ગયા વર્ષની કોંગ્રેસના ત્રીજા ઠરાવમાં ભલામણ કર્યા પ્રમાણેની–જે ઠરાવનું આ વર્તમાન કોંગ્રેસે સમર્થન કર્યું છે) દીવાને આમની સ્ટેન્ડીંગ કમિટી તે બાબત પર વિચાર કરી શકશે, અને ગમે તે અથવા સઘળાં કાગળીયાં અથવા હકીકતની માગણી કરશે, અને એવી બહુમતી તરફથી અથવા બીજી રીતે કોઇપણ વ્યક્તિઓને સાંભળશે, અને ત્યાર પછીથી, જો જરૂર હશે તો, ભરેલી દીવાને આમને તેની પર રીપોર્ટ કરશે.

૫. ગઇ કોંગ્રેસના ત્રીજા ઠરાવમાં અને ચાલુ વર્ષની કોંગ્રેસના ચોથા ઠરાવમાં દર્શાવ્યા પ્રમાણે હિન્દમાં કામચલાઉ પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ દાખલ કરવાની ઉત્તમ રીતની સંપૂર્ણ તપાસ કરવાને માટે એક કમીશન નીમવાની મંજુરી નામદાર મહારાણીના હિન્દી પ્રધાન પાસેથી મેળવવાની વિનતિ વિનય અને ગંભીરતા પૂર્વક નામદાર વાઇસરોયને કરવાને માટે આખા દેશનાં સર્વ જાહેર મંડળોને અને સર્વ એસોસીએશનોને આ કોંગ્રેસ આમંત્રણ કરે છે.

## જાહેર નોકરી.

૬. નીચે દર્શાવેલા ગૃહસ્થોની એક કમિટી જાહેર નોકરીના પ્રશ્ન પર વિચાર કરવાને અને તેની પર કોંગ્રેસને રીપોર્ટ કરવાને નીમવામાં આવે છે:

માન. દાદાભાઇ નવરોજી (મુંબાઇ)
,, એસ. સુબ્રમન્ય આયર (મદ્રાસ)
,, પીયારી મોહન મુકરજી (કલકત્તા)
રા. જી. સુબ્રમન્ય આયર (મદ્રાસ)
બાબુ મોતીલાલ ઘોષ (કલકત્તા)
,, સુરેન્દ્રનાથ બેનરજી (કલકત્તા)
,, ગંગાપ્રસાદ વર્મા (લખનૌ)
,, રામકલિ ચૌધરી (બિનારસ)
,, ગુરુ પ્રસાદ સેન (પટણા)
પંડિત પ્રાણનાથ (લખનૌ)
મુન્શી કાશી પ્રસાદ ( (અલ્લાહાબાદ)
નવાબ રેઝા અલી ખાન (લખનૌ)
રા. હમીદ અલી (લખનૌ)
લાલા કનૈયાલાલ (અમૃતસર)
રાવ સાહેબ ગંગાધરરાવ માધવ ચિટનીસ (નાગપુર)
રા. રહિમતુલ્લા એમ. સાયાણી (મુંબાઇ)

૭. છઠ્ઠા ઠરાવમાં નીમવામાં આવેલી કમિટીએ રજુ કરેલો રીપોર્ટ આ કોંગ્રેસ પસંદ કરે છે અને મંજુર કરે છે.

## રીપોર્ટ.

જાહેર નોકરીના પ્રશ્નના સંબંધમાં રીપોર્ટ કરવાને કૉંગ્રેસે નીમેલી કમિટીના અમે સભ્યો માનપૂર્વક રીપોર્ટ કરીએ છીએ કે ગઇ કાલે ભરાયલી સભામાં સર્વાનુમતે નીચેના ઠરાવો અમે પસાર કર્યા છે:–

૧. ખુલ્લી હરીફાઇની પરીક્ષા હિન્દમાં અને ઇંગ્લાંડમાં એક સાથે લેવાવી જોઇએ.

૨. આ પ્રમાણે એક સાથે લેવામાં આવતી પરીક્ષાઓ ના. મહારાણીની પ્રજાના સર્વ સભ્યો માટે એક સરખી ખુલ્લી હોવી જોઇએ.

૩. પરીક્ષામાં બતાવેલી યોગ્યતા પ્રમાણે વર્ગવાર યાદી તૈયાર કરવી જોઇએ.

૪. કોંગ્રેસ આશા દર્શાવેછે કે, પરીક્ષાના વિષયોમાં સંસ્કૃત અને અરબી ભાષાને સીવીલ સર્વીસ કમીશનરો યોગ્ય સ્થાન આપશે.

૫. ખુલ્લી હરીફાઇની પરીક્ષામાં દાખલ થવાને યોગ્ય ઉમેદવારોની ઉમ્મર ૧૯ વર્ષથી ઓછી ન હોવી જોઇએ, અથવા, સર સી. એઇચીસને ભલામણ કર્યા પ્રમાણે ૨૩ વર્ષથી વધારે હોવી ન જોઇએ.

૬. એક સાથે પરીક્ષાઓ લેવાનું મંજુર થાય, એટલે પ્રથમ નીમણુંકો કરવાને માટે સ્ટેટયુટરી સીવીલ સર્વીસ બંધ કરવી.

૭. વર્તમાન નિયમો પ્રમાણે સ્ટેટયુટરી સીવીલ સર્વીસની નીમણુંકો અન્કોવેનન્ટેડ સર્વીસના સભ્યોને માટે અને યોગ્ય ગુણ અને શક્તિ ધરાવનાર તરીકે સાબીત થયલા પુરૂષોને માટે ખુલ્લી રાખવી જોઇએ.

૮. કોવેનન્ટેડ પ્રથમ નીમણુંકો સિવાય જે નીમણુંકોને માટે કેળવણીવિષયક યોગ્યતાઓની જરૂર હોય તે નીમણુંકો જૂદા જૂદા પ્રાંતોમાં હરીફાઇની પરીક્ષાઓ લઇને કરવી અને દરેક પ્રાંતમાં રહેનાર જેઓ જન્મથી ના. મહારાણીના પ્રજાજનો હોય તે સર્વને માટે ખુલ્લી રહેવી જોઇએ.

જાહેર નોકરીના કમીશને ઉપસ્થિત કરેલા પ્રશ્નોમાં રહેલા મુખ્ય સિદ્ધાંતો આ ઠરાવોમાં સમાયલા છે, એવી આશા રાખવામાં આવે છે. વધારે વિગતવાર વિચાર કરવાનો સમય ન હતો.
તા. ૩૦ મી ડીસેમ્બર, ૧૮૮૯.

(સહી) દાદાભાઇ નવરોજી,
સભાના પ્રમુખ.

### કાયદા સંબંધી.

૮. આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે, દેશના ઘણા ભાગોમાં જ્યાં જ્યાં જ્યુરીથી કામ ચલાવવાની પદ્ધતિ હજી દાખલ નથી થઇ ત્યાં ત્યાં તેને સલામતીથી દાખલ કરવાનો સમય હવે આવી પહોંચ્યો છે.

૯. આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે, જ્યુરીથી કામ ચલાવવાની પદ્ધતિમાં ૧૮૭૨માં એવો નવીન ફેરફાર કરવામાં આવ્યો કે, જ્યુરીના ચુકાદા છેવટના ગણાશે નહિ, તેથી દેશને નુકશાન પહોંચ્યું છે, અને તે વખતે પ્રથમ વેળા સેશન્સ જજ્જો અને હાઇકોર્ટોને નિરપરાધી ઠરાવનારા ચુકાદા રદ કરવાની સત્તાઓ આપવામાં આવી છે તે એકદમ પાછી ખેંચી લેવામાં આવવી જોઇએ.

૧૦. આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર ઇંગ્લાંડના સમરી જ્યુરીસડીકશનમાં આવેલી કલમના ( જેની રૂએ ગંભીર મુકદમાઓમાં આરોપીઓને પોતાનો મુકદમો સેસન્સ અદાલતોમાં ચલાવવાની માગણી કરવાનો હક્ક મળે છે ) જેવી કલમ ફોજદારી કામ ચલાવવાની રીતના હિન્દી કોડમાં દાખલ થવી જોઇએ, જેથી વોરંટવાળા મુકદમાઓમાં આરોપીઓ સામે મેજીસ્ટ્રેટ સમક્ષ કામ ચલાવવાને બદલે, તેમને પોતાની સેશન્સ કોર્ટમા મોકલવામાં આવવા જોઇએ, એવી માગણી તેઓ કરી શકે.

૧૧. આ કોંગ્રેસ એવી સાર્વદેશીય પ્રતીતિની નોંધ લે છે કે, કારોબારી અને ન્યાયનાં ખાતાંને સંપૂર્ણ રીતે જૂદાં પાડવાની ( એવી રીતે કે કોઇ પણ રીતે એકજ અમલદારને એ બંને ખાતાંની ફરજો એક સાથે મળે નહિ ) તાકીદની જરૂર ઉપસ્થિત થઇ છે, અને તેના અભિપ્રાય અનુસાર કેટલાક પ્રાંતોમાં થોડો વધારાનો ખર્ચ કરવો પડે તો પણ વિશેષ વિલંબ કર્યા વિના આ ખાતાંને સરકારે જૂદાં પાડવાં જોઇએ.

### સ્વયંસેવકો.

૧૨. યુરોપમાં જાહેર બનાવોની અસ્થિર સ્થિતિ જોતાં, અને જો આ દેશના લોકોને યોગ્ય રીતે તૈયાર કરવામાં આવે તો કોઇ ગંભીર સ્થિતિ ઉભી થતાં આ દેશના લોકો ગ્રેટબ્રિટનને કેટલી બધી પ્રચંડ સહાય આપી શકે; તે જોતાં આ કોંગ્રેસ સરકારને ગંભીરતાપૂર્વક વિનતિ કરે છે કે, (તેમને યોગ્ય લાગે તેવા નિયમો અને બંધનો હેઠળ) દેશના હિન્દી રહેવાસીઓને સ્વયંસેવકો બનવાની એવી પદ્ધતિ સ્થાપવાની સત્તા આપવી, કે તેથી તેઓ કોઇ અણીને પ્રસંગે સરકારને અસરકારક સહાય આપવાને લાયક બને.

### બંધારણ.

૧૩. સઘળાં મહત્વનાં કેન્દ્રસ્થળોએ સ્ટેન્ડીંગ કોંગ્રેસ કમિટીઓ નીમવી જોઇએ.

૧૪. ૧૮૮૭ ની ૨૭મી ડીસેંબરે ત્રીજી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની બેઠક મદ્રાસમાં મળશે.

૧૫. આ ઠરાવોની નકલો નામદાર વાઇસરોય ઇન. કાઉન્સિલને એવી નમ્ર વિનતિપૂર્વક મોકલવી કે યોગ્ય ક્રમાનુસાર તે પ્રથમ ઠરાવ નામદાર મહારાણીને મોકલાવી આપશે, સઘળા ઠરાવો નામદાર મહારાણીના હિન્દી પ્રધાન સમક્ષ તે મુકાવરાવશે અને પોતાના સાથીઓ સાથે મસલત કરીને કૃપા કરી તે પોતે તેમના પર ઉત્તમ રીતે વિચાર કરશે.

(સહી) દાદાભાઇ નવરોજી

બીજી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસના પ્રમુખ.

# ત્રીજું પ્રકરણ.

## ત્રીજી રાષ્ટ્રીય કોંગ્રેસ.

સ્વાગત સભાના પ્રમુખ રાજા સર ટી માધવ રાવ, કે સી. એસ. આઇ. ના ભાષણમાંથી એક ફકરો સત્તાવાર અહેવાલને મથાળે ટાંકવામા આવ્યો છે, તે પરથી ત્રીજી રાષ્ટ્રીય કોંગ્રેસનો જુસ્સો માલુમ પડી આવે છે. કોંગ્રેસ વિષે બોલતા તેમણે જાહેર કર્યું કે, તે "બ્રિટિશ રાજ્યતંત્રનો સંગીનમા સંગીન વિજય છે, અને બ્રિટિશ પ્રજાનો કીર્તિતાજ" છે આ શબ્દોથી મૅકોલેના કથનનું સ્મરણ થાય છે કે, હિન્દમા બ્રિટનની સ્વતંત્ર સંસ્થાઓની સ્થાપના દેશમા બ્રિટિશ અમલનું ઉમદામા ઉમદા સ્મારક બનશે.

ત્રીજી કોંગ્રેસ મદ્રાસમા ૧૮૮૭ ના ડીસેમ્બરમા મળી હતી. ૧૮૮૭ ની પહેલી મેના અરસામા જ આશરે ૧૨૦ સભ્યોની મજબુત સ્વાગતસભા રચવામા આવી. રાજા સર ટી માધવરાવ તેના પ્રમુખ હતા અને તેમાં સર્વ જ્ઞાતિઓના હિન્દુઓ, મુસલમાનો, હિન્દી ખ્રિસ્તીઓ અને યુરેઓઅનો હતા, અર્થાત્ તે સભામા સંપૂર્ણ પ્રતિનિધિત્વ હતુ. ૧૦,૦૦૦ થી વધારે વસ્તી વાળા દરેક શહેરને એક સબ–કમિટી રચવાનુ કહેવામા આવ્યુ હતું અને રા. વીરરાઘવાચારીઅરે તામીલ ભાષામા લખેલી "કોંગ્રેસ પ્રશ્નાવલિ" ની ૩૦,૦૦૦ નકલો વહેંચીને સરસ રાજકીય પ્રચાર કરવામા આવ્યા હતો એના પરિણામની આબેહુબ સાખીની એ હતી કે, ૮,૦૬૦ જણાઓએ એક આનાથી માંડી રૂ ૧–૮–૦ સુધીના ફાળો આપી રૂપીઆ ૫,૫૦૦ (કોંગ્રેસ ફંડમા) ભર્યા હતા, અને રૂ ૧–૮–૦ થી માંડી રૂ ૩૦ સુધીના ફાળાથી બીજા રૂ ૮,૦૦૦ ભરાયા હતા ગરીબ લોકોએ માટલે, રંગુન, સીંગાપોર અને પૂર્વના ટાપુઓમાથી પણ નાણા ઉઘરાવીને મોકલ્યા હતા નાણા ભરનારાઓની યાદીને એક છેડે ત્રાવણકોર, ત્રાવણગોર અને કોચીનના રાજ્યકર્તાઓ, વિજયનગરના ના. મહારાજા અને વેંકટગિરિના ના. રાજાના નામો, બીજે છેડે એક આનો ભરનારા મજુરોના નામો સાથે જોઇને આનંદ ઉપજે છે–એ સાચેસાચુ રાષ્ટ્રીય કાર્ય છે. ચર્ચા કરવાના વિષયો મોકલી આપવાનું સ્ટેન્ડીંગ કોંગ્રેસ કમિટીઓને કહેવામાં આવ્યુ હતું, અને ઉદ્યોગી સ્વાગતસભાએ અત્યંત હામ ભીડીને ૩,૦૦૦ લોકો સમાઇ શકે એવો મોટો મંડપ બંધાવ્યો હતો.

૭૬૦ પ્રતિનિધિઓને ચુંટવામા આવ્યા હતા, અને ૬૦૭ ખરેખાત હાજર હતા. વિગતવાર સંખ્યા નીચે પ્રમાણે હતી

| | | | |
|---|---|---|---|
| મદ્રાસ | ... | ... | ..૩૬૨ |
| મુંબાઇ અને સિંધ | | ... | .. ૯૯ |
| બંગાળ, ઓરિસ્સા અને આસામ | | | ... ૭૮ |
| વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા | | | . . ૪૫ |
| મધ્ય પ્રાંતો | . . | ... | ... ૧૩ |
| પંજાબ | ... | . | . . ૯ |
| | | | ૬૦૭ |

પંજાબે ૪૨ પ્રતિનિધિઓ ચુંટી કાઢયા હતા, તેમાથી જો કે માત્ર ૮ હાજર રહ્યા હતા. કયા પંજાબ અને કયા મદ્રાસ ! એક જાણવા જેવી વાત એ હતી કે ૪૫ ખેડુતો અને ૧૯ કારીગરોએ પણ હાજરી આપી હતી. "મહાન્ પચૈયપ્પાની કૉલેજ સંસ્થાના પ્રીન્સીપાલ" મી જૉન આદમ પ્રતિનિધિ તરીકે આવ્યા હતા, એ વાત નોંધ લેવા જેવી છે. વળી "ધી મદ્રાસ મેલ", "ધી બોમ્બે ગેઝેટ', કલકત્તાના "ડેઇલી ન્યુસ" અને "સ્ટેટ્સ મેન"ની મિત્રતાની નોંધ રીપોર્ટમા લેવામા આવી છે સહાનુભૂતિના પત્રો ઘણાઓએ મોકલ્યા હતા, તેમા તિરૂપતિના શ્રી મહંત, અને દરભંગાના મહારાજા અને ઓનરેબલ માન રા કે ટી તેલંગ હતા જ્યારે માન રા જી એમ ચાનડે જાતે હાજર હતા જો કે પ્રથમની જેમ પ્રતિનિધિ તરીકે સેવા કરવાને તેઓ અશક્ત હતા.

મૅકેના બાગમાં ઉભા કરવામાં આવેલા મંડપમાં ૨૭ મી ડીસેમ્બરે કોંગ્રેસ મળી, તે વિશાળ તંબુની અંદર અને આસપાસ આશરે ૩,૦૦૦ પ્રેક્ષકો એકઠા થયા હતા. સર ટી. માધવરાવે થોડા શબ્દોમાં પ્રતિનિધિઓને આવકાર આપ્યો, અને ઘણી ખરાબ તબીયત હોવાથી પોતાનું ટુંકુ ભાષણ રા. સી. વી. સુંદરમ્ શાસ્ત્રીને વાંચવા આપ્યું; તેમણે કોંગ્રેસની હયાતી સકારણ છે એમ બતાવ્યું, હિન્દને આગળ વધવાને સહાય આપવાને સરકાર ખુશી છે એવી પોતાની માન્યતા દર્શાવી, અને "સર્વ લાગતા વળગતાઓને" સાવધાન રહેવાનું હતું.

બાબુ ડબલ્યુ. સી. બોનરજીએ પ્રમુખ તરીકે રા. બદરૂદ્દીન તૈયબજીને ચુંટી કાઢવાની દરખાસ્ત મુકી અને માન. રા. એસ. સુબ્રમન્ય આયરે તેને અનુમોદન આપ્યું; અને તાળીઓની ગર્જના વચ્ચે પ્રમુખે પ્રમુખપદ લીધું. જાણવા જેવી વાત એ છે કે, પ્રથમ કોંગ્રેસનું પ્રમુખ પદ હિન્દુએ, બીજીનું પારસીએ, અને ત્રીજીનું મુસલમાને લીધું હતું.



રા. બદરૂદ્દીન તૈયબજી.
ત્રીજી કોંગ્રેસના પ્રમુખ.

રા. તૈયબજીએ કોંગ્રેસના પ્રતિનિધિત્વમય સ્વરૂપ વિષે ભાર મુકયો, તેની વફાદારી દર્શાવી, અને છેવટે સલાહ આપી કે, ચર્ચાને માટે મોકલી આપવામાં આવેલી અનેક સૂચનાઓ પર વિચાર ચલાવવાને અને કોંગ્રેસના કાર્યને માટે કાર્યક્રમ ઘડી કાઢવાને એક કમિટી નીમાવી જોઇએ —તેનાં નામો તેમણે વાંચી બતાવ્યાં હતાં. આ દરખાસ્તને સહર્ષ વધાવી લેવામાં આવી અને નીચેની કમિટી સ્વીકારવામાં આવી:

બંગાલ, આસામ અને ઓરીસ્સા. બાબુ ડબલ્યુ. સી. બોનરજી, ડૉ. ત્રૈલોક્યનાથ મિત્ર, બાબુ સુરેન્દ્રનાથ બેનરજી અને બાબુ નરેન્દ્રનાથ સેન. બિહાર—રા. શાલિગ્રામ સિંઘ અને રા. ગુરૂપ્રસાદ સેન. મુંબાઇ અને સીંધ—રા. ચંદાવરકર, રા. ખરે, રા. ધ્રુવ, રા. નામજોશી અને રા. ગોવિંદ બક્ષ. વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા—રા. મૌલવી હમીદ અલી, રાજા રામપાલ સિંઘ, રા. રામ કલિ ચૌધરી, અને પંડિત મદન મોહન માલવીયા. પંજાબ—પંડિત સત્યાનંદ અગ્નિહોત્રિ અને લાલા મુરલીધર. મદ્રાસ—મી. હ્યુમ, રા. સભાપતિ મુદલીઆર, રા. શંકરણ નાયર અને રા. ડબ્લ્યુ. એસ. ગાંટ્સ.

આ કમિટીની નીમણૂંક ધ્યાનમાં રાખવા લાયક છે, કેમકે ખરેખાત તે પ્રથમ "વિષય નિર્ણાયક કમિટી" હતી, અને ખરેખરી ચર્ચા કરવાનું સઘળું કાર્ય તે મંડળને ધીમે ધીમે સોંપી દેવામાં આવ્યું છે. એ યોજના સારી છે કે નહિ, એ એક પ્રશ્ન છે, કેમકે કમિટીની બેઠક ખાનગી રહે છે, અને તેથી ખુલ્લી ચર્ચાથી કોંગ્રેસમાં જે જાગૃતિ આવતી અને રસ જામતો તેનો આરોગ્યવર્ધક પ્રભાવ સભ્યો અને જાહેર પ્રજા બંને ગુમાવે છે. કમિટીમાં ચર્ચાયલા ઠરાવોને જાહેર બેઠકમાં રૂઢીસર માત્ર પસાર કરવામાં આવે છે. ઉપરાંત, યુવાન પ્રતિનિધિઓને પ્રારંભકાળમાં ચર્ચાથી જે તાલીમ મળતી તે તેમને મળતી નથી, અને જ્યારે પોતાનો ભિન્નમત દર્શાવવાની અને સુધારા રજુ કરવાની તેમને યોગ્ય તક મળતી નથી ત્યારે તેઓ વધારે ટીકા કરવા લાગે છે. હમણાં આપણે જે સમયનો અભ્યાસ કરી રહ્યા છીએ તે સમયે સુધારાઓ વારંવાર આણવામાં આવતા હતા, અને તેમની પર સંપૂર્ણ ચર્ચા થતી હતી.

બીજે દિવસે, ૨૮ મી ડીસેમ્બરે કોંગ્રેસના

બંધારણને માટે અને તેનું કાર્ય ચલાવવાને માટે શા શા નિયમો ઘડવા તેની પર વિચાર કરવાને અને ૩૦મી તારીખે તેનો રીપોર્ટ રજુ કરવાને માટે પ્રથમ ઠરાવમાં એક કમિટીની નીમણુક કરવામાં આવી (નામોની યાદી ઠરાવમાં આપવામાં આવી છે, અને દરખાસ્ત રજુ કરનારનું નામ, અને રા. આર. પી. કરંડીકરનું નામ મૂળ યાદીમાં પાછળથી ઉમેરવામાં આવ્યાં હતાં.) ડૉ. ત્રૈલોકયનાથ મિત્રે ઠરાવ રજુ કર્યો. તેમણે કહ્યું કે, કેટલાક વિરોધીઓ કહેછે કે,પ્રતિનિધિઓ બીજા કોઇના નહિ પણ પોતાની જાતનાજ પ્રતિનિધિઓ છે, ઘણાં વર્ષો નાખવામાં આવેલા સખ્ત બંધનકારક નિયમોથી કોંગ્રેસની અભિવૃદ્ધિ અને વિકાસ આપણે અટકાવવા જોઇએ નહિ, પરંતુ કોંગ્રેસની ચુંટણી કોણ કરે છે ? અને કોંગ્રેસમાં ખરેખરૂં પ્રતિનિધિ તત્ત્વ છે તે દુનીયાએ જાણવું જોઇએ. આ ઠરાવને રા. હમીદઅલી ખાને અનુમોદન આપ્યું અને રા. ડબલ્યુ. એસ. આર્દ્રે વિશેષ અનુમોદન આપતાં બતાવી આપ્યું કે, એક કોંગ્રેસ અને બીજી કોંગ્રેસની વચ્ચે ઘણું થોડું કાર્ય કરવામાં આવે છે,જ્યારે આખા વર્ષમાં કામ ચાલુ રહેવું જોઇએ. આ સમયે ડૉ. ત્રૈલોકયનાથ મિત્રનું નામ ઉમેરવામાં આવ્યું હતું. રા. આર. પી. કરંડીકરે એક સુધારો રજુ કર્યો, તેમાં સૂચના કરી કે, કમિટીએ માત્ર નિયમોજ ઘડવા, અને કોંગ્રેસ વધારે અનુભવ મેળવે અને બીજા પ્રાંતોનાં દર્શન કરે ત્યાં સુધી બંધારણનો પ્રશ્ન મુલતવી રાખવો. બંધારણ રચવાની દરખાસ્ત બહુ વહેલી છે, એ વિષે બીજાઓએ સુધારાને અનુમોદન આપ્યું, પરન્તુ પ્રમુખે વિનતિ કરી તેથી સુધારો પાછો ખેંચી લેવામાં આવ્યો, કેમકે કમિટિના રીપોર્ટ ઉપર સઘળી બાબતનો વિચાર થઇ શકે, એમ કરવામાં આવ્યું, રા. કરંડીકરનું નામ કમિટીમાં ઉમેરવામાં આવ્યું, અને ઠરાવને સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

ધારાસભાઓમાં પ્રતિનિધિઓ દાખલ કરવાની આવશ્યકતા બીજા ઠરાવમાં એકવાર ફરીથી દર્શાવવામાં આવી, અને તે રજુ કરતાં બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ કહ્યું "આપણે કોંગ્રેસનો ધ્વજ ફરકાવીએ છીએ, અને તેની ઉપર કોઇ ભુંસી ન શકે એવા આ ઠરાવના મહાન્ શબ્દો ચળકતા સોનેરી અક્ષરોએ લખાયલા છે. 'હિન્દને માટે પ્રતિનિધિત્વ વાળી સંસ્થાઓ.'" તેમણે વિગતોમાં ઉતરવાની ના પાડી, ફક્ત સિદ્ધાંતનું સમર્થન કર્યું, અને આપણે કાયદા બાંધનારાઓ નથી એમ કહ્યું, અને ઉમેર્યું કે "માસિક હજારો રૂપીઆના ભારે પગારો ખાનારા અધિકારીઓ સરકાર ચલાવે છે, અને સરકારને કબુલ હોય એવા સિદ્ધાંતો અનુસાર ખરડાનો વિકાસ કરવાનું અને વિગતો નક્કી કરવાનું કાર્ય તેમનું છે." રાજા સર ટી. માધવરાવે દરખાસ્તને અનુમોદન આપ્યું એ અર્થ સૂચક છે. તેમણે કહ્યું કે, હું શાણો અને જૂના વિચારનો હોવા છતાં હિન્દને માટે પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ મને આવશ્યક લાગે છે, એ સિદ્ધાંત એવો છે કે "મને ખાત્રી છે કે બ્રિટિશ સરકાર તે સ્વીકારવાની ના પાડશે નહિ, ના પાડી શકશે નહિ." આ સાવધાન વયોવૃદ્ધ મુત્સદી એટલો બધો આશાવાદી હતો કે "એક બે વર્ષોમાં આપણી અત્યન્ત વ્યાજબી ભલામણો વિષે સંતોષકારક જવાબ" આપણને મળશે ! ત્યાર પછી ફક્ત ૨૮ વર્ષો વહી ગયા છે.

પછી લાંબી ચર્ચા થઇ,તેમાં મી. યાર્ડલી નોર્ટને એક સુંદર ભાષણ કર્યું, જેમાં માગવામાં આવેલો હક્ક મળે નહિ ત્યાં સુધી નિશ્ચય, ધૈર્ય અને સહનશીલતા રાખવાનું કહ્યું. "એક વ્યકિતના ચારિત્ર્ય અને કેળવાયલા ગુણોને માટે મને બહુ માન છે તેણે મને ગઇ કાલે કહ્યું કે, આ કોંગ્રેસના કાર્યકર્તાઓ સાથે જોડાવામાં મારે માટે "પરદા-નશીન રાજ્યદ્રોહી'નો ખીતાબ મેં મેળવ્યો છે. ગૃહસ્થો, સર્વ ખોટી બાબતો સામે બંડ કરવામાં જો રાજ્યદ્રોહ હોય, પોતાના દેશના અને પોતાના કાર્યના વહીવટમાં લોકોને યોગ્ય ભાગ મળવો જોઇએ એવો આગ્રહ કરવામાં રાજ્યદ્રોહ હોય, જુલમની સામે થવામાં, દમનની સામે મારો પોકાર ઉઠાવવામાં, અન્યાયની સામે બળવો કરવામાં, સજા થાય તે પહેલાં સુનાવણી થવી જોઇએ એવો આગ્રહ કરવામાં, વ્યકિતની સ્વતંત્રતાનું સમર્થન કરવામાં, ધીમે ધીમે પણ હંમેશા આગળ વધતા સુધારા પ્રાપ્ત કરવાનો આપણો સામાન્ય હક્ક સાબીત કરવામાં-જો આ રાજ્યદ્રોહ હોય, તો મને 'રાજ્યદ્રોહી" કહેવામાં આવે તેથી મને અત્યંત આનંદ થાય છે, અને આજે મારી આસપાસ જોઇને હું જાણું

છું અને મને લાગે છે કે, આવા 'રાજ્યદ્રોહીઓના' ભવ્ય સમુદાયમાં મારી ગણત્રી થાય છે ત્યારે મને બમણો અરે, ત્રણગણો આનંદ થાય છે." તે ૧૮૮૭ માં આ પ્રમાણે બોલ્યા હતા. એ ચીજો અને ખરેખર ઘણા ઓછા મહત્ત્વની ચીજોને હજી ૧૯૧૫ માં "રાજ્યદ્રોહ" ગણવામાં આવે છે.

પંડિત બિશન નારાયણ ધાર એ એક બીજો ફાંકડો વક્તા હતો, અને સ્વતંત્ર સંસ્થાઓ "માનસિક અને નીતિવિષયક તાલીમ આપનારી સર્વોત્તમ વ્યાવહારિક શાળા" છે, એમ કહી તેમનું મહત્ત્વ તેણે દર્શાવ્યું. "તમારા દેશના કાર્યવહીવટમાં ભાગ લેવાને તમને વારંવાર બોલાવવામાં આવે, સત્તાથી મળતી જોખમદારીની ભાવના પૂર્વક જાહેર પ્રશ્નોની ચર્ચા કરવામાં આવે; તમારા દેશની કીર્તિ સાથે અને તેના લોકોના સુખ સાથે સીધો સંબંધ ધરાવનાર કાર્યોનો વહીવટ કરવામાં તમારી ઉંચામાં ઉંચી શક્તિઓ કામે લગાડવી પડે; હું કહું છું કે, એક પ્રજાની સર્વ વિચારશીલ અને વ્યાવહારિક શક્તિઓનો વિકાસ કરવાને માટે આવશ્યક કેળવણીનાં આ સઘળાં પગથીયાં છે." એના વિના, "સકળ નિરોગી અને તેજી, પ્રગતિમાન્ રાષ્ટ્રીય જીવનને માટે આવશ્યક સ્વતંત્રતાની અંતઃપ્રેરિત ભાવનાનો, ચારિત્ર્યના સામર્થ્યનો તેમાં અભાવ રહેશે." આ બાબત પર સુપ્રસિદ્ધ અંગ્રેજોએ આપેલા અભિપ્રાયો તરફ ધ્યાન ખેંચ્યું, અને નીચેના આકર્ષક અભિપ્રાયો આપ્યા. સર રીચર્ડ ટેમ્પલને પ્રાયેજ હિન્દનો મિત્ર ગણવામાં આવે છે; તેણે કહ્યું છે કેઃ—

"તે સર્વ છતાં સ્મરણમાં રખાવું જોઇએ કે, (હિન્દમાં બ્રિટિશોના જેવા) પ્રત્યેક સ્થિર રાજ્યતંત્રે એવી ઇચ્છા રાખવી જોઇએ કે, પોતાની પ્રજાને અમુક રાજકીય તાલીમ મળવી જોઇએ, તે તાલીમને માટે ચુંટણીનો સિદ્ધાંત આવશ્યક છે....પ્રજાના પોતાના જાહેર કામનો એક ભાગ પ્રજાને સોંપ્યા વિના જાહેર જુસ્સો ઉત્પન્ન થઇ શકે નહિ. તે પ્રથમ મર્યાદિત હોય છે, પરન્તુ જેમ જેમ તેમની યોગ્યતામાં વધારો થતો જાય છે તેમ તેમ તે કામમાં પણ વધારો થતો જાય છે. બ્રિટિશ સરકારની હિન્દ પ્રતિ જે ફરજ છે તે અદા કરવામાં જો રાજકીય જોખમો ખેડવાં પડતાં હોય તો તે પણ ખેડી લેવાં જોઇએ. તે દેશમાં વિશ્વાસપૂર્ણ રાજનીતિ ડહાપણવાળી માલુમ પડશે, અને નીતિની દૃષ્ટિએ જે સરસ છે તે રાજકીય દૃષ્ટિએ અત્યંત સલામત નીવડશે."

સર જૉન લૉરેન્સે છેક ૧૮૬૪ માં કહ્યું હતું કેઃ

"હિન્દના લોકો પોતાનો કાર્યવહીવટ ચલાવવાને તદ્દન સમર્થ છે, અને મ્યુનિસિપલ ભાવનાએ તેમનામાં ઉંડાં મૂળ નાખેલાં છે. પ્રત્યેક ગ્રામ્ય પંચાયત નાનું સરખું પ્રજાતંત્ર છે, હિન્દી સંસ્થાઓમાં તે વધારેમાં વધારે સમયથી ટકી રહેલી છે. આપણે હિન્દમાં જે સ્થિતિમાં છીએ, તે જોતાં ફરજ અને રાજનીતિના પ્રત્યેક વિચારે આપણને પ્રેરણા કરવી જોઇએ કે દેશના કાર્યનો બની શકે તેટલો ભાગ લોકોને કરવા માટે રહેવા દેવો."

અને મી. ગ્લૅડસ્ટન પોતાની યુવાવસ્થાના કરતાં વૃદ્ધાવસ્થામાં વધારે સ્વતંત્રતા-પ્રેમી બન્યા હતા. તેમણે કહ્યું છે કેઃ—

"હિન્દમાં આપણી સત્તા ચાલુ રહેશે કે નહિ એ પ્રશ્નનો છેવટનો નિર્ણય કરવામાં મુખ્ય શક્તિ હિન્દમાં રહેનારા ચોવીસ કરોડ લોકોની મરજી છે, એવો મારો અભિપ્રાય છે. હિન્દમાં સર્વોપરી સત્તા કોને મળશે એ પ્રશ્ન, હકના કાનુનો અનુસાર હિન્દી પ્રશ્ન છે; અને હાલના તે કાનુનો દિવસે દિવસે સત્ય ઘટનાના કાનુનો બનતા જાય છે. ત્યાં હોવાનો આપણો હક્ક એવી પ્રથમ શરત પર આધાર રાખે છે કે, આપણે ત્યાં હોઇએ તેથી હિન્દી પ્રજાઓને લાભ થાય; અને બીજી એ શરત પર આધાર રાખે છે કે, તે લાભકારક છે એવું આપણે દર્શાવી અને સમજાવી શકીએ."

કુશળ વક્તા પંડિતે કહ્યું કે, કોંગ્રેસ જે ઇચ્છા દર્શાવી રહી છે, તેને ઇંગ્લાંડેજ ઉત્પન્ન કરી છે.

"લંગરો નાખવાના આપણા પ્રાચીન સ્થળમાંથી ઇંગ્લાંડે આપણને ખસેડયા છે. ઉછળતા પ્રજાસમૂહના વિશાળ સમુદ્રમાં આપણી ઇચ્છા વિરુદ્ધ આપણને વહેતા મુકી દીધા છે. આપણે

ઇગ્લંડ તરફ દૃષ્ટિ કરીએ છીએ, અને અને જે પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ રૂપી હોકાયંત્રથી હજારો તોફાનોમાંથી તેણે પોતાનો માર્ગ સહીસલામતીથી કાઢ્યો છે, અને નિયમિત રાજકીય સ્વતંત્રતાના સુરક્ષિત બંદરમાં પ્રવેશ કર્યો છે, તે હોકાયંત્ર આપણને આપવાની આપણે તેને વિનતિ કરીએ છીએ, ”

આ ઉમદા વિનતિ હતી; પરન્તુ બીજી ઘણી વિનતિઓની જેમ તે બહેરા કાનો પર પડી. ઇગ્લાંડે સ્વતંત્રતાનું બીજ વાવ્યું, પરન્તુ કોમેરામાં જ્યારે તેનો સુંદર પાક દેખાવા લાગ્યો ત્યારે પોતાના કાર્યના પરિણામનો તેને ભય લાગ્યો, તેણે આનાકાની કરવા માંડી, અને છેવટે પોતાના વિજયનો નાશ કરવાને લૉર્ડ કર્ઝનને મોકલ્યો. ત્યાર પછી અટકાવવામાં આવેલી અભિલાષાઓમાંથી હમેશાં અશાંતિ અને પીડા ઉત્પન્ન થાય છે તે પ્રમાણે થયાં, અને પછી દમન અને અર્ધ-દગ્ધ સુધારા, અને પીડામાં વધારો થયો. છેવટે લડાઇ ફાટી નીકળી અને હિન્દે સામ્રાજ્યને બચાવ્યું, અને હવે તેને સુખકર સુધારાની શક્યતા લાગે છે, તેથી જો બ્રિટન રૂશીયા જેટલું ડાહ્યું હશે તો હિન્દ અને ગ્રેટ બ્રિટનનાં હૃદયો એક બીજા સાથે ગુંથાશે.

પછીથી બીજા પંડિત, મદન મોહન માલવીય આવ્યા, અને કુદરતી રીતે તેમનામાં રહેલી લાગણીપૂર્ણ ગંભીરતાથી તેમણે ભાષણ આપ્યું; દલીલ કેટલી વ્યાજબી હતી તે બતાવવાને અમે નીચે એક લાંબો ફકરો ટાંકીએ છીએ. તે દલીલ તે સમયે જેટલી સત્ય હતી, તેટલીજ આજે પણ છે. કેમકે ૧૯૧૦ ના મિંટો-મોર્લી સુધારાઓથી કેટલુંક પ્રતિનિધિત્વ મળ્યું છે, તથાપિ વિગતોમાં એટલી બધી ઘાલમેલ કરવામાં આવી હતી કે, પ્રતિનિધિઓ નિરૂપાય અલ્પ-મતીની દશામાં આવી ગયા છે, અને અંદાજપત્ર પર તેમને બીલકુલ કાબુ મળ્યો નથી.

“ મારે એટલું કહેવું જોઇએ કે, આ દેશમાં આપણે વિદેશીય સરકાર હેઠળ મુકાયલા હોવાથી તેના આશયો-રાજ્યતંત્રમાં જેઓ ભાગ લે છે તેમના આશયો-ગમે તેટલા હિતકર અને ઉદાર હોય તોપણ ધારાસભાઓમા આપણા પોતાના પ્રતિનિધિઓ મોકલવાની આપણને ઘણામાં ઘણી જરૂર છે. ગૃહસ્થો, રૂશિઆના અપવાદપૂર્વક સમગ્ર યુરોપે જાહેર કર્યું છે કે, જે દેશે સુધારામાં કાંઇ પણ પ્રગતિ કરી હોય તે દેશને માટે અત્યંત કાર્યસાધક અને શ્રેષ્ઠ રાજ્યતંત્ર એવું હોય છે કે, ઘણાઓને માટે ફક્ત થોડાઓજ તે ચલાવતા નથી, પરંતુ થોડે ઘણે અંશે ઘણાઓ પોતાને માટે ચલાવે છે. વસ્તુતઃ તે રાજ્યતંત્રમાં લોકોના પ્રતિનિધિઓનો કાંઇક સંગીન ભાગ હોય, અને જે યુરોપીય દેશોમાં રાજા અને પ્રજા એકજ રાષ્ટ્રનાં હોય છે, અને જ્યાં તેમનો ધર્મ પણ એકજ હોય છે તે દેશોમાં એમ કરવાની આવશ્યકતા હોય છે. તો હું ધારું છું કે એટલું કબુલ રાખવું જોઇએ કે, હિન્દને માટે તેની અધિક આવશ્યકતા છે. કેમકે તેમાં વસતી પ્રજાનાં ટેવો, રીતભાતો, રીવાજો, ભાષા, જાતિ અને ધર્મ તેમના રાજ્યકર્તાઓની ટેવો વિગેરે કરતાં ભિન્ન છે. રાજ્યસભાઓમાં પ્રજાના પ્રતિનિધિઓ હોવા જોઇએ એવી જો આપણે હિન્દને માટે માગણી કરીએ તો કોઇ પણ દેશને સાનુકૂળ થાય એવા કોઇ પણ રાજ્યતંત્રને માટે તે આવશ્યક છે ‘ એવું ’ ફક્ત યુરોપેજ નહિ, પરંતુ અમેરિકા, ઑસ્ટ્રેલીયા અને લગભગ આખી સુધરેલી દુનિયાએ એકકે અવાજે જાહેર કર્યું છે. તેજ આપણે માગીએ છીએ, કેમકે જ્યાં તે રાજ્યતંત્રમાં પ્રજાના પ્રતિનિધિઓને ભાગ લેવા દેવામાં આવ્યો છે ત્યાંજ પ્રજાની જરૂરીઆતો અને ઇચ્છાઓ, અભિલાષાઓ અને ફરીઆદો બરોબર જણાવી શકાય, અથવા તેમનો યોગ્ય ઉપાય યોજી શકાય. એ પ્રમાણે હોવાથી, ગૃહસ્થો, હું ધારૂં છું એ મુદ્દા પર બે અભિપ્રાયો હોઇ ન શકે કે, સરકાર પાસેથી જે સુધારાની આપણે માગણી કરીએ છીએ તે આ દેશની આબાદાની માટે એટલો બધો આવશ્યક છે કે, બીલકુલ વિલંબ વિના તે આપણને અપાવો જોઇએ.

દર વર્ષને અંતરે આપણે આ ત્રીજી વાર એકઠા મળ્યા છીએ. આપણે દરેક જીલ્લામાંથી, આ મહારાજ્યના દૂરમાં દૂર આવેલા ભાગોમાંથી, અને ઘણાએ મહાન્ અંગત આત્મ-ભોગ આપીને આવ્યા છીએ. આપણે કાંઇ અંગત લાભ મેળવવાનો નથી, સ્વાર્થી નેમ પૂરી પાડવાની નથી. આપણા

દેશબંધુઓ તરફથી ચુંટાઇને આપણે એકઠા મળીએ છીએ, અને આપણું મુખ્ય કાર્ય સરકારને એ હકીકત જણાવવાનું છે કે, આ સુધારાની દેશને ઘણી આવશ્યકતા છે, અને આખી પ્રજા તેને માટે પ્રાર્થના કરે છે. પરન્તુ દુર્ભાગ્યે સરકારે અદ્યાપિ આપણા લોકોની પ્રાર્થના સાંભળી નથી !

દર વર્ષે આપણે શું જોઇએ છીએ ? હિન્દના સર્વ ભાગોમાંથી–પંજાબ, સીંધ, આસામ, મદ્રાસ, બંગાળ, મુંબાઇ, વાયવ્ય પ્રાંતો, પ્રત્યેક શહેરમાંથી લોકો એકઠા થાય છે, અને સ્વતંત્ર જન્મેલી બ્રિટિશ પ્રજા તરીકે તેમનો જે જન્મસિદ્ધ હક્ક છે, તે આપવાની સરકારને નમ્ર વિનતિ કરવાને તેઓ એકઠા મળે છે. આટલો ભારે ખર્ચ કરીને અને આટલી બધી અંગત અગવડ સહન કરીને પોતાની જાતના અભિલાષોની ઇચ્છા અથવા આશયથી તેઓ એકઠા મળતા નથી. એ બાબતમાં સ્વાર્થનો બીલકુલ ડાઘ નથી. ના. તેમનો એકજ વિચાર એ છે કે, તેમના દેશમાં, હિન્દુસ્થાનમાં આ મૌલિક સુધારાની ઘણીજ આવશ્યકતા છે, અને તેઓ આશા રાખે છે અને પ્રભુની ઇચ્છા હશે તો તેમની આશા નિરર્થક નહિ જાય કે, માગણી કરવામાં તેમના નિઃસ્વાર્થી આગ્રહથી આ મહાન્ લાભ મળે ! હું કદાપિ માની શકતો નથી કે, એક પણ એવો કેળવાયલો હિન્દી હોય જેતા મનને આ પ્રશ્નનો અભ્યાસ કર્યા પછી આ સુધારો પ્રાપ્ત કરવાને માટે પોતાનાથી બનતા તમામ પ્રયત્નો કર્યા વિના જંપ વળી શકે. હું કદાપિ માની શકતો નથી કે, કોઇ પણ ભલો માણસ એક વખત ખરેખાત સમજી લે કે, પોતાના દેશને અને પોતાના દેશ બંધુઓને, પોતાનાં સગાંવહાલાંને, પોતાનાં બાળકોને અને પોતાની જાતને આ સુધારાથી શો લાભ થશે; ત્યારપછી તે તેની તરફ બેદરકારી બતાવી શકે. અને, ગૃહસ્થો, આપણે અથવા બીજા કોઇ બુદ્ધિમાન્ હિન્દીઓ તેની તરફ બેદરકારી બતાવવા નથી,–અને જો કે અત્યાર સુધી આપણા પ્રયત્નો ફતેહમંદ નીવડયા નથી, પરન્તુ એકવાર ફરીથી આપણે સરકાર પાસે જવું જોઇએ અને આપણી પ્રાર્થનાઓ ( તમને ગમે તે નામ તેમને આપો ) પર સર્વથી પહેલાં વિચાર કરવાનું આપણે કહેવું જોઇએ, અને આ સુધારો આપણને આપવાને વારંવાર વિનતિ કરવી જોઇએ. ગૃહસ્થો, આપણે તેમને કાંઇ બહુ મોટું કાર્ય કરવાનું કહેતા નથી. બ્રિટિશ સરકારે આ સુધારો ઘણા દેશોને આપ્યો છે. અનેક સંસ્થાનો, અનેક બ્રિટિશ સંસ્થાનો તેનો ઉપભોગ કરે છે. કાનડા, ધી કેપ, ઑસ્ટ્રેલીઅન સંસ્થાનો, અસંખ્ય નાની નાની જગ્યાઓ, કહેવાતાં તાજનાં સંસ્થાનો, કદાચ ફીજી ટાપુઓ અને કેટલીક કેવળ લશ્કરી જગ્યાઓ સિવાય, સર્વ પ્રતિનિધિત્વવાળા રાજ્યતંત્રનો થોડો ઘણો અને તેમાંનાં ઘણાંખરાં સંપૂર્ણ ઉપભોગ કરે છે. આ સર્વ જગ્યાઓને બ્રિટને આ હક્ક આપ્યો છે. હિન્દની પ્રજાને તેણે તેનાથી શા માટે વિમુખ રાખવી જોઇએ ? તે શું એમ ધારે છે કે, બીજા દેશોની પ્રજા કરતાં આપણે ઓછા વફાદાર છીએ ? બ્રિટિશ માલ પર જકાત નાખતાં ઑસ્ટ્રેલીઆને અટકાવવાનું તે સાહસ કરે તો આવતી કાલે ઑસ્ટ્રેલીઆ તેની સાથેનો સંબંધ તોડી નાખશે, જ્યારે આપણે હસતે મુખે ભુંડા આવક–વેરો સ્વીકારીએ છીએ, એ આવક–વેરાનો વહીવટ ખરાબ રીતે કરવામાં આવે છે, અને તે આપણા પોતાના રાજ્યતંત્રના ખર્ચને પહોંચી વળવાને નાખવામાં આવ્યોંનથી, પરન્તુ બ્રહ્મદેશને ખાલસા કરવાનું અથવા રૂશીઆને ધમકી બતાવવાનું બળ ગ્રેટ બ્રિટનને મળે તેને માટે તેને નાણાં પૂરાં પાડવાને નાખવામાં આવ્યો છે. શું તે એમ ધારે છે કે, આ હક્કને માટે આપણે તૈયાર નથી ? હું ધારૂં છું કે, તે કાર્યને માટેની આપણી પરિપક્વતાની, અને જો સરકાર આપણી ઇચ્છાઓ પ્રમાણે આપવાની કૃપા કરે તો પ્રજાના કાર્યભારમાં જે બુદ્ધિબળ અને જ્ઞાન બતાવવામાં આવશે તેની, ચોક્કસ સાબિતી આ કોંગ્રેસ છે.”

પાર્લમેંટમાં હિન્દના બનાવો વિષે બેદરકારી બતાવવામાં આવે છે, તે હિન્દને પોતાનો વહીવટ સંભાળવા દેવાનું સંગીન કારણ છે, તેની પર પંડિત મદનમોહન માલવીયાએ ઘણો ભાર મુકયો હતો. આ બેદરકારીના સંબંધમાં પાર્લમેંટના સભ્ય મી. બ્રૅડ્લૉએ પાર્લમેન્ટમાં સખ્ત ટીકા કરી હતી, તેમનો એક ફકરો તેમણે ટાંકયો હતોઃ

“ ગયે વર્ષે અંદાજપત્ર પર ૨૨ મી જુને

અને તે પહેલાંના વર્ષે ૬ઠ્ઠી ઑગસ્ટે વિચાર કરવામાં આવ્યો હતો. જે ૨૦,૦૦,૦૦,૦૦૦ લોકો પર આપણે રાજ્ય ચલાવીએ છીએ તેમની ઇચ્છાઓ અને ફર્યાદો પર વિચાર કરવાની પાર્લામેન્ટને જે એકની એક તક મળે છે, તેને બેઠકની છેલ્લી ઘડી સુધી એમને એમ રહેવા દેવી એ ઠીક નથી. ખલાસ થતી બેઠકમાંના છેલ્લા દિવસોમાંના એક દિવસે હિન્દી અંદાજ પત્રને કાર્યક્રમમાં આઠમું મુકવામાં આવે ત્યારે હિન્દના બનાવો પર પાર્લામેન્ટનો કાંઇ પણ કાબુ રહે એ અશક્ય છે."

હિન્દને ગુસ્સો લાગે તેમાં કાંઇ આશ્ચર્ય છે? પંડિતે કહ્યું, આ અંદાજપત્રનીજ ચર્ચા વખતે દિવાને આમમા ૬૭૫ સભ્યોમાથી ૨૯ સભ્યો હાજર હતા. "એવીજ રીતે તેમના પોતાના વહીવટ તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું હોય તો તે તેમને કેવું ગમે? હું એકવાર ફરીથી પૂછું છું, તેઓ એક અઠવાડીઆ સુધી તે સહન કરશે? દેશ તરફનું તેમનું કર્તવ્ય તેઓ પોતે બજાવશે નહિ, અને આપણને બજાવવા દેશે નહિ."

બીજા ઘણા સભ્યોએ ભાષણો આપ્યા, અને તેમાંના એક રા. એ કુમારદત્તે સુધારાની માગણી કરનાર ૪૫,૦૦૦ થી વધારે લોકોની અરજી આણી હતી. તેમણે એ પ્રશ્નમાં પોતાના પ્રાંતના લોકો કેવો રસ લે છે તે કહ્યું. પોતાનું ભાષણ થઇ રહ્યા પછી એક ચંડાળ (શૂદ્રોમાં હલકામાં હલકા વર્ગનો) આગળ આવ્યો, અને પોતાની સઘળી પરિસ્થિતિ ભૂલી જઇને કહેવા લાગ્યો "આપણા પોતાના માણસો આપણે માટે કાયદા બાંધશે; તે ઘણું સારું છે, તે ઘણું સારું છે." બીજે પ્રસંગે, "તમારા કાર્યને મદદ કરવાને માટે" એક ઘણાજ ગરીબ મુસલમાને પાવલી આપી હતી. બીજા એક મુસલમાને એક પ્રશ્ન પૂછનારને સમજણ પાડી કે, "જુવો જેમ આપણે આપણું પંચ નીમીએ છીએ, અને એવા લોકોના ચુકાદા આપણી પર બંધનકારક ગણીએ છીએ તેમ ધારા બાંધનારાઓને પણ આપણે આપણા માણસોમાંથી ચુંટી કાઢીશું, અને તેઓ જે કાયદા પસાર કરશે તે વડે આપણે ખુશીથી બંધાઇશું." ભાષણકર્તાએ કહ્યું તેમ, સાધારણ લોકોમાં સાધારણ બુદ્ધિ હોય છે. ઠરાવ પર કોંગ્રેસનો મત લેવામાં આવ્યો, અને સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

ત્રીજે દિવસે, ૨૯ મી ડીસેમ્બરે, કારોબારી અને ન્યાય ખાતાં જૂદાં પાડવાની માગણી કરનારો ઠરાવ રજુ કરવામા આવ્યો અને સર્વાનુમતે પસાર કરવામા આવ્યો. પરન્તુ તેની તરફેણમાં લાગણી એટલી બધી પ્રબળ હતી કે, તેના અનુમોદનમાં થયલાં ભાષણોમાં બે કલાક લેવાયા. એટલું ધ્યાનમાં રાખવા યોગ્ય છે કે, એક હિન્દી ખ્રિસ્તી બારીસ્ટર મી. એન. સુબ્રમન્યમે તે રજુ કર્યો હતો, અને બીનરાજકીય પ્રશ્નો પર અત્યંત મતભેદ ધરાવનારા પુરૂષોએ તેને અનુમોદન અને વિશેષ અનુમોદન આપ્યું હતું.

ચોથો ઠરાવ બાબુ નરેન્દ્રનાથ સેને રજુ કર્યો. તેમણે ટુંકમા ટકોર કરી કે, "શાંતિના સમયમાં સ્વરાજ્યને માટે અને લડાઇના વખતમા આત્મરક્ષણને માટે સરખી રીતે યોગ્ય બનવાની હિન્દને જરૂર છે. રા. શાલીગ્રામ સિંધે અનુમોદન આપ્યુ. "હિન્દમાં રહેતા ઉમરાવો અને સર્વ વર્ગોના ગૃહસ્થોના પુત્રોને" દાખલ કરવાની માગણી મૂળ ઠરાવમા કરવામા આવી હતી, તેથી તેની મર્યાદા વિશાળ કરનાર સુધારા રજુ કરવામા આવ્યા હતા, અને છેવટે ઠરાવોની યાદીમાં તેનું જે વિસ્તૃત સ્વરૂપ જોવામા આવે છે તે સ્વરૂપમા તેને પસાર કરવામા આવ્યો હતો.

પાચમો ઠરાવ ૧૮૮૬ ની કોંગ્રેસના બારમા ઠરાવ જેવો હતો, પરન્તુ મી. (હમણાના સર) સંકરણ નાયરે તેની પર સરસ ભાષણ આપ્યુ હતું. પરિસ્થિતિનું સુંઅવલોકન કરીને અને હિન્દ યુદ્ધમા સંડોવાશે એવો સંભવ બતાવીને તેમણે પ્રશ્ન કર્યો "ઉત્તરમાંથી હુમલો કરનારાઓ હિન્દી સંસ્કૃતિ પર તુટી પડશે, અને તેનો નાશ કરશે?' તેમણે આગળ ચલાવ્યુ:

"અલબત્ત, આપણને એટલી સ્વતંત્રતા છે કે, બ્રિટિશ રાજ્યની ફતેહને માટે પ્રાર્થના કરવાની આપણને સંપૂર્ણ છુટ છે પરન્તુ મને ભય રહે છે કે, પ્રાર્થનાઓ આપણને અથવા તેમને બહુ ઉપયોગી થાય એવો સંભવ નથી. હું કહું છું, આપણા પોકારો સંભળાયા વિના, લડતનો નીવેડો

હાંકવાને માટે આપણાં હથીયારો ઉંચકાયા વિના આપણે જે શાંતિ હમણાં ભોગવી રહ્યા છીએ તે આપણી પાસેથી લઇ લેવામાં આવશે ? એવો વિચાર કરવો એ મને હાસ્યાસ્પદ લાગે છે. મને તે અસહ્ય લાગે છે, કેમકે જો હિન્દ પોતાની જાતને સહાય ન કરી શકે તેમ તેમને સહાય ન કરી શકે એવી દશામાં ચાલુ રહે તો અંહીયાંની લડતનું શું પરિણામ આવવાનો સંભવ છે તે અંગ્રેજો પોતે પણ કહી શકશે નહિ. આપણા સદ્કાર્યનો અસ્વીકાર કરવાની સરકારની નીતિને આગ્રહપૂર્વક પકડી રાખવામાં આવશે તો શું બનશે તે પ્રથમથી કહી શકાતું નથી. તે સંપૂર્ણ રીતે આત્મઘાતક દેખાય છે, અને આપણે પોતાને માટે તેમજ તેમને માટે આપણે એટલીજ આશા રાખી શકીએ કે, આ બાબતમાં આપણે વારંવાર જે પ્રાર્થનાઓ કરી છે તે સ્વીકારવાનો હજી સમય હતો; છતાં તેમનો ઇંગ્લાંડે અસ્વીકાર કર્યો છે, અને આપણને તાલીમ આપવામાં આવી હોત તો આપણે ઉપયોગી મિત્રો બની શકત એવો પશ્ચાત્તાપ કોઇક દિવસ અંગ્રેજોને ન કરવો પડે. રૂશિઅનોએ હજી પોતાના ગઇ કાલના દુશ્મનોના હાથમાં પોતાના પક્ષમાં લડવાને માટે આજે હથીયાર આપ્યાં છે, અને પરિણામ બતાવી આપે છે કે, તેમનું કાર્ય યોગ્ય હતું. રૂશિયનો સાથે હજી ગઇ કાલે લડનાર તુર્કીના કરતાં બ્રિટિશો તરફ આપણે ઓછા વફાદાર છીએ ? ભયના સમયમાં આપણી વફાદારી પર આધાર ન રાખી શકાય એવું કહેનારા અસત્ય બોલે છે."

કેટલાંક અતિ ગંભીર અને લાગણીભર્યાં ભાષણો કરવામાં આવ્યાં હતાં, કેમકે રૂશિઆના ભય વિષે લાગણી ઘણી તીવ્ર હતી. તે ઠરાવ સર્વાનુમતે પસાર કર્યા પછી કોંગ્રેસે આવક-વેરાનો ઓછી હરકોરણી કરે એવો પ્રશ્ન હાથ ધર્યો, તેની પર વ્યાપારીઓને છાજે એવી રીતે ચર્ચા કરવામાં આવી, અને તેનીપરનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો; અને કોંગ્રેસનું તે દિવસનું કાર્ય સમાપ્ત થયું.

ત્રીજે દિવસે સાતમા ઠરાવ પર અત્યંત ગંભીરતાપૂર્વક અને બુદ્ધિપૂર્વક ચર્ચા કરવામાં આવી; તાંજોરમાંથી એક સુથાર અને બીજા કેટલાક કારીગરોને મોકલવામાં આવ્યા હતા, તે સુથારે અત્યંત વિચારશીલ ભાષણ આપ્યું, અને બીજી કેટલીક હકીકતની સાથે કહ્યું કે:

"ગૃહસ્થો, જ્યારે આ કારખાનાં અને કાર્યાલયો અસ્તિત્વમાં આવશે ત્યારે તેમાં હમણાં આપણા સાધનહીન હજારો દેશબંધુઓ દેહમાં પ્રાણ ધારણ કરી રાખવાના પ્રશ્ન વિષે હતાશ થઇ જાય છે, તેમને પ્રામાણિક રીતે ગુજરાન મેળવવાનું સાધન મળશે. અને ગૃહસ્થો, અમલદારોએ કબુલ કર્યા પ્રમાણે હિંદનાં સ્હાડાચાર કરોડ બાળકો તદ્દન સાધનહીન છે અને તેમને દિવસમાં એક વાર પણું પેટ ભરીને ખાવાનું મળતું નથી, તેમને પોતાનાં કળાઓ અને ઉદ્યોગોના પ્રચંડ અને વૃદ્ધિ પામતાં વિકાસથી કમમાં કમ આરોગ્યાવહ ખોરાકનો એક જ કોળીયો જે દિવસે તે આપી શકશે તે દિવસ તેને કેટલો આવકારદાયક લાગશે !"

આ શબ્દોથી શેલીએ સ્વતંત્રતાને સંબોધીને કહેલાં કથનોનું સ્મરણ થાય છેઃ

"મજુરની તું ( સ્વતંત્રતા ) રોટલી છે,
અને સ્વચ્છ બીછાવેલું મેજ છે ......
ના, ના, સ્વતંત્રતાના દેશોમાં,
એવો ભૂખમરો હોઈ શકે નહિ,
જેવો આપણે આજે ઇંગ્લાંડમાં જોઇએ છીએ."

"ઇંગ્લાંડ" ને બદલે "હિંદુસ્થાન" લખો.

કોંગ્રેસનો સત્તાવાર અહેવાલ આને વિષે લખે છે:

"રા. મુકનાસારીના છેવટના શબ્દો વિષે એટલું સમજાવવું અસ્થાને ગણાશે નહિ કે, જે નિર્દય ગરીબાઇ પ્રતિવર્ષે સર્વથી નીચેના વર્ગોને કાપી નાખે છે અને ઘણાઓ, કદાચિત્ બહુમતી, ધારે છે તેમ સામાજિક નિઃસરણી પર ધીમે ધીમે પણ ખાત્રીપૂર્વક તે ઉંચે ચઢતી જાય છે તેને વિષે આ ગઇ કોંગ્રેસમાં આટલું બધું ઓછું કહેવાયું છે તેનું કારણ એ નથી કે પોતાના દુઃખી અર્ધ-ભુખ્યા મરતા લાખો દેશબંધુઓની તરફ દીલસોજીનો અભાવ છે. સદર હકીકત કેવળ

એટલીજ છે કે, ખાલસા કરવાની નીતિનો પુનઃ સ્વીકાર અને કરોમાં પુષ્કળ વધારો એ અત્યાર સુધીના લૉર્ડ ડફરીનના રાજ્યતંત્રનાં મુખ્ય લક્ષણો છે. તેથી પોતાને રાજ્યતંત્રમાં પ્રબળ અવાજ મળે નહિ ત્યાં સુધી હિન્દી જનસમૂહ પોતાની ચોમેર જે દુઃખ જુવે છે તેમાં સંગીન ઘટાડો નહિ થઇ શકે એવી નિરાશા તેમને ઉપજી છે, અને બીજા કોઇ પણ કારણ કરતાં આ પ્રતીતિને લીધે પ્રતિનિધિત્વની દિશામાં તેમના પ્રયાસો આટલા બધા ગંભીર બન્યા છે. ”

એની પછી હથીયારબંધીનો કાયદો રદ કરવાનો ઠરાવ આવ્યો, તેથી સત્તાવાર અહેવાલના શબ્દોમાં “ જુસ્સાદાર, લગભગ અગ્નિસમાન ગરમ, ચર્ચા થઇ, અને તે કેટલાક કલાકો સુધી ચાલી. ” હમણાંની જેમ તે સમયે એ પ્રશ્ન હિન્દીઓના મર્મને છેદતો હતો; અહેવાલ કહે છે તેમઃ “ ખાસ પરવાના વિના હિન્દનો કોઇ દેશી હથીયારો રાખી અથવા ફેરવી શકે નહિ, જ્યારે યુરોપીઅનો, યુરેશીઅનો, હોટેન્ટોટ્ લોકો અથવા ફીજી ટાપુના રહેવાસીઓ, અરે હિન્દના કીનારા પર મહાસાગર જે કચરો લાવીને નાખે તે પણ હથીયારો ધારણ કરે અને તેમને કોઇ પણ પૂછાય નહિ. ” તેજ વીંછીના કાંટા સમાન છે; કોઇ પણ પરદેશી હથીયારો ધારણ કરે; દેશનો દેશી ધારણ ન કરે. અને સીપાઇઓના બળવા પછી હિન્દીઓ હથીયારો ફેરવતા હતા અને ૧૮૭૮ સુધી તેમને હથીયારોની બંધી કરવામાં આવી ન હતી એ ઘણું વિચિત્ર છે. રાવ બહાદુર સભાપતિ મુદલીઆરે ઠરાવ રજુ કર્યો હતો, તેમણે એ કાયદાથી કરવામાં આવેલા અપમાન અને કલંક વિષે અને જંગલી પશુઓ અને લુટારુઓથી પોતાની જાતનું રક્ષણ કરવાને અશક્ત ખેડુતો અને રૈયતને ભોગવવી પડતી વ્યાવહારિક મુશીબત વિષે વિવેચન કર્યું. બાબુ બિપિનચંદ્ર પાલે તેને અનુમોદન આપતાં કહ્યું કે, ‘ મારી લોખંડી કલમ અને તીવ્ર દશ સિવાય મને પોતાને બીજું કોઇ હથીયાર જોઇતું નથી, પરન્તુ વાઘ અને દીપડા હજારો સ્ત્રી પુરુષોને મારી નાખે છે તેમને બચાવવાને માટે આ કાયદો રદ કરવાની માગણી કરું છું, અને વળી આ કાયદાનો સિદ્ધાંત ખોટો છે, તેની અસર હાનીકારક છે, અને સરકારને માટે તે કેવળ આત્મ-ઘાતક છે. ” આ કાયદો રદ કરવાને બદલે તેમાં ફેરફાર કરવો એવો સુધારો રજુ કરવામાં આવ્યો, અને પુષ્કળ ચર્ચા થયા પછી નીચે છાપ્યા પ્રમાણે આઠમો ઠરાવ પસાર કરવામાં આવ્યો. ઘણી યોગ્ય અને નકામી ગયલી વિનતિઓમાંની આ પ્રથમ હતી.

પછી પ્રથમ ઠરાવ અનુસાર નીમાયલી કમિટીનો રીપોર્ટ મી. એ. ઓ. હ્યુમે રજુ કર્યો, તેમાં કામચલાઉ નિયમોની લાંબી હારમાળા આપવામાં આવી હતી, અને એવી દરખાસ્ત મુકી કે સઘળી સ્ટેન્ડીંગ કમિટિઓમાં તે ફેરવવા અને આવતે વર્ષે સૂચનાઓ સહિત તેમની પર રીપોર્ટ કરવો. નવમા ઠરાવને ડૉ. ત્રૈલોક્યનાથ મિત્રે અનુમોદન આપ્યું હતું અને તે કબુલ રાખવામાં આવ્યો હતો. આગામી કોંગ્રેસને માટે અલ્લાહાબાદ પસંદ કરવામાં આવ્યું, અને વિધિપૂર્વક છેલ્લો ઠરાવ પસાર કરવામાં આવ્યો. પછી નિયમસર આભાર મનાયા પછી કોંગ્રેસની પૂર્ણાહુતિ થઇ.

મદ્રાસના ગવર્નર લૉર્ડ કૉન્નેમરા, શેરીફ સર સાવલાઇ રામસામી મુડલીઆર, સી. આઇ. ઇ. અને મદ્રાસમાં વકીલાત કરતા અંગ્રેજી બારીસ્ટર મી. યાર્ડલી નૉર્ટને સભ્યોને ઉજાણીઓ આપી તેમનું સ્વાગત કર્યું, અને મદ્રાસનું સઘળું વાતાવરણ મિત્રતાભર્યું હતું એમ દેખાય છે.

### ઠરાવો.

#### બંધારણ.

૧ ( હાંસીયામાં ગણાવવામાં આવેલા* ) ગૃહસ્થોની એક કમિટી કોંગ્રેસના બંધારણ અને કાર્યવહીવટના સંબંધમાં હવે કયા નિયમો ઉપયોગી નીવડે એવી રીતે બાંધવા તેને વિષે વિચાર કરવાને નીમવામાં આવે છે, અને ચાલુ માસની ૩૦ મી તારીખે તેની પર રીપોર્ટ કરવાની સૂચના કરવામાં આવે છે.

* રા. નામ જોશી, રા. ચંદાવરકર, મીર હુમાયુ જાહ બહાદુર, હાજીમહમદ અબ્દુલ શકુર બાદશાહ સાહિબ, રા. એસ. સુબ્રમન્ય આયર,

રા. ડબલ્યુ. એસ. ચાંટ્રે, રા. રંગીયા નાયડુ, બાબુ સુરેન્દ્રનાથ બેનરજી, બાબુ ત્રૈલોક્યનાથ મિત્ર, બાબુ કાલિ ચરણ બેનરજી, બાબુ ગુરૂ પ્રસાદ સેન, બાબુ સાલિગ્રામ સિંઘ, બાબુ રામકલિ ચૌધરી, હાફીઝ અબ્દુલ રહીમ, રા. રામપાલ સિંઘ, પંડિત મદન મોહન, રા. ગંગા પ્રસાદ વર્મા, બાબુ બિશન નારાયણ ધાર, હમીદ-અલી, રા. મુર્લીધર, રા. સત્યાનન્દ અગ્નિહોત્રી, રા. એચ. એચ. ધ્રુવ, બાબુ ડબલ્યુ. સી. બોનરજી, બાબુ નરેન્દ્રનાથ સેન, મી. ચાર્લ્સ નોર્ટન, રા. જયગોવિંદ શોમે, રા. ઇશ્વરીલાલ સરકાર, રા. બી. સુબ્રમન્ય આયર, રા. ડી. એ. ખરે, રા. એસ. એ. સુમિનદ આયર, રા. સભાપતિ મુદલીઆર, મી. એ. ઓ. હ્યુમ, રા. સી. વિજયરાઘવ ચારીઅર, રા. ગોવિંદ બક્ષ, રા. કરંદીકર.

૯. પ્રથમ ઠરાવ અનુસાર નીમવામાં આવેલી કમિટીએ ઘડેલા નિયમો વિચાર કરવાને માટે આગામી કોંગ્રેસ સુધી મુલત્વી રાખવા, પરન્તુ તે દરમ્યાન સર્વ સ્ટેન્ડીંગ કમિટીઓને એવી વિનંતિ સહિત નકલો મોકલવી કે, આવતા વર્ષમાં તેમને શક્ય અને ઇચ્છનીય લાગે ત્યાં સુધી તેમણે આ નિયમો પ્રમાણે વર્તવું, અને તેમને યોગ્ય લાગે તેવી વિશેષ સૂચનાઓ સહિત આગામી કોંગ્રેસમાં તેની પર રીપોર્ટ કરવો.

## પ્રતિનિધિત્વ.

૨. ૧૮૮૫ અને ૧૮૮૬ ની કોંગ્રેસોના ત્રીજા ઠરાવમાં દર્શાવ્યા પ્રમાણે ધારા ઘડનારી ગવર્નર-જનરલની ધારાસભા અને પ્રાંતિક ધારાસભા-ઓમાં વિકાસ અને સુધારા કરવાની આવશ્યકતાનું આ કોંગ્રેસ પુનઃ સમર્થન કરે છે, અને ગંભીર આશા દર્શાવે છે કે, આ આવશ્યક સુધારાની દિશામાં પગલાં ભરવાનું સરકાર વધારે સમય સુધી મુલત્વી રાખશે નહિ.

## કાયદાવિષયક.

૩. આ કોંગ્રેસ એક વાર ફરીથી સર્વવ્યાપક પ્રતીતિની નોંધ લે છે કે, કારોબારી અને ન્યાયનાં ખાતાંને સંપૂર્ણ રીતે જુદાં પાડવાની (તે એવી રીતે કે એકજ અમલદારને એ બને ખાતાંની ફરજો એક સાથે મળે નહિ) તાકીદની જરૂર ઉપસ્થિત થઇ છે, અને પોતાના અભિપ્રાય અનુસાર જાહેર કરે છે કે, તેથી કેટલાક પ્રાંતોમાં થોડો વધારાનો ખર્ચ કરવો પડે તોપણ વિશેષ વિલંબ કર્યા વિના સરકારે આ ખાતાં જુદાં પાડવાં જોઇએ.

## લશ્કરવિષયક.

૪. નામદાર મહારાણીની હિન્દી પ્રજાની વફાદારી જોતાં આ કોંગ્રેસ ઇચ્છનીય ધારે છે કે, રાણીના ઢંઢેરાનો અમલ કરવો જોઇએ; લશ્કરી નોકરીના ઉંચા ઓદ્ધા વ્યાવહારિક રીતે આ દેશના વતનીઓ માટે ખુલ્લા મુકવા જોઇએ, અને હિન્દી સરકારે આ દેશમાં લશ્કરી પાઠશાળાઓ સ્થાપવી જોઇએ, જેમાં કાયદામાં વ્યાખ્યા આપ્યા પ્રમાણે હિન્દના વતનીઓને હિન્દી સેનાના અમલદારો તરીકે લશ્કરી જીવન માટે કેળવણી અને તાલીમ અપાવી જોઇએ.

૫. યુરોપમાં જાહેર બનાવોની અસ્થિર સ્થિતિ જોતાં, અને જો આ દેશના લોકોને યોગ્ય રીતે તૈયાર કરવામાં આવે તો, કોઇ ગંભીર સ્થિતિ ઉભી થતાં આ દેશના લોકો ગ્રેટ બ્રિટનને કેટલી બધી પ્રચંડ સહાય આપી શકે; તે જોતાં આ કોંગ્રેસ એકવાર ફરીથી સરકારને ગંભીરતા પૂર્વક વિનતિ કરે છે કે, (તેમને યોગ્ય લાગે તેવા નિયમો અને બંધનો હેઠળ) દેશના હિન્દી રહેવાસીઓને સ્વયંસેવકો બનવાની એવી પદ્ધતિ સ્થાપવાની સત્તા આપવી, કે તેથી તેઓ કોઇ અણીને પ્રસંગે સરકારને અસરકારક સહાય આપવાને લાયક બને.

૮. લોકોની વફાદારી જોતાં હાલના હથીયાર બંધીના કાયદાથી (૧૮૭૮ નો ૧૧ મો કાયદો) આ દેશના લોકોને જે હાડમારીઓ વેઠવી પડે છે અને તેમની પર અયોગ્ય કલંક ચોંટાડવામાં આવે છે તે જોતાં, સરકાર પાસે ચોથા પ્રકરણની કલમોમાં, અને આવશ્યક લાગે તો મજકુર કાયદાના બીજા ભાગોમાં એવા ફેરફારો કરાવવા કે, નોંધેલાં અને યોગ્યરીતે જાહેર કરેલાં લેખી

કારણોને માટે હિન્દી સરકારના (અથવા તે સંબંધમાં હિન્દી સરકારે કોઇ સ્થાનિક અધિકારીને સત્તા આપી હોય તેના) હુકમો અનુસાર વ્યક્તિઓ અથવા અમુક કોમો કે વર્ગોના સભ્યો તરીકે તેમાંથી અટકાવવામાં આવે તે વિના સર્વ લોકો હથીયારો રાખી અને ફેરવી શકે.

૬. આવક વેરાનો, અને ખાસ કરીને રૂ. ૧,૦૦૦ થી ઓછી આવકોના વેરાનો વહીવટ અત્યંત અસંતોષકારક નીવડયો છે, તેથી આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર ઓછામાં ઓછી રૂ. ૧,૦૦૦ ની આવકપર કર નખાવો જોઇએ. અને આ પ્રમાણે મ્હેસુલમાં ખમવી પડતી ખોટ, અને નાણાંવિષયક જો બીજી કોઇ મુશ્કેલીઓ હોય તો વર્તમાન જાહેર ખર્ચમાં ઘટાડો કરીને તેને પહોંચી વળવું, અથવા જો આ અશક્ય લાગે તો, બારીક સુતરાઉ માલ ઉપર આયાત વેરો ફરીથી નાખીને તેને પહોંચી વળવું.

કેળવણીવિષયક.

૭. લોકોની ગરીબાઇ જોતાં દેશની સ્થિતિને અનુકૂળ આવે એવી પારિભાષિક (ટેક્નીકલ) કેળવણીની પદ્ધતિનો વિકાસ સરકાર પાસે કરાવવો ઇચ્છનીય છે, જેથી રાજ્યના ઉપયોગને માટે દેશમાં બનેલી ચીજોનો ઉપયોગ કરવા વિષે જે ફરમાનો હયાત છે તેમનું વધારે સખ્તાઇથી પરિપાલન કરવાથી દેશી કારીગરીઓને ઉત્તેજન મળે, અને હમણાંના કરતાં વધારે બહોળા પ્રમાણમાં દેશના લોકોની બુદ્ધિ અને કૌશલ્યને કામે લગાડાય.

સામાન્ય કામકાજ.

૧૦. ૧૮૮૮ ની ૨૬ મી ડીસેમ્બરે ચોથી હિન્દી રાષ્ટ્રીય પરિષદ્ અલ્લાહાબાદમાં મળશે.

૧૧ આ ઠરાવોની નકલો નામદાર વાઇસરોય-ઇન્-કાઉન્સીલને એવી નમ્ર વિનતિઓપૂર્વક મોકલવી કે યોગ્ય ક્રમાનુસાર તે સઘળા ઠરાવો નામદાર મહારાણીના હિન્દી પ્રધાન સમક્ષ મુકાવરાવશે, અને પોતાના સાથીઓ સાથે મસલત કરીને કૃપા કરી તે પોતે તેમની પર ઉત્તમ રીતે વિચાર કરશે.

---

# ચોથું પ્રકરણ.

## ચોથી રાષ્ટ્રીય કોંગ્રેસ.

"ચોથી હિન્દી રાષ્ટ્રીય પરિષદ્‌ના આગમનનો ડંકો ફાટી નીકળેલા ઉગ્ર વિરોધે વગાડયો હતો." ૧૮૮૮ ની ચોથી કોંગ્રેસની કાર્યવાહીની સંક્ષિપ્ત નોંધનો સત્તાવાર અહેવાલમાં આ પ્રમાણે પ્રારંભ થાય છે. તે અલ્લાહાબાદમાં મળી હતી, અને પોતાના વિરોધથી સર ઑકલૅન્ડ કૉલ્વીને પ્રસિદ્ધિ મેળવી, અને જ્યારે વાઇસરોય લૉર્ડ ડફરીને પોતાનો ઓધ્ધો છોડયો ત્યારે તેમના માનમાં કરવામાં આવેલી મીજલસમાં તેની પર હુમલો કરવામાં અને તેને રાજ્યદ્રોહી કહેવામાં પોતાની નઠારી અભિરૂચી તેમણે બતાવી આપી. તેને અલ્લાહાબાદમાં ભરાતી અટકાવવાને માટે અત્યંત દારૂણ પ્રયત્નો કરવામાં આવ્યા હતા. સ્વાગતસભાના પ્રમુખે પોતાના આવકાર આપનારા ભાષણમાં સભાને જે જે વિઘ્નો દૂર કરવાં પડયાં હતાં તે સઘળાં ગણાવ્યાં હતાં, કેમકે કોંગ્રેસના વૃદ્ધિંગત બળથી ભયભીત બનીને હિન્દમાંનાં સઘળાં પ્રતિકારક અને જુલ્મી તત્ત્વો કોંગ્રેસની સામે થયાં હતાં. તેમને પ્રથમ ખબર આપવામાં આવી કે, તમે ખુશરૂ બાગ વાપરી શકશો, પરન્તુ થોડા સમય પછી તે પરવાનગી પાછી ખેંચી લેવામાં આવી. પછી, એપ્રીલ માસમાં કીલ્લા નજીક આવેલી પડતર જમીનનો એક મોટો ટુકડો કીરાયે લેવાની પરવાનગી તેમને આપવામાં આવી; ચાર માસ પછી એમ કહીને કીરાયું પાછું મોકલવામાં આવ્યું કે, આરોગ્યતાનાં કારણોને લીધે જમીન આપવાની ના પાડવામાં આવે છે. ત્રીજી વખત, મિત્રોનાં ઘરોનો એક જથ્થો તેમણે પ્રાપ્ત કર્યો, પરન્તુ તે "પાયોનીયર" વર્તમાનપત્રના કાર્યાલયની પાસે હતાં, અને તે બાદશાહી વર્તમાનપત્રને અસહ્ય લાગ્યું તેથી અને કેટલાંક ઘરો કેન્ટોન્મેન્ટની હદમાં હતાં તેથી લશ્કરી અધિકારીઓએ તેમનો ઉપયોગ કરવા દેવાની ના પાડી, અને તેથી સઘળી યોજનાઓ અશક્ય નીવડી. છેવટે, કોંગ્રેસની બેઠક મળવાને ફક્ત સાતજ અઠવાડીયાં બાકી રહ્યાં હતાં, અને અધિકારીઓ પોતાની ફત્તેહથી ખુશ ખુશ થઇ ગયા હતા ત્યારે સ્વાગતસભાનો એક પ્રતિનિધિ કાળજીપૂર્વક ઘડવામાં આવેલું ભાડાખત અને ભાડું પોતાના ખીસ્સામાં નાખીને ચુપચુપ લખનૌ ચાલ્યો ગયો, અને અલ્લાહાબાદમાં એક નવાબનું બહોળી જમીન પર આવેલું સુંદર મકાન ખાલી હતું, તે નવાબની પાસે પહોંચ્યો, અને તેની પાસે ભાડાનો સ્વીકાર કરાવી, ભાડાખતપર સહી કરાવી લીધી. બીજેજ દિવસે સ્વાગતસભા તેમાં દાખલ થઇ અને સીવીલીઅનો રહેતા હતા તે જગ્યાની બરોબર મધ્યભાગમાં લોથર કૅસલ આવેલું હતું અને પોતાના પાડોશી સરકારી મહેલને જાણે તે પોતાની પાસે બોલાવતું હોય એમ લાગતું હતું. તે સરકારી મહેલમાં સર ઑકલૅન્ડ કોલ્વીન નિરૂપાય બની ગુસ્સાની જ્વાળાઓ કાઢી રહ્યો હતો. તે મકાન કેન્ટોન્મેન્ટની સીમાની બહાર હતું એટલે લશ્કરીઓ ફરીથી માથું મારી શક્યા નહિ, અને ભાડાખતને લીધે સીવીલઅનો પણ કાંઇ કરી શક્યા નહિ. એટલે ત્યાં કોંગ્રેસ મળી અને ૫,૦૦૦ બેઠકો વાળો એક ભવ્ય મંડપ ઉભો કરવામાં આવ્યો. દરભંગાના મહારાજાએ એક સુંદર શામીઆનો આપ્યો હતો, તેનો ઉપયોગ સામાન્ય સ્વાગતના મકાન તરીકે કરવામાં આવ્યો, અને બીજો એક મહોમેદન અમીર પાસેથી મળ્યો હતો, તેનો ઉપયોગ વાચનાલય તરીકે થયો, અને ઍંગ્લો-ઇંડીઅનપત્રો સિવાય હિન્દનાં લગભગ સર્વ વર્તમાન પત્રો ત્યાં મફત મોકલવામાં આવ્યાં હતાં; એમની આસપાસ સંખ્યાબંધ તંબુઓના ઝુમખા ઉભા કરવામાં આવ્યા હતા, પહોળા રસ્તાઓની બંને બાજુએ તે આવેલા હતા, અને દરેક ઝુમખામાં જમવા અને એકઠા મળવાની સગવડો રાખવામાં આવી હતી, એથી બધો દેખાવ સુંદર રીતે શણગારેલા શહેર જેવો

લાગતો હતો, જ્યારે ખુદ લોથર હૅાલમાં પ્રમુખ મંત્રીઓ અને અગ્રેસર પ્રતિનિધિઓને માટે સગવડ કરવામાં આવી હતી, અને સર્વ કામકાજની ઑફીસો પણ ત્યાંજ રાખવામાં આવી હતી. એક ભાગ દુકાનો માટે અલગ રાખવામાં આવ્યો હતો જ્યા વેચનારાઓ સંયુક્ત પ્રાંતોની સુંદર હિન્દી કારીગરીઓ આપતા હતા, પરન્તુ અહેવાલ કહે છે કે, દારૂ અને બીજી નીશો ચઢે એવી ચીજોનો સંપૂર્ણ બહિષ્કાર કરવામાં આવ્યો હતો.

કોંગ્રેસની હીલચાલ સામે વિરોધ બતાવવાનો પ્રયત્ન કરવામા આવ્યો હતો, અને કેટલાંક કોંગ્રેસ–પ્રતિપક્ષી મંડળો રચવામાં આવ્યાં હતા, જેમા અધિકારીઓએ હાજરી આપી હતી, તેથી કોંગ્રેસની લાગણી અને ઉત્સાહમા પુષ્કળ વધારો થયો હતો; અને લોથર હૅાલમા ઘણી છુપી બક્ષીસો કોંગ્રેસને મળી હતી, તે દાનશીલ નરો શત્રીએ આવતા અને આવનારાઓના નામ જાહેર થવા ન જોઇએ એવી ચિંતા બતાવતા હતા, તે કરૂણાજનક વાત હતી અને એ ચિંતા ખોટી ન હતી, કેમકે હમણાની માફક તે વખતે સંતાપવાનું એક સાધન એ હતું કે, કોઇ પણ જાતનો આરોપ મુકયા વિના સારી ચાલચલગતને માટે ભારે જામીનગીરી માગવી. “એક જીલ્લા અમલદાર કોંગ્રેસવાદીઓનો ઘણો હડખાયો વિરોધી હતો તેની પરવા ન કરતા” એક ગૃહસ્થે મદ્રાસ કોંગ્રેસમાં હાજરી આપી હતી, તેને શાંતિ જાળવવા માટે રૂ. ૨૦,૦૦૦ ની જામીનગીરી આપવાનું ફરમાન કરવામા આવ્યું હતું. તેણે તે આપી અને ચાલ્યો ગયો, અને તેને લાગ્યું કે; જો હું અપીલ કરીશ અને તેમા જીતીશ તો પોલીસ મારી સામે કાંઇ ગંભીર આરોપ ઉભો કરશે. “પંજાબના એક જીલ્લામા એક વર્ષમા સારી ચાલચલગત વિગેરેને માટે ૫,૦૦૦ થી ૬,૦૦૦ લોકો પાસેથી જામીનગીરી માગવામા આવી હતી. પોતાના દઢ અભિપ્રાયો જાહેર કરવાની હીંમત નથી એવો આપણા લોકો સામે આક્ષેપ કર્યા પૂર્વે સ્વતંત્ર અંગ્રેજ લોકોને આ સર્વનું થોડું ઘણું જ્ઞાન થવું જોઇએ” કોઇ પણ જાતની “અશાંતિ” દેશમા દેખાવા લાગી તે પહેલા ઘણા સમય પૂર્વે ૧૮૮૯ માં આ પ્રમાણે લખવામાં આવ્યું હતું.

અહેવાલ કહે છેઃ

“જુલમની જે પદ્ધતિ ગુપ્ત પ્રવૃત્તિને અધિક ઉત્તેજન આપે છે, અને કોંગ્રેસ જેવી હીલચાલના લગભગ ત્રણ–ચતુર્થાંશ ભાગને દૃષ્ટિ બહાર રાખે છે, તેમા કાંઇ પણ ડહાપણ છે કે નહિ, એનો નિર્ણય કરવાનું આપણે બીજાઓને માટે રહેવા દેવું જોઇએ. પરન્તુ આટલું તો ચોક્કસ છેઃ કોંગ્રેસના વિચારે દેશના મન પર એવો તો કાબુ મેળવ્યો છે કે, આ દુનીયાની કોઇપણ સત્તા તેનો નાશ કરી શકશે નહિ. જો અત્યંત નામાંકિત દશ હજાર કોંગ્રેસવાદીઓને આવતી કાલે દેશનીકાલ કરવામા આવે તો પણ તે વિચાર હમેશા આગળ વધશે, એક મનમાથી બીજા મનમાં ફેલાશે, છેવટે હિન્દી પ્રજાના પ્રત્યેક પુરૂષ, સ્ત્રી અને બાળકને અસર કરશે અને જે મનમાં તેનું બીજ પડયું હશે, ત્યા તે હંમેશા વધારે અને વધારે બળવાન્ બનશે. તેનુ સ્વરૂપ અને તેની ખુલ્લી અભિવૃદ્ધિ અવશ્ય હિતકર છે અને મનુષ્યો માટે શાંતિ અને શુભેચ્છા તેમા ભર્યાં છે અધિકારીઓનો વિરોધ અને જુલમ તેની અભિવૃદ્ધિમા વધારો કરશે. એટલુંજ નહિ પણ તેથી એક ખુલ્લી, ચોક્ક, સનદશીર હીલચાલ, ગુપ્ત, છુપી અને તેથી અ–સનદશીર હીલચાલમા ફેરવાઇ જશે. લૉર્ડ લીટનનો અમલ ઉતરી જવા આવ્યો તે સમયે પુષ્કળ ગુપ્ત ચળવળ ચાલતી હતી, જેના ઉદ્દેશો ખુલ્લી રીતે જણાવવામા આવ્યા ન હતા, અને કદાચિત્ તેના ઉત્પાદકોને પણ તે ઉદ્દેશો ભાગ્યેજ સમજાયા હશે જો કે એનું અંતિમ પરિણામ શું આવશે, તેની કોઇપણ ઇતિહાસના અભ્યાસીને શંકા આવી શકે નહિ ભલા લૉર્ડ રીપનના દીલસોજીભર્યા અમલથી ઉત્પન્ન થયલા ઉત્સાહની સહાય વડે કોંગ્રેસ હીલચાલે આ અલ્પાયુષી ગુપ્ત ચળવળનો નાશ કરી નાખ્યો છે, અને ખુલ્લા દિવસના આરોગ્યાવહ પ્રકાશમાં સર્વ રાજકીય ચળવળ ચલાવીને તેમા મીઠાશ આણી છે, એ કોંગ્રેસની મુખ્ય નામના છે પોતાને મળેલા અધિકાર અને સત્તાઓના અ–સનદશીર દુરૂપયોગથી બ્યુરોક્રસી–નોકરશાહી રાષ્ટ્રીય

શક્તિના એક વિભાગને જુની, પપરાશ વિના હુવદ પડેલી અને ગેરકાયદેસર નીકોમાં હાંકી કાઢશે તો તેમાં નોકરશાહીનો-ફક્ત નોકરશાહી-નોજ દોષ ગણાશે.

ઇંગ્લાંડ અને હિન્દ બંનેનાં ભાવિ હવે છુટાં ન પડી શકે એવી રીતે પરસ્પર વણાયાં છે, તેગને બંનેને વર્તમાન સમયમાં વધારે ગંભીર રીતે અર્થસૂચક પ્રશ્ન વિચારવાનો છે નહિ, જો ઇંગ્લાંડ માત્ર હિન્દના વિશ્વાસને આમંત્રણ અને આવકાર આપે, અને દર વર્ષે કોંગ્રેસ પ્રજાના સકળ વિચારશીલ વિભાગના અભિપ્રાયોની વધારે ને વધારે પ્રતિનિધિ બની રહી છે, તેની વફાદાર સૂચનાઓ પર માયાળુ રીતે વિચાર કરે (સઘળી મંજુર રાખવાની જરૂર નથી, પરન્તુ તેમને યોગ્ય માન આપે) તો બંને દેશોનું હિત થાય. જુદી જુદી કોંગ્રેસોમાં પસાર કરવામાં આવેલા ઠરાવો સાંભળ્યા પછી એક મહાન્ દેશી રાજાએ કહ્યું હતું તેમઃ ' જો માત્ર આ ચીજો આપવામાં આવે તોપણ હિન્દમાં બ્રિટિશ રાજ્ય સદૈવ ચાલશે." પરન્તુ જો વાયસરોયોને અને બીજા ઉચ્ચ અધિકારીઓને એક મહાન્ પ્રજાની અવગણના કરવા દેવામાં અને તેમની અભિલાષાઓના ખોટા અર્થ કરવા દેવામાં આવે, જો હાથ નીચેના અધિકારીઓને ગેરસનદસીર રીતે વફાદાર રાજકીય હીલચાલોની સામે વિરોધ કરવા દેવામાં અને પ્રામાણિક અને ગંભીર મનુષ્યોને પોતાની જે ફર્યાદો હોય અને તેમને દૂર કરવાની જે ઉત્તમ રીતિઓ તેઓને લાગતી હોય તે મધ્યમસર રીતે અને સ્પષ્ટ રીતે દર્શાવવાને માટે તેમના પર જુલમ કરવા દેવામાં આવે—એક શબ્દમાં કહીએ તો, જે રાજ્યને માત્ર પ્રેમજ અમર બનાવી શકે છે તેને પોતે ભય બતાવીને ટકાવી રાખી શકશે એવી કલ્પના ઇંગ્લાંડની હોય તો અત્યંત સંભવ છે કે ગંભીર મુશ્કેલીઓ બંને દેશોની રાહ જોઇ રહી છે."

૧૮૮૮ માં કોંગ્રેસ હીલચાલમાં પુષ્કળ વિકાસ થયો હતો; લાખો ચોપાનીયાં વહેંચવામાં આવ્યાં હતાં, અને પરિણામે, "પ્રતિનિધિઓની ચુંટણીઓમાં ત્રીશ લાખ લોકોએ સીધો ભાગ લીધો હતો." કલકત્તામાં કેટલાંક ઉચ્ચ હિન્દુ કુટુંબોની સ્ત્રીઓએ "કોંગ્રેસની" ઉપર ચર્ચા કરી હતી અને અલ્લાહાબાદમાં તો કેટલીક પોતાની જૂની સખીઓ સાથે લડી કેમકે તેઓ વિરૂદ્ધ હતી; કેટલાકોએ તેને માટે પૂજા કરી હતી. આ સઘળાનું પરિણામ એ આવ્યું કે, ૧૮૮૭ માં મદ્રાસના કરતાં પ્રતિનિધિઓની સંખ્યા બમણી થઇ ગઇ; ૧. ૫૦૦ ચુંટાયા હતા અને ૧,૨૪૮ એ હાજરી આપી હતી. તેઓ નીચે પ્રમાણે હતાઃ

| | |
|---|---|
| મદ્રાસ. | ૯૫ |
| મુંબાઇ અને સિંધ | ૧૬૩ |
| પંજાબ. | ૮૦ |
| વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા | ૫૮૩ |
| મધ્યપ્રાંતો અને વરાડ | ૭૩ |
| બંગાલ, બિહાર, ઓરિસ્સા અને આસામ | ૨૫૪ |
| | ૧૨૪૮ |

અયોધ્યામાંથી પ્રતિનિધિઓની મોટી સંખ્યા આવવાનું કારણ મૌલવી મહમ્મદ હિદાયત રસુલે એ આપ્યું કે, "અલિગઢ છાવણીમાં આપણા ભાઇઓ-કોંગ્રેસના વિરોધીઓ—ની કૃપાને તે આભારી છે." પ્રતિનિધિઓની બમણી સંખ્યા થઇ તે વધારે નોંધ લેવા લાયક હતી, કેમકે દરેક પ્રતિનિધિ પોતાની જગ્યા લે તે પહેલાં ઠરાવેલું લવાજમ આપવાનો નિયમ પહેલ વહેલો કરવામાં આવ્યો હતો.

૧૮૮૮ ની ૨૬ મી ડીસેમ્બરે બપોરે બે વાગ્યે કોંગ્રેસની બેઠકની શરૂઆત થઇ, સ્વાગત સભાના પ્રમુખ માન. પંડિત અયોધ્યાનાથ હતા. મકાન-મેળવામાં તેમને પડેલાં દુઃખોની ઉપર કહેવામાં આવેલી વિગતો તેમણે આપી અને સર ઑક્લૅન્ડ કોલ્વીન અને લૉર્ડ ડફરીને બીનપાયાદાર આરોપો મુકયા હતા તેની સામે સખ્ત અણગમો દર્શાવ્યો, અને ખાસ કરીને સર ઑકલૅન્ડ કોલ્વીને "અમારા અત્યંત સંમાનિત પરન્તુ અત્યંત વગોવાયલા મિત્ર મિ. હ્યુમ" પર લખેલા પત્ર વિષે ગુસ્સો દર્શાવ્યો હતો.

પ્રમુખ તરીકે મી. યુલની ચુંટણી કરવાની દરખાસ્ત માન. રા. ફીરોઝશાહ મેહતાએ મુકી અને સરદાર દયાલસિંઘે તેને અનુમોદન આપ્યું. એ ચુંટણીને અનુમોદન આપતાં લખનૌ સુન્ની

કોમના અગ્રેસર શમ્સુલુલ્મ તરફથી કોંગ્રેસને અનુમોદન આપનારો ફતવો શેખ રાઝા હુસેનખાને રજુ કર્યો અને જાહેર કર્યું કે " મહોમેદનો નહિ, પણ આપણા અમલદાર માલીકો કોંગ્રેસથી વિરૂદ્ધ છે. "

પ્રમુખ મી. યુલે પોતાના ભાષણમાં પ્રતિનિધિત્વના હક્કની તરફેણમાં દલીલો કરી હતી, અને બતાવી આપ્યું કે લૉર્ડ પામર્સ્ટને આણેલા હિન્દી રાજ્યતંત્ર વિષેના ખરડા સામે ૧૮૫૮ મા એવો વાંધો ઉઠાવવામાં આવ્યો હતો કે તે પ્રતિનિધિત્વ આપતો નથી, લગભગ તરતજ તેની જગ્યા લેનાર મી. ડીઝરેલીએ બીજો ખરડો આણ્યો, તેમાં તેણે દીલગિરી દર્શાવી કે, આ સમયે દેશની અસ્થિર હાલતે પ્રતિનિધિત્વ અશક્ય બનાવ્યું છે, અને એક વિચિત્ર. વર્ણસંકર યોજના સૂચવી, જે પાછી ખેંચી લેવામાં આવી હતી, અને એક કામચલાઉ ત્રીજી યોજના રજુ કરવામાં આવી, અને હિન્દીઓની રાજકીય સત્તાઓ વિકાસ પામી શકે, એ પ્રમાણે કેળવણીનો વિકાસ થાય ત્યા સુધી તે ચાલુ રાખવાની હતી તે દરમ્યાન દિવાને આમે હિન્દને ' સર્વજ્ઞ અને અટળ પ્રભુએ પોતાને સોંપેલા મહાન્ અને ગભીર ટ્રસ્ટ" તરીકે ગણ્યું. મી. યુલે માર્મિકતાપૂર્વક કહ્યું. "આશરે ૬૫૦ સભ્યોએ તે ટ્રસ્ટ પાછું પ્રભુના હાથમાં સોંપી દીધું છે, અને પ્રભુ પોતાને યોગ્ય લાગશે તે પ્રમાણે તેની સંભાળ રાખશે." ત્રીસ વર્ષ પહેલા સરકારે જેને ઇચ્છનીય ગણ્યું હતું, ફક્ત તેનીજ માગણી કોંગ્રેસ કરે છે. હિન્દ બહોળો વ્યાપાર ખેડે છે, પરન્તુ તે વ્યાપાર પર અંકુશ રાખનારા કાયદાઓ પર અસર કરવાની સત્તા ગેઇ પણ વ્યાપારીને છે નહિ. હિંદુસ્થાન પાઉંડ ૭,૬૦,૦૦,૦૦૦ ના કરો આપે છે, પરન્તુ તેમનો ઉપયોગ કરવા વિષે દેશના એક પુરૂષને પણ સાંભળવામ્ આવતો નથી. હિન્દમા ૩૩,૦૦,૦૦૦ વિદ્યાર્થીઓ છે, જે સંખ્યા ઇગ્લાડમા માત્ર થોડા સમય થયાજ થઈ છે અને તેમાથી કેટલાક પ્રતિનિધિઓ નીકળી આવવા જોઇએ. " ઇગ્લાડમા આપણે વિશ્વસનીય નાગરિકો હોવા જોઇએ હિન્દમા તો, જ્યારે, આપણા વિરોધીઓમાના ઉદારચિત્ત પુરૂષો કહે છે કે, આપણે ઉગતા દ્રોહીઓ છીએ"



ગી. જ્યોર્જ યુલ.
ચોથી કોંગ્રેસના પ્રમુખ

પછી કોંગ્રેસ પ્રતિનિધિઓને દેશના જૂદા જૂદા ભાગો અનુસાર વહેંચી નાખવામા આવ્યા, દરેક ભાગ દીઠ અમુક સભ્યો મુકરર કરવામાં આવ્યા. અને તે પ્રમાણે પ્રત્યેક ભાગે પોત પોતાના સભ્યો ચુંટી કાઢયા. આ પ્રમાણે બધા મળીને ૧૦૬ સભ્યોની વિષય નિર્ણાયક સભા ચુંટાઇ.

બીજે દિવસે રૂપીઆગી ભરેલી ચાદીની પેટી પ્રમુખને આપવાનું કાર્ય પ્રથમ કરવામા આવ્યું. રૂપીઆ કોંગ્રેસના ખર્ચને માટે, અને પેટી પ્રમુખને પોતાને માટે. પછી " ૧૮૮૬ ની કોંગ્રેસના ચોથા ઠરાવ " એ શબ્દો સુધી પ્રથમ ઠરાવ માન. રા. કે ટી. તેલંગે રજુ કર્યો, જેમણે તે રજુ કરતાં સર ઑકલેન્ડ કોલ્વીન અને લોર્ડ ડફરીનના હુમલાઓનો અસરકારક જવાબ આપ્યો બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ ટેકો આપતાં કહ્યુ કે, કોંગ્રેસ સામેના વિરોધને માટે હું આભારી છું. " અત્યંત ઉમદા, અત્યંત હિતકર અને અત્યંત ગુણકારક કાર્યો પ્રતિપક્ષોની ટીકાના દબાણ વિના કદાપિ વિકાસ કે વિજય પામ્યા નથી " 'તદુપરાન્ત લોર્ડ ડફરીનના હુમલાની વાત અમેજ પ્રજાને પહોંચી ગઇ છે

બને ત્રણ માસ પહેલાં મી ગ્લેડસ્ટનને કોંગ્રેસના કાર્યક્રમનું જ્ઞાન ન હતું, તેણે એક મોટી સભા સમક્ષ બોલતાં કહ્યું કે, ' આ મહાન્ પ્રજાના ઉગતા અભિલાષો તરફ આપણે તિરસ્કાર અથવા બેપરવા બતાવીશું તે ચાલશે નહિ. " બાબુ બેનરજીએ કહ્યું કે આપણી માગણીઓ અત્યંત મધ્યમસર છે,—અને સત્ય કહીએ તો તેનું મધ્યમ-સરપણું હાસ્યાસ્પદ છે. આપણે માગીએ છીએ કે, એક તૃતીયાંશ બીન-અમલદારી સભ્યોને નીમવામાં આવે છે, તેમને બદલે અર્ધા બીન અમલદારી સભ્યોને ચુંટી કાઢવા જોઇએ; આપણે માગીએ છીએ કે, જે અંદાજપત્રોને માટે આપણે નાણું આપીએ છીએ તે આપણી સમક્ષ રજુ થવાં જોઇએ, અને પ્રશ્નો પૂછવાનો અને કાગળીયાં મેળવવાનો હક્ક આપણને મળવો જોઇએ. ૨૭ વર્ષો પસાર થયાં છે, અને આ માગણીઓનો અત્યંત થોડો ભાગ આપવામાં આવ્યો છે પંડિત બિશન નારાયણ ધારે પોતાના શ્રોતાઓને ખાત્રી આપી કે, " જો વ્યાજબીપણે, હીંમત અને સંયમતાથી તમે મહાન્ અંગ્રેજ પ્રજાને વિનતિ કરવામાં મંડયા રહેશો તો નિઃસંશય તેઓ તમારી પ્રાર્થનાઓનો પ્રત્યુત્તર વાળશે, કેમકે વીણા વગાડનારના અંગુલીસ્પર્શથી વીણાના તાર ઝણઝણી ઉઠે છે, તેમ ન્યાય અને સ્વતંત્રતાની માગણી કરતી દરેક વ્યાજબી પ્રાર્થનાનો પ્રત્યુત્તર ઇંગ્લાંડનું મહાન્, ઉંડું હૃદય આપે છે." આ ઉપમા ઘણી સુંદર છે, અને હિન્દને બાદ કરીએ તો તે સત્ય છે, કેમકે હિન્દમાં ત્રીસ વર્ષ સુધી વીણાને સ્પર્શ કરવામાં આવ્યો છે, અને છતાં તે વીણાએ કાંઇ પ્રત્યુત્તર આપ્યો નથી.

લાલા લજપતરાયનું નામ હમણાં આટલું બધું પ્રિય અને સંમાનિત થઇ પડયું છે, તે કોંગ્રેસના ભાષણકર્તાઓમાં પ્રથમ નજરે પડે છે તેમણે સર સૈયદ અહમદના અભિપ્રાયો ઘણી ઉપયોગી રીતે ટાંકયા. તે કોંગ્રેસનો પ્રબલ વિરોધી હતો. પરંતુ ૧૮૫૮ માં લખાયલી " હિન્દી બળવાનાં કારણો " એ નામની ચોપડીમાં તેણે કહ્યું હતું કે: " રાજ સભાઓમાં દેશીઓને અવાજ મળવો જોઇએ " એ વાત સરકારની સ્થિરતાને માટે આવશ્યક છે, " જેથી કરીને " ભયનાં વાદળો આપણી પર તુટી પડે અને આપણો નાશ કરી નાખે તે પહેલાં તેમને વિષે આપણને ચેતવણી મળે." સર સૈયદે લખ્યું હતું: "હિન્દની ધારાસભાઓમાં દેશીઓને દાખલ નહિ કરવાથી હિન્દમાં જે અશુભ પરિણામો આવ્યાં તે અનેક હતાં. " સર સૈયદે આ શબ્દો લખ્યા તે સમયે ધારાસભામાં સરકાર તરફથી નીમાયલા સભ્યોને દાખલ કરવા દેવામાં આવતા નહિ.

રા. એસ. રામસ્વામી મુદલીઆરે કોંગ્રેસ સમક્ષ એક સાદી વાત મુકી, અને બતાવ્યું કે, આ ઠરાવ અંધારા કુવામાં ભુસકો મારવાનું કહેતો નથી.

" ગૃહસ્થો, રાજ્યતંત્રમાં થોડુંક પ્રતિનિધિતત્ત્વ આપણને આપવાની આપણે સરકારને નમ્રતાપૂર્વક વિનતિ કરીએ છીએ, ત્યારે આપણી પોતાની દૃષ્ટિ હેઠળ પૂર્ણ-વિકસિત પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ આપણા દેશમાં ખરેખાત આબાદ થતી જાય છે. પોંડીચેરી અને ફ્રેન્ચ સરકારના તાબાની બીજી જગ્યાઓમાં તે કેવી રીતે આબાદ થાય છે, તેનું તમને જ્ઞાન છે કે નહિ, તે હું જાણતો નથી. હજી સુધી પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ અંશ પણ ઇંગ્લાંડ આપણને આપશે નહિ, પરન્તુ પોંડીચેરીમાં દરેક પુરૂષને પોતાનો પ્રતિનિધિ ચુંટવાનો હક્ક છે. પૂરતી ઉમર થતાં મત આપવાનો હક્ક તે ભોગવે છે। એટલુંજ નહિ, પરન્તુ પોંડીચેરીના લોકોનો પોતાનો એક સભ્ય ચેમ્બર ઓફ્ ડેપ્યુટીઝમાં છે, અને બીજો એક સેનેટમાં છે. વળી ખુદ પોંડીચેરીમાં તેમની એક ધારાસભા છે, જે કાઉન્સીલ-જનરલ કહેવાય છે, અને તે દરવર્ષે એકઠી મળે છે. આ મંડળ સઘળા લોકો તરફથી ચુંટાયલું હોય છે. આ સભા સમક્ષ વાર્ષિક અંદાજપત્ર રજુ કરવામાં આવે છે, અને સભ્યો તે અંદાજપત્ર પર સંપૂર્ણ ચર્ચા કરે છે. ત્યાં તે મંડળ અંદાજપત્રને ઝાટકી કાઢે છે, અને તે ચર્ચા થયા પછી તેને પસંદ ન કરવામાં આવે ત્યાં સુધી તેનો અમલ થતો નથી. ગૃહસ્થો, કહેવામાં આવે છે કે, પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓને માટે આપણે લાયક

નથી, પરન્તુ આપણા કરતા વધારે કેળવાયલા ન હોય, અને કોઇ પણ પ્રકારે આપણાથી ભિન્ન ન હોય તેવા આપણા દેશબંધુઓને, અને આપણા ઘણા સગા સંબંધીઓને ફ્રેન્ચ સરકારે આપણે જે પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓના થોડા અંશની માગણી કરીએ છીએ, તેને માટેજ નહિ પરન્તુ પૂરતી ઉમર થતા મત આપવાના હક્કની માગણી કરવાનું આપણને કદાપિ સ્વપ્ન પણ ન આવે તે સુદ્ધા સંપૂર્ણ વિકાસ પામેલી પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓને માટે લાયક ગણ્યા છે આપણે જે નાના સુધારા માગીએ છીએ તેમને માટે પણ આપણે લાયક નથી, એમ કહેનાર આપણા વિરોધીઓને આ બાબત પર કાળજીપૂર્વક વિચાર કરવાનું હું કહુ છું "

આથી વધારે સંગીન દલીલ, વધારે તીવ્ર વિરોધાભાસની કલ્પના કરવી ભાગ્યેજ સંભવિત છે

પછી એક અત્યંત અદ્ભૂત બનાવ બન્યો કોંગ્રેસની વિરુદ્ધ હીલચાલના અગ્રેસર તરીકે રાજા શિવપ્રસાદ જગ બત્રીશીએ ચઢી ચુકયો હતો, તેને બનારસની એક જાહેર સભામા કોઇક વિચિત્ર અકસ્માતને લીધે ચુંટી કાઢવામા આવ્યો હતો, તેણે પ્રતિનિધિ તરીકેની પોતની જગ્યા મેળવી હતી તે એક સુધારો રજુ કરવા ઉભો થયો, અને પોતાનો સમય કોંગ્રેસ પર હુમલો કરવામા તેણે ગાળ્યો અને લેફ્ટેનન્ટ ગર્વનર ઉપર મોકલવાની એક અરજીનો મુત્સદો સુધારા તરીકે રજુ કર્યો, અને નનામા ચોપાનીયા અને લેખોમાથી ધારી લેવામા આવેલા ફકરા ટાકયા, પરન્તુ તે શેમાથી ઉતારવામા આવ્યા હતા તે બતાવ્યું ન હતું આ અરજી કોઇ પણ રીતે સુધારા જેવી ન હતી, તેથી છેવટે પ્રમુખે તેને અટકાવ્યો, તેથી ભારેખમ રાજા બેસી ગયો અને કોંગ્રેસે પુન ગંભીરતા ધારણ કરી છાપવામા આવ્યા પ્રમાણે છેવટના શબ્દો ઉમેરવાની દરખાસ્ત મુકવામા આવી, તેને અનુમોદન મળ્યું, તેનો સ્વીકાર થયો, અને પછીથી તે સર્વાનુમતે પસાર થયો

બીજો ઠરાવ રજુ કરતા મી ચાર્લી નોર્ટને જુસ્સાદાર ભાષણ આપ્યુ હતું. તેમણે સર રૉબર્ટ પીલ અને મી ચાર્લ્સ ગ્રાન્ટના અભિપ્રાયો ટાકયા સર રૉબર્ટ પીલે જાહેર કર્યું હતુ કે, ઇગ્લાંડની ફરજ એ છે કે, "આપણે હજી તેમને બ્રિટિશ અમલ હેઠળ રાખીએ ત્યા સુધીમા પ્રયત્ન કરવો, તે અમલને તાબે કરવામા તેમણે જે સંકટો સહન કર્યા છે અને જે અન્યાયો વેઠયા છે તેનો બદલો તેમને આપવો, અને તેમના નષ્ટ થયલા સ્વાતંત્ર્યને માટે તેમને સ્વલ્પ પણ દીલાસો આપે એવા લાભો તેમને આપવા અને એવા કાયદા કરી આપવા બ્રિટિશ વિજયને વધારવાની અને બ્રિટિશ પ્રજાના હક્કો જાળવી રાખવાની ગમે તેટલી ચિંતા હોય તો પણ સાહેબ, આ વિચારો બ્રિટિશ પાર્લામેન્ટમા થવાજ જોઈએ, એ નિર્વિવાદ છે " સત્ય વાત એ છે કે, ઇસ્ટ ઇંડીઆ કંપનીના અમલ દરમ્યાન હિન્દી પ્રજા પરનો જુલ્મ અટકાવવાને માટે દર ૨૦ વર્ષને અંતરે પાર્લામેન્ટ માથુ મારતી હતી ૧૮૫૮ પછી પાર્લામેન્ટ બેદરકાર બની અને નોકરશાહી (બ્યુરોક્રસી) ખીલી નીકળી. મી નોર્ટને કહ્યુ કે ઇગ્લાંડે હિન્દને આપેલા પોતાના વચનો તોડયા છે, તેથી એક અંગ્રેજ તરીકે મને લજ્જા ઉપજે છે. ડયુક ઑફ આર્ગાઇલે કહ્યું હતું કે, "આપણે આપેલા વચનો અને શરતો" આપણે પૂરી કરી નથી, લૉર્ડ લીટને કહ્યું હતું કે, હિન્દીઓની સાથે "ઠગાઇ કરીને" તેમને આશાભંગ કરવામા આવ્યા છે માન રા. ફીરોઝશાહ મ્હેતાએ સંક્ષેપમા અનુમોદન આપ્યું પરન્તુ તે ઠરાવ છેવટે પસાર કરવામા આવેલા સ્વરૂપમા ન હતો, પરન્તુ ૧૮૮૬ ની કોંગ્રેસના રીપોર્ટની તેમા પસંદગી કરવામા આવી હતી, અને તે રિપોર્ટની હકીકત તેમા દર્શાવવામા આવી હતી મી જૉન આદમે એક સુધારાની દરખાસ્ત મુકી અને રા શંકર મેનોને તેને અનુમોદન આપ્યુ, જેમા કબુલ કરવામા આવ્યું હતું કે, જાહેર નોકરીઓના કમીશનની ભલામણોથી સુધારો થશે, અને ૧૮૮૫ ની કોંગ્રેસના ચોથા ઠરાવનુ પુન સમર્થન કરવામા આવ્યું અંહીયા કોંગ્રેસ મુલત્વી રહી

ત્રીજા દિવસના પ્રારંભમા મી જૉન બ્રાઇટ તે વખતે માંદગીને બીછાને હતા, તેમનો આભાર માનનાર અને શુભ લાગણીઓ દર્શાવનાર તાર કરવામા આવ્યો, અને એ પછી રા. રામસ્વામી

મુડલીઆરે બીજો સુધારો રજુ કર્યો. તેમાં એવી સૂચના કરવામાં આવી કે, જાહેર નોકરીના કમીશને ચર્ચેલા પ્રશ્નોનો વિચાર આગામી કોંગ્રેસ સુધી મૂલતવી રાખવો, અને માન. રા. કે. ટી. તેલંગે તેને અનુમોદન આપ્યું. પછીથી નીચે આપેલા સ્વરૂપમાં બીજા ઠરાવની દરખાસ્ત બાબુ મનમોહન ઘોષે મુકી, અને રા. એન. જી. ચંદાવરકરે તેને અનુમોદન આપ્યું. મૂળ ઠરાવ અને જાદા જાદા સુધારા પાછા ખેંચી લેવામાં આવ્યા, અને ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

૧૮૮૬ ની કોંગ્રેસના ૧૧ મા ઠરાવનું પુનઃ સમર્થન કરતા ત્રીજા ઠરાવને સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો, અને પછી ચોથો ઠરાવ પસાર થયો, જેમાં પહેલાંના ત્રણ ઠરાવોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. તેને વિષે નોંધવા યોગ્ય વાત એટલીજ હતી કે, રા. એન. સુબ્બારાવ ભાષણકર્તા તરીકે પ્રથમ દૃષ્ટિએ પડયા હતા. આપણા વર્તમાન કાર્યવાહકો એક પછી એક વક્તાસન પર આવે છે, તેની નોંધ લેવાનું મને ગમે છે.

પોલીસ વહીવટ વિષે પાંચમો ઠરાવ રજુ કરવામાં આવ્યો અને કદાચિત્ પોલીસ વિષે અત્યંત કટાક્ષયુક્ત અને અસરકારક ભાષણ કરવામાં આવ્યું; ઠરાવ રજુ કરનાર મુન્શી સજ્જાદ હુસેન, લખનૌ "પંચ" ના તંત્રી હતા. તેમણે ઉર્દુમાં ભાષણ આપ્યું હતું, પરન્તુ તેનો અનુવાદ પણ આનંદજનક છે. બ્રિટિશ સરકારે આપણને ઘણાં સુખ આપ્યાં છે અને પોલીસ પણ આપી છે. એક સાદો ચોકીદાર કે નામદાર ફોજદાર મારા સુખચેન પર જેટલી સત્તા ધરાવે છે, તેટલી કોઇ પણ લેફ્ટેનન્ટ ગવર્નર, કોઇ પણ વાયસરોય ધરાવતો નથી.

" ગામડામાંનો હલકામાં હલકો મજુર અને શહેરનો ઉંચામાં ઉંચો ઉમરાવ એક સરખી રીતે આ પ્રખ્યાત અધિકારીઓના કાબુ હેઠળ છે. એવી એક પણ જગ્યા નથી, એક પણ સ્થળ નથી જ્યાં યમદૂતની જેમ નામદાર પોલીસ હાજર ન હોય. એક માણસ તેમને માત્ર જરાક નારાજ કરે પછી જોઇ લો આપણા કૃપાળુ પોલીસની કૃપા. તેને કાંઇ પણ ખબર પડે તે પહેલાં તેની સામે ફોજદારી મુકદમો માંડવામાં આવે છે અને તે પોતાને ઘેર પહોંચી શકે તે પહેલાં સારી ચાલ ચલગતને માટે તેની પાસેથી જામીન લેવાની વ્યવસ્થાઓ થઇ જાય છે. "

એકંદર રીતે "પંચ"ના તંત્રીએ ધાર્યું કે,ચોર લોકો અને બદમાશોના કરતાં પ્રામાણિક લોકોને પોલીસ વધારે સંતાપે છે, અને ચોરીના કરતાં ચોરીની કરવામાં આવતી તપાસ વધારે પીડાકર થાય છે. તેથી બીજા લોકો ભલે ધારાસભાઓમાં સુધારા કરવાના અને એવા બીજા પ્રશ્નોનો પક્ષ કરે. મારે તો પોલીસમાં સુધારો કરાવવો છે.

રા. આર. એન. મુધોલકરે સુંદર ભાષણ આપીને ઠરાવને અનુમોદન આપ્યું. તેમણે કહ્યું કે, જે પોલીસના માણસ તરફ પ્રેમ ઉત્પન્ન થવો જોઇએ, તેને ધિક્કારવામાં આવે છે, કેમકે શરમ ઉપજે એટલો બધો હલકો પગાર તેને આપવામાં આવે છે અને તદન અસક્ષ હોય છે છતાં તેને પુષ્કળ સત્તાઓ આપવામાં આવી છે, તેથી કરીને સજા થવાના ભય વિના પોતાની આસપાસના સર્વને તે સંતાપી શકે છે, અને તેમનું અપમાન કરી શકે છે. રા. પ્રીંગલેએ ઠરાવના મહત્વ તરફ ધ્યાન ખેંચ્યું, કેમકે ગરીબ લોકોની માફક આપણામાં હંમેશાં પોલીસ હોય છે, અને તેમણે તેમના નઠારા વર્તનના દાખલા આપ્યા, અને કહ્યું કે, 'હિંદના મારા પોતાના ભાગમાં પોલીસોનું ચારિત્ર્ય અને વર્તન કેવું છે, તે વિષે હું વિશ્વાસપૂર્વક બોલી શકીશ, અને હીંમતપૂર્વક કહીશ કે તેમાં લગભગ દરેક ઇચ્છવા યોગ્ય ચીજ બાકી રહે છે." એક પછી એક ઉભા થઇને સઘળા એજ પ્રમાણે બોલતા હતા અને તપાસ કરવાને માટે કમીશન નીમવાની માગણી કરતો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

પછી પહેલાંની કોંગ્રેસોમાં પસાર કરેલા ત્રણ લશ્કરવિષયક ઠરાવોનું પુનઃ સમર્થન કરવામાં આવ્યું, અને અંગ્રેજ સીપાઇઓના ભારે ખર્ચ વિષે ઘણો ભાર મુકવામાં આવ્યો અને લોર્ડ રેન્ડોલ્ફ ચર્ચીલની ટીકા ટાંકવામાં આવી કે, 'નવા કરો દેશપર નાખવામાં આવેલા પરદેશી અમલનુંજ સંપૂર્ણ પરિણામ છે, અને તે

અત્યંત ગંભીર પ્રકારના ગંભીર રાજકીય ભયરૂપ છે." રા. અલિમહમ્મદ ભીમજીએ કહ્યું કે, મારો નોકર વેસ્ટ ઇંડીઝનો હોય તે હથીયારો ધારણ કરે, જ્યારે તેના હીંદી માલીકથી તેમ ન થાય. ઠરાવના એક અથવા બીજા ભાગને કાઢી નાખવા વિષે અથવા તેમા ફેરફારો કરવા વિષે સુધારા રજુ કરવામા આવ્યા, ખાસ કરીને હથીયાર બંધીના કાયદાના સંબંધમા, પરન્તુ માન રા. પી એમ. મ્હેતાએ કહ્યું: "આખી પ્રજાને તમે વીર્યહીન કરી શકો નહીં, અને કરવી જોઇએ નહિ... યાદ રાખજો કે, એક સમય હિન્દી પ્રજા વીર્ય-હીન થઇ ગઇ તો પોતાની મરદાનગી અને પોતાનુ બળ પાછું મેળવવામા ખરેખર તેને ઝાઝો સમય લાગશે," અને મોટી બહુમતીએ અન્તે તે ઠરાવ પસાર કર્યો.

રા. ડી ઇ. વાચ્છાએ ઓછા જુસ્સાદાર સાતમો ઠરાવ રજુ કર્યો, તેમા માગણી કરી હતી કે, સરકારે આબકારી અને એકસાઇઝના પ્રશ્નની તપાસ કરવી જોઇએ, અને કોગ્રેસે આ પ્રશ્ન ઉપાડી લીધો તેથી તેમણે આનંદ દર્શાવ્યો. પરન્તુ એક વધારે ટુંકો અને વધારે મુદ્દાસર સુધારો કબુલ રાખવામા આવ્યો, અને સર્વાનુમતે પસાર કરવામા આવ્યો

પંડિત મદન મોહન માલવીયે આઠમો ઠરાવ રજુ કર્યો અને એક મોટા અમલદારે કહ્યુ હતુ કે '૧૮૫૮ ના મહારાણીના ઢંઢેરામા આપવામા આવેલા વચનો રાજનીતિની બાબત તરીકે આપવામા આવ્યા હતા, પ્રામાણિક શુદ્ધ ભાવથી નહિ" તે કથનની સામે પોતાના ભાષણના અંતિમ ભાગમા તેમણે સખ્ત અણગમો જાહેર કર્યો, મહારાણીના પત્રમાથી એક ફકરો વાચી બતાવ્યો જેમા નામદાર મહારાણીએ પોતાની ઇચ્છા પ્રકટ કરી હતી કે, "બ્રિટિશ તાજની પ્રજાની સમાન સ્થિતિ" પર હિન્દીઓને મુકવા જોઇએ, અને ઉમેર્યું કે, "હું જે વચનો આપુ છું, તે મારા ભવિષ્યના રાજ્યમા પળાશે." વિદ્વાન પંડિતે કહ્યું. "આપણે આશા અને વિશ્વાસ રાખીએ છીએ કે તેમને જલદી પાળવામા આવશે" હજી તે આશા અને વિશ્વાસ રાખ્યાજ કરે છે

બીજાં ભાષણો થયા પછી ઠરાવ પસાર થયો અને કોંગ્રેસ મુલત્વી રહી

કોગ્રેસને ચોથે દિવસે પ્રારંભમાં જાહેર કરવામા આવ્યું કે, દક્ષિણ મરાઠા પ્રદેશમા ડીવીઝનલ-વિભાગની કોગ્રેસને માટે રા રામચંદ્ર બળદેવ આપ્ટેએ એક હોલની બક્ષિસ કરી છે અને અભિનંદનના અસંખ્ય પત્રો અને તારો વાચવામા આવ્યા. પચ્ચૈયપ્પા કોલેજના પ્રીન્સીપાલ રા આદમે પછી કેળવણી વિષે નવમો ઠરાવ રજુ કર્યો, અને કહ્યુ કે, પ્રાથમિક કેળવણીનો વિસ્તાર વધારવાની, માધ્યમિક કેળવણી વધાર વિશાળ બનાવવાની અને બની શકે તેટલી ઉચ્ચ અને હંમેશ ઉંચે ચઢતી સપાટીએ ઉચ્ચતર કેળવણી ટકાવી રાખવાની આપણી ઇચ્છા છે તેમણે ફર્યાદ કરી કે, કેળવણીમા સરકારી નીતિ ઉલટી દિશામા જાય છે, અને વડી સરકાર તરફથી મદદ ન મળવાને લીધે શાળાઓ અને કોલેજો બંધ કર-વામા આવે છે માન રા કે ટી તેલંગે અનુ-મોદન આપતા ફર્યાદ કરી કે સરકારને પોતાની નાનાવિધ પ્રવૃત્તિઓને માટે હમેશા નાણા મળે છે, ત્યારે પોતાની મ્હેસુલમાથી તે ફક્ત એકજ ટકા કેળવણીને આપે છે રા જી સુબ્રમન્ય આયરે અનુમોદન આપતા કહ્યુ કે, માત્ર કેળવણીના પ્રચારથીજ દેશ જૂના માર્ગોનો ત્યાગ કરી શકશે, અને અંગ્રેજ સંબંધને લીધે ઉત્પન્ન થયલા નવીન માર્ગોનો સ્વીકાર કરી શકશે, અને એવો વિચાર ફેલાતો જાય છે (હુ પોતે એ વિચારને માન આપતો નથી) કે, ઉચ્ચતર કેળવણીનો અટકાવ એ રાજકીય સત્તાની કોગ્રેસની માગણીઓનો જવાબ છે પછી બીજા વક્તાઓના ભાષણો થયા અને ઠરાવ સર્વાનુમતે પસાર કરવામા આવ્યો

તે દિવસ મી. ગ્લેડસ્ટનનો જન્મદિવસ હોવાથી તાલીઓની ગર્જનાપૂર્વક શુભેચ્છાઓનો એક તાર મોકલવામા આવ્યો ।

દેશની ઔદ્યોગિક સ્થિતિની તપાસ કરવાને માટે એક કમીશનની માગણી કરતો દશમો ઠરાવ રાય તેજ નારાયણસિંહ બહાદુરે રજુ કર્યો, અને રા આનંદચાર્લુએ તેને અનુમોદન આપ્યુ કેટલાક પ્રતિનિધિઓએ પરદેશ જતા હિન્દીઓ વિષે અને પારિભાષિક (ટેકનીકલ) કેળવણી વિષે ઠરાવો ઉમે-

રવાની ઇચ્છા દર્શાવી, પરન્તુ ઠરાવ હતો તે પ્રમાણે છેવટે પસાર કરવામાં આવ્યો. પછી જમાબંધી વિષે એક દરખાસ્ત રજુ કરવામાં આવી હતી તે પાછી ખેંચી લેવાઇ ત્યારે બાબુ ડબલ્યુ. સી. બોનરજીએ અગીયારમો ઠરાવ રજુ કર્યો, તેમાં ઠરાવ વાયસરોય અને નામદાર મહારાણીની સરકાર સમક્ષ મુકવાનું અને ફર્યાદ કરવામાં આવેલાં દુઃખોની તપાસ કરનારી પાર્લામેન્ટરી કમિટી નીમવાનું કહેવામાં આવ્યું હતું. ૧૮૮૫ માં કોંગ્રેસે બાદશાહી કમીશનની માગણી કરી હતી, પરન્તુ હવે આપણે ફક્ત પાર્લામેન્ટરી કમિટીની માગણી કરીએ છીએ કેમકે તે કાર્ય કરવામાં શીઘ્ર હોય છે, અને આપણી પ્રાર્થનાને ટેકો આપવાની પાર્લામેન્ટના સભ્ય મી. બ્રૅડ્લોને વિનતિ કરી. એકવાર ફરીથી તેણે જાહેર કર્યું કે, બ્રિટિશ જાહેર પ્રજા, "સત્ય-પ્રેમી અને ન્યાય-પ્રેમી જાહેર પ્રજા" આપણે જે માગીએ છીએ તે આપશે. પંડિત બિશંભરનાથે અનુમોદન આપતાં કહ્યું કે, જો સર ઑકલૅન્ડ કોલ્વીન આ સભામાં હોત તો તેણે જોયું હોત કે, તેના કથન અનુસાર "હિન્દમાં સ્વાતંત્ર્યનો આરોગ્યાવહ જુસ્સો ઉત્પન્ન થવો અશક્ય છે," તે જુસ્સો નામદાર મહારાણીની રાજગાદી તરફની ઉત્સાહપૂર્ણ વફાદારીની સાથે સાથે વિકાસ પામતો જાય છે. અન્ય ચાર વક્તાઓએ તેને અનુમોદન આપ્યા પછી, તે ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

બારમો ઠરાવ રજુ કરતાં કૅપ્ટન બૅનોને સખ્ત ભાષણ કર્યું. અને કૅપ્ટન હીઅરસેએ તેને અનુમોદન આપતાં કહ્યું કે, "દર્શાવવામાં આવેલા ધૃણોત્પાદક આશયને માટે" હિન્દી સરકારે ૨૦૦૦ થી વધારે હિન્દી સ્ત્રીઓ મેળવી છે. તેથી યુવાન સીપાઇઓને પોતાનું ગુજરાન ગુમાવી દેવામાં ઉત્તેજન મળે છે, અને સીપાઇઓને લગ્ન કરવાનું ઉત્તેજન આપવું વધારે ઠીક છે. મી. હૉવર્ડ અને મૌલવી મહમ્મદ હાફીઝે ઠરાવને ટેકો આપ્યો અને તે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો. પછી તેરમા ઠરાવને ઉત્સાહપૂર્વક અનુમોદન આપવામાં આવ્યું અને તે પસાર કરવામાં આવ્યો, જેથી કરીને ફક્ત હિન્દુઓના અથવા ફક્ત મુસલમાનોના પ્રશ્ન વિષે તે હિન્દુઓ અને મુસલમાનોની મર્જી વિરૂદ્ધ કોઇ પણ ઠરાવ સ્વીકારવો નહિ એમ નક્કી થયું—એ ઠરાવ કોંગ્રેસના શાણપણ અને નિષ્પક્ષપાતની સાક્ષી પૂરે છે.

કાયમની જમાબંદીનો પ્રશ્ન પાછો ખેંચી લેવામાં આવ્યો હતો, તેની તરફેણમાં હાથ ઉંચા કરીને તેને એકવાર ફરીથી આણવામાં આવ્યો, અને તેને વિષે એક ઠરાવ રજુ કરવામાં આવ્યો, તેને અનુમોદન અને વિશેષ અનુમોદન અપાયું. એ પ્રશ્નને એટલા બધા મહત્વનો ગણવામાં આવતો હતો કે, માન. રા. કે. ટી. તેલંગે રજુ કરેલો સુધારો, ચૌદમો ઠરાવ, સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો, મૂળ ઠરાવને પાછો ખેંચી લેવામાં આવ્યો. સ્ટૅન્ડીંગ કમિટીએ પંદરમા ઠરાવને નિરૂપયોગી ગણી તેને રદ કર્યો હતો, પરન્તુ કોંગ્રેસે તે વિષે આગ્રહ કર્યો અને સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો. આગામી કોંગ્રેસને માટે મુંબાઇ અથવા પુના પસંદ થયું અને તાલીઓની ગર્જના વચ્ચે મી. એ. ઓ. હ્યુમને જનરલ સેક્રેટરી તરીકે ફરીથી ચુંટી કાઢયા. વ્યાવહારિક રીતે પ્રથમ કોંગ્રેસથી જનરલ સેક્રેટરીની જગ્યાએ મી. હ્યુમ હતા, છતાં તેમને વિષે નોંધવામાં આવેલો આ પ્રથમ ઠરાવજ છે એ વિચિત્ર છે. તેમની કીંમત, તેમની પર કરવામાં આવતા હુમલા, અને તેમની દ્રઢતાથી તે જગ્યાને માટે તે યોગ્ય નીવડી ચુકયા હતા.

પ્રમુખનો આભાર માનવામાં આવ્યો, અને ચતુર્થ કોંગ્રેસ વિસર્જન થઇ.

### ઠરાવો.

### પ્રતિનિધિત્વ.

૧. ઠરાવ કરવામાં આવે છે કે,—૧૮૮૫ અને ૧૮૮૬ની કોંગ્રેસના ત્રીજા ઠરાવોમાં અને ૧૮૮૭ ની કોંગ્રેસના બીજા ઠરાવમાં દર્શાવ્યા પ્રમાણે કાયદા કાનુનો ઘડનાર ગવર્નર-જનરલની ધારા સભા અને વર્તમાન પ્રાંતિક ધારાસભાઓમાં વિકાસ અને સુધારો કરવાની આવશ્યકતા આ કોંગ્રેસ દર્શાવે છે (જે વિકાસ અને સુધારાની એક કામચલાઉ યોજના ૧૮૮૯ ની કોંગ્રેસના ચોથા ઠરાવમાં સૂચવવામાં આવી હતી); અને

વિશેષ કહે છે કે, ( જ્યાં ધારાસભાઓ અસ્તિત્વમાં છે તે પ્રાંતોને માટે સૂચવવામાં આવી છે તેવી ) એક ધારાસભા પંજાબમાં સ્થાપવી.

## જાહેર નોકરી.

૨. ઠરાવ કરવામાં આવે છે—કે જાહેર નોકરીના કમીશનના રીપોર્ટમાં કરેલી ભલામણોની આ કોંગ્રેસ કદર કરે છે, તથાપિ પોતાનો અભિપ્રાય સ્પષ્ટ રીતે નોંધવાની આવશ્યકતા લાગે છે કે, હિન્દની સીવીલ સર્વીસને માટે ખુલ્લી હરીફાઇની પરીક્ષા એક સાથે ઇંગ્લાંડમાં અને હિંદમાં લેવામાં નહિ આવે ત્યાં સુધી આ દેશના લોકોને સંપૂર્ણ ન્યાય કદાપિ મળશે નહિ.

## કાયદા વિષયક.

૩. ઠરાવ કરવામાં આવે છે—કે, ૧૮૮૬ ની કોંગ્રેસનો અગીઆરમો ઠરાવ વાંચીને અને તેની પર વિચાર કરીને ( ૧૮૮૬ નો અગીયારમો ઠરાવ જુવો. ) અને એવીજ મતલબનો ૧૮૮૭ ની કોંગ્રેસનો ત્રીજો ઠરાવ વાંચીને અને તેની પર વિચાર કરીને આ કોંગ્રેસ હવે અનુક્રમે આ ઠરાવથી તેમનું સમર્થન કરે છે.

૪. ઠરાવ કરવામાં આવે છે કે, ૧૮૮૬ ની કોંગ્રેસનો આઠમો ઠરાવ ( જુવો ઠરાવ આઠમો, ૧૮૮૬ ), ૧૮૮૬ ની કોંગ્રેસનો નવમો ઠરાવ ( જુવો ઠરાવ નવમો, ૧૮૮૬ ), અને ૧૮૮૬ ની કોંગ્રેસનો દશમો ઠરાવ ( જુવો ઠરાવ દશમો, ૧૮૮૬ ) વાંચીને અને તેમની પર વિચાર કરીને આ કોંગ્રેસ આ ઠરાવથી અનુક્રમે તેમનું સમર્થન કરે છે.

## પોલીસ.

૫. ઠરાવ કરવામાં આવે છે કે, આ દેશના લોકોની સામાન્ય માન્યતા એવી છે કે, હિન્દના પોલીસ વહીવટની વર્તમાન પદ્ધતિ અત્યંત અસંતોષકારક છે, અને તેમને દુઃખદાયક છે. તેથી જેમ અને તેમ જલદી સંપૂર્ણ પ્રશ્નની તપાસ કરવાને માટે અમલદારી અને બીન અમલદારી સભ્યોનું એક કમીશન નીમવાની સરકારને માનપૂર્વક વિનતિ કરવી.

## લશ્કરવિષયક.

૬. ઠરાવ કરવામાં આવે છે, કે, આ કોંગ્રેસ, ૧૮૮૭ ની કોંગ્રેસનો ચોથો ઠરાવ ( જુવો ઠરાવ ચોથો, ૧૮૮૭ ), ૧૮૮૬ નો કોંગ્રેસનો બારમો ઠરાવ અને ૧૮૮૭ ની કોંગ્રેસનો પાંચમો ઠરાવ (જુવો ઠરાવ બારમો, ૧૮૮૬ અને ઠરાવ પાંચમો, ૧૮૮૭) અને ૧૮૮૭ ની કોંગ્રેસનો આઠમો ઠરાવ ( જુવો ઠરાવ આઠમો, ૧૮૮૭ ) વાંચી અને તેમની પર વિચાર કરીને આ ઠરાવથી અનુક્રમે તેમનું સમર્થન કરે છે.

## મિતપાન.

૭ ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દમાં હમણાં આબકારી અને એકસાઈઝ પદ્ધતિઓ ચાલુ છે તેમાં કેફી ચીજોના ઉપયોગમાં ગંભીર વધારો થયો છે તે ધ્યાનમાં લઇને, કેફ કરવાની ટેવ ઓછી કરે એવી કોઈ સુધારેલી પદ્ધતિનો સ્વીકાર કરવાની સરકારને માનપૂર્વક વિનતિ કરવી.

## કર.

૮. ઠરાવ કરવામાં આવે છે—કે, આવક વેરાનો, અને ખાસ કરીને રૂ. ૧૦૦૦ થી ઓછી આવકો પરના વેરાનો વહીવટ અત્યંત અસંતોષકારક નીવડયો છે, તેથી કોંગ્રેસના અભિપ્રાયાનુસાર, કર નાખવા જેવી આવકની રકમ ઓછામાં ઓછી રૂ. ૧૦૦૦ ની ઠરાવવાની જરૂર છે.

## કેળવણી.

૯. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે, હિન્દમાં સામાન્ય તેમજ પારિભાષિક કેળવણીની સર્વ શાખાઓને પોષણ આપવાની અને ઉત્તેજન આપવાની બ્રિટિશ સરકારની પ્રથમ ફરજ છે, અને કેળવણી વિષે હિન્દી સરકારે પોતાના તાજા ઠરાવમા કરેલા જાહેરનામાથી કેળવણી વિષે વડી સરકારનો ખર્ચ ઓછો કરવાના વલણને અને તેના કાબુમાંથી છુટા થવાના વલણને ઉત્તેજન મળશે, તેથી આ કોંગ્રેસ કેળવણી પાછળ હાલ કરવામાં આવતા ખર્ચમાં વધારો કરવાના અથવા કમમાં કમ તેમાં ઘટાડો નહિ કરવાના પુષ્કળ મહત્ત્વ તરફ અને હમણાં અસ્તિત્વ ધરાવતી સર્વ પ્રકારની કેળવણીની સંસ્થાઓ પર સરકારે પોતાનો કાબુ ચાલુ રાખવાના મહત્ત્વ તરફ માનપૂર્વક સરકારનું ધ્યાન ખેંચે છે.

૧૦. ઠરાવ કરવામાં આવે છે કે, લોકોની ગરીબાઇ, દેશી કારીગરીઓને ઉત્તેજન આપવાનું મહત્વ, અને હમણાંના અપૂર્ણ જ્ઞાનની સત્તાપથી પારિભાષિક કેળવણીની સામાન્ય પદ્ધતિ વ્યવહારમાં યોજવાની મુશ્કેલી જોતાં દેશની વર્તમાન ઔદ્યોગિક સ્થિતિની તપાસ કરવાને માટે એક મિશ્રિત કમીશન નીમવામાં સરકારે વિલંબ કરવો ન જોઇએ.

## પાર્લામેન્ટરી કમિટી માટે વિનતિ.

૧૧. ઠરાવ કરવામાં આવે છે કે, નામદાર વાયસરોયના કૃપાવંત વિચારને માટે ઉપલા ઠરાવો તેમની સમક્ષ રજુ કરવામાં આવે, અને તેમણે તે ઠરાવો આ કોંગ્રેસની નમ્ર વિનતિ સાથે ના. મહારાણીની સરકારને મોકલી આપવા કે, મજકુર ઠરાવોમાં સૂચવેલા સુધારા (એમાંના ઘણાખરા નામદાર મહારાણીના ૧૮૫૮ ના ઢંઢેરા પરથી ઘડવામાં આવ્યા છે) હવે થવા જોઇએ; અને આ ઠરાવોના વિષયોને લગતી કોઇપણ બાબતોની તપાસ કરવાની આવશ્યકતા લાગે તો બને તેટલી શીઘ્રતાથી એક પાર્લામેન્ટરી કમિટીએ એવી તપાસ કરવી જોઇએ.

## વ્યભિચાર.

૧૨. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દમાં રાજ્ય તરફથી વ્યભિચારને નિયમિત કરવા વિષેના કાયદા કાનુનોનો સંપૂર્ણ નાશ કરવાને માટે ઇગ્લાંડમાં કરવામાં આવતા પ્રયાસો આ કોંગ્રેસ આનંદ અને દીલસોજીપૂર્વક નીહાળે છે, અને આ પ્રમાણે આ દેશની કરવામાં આવેલી સેવાઓની પોતાની કદર અને આ પ્રશંસનીય ઉદ્દેશ પ્રાપ્ત કરવાને માટે પોતાની સત્તામાં રહેલાં સર્વ સાધનો સહિત સહકાર્ય કરવાની પોતાના મનોરથની નોંધ લે છે.

## કોંગ્રેસ બંધારણ.

૧૩. ઠરાવ કરવામાં આવે છે કે, જે વિષયની સાથે હિન્દુ અથવા મુસલમાન પ્રતિનિધિઓનો સમૂહ સર્વાનુમતે અથવા લગભગ સર્વાનુમતે વાંધો ઉઠાવે તેવો વિષય કોઇપણ વિષયનિર્ણાયક સભાએ પસાર કરવો નહિ અથવા કોંગ્રેસના કોઇપણ પ્રમુખે કોંગ્રેસમાં ચર્ચાવા દેવો નહિ; અને ચર્ચા માટે દાખલ કરવામાં આવેલા કોઇપણ વિષયપર ચર્ચા થયા પછી, એમ માલૂમ પડે કે, તેને વિષે પસાર કરવા ધારેલા ઠરાવ સામે સઘળા હિન્દુ અથવા સઘળા મુસલમાન પ્રતિનિધિઓનો સમૂહ સર્વાનુમતે અથવા લગભગ સર્વાનુમતે વિરોધ દર્શાવે, તો એવો ઠરાવ પડતો મૂકવો, સિવાય કે જે વિષય પર કોંગ્રેસે પોતાનો ચોક્કસ અભિપ્રાય દર્શાવ્યો નહિ હોય તેવા વિષયોનેજ આ નિયમ લાગુ પડશે.

## કાયમની જમાબંદી.

૧૪. ઠરાવ કરવામાં આવે છે કે, મદ્રાસ અને મુંબાઈ ઈલાકાઓમાં અને બીજા પ્રાંતોમાં જમીન મ્હેસુલની માગણી વિષે કાયમની જમાબંદી દાખલ કરવાનો પ્રશ્ન ભિન્ન ભિન્ન સ્ટેન્ડીંગ કોંગ્રેસ કમિટીઓને સોંપવો અને પોતપોતાના પ્રદેશના સંબંધમાં ૧૮૮૯ ની કોંગ્રેસને તેની પર રીપોર્ટ કરવાનું કહેવું.

## મીઠાનો કર.

૧૫. ઠરાવ કરવામાં આવે છે કે, મીઠા પરના કરમાં હમણાં વધારો કરવામાં આવ્યો છે તે તરફ આ કોંગ્રેસ પોતાની નાપસંદગી દર્શાવે છે, કેમકે ગરીબ વર્ગોના બોજાઓમાં તેથી દેખીતો વધારો થયો છે, અને વળી ગાઢા રાજ્યની એકજ નાણાંની અનામતનો કેટલોક ભાગ શાંતિ અને સુકાળના સમયમાં તે ચુસી લે છે.

## સામાન્ય.

૧૬. ઠરાવ કરવામાં આવે છે કે, પાંચમી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ ૧૮૮૯ ની ૨૬ મી ડીસેમ્બરે મુંબાઇ ઇલાકામાં મળશે. ( હવે પછી નિર્ણય કરવામાં આવે તે પ્રમાણે ખુદ મુંબાઇમાં અથવા પુનામાં ).

૧૭. ઠરાવ કરવામાં આવે છે કે, આવતા વર્ષના જનરલ સેક્રેટરી તરીકે મી. એ. ઓ. હ્યુમને ફરીથી નીમવા.

# પાંચમું પ્રકરણ.

## પાંચમી રાષ્ટ્રીય કૉંગ્રેસ.

૧૮૮૯ ની કૉંગ્રેસમાં પાર્લામેન્ટના સભ્ય મી. ચાર્લ્સ બ્રેડલૉને કૉંગ્રેસે અને હિન્દુસ્થાને અસામાન્ય આવકાર આપ્યો હતો તે ઉમદા પ્રજાપક્ષીય અંગ્રેજ થોમસ પેઇનની માફક કહી શકે કે, " દુનીયા મારો દેશ છે, અને ભલું કરવાનો મારો ધર્મ છે " કેમકે જે જે દેશ જુલ્મમાંથી મુક્ત થવાને પ્રયત્ન કરતો હોય ત્યાં તેમનો ઘોર અવાજ સ્વતંત્રતાની તરફેણમાં ગાજતો અને પરદેશી ફાટમાં બચાવ કરવાને માટે અને તેને મજબુત કરવાને માટે તે ઉભા રહેતા. " હિન્દ તરફનો સભ્ય " એવું ઉપનામ તેમને આપવામાં આવ્યું હતું તે યોગ્ય હતું, કેમકે મહારાજ્યની હાઉસ ઑફ કૉમન્સ ચેમ્બરમાં તે તેની તરફેણમાં બોલતા.

૧૮૮૯ની ૨૬ મી ડીસેમ્બરે પાંચમી કૉંગ્રેસ મુંબાઇમાં એકઠી મળી, અને ત્યાં તેને ઉમંગ-પૂર્ણ સ્વાગત મળ્યું, જે પાદરી અલ્લાહાબાદ પર વીંટળાઇ વળ્યાં હતાં તે સંપૂર્ણ રીતે અદૃશ્ય થઇ ગયાં હતાં સર આલ્ગર્ટ સાસુને વિશાળ મંડપને માટે જગ્યા આપી હતી, તેમાં ૬૦૦૦ મનુષ્યો ઠસોઠસ ભરાયા હતા તેમાંના ૧૯૧૩ પ્રતિનિધિઓ હતા ૨,૫૦૦ પ્રતિનિધિઓ ચુંટવામાં આવ્યા હતા, ૧,૮૮૯ ના નામ નોંધવામાં આવ્યા હતા, અને બીજા ૨૪ જણાઓએ ટીકીટોના પૈસા આપ્યા હતા, પરન્તુ કુનોંગે નામો નોંધાવ્યાં ન હતાં કંઈક પર દૃષ્ટિ ફેંકતા દેશના સર્વ ભાગોમાંથી આવેલા સર્વ ધંધાઓ અને વ્યાપારો ચલાવતા લોકો આપણા જોવામાં આવે છે—રાજકુમારો, જાગીરદારો, આમગીઓ, વ્યાપારીઓ, કંટ્રાકટરો, બારીસ્ટરો, વકીલો, પ્લીડરો, સૉલીસીટરો, એટર્નીઓ, પ્રીન્સીપાલો મોહટામાસ્તરો પ્રોફેસરો શિક્ષકો, તંત્રીઓ, નાણાં ધીરનારાઓ, બેંકરો, દલાલો કારીગરો, હુદ્દાનદારો, ડૉક્ટરો, સરદારો, છાપનારાઓ, ગ્રંથકર્તાઓ, તાલુકદારો, એક જડજ, એક મુન્સફ, નવ પાદરી ધર્માધ્યક્ષો અને મીશનરીઓ, અને દશ સ્ત્રીઓ—જેમાંની સાત હિન્દી સ્ત્રીઓ હતી. નોંધવા જેવી વાત એ છે કે, વ્યાપારીઓ અને જમીનદારો તેમજ જાહેર મંડળોના મંત્રીઓ, મ્યુનિસિપલ કમિશનરો, અને બોર્ડના સભ્યોની મોટી સંખ્યા હાજર હતી પ્રતિનિધિઓની પ્રાંતવાર વહેંચણી નીચે પ્રમાણે હતી —

| | |
|---|---|
| મદ્રાસ | ૩૬૬ |
| મુંબાઇ અને સિંધ | ૮૨૧ |
| પંજાબ | ૬૨ |
| વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા | ૨૬૧ |
| મધ્ય પ્રાંતો અને વરાડ | ૨૧૪ |
| બંગાલ, બિહાર ઓરીસ્સા અને આસામ | ૧૬૫ |
| | ૧,૮૮૯. |

૧૮૮૫ ની મુંબાઇની કૉંગ્રેસમાં મુંબાઇએ ૩૮ પ્રતિનિધિઓ મોકલ્યા હતા, અને ૧૮૮૯ માં આ કૉંગ્રેસમાં તેણે ૮૨૧ મોકલ્યા પ્રથમ કૉંગ્રેસમાં બે મુસલમાનો હતા, પંચમમાં ૨૫૪ હતા ટીકા કરવાની જરૂર નથી

મા ફીરોઝશાહ એમ. મહેતા સ્વાગત સભાના પ્રમુખ હતા અને તેથી કૉંગ્રેસનું સ્વાગત કરવાની અને રૂઢી પ્રમાણે પ્રમુખ ચુંટી કાઢવાનું તેને કહેવાની આનંદજનક ફરજ તેમને બજાવવાની હતી. " રાષ્ટ્રીય તત્વ પ્રેરનાર વલણ હમણાં નુતન ભારતવર્ષમાં પુષ્કળ જોરાપૂર્વક અમીગ ચડાવી રહ્યું છે તે વિષે તે બોલ્યા, અને કૉંગ્રેસ સઘળી મુશ્કેલીઓમાંથી કેવી રીતે પાર પડી હતી તે કહીને આપણે જેમને "બ્રિટિશ હિતાને આમના હિન્દ તરફના સભ્ય તરીકે વધાવવા શિખ્યા છીએ" અને જેમણે જૉન બ્રાઈટ

અને પ્રોફેસર ફૉસેટનું સ્થાન સાચવ્યું છે, તેમનું ( મી. ચાર્લ્સ બ્રૅડલૉનું ) સ્વાગત કર્યું.

પછી સર વિલિયમ વેડરબર્નને પ્રમુખ તરીકે ચુંટી કાઢવાની દરખાસ્ત બાબુ ડબલ્યુ. સી. બેનરજીએ રજુ કરી, માન. પંડિત અયોધ્યાનાથે તેને અનુમોદન આપ્યું અને રાજા ટી. રામરાવે વિશેષ અનુમોદન આપ્યું, અને ઉત્સાહપૂર્ણ તાળીઓ વચ્ચે તેમણે પ્રમુખપદ સ્વીકાર્યું.

ઇસ્ટ ઇંડીયા કંપનીના સમયમાં પાર્લામેન્ટનો હાથ અને અમુક મુદતે થતી તપાસ એ બે રક્ષણનાં સાધનો હતાં, તે ૧૮૫૮ માં તાજે હિન્દી સરકારની લગામ પોતાના હાથમાં લીધી તેથી નષ્ટ થઇ ગયાં, અને ત્યારથી હિન્દનાં મુખ્ય દુર્દૈવોનો પ્રારંભ થયો, એ વાત પર સર વિલિયમ વેડરબર્ને ભાર મુકયો. તેમણે કહ્યું કે, લૉર્ડ રીપને મોકલી આપેલી ખેડુતોની બેંકોની યોજના ઇંડીઆ ઑફીસે તે "વ્યાવહારિક" નથી એમ કહી ગુંગળાવી નાખી હતી. સર વિલિયમે કહ્યું, "ફક્ત જર્મનીમાં આવી ૨૦૦૦ ખેડુતોની બેંકો ધમધોકાર કામ ચલાવી રહી છે, અને સમગ્ર યુરોપખંડમાં કબુલ કરવામાં આવે છે કે, આવી નાણાં ધીરનારી સંસ્થાઓને અભાવે ગામડાના વ્યાજખોરના પંજામાં સપડાયા વિના ગામડાનો ખેડુત પોતાનો નિર્વાહ કરવાને સંપૂર્ણરીતે અશક્ત છે. કોંગ્રેસની, અને મી. વિલિયમ ડીગ્બી જેવા પરિશ્રમી મંત્રી ધરાવનાર ઇંગ્લાંડની કોંગ્રેસની શાખાના કાર્યની તેમણે પ્રશંસા કરી, અને "પ્રતિનિધિઓ નહિ ધરાવનાર હિન્દના કરોડો લોકો તરફ પોતાનું ટ્રસ્ટ અને ફરજ અદા કરવાની વિજ્ઞપ્તિ ઇંગ્લાંડની પ્રજાને કરવાને માટે " એક ડેપ્યુટેશન ઇંગ્લાંડ જવાનું હતું તેને માટે આનંદ દર્શાવ્યો. "નિઃસ્વાર્થ, ન્યાય અને લોક કલ્યાણની વિજ્ઞપ્તિઓને બ્રિટિશ પ્રજાના મહાન્ હૃદયમાંથી નિશ્ચય પ્રત્યુત્તર મળશે." આ પ્રત્યુત્તર હજી હિન્દમાં પહોંચ્યો નથી, તેનો આવવાનો માર્ગ લાંબો છે.


સર વીલીયમ વેડરબર્ન.
પાંચમી કોંગ્રેસના પ્રમુખ.

પ્રમુખનું ભાષણ સમાપ્ત થયા પછી પ્રમુખને કોંગ્રેસના ખર્ચને માટે બે બક્ષિસો આપવામાં આવી, અને તેમને પોતાને માટે સ્મરણચિન્હો તરીકે એક પુસ્તક અને એક ચાંદીનો થાળ આપવામાં આવ્યાં હતાં. વિષય નિર્ણાયક સભાને માટે દરેક વિભાગવાર ચુંટી કાઢવામાં આવેલા પ્રતિનિધિઓનાં નામો પછી વાંચવામાં આવ્યાં હતાં, એમાં લો. મા. બા. ગ. તિલકનું નામ જોવામાં આવે છે. તે બધાં મળીને ૧૦૭ હતાં, અને કોંગ્રેસે મંજુર કર્યાં. પ્રમુખ અને મંત્રી પોતાના હોદ્દાની રૂએ બેઠા એટલે તે સંખ્યા ૧૦૯ થઇ, અને એ સભાને પોતાનું કામ કરવાને રહેવા દઇ બીજા દિવસ સુધી કોંગ્રેસ મુલતવી રહી.

બીજા દિવસની બેઠકના પ્રારંભમાં મદ્રાસની સ્ટેન્ડીંગ કમિટિનો રીપોર્ટ રજુ કરવામાં આવ્યો. પરન્તુ બીજો કોઇ રીપોર્ટ રજુ થયો નહિ. સર ફીરોઝશાહ એમ. મહેતાએ પછી પ્રથમ ઠરાવની દરખાસ્ત કરી. તેમણે કહ્યું કે, દેશના સર્વ ભાગોમાંથી માનપત્રો અને તારોનો વર્ષાદ વર્ષ્યો છે, તે સર્વ વાંચવાં અશક્ય છે, તેથી મી. બ્રૅડલૉને કોંગ્રેસ તરફથી માનપત્ર આપવું અને અને બાકીનાં સર્વને વાંચેલાં તરીકે ગણી લેવાં એ વધારે સારું છે. માન. પંડિત અયોધ્યાનાથે અનુમોદન આપ્યું, અને મી. જૉન આડમે વિશેષ અનુમોદન આપ્યું અને તાળીઓની ગર્જનાપૂર્વક ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પછી ધારાસભાઓની સુધારણાના તે દિવસના મહત્ત્વના કાર્યનો પ્રમુખે પ્રારંભ કર્યો અને કહ્યું કે, મી. બ્રૅડલૉએ એક કાચો ખરડો તૈયાર કર્યો

છે, અને તે ફેરવવામાં આવ્યો છે, જેમાં અત્યારસુધીમાં દર્શાવ્યા પ્રમાણે કોંગ્રેસના અભિપ્રાયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. મી. બ્રૅડ્લૉની ઇચ્છા એ હતી કે, અમુક બાબતોપર હિન્દી પ્રજાનો પરિપક્વ અભિપ્રાય લેવો, જેથી કરીને તે બાબતો ખરડામાં દાખલ કરવામાં આવે, તેથી અમુક દરખાસ્તો ઘડી કાઢવામાં આવી હતી, અને તેમની પર વિચાર થવોજ જોઇએ.

મી. યાર્ડલી નૉર્ટને યોજના સાથે બીજો ઠરાવ રજુ કર્યો, તેમાં ખરડામાં દાખલ કરવાના સિદ્ધાંતોની રૂપરેખા આપવામાં આવી હતી. વર્તમાન ધારાસભાઓ દંભરૂપ છે, અને એવી દરેક ધારાસભાનો અર્ધ ભાગ આપણને મળવો જોઇએ જેમાં આપણને ગમે તેમ કરીએ એ આપણે માગીએ છીએ. ચુંટણીનો આ સિદ્ધાંત આપવામાં આવે તો "આપણી પોતાની ઉપર કાબુ રાખવાનો હક્ક આપણને મળશે; અમુક અંશે આપણા કર–વેરા ઉપર અંકુશ રાખવાનો હક્ક મળશે. અંદાજ પત્રપર ટીકા કરવાનો હક્ક આપણને મળશે, અને છેલ્લો પરંતુ મહત્વમાં કોઇપણ રીતે ઉતરે નહિ એવો પ્રશ્નો પૂછવાનો જ્વલંત હક્ક આપણને મળશે, અને જો તે હક્કનો યોગ્ય ઉપયોગ કરવામાં આવશે તો તે નભી રહેશે અને તેથી પ્રજા તથા રાજા ઉભયને નિઃસીમ લાભ થશે. ચુંટણીની આડકતરી રીતની દરખાસ્ત કરવામાં આવી છે, કારણકે સીધી ચુંટણી મેળવવાનો સંભવ ન હતો, અને ભિન્નભિન્ન હયાત મંડળો મ્યુનિસિપાલીટીઓ, બોર્ડઝ, યુનિવર્સિટીઓ, વિગેરે મતદારોનાં મંડળોને પોતાની મોરલીએ નચાવવાની સત્તા સરકારને ખરેખાત આપશે. અનુમોદન આપતાં માન પંડિત અયોધ્યાનાથે કહ્યું કે વર્તમાન ધારાસભાઓ પ્રહસન-ફારસ જેવી છે, અને પંડિત બિશન નારાયણ ધારે કહ્યું કે, જો સરકાર ખરેખાત લોકમત જાણવા ઇચ્છા રાખતી હોય તો ચુંટણીનો સિદ્ધાંત સ્વીકારાવોજ જોઇએ.

"કોંગ્રેસના વક્તાસનનું મુખ્ય પાટીઉં ચુંટણીનો સિદ્ધાંત છે, અને જાળરૂપ, મશ્કરીરૂપ, ભ્રમરૂપ જે ચીજ હોય, અને જેનાથી મનુષ્યમાં એવી માન્યતા ઉત્પન્ન થાય કે અમારી પાસે અમુક ચીજ છે જ્યારે ખરેખાત તેમની પાસે તે ન હોય, એવી ચીજથી આપણે સંતોષ પામવાના નથી. આપણે મિથ્યા વસ્તુ નહિ, પણ સત્ય વસ્તુ માગીએ છીએ; છાયા નહિ, પણ મૂળ પદાર્થ; નીમણુક નહિ, કેમકે, તે ઠગાઇ છે, પરન્તુ પ્રતિનિધિત્વ, કેમકે રાજકીય સુધારાનું તે સત્ત્વ છે."

ઠરાવને અનુમોદન આપનારા વક્તાઓમાં રા. જી. સુબ્રમન્ય આયર, બાબુ બિપિનચંદ્ર પાલ, લાલા લજપતરાય, પંડિત મદનમોહન માલવીયા, અને બાબુ સુરેન્દ્રનાથ બેનરજી હતા. પંડિત મદનમોહન માલવીયાએ કહ્યું: ભાડાપરના કરમાં વધારો થયો છે અને પટવારી વેરો રૈયત પાસેથી બમણો લેવામાં આવે છે, તે ઉપરથી માલુમ પડે છે કે, નીમાયલા સભ્યો ગરીબોની સ્થિતિથી કેટલા બધા અપરિચિત છે! બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ એક વાર ફરીથી પોતાની પ્રતીતિ દર્શાવી કે, "ફક્ત એકજ પ્રત્યુત્તર આવી શકશે, અને મને વિશ્વાસ છે કે, તે અંગ્રેજ લોકોના મહાન્ સંપ્રદાયોને અનુસરતો હશે, અને તેથી હિન્દમાં બ્રિટિશ અમલનો પાયો મજબૂત બનશે, અને સુખી, આબાદ અને સંતુષ્ટ પ્રજાની પ્રીતિ ઉપર તેનો વિશાળ પાયો નખાશે." કોંગ્રેસના વક્તાઓ ભવિષ્ય ભાખવાને બહુ તત્પરતા બતાવે છે, પરન્તુ સત્ય ભવિષ્યવાણી ભાખવાની તેમની નિષ્ફળતા પણ તેવીજ હોય છે.

યોજના પર કલમવાર મત લેવામાં આવ્યા, અને ૧ અને ૨ કલમો વણપૂછયે પસાર થઇ ગઇ. ૩ કલમમાંથી "પુરુષ" શબ્દ કાઢી નાખવાની દરખાસ્ત રજુ કરવામાં આવી જેથી કરીને લાયક સ્ત્રીઓ મત આપી શકે, પરન્તુ સીમાં કાંઇ વળ્યું નહિ.

૫ કલમ પર લો. મા. ટીલકે એક સુધારો રજુ કર્યો, અને રા. ગોખલેએ તેને અનુમોદન આપ્યું કે, ઇલેક્ટોરલ કૉલેજને બદલે પ્રાંતિક ધારાસભાઓ વડી ધારાસભાની ચુંટણી કરે. આ સુધારો નોંધી રાખવા જેવો છે, કેમકે બે સમર્થ પ્રાજ્ઞોએ તે રજુ કર્યો હતો, તેઓ કોંગ્રેસમાં

પ્રથમ બોલતા હતા, અને હિન્દના ઇતિહાસમાં તેઓ ન ભૂંસાય એવી છાપ પાડવાના હતા. તે સુધારો નામંજુર થયો, તેવીજ રીતે બીજો એક સુધારો પણ નામંજુર થયો, અને નાની સંખ્યાઓના પ્રતિનિધિઓ સરકાર તરફથી નીમાવાની વાત કાયમ રહી. પછી એક ફાંકડો ન્હાનકડો બનાવ બન્યો. એક મુસલમાન પ્રતિનિધિએ કડક ભાષણ કર્યું, જેમાં તેણે એવી માગણી કરી કે, મુસલમાનોની વસ્તી ઓછી હોવા છતાં જેટલા હિન્દુઓ તેટલાજ મુસલમાનો ચુંટાવા જોઇએ; એ દરખાસ્તને ટેકો આપવામાં આવ્યો, પરન્તુ તેને અન્યાયી ગણનાર મુસલમાનોએજ તેની સામે વિરોધ દર્શાવ્યો; છેવટે બંને કોમોની ઘણી મોટી બહુમતીએ મૂળ કલમ પસાર કરી અને કોંગ્રેસ મુલતવી રહી.!

ત્રીજે દિવસે, ૨૮ મી ડીસેમ્બરે, કામનો ભાર અતિશય હતો, અને આ વર્ષે કોંગ્રેસની બેઠક માત્ર ત્રણ દિવસોજ ચાલી; મી. બ્રેડલોને માનપત્ર આપવાને માટે સાંજના ૬ વાગ્યે એક સભા ભરવાનું નક્કી કરવામાં આવ્યું હતું, તેથી બેઠકની પૂર્ણાહુતિ ૫ વાગ્યે કરવી પડી. સર્વથી પ્રથમ ત્રીજો ઠરાવ "રગશીયો ઠરાવ" પસાર કરવામાં આવ્યો. તેની દસ કલમોમાં પૂર્વની કોંગ્રેસોમાં કરેલા મહત્ત્વના નિર્ણયોનું પુનઃ સમર્થન કરવામાં આવ્યું હતું. બાબુ કાલીચરણ બેનરજીએ તે રજુ કર્યો, રા. એન. જી. ચંદાવરકરે તેને અનુમોદન આપ્યું અને રા. એસ. બી. શંકરામે તેને વિશેષ અનુમોદન આપ્યું. રા. શંકરામે કહ્યું કે, હું બ્રાહ્મણ અને સ્વયંસેવક છું, વિઝાગાપટ્ટમ્ રાઇફલ વોલંટીયર કોર્પ્સમાં મને દાખલ કરવામાં આવ્યો છે. પછી તે ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ચોથો ઠરાવ રેવરંડ જી એમ. કોબ્બને રજુ કર્યો. રા. ડી. ઇ. વાચ્છાએ તેને અનુમોદન આપતાં કહ્યું કે, લોકોની ઇચ્છાઓ પૂરી પડે તે પ્રકારે પોતાની એક્સાઇઝ રાજનીતિમાં ફેરફારો કરવાનું ફરમાન દિવાને આમે હિન્દી સરકારને કર્યું હતું; તથાપિ નવ માસ પછી સરકારે કાંઇજ કર્યું નથી. રેવરંડ મેસર્સ આર. એ. હ્યુમ અને ઇવાન્સે તેને અનુમોદન આપ્યું અને તે ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

રા. એસ. રામસ્વામી મુદલીઆરે પછી પાંચમો ઠરાવ રજુ કર્યો અને જાહેર નોકરીના કમીશનના રીપોર્ટ પર હિન્દી પ્રધાનના ખરીતા (ડીસ્પેચ) ની તેમણે અતિ સખ્ત ટીકા કરી. તેથી ઉમ્મરની હદ સિવાય કમીશનની પહેલાંના કરતાં હમણાં હિન્દીઓની સ્થિતિ વધારે ખરાબ બની હતી, કેમકે તે વખતે સ્ટેચ્યુટરી સર્વીસમાં હિન્દીઓને જે જગ્યાઓ મળેલી હતી તેજ જગ્યાઓમાં રહેવાની ફરજ પાડવામાં આવી હતી, અથવા તો પ્રાંતિક સર્વીસમાં દાખલ થવાની ફરજ પાડવામાં આવી હતી, જે સર્વીસના સભ્યો વધારે ઉંચી કારોબારી જગ્યાઓ પર જઇ શકતા નહિ. તેમણે કહ્યું કે, હિન્દીઓ માત્ર ન્યાય માગે છે, મહેરબાની માગતા નથી.

"આપણને મળી શકે તેટલા ઉત્તમ મનુષ્યો આપણે જોઇએ છીએ, અને ન્યાયયુક્ત હરીફાઇમાં યુરોપિઅનો હિન્દીઓને હરાવે, તો તેમને તેમ કરવાની છુટ છે." રા. જી. કે ગોખલેએ ઠરાવને અનુમોદન આપ્યું, અને સ્પષ્ટ તથા સખ્ત ભાષણ કર્યું. તેમના ભાષણમાં દઢ આશયનો રણકાર હતો, જેને માટે પછીથી તેમણે અત્યંત ખ્યાતિ મેળવી હતી.

"હિન્દના દેશીને પસંદ કરવાના પ્રસંગોમાં જાતિ અથવા ધર્મ અથવા રંગના ભેદનો અંતરાય રહેવા દેવામાં આવશે નહિ એવું વચન પ્રથમ આપવામાં આવ્યું હતું. ત્યાર પછીથી છપ્પન વર્ષો આવ્યાં અને ગયાં. ઇગ્લાંડ જે જે દેશોના સંબંધમાં આવ્યું છે, તેમાંના કોઇ પણ દેશ તરફ ઇગ્લાંડના અતિ ઉચ્ચ અને અતિ ઉદાર લક્ષણને યોગ્ય તે વચન હતું—૧૮૫૮ ના ઢંઢેરામાં વધારે પ્રબળ શબ્દોમાં તે વખતે આપવામાં આવેલા તે ઉમદા વચનની પુનરૂક્તિ કરવામાં આવી હતી. ૧૮૩૩ ના કાયદાના અને ૧૮૫૮ ના ઢંઢેરાના શબ્દો એટલા બધા સ્પષ્ટ છે કે, તે વખતે આપણને જે હકોની ખાત્રી આપવામાં આવેલી તે હકોથી આપણને વિમુખ રાખવાનો જેઓ હમણાં પ્રયત્ન કરે છે, તેમણે

દંભ અથવા ઠગાઇના આરોપમાંથી એકનો અંગીકાર કરવાને તત્પર થવું જોઇએ—જ્યારે ઇંગ્લાંડે તે વચનો આપ્યાં ત્યારે તેનું દીલ નીખાલસ ન હતું અથવા હવે તે આપણી સાથે વચનનો ભંગ કરવાને તૈયાર છે, એમ કબુલ કરવાને તેમણે તત્પર થવું જોઇએ.

ગૃહસ્થો, તમે જાણતા હશો કે, એક પ્રકારે નામચીન (અથવા બદનામચીન) અંગ્રેજ ન્યાયાધીશને આ બીજી વાતનો અંગીકાર કરવામાં સને ૧૮૫૮ ના ઢંઢેરાનો કદાપિ ગંભીર અર્થ કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો ન હતો એવું વિપરીત વચન કાઢવામાં બીલકુલ લજ્જા આવી નહિ. પરન્તુ હું આશા રાખું છું કે, તેવા પ્રકારના ઝાઝા અંગ્રેજો નથી. ૧૮૩૩ અને ૧૮૫૮ નાં આ ઉમદા વચનો આપણી સમક્ષ રાખીને, હું તમને પ્રશ્ન કરૂં છું, આ વચનોનું પરિપાલન કરવાની દિશામાં આપણા અંગ્રેજ રાજ્યકર્તાઓએ હંમેશાં મક્કમતાથી પ્રગતિ કરતું વલણ બતાવવું જોઇએ, એવી આપણે તેમની પાસેથી ઓછામાં ઓછી આશા રાખીએ છીએ, એમ કહેવાનો આપણને હક્ક નથી શું ?"

રા. ગોખલેએ કહ્યું કે, કમીશન બેઠું તેની પૂર્વે હિન્દીઓને માટે મહત્ત્વના ત્રણ મુદ્દા હતાઃ પ્રથમ, હરીફાઇની પરીક્ષાઓ; બીજો, ૧૮૬૧ ના કાયદા પ્રમાણે, સ્ટેટ્યુટરી કૉવેનન્ટેડ સર્વીસમાં છઠ્ઠા ભાગની જગ્યાઓ હિન્દીઓ માટે ખાસ રાખવામાં આવી હતી; ત્રીજો, આખી અનકૉવેનન્ટેડ સર્વીસ હિન્દીઓ માટેજ હતી. એક સાથે પરીક્ષાઓ લેવાની કમીશને ના પાડી, જો કે "આપણા દેશમાંના ઓહ્દાઓ માટે, આપણા પોતાના દેશમાં આપણી પરીક્ષા લેવામાં ન આવે તો ન્યાય અને સમાનતા શું છે તે હું જાણતો નથી." બીજું, અનકૉવેનન્ટેડ સર્વીસનું નામ આપવામાં આવ્યું અને તેની ઉચ્ચતર શાખામાં ૬૪૧ જગ્યાઓમાંથી ૧૫૮ (હિંદીઓને માટે ખાસ રાખવામાં આવેલી છઠ્ઠા ભાગની જગ્યાઓ) ને બદલે ફક્ત ૧૦૮ જગ્યાઓ હિન્દીઓ માટે રાખવામાં આવશે. કમીશનરોએ ભલામણ કરી, અપાવી જોઇએ; હિન્દી પ્રધાને કહ્યું, અપાય. "આપણને ૧૦૮ જગ્યાઓ અપાય, સરકારની મુનસફી ઉપર તે રાખવામાં આવ્યું છે, અને તેનો શું અર્થ થાય છે તે આપણે જાણીએ છીએ. આ ૧૦૮ જગ્યાઓમાંથી આપણને મળતી દર એક જગ્યાએ યુરોપીય અમલદારી વર્ગને અર્ધો ડઝન મળશે." કમીશને સ્પષ્ટ રીતે હિન્દીઓની સ્થિતિ વધારે ખરાબ બનાવી છે, અને જૂની ઇસ્ટ ઇંડીઆ કંપનીના અમલ કરતાં તાજ—તે તાજ નથી પણ નોકરશાહી સરકાર છે—હિન્દને માટે વધારે ખરાબ નીવડયો છે, તેનાં ઘણાં ઉદાહરણોમાંનું આ એક ઉદાહરણ છે. મી. જૉન આદમ અને રા. અલી મહમ્મદ ભીમજીએ વિશેષ અનુમોદન આપ્યા પછી તે ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

સત્તાવાર અહેવાલ કહે છે કે, "હિન્દમાં એવો સંશય ફેલાવા લાગ્યો છે કે, આપણી તરફ ઇંગ્લાંડની રાજનીતિ બદલાતી જાય છે, અને ભૂતકાળમાં જે ઉમદા અને ઉચ્ચ આશયોથી બ્રિટિશ નામ ઝળહળી રહ્યું હતું તે આશયોથી હવે તે નીતિ પ્રેરાતી નથી." તે શબ્દો લખાયા ત્યાર પછીથી ૨૬ વર્ષો દરમ્યાન તે સંશય વધી ગયો છે. એક સાથે પરીક્ષાઓ લેવાની ભલામણ કરનાર ૧૮૬૦ ના કમીશન તરફ રા. અલિ મહમ્મદ ભીમજીએ આંગળી કરી. આ સંબંધમાં લૉર્ડ સ્ટેન્લીએ કહ્યું હતું કે,

"હિન્દ અને ઇંગ્લાંડમાં પરીક્ષાઓ લેવાનું કાર્ય સ્હેલાઇથી થઇ શકે એવું છે, તેની ના પાડવામાં વસ્તુતઃ સરકારે પોતાના ખરડાના જાહેર કરેલા મુખ્ય ઉદ્દેશોમાંનો એક ઉદ્દેશ સરકાર નકારી રહી છે, અને અત્યાર સુધીની જેમ સીવીલ સર્વીસ અંગ્રેજોને માટેજ રાખી રહી છે, એવી મારી પ્રતીતિ જાહેર કર્યા વિના હું રહી શકતો નથી. પરિણામ અન્યાયયુક્ત છે, અને હું માનું છું કે, અનિષ્ટકર છે." વળી લૉર્ડ સ્ટેન્લીએ વિશેષ કહ્યું હતું કે, "દાખલા તરીકે આપણે ધારીએ કે, આ પરીક્ષાઓ અહીંયાં લંડનમાં લેવામાં આવે તેને બદલે તે કલકત્તામાં લેવામાં આવે, વારૂ, એક જગ્યા મેળવવાના સંભવને માટે તે દેશમાં કદાચિત્ બે કે ત્રણ વર્ષો ગાળવાને માટે કેટલા અંગ્રેજો ત્યાં જશે, અથવા કેટલા પોતાના પુત્રોને મોકલશે ? તેમ છતાં, બરોબર તેવોજ માર્ગ

હિન્દના દેશીઓને માટે લેવાવાની દરખાસ્ત થઇ છે." હિન્દમાં એક સાથે પરીક્ષાઓ લેવાવી જોઇએ એ નિર્ણય પર કમીશનરો આવ્યા તે સમયે આ અભિપ્રાયો દર્શાવવામાં આવ્યા હતા, અને તેમણે ૧૮૬૦ માં જે નિર્ણય કર્યો હતો તેનાથી આપણે કાંઇપણ વધતુ ઓછું માગતા નથી; અને હવે ૨૯ વર્ષો વહી ગયાં છે, અને ઇગ્લાંડના એક શાણા મુત્સદીએ જે આશાઓ બતાવી હતી અને એક પાર્લામેન્ટરી કમીશનને તેમને અનુમોદન આપ્યું હતું, અને આપણાં કૃપાવંત મહારાણીનાં ગંભીર વચનો પર તે આશાઓનો પાયો રચાયો હતો તે આશાઓ હજી સફલ થઇ નથી. હું જાણું છું કે, એવા અધમ માણસો માલુમ પડયા છે-તેઓ પોતાની રાણીના તેમજ દેશના પણ દ્રોહી છે-જેઓ કહે છે કે, આપણાં વ્હાલાં મહારાણીના શબ્દો વચનો રૂપે ન હતાં-તે ફક્ત લાગણીભર્યાં કથનો હતાં, અને તેમનો અમલ કરવાનો ઇરાદો કદાપિ રાખવામાં આવ્યો ન હતો. પરન્તુ એક પ્રામાણિક અંગ્રેજ મુત્સદીએ આ હીચકારી યોજની ગણના કેવી કરી? લૉર્ડ રીપને શું કહ્યું?

"તે દસ્તાવેજ (નામદાર મહારાણીનો ઢંઢેરો) તહનામું નથી, તે રાજકૌશલ્ય દર્શાવનાર દસ્તાવેજ નથી; તેમાં રાજ્યવહીવટના સિદ્ધાંતો જાહેર કરવામાં આવ્યા છે; જો તે કોઇ પણ પ્રકારે બંધનકારક હોય તો જે સર્વને તે સંબોધવામાં આવ્યો છે, તે સર્વને બંધનકારક છે. તેથી કરીને સર જેમ્સ સ્ટીફને જે મતને પોતાની સત્તાની મંજુરી આપી છે તેને મારા સઘળા સામર્થ્યપૂર્વક નકારવાને હું બંધાયલો છું. મારાં મહારાણીના ઓદ્ધા સાથે અને મારા દેશના માન સાથે તે મને અસંબદ્ધ લાગે છે, અને જો ઇગ્લાંડની સરકાર એક વેળા તેનો સ્વીકાર કરે અને તદનુસાર કાર્ય કરે તો આપણી સત્તાનાં મૂળ કાપી નાખવાને અને આપણો ન્યાયપૂર્ણ પ્રભાવ નષ્ટ કરવાને બીજી કોઇ ચીજ કરતાં તે વધારે કાર્ય કરશે."

રા. ગોખલેએ "નામચીન અથવા બદનામચીન અંગ્રેજ ન્યાયાધીશ" જેને કહ્યો હતો તેનું નામ સર જેમ્સ ફીટ્ઝ જેમ્સ સ્ટીફન હતું. પરન્તુ છેવટે, સર જેમ્સ ખરો પડયો છે.

ત્યાર પછીથી ૬ ઠ્ઠા ઠરાવમાં આપણો જૂનો મિત્ર હથીયારબંધીનો કાયદો જોવામાં આવે છે, આ વર્ષે ઘણી કાળજીપૂર્વક તેની શબ્દરચના કરવામાં આવી હતી. મી. જૉન આડમે તેની દરખાસ્ત મુકી, લાલા હરભગવાનદાસે તેને અનુમોદન આપ્યું, બીજા ત્રણ જણાઓએ તેને વિશેષ અનુમોદન આપ્યું અને તે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

સાતમો ઠરાવ બાબુ વૈકુંઠલાલ સેને રજુ કર્યો. તે વખતે તેમણે વિદ્વતા અને વિચારપૂર્ણ ભાષણ આપ્યું, અને પ્રશ્નની ઐતિહાસિક બાજુ બતાવી; તેમણે બતાવી આપ્યું કે, ૧૮૬૦ માં દુષ્કાળ પડયો તેથી એક કમીશન નીમવામાં આવ્યું, તેણે કાયમની જમાબંદીની તરફેણમાં રીપોર્ટ કર્યો, અને ૧૮૬૨ માં હિન્દી પ્રધાનના ખરીતામાં તે ભલામણ પસંદ કરવામાં આવી. તથાપિ, તે વાત ત્યાંજ રહી. રા. એસ. સુબ્રમન્ય આયરે અનુમોદન આપતાં કહ્યું કે, પંદર વર્ષ પૂર્વે "એક અવિચારી પળે" મેં મારાં નાણાં જમીનમાં રોક્યાં હતાં. મને જણાયું કે, વ્યાવહારિક રીતે સઘળા સુધારા પર કર નાખવામાં આવે છે, તેથી મેં મારા વ્યવસ્થાપકને જમીન સુધારવા માટે એક રૂપીઓ ખર્ચવાની પણ ના પાડી. વારંવાર જમાબંધી થાય તેથી સુધારા કરવામાં આવે તે અટક્યા, અને જમાબંદી ખાતાના હુકમો સામે અદાલતોમાં કાંઇ પણ આશ્રય મળી શકતો નહિ. મુન્શી સદર-ઉદ્-દીન અહમદે અનુમોદન આપતાં મી. કોલ્વીને-પાછળથી કૉંગ્રેસની સામે તીવ્ર વિરોધ કરનાર સર ઑક્લૅન્ડ કોલ્વીન-કરેલી નવી જમાબંદીનો દાખલો આપ્યો. તેમાં તેણે સરકારી મ્હેસુલની આંકણી એક ગામમાં કરી હતી તે ગામની કુલ્લ એકંદર નીપજ કરતાં પણ વધારે હતી. મી. કોલ્વીને કાંઇ સાંભળ્યું નહિ ત્યારે તે બાપડા જમીનદારે એક અરજી આપી જણાવ્યું કે, "મારા વયોવૃદ્ધ પિતાએ પોતાના મરણપૂર્વે ભવિષ્યવાણી ભાખી હતી કે, એક જમાબંદી અમલદાર એવો આવશે,

કે, તેના સમયમાં લોકો એટલા બધા દુઃખી અને ગરીબ બની જશે કે તેમનાં ગૃહોમાં દાણા પીસવાની ચક્કીનો અવાજ સંભળાશે નહિ, કે દીવાનો પ્રકાશ જોવામાં આવશે નહિ, અને એમ બનશે ત્યારે મારે માટે ઉત્તમ કાર્ય એ છે કે, મારા ગામપરના સર્વ હક્કો અને હિતો સરકારને આપી દેવાં, અને ભીખારી બનવું." તેથી સર્વ મ્હેસુલી કાગળીયાંમાં મી. કોલ્વીનનું પોતાનું નામ ચઢાવવાની મેં વિનતિ કરી. બીજા ઘણા પોતપોતાના અનુભવ પ્રમાણે બોલ્યા, અને જમાબંદી અમલદારના અજ્ઞાનની ફર્યાદો કરી. "દીવાની મુકદ્દમો મંડાય નહિ-ઉપાય નથી અને ન્યાય નથી." એક જણે કહ્યું કે, મારા મ્હેસુલમાં નિર્દય રીતે પુષ્કળ વધારો કરવામાં આવ્યો તેથી મેં પોતાનાં ખેતરો જોવાની અને ત્યાંજ પોતાને જે કહેવાનું હોય તે સાંભળવાની વિનતિ કરી, ત્યારે પેલા અમલદારે કહ્યું કે, "એવી વાત માટે મને સમય નથી. ના, ગરીબ લોકો પારેથી નાણાં ઓકાવ્યા વિના બીજી કોઇ ચીજને માટે તેમને સમય મળતો નથી." અને એ પ્રમાણે શોકપૂર્ણ કથા ચાલુ રહી; પૂર્વકાળમાં જમીન આંકણીમાં પ્રત્યેક ચીજનો સમાવેશ થઇ જતો, પરન્તુ હવેઃ

"વાસણમાં પાણી તો તેટલુંજ છે, પરન્તુ પહેલાં જ્યારે એક કાણું હતું ત્યારે આજે છ કાણાં છે, તેમની વાટે તે બહાર વહી જાય છે."

"આપણી પાસે પુષ્કળ ઢોરઢાંક હતાં, તેમને તંદુરસ્ત રાખવાને પુષ્કળ ગૌચર અને મીઠું મફત મળતાં. હવે જંગલ ખાતાએ સઘળી જમીન લઇ લીધી છે અને આપણી પાસે ગૌચર નથી, અને ભૂખે મરતાં ઢોર જ્યાં ખોરાક હોય ત્યાં ચાલ્યાં જાય, તો તેમને ડબ્બાગાં પૂરવામાં આવે છે, અને આપણો દંડ કરવામાં આવે છે."

"આપણાં ઘરો, આપણાં હળો, દરેક ખેતીવાડીના કામને માટે આપણને પુષ્કળ લાકડું મળતું; હવે તે સઘળું જંગલ ખાતાનાં તાળા કુંચીમાં રહે છે, અને પરવાનગી વિના જો આપણે તેને સ્પર્શ કરીએ તો આપણને હેરાન કરવામાં આવે છે, અને જો આપણે એક લાકડી લેઇતી હોય તો આપણને તે મળે તે પહેલાં એક અમલદાર પાસેથી બીજા પાસે એક અઠવાડીયાની દોડાદોડ કરવી પડે છે, અને આપણને નાણાં આપવાં પડે છે, નાણાં આપવાં પડે છે, નાણાં આપવાં પડે છે. આપણી પાસે હથીયાર હતાં, અને આપણા પાકને નુકસાન કરનાર જંગલી પશુઓને આપણે ગોળી મારી શકતા અથવા તેમનો નાશ કરી શકતા, પરન્તુ હવે આપણે માટે હથીયારબંધીનો કાયદો છે જેની રૂયે આપણા ભીનારાઓ પર ઉતરનાર કોઇપણ હલકી બદમાસ સંખ્યાબંધ હથીયારો ફેરવી શકે છે, પરન્તુ આપણે ગરીબ ખેડુતોને જંગલી જનાવરોથી આપણા નિર્વાહનું રક્ષણ કરવાનું હોય છે, તેમને વ્યાવહારિક રીતે કોઇ પણ હથીયાર ન રાખવાનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે."

આ સંયોગોમાં ગામડાના લોકો વધારે ને વધારે ગરીબ બનતા જાય છે, અને જમીનની મ્હેસુલમાં વધારો થાય છે. કોઇને દયા નહિ આવે ?

ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

રા. ડી. ઇ. વાચ્છાએ આઠમો ઠરાવ રજુ કર્યો, તેને અનુમોદન આપવામાં આવ્યું, અને સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો. આ ઠરાવ ફત્તેહમંદ થયો તેને માટે મી. બ્રેડલોને ધન્યવાદ ઘટે છે.

નવમો ઠરાવ અત્યંત વ્યાજબી હતો અને હિન્દના સારા રાજ્યવહીવટને માટે સંપૂર્ણ આવશ્યક હતો, પરન્તુ હિન્દને તાજે પોતાના છત્ર હેઠળ લીધું ત્યારથી હિન્દી કામકાજમાં દિવાને આમ રસ લેતી બંધ થઇ હતી. બાબુ ડબલ્યુ. સી. બોનરજીએ દરખાસ્ત મુકી અને રા. શર્ફ-ઉદ્-દીને અનુમોદન આપ્યું. પંડિત મદન મોહન માલવીયાએ ઉત્સાહપૂર્વક અને અસરકારક ભાષણ આપ્યું.

"ઇસ્વીસન ૧૮૮૩ માં આમની સભાએ એવી મતલબનો ઠરાવ કર્યો કે, આ સભાના અભિપ્રાય પ્રમાણે હિન્દનો ખર્ચ ઘટાડવાને માટે શીઘ્ર પગલાં ભરવાની આવશ્યકતા છે. તે સમયના આપણા હિન્દી પ્રધાન લોર્ડ કીમ્બર્લીએ ૮ મી જુન ૧૮૮૩ ની તારીખના પોતાના

ખરીતામાં ખર્ચ કમી કરવાના વિષય પર અને તેટલું જલદી ધ્યાન આપવાનો હિન્દી સરકારને આગ્રહ કર્યો. તેમની પછીના બીજા હિન્દી પ્રધાન લૉર્ડ રેન્ડોલ્ફ ચર્ચીલે ત્યાર પછી કહ્યું કે, "ખરેખર હિન્દની નાણાંવિષયક સ્થિતિ અતિશય ગંભીર છે, અને તેની પર અત્યંત સાવધાનતાપૂર્વક વિચાર કરવાની આવશ્યકતા છે, અને મારા અભિપ્રાય અનુસાર દેવાળામાંથી બચવાને માટે અતિશય સખ્ત કરકસરની આવશ્યકતા છે." પરન્તુ પાર્લામેન્ટનો અંકુશ ખેંચી લેવાયો છે તેથી હાલનો ઉપ-પ્રધાનને તેનાથી અત્યંત ભિન્ન વલણ ધારણ કરવાની હીંમત આવી દેખાય છે. હિવાને આમમાં હિન્દી અંદાજપત્ર પર ગયે સમયે ચર્ચા થઇ હતી તે પ્રસંગે હિન્દમાં નિત્ય વધતા જતા ખર્ચને માટે જ્યારે ફર્યાદો કરવામાં આવી; ત્યારે સર જૉન ગોર્સ્ટે હીંમતથી જવાબ આપ્યો કે, "ખર્ચ વધ્યો છે, તે વધવો જોઇએ, અને તેમાં ઘટાડો થવો ન જોઇએ." અને પોતાના આ અભિપ્રાયનું સમર્થન કરવાનો યત્ન કરતાં તેણે કહ્યું કે, દેશનાં દોલત અને આબાદાની વધતાં જાય છે. હવે, ગૃહસ્થો, દેશમાં ખરેખાત દોલત અને આબાદાનીમાં વધારો થાય છે એ જાણીને આપણા પોતાના કરતાં બીજા કોઇને અધિક આનંદ ઉપજે નહિ. પરન્તુ દુર્ભાગ્યે કઠિન સત્ય ઘટનાઓનું સત્ય આવી આનંદજનક કલ્પનાઓથી આપણને દીલાસો લેવાનો નિષેધ કરે છે. ઉત્સુકતાપૂર્વક આપણે સર્વ દિશાઓમાં દૃષ્ટિ કરીએ છીએ; ગામોમાં આપણે ઉંડા ઉતરીએ છીએ, આપણા બંધુઓ પોતાનાં ઘરો અને ઝુંપડાંમાં ખરેખર જીવન કેવું ગાળે છે તે આપણે જોઇએ છીએ; અને સર જે ગોર્સ્ટના કથન અનુસાર જે વધતી જતી આબાદાની તેણે એટલે દૂરથી નિહાળી હતી તેનાં કાંઇ પણ ચિન્હો જોવાને બદલે, લોકો પહેલાંના કરતાં વધારે ગરીબ થતા લાગે છે, અને પોતાની જાતનો, પોતાની સ્ત્રીઓ અને બાળકોનો નિર્વાહ કરવાની તેમની શક્તિ વધારે ને વધારે ઘસાતી જાય છે. અને ગૃહસ્થો, તેથી આપણે કહીએ છીએ કે, વર્તમાન સંયોગોમાં ખર્ચનો વધારો અન્યાયયુક્ત છે, એટલું જ નહિ, પરન્તુ ચોકખી રીતે પાપપૂર્ણ છે. જો પ્રજામાં દોલત અને આબાદાનીનો વધારો થયા પછી જાહેર ખર્ચમાં વધારો થાય તો નિઃસંશય તે આદરણીય ગણાય. ઉત્ક્રાન્તિ પા સૈકામાં ઇંગ્લાંડમાં મ્હેસુલમાં મોટો વધારો થયો છે. પરન્તુ ઇંગ્લાંડનાં દોલત અને વ્યાપારમાં પ્રચંડ વધારો થયા પછીથી એવો વધારો થયો છે, અને તેની સામે કોઇ સાચી ફર્યાદ કરતું નથી. પરન્તુ હિન્દમાં જાહેર ખર્ચ વધતો જાય છે, ત્યારે લોકોની સ્થિતિ દિન પ્રતિદિન અવનત થતી જાય છે. આનો એક સાદો પણ જવાબ દઇ ન શકાય એવો પુરાવો એ છે કે, સરકારની મહેસુલમાં, હમણાં જે જે તાજા વધારા કરવામાં આવ્યા છે, લગભગ તે સર્વ હિન્દી લોકોની દૈનિક પ્રથમ આવશ્યકતાઓમાંથી બળપૂર્વક કઢાવવામાં આવ્યા છે. ફક્ત તાજામાં તાજું ઉદાહરણ લઇએ. વધારવામાં આવેલા ખર્ચને પહોંચી વળવાને માટે મીઠાપરનો કર વધારવામાં આવ્યો છે, જે ચીજ મનુષ્ય તેમજ ઢોરને માટે એકસરખી આવશ્યક છે; ઘાસતેલને "ગરીબ માણસોનું તેલ" એવું ઉપનામ યોગ્ય અપાયું છે તેની પર કર નાખવામાં આવ્યો છે; વાયવ્ય પ્રાંતો અને અયોધ્યાની ભૂખે મરતી ખેતપર બમણો કર નાખવામાં આવ્યો છે; અને દુષ્કાળ રક્ષણ ફંડ લઇ લેવામાં આવ્યું છે, જે ફંડ તંગી અને દુષ્કાળના સમયમાં મુશ્કેલીઓને પહોંચી વળવાને માટે ખાસ એકઠું કરવામાં આવ્યું હતું, અને ત્રણ વાયસરોયોએ તેને સ્પર્શ નહિ કરતાં અલગ રાખવાનાં વચનો આપ્યાં હતાં."

ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

મુંબાઇના માજી શેરીફ રા. જે. યુ યાજ્ઞિકે મુંબાઇના ગવર્નર લૉર્ડ રેનો ઉપકાર માનવાનો દશમો ઠરાવ રજુ કર્યો. તેમણે સાક્ષી પૂરી કે, લૉર્ડ રેએ હિન્દીઓની ઇચ્છા અનુસાર નીમણુંકો કરી હતી; તેણે રા. રાનડે, રા. દાદાભાઇ નવરોજી, રા. તેલંગ, રા. દયારામ જેઠમલ, રા. ફીરોઝશાહ મ્હેતા, અને બીજાઓને નીમ્યા હતા; "આવાં ડહાપણ અને નિષ્પક્ષપાત પહેલાં કદાપિ બતાવવામાં આવ્યાં ન હતાં." માન. રા. શંકરાણ

નાયરે અનુમોદન આપતાં ઇચ્છયું કે, મુંબાઇના જેવું સદ્‌ભાગ્ય અન્ય પ્રાંતોને પ્રાપ્ત થાય; રા. એચ. એ. વાડીઆએ ઇચ્છા દર્શાવી કે, લૉર્ડ રે વાયસરૉય બનીને પાછા આવે, અને બીજાઓએ વિશેષ અનુમોદન આપ્યું, અને તાળીઓની ગર્જનાપૂર્વક ઠરાવ પસાર કરવામાં આવ્યો.

મી. ચાર્લી નોર્ટને અગિયારમો ઠરાવ રજુ કર્યો, કેમકે એક ભૂલને લીધે વિષય નિર્ણાયક સભા વહેલી સમાપ્ત થઇ ગઇ હતી; અને બારમા ઠરાવમાં મી. એ ઓ હ્યુમની જનરલ-સેક્રેટરી તરીકે ફરીથી ચુંટણી કરવામાં આવી.

તેરમો ઠરાવ બંધારણ વિષે હતો, અને ભવિષ્યની કૉંગ્રેસોમાં પ્રતિનિધિઓની સંખ્યા ૧૦૦૦ સુધીની મુકરર કરવામાં આવી. રૂ. ૪૫,૦૦૦ ની રકમને માટે વિનતિ કરવામાં આવતાં રૂ ૬૦૦૦ થી વધારે રોકડા આપવામાં આવ્યા અને બધાં હલાકર્યા રૂ. ૫૬,૨૨૬ ભરવાનાં વચનો અપાયાં. પછી તે ઠરાવ પસાર થયો. ચૌદમા અને પંદરમા ઠરાવો જલદી પસાર કરવામાં આવ્યા-પંદરમામાં કૉંગ્રેસને માટે ઈંગ્લાંડથી આવવાને માટે સર વિલિયમ વેડરબર્નનો આભાર માનવામાં આવ્યો હતો. પછી સ્વાગત સભાનો આભાર માની પંચમ કૉંગ્રેસ વિસર્જન કરવામાં આવી.

### ઠરાવ.

૧ ઠરાવ કરવામાં આવે છે કે, અહીયાં મળેલી આ કૉંગ્રેસનીવતી મી. ચાર્લ્સ બ્રૅડ્‌લૉ એમ પી. ને એક માનપત્ર આપવું, અને તે માનપત્ર ઘડવાને માટે મી આદમ, રા. ફીરોઝશાહ મહેતા, અને બાબુ ડબલ્યુ સી. બૅનરજીની એક કમિટી નીમવામાં આવે છે.

### પ્રતિનિધિત્વ.

૨ ઠરાવ કરવામાં આવે છે કે, કાયદા અને કાનુનો ઘડનારી ગવર્નર-જનરલની ધારાસભા અને પ્રાંતિક ધારાસભાઓના સુધારા અને પુન રચના માટે નીચેની યોજનાનું ખોખું મંજુર કરવામાં આવે છે, અને આ કૉંગ્રેસના પ્રમુખે આ કૉંગ્રેસની માનપૂર્ણ વિનતિપૂર્વક ચાર્લ્સ બ્રૅડ્‌લૉ એસ્કવાયર એમ. પી. ને સોંપવું કે, યોજનાના આ ખોખામાં દર્શાવ્યા મુજબ તેમણે એક ખરડો ઘડાવવાની અને તેને બ્રિટિશ દિવાને-આમમાં દાખલ કરવાની કૃપા કરવી.

### યોજના.

(૧) વડી અને પ્રાંતિક ધારાસભાઓમાં અનુક્રમે બેસનારા સભ્યોની સંખ્યામાંથી ઓછામાં ઓછા અર્ધા ચુંટાવા જોઇએ, વધારેમાં વધારે ચોથા ભાગના ઓદ્ધાની રૂએ બેસે, અને બાકીનાઓ સરકાર તરફથી નીમાય.

(૨) ચુંટણીને માટે મહેસુલી જીલ્લાઓના ભાગ કાયમ રાખવા.

(૩) બ્રિટિશ પ્રજાના ૨૧ વર્ષની ઉપરના, અમુક લાયકાતો ધરાવતા હોય અને અમુક અયોગ્યતાઓ વાળા ન હોય (તે બંને હવે પછી નક્કી કરવામાં આવશે) એવા સર્વ પુરૂષો મતદારો બનશે.

(૪) જીલ્લાની કુલ દર દશ લાખની વસ્તીએ ૧૨ ના દર પ્રમાણે, સ્થાનિક પરિસ્થિતિ અનુસાર એક અથવા વધારે મતદાર મંડળોમાં દરેક જીલ્લાના મતદારો પ્રતિનિધિઓ ચુંટશે, એવા પ્રતિનિધિઓમાં અમુક લાયકાતો હોવી જોઇએ, અને અમુક અયોગ્યતાઓ હોવી ન જોઇએ, જે બંને હવે પછી નક્કી કરવામા આવશે.

( ૫ ) પ્રત્યેક મતદાર મંડળની હકુમતમાં આવેલા સર્વ જીલ્લાઓ તરફથી આ પ્રમાણે ચુંટાયલા સર્વ પ્રતિનિધિઓએ મતદાર મંડળની હકુમતની કુલ પચાસ લાખ વસ્તીએ ૧ ના દરે વડી ધારાસભાના સભ્યોની ચુંટણી કરવી, અને મજકુર કુલ દશ લાખ વસ્તીએ ૧ ના દરે પોતાની પ્રાંતિક ધારાસભાના સભ્યોની ચુંટણી કરવી, તે એવી રીતે કે, જ્યારે જ્યારે પારસીઓ, ખ્રીસ્તીઓ, મહોમેદનો અથવા હિન્દુઓની લઘુમતી હોય તો પ્રાંતિક ધારાસભામાં ચુંટાયલા પારસીઓ, ખ્રિસ્તીઓ, મહોમેદનો અથવા હિન્દુઓની કુલ સંખ્યાનું પ્રમાણ એવા મતદાર મંડળની હકુમતમાં આવેલી તેમની વસ્તીનું જે પ્રમાણ તેજ હકુમતમાં આવેલી કુલ સંખ્યા

સાથે સરખાવતાં હોય તે પ્રમાણથી ઓછું નહિ થાય. બંને ધારાસભાઓના સભ્યોમાં અમુક યોગ્યતાઓ હોવી જોઇએ અને અમુક અયોગ્યતાઓ હોવી ન જોઇએ, જે બંને હવે પછી નક્કી કરવામાં આવશે.

( ૬ ) સઘળી ચુંટણીઓ ગુપ્ત રીતે થશે:

૧૧. ઠરાવ કરવામાં આવે છે કે, બીજા ઠરાવમાં ધારાસભાઓની પુનઃ રચનાની યોજનાનું ખોખું આપવામાં આવ્યું છે તેમાં.

( ક ) મતદાર,

( ખ ) પ્રતિનિધિ,

( ગ ) પ્રાંતિક ધારાસભાના સભ્ય,

( ઘ ) વડી ધારાસભાના સભ્ય,

બનવાની આવશ્યક યોગ્યતાઓ, અને તેમ બનતા અટકાવનારી અયોગ્યતાઓ, જે પ્રશ્નો એમને એમ રહેવા દેવામાં આવ્યા છે તે નક્કી કરવાની સૂચનાઓ વિષયનિર્ણાયક સભાને આપવી, અને ચાર્લ્સ જ્ર્હેલ્સ એસ્ક્વાયર એમ. પી. ને જે ખરડો ઘડવાની વિનતિ કરવામાં આવી છે, તેને માટે તેમને પોતાનો રીપોર્ટ મોકલી આપવો.

## પહેલાંના ઠરાવોનું સમર્થન.

૩. ઠરાવ કરવામાં આવે છે કે, આ હાલની કોંગ્રેસ પહેલાંની કોંગ્રેસોએ પસાર કરેલા નીચેના ઠરાવોનું આ ઠરાવથી સમર્થન કરે છે, અને તેમનો સ્વીકાર કરે છે:

( ક ) કારોબારી અને ન્યાયખાતાંને સંપૂર્ણ રીતે જુદાં પાડવાની ( તે એવી રીતે કે, કોઇ પણ પ્રકારે એકજ અમલદારને એ બંને ખાતાંની ફરજો એક સાથે મળે નહિ ) તાકીદની આવશ્યક્તા છે.

( ખ ) દેશના ઘણા ભાગોમાં જ્યુરીની પદ્ધતિથી કામ ચલાવવામાં આવતું નથી, ત્યાં તે પદ્ધતિ દાખલ કરવાની આવશ્યક્તા છે.

( ગ ) જ્યુરીઓએ નિર્દોષ ઠરાવ્યાના ચુકાદા આપ્યા હોય તે ચુકાદા રદ કરવાની સત્તા પ્રથમવાર ૧૮૭૨ માં હાઇ કોર્ટોને આપી તે પાછી ખેંચી લેવાની આવશ્યક્તા છે.

( ઘ ) વોરંટવાળા મુકદ્દમાઓમાં મેજીસ્ટ્રેટો પાસે પોતાની સામે કામ ચલાવવાને બદલે તેમને સેશન્સ કોર્ટમાં મોકલવા એવી માગણી આરોપીઓ કરી શકે એવી કલમ ફોજદારી કામ ચલાવવાની રીતના કોડમાં નાખવાની આવશ્યક્તા છે.

( ચ ) હિન્દમાં પોલીસ વહીવટની વર્તમાન પદ્ધતિ અત્યંત અસંતોષકારક છે, અને તેમાં મૌલિક સુધારો કરવાની સંપૂર્ણ આવશ્યક્તા છે.

( છ ) હિન્દમાં લશ્કરી કૉલેજો સ્થાપવી, જ્યાં કાયદાની વ્યાખ્યા પ્રમાણે હિન્દના દેશીઓને હિન્દી ફોજના અમલદારો તરીકે લશ્કરી કારકીર્દિને માટે કેળવવામાં અને તાલીમ આપવામાં આવે અને આવશ્યક લાગે એવા નિયમો અને બંધનો હેઠળ દેશના હિન્દી રહેવાસીઓને માટે સ્વયંસેવકો બનવાની એવી પદ્ધતિ દાખલ કરવાની સત્તા આપવી કે, કોઇ અણીને પ્રસંગે તેઓ સરકારને સહાય આપવાને શક્તિવાન્ બને.

( જ ) આવકવેરાનો વહિવટ-ખાસ કરીને એક હજાર રૂપીઆથી ઓછી આવકોપરના વેરાનો વહીવટ અત્યંત અસંતોષકારક છે, અને વેરો નાખવાને માટે ઓછામાં ઓછી રકમ (હજારની) ઠરાવવાની આવશ્યક્તા છે.

( ઝ ) હમણાંનું વલણ દેખાય છે તે પ્રમાણે કેળવણીની સર્વ શાખાઓમાં જાહેર ખર્ચ ઘટાડવાને બદલે તેમાં વધારો કરવામાં અત્યંત મહત્ત્વ છે, અને આમાંની એક અત્યંત આવશ્યક શાખા-પારિભાષિક કેળવણીને ઉત્તેજન આપવાના વિચારથી દેશની વર્તમાન ઔદ્યોગિક સ્થિતિની તપાસ કરવાને માટે એક મિશ્રિત કમીશન નીમવાની આવશ્યક્તા છે.

( ટ ) સંપૂર્ણ શાંતિના સમયમાં મીઠાપરના વેરામાં હમણાં વધારો કરવામાં આવ્યો છે, તે ઉંધી રાજ્યનીતિ અને અન્યાયનું કૃત્ય છે, અને આ વેરો તત્કાળ ઘટાડવાની તાકીદની આવશ્યક્તા છે, અને એ પ્રમાણે જે ખોટ જાય તે પૂરવાને માટે કીંમત પ્રમાણે હલકા આયાત વેરા ફરીથી નાખવા.

( ઠ ) દેશના લશ્કરી ખર્ચમાં ચાલુ વધારો થાયછે તેને બદલે તેને ઘટાડવાની આવશ્યક્તા છે.

### મિતપાન.

(૪) ઠરાવ કરવામા આવે છે કે, હિવાને આમના હિન્દી એક્સાઇઝ પ્રશ્નપર થયલી ચર્ચાના સંબધમા મેસર્સ કેઇન અને સ્મીથ અને તેમની સાથે મત આપનાર સભ્યોનો આ કોંગ્રેસ આ ઠરાવથી અત:કરણપૂર્વક આભાર માને છે, અને પોતાની એક્સાઇઝ અને આબકારી પદ્ધતિઓમા સુધારો કરવાને માટે જે કાઇ કર્યુ છે તેની સપૂર્ણ કદર કરવા છતા પોતાની અતઃકરણની આશા દર્શાવવાની ઇચ્છા રાખે છે કે, હિવાને આમના ઠરાવને સંપૂર્ણ રીતે અમલમા મુકતા વિશેષ સમય ગુમાવવો નહિ.

### જાહેર નોકરી

૫ ઠરાવ કરવામા આવે છે કે, હિન્દી સીવીલ સર્વીસની હરીફાઇની પરીક્ષાને માટે ઉમ્મરની હદ ૧૮ થી વધારીને ૨૩ કરવાને માટે આ કોંગ્રેસ નામદાર મહારાણીની સરકારનો આભાર માને છે, પરન્તુ જાહેર નોકરીના પ્રશ્ન સબધે સરકારના બાકીના હુકમોએ સર્વત્ર નિરાશા ફેલાવી છે તે ભારપૂર્વક આ ઠરાવથી દર્શાવે છે (તે હુકમોનુ ચોકખુ પરિણામ એ છે કે, હિન્દના લોકોની પહેલાની જે સ્થિતિ હતી તેના કરતા તેમને વધારે ખરાબ સ્થિતિમા મુક્વા ) અને પ્રજાની પ્રતીતિ એકવાર ફરીથી જાહેર કરે છે કે હિન્દમા જાહેર નોકરીની સર્વ સીવીલ શાખાઓ માટે સઘળી પરીક્ષાઓ હમણા ફક્ત ઇગ્લાડમા લેવાય છે, તેને બદલે એક સાથે હિન્દ અને ઇગ્લાડમા લેવામાં નહિ આવે ત્યા સુધી આ બાબતમા હિન્દને ખરો ન્યાય મળશે નહિ.

### લશ્કર વિષયક

૬, ૧. ઠરાવ કરવામા આવે છે કે, પ્રજાની વફાદારી, હથીયારબંધીના કાયદાનો (૧૮૭૮ નો ૧૧ મો કાયદો ) વહીવટ કરવામા આવે છે તે પ્રમાણે તેમને ભોગવવી પડતી હાડમારીઓ, અને તેથી તેમનુ થતુ અયોગ્ય અપમાન એ સર્વ જોતા આ કાયદા હેઠળ કરવામા આવેલા નિયમો સરકારે એવી રીતે ફેરવવા જોઇએ કે, હથીયારો રાખવા અને ધારણ કરવા વિષેનાં સર્વ બંધનો હિન્દમા રહેતા અથવા હિન્દની મુલાકાતે આવતા સર્વ લોકોને એક સરખી રીતે લાગુ પડશે, જ્યા જ્યા જગલી જનાવરો નિયમિત રીતે મનુષ્યોની જીદગી, ઢોરઢાક અથવા પાકનો નાશ કરતા હશે ત્યા ત્યા હથીયારો રાખવા અને ધારણ કરવાના પરવાના ઉદારતાપૂર્વક અને સામાન્યત વહેચવામા આવશે, અને નિયમો અનુસાર આપવામા આવેલા સઘળા પરવાના સદાને માટે આપવામાં આવશે, જે પ્રાંતિક હકુમતમા તે આપવામા આવ્યા હોય તે આખા પ્રાંતમા તે ચાલશે, ફક્ત દુરુપયોગનો પુરાવો મળશે તોજ તે રદ કરવામા આવશે અને દર વર્ષે અથવા દર છ માસે તે નવેસર કઢાવવા નહિ પડે

### કાયમની જમાબંદી

૭ ઠરાવ કરવામા આવે છે કે, વ્યાવહારિક કાર્ય કરી શકાય એવી રીતે કાયમની જમાબંદીના વિષયપર એકવાર ફરીથી વિચાર થવાને સરકારને આગ્રહ કરવો, જેથી કરીને ક્રમવાર દેશના વસ્તીથી ભરપૂર અને સારી રીતે ખેડાયલા પ્રદેશોમા સરકારી જમીનની મ્હેસુલની માગણી વિશેષ વિલબ વિના મુકરર અને કાયમ બને

### ચાંદી પરના વેરા

૮ ઠરાવ કરવામા આવે છે કે, ચાદીની કીંમત ઘણી ગઇ છે અને હિન્દી રૂપીઆના હુડીઆમણની ( એક્સચેન્જ ) કીમતમા ઘટાડો થયો છે તે જોતા ચીજો બનાવવાને માટે ચાદીની વપરાશ સામે કોઇ પણ પ્રકારના અતરાયો બ્રિટિશ સરકારે રાખી મુકવા તેમાં રાજનીતિ નથી, અને હિન્દ તરફ ન્યાયથતા એક કાર્ય તરીકેજ નહિ, ( જે બાબત તરફ નામદાર મહારાણીના પ્રધાનોનુ વારવાર લક્ષ ખેંચવામા આવ્યુ છે ) પરંતુ નામદાર મહારાણીની બ્રિટિશ તેમજ હિન્દી પ્રજાના હિતોને માટે એક આવશ્યક કાર્ય તરીકે નામદાર મહારાણીની સરકારને મજબુત આગ્રહ કરે છે કે, પાદશા પરના વેરા તત્કાલ

કાઢી નાખવા જોઈએ, અને છાપ મારવાનું કાર્ય ઐચ્છિક બનાવવું જોઈએ.

## હિન્દની ફર્યાદો.

૯. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ માનપૂર્વક અંતઃકરણની આશા દર્શાવે છે કે, દિવાને આમમાં હિન્દી અંદાજપત્ર કમિટીમાં રજુ કરવાને માટે મી. સ્પીકર પોતાની ખુરશી પરથી ઉભા થાય તે પહેલાં તે માનવંત દિવાને આમના સભ્યોને હિન્દના દેશીઓની ફર્યાદની કોઈ બાબત કહેવાનો પૂર્વે હક્ક હતો તે હક હિન્દની પ્રજાના હિતને માટે સભ્યોને પાછો આપવો, અને અંતઃકરણપૂર્વક વિશ્વાસ રાખે છે કે ભવિષ્યમાં દિવાને આમ વાર્ષિક હિન્દી અંદાજપત્ર પર એવી તારીખે વિચાર ચલાવશે કે, તેથી તેની પર સંપૂર્ણ અને પૂરેપૂરી ચર્ચા થાય, અને વિશેષમાં પ્રમુખ સર વિલિયમ વેડરબર્ન બેરોનેટને સત્તા આપે છે કે, આ ઠરાવના શબ્દો અનુસાર દિવાને આમમાં રજુ કરવાને માટે આ કોંગ્રેસના નામમાં અને કોંગ્રેસની વતી અરજી પર સહી કરવી.

## કોંગ્રેસ બંધારણ.

૧૩ ઠરાવ કરવામાં આવે છે–

( ક ) કે, આ વર્ષે એકઠા મળેલા પ્રતિનિધિઓની મોટી સંખ્યા જોતાં અને એ સંખ્યા પ્રતિવર્ષે વધતી જશે એવો સંભવ ભૂતકાળના અનુભવ પરથી લાગતાં, હવે પછી પ્રત્યેક કોંગ્રેસ મંડલમાંથી તે મંડલની દર દશ લાખની વસ્તીએ પાંચ પ્રતિનિધિઓ લેવા: પ્રત્યેક મંડલની સ્ટેન્ડીંગ કમિટીની હકુમતમાંથી જેટલા પ્રતિનિધિઓ ચુંટવાનો અધિકાર હોય તે પ્રતિનિધિઓ પોતાને જેમ વધારે લાભદાયક લાગે તે પ્રમાણે જૂદા જૂદા મતદાર વિભાગોમાં વહેંચી નાખે.

(ખ) મી. હ્યુમના ઇંગ્લાંડ જવાની તારીખથી માનનીય પંડિત અયોધ્યાનાથને સંયુક્ત જનરલ સેક્રેટરી નીમવામાં આવે છે, અને તેમને આવશ્યક લાગે તે પ્રમાણે મદદનીશ સેક્રેટરીઓ, કારકુનો રાખે તેને માટે તથા ટપાલ ખર્ચ, તાર ખર્ચ અને છાપકામના ખર્ચને માટે રૂ. ૫૦૦૦ કાઢી આપવામાં આવે છે, અને વિશેષ સંયુક્ત જનરલ સેક્રેટરીના બાબુ ડબલ્યુ. સી. બોનરજીને બંગાલના સ્ટેન્ડીંગ કાઉન્સેલ, રા. ફીરોઝશાહ મ્હેતાને મુંબાઇના સ્ટેન્ડીંગ કાઉન્સેલ, રા. આનન્દ ચાર્લુને મદ્રાસના સ્ટેન્ડીંગ કાઉન્સેલ નીમવામાં આવે છે.

(ગ) કોંગ્રેસના બંધારણ અને કામકાજને માટે જે કામચલાઉ નિયમો ઉપર મદ્રાસમાં પ્રથમ વિચાર કરવામાં આવ્યો હતો, અને જે સંબંધમાં વખતોવખત કેટલાક વધારાના નિયમો જણાવવામાં આવ્યા છે, તેમનીપર આવતા વર્ષમાં જૂદી જૂદી સ્ટેન્ડીંગ કોંગ્રેસ કમિટીઓએ સંપૂર્ણ વિચાર કરવો, અને કોંગ્રેસની આગામી બેઠકમાં તેમને વિષે ચોક્કસ પગલાં ભરવાં.

(ઘ) ઇંગ્લંડમાં નેશનલ કોંગ્રેસ એજન્સીનાં કાર્યોપર દેખરેખ રાખવા અને તેને સન્માર્ગે દોરવા અને તેના ખર્ચપર અંકુશ રાખવાને માટે સર ડબલ્યુ. વેડરબર્ન બેરોનેટ, અને મેસર્સ ડબલ્યુ. એસ. કેઇન, એમ. પી., ડબલ્યુ. એસ. બ્રાઇટ મેક્લેરન એમ. પી., જે. ઇ. એલીસ. એમ. પી., દાદાભાઇ નવરોજી અને જ્યોર્જ યુલ (તેમની સંખ્યામાં વધારો કરવાની સત્તા સાથે) ની એક કમિટીની નીમણુંક આ ઠરાવથી આ કોંગ્રેસ મંજુર કરે છે, અને આ ગૃહસ્થોનો તથા સેક્રેટરી મી. ડબલ્યુ. ડીગ્બી સી. આઇ. ઇ. નો તેમણે હિન્દની કરેલી સેવા બદલ અંતઃકરણપૂર્વક આભાર માને છે.

(ચ) આ કોંગ્રેસના અભિપ્રાયો ઇંગ્લાંડમાં દર્શાવવાને માટે અને કોંગ્રેસે જે રાજકીય સુધારાનો પક્ષ કર્યો છે તે તરફ બ્રિટિશ જાહેર પ્રજાનું લક્ષ ખેંચવાને માટે મી. જ્યોર્જ યુલ, મી. એ. ઓ. હ્યુમ, મી. આદમ, મી. ચાર્લી નૉર્ટન, મી. જે. ઇ. હાવર્ડ, રા, ફીરોઝશાહ મ્હેતા, બાબુ સુરેન્દ્રનાથ બેનરજી, બાબુ મનમોહન ઘોષ, રા. શર્ફ–ઉદ્–દીન, રા. એન. મુધોલકર અને બાબુ ડબલ્યુ. સી. બોનરજીની આ કોંગ્રેસ વિધિસર નીમણુંક કરે છે.

(છ) આવતા વર્ષમાં આ દેશમાં અને ઇંગ્લાંડમાં કોંગ્રેસના કાર્યને માટે ખર્ચ કરવાને રૂ. ૪૫,૦૦૦ ની રકમ એકઠી કરવી, અને જૂદી

જુદી સ્ટેન્ડીંગ કમિટીઓએ અનુક્રમે પોતાને ફાળે આવેલી રકમો જનરલ સેક્રેટરીને મોકલી આપવી, તેમાની અર્ધી ત્રણ માસમા અને બાકીની છ માસમા.

## કોંગ્રેસનો આભાર.

૧૦. ઠરાવ કરવામા આવે છે કે, લૉર્ડ રેનો જવાનો સમય નજીક આવે છે તે જોતા મુબાઇ ઇલાકામાજ નહિ, પરન્તુ આખા હિન્દમા લૉર્ડ રેનો રાજ્યતંત્રના સામર્થ્ય, સગીનતા અને નિષ્પક્ષપાતનો ઉચ્ચ અભિપ્રાય ધરાવવામા આવે છે, અને હિન્દી અભિલાષાઓ અને પ્રયત્નો તરફ તેમણે સદા દીલસોજી બતાવી છે તેને માટે આખા દેશમા ઉપકારવૃત્તિ ધરાવવામા આવે છે તેની આ કોંગ્રેસ નોંધ લે છે.

૧૫. ઠરાવ કરવામા આવે છે કે, પ્રમુખ સર વિલિયમ વેડરબર્ને ઇંગ્લાડથી હિન્દ સુધી પ્રવાસ કરવામા પોતાના અગત અને રાજકીય વિચારોનો ભોગ આપ્યો છે, અને આ દેશના અમલદાર તરીકેની પોતાની દીર્ઘ અને માનવંત કારકીર્દિમા જે વિનય, નિષ્પક્ષપાત ,અને અખડ દીલસોજી બતાવ્યા છે, તે આ સમેલનની કાર્યવાહી પર અંકુશ રાખવામા પણ તેમણે બતાવ્યા છે, તે સર્વને માટે પાચમી હિન્દી રાષ્ટ્રિય કોંગ્રેસ અંતઃકરણપૂર્વક તેમનો આભાર માને છે.

## સામાન્ય

૧૪. ઠરાવ કરવામા આવે છે કે, ૧૮૯૦ ની ૨૬ મી ડીસેમ્બરે છઠ્ઠી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ બગાલના કોઇક શહેરમા મળશે. ચોક્કસ જગ્યા હવે પછી મુકરર કરવામા આવશે

૧૨ ઠરાવ કરવામા આવે છે કે, આવતા વર્ષને માટે મી. એ. ઓ. હ્યુમ્.સી. બી ને જનરલ સેક્રેટરી તરીકે ફરીથી ચુટી કાઢવા

## ચાર્લ્સ બ્રૅડ્લૉ એમ. પી

તેજ દિવસે સધ્યાકાળે, ૨૮ મી ડીસેમ્બરે ૭ વાગે, મી. ચાર્લ્સ બ્રૅડ્લૉ એમ પી. ને માનપત્ર આપવાનો સમારંભ થયો. હિન્દના પ્રત્યેક ભાગમાંથી મોકલવામાં આવેલાં હિન્દી કારીગીરીની ડાબડીઓમાના માનપત્રો, ચોસા, ચટાઇઓ, કોતરકામ વિગેરેથી વક્તાસનપરતું ૧૮ ફીટ લાબુ અને ૪½ ફીટ પહોળુ મેજ એક છેડેથી બીજા છેડા સુધી ખીચોખીચ ભરાઇ ગયુ હતું. એમાની ઘણી ચીજો ગરીબ લોકો લઇ આવ્યા હતા, અને તે આપવાને માટે તેઓ સેંકડો ગાઉથી આવ્યા હતા. પોતાના સ્વભાવ અનુસાર, ઝગઝળતી, કાશ્મીરી શાલ જેવી કીમતી ચીજો સ્વીકારવાની તેમણે ના પાડી રા. ફીરોઝશાહ મ્હેતાને પ્રમુખપદ આપવામા આવ્યુ, તેમણે એક ટુંકુ ભાષણ કર્યું, અને હિન્દના "શ્રેય, આબાદાની, અને ઉત્તમ હિતો" ને આગળ વધારવાના આપણને એક અપરિચિત વ્યક્તિના 'ઉચ્ચ અને નિઃસ્વાર્થ પ્રયત્નો" ને માટે હિન્દના પ્રેમ અને કૃતજ્ઞતા દર્શાવ્યા

સર વિલિયમ વેડરબર્ને કોંગ્રેસનું માનપત્ર વાચ્યુ.

"ચાર્લ્સ બ્રૅડ્લૉ એસ્કવાયર, ગ્રેટબ્રિટન અને આયર્લાંડની પાર્લામેન્ટના નોર્ધમ્પ્ટન તરફના સભ્ય.

સાહેબ,—મુબાઇના એમ્ફી મળેલી પાચમી હિન્દી રાષ્ટ્રીય પરિષદ્ તરફથી અમે નમ્રતાપૂર્વક તમને એકસપ અને અંતઃકરણપૂર્વક આવકાર આપીએ છીએ, અને નોર્થેમ્પ્ટનના જે મતદારોએ તમને હિન્દનો પક્ષ લેવા દીધો છે, તેમને તમારી દ્વારા અમારા ઉપકારો પાઠવવાની આકાક્ષા રાખીએ છીએ.

તમે પોતે અમને અપરિચિત છો, તમારૂ નામ અપરિચિત નથી ગ્રેટ બ્રિટનના લોકોને તમે જાગ્રત કર્યા અને હિન્દની આવશ્યક્તાઓનો દીલસોજીપૂર્વક તેમનું સ્વીકાર કર્યો, તેમણે લાખો લોકોની ન્યાયની વિજ્ઞપ્તિઓનો વૃદ્ધિંગત જવાબ વાજ્યો છે, અને મનુષ્ય પ્રગતિની અનિવાર્ય માગણીઓ પર અને પોતાની મહારાણીના ગભીર વચનો પર રચાયલા તેમના દાવાઓને તમે નિઃસ્વાર્થ પક્ષ કર્યો છે તેથી મનુષ્ય જૂથોમા અસંત ભવ્ય અને અવિનાશી ગૃહમા, પ્રેમી અને કૃતજ્ઞ પ્રજાના હૃદયો અને લોક વાયકાઓમા તમારૂં નામ અમર થશે.

લાંબાં વર્ષો સુધી તમારા દેશબંધુઓએ તમારા પરિશ્રમો જોયા હતા, અને તમે મેળવેલા વિજયો જોયા હતા, તેમણે તમારી માંદગી સમયે પ્રજાકીય આદર આપ્યો હતો તે જ્વલંત હતો. તથાપિ સાહેબ, તમારી માંદગીના સંતાપમાં હિન્દની પ્રજાને જે માનસિક દુઃખ થયું હતું, અને પ્રાર્થનાપૂર્ણ ચિન્તા દર્શાવી હતી તે એટલી બધી અસાધારણ અને નાજુક હતી કે, કોઇ પણ જીવતા મુત્સદ્દીના ઇતિહાસમાં તેના જેવી બીજી નોંધ મળતી નથી. તમારી સમગ્ર રાજકીય કાર-કીર્દિમાં તમે જે અડગ ધૈર્યથી ભૂલ કરનારાઓની સામે થયા છો, અને સત્યનો પક્ષ કર્યો છે, તેની કદર તેમણે બુઝી છે. લોકહિતના કાર્ય પ્રતિ તમારી સુદૃઢ ભક્તિથી તમે તેમનું સાનંદાશ્ચર્ય આકર્ષી લીધું છે.

તમારામાં આવા ગુણો છે તેથી અમને અભિમાન ઉપજે છે, અને અમારા પક્ષમાં તમે પ્રયત્નો કરો છે તેથી અમે આભારી છીએ, અને અમે વિશ્વાસ રાખીએ છીએ કે, તમે દીર્ઘાયુષી થાઓ જેથી તમે જે મહાન્ કાર્ય આરંભ્યું છે તે સંપૂર્ણ કરી શકો, અને હિન્દ અને ઇંગ્લાંડનાં નિત્ય અધિક દૃઢ થતા સુસંપમાં, ઘણા લાંબા સમય સુધી નહિ પાળવામાં આવેલાં વચનોનું અંશતઃ પરિ-પાલન કરવાથી નવજીવનમય દેશની વિકાસ પા-મતી શક્તિઓ અને વૃદ્ધિંગત બળમાં તમે અમારા રાજકીય અભિલાષોનો ઉદાર અર્થ કર્યો છે તેની સાર્થકતા જોઇ શકો.—અમે છીએ ઇત્યાદિ. ”

પ્રત્યુત્તરમાં મી. બ્રેડ્લૉએ કહ્યું:

“ સર વિલિયમ અને હિન્દી રાષ્ટ્રિય કોંગ્રે-સના પ્રતિનિધિઓ, હું મારા પોતાના તરફથી તમારો એટલો બધો આભાર માનતો નથી, કેમકે તમે મારી જે સ્તુતિ કરી છે તેને માટે હજુ હું યોગ્ય નથી. મને ચુંટનારાઓ તરફથી હું તમારો આભાર માનું છું, કેમકે તેમના શિવાય હું જે કાર્ય કરું છું તે કરવાનો મને હકક નથી; અને તેમના નામમાં, અને હું માનું છું કે, અન્ય ચુંટણી કરનારાં મંડળો તેમના ઉદાહરણનું અનુ-કરણ કરશે તેથી, હું તમારો આભાર માનું છું, અને માત્ર મારો આભાર શબ્દોમાં હું દર્શા-વતો નથી, કેમકે મારા અંતરમાં જે લાગણી ઉદ્ભવે છે તે શબ્દો દર્શાવી શકશે નહિ. ”

સર્વ ટાબરીઓના નમુના તરીકે થોડીક લે-વામાં આવી, અને હિન્દી કારીગરીની થોડી ચીજોની બક્ષીસ આપવામાં આવી, અને માન-પત્રો અને બક્ષીસો મોકલનાર કેટલીક જગ્યાઓની યાદી વાંચવામાં આવી. આ નાના સંક્ષિપ્ત કાર્યમાં પણ એક કલાક વહી ગયો, કેમકે રાપોર્ટ કહે છે તે પ્રમાણે “ કોઈ પણ કદનું એકે શહેર લાગ્યે એવું હશે ” જ્યાંથી માનપત્ર મોકલવામાં આવ્યું ન હોય. મી. બ્રૅડ્લૉ પછી ઉઠયા અને કહ્યું:

મિત્રો, બંધુ પ્રજાજનો, અને બંધુ નાગરિકો ! હું તમને મિત્રો તરીકે સંબોધું છું, કેમકે તમે મને જે ઉલ્લાસભર્યો આવકાર આપ્યો છે, તેથી સ્વદેશ ( ઇગ્લાંડ ) ના બંધુઓ તરફ જે ભાષા વાપરૂં તે ભાષા તમારે માટે વાપરવાનો અધિકાર મને પ્રાપ્ત થયો છે, અને હું મુંબાઇમાં આવ્યો છું ત્યારથી તમે મારા હૃદયમાં એવી લાગણી ઉત્પન્ન કરી છે કે, “ સ્વદેશ ” નો મેં જે અર્થ કર્યો છે, તેના કરતાં વધારે વિસ્તૃત અર્થ તેનો થાય છે. મને જ્ઞાન થયું છે કે, મારૂં એક નાનું ગૃહ હોય તો પણ તમારી દીલસોજીઓમાં અને તમારી પ્રીતિઓમાં અને ભવિષ્યના કાર્યથી હું તમારા પ્રેમને માટે યોગ્ય બનવાનો વિશ્વાસ રાખું છું તેથી તમારા પ્રેમમાં મને વધારે મોટું ગૃહ મળ્યું છે. હું .તમને બંધુ–પ્રજાજનો તરીકે સંબોધું છું; એકજ રાજ્યને આપણી શ્રેષ્ઠ વફાદારી સહિત વફાદાર છીએ. ફક્ત આંધળા બનીને તાબેથાવ તે ખરેખરી વફાદારી નથી. ખરેખરી વફાદારીનો અર્થ એ છે કે, સરકાર માટે કરવાનું કાર્ય ઘણું થોડું રહેવા દઇને પ્રજા રાજ્યકર્તાઓને સહાય આપે. ખરી વફાદારીનો અર્થ એ છે કે, ફરજના જ્ઞાનપૂર્વક હકનો દાવો કરવામાં આવે. અને તમારી સાથે તમારો બંધુ-પ્રજાજન થતાં મને ગર્વ ઉપજે છે, અને હું આશા રાખું છું કે, મારો જીવન-કાળ સમાપ્ત થાય તેની પૂર્વે પણ બંધુ-નાગરિકોનું પદ સાર્થક થાય. આજરાત્રે હું તમારી ક્ષમા યાચું છું, કેમકે કબરના અંધકારમાં દૃષ્ટિ કર્યા પછી આ પ્રથમ ભાષણ હું આપું છું,

અને જે કહેવાની મારી ઇચ્છા છે તે દર્શાવવાનો મારી જિહ્વા પર હું કેટલો વિશ્વાસ રાખી શકું તેની મને ખાત્રી નથી. એક વાતની મને ખાત્રી છે, મારા કાર્યની તેમજ મારી શક્તિની તમે અત્યુક્તિ કરી છે. ( ના, ના. ) હું તમને પ્રાર્થના કરૂં છું કે, તમે મારા તરફ જે ઉદારતા દર્શાવી છે, તે પ્રમાણે ક્ષમા દર્શાવશો; અને હું તમને જે કહું તે તમને કબુલ ન હોય તો મારી પોતાની જેવી તેવી રીતે મને કહેવા દો જેથી કરીને કમમાં કમ તમને મારો અર્થ સ્પષ્ટ સમજાય. તમારી સભ્યતાને લીધેજ ફક્ત હું એક અતિથિ તરીકે આવ્યો છું—દુનીઆની પાર્લામેન્ટોની માતાના મહાન્ મંડળનો હું એક સ્વલ્પ સભ્ય છું. અને સ્વદેશમાં હું જેમનો છુ તેમનો પક્ષ કરવામાં મને જે બળ પ્રાપ્ત થયું હોય તેના સંબંધમાં મને કહેવા દો કે, લોકપ્રિય કાર્ય કરવાને માટે મારો આભાર માનવામાં આવ્યો તે સાંભળીને મને ખેદ થયો છે. પ્રજાને માટે નહિ તો બીજા કોને માટે મારે કાર્ય કરવું જોઇએ ? પ્રજામા જન્મીને, પ્રજાનો વિશ્વાસ પ્રાપ્ત કરીને, પ્રજામાજ હું મરણ પામીશ. અને ભૂગોળની કિંવા જાતિની મર્યાદાઓથી હું અજ્ઞાત છું. જે રાષ્ટ્રનો ( એ શબ્દને માટે ક્ષમા કરશો ) હોવાથી મને ગર્વ થાય છે, તે રાષ્ટ્રે પોતાનું સામ્રાજ્ય ઉભું કર્યું હોય તો તે રાજ્યની સાથે પ્રત્યેક નાગરિકને માથે, હું તમારામા જેનો સ્વીકાર કરૂં છું કે, તમારાં ન્યાયી હકકો રજુ કરવાને માટે અને તમારા ગૃહો અને તમારા હિતો આગળ વધારવાને માટે આ મંડળ કાયદેસર, સનદશીર છે, તે સ્વીકારવાની ફરજ નખાયલી છે.

બહુ વધારે આશા નહિ રાખવાનું હું તમને કહીશ. મનુષ્ય જીવનના મહાસાગરમા એક પુરૂષ ફક્ત જલના બિન્દુ જેવો છે. સમુદ્રોને પશ્ચિમ કીનારે તે જલ-બિન્દુને લઇ જનાર તમે વાયુ છો, અને તમારા ઉત્તેજનથી બીજાઓને તેમાં ઉમેરીને, અને અંતરાયભૂત ઘુસી ગયલા વિચારોના જૂના ખડકમા તે જલબિન્દુને ધકેલનાર શક્તિ આપીને મેં સાંભળ્યા છે, તેમ બીજા કીનારાપરનાઓને સ્પષ્ટ અંગ્રેજી શબ્દો તમે સંભળાવશો, જે બતાવી આપે છે કે, તમે અમારી ભાષા, અમારી લોકવાયકાઓ અને અમારી આશાઓમાં ભાગ લો છો, અને અમારી સાથે કાર્ય કરવાને અને અમારો પક્ષ તેજ તમારો પક્ષ એમ ગણવાને તત્પર છો.

બહુ વધારે આશા નહિ રાખતા એટલુંજ નહિ, પરન્તુ એકદમ સઘળાની આશા રાખશો નહિ. આ મંડળના પ્રતિનિધિઓ સેંકડો અને હજારો ગાઉથી મુસાફરી કરીને આવ્યા છે, તેથી તેની મહત્તાનું સૂચન થાય છે, પરન્તુ આપણા સામ્રાજ્યમાં તમારી એકવીશ કરોડની સંખ્યા છે તેના પ્રમાણમાં તમે ફક્ત એક જલ-બિન્દુજ છો—એ સામ્રાજ્ય તમારૂં અને મારૂં છે, તમારી વિરૂદ્ધ મારૂં નથી, હિન્દી વિરૂદ્ધ અંગ્રેજી નથી, પરન્તુ સામાન્ય ઉદ્દેશોને માટે આપણું સામાન્ય સામ્રાજ્ય છે તમારા ન્યાયી દાવામાંથી ફક્ત થોડુંક આપવામા આવે તોપણ નિરાશ થતા નહિ. તે નવીન છે, પરન્તુ દરરોજ આવશેજ; તે નવીન છે, પરન્તુ તમારો પક્ષ કરનારા દિવાને આમમાં ઉભા છે, હું એકલોજ નહિ, પરન્તુ હું જેટલો ચુસ્ત થઇ શકું તેટલાજ ચુસ્ત સભ્યો. અને પ્રમુખ તરીકે સર વીલીયમ વેડરબર્નને જે જ્ઞાન અને પદવી મળ્યાં છે તેવા સર વીલીયમને તેમની સંખ્યામા ઉમેરાયલા જોવાની હું આશા રાખું છું. ધૈર્ય રાખવામાં તમને પ્રોત્સાહન મળે તેથી હું તમને યાદ આપીશ કે, ઇગ્લાંડમા મહાન્ સુધારા સદૈવ ધીમે ધીમે મેળવી શકાયા છે. પ્રથમ જેમણે તેમનો પક્ષ કરવાનું સાહસ કર્યું તેમને રાજ્ય દ્રોહી કહેવામા આવતા અને કેટલીક વેળા ગુન્હેગારો તરીકે કેદખાનામાં મોકલવામાં આવતા; પરન્તુ ભાષા અને વિચાર સજીવ રહ્યા. કોઇ કેદખાનું સત્ય વાતને છુંદી નાખી શકશે નહિ, તે ઘડીભર તેને અટકાવે, કલાકેકનો તેને તેથી વિલંબ થાય, પરન્તુ કેદખાનાની દીવાલોમા તેને વીજળીની ગતિ મળે છે, અને જ્યારે તે બહાર આવે છે ત્યારે તેમાં અભિવૃદ્ધિ થાય છે અને આખી દુનીયાને ડોલાવે છે પાર્લામેન્ટની દીવાલોની અંદર મેં આક્ષેપ થતો સાંભળ્યો છે તેનો જવાબ આજે તમારી અહીંની હાજરીથી આપોઆપ મળી જાય છે.

કહેવાય છે કે "હિન્દી પ્રજા નથી, હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ હોઇ શકે નહિ; હિન્દી પ્રજા નથી, માત્ર ભિન્નભિન્ન જાતીઓ અને ભિન્ન ભિન્ન ધર્મોના વીશ કરોડ લોકો છે." અહીંયાં હું એ પાઠ વાંચું છું કે, આ કોંગ્રેસ હીલચાલ કેળવણી આપનાર હીલચાલ છે, જાતિ અને ધર્મના સર્વ ભેદો કરતાં રાજકીય અને સામાજિક સુધારાની ઇચ્છા વધારે તીવ્ર છે એવા કરોડો મનુષ્યોનાં મગજોની એરણ પર ઘણોડા મારીને અંતે તેનો એક ગઠ્ઠો કરનાર હીલચાલ છે.

હું પાછો ફરું કે તરતજ પાર્લામેન્ટ ખુલે તેજ દિવસે ખરડાપર વિચાર કરવાનો તમે જે દાવો કરો છો તે પાર્લામેન્ટ સમક્ષ રજુ કરવાની મારી ફરજ અને મારો હક છે. બીજે દીવસે ખરડો દાખલ કરવામાં આવશે. એટલા સુધી હું જવાબ દઇ શકીશ; પરન્તુ તેથી વધારે કાંઇ પણ જવાબ હું આપી શકીશ નહિ. હું ધારું છું, સરકાર પોતે કોઇ ખરડો દાખલ કરે એવી શકયતા છે. જો તેઓ દાખલ કરશે, તો મને સોંપેલા ખરડા કરતાં તે પ્રથમ આવશે, પરન્તુ તેથી આપણો ખરડો રદ નહિ જાય; કેમકે તમે મને સોંપેલા ખરડામાં જે જે વાતોની ઇચ્છા દર્શાવી છે તે દરેક વિષે સરકારી ખરડા પર, કમિટીમાં, પાર્લામેન્ટ ચર્ચા કરશે. તે કામ સહેલું નથી. મતભેદો છે; અને તમે મળીને મતભેદોની ચર્ચા કરી શકો છો, તે જોઇને મને આનંદ ઉપજ્યો છે. તમે દર્શાવી આપ્યું છે કે, તમે એકઠા મળી શકો છો અને એક બીજાને સાંભળી શકો છો, અને જે કાયદાઓની ચર્ચા તમે કરો છો તે કાયદા ઘડવામાં સહાય આપવાને માટે ચુંટણી કરવાના અને ચુંટાવાના હકને માટે અને જાહેર વિશ્વાસને માટે તમે યોગ્ય છો.

ત્યારે તમે ધારી લો કે, તમારા પોતાના ખરડા વિષે અથવા સરકારી ખરડા વિષે દિવાને આમનો આ નિર્ણય કરવામાં આવશે. તમે તે નિર્ણયને સહાય આપી શકશો; દિવાને આમમાં તમે પોતે આવો, અને કહેવાનું હોય તે કહો એવો સનદશીર હક તમને નથી, પરન્તુ દરેક વિભાગમાંથી, દૂર આવેલા સિંધમાંથી, દરેક ભાગમાંથી તમારી અરજીઓ મોકલવાનો તમને હક છે; અને જો તમારે ખરેખર તમારા તરફથી બોલનાર બનાવવો હોય તો હું તમને કહીશ કે, જે અરજીઓ તમે સમજો છો તેમની પર તમારાથી બની શકે તો દસ્તખત કરાવો. લાખો અને કરોડો સહીઓ મને મોકલી આપજો, જેથી કરીને પાર્લામેન્ટની માતા જ્યાં બેસે છે તેના ઉંબર પર હિંદની પ્રજા ઘુંટણીએ પડે—અને ઘુંટણીએ પડવામાં શરમ નથી—અને તેને કહે કે, જેઓ એકઠા મળી શકે છે અને પોતાનો જીવંત અવાજ સંભળાવી શકે છે, તેને તમે જે ન્યાય આપ્યો છે, તે ન્યાય છ, સાત, કે આઠ હજાર માઇલ દૂર પડેલા અમને આપો.

આપણે—જો કે હું એક અતિથિ છું તો પણ તમે મને "આપણે" શબ્દ વાપરવા દેશો—અહીંયાં કોઇ રાજ્યદ્રોહી હીલચાલમાં જોડાયા નથી. ઇગ્લાંડની પ્રજાકીય સંસ્થાઓ આ દેશમાં આણવાનો પણ પ્રયત્ન આપણે કરતા નથી. (જો કે આપણે તેમ કરીએ, તોપણ તે ઉચ્ચ પ્રયાસમાં મોટો ગુન્હો નથી.) જે ડુંગર ચઢવામાં કઠિન છે, તેમાં આપણે માત્ર પગથીયાં કોરી કાઢવાને મથીએ છીએ કે પગથીયાંમાં બલિષ્ઠ વ્યક્તિઓ ઉભી રહે અને ભવિષ્યની પ્રજા મારફતે વધારે નિર્બળ બંધુઓને ઉચ્ચતર જગ્યાઓએ ચઢાવે. કહેવામાં આવે છે કે, આ હીલચાલથી ઘણા અળગ ઉભા છે તમારી તરફ જોઇને મને વિસ્મય થાય છે કે, તેની બાલ્યાવસ્થામાં આટલા બધા તેમાં જોડાયા છે. કહેવામાં આવે છે કે, આ પક્ષના અને તે પક્ષના પ્રભાવશાલી પુરૂષો હજી આવ્યા નથી. અરે હા! પરન્તુ જેમ જેમ સૂર્ય ઉંચે ચઢતો જાય છે, તેમ તેમ તેનાં કીરણોની સંખ્યા વધતી જાય છે. તમે તો ઉષઃકાળ છો; હું પ્રભાતકાળ જોઉં છું; અને જે કીરણો હજી ક્ષિતિજની નીચે છે તેમની ગણત્રી હું કરતો નથી, પરન્તુ હું જે કીરણો જોઉં છું તેથી ચળકતાં વાદળાંની ગણત્રી કરું છું.

કેટલાકોએ અવજ્ઞાપૂર્વક અને કેટલાકોએ અંતઃકરણ પૂર્વક "હિન્દ તરફના સભ્ય" નું ઉપનામ આપ્યું છે, તે મને ગમતું જોઇએ એમ મને લાગે છે. કેટલાક સદ્દગત પુરૂષોની કોટીમાં હું આવી શકું નહિ તેમને એ ઉપનામનો કેટલોક અંશ મળેલો છે. પરન્તુ કેવળ મહાન્ પ્રસંગોએ મહાન પ્રયત્નો કરીને જ નહિ, પણ જ્યારે જ્યારે અન્યાયને સ્પર્શ કરવાનો હોય ત્યારે ત્યારે સાદાં

કાર્યોથી હું તે ઉપનામ પ્રેમપૂર્વક ધારણ કરીશ. એકજ વ્યક્તિ કેટલું સ્વલ્પ કાર્ય કરી શકે છે તે હું જાણું છું, પણ એકજ વ્યક્તિ ગમે તેટલું સ્વલ્પ કાર્ય કરી શકે, તથાપિ તે શું કરી શકે તે હું તમને કહીશ. જ્યારે, વરસાદ અને તોફાન પછી, પાણી ભરાયાં હોય ત્યારે એક માણસ એક નાનું છિદ્ર પાડે જેની દ્વારા પાણી વહી જવા માટે, અને સઘળાને ખેંચી નાખે; તેવો એક પુરૂષ બનવાનો હું યત્ન કરીશ, અને જ્યારે પાણીનો પ્રવાહ વહેવા લાગે ત્યારે ભરતીમાં તરવાનું કાર્ય મારા કરતાં વધારે મહાન્ પુરૂષો માટે હું રહેવા દઇશ

હું અહીંયાં છું, કેમકે જે કાયદાને અનુમોદન આપવાને હું બંધાયલો છું, તેને તમે વફાદાર છો એમ હું માનું છું. હું અહીંયાં છું, કેમકે હું માનું છું કે, ઇગ્લાંડમા અમે કર્યું તેમ, રાજ્ય બંધારણની મર્યાદાઓની અંદર રહીને સર્વને માટે અત્યંત 'સંપૂર્ણ' સમાનતા અને હક પ્રાપ્ત કરવાની તમારી ઇચ્છા છે. તમને ઉપદેશ આપવાનો મને હક નથી; પરન્તુ જો મને તેવો હક હોય, અને જો હું હીંમત કરૂં તો તમારા પોતાના દેશના હોવા છતા, તમારાથી જેટલું ઇગ્લાંડ અલગ છે, લગભગ એવા અલગ પ્રદેશોમાંના તમને હું કહીશ; જાતિવાર સંપ્રદાયો અને જ્ઞાતિના વિચારો, અને ધાર્મિક ભેદો ધરાવનાર તમને હું કહીશ કે, આપણા જેવા મહાન્ સામ્રાજ્યમા આપણને એટલાનોજ હક છે કે, કાયદા સમક્ષ સર્વ સમાન છે, સર્વને સમાન પ્રસંગો મળવા જોઇએ, સર્વને બોલવાની સમાનતા હોવી જોઇએ, કોઇને દંડ દેવાવો ન જોઇએ, કોઇને માનીતા ગણવા ન જોઇએ, અને હું માનું છું કે, તમારા દેશમા અત્યંત ફળરૂપ વૃક્ષ હોય તેવા વૃક્ષનું બીજ આ મહાન્ કોંગ્રેસમાં હું જોઉં છું, અને તે અત્યંત ફળરૂપ નીવડશે

મને જોઇને આનંદ ઉપજે છે કે, તમારામા સ્ત્રીઓ છે, જો કે તેઓની સંખ્યા નાની છે તોપણ મને આનંદ થાય છે, આનંદ થાય છે કેમકે, તેઓ તમારી માતાઓ છે, અને તમારાં બાળકોને શિખવે છે, મને આનંદ થાય છે, કેમકે આપણી ભૂમિમા પત્નીઓની ગણના તેમના પતિઓની દ્વારા થાય છે, અને પોતાની જરૂરની ઘડીએ પુરૂષ સલાહ લેવાને સ્ત્રી પાસે જાય અને એ પ્રમાણે પુરૂષ કરતાં સ્ત્રીને વધારે પ્રબળ બનાવે તેથી મહાન્ વિચારો અને મહાન્ પ્રયત્નો લઘુ થઇ જતાં નથી.

મને ભય લાગે છે કે, તમારી સમક્ષ બોલવામાં મેં બહુ ઝાઝો સમય લીધો છે, તમને એમ ન લાગતું હોય તોયે મને તો લાગે છે. તમારી આશા વિષે મારી પાસે તમે જે કહેવરાવવા માગતા હો તેને તમારા પોતાના શબ્દોમાં અને તમારા પોતાના વિચારો મુકવાની હું તમને—તમારામાંથી મેં સાંભળેલા શ્રેષ્ઠ વક્તાન—યાચના કરૂં છું; અને તે કહેવાવા દો. એક વાતની ખાત્રી રાખજો હું કેવલ સત્યનોજ પક્ષ કરીશ જે સત્યનો હું પક્ષ કરૂં તેની તુલના મારે કરવીજ જોઇએ, અને તમે તેની જે તુલના કરો તે તુલના હું હમેશા નયે કરૂં; પરન્તુ જ્યા સુધી તમે મને તમારે માટે બોલવા દેશો ત્યાં સુધી મને જે સત્ય અને ખરૂં લાગશે તેજ ફક્ત હું બોલીશ. આ હીલચાલમાં મગજના બળ વિના બીજું કોઇ બળ નથી; છુપાં મંડળો નથી; સઘળું ખુલ્લું, સ્પષ્ટોક્ત, અને કાયદાની સમક્ષ છે. એક પુરૂષ કરી શકે અને એક પુરૂષની ભાષા કરી શકે ત્યાં સુધી તો ઇગ્લીશ સ્વતંત્રતા તમારી બાજુમાં આવશે. હું તમારી સમક્ષ આ પ્રથમ ભાષણ આપું છું અને કદાચિત્ તે છેલ્લું પણ હોય, પરન્તુ તમને વિચાર કરવાની મને યાચના કરવા દો અને મને વિચારવા દો કે તમે સાંભળો છો, અને જો હું સત્ય માર્ગે કાર્ય કરતો હોઉં. તમે મારી તુલના કરવામા ઉદારતા બતાવશો; અને જે અવાજથી તમે બોલો તે અવાજથી હું હંમેશા વકીલાત ન કરૂં તોપણ તમે માનશો કે મેં મારાથી બનતુ સર્વ કર્યું છે, અને તેમાં મારો આશય એ હતો કે તેથી હિન્દની પ્રજાને વધારે સુખ મળે, બ્રિટનના રાજ્યમાં વધારે શાંતિ રહે, અને બ્રિટનના સકળ પ્રજાજનોને વધારે સુખચેન મળે."

આખા ભાષણમા વારંવાર તાળીઓ પડી હતી, તે અમે અહીંયાં દર્શાવ્યું નથી, એકજ અવાજ અમે ફક્ત મુકયો છે, કેમકે તેની પછીના શબ્દો સમજવાને માટે તેની જરૂર હતી. એ ભાષણની સમાપ્તિ થતા તાળીઓની ગર્જના થઈ રહી હતી. હિન્દમાં એ તેનું પ્રથમ—અને અરેરે! છેલ્લું ભાષણ હતું.

# છઠું પ્રકરણ.

## છઠ્ઠી રાષ્ટ્રીય કોંગ્રેસ.

૧૮૯૦ ની ૨૬ મી ડીસેમ્બરે કલકત્તા મુકામે તિવોલી બાગમાં તાત્કાલિક ઉભા કરવામાં આવેલા એક મોટા મંડપમાં છઠ્ઠી કોંગ્રેસ મળી. મંડપમાં ૮૦૦૦ લોકોનું ટોળું જમા થયું હતું. ૨૬, ૨૭, ૨૯, અને ૩૦ મી ડીસેમ્બરે ચાર દિવસ તેની બેઠકો થઇ, કેમકે ૨૮ મીએ સંસાર સુધારા પરિષદ્‌ને મંડપ વાપરવા આપવામાં આવ્યો હતો. યાદીમાં ૬૭૭ પ્રતિનિધિઓનાં નામ માલુમ પડે છે, તેઓ નીચે પ્રમાણે હતાઃ

| | |
|---|---|
| બંગાલ | ૩૭૭ |
| વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા | ૧૪૮ |
| પંજાબ | ૧૮ |
| મુંબાઇ | ૪૭ |
| વરાડ, મધ્યપ્રાંતો, અને સીકંદ્રાબાદ | ૨૯ |
| મદ્રાસ | ૫૮ |
| | ૬૭૭ |
| પ્રમાણપત્રો વિનાના | ૨૫ |
| | ૭૦૨ |

આગલી કોંગ્રેસે ઠરાવ્યા પ્રમાણે પ્રતિનિધિઓની સંખ્યાની હદનું પાલન કરવામાં આવ્યું હતું; દર દશ લાખની વસ્તીએ ૫ પ્રતિનિધિઓને દરે. ( જુવો ઠરાવ ૧૩ ( ક ) ૧૮૮૯ ) ૯૯૫ પ્રતિનિધિઓ ચુંટાવા જોઇતા હતા; ૧,૦૦૦ થી થોડાક વધારે ચુંટવામાં આવ્યા હતા, વસ્તુતઃ ફક્ત ૭૦૨ એ હાજરી આપી હતી, જેમાંના ૨૫ એ જરૂરી પ્રમાણપત્રો સાથે પોતાનાં નામ નોંધાવ્યાં ન હતાં, અને તેથી તેમને બાદ કરવામાં આવ્યા હતા. પરન્તુ લોકોનો રસ ઓછો થયો ન હતો, તે ચીકાર ભરાયલા મંડપથી માલુમ પડતું હતું. અત્યાર સુધી બંધાયલા મંડપોમાં તે મોટામાં મોટો હતો, પહેલે દિવસે ૭,૦૦૦ પ્રેક્ષકોએ હાજરી આપી હતી અને તેમની સંખ્યા ૪,૦૦૦ થી તો કદાપિ ઓછી થઇ ન હતી. અહેવાલ કહે છે કે, એમાંના ઘણા બીજા પ્રાંતોમાંથી આવ્યા હતા, અને ચુંટણીનાં પ્રમાણપત્રોની માગણી અમલમાં મુકવામાં આવી ન હોત તો તેઓ પ્રતિનિધિઓ ગણાત. હિન્દ જે દુઃખો સહન કરી રહ્યું હતું તેની સામે ગુસ્સાની લાગણીમાં પુષ્કળ વધારો થયો હતો, અને એટલું ધ્યાનમાં રાખવા યોગ્ય છે કે, આ લાગણીમાં લાંબા સમય સુધી વધારો થતો ગયો, અને છેવટે તેનો "અશાંતિ" માં વિકાસ થયો, જે અશાંતિ વીસમી સદીના પ્રથમ દશકામાં એટલી બધી આગળ પડતી દેખાઇ આવતી હતી અને જેથી અંતે એક એવો પક્ષ ઉત્પન્ન થયો કે, તેણે નિરાશામાં અંગ્રેજ સાથેનો સંબંધ તોડી નાખવાનો યત્ન કર્યો. માત્ર ૧૯૧૦ માં સુધારા કરવામાં આવ્યા તેથી રાજ્ય બંધારણના પક્ષકારોની આશાઓને નવજીવન પ્રાપ્ત થયું, અને મહારાજ્યની અંદર રહીને સ્વરાજ્ય મેળવવાના પોતાના જાહેર કરેલા પંથમાં તેઓ દૃઢ રહી શક્યા. ૧૮૯૦ માં તે વખતે સરહદ પારની રાજ્યનીતિ પ્રિય હતી, તેની સામે અને ખાસ કરીને અફગાનિસ્તાનના નિર્દય હુમલાથી અત્યંત દુઃખ વધ્યું. તેની સામે હિન્દમાં ક્રોધપૂર્ણ વિરોધ ફાટી નીકળ્યો હતો. ૧૮૯૦ ની કોંગ્રેસમાં સત્તાવાર અહેવાલના છેવટના ભાગમાં નીચે પ્રમાણે આક્ષેપ કરવામાં આવ્યો છેઃ

" જો કે આપણા હાલના વાઇસરોય પોતાની મેળે જોવાની અને તુલના કરવાની આતુરતા ધરાવતા દેખાય છે, એટલું જ નહિ પરન્તુ લીબરલીઝમ (ઉદાર રાજકીય પક્ષનાં વિચારો) ના સાચા જુસ્સાથી સંપૂર્ણ તરબોળ થયેલા દેખાય છે; જો કે દરેક પ્રાંતમાં હિન્દ-દ્વેષી નીમકહલાલ લોકો છે, તેઓ ઉભાં થયેલાં સર્વ અનિષ્ટને વખોડે છે અને તેને માટે ખેદ પ્રદર્શિત કરે છે; જો કે સમસ્ત એંગ્લોઇંડિયનમાં એવા વિચારો

દેખાય છે કે, હિન્દના સંબંધમાં પોતાની પર રહેલી ગંભીર જોખમદારીનું ભાન સ્થળે સ્થળે ત્યાંના લોકોને થતું જાય છે, તોપણ એકંદરે હિન્દનું રાજ્યતંત્ર અરેરે ! "થોડાક સદ્ગુણો પરન્તુ હજાર ગુન્હાઓ સાથે જડાયલું રહે છે."

આપણાં વ્હાલાં મહારાણીનો અધિકાર કબુલ કરનાર વિશાળ મહારાજ્યમાં, તેમના કરતાં વધારે વફાદાર અથવા વધારે પ્રેમી પ્રજાજનો નહિ હોય એવા લાખો કેળવાયલા અને સ્વદેશ પ્રેમી નરોને મુઠ્ઠીભર બ્યુરોક્રેટોના વર્ગમાં ઘુસી ગયલા વિચારોને અને મિથ્યાભિમાનને સંતોષવાને માટે અને તેમનાં ખીસ્સાં તર કરવાને માટે રાજકીય ગુલામો તરીકે ગણવામાં આવે છે. ખરેખાત તેમાંના સરેરાશ બ્યુરોક્રેટો, ઇગ્લાંડ જેમની પર તેમને અયોગ્ય રીતે રાજ્યતંત્ર ચલાવવા દે છે, તેમના કરતાં હિન્દમાં રાજ્ય કરવાને માટે ઓછી લાયકાતવાળા છે.

બ્રિટિશ નાગરિકો તરીકે જે રાજકીય હકકો જન્મસિદ્ધ છે, તે હકકોનો નાનામાં નાનો ભાગ પણ હિન્દની પ્રજાને-જન્મથી સ્વતંત્ર બ્રિટિશ પ્રજાને આપવાની ના પાડવામાં આવે છે.

દેશના સર્વોપરી મહત્ત્વના અને જોખમદારીના ઓદ્ધાઓમાથી ૯૫ ટકાનો ઇજારો યુરોપીઅનોએ રાખ્યો છે, અને તેમને આપવામાં આવતા અર્ધા પગારેએ એમાંના ઘણાખરા ઓદ્ધાઓને માટે તેટલાજ યોગ્ય હિન્દીઓ, ઘણી વેળા વધારે યોગ્ય હિન્દીઓ મળે.

કુલ વસ્તીનો એક પંચમાંસ ભૂખમરો વેઠી રહ્યો છે, અને જ્યારે જ્યારે દુષ્કાળ અથવા જળની રેલની નાનામાં નાની કુદરતી પીડાથી તેમની સ્થિતિની અસ્થિરતામા રતિ માત્ર પણ વધારો થાય છે એટલે તેમાના લાખો મરણ પામે છે, અને જીંદગીની નિત્યની જરૂરીઆતો પર કર નાખીને આપણી નિર્ધન પ્રજા પાસેથી નાણાં ઓકાવવામાં આવે છે. થોડા વર્ષોમાં દુષ્કાળ અને તેનાં પ્રરિણામોથી લગભગ બે કરોડ માણસો મરી ગયા છે તેમને બદલે સરકાર ફક્ત આ નાણાંજ બતાવે છે-તે નાણા સીમવાની ટોળીની વ્યક્તિઓની અંગત ખ્યાતિઓ અને ખીતાબો મેળવવાની નિંદ્ય લાલસાઓ તૃપ્ત કરવાને માટે લોહી રેડવામાં અને વધારે નિર્બળ પાડોશીઓ પર દુષ્ટ, અને મૂઢતાપૂર્વક ગેરવ્યવસ્થા ભર્યા હુમલા કરવામાં નિર્દયતાપૂર્વક ઉડાડવામાં આવે છે.

લગભગ પ્રત્યેક દેશી કળા અને ઉદ્યોગને કચડી નાખવામાં આવ્યાં છે, ખેતીવાડીની એક કળા ઉપર હવે લગભગ ૯૦ ટકા વસ્તી આધાર રાખે છે, તે વખતોવખત થતી જમાબંદીઓની ગળાપડતું, મ્હેસુલ વધારનાર પદ્ધતિ હેઠળ ધીમે ધીમે અવનત થતી જાય છે, અને તેની સાથે આપણા પાક અને આપણાં ઢોરઢાંક અવનત થતાં જાય છે.

જન સમૂહોને અનીતિવાન્ બનાવવામાં આગ્રહ બતાવાય છે; ઢિવાને આમના સ્પષ્ટ હુકમો છતા દારૂડીયાપણાને અને તેનાથી પરિણમતા સર્વ ગુન્હાઓ અને દુર્ગુણોને ઉત્તેજક એકસાઇઝની દુષ્ટ પદ્ધતિ હજી રાખી મુકવામાં આવી છે, કેટલાક પ્રાતોમા ફક્ત થોડા અને ઉપરચોટીઓ સુધારો કરવામાં આવ્યો છે, અન્ય પ્રાતોમાં તેની સકળ મૂળ દુષ્ટતા જોવામા આવે છે.

જેને ન્યાયનું નામ મિથ્યા આપવામાં આવ્યું છે એવી જંગલી અને જરીપુરાણી પદ્ધતિ હેઠળ એકજ અધિકારીના હાથમાં કારોબારી અને ન્યાયી, જકાતી અને પોલીસ સત્તાઓ એવે પ્રકારે એકઠી થયલી છે કે, સ્પષ્ટ રીતે એક કાર્યને માટે જે સત્તાઓ આપવામાં આવી હોય, તેનો અન્ય એવાં કાર્યો કરવામાં વ્યાવહારિક રીતે ઉપયોગ થાય છે કે, તે કાર્યોને માટે આજકાલ દુનીયાની કોઇ પણ સુધરેલી સરકાર તે સત્તાઓ આપવાની હીંમત ન કરે,

ધનિકો વિરૂદ્ધ નિર્ધનોને અમલદારો વિરૂદ્ધ બીન-અમલદારોને હિન્દમા વ્યાવહારિક રીતે ન્યાય મળતો નથી, અને પોલીસો ગરીબોના અને પ્રામાણિક લોકોના રક્ષકો બનવા જોઇએ તેને બદલે તેઓ તેમને ત્રાસદાયક લાગે છે અને તેમને અત્યંત સંતાપ આપે છે.

આપણામાંના કેટલાક વીર પિતાઓના પુત્રો હોઇએ તેઓ કોઇ વેળા મનુષ્યને હાથે ન્યાય નહિ મળે એવી નિરાશામાં ખિન્ન હૃદયે

પોકારીએ: "ક્યાં સુધી, ઓ પ્રભુ, ક્યાં સુધી ?" તો તેમાં કાંઇ આશ્ચર્ય છે ? પરન્તુ જે બને તેને તાબે થવામાં અને ક્ષમા શીલતામાં દિવ્ય ધૈર્ય ધારી પૂર્ણ માત્ર ક્ષમા આપવાને અને ભૂતકાળનું વિસ્મરણ કરવાને તત્પર છે; અને વર્તમાન કાળમાં ન્યાય ગમે તેટલી મંદતાથી મળે તો પણ તે ન્યાયને માટેજ પ્રાર્થના કરે છે. અને જે સંતાપોથી લાંબા સમય પૂર્વે ક્યુટોનીક અથવા કૅલીક પ્રજાઓ ઉન્મત્ત બની ગઇ હોત તેમને નિઃસંશય ઇગ્લાંડે આપેલાં રાજકીય શાન્તિ અને વ્યવસ્થા, કેળવણી અને અન્ય લાભોના સ્મરણપૂર્વક સહન કરી લેવામાં આવે છે, અને ( આ સઘળું અનિષ્ટ થવા દેનાર અને ઇશ્વર અને મનુષ્યની સમક્ષ જવાબદાર ગર્વિષ્ઠ પ્રજા કરતાં જેઓ અત્યંત વધારે સાચા ક્રીશ્ચીયનો છે, જો કે તેનું તેમને પોતાને જ્ઞાન નથી ) એવી હિન્દી પ્રજાના મનમાં તેથી આ લેખને મથાળે આપેલા શબ્દોમાં સમાયલા નમ્ર ઉપાલંભો જન્મ પામે છેઃ

"આપણા બ્રિટિશ બન્ધુ—પ્રજા જનોનું અંતઃકરણ જાગ્રત કરવામાં આપણે ફતેહમંદ ન થઇએ ત્યાં સુધી સરકારની આ દુષ્ટ પરિણામી, સિદ્ધાંત વિહીન સરહદપારની રાજનીતિને નમ્રતા પૂર્વક આપણે આધીન થવું જોઇએ. હવે, આપણી પોતાની સ્વતંત્ર પસંદગીથી આપણે બ્રિટિશ પ્રજા છીએ; સારાને માટે અને નરસાને માટે આપણે આપણું ભાવિ ઇગ્લાંડ સાથે જોડયું છે, અને એથી આ ધિક્કારભરી રાજ્યનીતિ ચાલુ રહેવા દેવામાં ઇગ્લાંડના પાપમાં અભિવૃદ્ધિ થાય છે. શું આપણા બ્રિટિશ બન્ધુઓ કદાપિ જાગશે નહિ ?"

અરેરે ! કોઇ મર્ત્ય માનવી જવાબ આપી શકતો નથી–તેઓ લાંબા સમયથી ઉંઘે છે–પરંતુ હજી તેઓ કદાચિત્ જાગે.

બપોરના બે વાગ્યે સ્વાગત સભાના પ્રમુખ બાબુ મનમોહન ઘોષે પ્રમુખપદ લીધું, અને કૉંગ્રેસ પર કરવામાં આવેલા અનેક હુમલાઓનો જવાબ વાળ્યા પછી અને તેની સ્થિતિની રૂપરેખા દોર્યા પછી સર રમેશચન્દ્ર મિત્રને પ્રમુખની ચુંટણીની દરખાસ્ત મુકવાનું કહ્યું, અને તેણે રા. ફીરોજશાહ એમ. મ્હેતાની ચુંટણી કરવાની દરખાસ્ત રજુ કરી; નવાબ રામસુદૌલાએ તેને અનુમોદન આપ્યું, રા. આનન્દ ચાર્લું અને નવાબ ઘુલામ રૂબાનીએ વિશેષ અનુમોદન આપ્યા પછી તાળીઓની ગર્જના પૂર્વક તે દરખાસ્ત પસાર કરવામાં આવી.



ના૦ સર ફિરોજશાહ મહેતા.
છઠ્ઠી કોંગ્રેસના પ્રમુખ.

રા. ફીરોજશાહ એમ. મ્હેતાએ પ્રમુખની ખુરશી લેતાં કહ્યું કે, હિન્દમાં એ માન અનુપમ છે, અને માતૃભૂમિમાં તેર સૈકાં ગાળ્યા પછી હિન્દના સાચા પુત્ર તરીકે પારસીઓનો હક્ક છે, એ વાત પ્રારંભમાં જણાવી. એક ચુંટાયલા પ્રતિનિધિ તરીકે તેમણે મી. કેઇનને આવકાર આપ્યો, અને તેના કામને માટે તેનો ઉપકાર માન્યો, અને હિવાને આમમાં હિન્દને માટે મી. બ્રૅડ્લૉએ અશ્રાન્ત શક્તિ, અખંડ કાળજી, પ્રશંસનીય સામર્થ્યથી કાર્ય કર્યું હતું, તેને માટે લાગણીભર્યા શબ્દોમાં આભાર દર્શાવ્યા પછી તેમનો ખરડો અને તેનું પરિણામ, લૉર્ડ ક્રોસનો હિન્દી ધારાસભાઓનો ખરડો હાથમાં લીધો. "પ્રતિનિધિત્વવાળું રાજ્યતંત્ર પૂર્વના સંપ્રદાયો અથવા પૂર્વનાં મનોને માફક નથી," એવો મૂર્ખતાપૂર્ણ અભિપ્રાય લૉર્ડ સેલીસ બરીએ દર્શાવ્યો હતો, તેનો રદીયો થોડાક તીવ્ર શબ્દોમાં તેમણે આપ્યો. અને મી. ચીશોલ્મ ઍન્સ્ટીના

શબ્દો ટાંક્યા કે, "પૂર્વ મ્યુનિસિપાલીટીઓની માતા છે. સ્થાનિક સ્વરાજ્યનો ઉદ્ધારમાં ઉદ્ધાર અર્થ કરીએ તો તે પૂર્વના જેટલું જ પ્રાચીન છે." "લૉર્ડ ક્રોસના ખરડામાંની નીમણુકોને બદલે ચુંટણી મુકવાને માટે મી. બ્રૅડ્લૉએ લડત કરી હતી; જ્યારે તે ખરડો નામંજુર કરવામાં આવ્યો ત્યારે એવીજ મતલબનો બીજો ખરડો તેમણે દાખલ કર્યો હતો, અને એ કોંગ્રેસની સમક્ષ રજુ કરવાનો હતો, અને તેને સર્વેએ અનુમોદન આપવું જોઇએ. ઇગ્લાંડ મોકલવામાં આવેલા કોંગ્રેસ પ્રતિનિધિ-મંડળે કરેલી સેવાઓની પ્રશંસા કરી, અને ઇગ્લાંડના સ્વતંત્રતા-પ્રેમને અસામાન્ય સુંદર અને કટાક્ષ-યુક્ત અપીલ કરી; ખરેખર, કોંગ્રેસ પ્રજાસમૂહોનું મુખ નથી, પરન્તુ તેમના કેળવાયલા સ્વદેશ પ્રેમી બન્ધુઓએ તેમની ફર્યાદો સમજાવવી જોઇએ અને તે ફર્યાદો દૂર કરવાની સૂચનાઓ કરવી જોઇએ.

"ઇતિહાસ આપણને શિખવે છે કે સર્વ યુગોમાં અને સર્વ દેશોમાં અને ખાસ કરીને ખુદ ઇગ્લાંડમાં વિસ્તાર પામતી પ્રગતિનો એવો કાયદો છે. તે કર્તવ્ય અને તે ફરજ આ પ્રમાણે આપણે માથે આવી પડે છે, તે ભય અને અશાતિના સમયમાં, કોપ અને આવેશના સમયમાં સારી રીતે અદા થતાં નથી, પરન્તુ જ્યારે હૃદય વફાદાર અને નિર્મળ અને બુદ્ધિ સ્વચ્છ હોય ત્યારે ઉત્તમ રીતે અદા થાય છે. હું એકવાર ફરીથી કહું છું કે, દેશના કેળવાયલા અને સંસ્કારી લોકો સમયોચિત અને દીર્ઘદર્શી મુત્સદ્દીપણાને માટે વિનતિ કરીને, અને શાતિ પૂર્વક વિનતિ કરીને કેળવણીના અમૂલ્ય વરદાનથી તેમની પર ચઢેલું કૃતજ્ઞતાનું ઋણ તેઓ પાછું આપવા માગે છે, એજ કોંગ્રેસનું ગૌરવ છે. મને કિંચિત્ ભય નથી કે, અંગ્રેજ મુત્સદ્દીઓ અંતે એ આવ્હાનનો ઉત્તર વાળશે. અંગ્રેજી સંસ્કૃતિ અને અંગ્રેજી કેળવણીના જીવંત અને ફળદ્રુપ સિદ્ધાંતોમા મને અપાર શ્રદ્ધા છે."

સત્ય છે કે, એંગ્લો-ઇન્ડીઅન અમલદારો આપણી વિરુદ્ધ છે. પરન્તુ છેવટે, તેઓ અંગ્રેજો છે. અને અંતે તેમને લાગણી થવી જોઇએ કે, ઇગ્લાંડની રાજનીતિની સાથે તેમણે કાર્ય કરવું જોઇએ. વરદાન અને અભિશાપ એ બેમાંથી ઇગ્લાંડને પસંદગી કરવાનું કહેવામાં આવ્યું છે.

"અનન્તકાળ સુધી તેમને પોતાને અને સમગ્ર જગતને ઇગ્લાંડ અને હિન્દનો સંબંધ સુખકર નીવડે એવી પસંદગીની તરફેણમાં અંગ્રેજી જીવન અને સમાજની નીતિ વિષયક, સામાજિક, બુદ્ધિવિષયક, રાજકીય, સર્વ મહાન્ શક્તિઓ છે એમ તે ધીમે ધીમે, પરંતુ દૃઢતા અને અનિવાર્યતા પૂર્વક જાહેર કરે છે...સર્વ સાચા અંગ્રેજોને-સ્પષ્ટ બોલનાર મિત્રોને તેમજ ઉદાર દુશ્મનોને-હું વિજ્ઞપ્તિ કરૂં છું કે, આ પ્રાર્થના વ્યર્થ જવા દેશો નહિ."

ત્યાર પછી વિષય નિર્ણાયક સભાની ચુંટણી કરવામાં આવી, કોંગ્રેસે તે મંજુર કરી, અને સભા મુલત્વી રહી.

૨૭ ડીસેમ્બરે બાબુ લાલમોહન ઘોષે પ્રથમ ઠરાવની દરખાસ્ત મુકી. તે ઠરાવ મધ્યમ છે એમ તેમણે કહ્યું. એ દરખાસ્તને રા. આનન્દ ચાર્લુએ અનુમોદન આપ્યું. રા. સી. વી. નાયડુએ વિશેષ અનુમોદન આપતાં ઇગ્લાંડમાં પોતાને મળેલા અનુભવોની વાતો કહી. ત્યાં "પેંર્લીગ્ટન પાર્લામેન્ટ" ના સભ્ય તરીકે તેમણે ખરડો પસાર કરાવ્યો હતો. પંડિત મદનમોહન માલવીયાએ એવી મતલબનાં ગ્લૅડ્સ્ટનનાં વચનો ટાંક્યાં કે, વારંવાર એમ બને છે કે, કોઇ મહાન્ સિદ્ધાંતને વ્યવહારમાં યોજવાનું કર્તવ્ય એક પ્રજાને આપવામાં આવે છે. પ્રતિનિધિત્વના સિદ્ધાંતનો પ્રચાર કરવાનું કાર્ય ઇગ્લાંડને આપવામા આવ્યું છે, અને તેણે એટલી સફળતાપૂર્વક તે સિદ્ધાંતને વ્યવહારમાં યોજ્યો છે કે, "લોકપ્રિય પ્રતિનિધિત્વની પદ્ધતિની જે મનુષ્ય નિન્દા કરે તેને હવે પાગલ ગણવામાં આવે," ગ્લૅડસ્ટને એમ કહ્યું હતું અને છતાં હિન્દમાં એવા પુરુષો માલુમ પડે છે અને તે પદ્ધતિ હિન્દને આપવાની ના પાડવામાં આવે છે.

અનુમોદનમાં બીજા ઘણા બોલ્યા. પંડિત બિશન નારાયણ ધારે અલગ મતદાર મંડળોની વિરુદ્ધ બોલતાં સરકારને પ્રશ્ન કર્યો કે, ધાર્મિક મતભેદો તરફ ધ્યાન નહિ આપવાની અકબરની ઉમદા રાજ્યનીતિનું તમે અનુકરણ કરશો

અથવા સર જૉન સ્ટ્રેચીની માફક તમે તેમનીપર ભાર મુકશો ? સર જૉન સ્ટ્રેચીએ કહ્યું છે કે: "સાદું સત્ય એ છે કે, આ વિરોધી ધર્મોનું એક સાથે અસ્તિત્વ છે, એ મુદ્દો હિન્દની આપણી રાજકીય સ્થિતિ વિષે બહુ મહત્વનો છે."

ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

"રગસીયો ઠરાવ" બાબુ કાલિચરણ બેનરજીએ રજુ કર્યો, તેમણે પોતાના માટે કહ્યું કે, હું "તમારા રગસીયા ગાડાનો જુનો હાંકેડું છું." (ક) થી (ઝ) સુધી તે ગયા વર્ષના જેવોજ હતો; (ટ) મીઠાપરના વેરા વિષે એક જુદો (પાંચમો) ઠરાવ કરવામાં આવ્યો હતો, અને (ઠ) એ તેનું સ્થાન લીધું હતું; પછી ૧૮૮૯ ના પાંચમા ઠરાવના અંત ભાગમાંથી એક સાથે પરીક્ષાઓ લેવા વિષે (ઠ) મુકવામાં આવ્યો હતો, અને હથીયારબંધીના કાયદા વિષે છઠ્ઠો ઠરાવ રગસીયાના (ડ) તરીકે દાખલ કરવામાં આવ્યો હતો લશ્કર અને હથીયારબંધીના કાયદા વિષે સત્તાવાર અહેવાલ કહે છે કે: "રૂશિયાઇ રાજ્યની લોકવાઇકાઓ આટલી બધી આપખુદ હોવા છતાં તે બ્રિટિશ રાજ્ય જેટલું એકલપેટું નથી," અને "આ મૂર્ખતાપૂર્ણ રાજનીતિ [ હથીયારબંધીનો કાયદો] બળવા પહેલાં ૨૫ વર્ષથી અનુસરવામાં આવી હોત તો ૧૮૫૭ માં અહીંયાં બ્રિટિશ રાજ્યનો અંત જોવામાં આવ્યો હોત. ભય અને દુઃખના તે અંધકારના દિવસોમાં લોકો હથીયારો વાપરવાને ટેવાયલા હથીયારબંધ લોકો બ્રિટિશ વાવટાની કુમકે ધાયા, અને પૂર્વમાં બ્રિટિશ મહારાજ્યને બચાવ્યું." મુન્સી સદર-ઉદ્દીને કહ્યું:

"પ્રાચીન કાળના સમ્રાટોને પ્રજાની બહાદુરી અને નીમકહલાલીપર વિશ્વાસ હતો, અને કદાપિ તેમનાં હથીયારો લઈ લેતા નહિ, અને તેને બદલે લોકો પાસેથી પુષ્કળ મદદ મેળવતા. દેશના લોકોના લડાયક જુસ્સાએ તૈમુરના વંશજોને, ખાસ કરીને અકબરને સર્વોપરી અને સર્વ સત્તાધારી બનાવ્યા હતા. પોતાના હાથમાં હથીયારો હોવા છતાં, અને પોતાનાં ખીસ્સાંમાં ગોળીઓ હોવા છતાં હિન્દીઓ મહોમેદનના સામ્રાજ્યને આધીન રહી શક્યા ત્યારે બ્રિટિશ પ્રજાના આવા ન્યાયી અને સુધરેલા રાજ્યતંત્ર સામે તેઓ બળવો કરશે, એવું કથન બુદ્ધિમાં સમાય છે? રાજ્યપદની પ્રથમ આવશ્યકતાઓમાં પ્રજાનાં શાંતિ અને આબાદાની સમાય છે, અને જ્યાં સુધી રાજા અને પ્રજા એકમેકપર વિશ્વાસ રાખે નહિ ત્યાં સુધી તે પ્રાપ્ત કરી શકાય નહિ. લોકોના અધિકારોમાં રાજા માથું ન મારે અને પોતાને ગમે તેવાં કાયદેસર કામો તેમને કરવા દે તેની ઉપર પ્રજાના વિશ્વાસનો આધાર રહે છે. કોઇ પણ પ્રકારે જાનમાલનાં એકજ સંરક્ષક હથીયાર છે; અને તે લઇ લેવાથી બેહદ નિરાશા અને ખેદ ઉત્પન્ન થાય છે.

કોઇ સમ્રાટને કદાપિ પોતાની પ્રજાની સમશેરનો ભય લાગ્યો ન હતો, તેમજ બળાત્કારે એક શૂરી પ્રજાને બાયલી બનાવી દીધી ન હતી. જેમણે સીકંદરની સામે થઇને સિંધુ નદીના સામા કીનારા સુધી પાછો નસાડયો હતો. તેમના વંશજોની હિન્દી પ્રજા બનેલી છે. જે શૂરવીર લોકોએ તેલાવરીના યુદ્ધમાં શાહબ-ઉદ્દીન ઘોરીને સમશેરનો સ્વાદ ચખાડયો હતો, અને પોતાના લશ્કર સાથે ચાલીસ માઇલ ઉપર ઉભી પૂંછડીએ નસાડયો હતો તેમના વંશજો તેઓ છે. આવા શૂરવીર અને નીમકહલાલ લોકોને રાજ્યગાદીના રક્ષકો બનાવવા અને રાજ્યના સંરક્ષકો બનાવવાથી રાજ્યના પાયા મજબૂત અને બલવાન થાય છે. તમે ઇતિહાસમાં વાંચ્યું હોતું જોઇએ કે, એક સમયે નાદિરશાહે ફરૂકાબાદના નવાબને દીલ્હી મળવા બોલાવ્યો ત્યારે નવાબે જવાબ આપ્યો કે, મારાં બખ્તર અને હથીયારો વિના હું આવી શકીશ નહિ. નાદિરે કહ્યું "જાઓ, અને તેને કહો કે, તમારા તોપખાના સાથે આવવાની પણ છુટ છે." કેટલો મહાભારત ફેરફાર! એક સમય એવો હતો કે પ્રાચીનકાળના સમ્રાટો પોતાના શત્રુઓના હથીયારોથી પણ ભયભીત થતા ન હતા; હવે એવો સમય આવી પહોંચ્યો છે કે, આપણે વફાદાર અને નીમકહલાલ હોવા છતાં એટલા બધા હતભાગી છીએ કે, આપણી પોતાની સરકાર આપણીપર અવિશ્વાસ રાખે છે."

દિવાને આમમાં ખાલી બેઠકો સમક્ષ હિન્દી પ્રશ્નોની ચર્ચા કરવામાં આવે છે એ પ્રતિવર્ષના

કંસ'કયુક્ત બનાવ તરફ ત્રીજા ઠરાવમાં ધ્યાન ખેંચવામાં આવ્યું હતું. તે ઠરાવ મી. કેઇને રજુ કર્યો, રા. આર. ડી. મ્હેતાએ અનુમોદન આપ્યું, રા. ગુલે વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો. પછી એકસાઇઝના વહીવટમાં સુધારો કરવાના એક બીજા પ્રયત્ન તરીકે ચોથો ઠરાવ રજુ કરતાં રા. ડી. ઇ. વાચ્છાએ દલીલોથી ભરપૂર ભાષણ કર્યું, અને લાલા મુરલીધરે સંક્ષિપ્ત શબ્દોમાં અનુમોદન આપ્યું. તેમણે કહ્યું કે, પૂર્વે પશ્ચિમને ગણિતશાસ્ત્ર, ખગોળવિદ્યા અને અન્ય વિદ્યાઓ આપ્યાં છે, જેના બદલામાં પશ્ચિમે પૂર્વને દારૂ આપ્યો છે. 'આપણા મહોમેડન રાજ્યકર્તાઓ પણ દારૂના વ્યાપારને ધિક્કારતા હતા અને તેને શાપ સમાન ગણતા હતા. તેને ચાહવો, પંપાળવો, ઉત્તેજન આપવું અને તેમાંથી કરોડો રૂપીઆ કમાવા-એ તો આપણા ખ્રિસ્તી રાજ્યકર્તાઓને માટે રહેવા દેવામાં આવ્યું છે" કહેવાની જરૂર ભાગ્યેજ રહે છે કે, ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો, અને સોમવાર ૨૯ મી ડીસેમ્બર સુધી કોંગ્રેસ મુલતવી રહી.

ત્રીજે દિવસે મીઠાપરના કરમાં ઘટાડો કરવાનો પાંચમો ઠરાવ રજુ કરીને મી. પ્રીંગલે કેન્નેડીએ કાર્યવાહીનો પ્રારંભ કર્યો; તેને અનુમોદન આપતાં રા. ડી. ઇ. વાચ્છાએ સરકારનાં સાધનો ઘટાડી નાખનાર ખર્ચાળ લશ્કરી ખર્ચ વિષે કડક ટીકા કરી અને કહ્યું કે, હિન્દમાં દર વર્ષે દર માથા દીઠ આશરે ૧૦ શેર મીઠું વપરાય છે, જ્યારે યુરોપમાં સરેરાશ ૨૬ શેર વપરાય છે ઇગ્લાંડમાં ૮૦ શેર (ચીજોની બનાવટમાં ઘણું મીઠું વપરાય છે તે સહિત), અને ફ્રાન્સમાં ૫૦ શેર અને ઑસ્ટ્રીઆમાં ૧૪ શેર. રા. જી. કે. ગોખલે એ ઠરાવને અનુમોદન આપ્યું અને કહ્યું કે, ૧૮૮૮ માં કારોબારી સભાના હુકમથી એ કરમાં અન્યાયી વધારો કરવામાં આવ્યો હતો, તેમાં રાજકીય શાણપણ ન હતું, અને પરિણામો દુઃખદ આવ્યાં છે. અન્યાયી, કેમકે ૧૮૮૬ માં આવક વેરાનો કાયદો એવા કારણથી કરવામાં આવ્યો હતો કે, જનસમૂહો કરમાં પોતાના ફાળા કરતાં વધારે ભાગ આપતા હતા, અને છતાં તેમની પર નવો બોજો નાંખવામાં આવ્યો હતો. તેમાં રાજકીય શાણપણ ન હતું, કેમકે તે કર વધારવાથી સરકારની આર્થીક અનામતનો નાશ થયો. પરિણામ એ આવ્યું કે, પ્રથમની કીંમતે લોકોએ જેટલું મીઠું વાપર્યું હોત તેના કરતાં ૩૬ લાખ મણ ઓછું વાપર્યું, અને ગરીબમાં ગરીબ લોકો પાસેથી, દુષ્કાળની કોરાર જીવતા લોકો પાસેથી એ લઇ લેવાયું હતું.

"આ દુઃખી પીડિત બંધુઓને ઇશ્વરની આ ભૂમિનાં સુખચેન માટે તમારા અથવા મારા અથવા અન્ય કોઇના જેટલો હક છે. તેમનાં પાતળાં, ક્ષીણ થઇ ગયલાં શરીરોનું જ્યારે તમે સ્મરણ કરો છો; આ બંધુઓનાં જીવનો સર્વત્ર એટલાં બધાં અંધકારમય અને દુઃખી છે કે, આશાના એક કિરણનો આનંદ પણ તેમને ભાગ્યે ઉપજે છે અથવા આરામના એક દિવસથી તેમને ભાગ્યે શાંતિ પ્રાપ્ત થાય છે એવું તમે જ્યારે સ્મરણ કરો છો; વળી મનુષ્ય પોતે જે એશઆરામ ભોગવી શકે અને સુખચેન માણી શકે તેનો ત્યાગ કર્યા વિના પોતાની જરૂરી ચીજોના જથ્થાને સામાન્યતઃ સ્પર્શ કરતો નથી એવું જ્યારે તમને સ્મરણ થાય છે; જ્યારે તમે આ સઘળી ચીજોનું સ્મરણ કરો છો ત્યારે (કર) વધારવાના આ પગલાંથી ગરીબ લોકોમાં છત્રીશ લાખ મણ મીઠાની વપરાશ ઓછી થઇ છે તેથી ખરેખાત કેટલી દુઃખપૂર્ણ અને ભયાનક હાડમારી અને સંતાપ અને પીડા ઉત્પન્ન થયાં છે તેનો ખરેખરો ખ્યાલ તમને સ્પષ્ટ રીતે સમજાશે મીઠા પરનો વેરો દર મણે બે રૂપીઆ આઠ આના છે, તે ઘટાડીને, બે રૂપીઆ કરવાની વિનતિ આપણે પ્રથમ હિંદી સરકારને કરીએ છીએ મારા મિત્ર રા. વાચ્છાએ દર્શાવી આપ્યું છે કે નાણાં ખાતાની સ્થિતિ એવી છે કે એવો ઘટાડો થઇ શકે. હિંદી સરકારની ન્યાયવૃત્તિને આપણે અપીલ કરીએ છીએ. તેમના મુસદ્દીપણાને, તેમની ધર્મ પ્રિયતાને, અને હું આગળ વધીને કહીશ, તેમની દયાને આપણે અપીલ કરીએ છીએ. ભૂતકાળ ભૂતકાળમાં સમાઇ ગયો છે અને કોઇ તેને પાછો બોલાવી શકશે નહિ; પરન્તુ ખચીત આટલું તો થઇ શકે કે આમાંથી ઉદ્‌ભવતાં વિશેષ દુઃખ અને પીડા ટાળી શકાય."

એક સુધારો રજુ કરવામાં આવ્યો, પરન્તુ તે રજુ કરનાર અને અનુમોદન આપનાર બે

જણના હાથજ તેની તરફેણમાં ઉંચા કરવામાં આવ્યા હતા, અને બીજાં કેટલાંક ભાષણો થયા પછી, સર્વાનુમતે ઠરાવ પસાર કરવામાં આવ્યો.

જમીનની કાયમની જમાબંદીનો પ્રશ્ન એક-વાર ફરીથી રજુ થયો. રા. આર. એન. મુધોલકરે તે રજુ કર્યો, અને રા. આર. સબાપતી પીલાઇએ તેને અનુમોદન આપ્યું; ઘણા વક્તાઓએ વિશેષ અનુમોદન આપ્યા પછી તે પસાર કરવામાં આવ્યો.

કોઇપણ અમલદારે પ્રેક્ષક તરીકે પણ કોંગ્રેસમાં હાજરી આપવી નહિ, એવો મનાઇ હુકમ બંગાલની સરકારે કાઢયો હતો તેની સામે અણગમો બતાવવાનો ઠરાવ પસાર થયા પછી તે દિવસનું કામ સમાપ્ત થયું. બાબુ મનમોહન ઘોષે તે ઠરાવ રજુ કર્યો, મી. યુલે તેને અનુમોદન આપ્યું અને પ્રમુખે તેની પર મત લેતાં તિરસ્કારપૂર્વક કહ્યું કે, આ બાબત કોંગ્રેસને બહુ ઓછા મહત્ત્વની છે, પરન્તુ જો કોઇ હલકા દરજ્જાના અમલદારે હુકમ કાઢયો ન હોય તો તેથી સરકારની પ્રતિષ્ઠાને ગંભીર હાની પહોંચે તેથી "આ અમૂલ્ય હુકમોથી સરકાર જે અણછાજતી અને કઢંગી સ્થિતિમાં મુકાઇ છે તેમાંથી તેમને બહાર નીકળવાનો અવસર" આપણે સરકારને આપીએ છીએ. એ અવસર આપવામાં આવ્યો, અને કોંગ્રેસ મુલત્વી રહી. (ઠરાવનો ઉદ્દેશ ફળીભૂત થયો, કેમકે વાયસરોય લૉર્ડ લેન્સડાઉને જવાબ આપ્યો કે, સરકારના હુકમ વિષે ગેરસમજુતી થઇ હતી, તેને કોંગ્રેસ સાથે કશો સંબંધ ન હતો, કોંગ્રેસ સંપૂર્ણ રીતે કાયદેસર હીલચાલ છે, અને અમલદારો રાજકીય હીલચાલોમાં સક્રિય ભાગ લઇ શકે નહિ, પરન્તુ તેમણે તેમાં વિઘ્નો નાખવાં જોઇએ નહિ, અને તે હીલચાલોને સહાય આપવાને અથવા વિઘ્નો નાખવાને બીજાઓ પર દબાણ કરવું જોઇએ નહિ)

ચોથા દિવસનું કાર્ય કરવાને કોંગ્રેસ ફરીથી મળી ત્યારે મી. ચાર્લ્સ બ્રૅડ્લૉ અને બીજાઓનો આભાર માનનારો આઠમો ઠરાવ માન. પંડિત અયોધ્યાનાથે રજુ કર્યો. દિવાને આઝમ મી. ચાર્લ્સ બ્રૅડ્લૉની દરખાસ્તને અનુમોદન આપવાનું વચન મી. ગ્લૅડસ્ટને આપ્યું હતું, અને રા. દાદાભાઇ નવરોજીને લૉર્ડ સેલીસ્બરીએ અસભ્યતાપૂર્વક "કાળો માણસ" નું ઉપનામ આપ્યું હતું, તે વાતો તેમણે જણાવી. ઘણાઓએ ભાષણો આપ્યા પછી તે ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો. નવમો ઠરાવ પણ આભાર વિષે હતો તે પસાર કરવામાં આવ્યો, અને પછી ઠરાવ કરવામાં આવ્યો કે, કોંગ્રેસ મદ્રાસમાં અથવા નાગપુરમાં મળશે.

પછી બાબુ નરેન્દ્રનાથસેને એક ઠરાવ રજુ કર્યો, જે હજી અમલમાં મુકવામાં આવ્યો નથી કે, શક્ય લાગે તો ૧૮૯૨ માં કોંગ્રેસની બેઠક લંડનમાં ભરવી, જેથી કરીને એક નાનકડું પ્રતિનિધિ મંડળ કરી ન શકે એવી રીતે હિન્દનો પ્રશ્ન બ્રિટિશ પ્રજા સમક્ષ રજુ થાય. તેને અનુમોદન આપતાં બાબુ કાલિપ્રસન્ને કહ્યું કે, મારા ધારવા પ્રમાણે સફરને માટે અનુકૂળ વ્યવસ્થા કરવામાં આવે તો જૂના વિચારના લોકો ગંભીર વાંધો નહિ લે, અને રા. વિજયરાઘવાચારીએ કહ્યું કે, મદ્રાસને લાગે વળગે છે ત્યાં સુધી તો, આપણી રાજકીય પ્રગતિમાં જૂના વિચારના લોકોને અંતરાયભૂત થવા દેવામાં નહિ આવે. ઘણી લાંબી ચર્ચા થઇ, અને અત્યંત જૂના વિચાર ધરાવનારા પ્રતિનિધિઓએ પણ જાહેર કર્યું કે, અમે જેમને ચાહીએ છીએ અને જેમને માન આપીએ છીએ તેમને અતિશય દુઃખ થાય તોપણ અમે દેશને માટે જઇશું.

પછી નાણાં ખાતા વિષે એક ઠરાવ પસાર કરવામાં આવ્યો; મી. હ્યુમને આવતા વર્ષને માટે સેક્રેટરી તરીકે અને પંડિત અયોધ્યાનાથને સંયુક્ત જનરલ-સેક્રેટરી તરીકે ફરીથી ચુંટી કાઢવામાં આવ્યા; અને ઇંગ્લાંડ મોકલવાનું પ્રતિનિધિમંડળ નીમવામાં આવ્યું. એક સ્ત્રી પ્રતિનિધિ—મીસીસ કાદમ્બિની ગંગુલીને પ્રમુખનો આભાર માનવાનું કામ સોંપવામાં આવ્યું. કોંગ્રેસના વક્તાસન પરથી ભાષણ કરનાર આ પ્રથમ સ્ત્રી હતી. હિન્દની સ્વતંત્રતાથી હિન્દની સ્ત્રીઓનો ઉદ્ધાર થશે એનું એ ચિન્હ હતું. પ્રમુખે સ્વાગત સભાનો અને બીજા સહાય આપનારાઓનો આભાર માનનારા થોડાક શબ્દો ઉચ્ચાર્યા અને છઠ્ઠી કોંગ્રેસ સમાપ્ત થઇ.

## ઠરાવો.

### પ્રતિનિધિત્વ.

૧. ઠરાવ કરવામાં આવે છે કે, "૧૮૯૧ નો હિન્દી ધારાસભાઓનો કાયદો સુધારવાનો કાયદો" એ નામનો ખરડો મી. ચાર્લ્સ બ્રૅડલૉએ હમણાં પાર્લામેન્ટમાં દાખલ કર્યો છે તેની પર વિચાર કરીને આ કોંગ્રેસ તેને પસંદ કરે છે, કેમકે હિન્દના રાજ્યતંત્રમાં જે સુધારાને માટે તે ચળવળ ચલાવે છે તે સુધારાનો મોટો ભાગ તેનાથી મળશે અને ગ્રેટબ્રિટન અને આયર્લાંડના સંયુક્ત રાજ્યની પાર્લામેન્ટને નમ્રતાપૂર્વક પ્રાર્થના કરે છે કે, તેને પસાર કરીને ધારાપોથી પર ચઢાવવો; અને હિવાને આમને આ સમેલનની વતી કરવાની ઉપલી મતલબની એક અરજી ઘડી કાઢવાની અને તેની પર સહી કરવાની। અને યથાસમય તે અરજી પાર્લામેન્ટ સમક્ષ રજુ કરવાને માટે મી. ચાર્લ્સ બ્રૅડ્લૉને મોકલી આપવાની સત્તા આ ઠરાવથી પોતાના પ્રમુખ રા. ફીરોઝશાહ એમ. મ્હેતાને આપે છે.

### આગલા ઠરાવોનું સમર્થન.

૨. ઠરાવ કરવામાં આવે છે કે, આ વર્તમાન કોંગ્રેસ, પહેલાંની કોંગ્રેસોએ કરેલા નીચેના ઠરાવો મંજુર કરે છે અને તેમનું સમર્થન કરે છઃ-

( ક ) થી ( ગ ) ૧૮૮૯ ની કોંગ્રેસના ત્રીજા ઠરાવ પ્રમાણે.

( ટ ) ને ૧૮૯૦ નો પાંચમો ઠરાવ બનાવવામાં આવ્યો, અને ૧૮૮૯ ના ( ઠ ) એ તેનું સ્થાન લીધું

( ઠ ) ૧૮૮૯ ના પાંચમા ઠરાવમાંથી લેવામાં આવ્યો છે.

( ડ ) ૧૮૮૯ નો છઠ્ઠો ઠરાવ હતો, તેના શરૂઆતના શબ્દોમાં થોડોક ફેરફાર કરવામાં આવ્યો હતો. તે શબ્દો નીચે પ્રમાણે હતા. ૧૮૭૮ ના અગીઆરમા કાયદા ( હથીઆર બંધીનો કાયદો ) પ્રમાણે કરવામાં આવેલા નિયમોમાં એવો ફેરફાર કરવાની આવશ્યકતા ( છ ) કે, સર્વ પ્રતિબંધો ઇત્યાદિ.

### હિન્દી અંદાજપત્ર અને હિન્દીઓની ફર્યાદો.

૩. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ માનપૂર્ણ પ્રકારે હૃદયગત આશા દર્શાવે છે કે, પાર્લામેન્ટના દિવાને આમમાં કમિટીમાં હિન્દી અંદાજપત્ર રજુ કરવાને મી. સ્પીકર પોતાની ખુરશી પરથી ઉઠે તે પહેલાં હિન્દના દેશીઓની ફર્યાદની કોઇ બાબત હોય તો તે દર્શાવવાનો હક પાર્લામેન્ટના સભ્યોને પહેલાં મળેલો હતો, તે હિન્દના હિતની ખાતર એકદમ પાછો આપશે, અને સંપૂર્ણ વિશ્વાસ રાખે છે કે ભવિષ્યમાં દિવાને આમ વાર્ષિક હિન્દી અંદાજપત્ર પર એવી તારીખે વિચાર ચલાવશે કે, તેથી તેનીપર પૂર્ણ અને પૂરતી ચર્ચા થઇ શકે, અને આ ઠરાવના શબ્દો પ્રમાણે આ કોંગ્રેસના નામમાં અને આ કોંગ્રેસની વતી દિવાને આમમાં રજુ કરવાની એક અરજી પર સહી કરવાની પ્રમુખને સત્તા આપે છે.

### મિતપાન.

૪. ઠરાવ કરવામાં આવે છે કે, એકસાઇઝમાં સુધારો કરવાની કોંગ્રેસની પહેલાંની પ્રાર્થનાઓ ધ્યાનમાં લઇને હિન્દી પ્રધાને અને અહીંની વડી સરકારે જે કાર્ય કર્યું છે તે કબુલ કરવા છતાં અને દારૂપર આયાત વેરામાં થએલો વધારો, હિન્દમાં બનાવવામાં આવતા જવના દારૂ પર નાખવામાં આવેલો કર, બહાર આળવાની પદ્ધતિ નિર્મૂલ કરવાનો બંગાળ સરકારનો ઠરાવ અને ૧૮૮૯-૯૦ માં મદ્રાસ સરકારે બંધ કરેલી ૭૦૦૦ દારૂની દુકાનો—એ સર્વની હર્ષપૂર્વક નોંધ લેવા છતા આ કોંગ્રેસને શોક થાય છે કે, ૧૮૯૦ ના પહેલી માર્ચના "ધી ગેઝેટ ઑફ ઇંડીઆ"માં પ્રસિદ્ધ કરવામાં આવેલા ફરમાનના ૧૦૩, ૧૦૪ અને ૧૦૫ ફકરાઓમાં અને ખાસ કરીને (નીચે આપેલી) ૧૦૩ ફકરાની પેટા કલમમાં દર્શાવવામાં આવેલી એકસાઇઝની બાબતોની રાજનીતિ પ્રમાણિકતાપૂર્વક અમલમાં મુકવાનો આગ્રહ સર્વ પ્રાન્તિક સરકારોને કરવાનું કહેવાની આવશ્યકતા હજી રહી છે —

"સ્થાનિક જાહેર ભાવનાનું અસ્તિત્વ ચોક્કસ જાણવાને પ્રયત્ન કરવા જોઇએ, અને જ્યારે તે ભાવના ચોક્કસ જાણવામાં આવે ત્યારે તેને યોગ્ય પ્રમાણમાં માન આપવું જોઇએ."

### મીઠાપરનો કર.

૫. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દના નાણાં ખાતાની સ્થિતિમાં સારો સુધારો થવાથી, અને મીઠાપરના કરમાં તાજો વધારો કરવાને માટે સરકારે જે કારણોપર આધાર રાખ્યો હતો તે કારણોનો વ્યાવહારિક રીતે અંત આવવાથી આ કોંગ્રેસ આવશ્યક ધારે છે કે, ઉપરોક્ત વધારો જેમ બને તેમ જલદી રદ થવો જોઇએ, અને કોંગ્રેસના નામમાં અને કોંગ્રેસનીવતી નામદાર વાયસરોય ઇન-કાઉન્સીલને એક ખાસ અરજી મોકલવાની પ્રમુખને સત્તા આપે છે.

### કાયમની જમાબંદી.

૬. ઠરાવ કરવામાં આવે છે કે, સઘળી મુદતી જમીનો વિષે અમુક શર્તો લાંબા સમયથી પરિપૂર્ણ થઇ હોય તે સર્વ જમીનોની કાયમની જમાબંદી કરવામાં આવશે, એવું વચન નામદાર મહારાણીના હિન્દી પ્રધાનના ૧૮૬૨ ના ફરમાનમાં આપવામાં આવ્યું હતું, અને ત્યાર પછી ૧૮૬૫ ના ફરમાનમાં તેના સિદ્ધાંતોનું સમર્થન કરવામાં આવ્યું હતું, તેનાથી આખા દેશમાં બંધાયલી આશાઓ જોતાં આ કોંગ્રેસ માનપૂર્વક વિનતિ કરે છે કે, હિન્દી સરકારનું હવે પવિત્ર કર્તવ્ય છે કે, કાયમની જમાબંદીનો આ પ્રશ્ન વિશેષ વિલંબ કર્યા વિના તેને વ્યવહારમાં યોજી શકાય એવે પ્રકારે ઉપાડી લેવો કે પા સૈકાથી પણ વધારે વર્ષો પહેલાં નામદાર મહારાણીના હિન્દી પ્રધાને સ્પષ્ટ વચન આપ્યું હતું તે પ્રમાણે સરકારની જમીન મ્હેસુલની માગણી મુકરર અને કાયમની થાય.

### એક તપાસ.

૭. ઠરાવ કરવામાં આવે છે કે, કલકત્તાનાં ભિન્ન ભિન્ન વર્તમાનપત્રોમાં દેખીતી રીતે સત્તાવાર જાહેરખબર આ કોંગ્રેસે વિસ્મયપૂર્વક વાંચી છેઃ—

### કોંગ્રેસ.

કલકત્તામાં રહેનારા ભિન્ન ભિન્ન સરકારી અમલદારોને કોંગ્રેસ મંડપના પ્રેક્ષક વર્ગમાં દાખલ થવાની ટીકીટો મોકલવામાં આવી છે એવી ખબર પડતાં બંગાળ સરકારે સઘળા સેક્રેટરીઓને અને પોતાને આધીન ખાતાંના ઉપરીઓને એક સર્ક્યુલર મોકલાવી ધ્યાન ખેંચ્યું છે કે, હિન્દી સરકારના હુકમો અનુસાર આવી સભાઓમાં પ્રેક્ષક તરીકે પણ સરકારી અમલદારોની હાજરી ઇષ્ટ નથી, અને એવી કોઇ પણ સભામાં તેમને ભાગ લેવાની સંપૂર્ણ મના કરવામાં આવે છેઃ

અને બંગાળના નામદાર લેફ્ટેનન્ટ ગવર્નરના ખાનગી સેક્રેટરીએ સ્વાગત સભાના મંત્રીને લખેલો પત્ર (જેની આબેહુબ નકલ નીચે આપવામાં આવી છે) વાંચ્યો છેઃ

બેલ્વેડીઅર.
૨૬ મી ડીસેમ્બર, ૧૮૯૦.

વ્હાલા સાહેબ,

કોંગ્રેસના મંડપમાં પ્રેક્ષક વર્ગમાં દાખલ થવાની સાત ટીકીટો ગઇ કાલે સાંજે તમે કૃપા કરીને મારે શીરનામે મોકલી હતી, તે આ સાથે પાછી મોકલાવતાં મને લખવાનું ફરમાવવામાં આવ્યું છે કે, લેફ્ટેનન્ટ-ગવર્નર અને તેમના ઘરનાં માણસો કોઇપણ પ્રકારે એ ટીકીટોનો લાભ લઇ શકે એમ નથી, કેમકે આવી સભાઓમાં હાજરી આપવાની સરકારી અમલદારોને હિન્દી સરકારે ચોક્કસ મના કરેલી છે.

તમારો વિશ્વાસુ,
પી. સી. લાયોન.
ખાનગી સેક્રેટરી.

જે. ઘોસલ, એસ્કવાયર, મંત્રી
કોંગ્રેસ સ્વાગત સભા.

તેથી આ કોંગ્રેસ પોતાના પ્રમુખને સત્તા આપે છે, અને સૂચના કરે છે કે, આ કોંગ્રેસની કોઇ પણ સભાઓમાં પ્રેક્ષકો તરીકે પણ હાજરી આપવાની સરકારે સરકારી નોકરોને મના કરી છે, એવા આ પત્રોમાં આવેલા કથન તરફ નામદાર વાયસરોયનું ધ્યાન ખેંચવું અને બંગાળના નામદાર લેફ્ટેનન્ટ ગવર્નરે હિન્દી સરકારના હુકમોનો ખરો અર્થ કર્યો છે કે ખોટો? તેની અત્યંત માનપૂર્ણ પ્રકારે તપાસ કરવી.

### કોંગ્રેસનો આભાર.

૮. ઠરાવ કરવામાં આવે છે કે, મી. ચાર્લ્સ બ્રૅડલૉ એમ. પી. એ ગયા વર્ષમાં જે અમુલ્ય સેવાઓ કરી છે, તથા બ્રિટિશ એજન્સીનું

નાયકપદ સર ડબલ્યુ. વેડરબોર્ન, મી. ડબલ્યુ. એસ. કેઇન, મી. જે. બ્રાઇટ મૅક્લેરન એમ. પી, મી. જે એલીસ એમ. પી; મી જ્યોર્જ યુલ, અને રા. દાદાભાઇ નવરોજીએ જે નિઃસ્વાર્થ ઉત્સાહ અને શક્તિથી સંભાળ્યું છે, તેને માટે કોંગ્રેસ તેમનો ઉત્તમ આભાર માને છે; અને એજન્સીના સેક્રેટરી મી. ડીગ્બી સી. આઇ. ઇ. એ, તથા ઇંગ્લાંડ ગયેલા પ્રતિનિધિઓ બાબુ સુરેન્દ્રનાથ બેનરજી, રા. આર. એન. મુધોલકર, બાબુ ડબલ્યુ. આર. બેનરજી, મી. યાર્ડલી નૉર્ટન, અને મી. એ. ઓ. હ્યુમ–એ સર્વેએ અનુક્રમે પોતાને માથે નખાયલી ભારે ફરજો જે પ્રકારે અદા કરી છે તેની કોંગ્રેસ કદર કરે છે, અને પચાસથી વધારે જાહેર સભાઓમાં અને તેથી ઘણી વધારે ખાનગી સભાઓમાં બ્રિટિશ પ્રજાના જે સભ્યોએ સ્નેહપૂર્વક આવકાર આપ્યો હતો અને તેમાંના એક અથવા વધારે પ્રતિનિધિઓનું કહેવું દીલસોજીપૂર્વક સાંભળ્યું હતું, તેમનો આભાર માનવામાં આવે છે.

૯. ઠરાવ કરવામાં આવે છે, કે, રિવોલી બાગના માલીકો કુમાર દેવેન્દ્ર મલીક અને ભાઇઓ, મોહન બાગ વીલાના માલીકો બાબુ એન. સી. બોઝ અને બાબુ ભુપેન્દ્રનાથ બોઝ, અને પ્રતિનિધિઓના ઉપયોગને માટે કૃપયા આપવામાં આવેલાં ગૃહોના માલીકો માન. સર રમેશચંદ્ર મિત્ર, રા. ટી. એન. પવિત, બાબુ જાનકીનાથ રોય, બાબુ ગોપી મોહન રોય, બાબુ હરેન્દ્રનાથ રોય, બાબુ કિશોરી મોહન રોય, બાબુ રામનાથ ઘોષ, અને બાબુ જમાદાર ઘાસીરામનો ઉપકાર માનવામાં આવે છે."

## કોંગ્રેસ કાર્ય.

૧૧. ઠરાવ કરવામાં આવે છે કે, સર્વ સંયોગો સાનુકૂળ હોય તો ૧૮૯૨ મા કમમા કમ ૧૦૦ પ્રતિનિધિઓની કોંગ્રેસ ઇંગ્લાંડમા ભરવાને માટે કામચલાઉ વ્યવસ્થાઓ થવી જોઇએ, અને પોતપોતાનાં મંડળોમાથી મોકલવાના પ્રતિનિધિઓના નામો આવતી કોંગ્રેસમાં જૂદી જૂદી સ્ટૅન્ડીંગ કોંગ્રેસ કમિટીઓ રજુ કરે એવી સૂચના કરવી.

૧૨. ઠરાવ કરવામાં આવે છે–કે, હમણાં સંયુક્ત જનરલ સેક્રેટરીના હાથમાં નાણાં છે અને બીજાં મળવાનાં છે, તેમાંથી વીસ હજાર રૂપીઆની એક બીજી રકમ કાયમના ફંડમાં ઉમેરવી, અને ફીક્સ્ડ ડીપોઝીટોમા ( સ્થાયી અનામતોમાં ) મુકવી અને ૧૮૯૦ ના આ ચાલુ વર્ષમાં બીજાં નાણાં મળે તે હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની બ્રિટિશ કમિટીના તરતના ઉપયોગને માટે રહેવા દેવાં, પરન્તુ ૧૮૯૧ નાં લવાજમો ભરાય કે તે રકમ ભરપાઇ કરી દેવી, અને છેવટે તેને પણ કાયમના, ફંડમા ઉમેરવી.

૧૩. ઠરાવ કરવામાં આવે છે કે, વ્યક્તિઓ તરફથી બક્ષિસો મળે તે ઉપરાંત રૂ. ૪૦,૦૦૦ કોંગ્રેસની બ્રિટિશ કમિટીના ખર્ચને માટે અને રૂ. ૬,૦૦૦ જનરલ સેક્રેટરીની ઓફીસ અને ખાતા માટે કાઢવામા આવે છે, અને કમિટીમાં યોજના થયા પ્રમાણે જૂદાં જૂદાં મંડળો અને જીલ્લાઓએ પોતાના ફાળા આપવા.

૧૫. ઠરાવ કરવામાં આવે છે કે, ઇંગ્લાંડમાં કોંગ્રેસના અભિપ્રાયો દર્શાવવાને અને જે રાજકીય સુધારાઓનો કોંગ્રેસે પક્ષ કર્યો છે તે તરફ બ્રિટિશ જાહેર પ્રજાનું ધ્યાન ખેંચવાને માટે મી. જી. યુલ, રા. ફીરોઝશાહ મ્હેતા, બાબુ ડબલ્યુ. સી. બેનરજી, મી. જે. આદમ, બાબુ મનમોહન ઘોષ, મી. એ. ઓ. હ્યુમ, બાબુ કાલિચરણ બેનરજી, રા. દાદાભાઇ નવરોજી, રા. ડી. એ. ખરે, અને પોતાનાં મંડળોની સ્ટૅન્ડીંગ કોંગ્રેસ કમિટીઓની મંજુરી અને પસંદગાથી એ કામને માટે અન્ય ગૃહસ્થો પોતાની મેળે તૈયાર થાય તે સર્વની આ કોંગ્રેસ નિયમસર નીમણુંક કરે છે.

## સામાન્ય.

૧૦. ઠરાવ કરવામાં આવે છે કે, મદ્રાસ, મધ્યપ્રાંતો અને વરાડ કમિટીઓ અને સંયુક્ત જનરલ સેક્રેટરી વચ્ચે હવે પછી ઠરાવવામા આવે તે પ્રમાણે મદ્રાસ અથવા નાગપુરમાં ૧૮૯૧ ની ૨૬ મી ડીસેમ્બરે સાતમી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનો બેઠક મળશે

૧૪. ઠરાવ કરવામાં આવે છે કે, આવતા વર્ષમા મી એ ઓ. હ્યુમ અને પંડિત અયોધ્યાનાથને જનરલ અને સંયુક્ત જનરલ-સેક્રેટરીઓ તરીકે ફરીથી ચુંટી કાઢવામાં આવે છે.

# સાતમું પ્રકરણ.

## સાતમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

૧૮૯૧ નો ૨૮, ૨૯, અને ૩૦ મી ડીસેમ્બરે સાતમી રાષ્ટ્રીય કોંગ્રેસને આવકાર આપવાનું માન નાગપુરને મળ્યું, અને લાલબાગમાં એક અતિ સુંદર મંડપમાં ૮૧૨ પ્રતિનિધિઓ એકઠા મળ્યા. તેમાં ૪૦૦૦ ખુરશીઓ હતી અને તેનો ખુણેખુણો ચીકાર ભરાઇ ગયો હતો. પ્રતિનિધિઓ નીચે પ્રમાણે હતા:

| | |
|---|---|
| વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા. | ૫૬ |
| મુંબાઇ (૧૩૫ અને સીંધ ૨) | ૧૩૭ |
| વરાડ, મધ્ય પ્રાંતો અને સીકંદ્રાબાદ. | ૪૮૦ |
| બંગાળ. | ૭૩ |
| પંજાબ. | ૫ |
| મદ્રાસ. | ૬૧ |
| | ૮૧૨ |

બન્યું એમ કે સ્વાગત સભાના પ્રમુખ રા. સી. નારાયણ સ્વામી નાયડુ મ્યુનિસિપાલીટીના પણ પ્રમુખ હતા, તેમણે બપોરના બે વાગ્યે પ્રતિનિધિઓને આવકાર આપ્યો. "બ્રિટિશ પ્રજાના આગમનને હિન્દનો પુનર્જન્મ આભારી છે" તે પ્રજા તરફ હિન્દના પ્રેમ વિષે લાગણી પૂર્વક બોલ્યા, અને મધ્ય પ્રાંતોના ચીફ કમીશનર મી એ. પી. મૅકડોનેલે ચાલમનસાઇ પૂર્વક કહ્યું હતું કે, મને લાગે વળગે છે ત્યાં સુધી તો કોઈ પણ અમલદારને કોંગ્રેસમાં હાજર રહેવાની ઇચ્છા હોય તે હાજર રહી શકશે, એ વાતનો તેમણે પુરાવો આપ્યો.



ઑ. રા. પી. આનંદા ચાર્લુ.
સાતમી કોંગ્રેસના પ્રમુખ.

રાવ સાહેબ પી. આનન્દ ચાર્લુને પ્રમુખ તરીકે ચુંટી કાઢવાની દરખાસ્ત પંડિત અયોધ્યાનાથે રજુ કરી અને રા. ફીરોઝશાહ મ્હેતાએ તેને અનુમોદન આપ્યું. ખુરશી લેતી વેળા તેમણે કહ્યું કે, પ્રમુખ તરીકે બીજાં બે નામ સુચવવામાં આવ્યાં હતાં, જેમાંના એક પંડિત અયોધ્યાનાથની ઈચ્છા એવી હતી કે, પ્રમુખપદ મદ્રાસમાં જવું જોઇએ, અને બીજા દિવાન બહાદુર એસ. સુબ્રમન્ય આયરને મદ્રાસની હાઇકોર્ટનું ન્યાયાધીશ પદ આપવામાં આવ્યું હતું, તેથી તે કોંગ્રેસમાં ભાગ લેવાને અશક્ત હતા. પછીથી "સાર્વદેશીય કલ્યાણની મૂર્તિ સમાન", મી. ચાર્લ્સ બ્રેડ્લૉ એમ. પી. ના મૃત્યુથી હિન્દને ન પૂરાય એવી ખોટ ગઇ હતી, તે વાત તેમણે કહી;લૉર્ડ ક્રોસે સુધારાનો પોતાનો નિર્બળ ખરડો પણ તત્કાળપડ મુકયો,તો અને હિન્દ લગભગ બળવાની અણીપર આવી ગયું ત્યાં સુધી લગભગ વીશ વર્ષો પર્યંત બ્રિટિશ સરકારે બેદરકારી બતાવી હતી, તે પાછી ફરીથી બતાવવામાં આવે છે એ ઉપરથી હિન્દને કેટલી ખોટ ગઇ છે તે માલુમ પડે છે.સર ટી. માધવરાવ અને ડૉ. રાજેન્દ્રલાલ મિત્રનાં મરણોની પણ સશોક નોંધ લેવામાં આવી. મી. એ. ઓ. હ્યુમનો જવાનો સમય નજીક આવતો જાય છે તે વાત દર્શાવીને ગયે વર્ષે ઠરાવ્યા પ્રમાણે

લંડનમાં કોંગ્રેસ ભરવા વિષે અને જનસમુહોમાં કોંગ્રેસના કાર્યના જ્ઞાનનો પ્રચાર કરવા વિષે પ્રમુખે કોંગ્રેસનું ધ્યાન ખેંચ્યું.

પછીથી પ્રતિનિધિઓએ ચુંટી કાઢેલી વિષય નિર્ણાયક સભા કોંગ્રેસે મંજુર કરી, અને બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ પ્રથમ ઠરાવ રજુ કર્યો. ઇગ્લાંડમાં કોંગ્રેસની બેઠક ભરાય નહિ ત્યાં સુધી કોંગ્રેસની વાર્ષિક બેઠકો ભરવી બંધ કરવી કે નહિ ? એ મહત્ત્વના પ્રશ્નપર વિચાર કરીને રીપોર્ટ કરવાને માટે એક કમિટિ નીમવા વિષે એ ઠરાવ હતો. ઇગ્લાંડમાં બેઠક ભરવી અને સાથે સાથે નિયમિત બેઠકો ચાલુ રાખવાની તરફેણમાં લાગણીપૂર્ણ ભાષણ તેમણે આપ્યું, અને ઠરાવને અનુમોદન આપવામાં આવ્યું અને તે પસાર કરવામાં આવ્યો. પછી કોંગ્રેસ મુલતવી રહી.

૨૯ મી ડીસેમ્બરે મી. ગ્લૅડ્સ્ટનનો ૮૨ મો જન્મ દિવસ હતો, તે દિવસે સભાના કામની શરૂઆત પૂર્વે ગ્લૅડ્સ્ટનના નામના ત્રણ હર્ષધ્વનિ કરવામાં આવ્યા. પછી બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ બીજો ઠરાવ રજુ કર્યો તેમાં સુધારા કરાવવામાં કોંગ્રેસનું મૂલ્ય કેટલું બધું છે તે તેમણે આગ્રહપૂર્વક દર્શાવી આપ્યું. તેના સમર્થનમાં વાયવ્ય પ્રાંતો અને પંજાબની ધારા સભાઓ માટેની માગણી, વાયવ્ય પ્રાંતોની ધારાસભાની સ્થાપના અને બીજા કેટલાક ઇષ્ટ ફેરફારોની વાત જણાવી તેમણે કહ્યું કે, હિન્દ પર સારી રીતે રાજ્ય ચલાવવામાં આવતું નથી, પરન્તુ "તેમાં વ્યક્તિઓનો દોષ નથી; પદ્ધતિનો દોષ છે; નોકરશાહી બ્યુરોક્રસી, આપખુદ સત્તાધારી મંડળ સ્થાપવામાં આવ્યું છે, અને હિન્દમાં તથા સમગ્ર સુધરેલી દુનિયાના જાહેર અભિપ્રાયના વધીલમંડળની સમક્ષ તેનીપર દોષારોપણ કરવું જોઇએ. એ આપખુદ સત્તામાં સ્વતંત્ર છાપાં અને જાહેર સભા ભરવાના હક્કનું મિશ્રણ થયેલું છે." [ ત્યારપછીથી એ બંને લઇ લેવામાં આવ્યાં છે. ]

"હિન્દી સરકારની નાણાં વિષયક સ્થિતિ કેવી છે ? તેનો ટુંકામાં સરવાળો લેવાશે. તેમાં વારંવાર નાણાંની તુટ પડે છે, અને કરજમાં ઉમેરાં વધારો થતો જાય છે......ઇગ્લાંડે આપણને કેળવણી આપી છે, અને આપણા મનમાં જે અભિલાષાઓ જાગ્રત કરી છે, તે સંતોષવાને તે બંધાયલું છે......મને કહેતાં શોક થાય છે કે, સરકારની રાજનીતિ સામ નથી. કેટલીક વખત તે રાજનીતિ ખીજવાટ ઉત્પન્ન કરે છે. સ્વયંસેવકોની વાત લો. સ્વયંસેવકો તરીકે નામ નોંધાવવાથી આપણને વિમુખ રાખવામાં આવ્યા છે. આર્મીનીઅનો, હબસીઓ, પશ્ચિમ આફ્રિકાના મુલેટોઝ, અને કલકત્તાનાં "ભીંડી બજારોમાં" વસનાર અનેક પ્રકારના મનુષ્યો—એ સર્વ સ્વયંસેવકો બની શકે છે, તેઓ આપણા શૂરવીર યોદ્ધા છે, તેઓ આપણાં ગૃહો અને ગુલાઓના સંરક્ષકો છે. આ વિષમ ભેદો છે, અને મને ખાત્રી છે કે, સનદશીર ચળવળના અનિવાર્ય બળ આગળ તેઓ અદૃશ્ય થવા જ જોઇએ. તે બ્રિટિશ કાયદાના રહસ્યથી વિરૂદ્ધ છે; આ દેશના લોકોનાં હૃદયો અને અંતઃકરણોમાં કોતરાઇ રહેલા, સર્વ માનુષીય કાયદાઓથી પર એવા કુદરતના કાયદાના રહસ્યથી પણ તે વિરૂધ્ધ છે."

આ સઘળું સંપૂર્ણ સત્ય છે; એ શબ્દો ૧૮૯૧ માં બોલાયા હતા; આ ઇસ્વીસનનું ૧૯૧૫ વર્ષ છે.

રેવરંડ મી. આર સી. બોઝે ઠરાવને સંક્ષેપમાં અનુમોદન આપ્યું હતું, અને તાળીઓની ગર્જનાપૂર્વક તે પસાર કરવામાં આવ્યો હતો.

મી. પ્રીંગલે કેન્નેડીએ પછી ત્રીજો ઠરાવ રજુ કર્યો. તે ઠરાવ અને ચોથો, પાંચમો, છઠ્ઠો, સાતમો અને આઠમો એ ઠરાવો જો કે જુદા જુદા રજુ કરવામાં અને પસાર કરવામાં આવ્યા હતા, પરન્તુ ખરેખાત તે "રગસીયા ઠરાવ" જેવા હતા. મી. કેન્નેડીએ "શાંતિ, કરકસર, અને સુધારા" વિષે સુંદર ભાષણ આપ્યું, અને કહ્યું કે, ૧૮૭૮ માં હિન્દપર ચઢાઇ આવવાનો ભય રાખવામાં આવતો હતો ત્યારે લૉર્ડ ડર્બીએ કહેલા શબ્દો "વૈજ્ઞાનિક સરહદ" ને બદલે આપણે યાદ રાખવા જોઇએ. "ભરપુર ખજાનો, આબાદ અને સંતુષ્ટ પ્રજા-દેશના ખરેખરા બચાવો એજ છે." લોકોની તરફેણમાં તેમણે જે શબ્દો ઉચ્ચાર્યા તે ૧૮૯૧ માં જેટલી દરજ્જાત્મક રીતે સત્ય હતા તેટલાજ ૧૯૧૫ માં પણ સત્ય છે. તેમણે કહ્યું કેઃ—

લાખો લોકોને એક વર્ષના છેડાથી બીજા

વર્ષના છેડા સુધી પૂરતો ખોરાક મળતો નથી. આપણા જીવનમાં પ્રતિદિન પેટ ભરેલાં રાખવાં. એ આપણામાંનો દરેક જણ જાણે છે, પરન્તુ એક દિવસ ગયા પછીથી બીજે દિવસ પેટ ભરાશે કે કેમ ? તે તેમાંના ઘણા જાણતા નથી."

રા. મુઢોલકરે અનુમોદન આપતાં કહ્યું કે, "તીવ્ર, ફેલાઇ ગયેલી, વધતી જતી ગરીબાઇ" છે, તેમણે સર વિલિયમ હંટરના શબ્દો ટાંકયા કે, હિન્દના પૂરેપૂરા ૪ કરોડ લોકો પોતાની જીંદગીમાં પૂરતો ખોરાક ભાળતા નથી, અને સર ચાર્લ્સ ઇલીઅટના શબ્દો ટાંકયા કે, "હું કહેતાં અચકાતો નથી કે, ખેડુતોની અર્ધી સંખ્યા એક વર્ષના અંતથી તે બીજા વર્ષના અંત સુધી પેટ ભરીને ખાવું એટલે શું ? તે જાણતા નથી" કેટલાક દુષ્કાળોના તેમણે આંકડા આપ્યા—૧૨ વર્ષોમાં એક કરોડ વીસ લાખ માણસો મરણ શરણ થયા હતા. એક હિન્દીની સરેરાશ આવક સરકારે રૂ. ૨૭ ગણી હતી, જ્યારે અંગ્રેજની આવક રૂ. ૫૭૦ છે. અને એ તો સરેરાશ છે; કેટલાકોની આવકો પ્રચંડ હોય છે; ત્યારે ગામડીઆઓની આવકો કેટલી બધી ઓછી હશે ?

લાલા મુરલીધરે ઉર્દુમાં ઘણું અસરકારક ભાષણ આપ્યું. તેમણે કહ્યું કે કંગાલીયત, દુઃખ, અવનતિ, દુષ્કાળ, પ્લેગ, ગુન્હા એ સઘળાં ગરીબાઇ રૂપી ડાકણની પ્રજા છે. એમાં સર્વનો દોષ છે—સરકારનો અને પ્રજાનો.

"તમારા બંધુઓનાં હૃદયોનું રૂધીરપાન કરી જાડા બનવાના કાર્યમાં આ દુષ્ટ રાક્ષસો સાથે જોડાવામાં તમને સંતોષ છે, એમ લાગે છે. (ના, ના, ના પોકારો). હું કહું છું, હા; આસપાસ જુવોઃ આ રુમ્મરો અને દીપકો, અને યુરોપી બનાવટનાં ખુરસીઓ અને મેજો, અને કડકડતાં કપરાં અને સાહેબ લોકોની ટોપીઓ, અને અંગ્રેજી ડગલા અને બોનેટો અને ફરાકો, અને ચાંદીના મુઠાવાળી નેતરની લાકડીઓ, અને તમારાં ગૃહોની એશઆરામની સર્વ ચીજો હિન્દના દુઃખના વિજયસ્તંભો, હિન્દના ભુખમરાનાં સ્મરણ ચિન્હો નહિ તો બીજું શું છે ? યુરોપી બનાવટની ચીજો પાછળ તમે ખર્ચેલો દરેક રૂપીઓ તમારા ગરીબ બંધુઓ હવે પોતાનો નિર્વાહ નહિ ચલાવી શકનાર પ્રમાણિક કારીગરો પાસેથી તમે લૂંટી લીધો છે. અલબત્ત હું જાણું છું કે, શુદ્ધ પરોપકાર વૃત્તિએ હિન્દમાં અંગ્રેજી બનાવટનો માલ ભરી દીધો, અને ધીમે ધીમે પણ સચોટ રીતે દરેક દેશી ઉદ્યોગને મારી નાખ્યો. આ કાર્યની સરળતા કરી આપવા માટે શુદ્ધ પરોપકારવૃત્તિએ આયાત વેરો કાઢી નાખ્યો અને ધનવાન લોકો તરફથી દર વર્ષે ભરવામાં આવતા ત્રણ કરોડ રૂપીઆની આવક ફેંકી દીધી, અને આ દુષ્ટ આત્મભોગને સમતોલ બનાવવાને માટે ગરીબ લોકો તરફથી અપાતા મીઠાના કરમાં વધારો કર્યો; અને હિન્દના એકના એક નાનકડા નવા ઉદ્યોગને મારીનાખવાને માટે આપણી પર ફૂંકદરો નિયમોનું હમણાં તેજ પરોપકારવૃત્તિ દબાણ કરી રહી છે. અરે હા, એ સર્વ પરોપકારવૃત્તિ છે, પરન્તુ બીજાં પરિણામો સાથે એવું પરિણામ આવે છે કે, તમારા બંધુઓ ભુખે મરે છે.

રૂપીઆના દોઢ મણ ઘઉં અને બે મણ ચણા વેચાતા હતા તેને હજી ૩૦ વર્ષ પણ થયાં નથી, કેમકે આપણો દાણો પરદેશો ખાતે ચઢાવવામાં આવતો ન હતો. હમણાં તે ઘણો વધારે મોંઘો છે, અને ગરીબ લોકોને પેટ ભરતાં ૭ ગણી વધારે મુશ્કેલી વેઠવી પડે છે, કેમકે આપણા કોઠારો સાફ કરી નાખવાને માટે આપણા પેલા પરોપકારી લોકોએ અનિર્બંધ વ્યાપારનું ભૂત ઉભું કર્યું છે. અનિર્બંધ વ્યાપાર, પ્રજાઓ વચ્ચે નિષ્પક્ષપાત, આ આડંબર તરફ મને અત્યંત તિરસ્કાર છુટે છે. ગરીબ બનેલા હિન્દુસ્થાન અને ફુલેલા સુધીદાર ઇંગ્લાંડ વચ્ચે વ્યાપારમાં કેવો નિષ્પક્ષપાત હોઇ શકે ? ત્યારે તો એક બાળક અને બળવાન પુરૂષ વચ્ચે–સસલા અને અજગર વચ્ચે નિષ્પક્ષપાત યુદ્ધની પણ વાત કરો ! ખરેખર, તે સઘળું ઉચ્ચ અર્થશાસ્ત્ર પ્રમાણે છે, પરન્તુ મારા મિત્રો, આટલું યાદ રાખો–એથી પણ તમારા બન્ધુઓ ભુખે મરે છે.

અને સર્વ દેશી ઉદ્યોગોના નાશથી આપણી ભલી સરકારને એટલો બધો શોક થયો છે, આપણી જરૂરો પૂરી પાડવાની અને આપણા લોકોને માટે કામ શોધી કાઢવાની સ્થિતિમાં

એકવાર ફરીથી આપણે મુકાવું જોઈએ તેને માટે તે સરકાર એટલી બધી આતુર છે કે, ૩૦ કરોડની વસ્તીમાં, હું માનું છું, લગભગ એક ડઝન પારિભાષિક (ટેકનીકલ) શાળાઓ સ્થાપી છે."

અકબરે પોતાનું નાણાખાતું હિન્દુ પ્રધાનોને સોંપ્યું હતું, અને તેમની પાસે પુષ્કળ નાણાં બચતાં અને ફાજલ પડતાં, તથાપિ હિન્દીઓને પોતાના નાણા ખાતાની વ્યવસ્થા રાખવા દેવામાં નથી આવતી તે વિષે તેમણે કડવી ફર્યાદ કરી.

રા. ડી ઇ. વાચ્છાએ વધતા જતા લશ્કરી ખર્ચનો પ્રશ્ન ઉપાડયો, અને બતાવ્યું કે, બ્રિટિશ હિન્દની રહેસુલી પદ્ધતિથી આમદાના લોકોની દુર્દશા થઇ રહી છે. ૧૮૬૪ અને ૧૮૮૫ ની વચ્ચે લશ્કરી ખર્ચમાં પાંચ કરોડનો વધારો થયો હતો. ૧૮૬૯ માં તે ૧૪ કરોડ હતો. ૧૮૮૫–૮૬ થી ૧૮૯૦–૯૧ માં તે વધીને ૫૪ કરોડ થયો હતો, અને તેમાં વધારો થતો ચાલુ છે.

અમારા વાચકો યાદ કરશે કે, કેળવણી વિષે રા. ગોખલેનો ખરડો નામંજુર કરવામાં આવ્યો હતો, કેમકે દર વર્ષે તેથી ૫ થી ૧૦ કરોડ સુધીનો ખર્ચ થાય એમ હતું.

પંડિત મદનમોહન માલવીયાએ ટીકા કરી કે, હિન્દી સૈનિકો હિન્દની બહારે ગયા હતા, જ્યાં જ્યાં મહારાણીની ઇચ્છા થઈ ત્યાં ત્યાં મહારાણીને માટે તેમણે પોતાનું લોહી રેડયું હતું, પરન્તુ તેઓ ફક્ત સુબેદારો અને રીસાલદાર મેજરો બની શકે છે, અને ૨૫ વર્ષની નોકરી પછી "ગઇ કાલે જોડાયલા સબ-લેફટેનન્ટને" આધીન રહેવું પડે છે. કહેવામાં આવે છે કે બોલવામાં આપણે કડુતા અને જુસ્સો બતાવીએ છીએ. "જે માણસને ફટકા મારવામાં આવે છે તેજ બૂમ પાડે છે, ફક્ત પાસે ઉભેલા હોય તે નહિ" રા. કે. જી. દેશપાંડેએ વારંવાર કરવામાં આવતી જમાબંદીનો પ્રશ્ન હાથમાં લીધો. તેથી ગામના લોકોપર ખરાબ અસર થઇ છે. ઢોર-ઢાંખરના વધારાની દલીલ કરવામા મૂર્ખતા છે, કેમકે ગામના લોકો વેચવાને માટે, નહિ, પરન્તુ ખાવાને માટે ખેતી કરે છે. બીજાઓએ ભાષણો કર્યાં, એક ખેડુતે કહ્યું કે, મારા જીલ્લામાં નવી જમાબંદી દમણું કરવામાં આવી છે, તેથી એક તાલુકામાં ૬૬ ટકા મહેસુલ વધી, બીજા તાલુકામાં ૬૪ ટકા વધી, અને ત્રીજા તાલુકામાં ૧૧૬ ટકા વધી. થોડાં ગામોમાં ૩૦૦ થી ૫૦૦ ટકા જેટલો મહેસુલમાં વધારો કરવામાં આવ્યો છે. ગામના લોકોનો નાશ થતો જાય છે. પ્રમુખે ચર્ચા સકેલતાં મર્મભેદી ટીકા કરી.

"સઘળી દલીલનું પરિણામ એ છે કે, અત્યંત અસર કરે એવી સત્ય વાતો અને આંકડાઓ આપણને એક તરફથી કુવા અને બીજી તરફથી હવાડાની વચમાં મુકી દે છે કાંતો, જો આપણે સત્તાવાળાઓનું કહેવું માનીએ તો રૂશીઆની ચઢાઇને આધીન થવું, અથવા જો સત્ય વાતો જોઇએ તો, દર દશ વર્ષે આપણા કરોડો દેશ બંધુઓ દુષ્કાળથી મરી જતા હોય ત્યારે આપણે શાંતિપૂર્વક જોયા કરવું એ કહેવામાં આવ્યું છે, તે સઘળાનો આ સારાંશ છે. એમાંથી એક સ્થિતિ ના પાડી ન શકાય એવી વાતોપર રચાયલી છે અને હજી પણ આપણને સંતાપી રહી છે. તે સ્થિતિ દૂર કરવાનું આપણે સરકારને કહીએ છીએ અને જરૂર પડે તો પેલી બીજી છાયાત્મક અને હજી અતિ દૂરની સ્થિતિમાં અમને ભલે રક્ષણહીન સ્થિતિમાં રહેવા દે–સત્ય કહો તો તે વાત વિષે અમને શ્રદ્ધા નથી."

ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

લો. મા બી. જી. તિલકે ચોથો ઠરાવ રજુ કરતાં કહ્યું બ્રિટિશ સરકાર તમારૂં રક્ષણ કરે છે, ત્યારે તમારે હથીયાર શા માટે જોઈએ છે? એ પ્રશ્નનો ઉત્તર સ્હેલાઇથી મળે છે જંગલી પશુઓ અને ઉતરતા જંગલી ટોળું (રશિયા) સામે ૨૫ કરોડ પ્રજાનું રક્ષણ કરવાનું કાર્ય સરકાર પોતાને માથે લે છે. તેમના પોતાના આંકડા બતાવે છે તે પ્રમાણે, જંગલી પશુઓ સામે તેઓ પ્રજાનું રક્ષણ કરતા નથી, અને ઉત્તરના દુશ્મન વિષે તો જ્યારે સમય આવશે ત્યારે બેશક અમે અમારાથી બનતું કરીશું, પરન્તુ દરમ્યાન તમારી તૈયારીઓ દેશમાં જીવનને દબાવી નાંખે છે. ૨૫ વર્ષ પછી રૂશિઆનો હુમલો કરશે, તેથી લોકોએ ભૂખે મરી જવું, એવું અમે ઇચ્છતા નથી.

રા. અલિ મહમ્મદ ભીમજીએ ટીકા કરી કે, જર્મન સૈનિકનો ખર્ચ રૂ. ૬૪૫ થાય છે, ફ્રેન્ચનો રૂ. ૮૫, ઇંગ્લાંડમાં અંગ્રેજનો રૂ. ૨૮૫ પરંતુ હિન્દમાં રૂ. ૭૭૫. ઇંગ્લાંડમાં માથા દીઠ આવક ૪૨ પાઉંડ છે, ફ્રાન્સમાં ૨૩ પાઉંડ, જર્મનીમાં ૧૮ પાઉંડ, હિન્દમાં ૧ પાઉંડ ૧૦ શીલીંગ. બીજાઓએ ભાષણો કર્યાં અને ઠરાવ પસાર થયો.

એક સાથે પરીક્ષાઓ લેવાનો પાંચમો ઠરાવ રજુ કરવામાં આવ્યો, અનુમોદન આપવામાં આવ્યું અને પસાર થયો, અને વેરા અને એકસાઇઝ વિષે છઠ્ઠો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો. ન્યાય અને પોલીસના વહીવટના સાતમા ઠરાવ વિષે પ્રમુખે એક મુકદમાની વાત કહી, જે નોંધવા જેવી છે: એક આરોપીને ગુન્હેગાર ઠરાવવાનો એક મેજીસ્ટ્રેટે નિશ્ચય કર્યો હતો, અને તે ઇરાદો એટલો દેખીતો હતો કે, મુકદમો સેશન્સમાં મોકલવામાં આવ્યો. તેના હુકમમાં છેલ્લું વાક્ય આ પ્રમાણે હતું: “ આરોપીના ગુન્હા વિષે મને સંપૂર્ણ સંતોષ થયો છે; તેને ગુન્હેગાર ઠરાવવાને અને સજા કરવાને હું તત્પર હતો, પરન્તુ મારા હાથ બાંધી લેવામાં આવ્યા છે. ” સેશન્સ કોર્ટે ફર્યાદીની હકીકત સાંભળ્યા પછી, આરોપીને બચાવ કરવાનું કહ્યા શિવાય માનપૂર્વક છોડી દીધો.

રા. હેરમ્બચન્દ્ર મૈત્રે કેળવણી વિષે આઠમો ઠરાવ રજુ કરતાં કહ્યું કે, સરકાર પ્રાથમિક કેળવણીને માટે કાંઈ કરતી નથી. અને ઉચ્ચતર કેળવણીમાંથી પાછી હઠવાનો યત્ન કરે છે, અને છતાં કહે છે કે અમે પ્રાથમિક કેળવણીને ઉત્તેજન આપવાને આતુર છીએ. એની સામે સત્ય વાત કહ્યા વિના આપણે સરકારને જવા દઇશું નહિ. જો કેળવાયલાઓની સંખ્યા ઘણી નાની હોય તો તેમાં સરકાર વિના બીજા કોનો દોષ છે ? એક સુંદર વિજ્ઞપ્તિ કરી તેમણે પોતાનું ભાષણ સમાપ્ત કર્યું:

“ લગભગ ત્રણ કોડી વર્ષ ઉપર આ મહાન પ્રશ્ન તરફ બ્રિટિશ પ્રજાનું લક્ષ બળાત્કારે આકર્ષાયું. “આ હિન્દીઓનું ભાવિ ઇશ્વરે આપણને સોંપ્યું છે, તેમને આપણે હંમેશને માટે અજ્ઞાનાવસ્થા અને ગુલામગીરીમાં રાખીશું ? અથવા આપણે તેમને કેળવણી આપીશું, અને પોતાના દેશના રાજ્ય-વહીવટમાં સ્વતંત્ર પુરૂષો તરીકે ભાગ લેવાને તેમને યોગ્ય અને આતુર બનાવીશું ? ” દિન પ્રતિદિન પાર્લામેંટની અને સભાઓમાં મહાન્ ચર્ચા ચલાવવામાં આવી અને છેવટે પોતાના ઉમરાવો અને પ્રતિનિધિઓની મારફતે પ્રજાએ બીજા અને વધારે ઉમદા માર્ગનો સ્વીકાર કર્યો. વર્ષો સુધી આ નિર્ણય પ્રમાણે પ્રામાણિક રીતે કાર્ય કરવામાં આવ્યું, અને લૉર્ડ ડર્બી (તે સમયના લૉર્ડ સ્ટેન્લી)નો ૧૮૫૯ નો ખરીતો અને સર સ્ટુઅર્ટ મીલનો ૧૮૫૪ નો પ્રખ્યાત ખરીતો બ્રિટિશ પ્રજાના પ્રામાણિક આશયના પુરાવા છે. પરન્તુ સખદશીર સ્વતંત્રતાનો પક્ષ કરનાર, અને ગોર્ડાન હિન્દી નોકરશાહીની આપખુદ સત્તાઓ અને એક હથ્થુ હક્કો પર ત્રાપ મારનાર કોંગ્રેસ મેદાનમાં આવી ત્યારથી તે નોકરશાહીને પોતાની આ પ્રિય સંપત્તિ માટે ભય પેઠો અને તેમના પ્રધાને ઉમદા હેતુ બંધુઓએ ૬૦ વર્ષો ઉપર જે રાજનીતિનો ક્રોધપૂર્વક પરિત્યાગ કર્યો હતો, તે નીતિ સ્વીકારવાનો ઉલટી દિશામાં ગતિ કરવાની અભિલાષા કરવા માંડી છે.

બહુ મોડું થયું છે, મારા મિત્રો બહુ મોડું થયું છે; ચોતરફ બી વાવવામાં આવ્યાં છે, તેના અંકુર ફુટયા છે, અને સર્વત્ર ફુટતા રહે છે; પ્રત્યેક અનુચિત સાધનથી હવે સર્વત્ર ઉચ્ચતર કેળવણીને દાબવાના અને લોકોને ઉત્સાહભંગ કરવાના મિથ્યા પ્રયત્નો તમે કરો છો. તમે વિલંબ કરાવી શકશો, પરન્તુ તેને નષ્ટ કરી શકશો નહિ. તમે ધિક્કાર પ્રાપ્ત કરશો, અમે સ્વતંત્ર બ્રિટિશ પ્રજા છીએ એમ હવે જાણનારાઓને તમે ગુલામ બનાવી શકશો નહિ. ઘણું મોડું થયું છે; આ મૂર્ખતા દૂર કરો અને તમારા વધારે ઉમદા બંધુઓએ જ્ઞાનપૂર્વક ગ્રહણ કરેલી નીતિમાં અનિવાર્ય અને પહેલેથી જાણેલાં પરિણામોનો અંગીકાર કરો. તમે હમણાં કેળવણીને પાછી પાડો છો, તેમ કરતા બંધ થાઓ; એક બ્રિટનના હૃદયની ઉચ્ચતર અને વધારે સારી ભાવનાઓને જાળવી રાખો; તમારી સેનેટોનાં ફરમાનો અને આપણી મહારાણીની આજ્ઞાઓનું પરિપાલન કરો; સર્વ પ્રકારની અને પ્રત્યેક પંક્તિની કેળવણીને ભૂતકાળની જેમ હૃદયપૂર્વક ઉત્તેજન

આપો, અને ત્યારે, તમારો નાશ કરવાને સદા ટમટમી રહેલો ફ્રેન્કેન્સ્ટેઇન રાક્ષસને બદલે, તમારા પક્ષમા ઝઝુમનાર કેળવાયલા લોકોમા ખરેખર અજ્ઞાને તમને આપેલા ગુલામગીરી કરનાર ખુશામતીઆ નહિ મળે, પરન્તુ સાચા, વફાદાર અને સમર્થ સાથીઓ મળશે, જેમના મુખ્ય નેમ અને મુખ્ય ગૌરવ આપણા મહારાણી અને તેમના સર્વ દેશોના સરક્ષણ, સમાન, અને આબાદાની સપાદન કરવાને માટે તમારી સાથે સાથે સમાનતાપૂર્વક પરિશ્રમ કરવામા સમાશે

રા ગ્ગ ક ગોખલેએ તેને અનુમોદન આપ્યુ, તે એવા વિચારથી નહિ કે કમીશનથી કાઇ લાભ મળશે, પરન્તુ કમીશનના રીપોર્ટો વિદ્યાર્થીઓને ઉપયોગી થાય છે કેળવણી એટલે જે વિભાગ પ્રજાના સુખ અને સતોષ સપાદન કરવાને મથતો હોય તેની અભિવૃદ્ધિ "સત્ય છે કે, હિન્દની પ્રજાના સુખ અને સતોષ મા ઇગ્લાડનું ગૌરવ અને ઇગ્લાડનુ બળ છે અને ઇગ્લાડની માન અને ન્યાયવૃત્તિમા, આ અણીને અવસરે, આપણી સઘળી આશાઓ અને આપણા સઘળા અભિલાષો સમાયલા છે '

આ ઠરાવ પસાર કરીને કોંગ્રેસ મૂલત્વી રહી

બીજા દિવસના પ્રારભમા એક ઠરાવ રજુ કરવામા આવ્યો જેમા જનરલ બુથનો તાર આપવામા આવ્યો હતો અને વિષય નિર્ણાયક સભાએ ઘડેલો જવાબ આપ્યો હતો, તે કોંગ્રેસે સર્વાનુમતે સ્વીકાર્યો અને નવમા ઠરાવ તરીકે રજુ કર્યો

બાબુ ઉબદ્યુ સી. બોનરજીએ પછી પહેલા ઠરાવ અનુસાર નીમવામા આવેલી કમિટીનો રીપોર્ટ રજુ કર્યો, અને ભલામણ કરી કે કોંગ્રેસે પોતાની વાર્ષિક બેઠકો ચાલુ રાખવી અને પડિત અયોધ્યાનાથના અનુમોદનથી તેને દશમા ઠરાવ તરીકે પસાર કરવામા આવ્યો

મી/ મી ર ચાલુ પીલાઇએ જગલના કાયદાઓ વિરે અગીયારમો ઠરાવ રજુ કર્યો અને પોતાના મદ્રાસ ઇલાકામા તેથી ખેતીવાડીને થયેલા નુકસાનનુ ચિત્ર બતાવ્યુ

"ધારા ઘડનારાઓની કલમના એક ગોદાવડે, જગલના કાયદાઓએ રૈયતના સર્વ સામાન્ય હકકોનો નાશ કર્યો છે તે હકકોનો ઉપભોગ અનંતકાળથી કરવામા આવ્યો છે, પહેલાની સરકારોએ અને પહેલાના સમયની બ્રિટિશ સરકારે પણ તે હકકો સ્વીકાર્યા છે અને તેમને માન આપ્યુ છે સર્વ સામાન્ય હકકોના વિનાશથી ગ્રામ્ય સમાજમા મહાભારત ફેરફાર થયો છે. આવશ્યકતાના દબાણ હેઠળ સર્વ લક્ષી જગલના કાયદાઓનુ ઉલ્લઘન કરવાની તેમને ફરજ પડે છે, અને એ પ્રમાણે ફોજદારી કામ તેમની સામે ચલાવાય એવી જોખમદારી વહોરી લે છે આ ખીજવાટ ઉત્પન્ન કરનાર જંગલના કાયદાઓના નાના નાના ઉલ્લઘનોને માટે મારા જીલ્લામા હજારો ફોજદારી મુકદમા ચાલે છે '

વસ્તુત ગામડીયાઓને જગલના કાયદાઓએ બ્રિટિશ રાજ્યથી જેટલા બેવફા બનાવ્યા છે તેટલા બીજા કશાએ બનાવ્યા નથી મીઠાપરનો વેરો ખરાબ છે, જમાબદીઓ નિર્દય પ્રકારે થાય છે પરન્તુ જગલના કાયદા પ્રતિસ્થળે દશ મારે છે અને અગણિત વર્ષો સુધી પોતાના બાપદાદાઓએ જે કર્યું હોય તે કરવા જતા દુખી ગામડીઆને ગુન્હેગાર તરીકે ઉભો કરવામા આવે છે મી પીલાઇએ કહ્યુ કે, ૧૮૯૦મા ગૌચરમાથી સરકારે દોઢ લાખ રૂપીઆ મેળવ્યા હતા, અને ખાલસા કરવામા આવેલી સર્વ સામાન્ય જમીનપર ઘુસી જવાને માટે ઢોરોને ડબ્બામા રાખવામા આવતા તેના દડમાથી ૨ સવાડા ત્રણ લાખ મળ્યા હતા એક જીલ્લામાં, ઉત્તર આર્કટમા ૧૮૯૧ના જાન્યુઆરીથી સપ્ટેમ્બર સુધીમાં સરેરાશ મરણ સખ્યા ઉપરાંત ગૌચરના અભાવે ૩,૦૦,૦૦૦ ઢોરો નાશ પામ્યા મી પીલાઇએ બીજી કેટલીક ફરીયાદો જણાવી, અને કહ્યુ (તે હિન્દી ખ્રિસ્તી હતો) કે છાપામા અને સરકારને કરેલી સર્વ વિનતિઓ નિષ્ફળ ગઇ તેથી અમારી એકજ આશા કોંગ્રેસમા છે

બીજા ભાષણ કરનારાઓમા રા એસ બી ભાટે હતા તેમણે કહ્યુ કે, મારા જીલ્લામા જગલ ખાતુ જૂના ગૌચરો થોડા સમયને માટે પણ ઉઘાડતુ નથી, અને તેથી ઢોરો ભુખે મરે

છે, ગામડીઆઓ પોતાનાં ઢોરો આપી દે છે અને રૂપીઆનાં દશ કે બાર લેખે વેચી દે છે. રા. નિંબકરે કહ્યુંઃ હું એક ગરીબ જીલ્લાના ગરીબ ડુંગરાળ ગામનો મૂળ રહેવાસી છું. અરણ્યો, જંગલોમાં મનુષ્યને જોઇતી ચીજો મળે છે. ઇધન, કાષ્ઠ, ઘાસ, પત્થર, માટી, પાંદડાં, છાલ, મૂળીઆં, આપણી પાસેથી તે સઘળું પ્રભુએ નહિ પરન્તુ લોભી મનુષ્યોએ લઇ લીધું છે. હજારો વર્ષો સુધી અણપૂછયે આપણે એમનો ઉપભોગ કર્યો છે, અને હવે આપણને કુદરતે જે આપેલું છે તે આપણી પાસેથી લઇ લેવામાં આવે છે. હિન્દુ અને મુસલ્માન રાજાઓના સમયમાં જંગલો સુખકર હતાં; હવે તે દુઃખકર થઇ પડયાં છે. મારી જમીન ડુંગરોમાં છે, પરન્તુ ઝાડ, છોડ, વિગેરે મારાં હોવા છતાં હું તેમનો ઉપયોગ કરી શકતો નથી. મેં પોતે ઝાડો ઉગાડયાં છે, છતાં તે ઝાડોનાં પાન હું વાપરી શકું નહિ. મારાં ઢોર કયાં ચરવા જાય ? જંગલની અનામત જગ્યાઓને ફરતી વાડો કરવામાં આવી નથી, ઢોર તેમાં ઘુસી જાય, અને માલીકોના દંડ કરવામાં આવે. એક ગામડીઆની સારવાર કરનાર ડૉકટર ન હતો, તેણે ઔષધીની વનસ્પતિ એકઠી કરવાને યત્ન કર્યો, તેનો દંડ કરવામાં આવ્યો; તે સઘળી વનસ્પતિ જંગલોમાં હતી. જે પરિસ્થિતિમાં ભાષણકર્તા રહેતો તેના સાદા વર્ણનના કરૂણરસની મણા રહી નહિ ! અલબત્ત, ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

પછી આ દુનિયામાં જીવતા મિત્રોનો આભાર માનવાના અને હિન્દના પક્ષમાંથી ઓછા થયલા ચાર્લ્સ બ્રૅડ્લૉને માટે શોક અને કૃતજ્ઞતાના ઠરાવો કરવામાં આવ્યા. કેટલાકોએ પોતાનો ઉંડો અને તીવ્ર શોક દર્શાવ્યો, અને ઠરાવને પસાર થયલો જાહેર કરવામાં આવ્યો ત્યાં સુધી સર્વ આદરપૂર્ણ મૌન ધારી ઉભા રહ્યા.

સામાન્ય ચુંટણી ટુંક સમયમાં થવાની હતી, તેથી લંડનમાં કોંગ્રેસ ભરવાનું પંદરમા ઠરાવથી મુલત્વી રાખવામાં આવ્યું. બ્રિટિશ કમિટીને નાણાં આપવામાં આવ્યાં. મી. એ. ઓ. હ્યુમ્ અને પંડિત અયોધ્યાનાથને જનરલ અને સંયુક્ત જનરલ સેક્રેટરીઓ નીમવામાં આવ્યા, કોંગ્રેસની આવતી બેઠકને માટે અલ્હાબાદનું આમંત્રણ સ્વીકારવામાં આવ્યું, અને પ્રમુખનો આભાર માનવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો. આ પ્રમાણે સાતમી રાષ્ટ્રીય પરિષદ્નો અંત આવ્યો.

કોંગ્રેસના કાર્યનો આ ઇતિહાસ વાંચનાર પ્રત્યેકને સ્વીકાર્યા વિના નહિ ચાલે કે, માતૃભુમિના સ્વાતંત્ર્ય, આબાદાની અને સુખ તરફ કોંગ્રેસે હંમેશાં એકજ સ્થિર દ્રષ્ટિ રાખી છે. જનસમૂહોનાં દુઃખો પ્રતિ ઉંડી દીલસોજી, તેમને માટે પ્રાથમિક કેળવણી પ્રાપ્ત કરવાનો પ્રયત્ન, ગામડીઆઓને અત્યંત ગરીબ બનાવનાર કાયદાઓ અને રાજ્યવહીવટ સામે અણગમો, એ પ્રત્યેક કોંગ્રેસવાદીના હૃદયમાં પ્રિય હતાં. ઓદ્ધા અને અધિકાર ઇચ્છતા અસંતુષ્ટ કેળવાયલા લોકોની હીલચાલજ કોંગ્રેસ છે, એમ કહીને તેને મુગા જનસમૂહોનાં દુઃખો જાહેર કરનાર હિન્દના અવાજને તે જનસમૂહોથી વિખુટા પાડવાના યત્ન કરતાં વધારે અસત્ય આક્ષેપ બીજો શો હોઇ શકે ?

## ઠરાવો.

૧. ઠરાવ કરવામાં આવે છે કે, કોંગ્રેસની બ્રિટિશ બેઠક થઇ જાય ત્યાં સુધી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની વાર્ષિક બેઠકો બંધ કરવી ઇષ્ટ છે કે નહિ, અને જો ન હોય તો, પ્રતિનિધિઓની સંખ્યા, સંમેલનનાં સ્થળો, ઇત્યાદિ વિષે કયા નિયમો અનુસાર ભવિષ્યની કોંગ્રેસો ભરાશે તેની પર વિચાર કરવાને અને ચાલુ માસની ૩૦ મી તારીખે અથવા તે પહેલાં રીપોર્ટ કરવાને એક કમિટી નીમવામાં આવે છે. કમિટીની રચના નીચે પ્રમાણેઃ—

### ઓદ્ધાની રૂયેનાં સભ્યો.

પ્રમુખ.
સ્વાગત સભાના પ્રમુખ.
જનરલ સેક્રેટરી.
સંયુક્ત જનરલ સેક્રેટરી.
કોંગ્રેસના સ્ટૅન્ડીંગ (સ્થાયી) કાઉન્સેલ.

### સામાન્ય સભ્યો.

બાબુ સુરેન્દ્રનાથ બેનરજી.
રા. વીર રાઘવ ચારીઅર.

રા. હાફીઝ એમ અબ્દુલરહીમ.
રા. ગંગાપ્રસાદ વર્મા.
મી. પ્રીંગ્લે કેનેડી.
રા. ગુરૂપ્રસાદ સેન.
" ડી ઇ વાચ્છા.
" એમ બી નામજોશી.
" હમીદ અલીખાન.
" વિષ્ણુ મોરેશ્વર ભીડે.
" મુરલીધર.
" મુઢોલકર.
" દેવરાવ વિનાયક.
" ગોપાળરાવ ભીડે.
બાબુ બિપિન કૃષ્ણ બોઝ.
રા. દાજી અબાજી ખરે.
પંડિત મદન-મોહન માલવીય.
બાબુ શાલિગ્રામ સીંઘ.
રા. શંકરણ નાયર.

## પ્રતિનિધિત્વ.

૨ ઠરાવ કરવામાં આવે છે કે, પહેલાંની કોંગ્રેસોએ જે નિર્ણય કર્યો છે, તે આ કોંગ્રેસ ફરીથી મંજુર કરે છે કે, હિન્દના લોકોને પોતાના દેશની ધારાસભાઓમાં પોતાના ચુંટેલા પ્રતિનિધિઓદ્વારા પ્રભાવશાળી અવાજ નહિ આપવામાં આવે ત્યાંસુધી હિન્દપર કદાપિ સારું અથવા ન્યાયી રાજ્યતંત્ર ચાલી શકવાનું નથી, તેમજ લોકો આબાદ અથવા સંતુષ્ટ બની શકવાનાં નથી, ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડની પ્રજાને (જેમની હિન્દ પ્રતિની શુભેચ્છાનો તે કૃતજ્ઞતા પૂર્વક સ્વીકાર કરે છે) માનપૂર્વક આગ્રહ કરે છે કે, આ ન્યાયયુક્ત અને આવશ્યક સુધારો મંજુર કરવામાં વિશેષ વિલંબ થવા દેવો નહિ

૩ ઠરાવ કરવામાં આવે છે કે, પહેલાંની કોંગ્રેસોમાં દર્શાવવામાં આવેલો અભિપ્રાયોને સંમત થઇને આ કોંગ્રેસ કહે છે કે —

ખરેખરા પાંચ કરોડ લોકો (એ સંખ્યા દરવર્ષે વધતી જાય છે) ભૂખમરાની-અણી પર દુઃખી જીવન ગાળી રહ્યા છે, અને દરેક દશકામાં લાખો લોકો ભૂખમરાથી ખરેખર મરણશરણ થાય છે.

આ દુઃખદ વસ્તુસ્થિતિ મોટે ભાગે નીચેની બાબતોને આભારી છે —

(ક) પોતાના દેશના રાજ્યતંત્રમાં યોગ્ય ભાગ લેવામાંથી અને નાણા ખાતાપરના સર્વ અંકુશમાંથી હિન્દના લોકોનો બહિષ્કાર, જેનો ઇલાજ બીજા ઠરાવમાં દર્શાવવામાં આવ્યો છે.

(ખ) વર્તમાન રાજ્યતંત્ર, લશ્કરી અને દીવાની, પરન્તુ ખાસ કરીને લશ્કરી વહીવટ પાછળ કરવામાં આવતો લખલૂટ ખર્ચ.

(ગ) જમીન મ્હેસુલ વહીવટની ટુંકી દૃષ્ટિની પદ્ધતિ, જેથી દેશની ખેતીવાડી પર પોતાના નિર્વાહને માટે નવદશાંશ લોકો આધાર રાખે છે, તે ખેતીવાડીમાં સુધારો કરવો અશક્ય બને છે, એટલુંજ નહિ પરન્તુ ખેતીવાડીની ધીમે ધીમે સચોટ અવનતિ થાય છે.

તેથી મહાન્ આવશ્યકતા ઉપસ્થિત થઇ છે કે—

રાજ્યતંત્રના ખર્ચમાં ઘણો ઘટાડો કરવો; લશ્કરી શાખામાં સ્થાયી લશ્કરમાં પુષ્કળ ઘટાડો કરવો, હમણાંની ટુંકી મુદતની શાહી રેજીમેન્ટોની ભરતીને માટે ઇંગ્લાંડમાં ભારે ખર્ચ વેઠવો પડે છે, ત્યાંથી અહીંયાં લાવવામાં ઘણો ખર્ચ કરવો પડે છે, અને આબોહવાથી નહિ ટેવાયલા યુવકોમાં મરણોનું પ્રમાણ મોટું હોય છે તેવી રેજીમેન્ટોને બદલે માન. ઇસ્ટ ઇંડીઅન કંપનીની જેમ લાંબી મુદતનું સ્થાનિક યુરોપીય લશ્કર રાખવું, કહેવાતા સરહદ પરના બચાવો પાછળ અનેક વર્ષો થયાં નાણાનો પ્રચંડ વ્યય કરવામાં આવ્યો છે, તે બંધ કરવા; અને લશ્કરના મોદીખાનાના ખાતામાં, તોપખાનાના ખાતામાં, અને સંગ્રહ ખાતામાં અત્યંત કરકસર કરવી, અને દિવાની શાખામાં પરદેશથી આણવામાં આવતા અત્યંત ભારે પગારના અધિકારીઓને બદલે ઓછા પગારના દેશી લોકોને મોટી સંખ્યામાં રાખવા; અને બ્રિટિશ સરકારે ત્રીશ વર્ષ ઉપર આપેલા વચન પ્રમાણે જમીન મ્હેસુલની માગણી મુકરર અને કાયમની કરવાને માટે એકદમ પગલાં ભરવાં અને એ પ્રમાણે દેશના મુડીદારો અને મજુરોને ખેતીવાડી ખીલવવા એકઠા થવા દેવા, કેમકે ટુંક મુદતની જમાબંદીઓની વર્તમાન પદ્ધતિ દેઠળ (હમણાં હમણાં ઘણી ખરી ટુંક મુદતની હોય છે, કેટલીક તે ત્ર

તો માત્ર ૧૦ અને ૧૨ વર્ષજ ચાલે છે ) તેમ થવું અશક્ય લાગે છે; અને ખેતીવાડીની બેંકો સ્થાપવી.

આ કોંગ્રેસ ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડની પ્રજાને અત્યંત ગંભીરતાપૂર્વક વિનંતિ કરે છે કે, વર્તમાન, નિઃશંક સારા ઇરાદા ધરાવનાર પરન્તુ અત્યંત અસંતોષકારક, રાજ્યતંત્રની ખામીઓથી જીંદગીનું વિશેષ બલિદાન ચાલવા ન દેવું, પરન્તુ શીઘ્રતાપૂર્વક આ સુધારાઓની પ્રાપ્તિને માટે આગ્રહ કરવો.

### લશ્કર વિષયક.

૪. ઠરાવ કરવામાં આવે છે કે, પહેલાંની કોંગ્રેસોની સાથે એકમત થઇને આ કોંગ્રેસ અભિપ્રાય દર્શાવે છે કે, દેશનું પૂરતું સંરક્ષણ અને અસરકારક બચાવ કરવાને માટે ઇચ્છનીય છે કે, સરકારે હિન્દી જાહેર મતનું શાંત્વન કરવું જોઇએ અને પોતાનાં ગૃહો અને પોતાની સરકારનો બચાવ કરવાનું હિન્દીઓને ઉત્તેજન આપવું, અને તેમને લાયક બનાવવા.–(તેને માટે.)

( ક ) હથીયારબંધીના કાયદા હેઠળના નિયમોમાં એવા ફેરફારો કરવા કે ધર્મ, વર્ગ, અથવા વર્ણના ભેદો વિના હિન્દના સર્વ રહેવાસીઓને અથવા અતિથિઓને તે એક સરખી રીતે લાગુ પડાય; જ્યાં જ્યાં જંગલી જનાવરો નિયમિત રીતે મનુષ્યની જીંદગી, ઢોર અથવા પાકનો નાશ કરતાં હોય ત્યાં ત્યાં ઉદારતાથી પરવાના અપાવવાની વ્યવસ્થા કરવી, અને નવા નિયમો અનુસાર આપેલા સર્વ પરવાના જીંદગી સુધી નભે એવા બનાવવા, માત્ર દુરૂપયોગની સાબીતી મળતાંજ તે રદ થાય, અને જે પ્રાંતિક હકુમતમાં તે આપવામાં આવ્યા હોય તે સઘળી હકુમતમાં તે ચાલવા જોઇએ.

( ખ ) હિન્દમાં લશ્કરી કૉલેજો (પાઠશાળાઓ) સ્થાપવી, જ્યાં કાયદાની વ્યાખ્યા અનુસાર હિન્દના દેશી લોકોને શક્તિ અને લાયકાતો પ્રમાણે હિન્દી સેનાના કમીશન્ડ અથવા નોન-કમીશન્ડ અમલદારો તરીકે લશ્કરી કારકીર્દિ માટે તેમને કેળવણી અને તાલીમ અપાય.

( ગ ) મહારાજ્યની સઘળી વધારે લડાયક જાતિઓમાં લશ્કરી ( મીલીશ્યા ) નોકરીની પદ્ધતિ સ્થાપવી; અને

( ઘ ) ગ્રેટબ્રિટનમાં પ્રવર્તે છે તેવી સ્વયંસેવકોની પદ્ધતિ હિન્દની પ્રજામાં મોટા પાયા પર સ્થાપવાની સત્તા આપવી અને તેને ઉત્તેજન આપવું.

### વેરા અને એકસાઇઝ.

૫. ઠરાવ કરવામાં આવે છે કે, દેશના રાજ્યતંત્રમાં વધારે હિન્દીઓને રાખવાના પગલા તરીકે, અને હિન્દની પ્રજાને કેવલ ન્યાય આપવાની બાબત તરીકે, પહેલાંની કોંગ્રેસોની સાથે સંમત થઇને આ કોંગ્રેસ જાહેર કરે છે કે, હિન્દમાં જાહેર નોકરીની કોઇપણ અને સર્વ દિવાની શાખાઓને માટેની સર્વ પરીક્ષાઓ હમણાં ફક્ત ઇંગ્લાંડમાં લેવાય છે, તે સાથે સાથે હવે પછી હિન્દમાં પણ લેવાવી જોઇએ.

૬. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પહેલાંની કોંગ્રેસો સાથે એકમત થઇને મજબૂત રીતે પક્ષ લે છે કે—

( ક ) મીઠા પરના વેરામાં હમણાં જે વધારો કરવામાં આવ્યો છે, તેટલો ઘટાડો કમમાં કમ તેમાં કરવો જોઇએ.

( ખ ) આયાત વેરો નાખવા યોગ્ય રકમની હદ ઓછામાં ઓછી ૫૦૦ ને બદલે ૧૦૦૦ની રાખવી જોઇએ.

( ગ ) ૧૮૯૦ ની પહેલી માર્ચના " ગેઝેટ ઓફ ઇન્ડીઆ " માં પ્રસિદ્ધ કરવામાં આવેલા ફરમાનના ૧૦૩, ૧૦૪ અને ૧૦૫ ફકરાઓમાં આકારવામાં આવેલી એકસાઇઝ નીતિનો સંપૂર્ણ અમલ સર્વ પ્રાંતિક સરકારો પાસે કરાવવાને માટે, અને ગામોમાં સ્થાનિક પસંદગીની સાદી પદ્ધતિ દાખલ કરાવવાને માટે હિન્દી સરકારે આગ્રહપૂર્વક દબાણ કરવું.

### કાયદો અને પોલીસ.

૭. ઠરાવ કરવામાં આવે છે કે, ઘણી બાબતોમાં ન્યાયખાતાનો અને પોલીસનો વહીવટ

અસંતુષ્ટ હોવાથી આ કોંગ્રેસ પહેલાંની કોંગ્રેસોની સાથે એકમત થઇને મજબૂત પક્ષ કરે છે કેઃ—

( ક ) કારોબારી અને ન્યાયખાતાં સંપૂર્ણ રીતે જુદાં પાડવાં, એવે પ્રકારે કે કોઇપણ રીતે બંને ફરજો એકજ અમલદારને એક સાથે મળશે નહિ.

( ખ ) દેશના ઘણા ભાગોમાં હમણાં જ્યાં જ્યુરીથી કામ ચલાવવાની પદ્ધતિ ચાલુ નથી ત્યાં તે પદ્ધતિ દાખલ કરવી.

( ગ ) જ્યુરીએ નિર્દોષ ઠરાવ્યાના ચુકાદાઓ રદ કરવાની સત્તા હાઇકોર્ટોને પ્રથમ ૧૮૭૨ માં આપવામાં આવી, તે સત્તા લઇ લેવી.

( ઘ ) ફોજદારી કામ ચલાવવાની રીતના કોડમાં એવી કલમ દાખલ કરવી કે, વોરંટવાળા મુકદ્દમાઓમાં આરોપીઓ માંગણી કરી શકે કે, મેજીસ્ટ્રેટ સમક્ષ તેમની પર કામ ચલાવવાને બદલે તેમને સેશન્સ કોર્ટમાં મોકલવા.

( ચ ) પોલીસ વહીવટમાં મૌલિક સુધારો કરવાને માટે હલકી જગ્યાઓની સંખ્યા ઘટાડવી, પગારો અને લાયકાતોમાં વધારો કરવો, અને તેમને દાખલ કરતી વખતે ઘણી વિશેષ કાળજી રાખવી અને ઉંચી જગ્યાઓને માટે ઉચ્ચતર શક્તિઓ વાળા ગૃહસ્થો પસંદ કરવા, જેઓ હાલના ઘણાખરાં પોલીસનાં ઉપરી ઇન્સપેકટર જનરલો, સુપ્રિન્ટેન્ડેન્ટો અને મદદનીશ સુપ્રિન્ટેન્ડેન્ટોના કરતાં પ્રજાના પ્રતિષ્ઠત લોકો સાથે વધારે સંબંધમાં આવેલા હોય અને લશ્કરી હકોનું વ્યસન ઓછું હોય.

### કેળવણી.

૮. ઠરાવ કરવામાં આવે છે કે, પહેલાંની કોંગ્રેસો સાથે એકમત થઇને આ કોંગ્રેસ કહે છે કે, કેળવણીની સર્વ શાખાઓમાં જાહેર ખર્ચ ઘટાડવાની રાજનીતિ સરકારની દેખાય છે તેને બદલે તેમાં વધારો કરવો જોઇએ, અને એ શાખાઓમાંની એક અતિ મહત્વની શાખા-પારિભાષિક (ટેકનીકલ) ને ઉત્તેજન આપવાને માટે, દેશની વર્તમાન ઔદ્યોગિક સ્થિતિની તપાસ કરવાને માટે એક મિશ્રિત કમીશન નીમવાની આવશ્યકતા છે.

### જનરલ બુથ.

૯. જનરલ બુથ તરફથી આવેલો નીચેનો તાર વાંચી સંભળાવવામાં આવ્યો.

" હિન્દના લાખો ભૂખે મરતા ગરીબ લોકોના દાવાઓ તરફ કોંગ્રેસનું ધ્યાન ખેંચવાની અને કોઇ એવી યોજના પર વિચાર ચલાવવાનો આગ્રહ કરવાની હું રજા લઉં છું કે, તેથી આ અસંખ્ય સાધનહીન લોકોને દેશની પડતર જમીન પર એવી સુપ્રયુકત અને મિત્રતાપૂર્ણ રીતે રાખી શકાય કે, તેમની વર્તમાન સ્થિતિમાં આરોગ્યપૂર્ણ જીવનની જે આવશ્યક સામગ્રી તેમને મળતી નથી તેને તેઓ પોતાને માટે મેળવી શકે; કોંગ્રેસના પ્રયત્નો તરફ ઇશ્વરની કૃપા થાય તેને માટે હું પ્રાર્થના કરૂં છું, અને મનુષ્યજાતિની સ્થિતિની સુધારણાને માટેના પ્રત્યેક પ્રયત્ન પ્રતિ હીલસોજી ધરાવું છું. તમારો વિ. "

ઠરાવ કરવામાં આવે છે કે, જનરલ બુથને જવાબમાં નીચે પ્રમાણે તાર મોકલવોઃ—

" કોંગ્રેસને તમારો આયાળુ સંદેશો મળ્યો, તેની પર વિચાર કર્યો, તેને માટે તમારો અંતઃકરણપૂર્વક આભાર માને છે. અર્ધ ભુખે મરતા પાંચથી છ કરોડ સાધનહીન લોકોની દુર્દશા કોંગ્રેસના અસ્તિત્વનું એક મુખ્ય કારણ છે, તેમને દેશની અંદર સ્થળાંતર કરવાની કોઇ પણ યોજનાથી દેખીતી રીતે રાહત મળી શકશે નહિ. આ વિસ્તારમાં ફેલાયલું દુઃખ જે પ્રતિકૂળ પરિસ્થિતિમાંથી ઉદ્ભવે છે, તેમાં ફેરફાર કરવાથીજ અને લોકોના નૈતિક ધોરણમાં ફેરફાર કરવાથીજ ફક્ત કાંઇક યથાર્થ રાહત શક્ય છે. પ્રથમના સંબંધમાં, કોંગ્રેસના કાર્યક્રમમાં હવે સર્વ મુખ્ય આવશ્યક સુધારાઓનો સમાવેશ થયો છે; બીજાના સંબંધમાં પ્રત્યેક પ્રાંતમાં અને પ્રત્યેક જ્ઞાતિમાં જાહેર અથવા ખાનગી મંડળો પ્રતિવર્ષ વધતા જતા ઉત્સાહથી કાર્ય કરી રહ્યાં છે. તેજ ક્ષેત્રમાં ઘણા ભલા મીશનરીઓ કામ કરી રહ્યા છે, અને અમે તમારો આભાર માનીએ છીએ કે, અમારા જનસમૂહોની ઉન્નતિ કરવાના ભલા કાર્યમાં તમારી ફોજ પણ હવે રોકાયલી છે. બંને દિશાઓમાં તમારા અને અમારા પ્રયત્

તેઓને વિજય મળો. અનેક ધર્મોની બનેલી કોંગ્રેસ જેઓ અમારા દુઃખી બંધુઓને લાભ આપવાને મથે છે તે સર્વને અંતઃકરણપૂર્વક આવકાર આપે છે."

## કોંગ્રેસનું કાર્ય.

૧૦. પહેલા ઠરાવ અનુસાર નીમાયલી કમિટીનો રીપોર્ટ વાંચવામાં આવ્યો. જે નીચે પ્રમાણે છેઃ—

"પોતાને સોંપવામાં આવેલી બાબત વિષે તમારી કમિટીએ વિચાર કર્યો છે, અને વિષય નિર્ણાયક કમિટીના કેટલાક સભ્યો અને બીજા પ્રતિનિધિઓની સામાન્ય રીતે સલાહ લીધી છે. તેઓનો સ્પષ્ટ અભિપ્રાય છે કે, બ્રિટિશ બેઠક ભરાતાં સુધી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની વાર્ષિક બેઠક બંધ કરવી ઇષ્ટ નથી, અને અત્યાર સુધીના નિયમો અનુસાર ભવિષ્યની કોંગ્રેસો ભરવી."

ઠરાવ કરવામાં આવે છે કે, સઘળા આવશ્યક સુધારા સંપાદન થાય નહિ ત્યાં સુધી હિન્દમાં કોંગ્રેસની વાર્ષિક બેઠકો ભરવી ચાલુ રાખવી.

૧૫. ઠરાવ કરવામાં આવે છે કે, ઇંગ્લાંડમાં હવે સામાન્ય ચુંટણી થવાનો સમય આવી પહોંચ્યો છે તેથી, અને આપણી બ્રિટિશ કમિટીની ભલામણ અનુસાર, સર્વ સંયોગો સાનુકૂળ હોય તો ૧૮૯૨ માં ઇંગ્લાંડમાં કમમાં કમ ૧૦૦ પ્રતિનિધિઓની કોંગ્રેસ ભરવી એવો ઠરાવ ૧૮૯૦ ની કલકત્તાની કોંગ્રેસે પસાર કર્યો હતો, તદનુસાર કરવામાં આવેલી તાત્કાલિક વ્યવસ્થાઓ હવે એ સામાન્ય ચુંટણી થઇ જાય ત્યાં સુધી મુલત્વી રાખવી.

૧૬. ઠરાવ કરવામાં આવે છે કે, વ્યક્તિગત બક્ષીસો ઉપરાંત રૂ. ૪૦,૦૦૦ ની રકમ કોંગ્રેસની બ્રિટિશ કમિટીના ખર્ચને માટે, અને જનરલ સેક્રેટરીની ઓફીસ અને ખાતા માટે રૂ. ૬,૦૦૦ ની રકમ કાઢી આપે છે, અને ૧૮૯૨ ના વર્ષની કમિટીમાં ઠરાવ્યા પ્રમાણે જૂદાં જૂદાં મંડળોએ તેમાં ફાળો આપવો.

## જંગલના કાયદા.

૧૧. ઠરાવ કરવામાં આવે છે કે, જંગલના કાયદાના વ્યાવહારિક વહીવટથી ખાસ કરીને દક્ષિણ હિન્દમાં અત્યંત ગંભીર અસંતોષ ઉત્પન્ન થયો છે તેથી હિન્દી સરકારને અત્યંત માનપૂર્વક પરન્તુ ગંભીરતાપૂર્વક વિનતિ કરવામાં આવે છે કે, એની કાળજીપૂર્વક તપાસ ચલાવવી, અને તેની કઠોરતા ઓછી કરવાના અને વધારે ગરીબ વર્ગોને તે ઓછા હેરાન કરનારા બનાવવાના પ્રયત્નો કરવા.

## કોંગ્રેસનો આભાર.

૧૨. ઠરાવ કરવામાં આવે છે કે, સર ડબલ્યુ. વેડરબર્ન, અને બ્રિટિશ કોંગ્રેસ કમિટિના સભ્યોએ ગત વર્ષમાં હિન્દની જે સેવાઓ કરી છે, તેને માટે આ ઠરાવથી આ કોંગ્રેસ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે, અને અહીંયાં કોંગ્રેસ જે પ્રશ્નો હાથ ધરે તેમાં જ ફક્ત નહિ પરન્તુ કોંગ્રેસે સ્વીકારેલો કોઇ પણ સિદ્ધાંત સમાયલો હોય એવી તેમની સમક્ષ યોગ્ય રીતે રજુ કરવામાં આવેલી સર્વ હિન્દી બાબતોમાં રસ લઇને હવે પછીથી પોતાની ઉપયોગિતાનું ક્ષેત્ર વિસ્તૃત બનાવવાનો તેમને માનપૂર્વક આગ્રહ કરે છે.

૧૩. ઠરાવ કરવામાં આવે છે કે, મર્હુમ મી. ચાર્લ્સ બ્રૅડ્‌લૉએ હિન્દના હિતની ખાતર જે અસામાન્ય સેવાઓ કરી છે, તેને માટે આખા દેશમાં બતાવાયલી કૃતજ્ઞતાની, અને તેમના અકાળ મૃત્યુથી ઉંડો અને સાર્વદેશીય શોક ઉત્પન્ન થયો છે તેની આ કોંગ્રેસ નોંધ લે છે; અને પ્રમુખની સહી સાથે આ ઠરાવની એક નકલ બ્રિટિશ કમિટિ દ્વારા મીસીસ બ્રૅડ્‌લૉ બોનરને મોકલી આપવી.

૧૪. ઠરાવ કરવામાં આવે છે કે, પા સૈકાથી પણ વધારે સમયમાં રા. દાદાભાઇ નવરોજીએ હિન્દની જે મહાન સેવાઓ બજાવી છે, તે વિષેના ઉચ્ચ અભિપ્રાય અને ઉંડી કદરની આ કોંગ્રેસ આ ઠરાવથી વિધિસર નોંધ લે છે; તેમનામાં

તે પોતાનો દૃઢ વિશ્વાસ દર્શાવે છે અને અંતઃકરણપૂર્વક આશા રાખે છે કે, સેન્ટ્રલ ફીન્સબરી તરફની પોતાની ઉમેદવારીમાં આવતી ચુંટણી વખતે તે વિજયી નીવડો, અને દિવાને આમમાં જગ્યા મેળવવાને માટે ઇંગ્લાંડમાં ફીન્સબરી અથવા અન્ય કોઇ જગ્યાના જે જે લોકોએ તેમને મદદ આપી હોય અથવા આપે તે સર્વનો પોતે જે અસંખ્ય પ્રજાની પ્રતિનિધિ છે તે પ્રજાની વતી અંતઃકરણપૂર્વક આભાર માને છે.

સામાન્ય.

૧૭. ઠરાવ કરવામાં આવે છે કે, આવતા વર્ષને માટે મી. એ. ઓ. હ્યુમ અને પંડિત અયોધ્યાનાથને જનરલ અને સંયુક્ત જનરલ સેક્રેટરીઓ તરીકે એકવાર ફરીથી ચુંટી કાઢવામાં આવે છે.

૧૮ ઠરાવ કરવામા આવે છે કે, આઠમી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ ૧૮૯૨ની ૨૬ મી ડીસેમ્બરે અલાહાબાદમાં મળશે.

# આઠમું પ્રકરણ.

## આઠમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

ચોથી કોંગ્રેસ અલ્લાહાબાદમાં લોયર કેશલ અને તેની જમીનમાં ભરાઇ હતી, તેજ જગ્યાએ આઠમી રાષ્ટ્રીય કોંગ્રેસ ૧૮૯૨ ની ૨૮ મી ડીસેમ્બરે અલ્લાહાબાદમાં મળી, પરન્તુ તે સમયે અલ્લાહાબાદમાં અમલદારી તત્વોની સામે ટકવાના નિવાસ સ્થળ તરીકે ઉભે પગે ફીરાયે આપવાને બદલે હવે તે જમીન દરભંગાના મહારાજાએ વાપરવા આપી હતી. મહારાજા રાષ્ટ્રીય હીલચાલને ઉત્સાહપૂર્વક સહાય આપતા હતા, અને તેમણે લોયર કેસલનો કબજો લીધેલો હોવાથી, હર્ષપૂર્વક તેમણે તે સ્થળ કોંગ્રેસને સ્વાધીન કર્યું. કોંગ્રેસનો મંડપ બાંધવામાં આવ્યો તેમાં પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો માટે ૩,૫૦૦ ખુરશીઓ નાંખવામાં આવી હતી.

દેશના પ્રતિનિધિઓ નીચે પ્રમાણે આવ્યા હતાઃ—

| | |
|---|---|
| મદ્રાસ | ૩૮ |
| મુંબાઈ | ૭૭ |
| મધ્ય પ્રાંતો, વરાડ અને સીકંદ્રાબાદ | ૬૩ |
| બંગાલ | ૧૦૫ |
| વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા | ૩૨૩ |
| પંજાબ | ૧૯ |
| | ૬૨૫ |



શ્રી. ડબલ્યુ. સી. બોનરજી.
આઠમી કોંગ્રેસના પ્રમુખ.

પંડિત બિશંભરનાથ સ્વાગત સભાના પ્રમુખ હતા. તેમની તબીયત બહુ નબળી હતી, પરન્તુ તેમણે એક ટુંકું પણ પ્રસંશનીય ભાષણ આપ્યું. પ્રતિનિધિઓને આવકાર આપ્યા પછી ચુસ્ત દેશભકત પંડિત અયોધ્યાનાથના મૃત્યુથી હીલચાલને કેટલી ખોટ ગઇ હતી તે લાગણીભર્યા શબ્દોમાં દર્શાવ્યું, અને પછી કોંગ્રેસની તરફેણમાં થોડાક શબ્દો કહ્યા.

"પ્રત્યેક સાચા અંગ્રેજના હૃદયમાં સ્વાતંત્ર્ય પ્રેમ સ્વયંભૂ ઉદ્ભવે છે, તેના હૃદયમાં જોઇને હર્ષ થવો જોઇએ કે બ્રિટિશોએ હિન્દ લીધું, તેના ઇતિહાસમાં એવો ઉજળો દિવસ આવી પહોંચ્યો છે કે, દેશનાં બાળકો પોતાના મર્ગ પર ઉભાં થતાં શિખ્યાં છે, અને હવે સનદશીર પ્રકારે પોતાના ન્યાયી હકોની માગણી કરે છે. ભવિષ્યની પ્રજા તેમજ આપણી હીલચાલનો ઇતિહાસ જ્યારે શાંતિથી લખવામાં આવશે ત્યારે તે તેની કાયદેસર નેમો અને વ્યાજબી ઉદ્દેશો ઉભયની ન્યાયયુકત કદર બુઝશે, એની મને ખાત્રી છે. આ હીલચાલ સ્થાપિત સત્તાનો પાયો ખોદી નાખશે, અને તેને નષ્ટ કરશે, એવો આક્ષેપ જેઓ કરે છે તેઓ ભૂલ કરે છે, એટલુંજ નહિ, પણ પાપ કરે છે, અને વળી ઘોર પાપ કરે છે...હવે ઓગણીશમી સદીના

અંત સુધી આપણે આવી પહોંચ્યા છીએ, અને સનદશીર સાધનોથી કેવળ કાયદેસર ચળવળને સ્વીકારનાર રાજ્યના છત્ર નીચે રહીએ છીએ. તેથીજ આપણને એવો માર્ગ ગ્રહણ કરવાની આવશ્યકતા ઉભી થઇ છે. આવી ચળવળ વર્તમાન સંસ્કૃતિને આશીર્વાદ કે શાપ સમાન છે તેની ચર્ચા હું અહીંયાં કરવા માગતો નથી. આપણે આગળ વધવું જોઇએ અને વેગથી આગળ વધવું જોઇએ અને આપણા અભિલાષની નેમ પ્રાપ્ત કરીએ નહિ ત્યાં સુધી ચળવળ બંધ કરવી ન જોઇએ."

રા. પી. આનન્દ ચાર્લુએ બાબુ ડબલ્યુ. સી. બોનરજીની પ્રમુખ તરીકે ચુંટણી કરવાની દરખાસ્ત મુકી, અને રા. ડી. ઈ. વાચ્છાએ તેને અનુમોદન આપ્યું. તેની પર મત લેવામાં આવ્યો અને તે દરખાસ્ત સર્વાનુમતે પસાર કરવામાં આવી, અને તેમણે ખુરસી લીધી. દરભંગાના મહારાજાનો એક તાર વાંચવામાં આવ્યો, તેમાં લાહર કેસલમાં પધારેલા પ્રતિનિધિઓને આવકાર આપ્યો હતો, અને "તે મીલ્કત મેં લીધા પછી તેનો કોંગ્રેસને માટે ઉપયોગ થાય છે" તેને માટે પોતાનો આનંદ દર્શાવ્યો.

બાબુ બોનરજીએ પ્રમુખ તરીકેના પોતાના ભાષણમાં સામાજિક પ્રશ્નોમાં કોંગ્રેસે શામાટે માથું મારવું ન જોઇએ, તેનાં કારણો દર્શાવ્યાં, અને પછી ૧૮૮૮ માં અલ્લાહાબાદમાં કોંગ્રેસ મળી હતી તે સમયે તેની સ્વાગત સભાના પ્રમુખ પંડિત અયોધ્યાનાથ અને કોંગ્રેસના પ્રમુખ મી. જ્યોર્જ યુલનાં મરણોથી ટીલચાલને કેટલી ખોટ ગઈ હતી તે થોડા શબ્દોમાં કહ્યું. લૉર્ડ ક્રોસનો હિન્દી ધારાસભાઓનો ખરડો પસાર થયો હતો તે વિષે તેમણે ઇસારો કર્યો. તે ખરડાની કીંમત તેને અમલમાં મુકવાને ઘડવામાં આવેલા નિયમો પર હતી. પછી સેન્ટ્રલ ફીન્સબરીના મતદારોએ શ્રી. દાદાભાઇ નવરોજીને પાર્લામેન્ટમાં ચુંટી કાઢયા, તેને માટે કોંગ્રેસને તેમણે અભિનંદન આપ્યું. એથી પોતાનો પોકાર સંભળાવવાના હિન્દના હકનો કબુલ અને ઉદાર સ્વીકાર થયો હતો. ઉચ્ચતર કેળવણીને માટેની ગ્રાન્ટો પાછી ખેંચી લેવાની વિરૂદ્ધ લાગણીપૂર્વક બોલ્યા, અને બંગાળના સાત જીલ્લાઓમાં ગંભીર મુકદ્દમાઓમાં જ્યુરીથી કામ ચલાવવાનું બંધ કરવામાં આવ્યું તેની વિરૂદ્ધ કટુ શબ્દો ઉચ્ચાર્યાં.

આપણી ચળવળની અવગણના કરવામાં આવશે, કેમકે તે ચળવળ માત્ર 'દેશી' છે, એમ કેટલાકોએ કહેલું તેના જવાબમાં પોતાના ભાષણની સમાપ્તિ કરતાં હિન્દીઓના પોતાની ફર્યાદો સંભળાવવાના હકક વિષે ઘણી સરસ અપીલ કરી.

"આપણા પોકારમાં આપણા યુરોપી બંધુ પ્રજાજનોનો પોકાર ઉમેરાયો નથી, તેથી શું આપણો પોકાર સાંભળવામાં નહિ આવે? આપણા યુરોપીય બંધુ–પ્રજાજનો પાસેથી આપણને જે જે સહાય મળે તે તે સર્વને આપણે આવકાર આપીશું, પહોળા હાથ કરી આવકાર આપીશું, પરન્તુ, તે બાબુએ રાખતાં, આપણા પોકારનો તિરસ્કાર શામાટે થવો જોઇએ? આપણને જ ડંશ લાગે છે; આપણેજ સહન કરવું પડે છે; અને જ્યારે આપણે બુમ પાડીએ છીએ, ત્યારે આપણને કહેવામાં આવે છે "અરે, અમે તમારૂં કહેલું સાંભળી શકીશું નહિ; તમારી ચળવળ તિરસ્કરણીય અને નિરૂપયોગી અને અધમ છે, અને અમે એમ તમારૂં કહેલું સાંભળીશું નહિ." એક સમય એવો હતો કે બીન-અમલદાર યુરોપીઅનોની સહાયથી આપણે દેશના દેશીઓ કોઇપણ બાબત વિષે ચળવળ કરતા, ત્યારે સરકારના ખાંધીઆઓ વિજયસૂચક ધ્વનિથી કહેતાઃ "એ ચળવળ દેશના દેશીઓની ચળવળ નથી, પરન્તુ થોડાક અસંતુષ્ટ યુરોપીયનોએ ઉપસ્થિત કરેલી છે. તેમને સાંભળતા નહિ. તે તેમનો સાચો પોકાર નથી; તે આ યુરોપીઅનોનો પોકાર છે." અને હવે આપણને કહેવામાં આવે છેઃ "તેમને સાંભળતા નહિ; તે તેમનો પોતાનો પોકાર છે, અને યુરોપીઅનોનો પોકાર નથી."

પછી પ્રતિનિધિઓએ ચુંટેલી વિષય નિર્ણાયક સભાનાં નામો કોંગ્રેસ સમક્ષ રજુ કરવામાં આવ્યાં, અને તે કોંગ્રેસે મંજુર કર્યાં. શ્રી. દાદાભાઇ નવરોજીને એક તાર મોકલવામાં આવ્યો, તેમાં દિવાને આગમાં તેમની ચુંટણી થઇ તેને માટે અભિનંદન આપવામ આવ્યું હતું અને

સેન્ટ્સ્‌ક્રીન્સબરીના મતદારોનો ઉપકાર માનવામાં આવ્યો હતો, અને કૉંગ્રેસ મુલત્વી રહી.

૨૯ મી ડીસેમ્બરની બેઠકની શરૂઆતમાં મી. ગ્લૅડ્સ્ટનના ૮૩ મા જન્મ દિવસે અભિનંદનનો તાર મોકલવામાં આવ્યો, અને પછી પ્રમુખે કામ ચલાવવાના નિયમો વાંચી સંભળાવ્યા.

રાય બહાદુર આનંદ ચાર્લુએ પ્રથમ ઠરાવ રજૂ કર્યો. તેમાં હિન્દી ધારાસભાઓના ખરડાનો સ્વીકાર કરવામાં આવ્યો; પરન્તુ પોતાના પ્રતિનિધિઓ ચુંટવાનો હિન્દી પ્રજાનો હકક તેમાં સ્પષ્ટ સ્વીકારવામાં આવ્યો ન હતો તેથી શોક દર્શાવવામાં આવ્યો, અને રાય બહાદુર આનન્દ ચાર્લુએ તે શોક પર ભાર મુકયો. તેમણે મી. ગ્લૅડ્સ્ટનના શબ્દો ટાંકયા કે, "હિન્દી પ્રજાના કેવળ નામનાજ નહિ પરન્તુ સત્ય જીવંત પ્રતિનિધિત્વની હું આશા રાખું છું." લૉર્ડ સેલીસ્બરીએ કહ્યું છે કેઃ—

"જો આપણે તે કરવું હોય અને તે કરવાની ફરજ પડે, તો આપણે તે પદ્ધતિસર કરવું જોઈએ, અને કાળજી રાખવી જોઇએ કે, અકસ્માત રચાયલા મંડળોને નહિ, બલ્કે તે સ્થળના લોકોના નાના વિભાગોને નહિ, પરંતુ હિન્દની સમગ્ર પ્રજાના જીવંત બળ અને ચૈતન્યમય શક્તિઓને પ્રતિનિધિત્વ આપવાનો અર્થ સારે એવું સાચાકામ આપવું.

બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ અનુમોદન આપતાં, ત્યાર પછી વારંવાર સાંભળવામાં આવતો આક્ષેપ જણાવ્યો કે, કૉંગ્રેસની હીલચાલની અવગણના થઇ છે, અને ઉમંગ ઘટતો જાય છે, અને કહ્યું કે, ખુદ આ કાયદો કૉંગ્રેસને આભારી છે, અને પ્રગતિનાં બીજ ચિન્હો દર્શાવ્યાં. મી. ગ્લૅડ્સ્ટને ૧૮૯૨ માં કહ્યું હતું કે, પ્રતિનિધિત્વ વાળી સંસ્થાઓ "પવિત્ર મીલ્કત છે. અને અંગ્રેજ પ્રજાની સંભાળ અને વાલીપણાને સોંપવામાં આવી છે."

"ઍંગ્લો-સૅક્સન" જાતિના આ અમૂલ્ય વારસામાં આપણને દાખલ કરવાની આપણે મી. ગ્લૅડ્સ્ટનને વિનતિ કરીએ છીએ, તેના સાથીઓને વિનતિ કરીએ છીએ. જ્યાં જ્યાં ઇંગ્લાંડનો વાવટો ફરે છે, ત્યાં ત્યાં સ્વરાજ્ય જોવામાં આવે છે. ઉત્તરના શીત કટિબંધમાં અથવા વિષુવવૃત્તની પ્રચંડ ગરમીમાં અથવા દક્ષિણ સમુદ્રોના દૂર પ્રદેશોમાં પોતાનાં સંસ્થાનોમાં અંગ્રેજો ભરાયા હોય ત્યાં પણ સ્વરાજ્ય જોવામાં આવે છે. આપણે અંગ્રેજો નથી, અથવા અંગ્રેજ જાતિ કે લોહીના નથી, પરન્તુ આપણે બ્રિટિશ પ્રજા, એક મહાન્ અને સ્વતંત્ર મહારાજ્યના નાગરિકો છીએ; દુનિયાના એક ઉમદામાં ઉમદા રાજ્ય બંધારણની સંરક્ષક છાયામાં આપણે રહીએ છીએ. અંગ્રેજોના હકકો આપણા છે, તેમનું રાજ્ય બંધારણ આપણું છે; પરન્તુ તેમાંથી આપણો બહિષ્કાર કરવામાં આવ્યો છે. એ બહિષ્કાર કયાં સુધી નભશે? તેનો ઘણો આધાર આપણી પોતાની પર રહેશે. જો આપણે કૉંગ્રેસની પ્રણાલિકાઓને વફાદાર રહીશું, અને આપણા મહાન્ સરદારના ઉમદા બોધને પાળીશું (તેમનું શરીર અહીંયાં હાજર નથી, પરન્તુ આત્મા આપણી સમીપ હાજર છે), જો તેમના ઉમદા જીવનના ઉન્નત ધોરણ પ્રમાણે રહીએ, આત્માર્પણના જુસ્સાથી આપણે આપણા પ્રયત્નોને પવિત્ર કરીએ, આપણા આર્થિક આત્મભોગમાં પાછું ભાળી ન જોઇએ, થાકયા વિના અંગત પ્રયત્નો કરીએ, તો અવતત થયલી પ્રજાઓનાં ભાવિ સંભાળનાર મહાન્ પ્રભુ પોતાને ઉચિત લાગશે તે સમયે પોતાની શ્રેષ્ઠ બક્ષિસોનો આપણીપર વર્ષાદ વર્ષાવી મુકશે; અને થોડો સમય આપણે અટકીએ, અને હમણાં જે વાવટો ઉંચે ફરકાવીએ છીએ તે આપણા હેઠા પડતા હાથમાંથી પડી જાય, તથાપિ મને વિશ્વાસ છે કે, નજીકના ભવિષ્યમાં બીજા એવા નીકળી આવશે કે, તેઓ આપણા કરતાં વધારે સારી પરિસ્થિતિમાં હશે, અને તે વાવટો લઇ વિજય સંપાદન કરશે, અને આ હીનભાગી દેશમાં સ્વતંત્રતાના સિદ્ધાંતોની સ્થાપના કરશે, જે સિદ્ધાંતો આપણા સામાન્ય રાષ્ટ્રનાં ભિન્નભિન્ન બની ગયલાં તત્ત્વોનો એક સમૂહ કરશે, અને સાથે સાથે વિશાળ અને અગણિત પ્રજાનાં પ્રેમ, કૃતજ્ઞતા અને સંતોષના એજ અવિકારી પાયા પર આ દેશમાં બ્રિટનનું સામ્રાજ્ય ટકી શકે તે પાયા પર તેને મુકશે."

રાજા રામપાલ સિંહ, ડૉ. એમ બી. મામ જોશી, રા. ઉમાશંકર, હાફીઝ મહમ્મદ અબ્દુલ રહીમ, અને મૌલવી વહબ-ઉદ્-દીને ઠરાવને અનુમોદન અને વિશેષ અનુમોદન અપાયા પછી તેને સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

જાહેર નોકરીના કમીશનના રીપોર્ટ પર ઠરાવ કરીને હિન્દી સરકારે તે કમીશનની દરખાસ્તો પણ સંકુચિત કરી નાખી હતી, તેને માટે કોંગ્રેસે બીજા ઠરાવમાં ઉંડો શોક દર્શાવ્યો. રા. જી. કે. ગોખલેએ તે રજુ કર્યો હતો, તેમણે બતાવી આપ્યું કે કમીશનના રીપોર્ટે હિન્દીઓની સ્થિતિ ખરેખાત પહેલાંના કરતાં વધારે ખરાબ કરી હતી. ૧૮૭૯ ના નિયમો અનુસાર સઘળી જગ્યાઓનો છઠ્ઠો ભાગ દર વર્ષે આપણને મળ્યો છે, અને ખાસ રાખવામાં આવેલી અને નહિ આવેલી ૬૦૦+૧૫૦ જગ્યાઓ છે તેથી હિન્દીઓને ૧૨૫ જગ્યાઓ મળી હોત. પરન્તુ જાણે જાદુઇ ખેલ કર્યો હોય તેમ, આપણે માટે ફક્ત ૧૦૮ જગ્યાઓ અલગ રાખવામાં આવી છે. કમીશને ફક્ત હિન્દીઓને માટે રાખેલી પ્રાંતિક સર્વીસમાં આ ૧૦૮ નો સમાવેશ થઇ ગયો હોત. પરન્તુ હિન્દી પ્રધાને એમાંની ૯૩ કે ૯૪ એક જૂદી યાદી પર રાખી અને ૧૮૭૦ ના કાયદાની રૂયે તે જગ્યાઓને માટે નીમણુંકો કરશે. રા. ગોખલેએ સ્પષ્ટ કહ્યું: સરકારની મુનસફીનો દુરૂપયોગ કરવામાં નહિ આવે એની મને ખાત્રી થતી નથી. આ પ્રમાણે ૧૦૮ અથવા ૯૩ જગ્યાઓની નિશ્ચિતતા હિન્દે ગુમાવી, અને તે સરકારની મુનસફી પર રાખવામાં આવી ભલામણ કરવામાં આવેલી સંખ્યા કમી કરવામાં આવી, સર્વથી ઉંચી જગ્યાઓ પાછી ખેંચી લેવામાં આવી હતી, અને

" સરકારે પોતાના હાથમાં વિશાળ અને ભયાનક મુનસફી રાખી છે, જેનો લગભગ દુરૂપયોગ થવાની ખાત્રી છે અને જાહેર નોકરીની વધારે ઉંચી જગ્યાઓ પર મોટી સંખ્યામાં નીમાવાના આપણા દાવાઓને સંપૂર્ણ ન્યાય આપવાને માટે ગભીરતાપૂર્વક નીમાયલા કમીશનના પરિશ્રમોનું એ સઘળું ફળ છે ! "

એક સાથે પરીક્ષાઓ લેવા વિષે રા. ગોખલેએ જુસ્સાપૂર્વક કોપયુક્ત ઉદ્ગારો કાઢયા.

" ભૂતકાળમાં આપણને અપાયલાં વચનોને માટે પશ્ચાત્તાપ કરવાનું લક્ષણ આપણા રાજ્યકર્તાઓ થોડો સમય થયાં બતાવી રહ્યા છે, તેની દુર્ભાગ્યે ના પાડી શકાશે નહિ; અને એક દિવસ પીઠ ફેરવીને તેઓ કહે કે, એ વચનો પાળવાનો ઇરાદો કદાપિ રાખવામાં આવ્યો ન હતો તો મને આશ્ચર્ય લાગશે નહિ. તેમ થવાનું હોય તો તેમને માટે બ્હેતર એ છે કે, રદ્દી કાગળો તરીકે એ સઘળાં વચનોને ખુલ્લી અને જાહેર રીતે અગ્નિની જ્વાળામાં ફેંકી દેવાં, અને આપણને સદાને માટે કહી દે કે આપણે એક જીતાયલી પ્રજા છીએ, અને કાંઇ હક્કો મળી શકશે નહિ. થોડો સમય થયાં સરકારની રાજનીતિ ઉલટી દિશામાં જાય છે તે દરેકને સ્પષ્ટ માલુમ પડ્યું છે. જ્યાં જ્યાં આપણી નજર ઠરે છે ત્યાં ત્યાં આપણને માલૂમ પડે છે કે, સરકારના મનમાં નઠારો ફેરફાર થતો જાય છે. બંગાળમાં જ્યુરી વિષેના હુકમનો, અથવા કેળવણીની ગ્રાન્ટો ઘટાડી તે વિષે, અથવા મ્યુનિસિપાલીટીઓ તરફ ચલાવવામા આવતા વર્તનનો વિચાર કરો અને તમને લાગી આવ્યા વિના રહેશે નહિ કે, દરરોજ વધતી જતી ઇર્ષ્યા અને અવિશ્વાસપૂર્ણ વર્તન સરકાર આપણી સાથે ચલાવે છે. અને આ અવિશ્વાસના રાજ્યમાં જલદી ફેરફાર કરવામાં નહિ આવે, સરકારની રાજ્યનીતિમાં અધિક દીલસોજીભરી લાગણીઓ નહિ પ્રેરાય, ત્યાંસુધી આ દેશને માટે અધિક શોકપૂર્ણ દિવસો આવવાનાજ. "

આ ચેતવણીની અવગણના કરવામાં આવી. એક હિન્દી તરીકે જે ભયો અસ્તિત્વમાં હોવાનું તેમને જ્ઞાન હતું, અને સરકારને કાંઇપણ જ્ઞાન ન હતું તે ભયોની સરકારને ચેતવણી આપનાર રા. ગોખલેને મિત્ર ગણવાને બદલે દુશ્મન ગણવામા આવ્યા, અને પોલીસ જાસુસો તેમની પાછળ પડયા. જ્યારે નિરાશાએ અરાજકતાને જન્મ આપ્યો, ત્યારે તેમના શબ્દોનું સ્મરણ કરવામાં આવ્યું—બહુ મોડું.

પંડિત મદન મોહન માલવીયે ઠરાવને અનુમોદન આપ્યું, અને કેટલાક આંકડા આપીને બતાવ્યું કે, આ દેશના લોકોની વધતી જતી

ગરીબાઇનું એક મુખ્ય કારણ એ છે કે, જાહેર નોકરીની મોટી જગ્યાઓ પર યુરોપીઅનોની મોટી સંખ્યા નીમવામાં આવે છે અને તેથી હિન્દનાં પુષ્કળ નાણાં પરદેશ ખેંચાઇ જાય છે. પણ હિન્દી સીવીલ સર્વીસને માટે હિન્દમાં અને ઇંગ્લાંડમાં એક સાથે પરીક્ષાઓ લેવાની ના પાડવામાં હિન્દને થયલા અન્યાય તરફ પાર્લામેન્ટનું ધ્યાન રા. દાદાભાઇ નવરોજીએ ખેંચ્યું હતું, તેમને અનુમોદન આપ્યું. સર્વીસ હિન્દી હોવાથી ખરેખર તો પરીક્ષાઓ ફક્ત હિન્દમાં લેવાવી જોઇએ.

"પોતાના દેશમાં નોકરી કરવાની લાયકાત મેળવવાને માટે, એક પરીક્ષામાં ઉત્તીર્ણ થવા માટે પોતાના દેશથી ૧૦,૦૦૦ માઇલ દૂર જવાની આ દેશના લોકોને ફરજ પાડવામાં અસાધારણ અન્યાય છે. અન્ય કોઇપણ પ્રજાને આવો ભયાનક ગેરલાભ ભોગવવો પડતો નથી. ઇંગ્લાંડ જેવા બળવાન રાજ્યની આપણે પ્રજા છીએ તેથી આપણે એકલાઓએજ તે ભોગવવો જોઇએ શું ? આપણે જાણીએ છીએ કે, ઇંગ્લાંડમાં એક રાક્ષસનું બળ છે, પરન્તુ પ્રભુએ તેની સંભાળ નીચે મુકેલી પ્રજા પાસે અન્યાયયુક્ત શરતો બળપૂર્વક કબુલ કરાવવામાં તેણે તેનો રાક્ષસની જેમ ઉપયોગ કરવો જોઇએ નહિ, અને બીજી કેટલીક બાબતોની જેમ આ બાબતમાં પણ વધારે ઉમદા વિચારોથી તેણે દોરાવું જોઇએ, અને જોવું જોઇએ કે, તેનાં માનવંત મહારાણી અને તેના મુત્સદ્દીઓએ ન્યાય અને સુરાજ્યના જે ઉમદા સિદ્ધાંતો બાંધ્યા છે, અને જે સિદ્ધાંતો તેનો પોતાનો વહીવટ ચલાવવામાં માર્ગદર્શન કરાવે છે, તે સિદ્ધાંતોને માત્ર શબ્દોમાં નહિ પરન્તુ વ્યવહારમાં અનુસરીને તેની પર રાજ્ય ચલાવવું જોઇએ. માત્ર આપણે ન્યાયને માટે પ્રાર્થના કરીએ છીએ, મહેરબાનીને માટે નહિ."

રા. ગોખલે અને પંડિત મદન મોહન ૧૮૯૨ માં બોલ્યા હતા. ૨૩ વર્ષ પસાર થઇ ગયાં છે, અને આ નાની માગણી સંતુષ્ટ કરવામાં આવી નથી ! પોતાનાજ દેશમાં નોકરીનો હક્ક ભોગવવા માટે, દરેક વર્ષે ખુલ્લી રાખવામાં આવતી જગ્યાઓ માટે, હરીફાઇની પરીક્ષાઓ આપીને હિન્દી સીવીલ સર્વીસમાં દાખલ થવાની તક મેળવવા માટે હજી હિન્દના પુત્રોને ૧૦,૦૦૦ માઇલની મુસાફરી કરવી પડે છે. અને આમ હોવા છતાં, જે માગણી મંજુર કરવાથી ઇંગ્લાંડને કોડીનો ખર્ચ થતો નથી, અને અહીંની તેની આપખુદીના મૌલિક અન્યાયને સ્પર્શ થતો નથી, તે અપાતી નથી અને આપણને કહેવામાં આવે છે કે, હમણાં કોઇ વિવાદાત્મક પ્રશ્ન ઉપસ્થિત નહિ કરો, અને તેની સદ્ભાવના પર વિશ્વાસ રાખો કે તે યુદ્ધ પછી આપણને સ્વરાજ્ય આપશે.

રા. જનાર્દન રઘુનાથ નીમકર, મૌલવી ઉમરાવ મિરઝા હેરત, અને રાય જોતીન્દ્રનાથ ચૌધરીએ ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું. રાય જોતીન્દ્રનાથ ચૌધરીએ કહ્યું:—

"પોતાના દેશની નોકરી કરવી એ હક્ક તે દેશના લોકો પાસેથી લઇ શકાય નહિ. તેથી આ દૃષ્ટિએ મને લાગે છે કે, જે સઘળી જગ્યાઓ દેશના દેશીઓને સહીસલામત રીતે આપી શકાય અને જે જગ્યાઓ પર પરદેશીઓ નીમાયલા છે, તે જગ્યાઓ કુદરતી હક્કથી પ્રજાની છે, તે જગ્યાઓ લોકો પાસેથી લૂંટી લેવામાં આવી છે, ખાસ કરીને હિન્દમાં એમ છે, કેમકે સર્વ ઉચ્ચતર જગ્યાઓમાંથી આપણને હિન્દીઓને અત્યંત નિર્દયતાપૂર્વક અટકાવવામાં આવેલા છે."

મુન્શી રોશનલાલે જ્ઞાતિની મુશ્કેલી બતાવી, જે સરકાર સારી રીતે જાણે છે, અને પ્રવાસમાં તથા ઇંગ્લાંડમાં રહેવાથી જે ખર્ચ થાય છે તેથી હિન્દીઓને માટે નામની ખુલ્લી મુકવામાં આવેલી સર્વીસની કીંમત ઘણી ઘટી જાય છે. ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

તે વખતેજ ન્યાયી અને કારોબારી ખાતાં જૂદાં પાડવા વિષેના અતિ પરિચિત થઇ ગયલા વિષય પર રા. આર. એન. મુધોલકરે ત્રીજો ઠરાવ રજુ કર્યો. તે ઠરાવ ત્યાર પછીથી ૨૨ વખત રજુ કરવામાં અને પસાર કરવામાં આવ્યો છે, પરન્તુ વ્યર્થ. એકજ અમલદાર દીવાની ન્યાયાધીશ હોય, ફોજદારી ન્યાયાધીશ હોય, અને મહેસુલી અમલદાર હોય એવા પુરૂષોનો પોતાને થયલો અનુભવ રા. મુધોલકરે કહ્યો, તેમની અદાલતો મુસાફરી કરતી, અને કાયદાનો આશ્રય શોધનારા

દુર્ભાગીજનોને અને આરોપી લોકોને તેની પાછળ પાછળ ફરવું પડતું, તેઓ ઉદ્યોગી લોકો હોવાથી અટપટા કાયદાઓનો અભ્યાસ કરવાનો સમય હોતો નથી, પોતાના અજ્ઞાનને લીધે તેઓ અન્યાયી ચુકાદા આપે છે, પણ તેમાં તેમનો દોષ ન થાય, પોતાનાં એકમેક સાથે મેળ ન ખાય એવાં કર્તવ્યોને લીધે તેઓ એકતરફી ચુકાદા આપે છે, પરન્તુ તેમાં તેમનો દોષ નથી. કલકત્તા હાઇકોર્ટના ન્યાયાધીશોએ કહેલા શબ્દો તેમણે ટાંક્યા:

" વારંવાર એમ બને છે કે, મુખ્ય કારોબારી મેજીસ્ટ્રેટ વ્યાવહારિક રીતે ફર્યાદી તરીકે કામ ચલાવનાર બને છે, અને વારંવાર ન્યાયાધીશ બને છે, પછી હસેને આરોપીને કાંઇ કહેવાનું હોય અથવા બચાવ કરવાનો હોય તે સાંભળવાની તક લીધા વિના આરોપીની પીઠ પાછળ મુકદમા વિષે તેણે મજબૂત અભિપ્રાય બાંધ્યો હોય. "

ગત પ્રકરણમાં આનો એક સરસ દાખલો ટાંકવામાં આવ્યો છે, તે વાચકોના સ્મરણમાં હશે.

બાબુ અંબિકાચરણ મઝુમદારે ઠરાવને અનુમોદન આપ્યું, અને બંગાળની વસ્તુસ્થિતિનું વર્ણન આપ્યું, જ્યાં લેફ્ટેનન્ટ-ગવર્નરે કોઇની પરવા કરી ન હતી, અને અનુચિત રીતિઓનો ઉપયોગ કર્યો હતો. જેથી ન્યાયતંત્ર ઉધું વળી ગયું હતું, કારોબારી અમલદારોએ કાયદાની રીતિઓના કરેલા દુરુપયોગના કેટલાક જાણવા જેવા દાખલા તેમણે કહી બતાવ્યા.

રા. હુન ચંદ્ર રાયે વિશેષ અનુમોદન આપતાં અત્યંત સત્યતાપૂર્વક કહ્યું કે, જીલ્લા અમલદારો સબોર્ડીનેટ મૅજીસ્ટ્રેટોને મુકદમા મોકલાવીને લગભગ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે, આવી રીતે ચુકાદા આપવા, તેથી ભયની લાગણી ઘણી વધી ગઇ છે, જે સુરાજ્યના હિતને માટે તત્કાળ દૂર કરવી જોઇએ. રા. કે. જી. નાદુ, રાવ સાહેબ દેવરાવ વિનાયક અને રા. મુરલીધરે પણ તેને વિશેષ અનુમોદન આપ્યું, અને સર્વાનુમતે ઠરાવ પસાર કરવામાં આવ્યો.

રા. ડી. ઇ. વાચ્છાએ ચલણી નાણાં વિષેનો ચોથો ઠરાવ રજુ કર્યો, અને કહ્યું કે,

" આ અણીને સમયે સરકાર જલદી કાંઇ પગલું ભરશે એવી વાતો ચાલી રહી છે; ત્યારે કોંગ્રેસના પ્રતિનિધિઓ અંતઃકરણપૂર્વક ઇચ્છે છે કે, તે અંધકારમાં ભુસકો નહિ મારે અથવા એકદમ એવું પગલું નહિ ભરે કે તેથી હમણાં જોવામાં આવતાં અનિષ્ટોના કરતાં તેનાં પરિણામો અંતે અત્યંત વધારે ખરાબ આવે. "

રા. વાચ્છાએ સંપૂર્ણ સ્પષ્ટતાપૂર્વક લંબાણથી આ પ્રશ્નની ચર્ચા કરી. ૧૮૭૩ માં જર્મનીએ રૂપા નાણું બંધ કર્યું. તેની અસરો, હિન્દ પર " હોમ ( પરદેશી ) ચાર્જીસ, " ૧૮૯૦ ના શેરમાન કાયદાની અસર, હિન્દમાં સોનાના ધોરણથી જનસમૂહના લાભાલાભ પર અસર તેમણે સમજાવ્યાં હતાં. કેપ્ટન બૅનોન અને પ્રોફેસર ભગીરથપ્રસાદે તે પછી ભાષણો કર્યાં, અને ઠરાવ સર્વાનુમતે પસાર થયો, એટલે બીજા દિવસની કાર્યવાહી સમાપ્ત થઇ.

ત્રીજે દિવસે રા. જી. એસ. ખાપર્ડેએ પાંચમો " રગસીયો ઠરાવ " રજુ કર્યો, જેમાં આ વર્ષે મીઠાનો કર, આવક વેરો, એક્સાઇઝ, કવૉર્ટર, સેશન્સમાં મોકલવાનો દાવો, પોલીસ, હથીયારો, લશ્કરી કૉલેજો, મીલીશીયા અને સ્વયંસેવકોના પ્રશ્નોનો સમાવેશ કરવામા આવ્યો હતો. તેમની પછી રેવરંડ ટી. ઇવાન્સ, રા. આઉધ બિહારીલાલ, મુન્શી શેખહુસેન, રા. બી. એસ. સહસ્રબુદ્ધે અને મુન્શી અબ્દુલ કાદીરે ભાષણો કર્યાં, અને પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો.

બાબુ ગુરુપ્રસાદસેને છઠ્ઠો ઠરાવ રજુ કર્યો, તેમાં બંગાલમાં જ્યુરી વિષેનો હુકમ પાછો ખેંચી લેવાની અને જ્યુરીની પદ્ધતિ વધારવાની માગણી કરવામાં આવી હતી. પોતાના ઠરાવના સમર્થનમાં તેમણે પુષ્કળ હકીકત અને આંકડા રજુ કર્યાં. બાબુ બૈકુંઠનાથસેને અનુમોદન આપતાં જ્યુરી પદ્ધતિના ઇતિહાસ પર દ્રષ્ટિ ફેરવી, અને ત્રીશ વર્ષથી ભોગવવામાં આવેલો હક એક લેફ્ટેનન્ટ ગવર્નરના અચાનક તરંગને લીધે એકદમ નષ્ટ કરવામાં આવે તે કલંક વિષે તેમણે ટીકા કરી.

આસામના રા. લક્ષ્મીનાથ બેજબરૂએ કહ્યું કે, અમે તેનો ૬૦ વર્ષો સુધી ઉપભોગ કર્યો છે, અને અમને તેની ખાસ આવશ્યકતા છે, કેમકે કાયદા

અને અનુભવહીન સીવીલીઅનો ગેરકાયદેસર ન્યાય આપે છે. બીજા છ પ્રતિનિધિઓ બોલ્યા અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

રા. ડી. ઇ. વાચ્છાએ સાતમો ઠરાવ રજુ કર્યો અને પંડિત મદનમોહન માલવીયે તેને અનુમોદન આપ્યું. તેમાં બતાવવામાં આવ્યું હતું કે, જે શાહી રાજનીતિનો સંબંધ હિન્દના બચાવ સાથે નથી પરન્તુ મોટાં યુરોપીય રાજ્યો સાથેના ઇંગ્લાંડના સંબંધો સાથે છે તેથી થયલા લશ્કરી ખર્ચનો એક ભાગ ઇંગ્લાંડે ભોગવવો જોઇએ. તે પસાર કરવામાં આવ્યો.

પછી આઠમો ઠરાવ રજુ કરતાં બાબુ વ્રજેન્દ્રનાથ સીલે સુંદર અને જ્ઞાનપૂર્ણ ભાષણ કર્યું. ઉચ્ચતર કેળવણીને માટે ગ્રાન્ટોમાં ઘટાડો કર્યો તે વાતને તેમાં વખોડવામાં આવી હતી, અને કેળવણીની સર્વ શાખાઓમાં ખર્ચ વધારવાનું કહેવામાં આવ્યું હતું. પોતાની વાતના સમર્થનમાં તેણે પુષ્કળ દલીલો કરી, અને કહ્યું કે, ગ્રેજ્યુએટો એટલા બધા વધી ગયા છે કે, તેમને બહાર નીકળવાનું સ્થાન જડતું નથી, તેથી તેઓ અસંતોષનાં બીજ વાવે છે, એ વિચાર મૂર્ખાઇ ભરેલો છે. ઇંગ્લાંડમાં ૨ કરોડ ૭૦ લાખની વસ્તીમાં ૨૨,૦૦૦ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ છે, હિન્દમાં ૨૨ કરોડની વસ્તીમાં ૧૫,૦૦૦ છે.

રા. હેરમ્બચન્દ્ર મૈત્રે તેને અનુમોદન આપ્યું, રા. કે. વી. જોશી અને બાબુ હરિપ્રસાદ ચૅટરજીએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

નવમા ઠરાવમાં ૧૮૯૧ ના ત્રીજા ઠરાવનું પુનઃ સમર્થન કરવામાં આવ્યું હતું. હિન્દની તીવ્ર ગરીબાઇ અને તેના ઇલાજો એ ઠરાવનો વિષય હતો. બાબુ વૈકુંઠનાથસેને તે રજુ કર્યો, મી. પીટર પૉલ પીલાઇએ તેને અનુમોદન આપ્યું, બીજા ચાર વક્તાઓએ વિશેષ અનુમોદન આપ્યું અને સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો. દશમા ઠરાવમાં જંગલના કાયદાના વહીવટની કઠોરતા બતાવવામાં આવી હતી. રા. કરંડીકરે તે રજુ કર્યો અને રા. પી. કેશવ પીલાઇએ અનુમોદન આપતાં પોતે ઉમેરાં જે ફર્યાદો દૂર કરવાને મથી રહ્યા હતા તે ગણાવી. ઠરાવ પસાર થયો, પરન્તુ ફર્યાદો હજી રહી છે.

પછી મી. એ. નન્દીએ અગીઆરમો ઠરાવ રજુ કર્યો કે, જાહેર નોકરીના કમિશનનાં પરિણામો સામે પાર્લામેન્ટને મોકલવાની અરજી ઘડી કાઢવાને માટે ચાર પ્રતિનિધિઓની એક કમિટી નીમવી. રા. કાલિપ્રસન્ન કાવ્યવિશારદના અનુમોદન પછી આ ઠરાવ પસાર કરવામાં આવ્યો. ઠરાવ રજુ કરનાર હિન્દી ખ્રિસ્તી હતાં. તેમણે કહેલી એક વાતની નોંધ લેવી જોઇએ. સર ઑકલૅન્ડ કોલ્વીને કબુલ કર્યું હતું કે, કેટલીક ફર્યાદોનું અસ્તિત્વ છે.

“પરન્તુ એ ફર્યાદો દૂર કરવાને સર ઑકલૅન્ડ કોલ્વીને શી સલાહ આપી હતી? ૧૦૦ અંગ્રેજોમાંથી ૯૯ એ કહ્યું હોત: “તમારો ઉદ્દેશ ફળીભૂત થાય ત્યાં સુધી ચળવળ કરો, અને મજબૂત ચળવળ કરો.” માજી લેફ્ટેનન્ટ–ગવર્નર એમ ન કહે. ચળવળ વિષે તેણે ધાર્મિક ભય બતાવ્યો હતો અને તેના કહેવા પ્રમાણે ધંધાદારી ચળવળીઆની કટુ શબ્દોમાં તેણે નિન્દા કરી હતી, પરન્તુ છેવટે પોતાના શ્રોતાઓને જો કાંઇ ફર્યાદ હોય તો શું કરવાની સલાહ આપી હતી? તે જીલ્લા મૅજીસ્ટ્રેટ સમક્ષ રજુ કરવી!”

જો મેજીસ્ટ્રેટ નિષ્ફળ જાય તો કમીશનર છે, અને છેવટે સ્થાનિક સરકાર છે. અદ્યાપિ સરકારી અમલદારો ચળવળને ધિક્કારે છે, અને કેટલાક હિન્દીઓ પણ તેથી ભય પામે છે.

પંજાબને માટે બારમા ઠરાવમાં ધારાસભાની માગણી કરવામાં આવી હતી. રા. કનૈયાલાલે તે ઠરાવ રજુ કર્યો અને રા. મુરલીધરે અનુમોદન આપ્યું. તે પસાર થયો. પછી તેરમા ઠરાવમાં બ્રિટિશ કમિટીનો અને મી. ડીગ્બીનો આભાર માનવામાં આવ્યો અને ચૌદમા ઠરાવમાં હિન્દમાં રાજ્ય–નિયમિત અનીતિ સામે અણગમો બતાવવામાં આવ્યો હતો. પંદરમા ઠરાવમાં ૧૮૯૩ ની કૉંગ્રેસ ભરાતાં સુધી કૉંગ્રેસની ઇંગ્લાંડની બેઠક મુલત્વી રાખી, અને ૧૬ મા ઠરાવમાં રા. દાદાભાઇ નવરોજીને પાર્લામેંટમાં હિન્દના પ્રતિનિધિ તરીકે નીમવામાં આવ્યા, અને તેમને પાર્લામેન્ટમાં મોકલવા માટે સેન્ટ્રલ ફીન્સબરીના મતદારોનો

આભાર માનવામા આવ્યો. સત્તરમા અને અઢારમા ઠરાવમા કોંગ્રેસના નાણા પ્રકરણનો પ્રશ્ન ચર્ચવામા આવ્યો હતો, અને ઓગણીસમામા મી એ ઓ હ્યુમની રીતી ચુટણી કરવામા આવી અને રાય બહાદુર પી આનન્દ ચાર્લુને સયુક્ત સેક્રેટરી તરીકે ચુટ્યા વીસ, એકવીસ અને બાવીસ ઠરાવોમા આગામી કોંગ્રેસ અમૃતસરમા ભરી કરવામા આવી, લોયર કેસલ આપવા માટે દરભગાના મહારાજાનો ઉપકાર માનવામા આવ્યો, અને સ્થાયી ફડના એક ટ્રસ્ટી તરીકે પંડિત બિશભરનાથની નીમણુક મજુર કરી પ્રમુખે થોડાક શબ્દો કહ્યા પછી અને નિયમ પ્રમાણે આભારના ઠરાવ પછી આઠમી કોંગ્રેસ સમાપ્ત થઇ

## ઠરાવો.

### પ્રતિનિધિત્વ

૧ ઠરાવ કરવામા આવે છે કે, હિન્દી ધારા સભાઓનો કાયદો ગ્રેટબ્રિટનની પાર્લામેન્ટે હમણા ઘડ્યો છે, અને તે વખતના હિન્દી ઉપપ્રધાનની સમતિથી મુખ્ય પ્રધાને સમજાવ્યો છે, (કે હિન્દના લોકોને ધારાસભાઓમા યથાર્થ જીવત પ્રતિનિધિત્વ તે દ્વારા આપવાનો ઇરાદો રાખવામા આવ્યો છે) તેનો વફાદારીની ભાવનાપૂર્વક સ્વીકાર કરતા છતા આ કોંગ્રેસ શોક બતાવે છે ખુદ આ કાયદાના શબ્દોમા ધારાસભામા પોતાના પ્રતિનિધિઓ ચુટવાનો હક્ક લોકોને મળ્યો નથી અને આશા રાખે છે અને ધારે છે કે એ કાયદાની રૂએ ઘડવામા આવતા નિયમો હિંદાને આમમા મી ગ્લૅડસ્ટને ઉચ્ચારેલા શબ્દો અનુસાર ઘડવામા આવશે અને આ દેશના લોકોને પૂરતો ન્યાય આપશે વિશેષ પ્રાર્થના કરે છે કે બીજા કાયદા ઘડવાના હોય તેમને છેવટની મજુરી આપતા પહેલા સરકારી ગેઝેટમા પ્રસિદ્ધ કરવામા આવે છે તે પ્રમાણે આ નિયમો પણ પ્રસિદ્ધ કરવામા આવશે

### જાહેર નોકરી

૨ ઠરાવ કરવામા આવે છે કે, જાહેર નોકરીના કમીશન પરના રીપોર્ટ પરના હિન્દી સરકારના ઠરાવ વિષે (નીચેના મુદ્દાઓ પરત્વે) આ કોંગ્રેસ આ ઠરાવથી પોતાનો ઉડો શોક જાહેર કરે છે

(ક) જો જાહેર નોકરીના કમીશનની ભલામણોનો સપૂર્ણ અમલ કરવામા આવ્યો હોત તો ૧૮૬૧ ના કાયદાના પરિશિષ્ટમાથી અલગ પાડવાની જગ્યાઓ હિન્દના દેશીઓને માટે ખાસ રાખવામા આવેલી પ્રુસવટ સર્વીસમાં સમાઇ ગઇ હોત તેને બદલે સરકારનો ઠરાવ આ જગ્યાઓને તદ્દન નિરાળી રહેવા દે છે, જે જગ્યાઓ પર ફક્ત ૧૮૭૦ ના કાયદાની રૂએ નીમણુકો થઇ શકે

(ખ) જાહેર નોકરીના કમીશનો પ્રાતિક સર્વીસને માટે ૧૦૮ જગ્યાઓની ભલામણ કરી હતી તેને બદલે ફક્ત એવી ૯૩ જગ્યાઓ તે સર્વીસને માટે ખુલી મુકવામા આવી છે આસામને માટેની સખ્યા હજી જાહેર કરવામા આવેલી નથી

(ગ) બગાળ પ્રાત અને બીજા કેટલાક પ્રાતોને માટે બોર્ડ ઓફ રેવન્યુના એક સભ્યની અને એક વિભાગના એક કમીશનરની ભલામણો કરવામા આવી હતી, પરન્તુ સરકારે તેમનો અમલ કર્યો નથી

(ઘ) ન્યાયાધીશોની જગ્યાઓનો ત્રીજો ભાગ પ્રાતિક સર્વીસ માટે ખુલ્લો મુકવાની ભલામણ કરવામા આવી હતી તેને બદલે માત્ર પાચમા ભાગની જગ્યાઓ એવી રીતે ખુલ્લી મુકવામા આવી છે

અને આ કોંગ્રેસ, એ વાર ફરીથી, પોતાનો અભિપ્રાય સ્પષ્ટ રીતે દર્શાવે છે કે, હિન્દની સીવીલ સર્વીસને માટે ખુલ્લી હરીફાઇની પરીક્ષા ઇગ્લાડમા અને હિન્દમા એક સાથે લેવામા નહિ આવે ત્યા સુધી આ દેશના લોકોને પૂર્ણ ન્યાય કદાપિ મળશે નહિ

૧૧ ઠરાવ કરવામા આવે છે કે, નીચે છાપેલી અરજી અનુસાર એક અરજી તૈયાર કરવાને માટે બાબુ ડબલ્યુ સી બેનરજી, રા પી એમ મ્હેતા, બાબુ સુરેન્દ્રનાથ બેનરજી અને રાય બહાદુર આનન્દ ચાર્લુની એક કમિટી નીમવી,

અને આ કોંગ્રેસની વતી તેની પર સહી કરવાની અને દિવાને આમમાં રજુ કરવાને માટે રા. દાદાભાઇ નવરોજી એમ. પી. ને મોકલી આપવાની પ્રેમુખને સત્તા આપવી.

દિવાને આમમાં એકઠા મળેલા ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડના માનવંત સભ્યોને:

૧૮૯૨ ની ૨૮, ૨૯, અને ૩૦ મી ડીસેમ્બરે અલ્લાહાબાદમાં ભરાયલી આઠમી હિન્દી રાષ્ટ્રીય પરિષદ્‌ના પ્રમુખ અને સભ્યોની નમ્ર અરજ

માનપૂર્વક એ છે કે,

(૧) આઠમી હિન્દી રાષ્ટ્રીય પરિષદ્‌માં પસાર કરવામાં આવેલા એક ઠરાવની રૂએ તમારા નમ્ર અરજદારો તમારી માનવંત સભાનું ધ્યાન ખેંચે છે કે, જાહેર નોકરીના કમીશનના પરિશ્રમના ફળ વિષે કરવામાં આવેલા હુકમોથી નામદાર મહારાણીના હિન્દી સામ્રાજ્યના સર્વ વિભાગોમાં ઉંડો શોક ફેલાઇ રહ્યો છે.

(૨) કમીશનને હિન્દી સરકારે સૂચના કરી હતી કે, જેમાં વ્યાજબી રીતે છેવટને માટે સ્વીકારાય એવાં તત્વો હોય તેવી યોજના રજુ કરવી, અને જાહેર નોકરીની ઉચ્ચતર જગ્યાઓ પર વધારે મોટી સંખ્યામાં નીમાવાના હિન્દના દેશીઓના દાવાઓને સંપૂર્ણ ન્યાય આપવો. જાહેર નોકરીના કમીશનથી એમાંથી કોઇપણ હેતુ સચવાયો નથી. સ્ટેટ્યુટરી સર્વીસ હેઠળ નીમણુંકો કરવામાં આવતી હતી, તે કાઢી નાખવામાં આવી છે, અને ૧૮૭૦ ના કાયદાથી લોકોને જે લાભ આપવામાં આવ્યો છે તેના સંપૂર્ણ ઉપભોગને માટે કાંઇ પણ કરવામાં આવ્યું નથી. કમીશન નીમવાના પોતાના ઠરાવમા હિન્દી સરકારે કહ્યું હતું: "કે ૧૮૭૦ ના કાયદામાં પ્રશંસનીય વિશાળતા અને ઉદારતા છે, અને અત્યાર સુધી કોવેનન્ટેડ સીવીલ સર્વીસને માટે ખાસ રાખી મુકવામાં આવેલી કોઇપણ જગ્યાઓ હિન્દના દેશીઓને આપવાના નિયમો ઘડવાની હિન્દી પ્રધાન અને હિન્દી સરકાર બંનેને એક સાથે સત્તા આપે છે." પરન્તુ કમીશનની તપાસનું પરિણામ એ આવ્યું છે કે, હિન્દીઓને માટે ખુલ્લી રાખવામાં આવેલી જગ્યાઓમાં ઘટાડો કરવામાં આવ્યો છે.

(૩) તેજ પ્રમાણે સીવીલ સર્વીસમાં નીમણુંકો કરવા ઇંગ્લાંડમાં અને હિન્દમાં એક સાથે પરીક્ષાઓ લેવાના સંબંધમાં હિન્દી સરકારની સંમતિ સહિત કમીશનના રીપોર્ટે કોઇપણ પ્રકારનો સંતોષ આપ્યો નથી. કમીશનરોએ લીધેલી જુબાનીનો મુખ્ય ભાગ એક સાથે પરીક્ષાઓ લેવાની સ્પષ્ટ તરફેણમાં હતો. તપાસવામાં આવેલા સાક્ષીઓની ઘણી મોટી સંખ્યા એક સાથે પરીક્ષાઓ લેવાની તરફેણમાં હતી.

(૪) જાહેર નોકરીના કમીશન પર હિન્દી સરકારના ઠરાવ વિષે સર્વત્ર એવી નિરાશા ઉદ્ભવી છે કે એ બાબત માનવંત પાર્લામેન્ટ સમક્ષ મુકવાની આ કોંગ્રેસને ફરજ પડી છે, અને એવી પ્રાર્થના કરે છે કે, પોતાના દેશની જાહેર નોકરી પર હિન્દના દેશીઓને નીમવાની બાબતમાં ૧૮૭૦ નો કાયદો સંપૂર્ણ અમલમાં મુકવાની સૂચના હિન્દી સરકારને કરવી.

### કાયદા વિષયક.

૩. ઠરાવ કરવામાં આવે છે કે, એકજ અમલદારમાં ન્યાયી અને કારોબારી ફરજો એકઠી કરવાથી દેશને ગંભીર નુકસાન પહોંચે છે, તે જોતાં આ કોંગ્રેસ ફરીથી પોતાની નિશ્ચયાત્મક અને ગંભીર પ્રતીતિની નોંધ કરે છે કે, એ ફરજોને સંપૂર્ણ રીતે જૂદી પાડવાની તાકીદની આવશ્યકતા ઉપસ્થિત થઇ છે. અને તેથી કેટલાક પ્રાંતોમાં વધારે ખર્ચ થાય તોપણ વિશેષ વિલંબ વિના સરકારે એ ફરજો જૂદી પાડવી જોઇએ.

૬. ઠરાવ કરવામાં આવે છે કે, જ્યુરી સમક્ષ કામ ચલાવવા વિષે સરકારની તાજી રાજ્યનીતિ તરફ અને ખાસ કરીને ઘણાખરા ગંભીર ગુન્હાઓમાં બંગાલ અને આસામની સરકારોએ જ્યુરી સમક્ષ કામ ચલાવવાનો હક્ક પાછો ખેંચી લીધો છે, તે તરફ આ કોંગ્રેસ અત્યંત ઊંડી ચિંતા અને ભયપૂર્વક દૃષ્ટિ કરે છે, અને અત્યંત માનપૂર્વક, પરન્તુ દૃઢતાપૂર્વક એવી રાજ્યનીતિ અને એવા પગલા સામે પોતાનો વાંધો જાહેર કરે છે; કેમકે તે ઉતરતાં, પ્રતિકારક, અને દેશનાં ઉત્તમ હિતોને હાનીકર છે, અને પ્રાર્થના કરે છે કે, તે હિન્દી

સરકારે રદ કરવાં જોઇએ અને નહિ તો ઇંગ્લાંડની સરકારે રદ કરવાં જોઇએ અને પૂર્વ-ગામી કોંગ્રેસોના ઠરાવોમાં પ્રાર્થના કર્યા પ્રમાણે જ્યુરીથી કામ ચલાવવાની પદ્ધતિ દેશના જે ભાગોમાં હમણાં ચાલુ ન હોય ત્યાં તે દાખલ કરવી, કેમકે બ્રિટિશ હિન્દમાં ફોજદારી ન્યાયના વહીવટની વર્તમાન અસંતોષકારક સ્થિતિમાં તે પ્રજાનું એકજ સંરક્ષણ છે

## ચલણી નાણું

૪. ઠરાવ કરવામાં આવે છે કે, ચલણી નાણાંના પ્રશ્ન વિષે મતભેદ છે તે જોતાં, અને ખુદ તે પ્રશ્નનું મહત્ત્વ જોતાં, આ કોંગ્રેસ પોતાની ગંભીર આશા દર્શાવવા ઇચ્છે છે કે, દેશના હિતોને નુકશાન કરે એવો ફેરફાર ચલણી નાણાંમાં અથવા ધોરણમાં કરવાની ફરજ કોઇ પરદેશી રાજ્ય તરફથી પાડવામાં ન આવે ત્યાં સુધી બ્રસેલ્સ કોન્ફરન્સના ચર્ચા સમાપ્ત થતા સુધી હિન્દી સરકાર કાંઇ પણ પગલાં ભરશે નહિ અને કોઈ પણ ચોક્કસ કાર્ય કરવાનો ઠરાવ કરવામાં આવે તેની પૂર્વે લૉર્ડ હરશેલની કમિટિની સલાહમણે ચર્ચા કરવાને માટે જાહેર પ્રજા સમક્ષ સરકાર મુકશે

## પહેલાના ઠરાવોનું સમર્થન.

૫ આ કોંગ્રેસ પહેલાંની કોંગ્રેસો સાથે સંમત થઇને પક્ષ કરે છે કે

## કર.

(ક) મીઠાપરના કરમાં હમણાં જેટલો વધારો કરવામાં આવ્યો છે તેટલો ઘટાડો કમમાં કરવો

(ખ) આવક વેરો નાખવા યોગ્ય રકમની હદ પાંચસોને બદલે ઓછામાં ઓછી એક હજારની કરવી

## એકસાઇઝ

(ગ) ૧૮૯૦ ની પહેલી માર્ચના 'ગેઝેટ ઓફ ઇંડીઆ'માં પ્રસિદ્ધ કરવામાં આવેલા ફરમાનના ૧૦૩, ૧૦૪ અને ૧૦૫ ફકરાઓમાં આકારવામાં આવેલી એક્સાઇઝ નીતિનો સંપૂર્ણ અમલ સર્વ પ્રાંતિક સરકારો પાસે કરાવવાને માટે, અને સર્વ ગામોમાં સ્થાનિક પસંદગીની સારી પદ્ધતિ દાખલ કરાવવાને માટે હિન્દી સરકારે આગ્રહપૂર્વક દબાણ કરવું

## કાયદો.

(ઘ) ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદામાં એવી કલમ દાખલ કરવી કે, જ્યૂરીવાળા મુકદમા ઓમાં આરોપીઓ માગણી કરી શકે કે મેજીસ્ટ્રેટ સમક્ષ તેમની પર કામ ચલાવવાને બદલે તેમને સેશન્સ કોર્ટમાં મોકલવા

## પોલીસ

(ચ) પોલીસ વહીવટમાં મૌલિક સુધારો કરવાને માટે હલકી જગ્યાઓની સંખ્યા ઘટાડવી, પગારો અને લાયકાતોમાં વધારો કરવો, અને તેમને દાખલ કરતી વખતે ઘણી વિશેષ કાળજી રાખવી અને ઉંચી જગ્યાઓને માટે ઉચ્ચતર શક્તિઓવાળા ગૃહસ્થો પસંદ કરવા. જેઓ હાલના ઘણાખરા પોલીસના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર-જનરલો, સુપ્રિન્ટેન્ડેન્ટો અને મદદનીશ સુપ્રિન્ટેન્ડેન્ટોના કરતાં પ્રજાના પ્રતિષ્ઠિત લોકો સાથે વધારે સંબંધમાં આવેલા હોય અને લશ્કરી હકોનું વ્યસન ઓછું હોય

## લશ્કર વિષયક

(છ) હથીયાર બંધીના કાયદા હેઠળના નિયમોમાં એવા ફેરફારો કરવા કે ધર્મ, વર્ગ અથવા વર્ણના ભેદો વિના હિંદના સર્વ રહેવાસીઓને અથવા અતિથિઓને તે એક સરખી રીતે લાગુ પડાય જ્યાં જ્યાં જંગલી જનાવરો નિયમિત રીતે મનુષ્યની જીંદગી ઢોર, અથવા પાકનો નાશ કરતાં હોય ત્યાં ત્યાં ઉદારતાથી પરવાના અપાવવાની વ્યવસ્થા કરવી, અને એવા નિયમો અનુસાર આપેલા સર્વ પરવાના જીંદગી સુધી નભે એવા બનાવવા માત્ર દુરૂપયોગની સાબીતી મળે ત્યારેજ તે રદ થાય, અને જે પ્રાંતિક હકુમતમાં તે આપવામાં આવ્યા હોય તે સઘળી હકુમતમાં તે ચાલવા જોઇએ

( જ ) હિન્દમાં લશ્કરી કૉલેજો ( પાઠશાળાઓ ) સ્થાપવી, જ્યાં કાયદાની વ્યાખ્યા અનુસાર હિન્દના દેશી લોકોને શક્તિ અને લાયકાતો પ્રમાણે હિન્દી સેનાના કમીશન્ડ અથવા નોન-કમીશન્ડ અમલદારો તરીકે લશ્કરી કારકીર્દિ માટે તેમને કેળવણી અને તાલીમ અપાય.

( ઝ ) મહારાજ્યની સઘળી વધારે લડાયક જાતિઓમાં લશ્કરી ( મીલીશ્યા ) નોકરીની પદ્ધતિ સ્થાપવી; અને

( ટ ) ગ્રેટબ્રિટનમાં પ્રવર્તે છે તેવી સ્વયંસેવકોની પદ્ધતિ હિન્દની પ્રજામાં મોટા પાયા પર સ્થાપવાની સત્તા આપવી, અને તેને ઉત્તેજન આપવું.

### લશ્કર વિષયક.

૭. ઠરાવ કરવામાં આવે છે કે, યુરોપનાં કેટલાંક મહારાજ્યોના સંબંધમાં ગ્રેટબ્રિટનની શાહી રાજ્યનીતિ અનુસાર દેશના બચાવોની કુદરતી પરિસીમાની પેલી મેર ચાલતી લડાયક પ્રવૃત્તિને લીધે ૧૮૮૫-૮૬ પછી મહારાજ્યના વાર્ષિક લશ્કરી ખર્ચમાં અસાધારણ વધારો થયો છે તે જોતાં આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે, હિન્દને કેવળ ન્યાય આપવાની ખાતર તે ખર્ચનો ન્યાયી ભાગ બ્રિટિશ તીજોરીએ ભોગવવો જોઇએ, અને હિન્દની મ્હેસુલપરથી પ્રમાણમાં તે બોજો ઉઠાવી લઇને તેને રાહત આપવી જોઇએ.

### કેળવણી.

૮. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો એવો મજબૂત અભિપ્રાય છે કે, દેશમાં કેળવણીની વર્તમાન સ્થિતિમાં ઉચ્ચ કેળવણીને માટેની સરકારી ગ્રાન્ટો કોઇ પણ પ્રકારે પાછી ખેંચી લેવી અત્યંત અનિચ્છનીય છે, અને પૂર્વની કોંગ્રેસો સાથે એકમત થઇને અત્યંત ભારપૂર્વક કેળવણીની સર્વ શાખાઓ પાછળ જાહેર ખર્ચ વધારવાનું મહત્ત્વ દર્શાવે છે, અને એમાંની અતિ આવશ્યક શાખા-પારિભાષિક ( ટૅકનીકલ )ને ઉત્તેજન આપવા માટે દેશની વર્તમાન ઔદ્યોગિક સ્થિતિની તપાસ કરવાને માટે એક મિશ્રિત કમીશન નીમવાની આવશ્યકતા દર્શાવે છે.

### ગરીબાઇ અને કાયમની જમાબંદી.

૯. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ ૧૮૯૧ ની કોંગ્રેસનો ત્રીજો ઠરાવ ભારપૂર્વક મંજુર કરે છે, અને સંપૂર્ણ પાંચ કરોડ લોકો ( એ સંખ્યામાં દર વર્ષે વધારો થતો જાય છે ) ભૂખમરાની અણી ઉપર દુઃખી જીવન ગાળે છે; અને દર દશ વર્ષોમાં લાખો લોકો ભૂખમરાથી ખરેખાત મરણ પામે છે; તે; જોતાં અત્યંત આવશ્યક ધારે છે કે, રાજ્યતંત્રનો ખર્ચ-ખાસ કરીને જાહેર નોકરીની લશ્કરી શાખામાં-પુષ્કળ ઘટાડવો જોઇએ, અને બ્રિટિશ સરકારે ત્રીશ વર્ષ ઉપર આપેલા વચન પ્રમાણે જમીન મ્હેસુલની માગણી મુકરર અને કાયમની કરવાને માટે એકદમ પગલાં ભરવાં જોઇએ અને એ પ્રમાણે દેશના ખૂડીદારો અને મજુરોને ખેતીવાડી ખીલવવા એકઠા થવા દેવા જોઇએ, કેમકે ટુંક મુદતની જમાબંદીઓની વર્તમાન પદ્ધતિ હેઠળ ( હમણાં હમણાં ઘણી વેળા બહુ ટુંકી મુદત હોય છે, કેટલીક વેળા તો માત્ર ૧૦ અને ૧૨ વર્ષજ ચાલે છે ) તેમ થવું અશક્ય લાગે છે; અને ખેતીવાડીની બેંકો સ્થાપવી. અને આ કોંગ્રેસ એકવાર ફરીથી અત્યંત ગંભીરતાપૂર્વક ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડની પ્રજાને વિનતિ કરે છે કે, નિઃશંક સારા ઈરાદા ધરાવનાર પરન્તુ અત્યંત અસંતોષકારક, વર્તમાન રાજ્યતંત્રની ખામીઓથી જીંદગીનું વિશેષ બલિદાન થતું ચાલવા ન દેવું, પરન્તુ ત્યારે અને અત્યારે જે સુધારાઓનો આટલી બધી ગંભીરતાપૂર્વક પક્ષ કરવામાં આવે છે તેમની પ્રાપ્તિને માટે શીઘ્રતાપૂર્વક આગ્રહ કરવો.

૧૦. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ ૧૮૯૧ ની કોંગ્રેસનો ઠરાવ સંપૂર્ણ સ્વીકારે છે, અને એકવાર ફરીથી વિનતિ કરે છે કે, જંગલના કાયદાના વ્યાવહારિક વહીવટથી દક્ષિણ હિન્દમાં અત્યંત ગંભીર અસંતોષ ઉત્પન્ન થયો છે, તે જોતાં હિન્દી સરકારે આ બાબતની કાળજીપૂર્વક તપાસ કરવી, અને તેની કઠોરતા ઓછી કરવાના અને વધારે ગરીબ વર્ગોને તે ઓછા હેરાન કરનારા બનાવવાના પ્રયત્નો કરવા.

### ધારાસભા ( પંજાબ ).

૧૨. ઠરાવ કરવામાં આવે છે કે, ૧૮૮૫ માં મુંબાઇમાં ભરાયલી પ્રથમ કોંગ્રેસ સાથે સંમત થઇને આ કોંગ્રેસ ધારે છે કે, પંજાબના સારા

રાજ્યતંત્રને માટે તેમાં ધારાસભાની સ્થાપના કરવી અત્યંત આવશ્યક છે, અને એવી ધારાસભા સંયુક્ત પ્રાંતોમાં સ્થાપવામાં આવી છે તે જોતાં આશા રાખે છે કે એવી ધારાસભા રચવામાં સમય ગુમાવવામાં નહિ આવે.

### કૉંગ્રેસનો આભાર

૧૩. ઠરાવ કરવામાં આવે છે કે, ગયા વર્ષમાં હિન્દની કરેલી સેવાઓ માટે આ કૉંગ્રેસ સર ડબલ્યુ. વેડરબર્ન અને બ્રિટિશ કૉંગ્રેસ કમિટીનો અત્યંત કૃતજ્ઞતાપૂર્વક આભાર માને છે, અને તેમણે કૉંગ્રેસની બ્રિટિશ કમિટીની જે પુનઃ રચના કરી છે, અને તેમના ઓફીસ ખાતાના સંબંધમાં અને વર્તમાન પત્ર "ઇંડીઆ" ના સંબંધમાં તેમણે જે નવી યોજનાઓ કરી છે, તેમને સંપૂર્ણ રીતે પસંદ કરીને મંજુર કરે છે; અને બ્રિટિશ કમિટીના સેક્રેટરી તરીકે મી. ડબલ્યુ. ડીગ્બી સી. આઇ. ઇ. એ કરેલી સેવાઓ માટે આ કૉંગ્રેસ તેમનો પણ આભાર માને છે.

૧૬. ઠરાવ કરવામાં આવે છે કે, આ કૉંગ્રેસ જે વિશાળ પ્રજાની પ્રતિનિધિ છે, તેની તરફથી દિવાને આમમાં પોતાના સભ્ય તરીકે રા. દાદાભાઇ નવરોજીને ચુંટી કાઢવા માટે સેન્ટ્રલ ફીન્સબરીના મતદારોનો આ કૉંગ્રેસ માનપૂર્વક અને પ્રેમપૂર્વક આભાર માને છે; અને તે ગૃહસ્થે આ દેશની જે સેવાઓ કરી છે તેને માટેના ઉચ્ચ અભિપ્રાય અને ઉંડી કદરની નોંધ લે છે, તેમામાં પોતાનો દૃઢ વિશ્વાસ એકવાર ફરીથી જાહેર કરે છે અને દિવાને આમમાં તેને હિન્દનો પ્રતિનિધિ ગણે છે.

૨૧. ઠરાવ કરવામા આવે છે કે, આ કૉંગ્રેસ ભરવાને કમાટે માયાળુતાપૂર્વક પોતાનાં કેસલ અને જમીન આપવા માટે આ કૉંગ્રેસ નામદાર દરભંગાના મહારાજાનો અત્યંત આભાર માને છે.

### વ્યભિચાર.

૧૪. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દી સરકારે પવિત્રતા વિષે તાજા કાયદા ઘડયા છે તે સંબંધમા દિવાને આમ જાગ્રત છે, તેથી આ કૉંગ્રેસ ઉપકૃત થઇ છે, અને એકવાર ફરીથી હિન્દમાં સઘળી રાજ્ય-નિયમિત અનીતિ સામે પોતાનો અણગમો દર્શાવવાની ઇચ્છા ધરાવે છે.

### કૉંગ્રેસનું કાર્ય.

૧૫. ઠરાવ કરવામાં આવે છે કે, ઇંગ્લાંડમાં વર્તમાન રાજકીય સ્થિતિ ધ્યાનમાં લેતાં, સર્વ સંયોગો સાનુકૂળ હોય તો ૧૮૯૨ માં કમમાં કમ એક સો પ્રતિનિધિઓની કૉંગ્રેસ ઇંગ્લાંડમાં ભરવાના, ૧૮૯૦ ની કલકત્તા કૉંગ્રેસમાં પસાર કરેલા ઠરાવ અનુસાર કરેલી તાત્કાલિક યોજનાઓ ૧૮૯૩ ની કૉંગ્રેસની બેઠક સમાપ્ત થઇ જાય ત્યાં સુધી હવે મુલત્વી રાખવી.

૧૭. ઠરાવ કરવામાં આવે છે કે, હમણાં ફડચામાં ગયલી "ન્યુઓરીએન્ટલ બેંક કોરપોરેશન લીમીટેડ"મા નોંધાઇ ગયલા કૉંગ્રેસના સ્થાયી ભંડોળના ટ્રસ્ટીઓને આ કૉંગ્રેસ આ ઠરાવથી સત્તા આપે છે કે, તેમાંથી ઓછામા ઓછા પાચસો પાઉંડ બ્રિટિશ કમિટીને મોકલી આપવા, જે નાણાં સ્ટેન્ડીંગ કૉંગ્રેસ કમિટીઓના ફાળાઓમાંથી પૂરવામા આવશે.

૧૮. ઠરાવ કરવામાં આવે છે કે, બ્રિટિશ કમિટિની સૂચનાઓ ધ્યાનમાં લઇને આ કૉંગ્રેસ એવો અભિપ્રાય દર્શાવે છે કે, ૧૮૯૨-૯૩ ના વર્ષને માટે ૨૮૦૦ પાઉંડના જેટલા રૂપીઆ થાય તેટલી રકમ બ્રિટિશ કમિટીના ખર્ચને માટે કાઢી આપવી જોઇએ, અત્યાર સુધી મળેલા નાણા બાદ કરતાં બાકીની રકમ સ્ટેન્ડીંગ કૉંગ્રેસ કમિટીઓ સાથે કરવામાં આવેલી વ્યવસ્થાઓ અનુસાર વહેંચી નાખવી; અને બની શકે ત્યારે જલદી એ રકમ ઇંગ્લાંડ મોકલી આપવી.

### સામાન્ય.

૧૯. ઠરાવ કરવામાં આવે છે કે, આ કૉંગ્રેસ આવતા વર્ષને માટે મી એ. ઓ હ્યુમની જનરલ સેક્રેટરી તરીકે ફરીથી નીમણુંક કરે છે, અને રાય બહાદુર પી આનન્દ ચાર્લુને સંયુક્ત જનરલ સેક્રેટરી નીમે છે.

૨૨. ઠરાવ કરવામાં આવે છે કે, કૉંગ્રેસના સ્થાયી ભંડોળના એક ટ્રસ્ટી તરીકે મર્હુમ પંડિત અયોધ્યાનાથની જગ્યાએ પંડિત બિશંભરનાથની નીમણુંક આ કૉંગ્રેસ મંજુર કરે છે.

૨૦. ઠરાવ કરવામાં આવે છે કે, ૧૮૯૩ ના નાતાલ પછી નક્કી કરવામાં આવે તે દિવસે નવમી હિન્દી રાષ્ટ્રીય કૉંગ્રેસ અમૃતસરમાં મળશે.

# નવમું પ્રકરણ.

## નવમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

આગલી કોંગ્રેસે પસંદ કર્યા પ્રમાણે અમૃતસરમાં નહિ, પરન્તુ લાહોરમાં ૧૮૯૩ ની ૨૭, ૨૮, ૨૯ અને ૩૦ ડીસેમ્બરે નવમી રાષ્ટ્રીય કોંગ્રેસ મળી. ખાલી જમીનના એક ટુકડા પર મંડપ બાંધવામાં આવ્યો હતો, તેમાં ૪,૦૦૦ બેઠકો હતી પણ ત્યાં એકઠા થયલા સર્વને માટે તે પૂરી પડી શકી નહિ. પ્રતિનિધિઓની સંખ્યા ૮૬૭ પ્રાંતવાર નીચે પ્રમાણે હતી:—

| | |
|---|---|
| બંગાલ | ૫૯ |
| વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા | ૧૩૩ |
| પંજાબ | ૪૮૧ |
| મુંબાઇ (૭૭) અને સીંધ (૪૭) | ૧૨૪ |
| મધ્યપ્રાંતો અને વરાડ | ૩૯ |
| મદ્રાસ | ૩૧ |
| | ૮૬૭ |



ડા. દાદાભાઇ નવરોજી.
નવમી કોંગ્રેસના પ્રમુખ.

નિયમ પ્રમાણે ૨૭ મી ડીસેમ્બરે બપોરના બે વાગ્યે પ્રથમ બેઠકનો પ્રારંભ થયો. સ્વાગત સભાના પ્રમુખ સરદાર દયાલસીંઘ મજીઠીઆ સંધિવાના સખ્ત હુમલાથી પીડાતા હતા, અને અને તેમણે પોતાનું ભાષણ રા. હરકીસનલાલને વાંચવા આપ્યું. કોંગ્રેસ "આ દેશમાં બ્રિટિશ રાજ્યનું મહાન્ ગૌરવ" છે એમ કહીને, સર ડેન્ઝીલઈબ્રેટ્સનપેટ્રીક અને અમલદારોએ તેમની તૈયારીઓમાં કાંઇ વિઘ્ન નાખ્યું ન હતું, તેથી તેમનો આભાર માન્યો અને કહ્યું કે, પંજાબની લડાયક જાતિઓ કોંગ્રેસ હીલચાલ તરફ સંપૂર્ણ હાર્દિક લાગણી ધરાવે છે.

"જાદુગરના દંડે આપણાં નયનોને સ્પર્શ કર્યો છે. ઇંગ્લાંડનાં ઇતિહાસ અને સાહિત્ય આપણા મનમાં વ્યાપી ગયાં છે, જાણે કે આપણા પશ્ચિમના આર્ય બંધુઓનો મહાન્ વારસો શાખાની પેટીમાં આપણી પર ઉતરી આવ્યો હોયની !, અને બડબડાટ કરતાં કરતાં પણ કેટલીક વેળા આપણને તેમાં ભાગ લેવા દેવામાં આવે છે. સદ્ભાગ્યે આપણે એવા રાજ્યબંધારણ હેઠળ રહીએ છીએ કે, તેનો મહામંત્ર સ્વતંત્રતા છે, અને તેનો મુખ્ય સ્તંભ સહિષ્ણુતા છે. આપણા ભૂતકાળના ઇતિહાસ પર શાંતિ ભરી દૃષ્ટિ આપણે કરીએ છીએ, અને તેમાં ગૌરવ માનીએ છીએ; ત્યારે આ રાષ્ટ્રીય ધડાકાની મધ્યમાં આપણે શાંત અને બેદરકાર રહી શકીએ ?"

રાય બહાદુર આનન્દ ચાર્લુએ દરખાસ્ત મુકી કે, રા. દાદાભાઇ નવરોજી એમ. પી. ને કોંગ્રેસનું પ્રમુખપદ આપવું જોઇએ, અને મૌલવી મુહુર્રમઅલી ચિસ્તે તેને અનુમોદન આપ્યું, અને હિવાને આમમાં ચુંટાયલા પ્રથમ સભ્યને પ્રતિનિધિઓએ આપેલા સ્વાગતથી સઘળો મંડપ ડોલી ઉઠયો.

કોંગ્રેસનો ઉપકાર માન્યા પછી, ધુરંધર સહાયક ન્યાયમૂર્તિ કાશિનાથ ત્ર્યંબક તેલંગના મરણ માટે લાગણીપૂર્ણ શોક દર્શાવ્યો. તે કોંગ્રેસના એક અતિ મહેનતુ સ્થાપક હતા, અને મુંબાઇમાં

તેના પ્રથમ મહેનતુ સેક્રેટરી હતા. પોતે ન્યાયાધીશ થયા ત્યાર પછી પણ તે સલાહ આપીને સદા સહાય આપતા. પછી હિવાને આમમાં પોતાના કાર્ય પ્રતિ પોતાની ચુંટણી કરનારાઓનો સંતોષ દર્શાવતો કૉંગ્રેસને મોકલવામાં આવેલો સંદેશો તેમણે વાંચી સંભળાવ્યો, અને ધારાસભાઓમાં ઘણું ઓછું પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું છે અને પ્રશ્નો પૂછવાનો હક્ક આપવામાં આવ્યો તે વિષે ટીકા કરી. તેમણે કહ્યું:—

"રાજ્ય ચલાવનાર સત્તાવાળાઓ કેળવાયલા હિન્દીઓને વિરોધી બનાવવામાં, અને એ શક્તિને પોતાના વિશ્વાસમાં લઇ પોતાના પક્ષમાં એંચી લેવાને અને તે વડે પોતાનો પાયો મજબૂત બનાવવાને બદલે વિરૂદ્ધ પક્ષમાં હાંકી કાઢવા ડહાપણનો સંપૂર્ણ અભાવ બતાવે છે. આ કૉંગ્રેસમાં શ્રેષ્ઠ બુદ્ધિમાન લોકો, અને તેમણે પોતે ઉત્પન્ન કરેલું રાજકીય નવ-જીવન છે. એ નવજીવન પોતાના ઉત્પન્નકર્ત્તાનો ઉંડો આભાર માને છે. સાદી સમજ તમને કહે છે, તેને તમારા વિરૂદ્ધ પક્ષમાં રાખવાને બદલે તમારા પક્ષમાં રાખો."

'હિવાને આમમાં હિન્દી પાર્લામેન્ટરી કમિટી રચવા રા. દાદાભાઇએ કહ્યું. આવા મંડળની હમણાં ઘણીજ આવશ્યકતા છે અને પોતાની માન્યતા દર્શાવી કે, "સર્વ પ્રકારે આપણે નિરંકુશ રાજ્ય હેઠળ છીએ" તથાપિ યુનાઇટેડ કીંગ્ડમની પ્રજાની ન્યાયવૃત્તિ અને નિષ્પક્ષપાત વિષેના અંતર્ગત પ્રેમ વિષેની આપણી શ્રદ્ધા અસ્થાને નથી. હિન્દની ગરીબાઇનો ખડક આગળ ઉભેલો છે, અને તે અમલદારોને આભારી નથી, પરન્તુ રાજ્યતંત્રની પદ્ધતિને આભારી છે, જો કે દુર્ભાગ્યે પદ્ધતિ પરની ટીકાને તેઓ (અમલદારો) અંગત હુમલા ગણી લે છે. ડયુક ઑફ ડેવનશાયરે કહ્યું હતું તદનુસાર એંગ્લો-ઇંડીઅન અમલદાર એવો પુરૂષ નથી કે "અસામાન્ય શાંત તુલનાશક્તિને માટે તેણે ખ્યાતિ મેળવી હોય." લૉર્ડ ક્રોમરે એક હિન્દીની સરેરાશ આવક માથાદીઠ રૂ. ૨૭ ગણી તેમા પૈસાદાર લોકોનો અને યુરોપીઅન બગીચાવાળાઓ, કારીગરો અને ખાણના માલીકોનો સમાવેશ થાય છે, અને તેથી ગરીબની સરેરાશ આવક બહુ ઓછી ગણાય. તેમણે રૂ. ૨૦ ગણાવ્યા આ ગરીબાઇનો ભય મોટામાં મોટો છે. જો લોકોની મહેનતનાં ફળોનો હિન્દને ઉપભોગ કરવા દેવામાં આવે તો,

"બ્રિટન અર્ધો ડઝન રૂશિઆ સામે ટક્કર ઝીલી શકે. પછી ભાડુતીઓ તરીકે નહિ, પરન્તુ દેશભક્તો તરીકે પોતાના ભાગને માટે હિન્દીઓ સર્વ માણસો કપાતા સુધી, અને સઘળાં નાણાં વપરાતા સુધી લડશે. માત્ર રાજ્યકર્ત્તાઓને પોતાનો પગ અફાળવો પડશે, અને બ્રિટિશ સત્તા અને પોતાનાં કુટુંબો અને ગૃહોનું સંરક્ષણ કરવાને લાખો લોકો ઉભી નીકળશે....જો આપણે બ્રિટિશ રાજ્યના દુશ્મનો હોત તો આપણો ઉત્તમ માર્ગ એ હતો કે, પોકાર ન કરવો, પરંતુ ચુપ રહેવું, અને તોફાનને એને પોતાને માર્ગે જવા દેવું એટલે તેનો અંત દુઃખદાયક આવે. એવો અંત આવવોજ જોઇએ. પરંતુ આપણે તે દુઃખ જોઇતું નથી, અને તેથી આપણી પોતાની ખાતર અને રાજ્યકર્ત્તાઓની ખાતર આપણે પોકાર કરી ઉઠીએ છીએ. ગરીબાઇના આ અનિષ્ટની સામે હીંમતપૂર્વક થવું જોઇએ અને તેનો ઇલાજ કરવો જોઇએ."

તેની સામે થવામાં આવ્યું નથી; તેનો ઇલાજ કરવામાં આવ્યો નથી. અને બોલાયલા શબ્દો ૧૮૯૩ માં જેટલા સત્ય હતા તેટલાજ ૧૯૧૫ માં સત્ય છે. રા. દાદાભાઇ નવરોજીએ અંતમાં કહ્યું:—

"હિન્દની આ મહાન્ અને પ્રાચીન ભૂમિની વિશાળ જનસંખ્યા તરફ બ્રિટિશ જેવી મહાન્ પ્રજા સાચી બંધુ-નાગરિકતા અને ન્યાયનો હાથ લંબાવશે, અને તેથી મનુષ્ય જાતિને લાભ થશે અને આશિર્વાદો મળશે, એવું ઉમદામાં ઉમદા દશ્ય દુનિયા નિહાળશે, એ દિવસ, હું આશા રાખું છું કે, દૂર નથી.

પોતાના ભાષણમાં તેમણે કહ્યુ હતું કે: "હું જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી આશા રાખીશ." હમણાં તેમનું ૯૧ મું વર્ષ છે. આ દુનિયા છોડીને જાય તે પહેલાં તેમની આશા સફલ થાઓ.

વિષય નિર્ણાયક સભાનાં નામો વાંચી બતા-

થવામાં આવ્યાં અને મંજુર કરવામાં આવ્યાં, અને કૉંગ્રેસ મુલત્વી રહી.

બીજે દિવસે ૧૮૯૨ ના ધારાસભાઓના કાયદાનાં અસંતોષજનક પરિણામો વિષે રા. આર. એન. મુધોલકરે પ્રથમ ઠરાવ રજુ કર્યો. તેમણે કહ્યું કે, ખરેખર કેટલીક ફતેહ મળી છે, પરંતુ આપણે ઇચ્છીએ છીએ તેના કરતાં ઓછી. ૧૮૮૭ થી હિન્દી સરકારે સુધારાની માગણી કરી હતી, અને પાર્લામેન્ટની ત્રણ બેઠકોમાં ખરડા રજુ કરવામાં આવ્યા હતા; ૧૮૯૨ માં એક કાયદો પસાર કરવામાં આવ્યો, કેમકે સંકુચિત વિચારના પક્ષની (કોન્ઝર્વેટીવ) સરકારને ભય લાગ્યો હતો કે, તેની પછીની સરકાર વધારે ઉદાર ખરડો રજુ કરશે. તે કાયદામાં ચુંટણીનો હક આપ્યો ન હતો, પરંતુ વાયસરોયને નિયમો ઘડવાની પરવાનગી આપી હતી. એ નિયમોને માટે હિન્દી પ્રધાનની મંજુરી મેળવવાની હતી, અને એમાં "એક પ્રકારનો ચુંટણીનો હક" હતો; પ્રશ્નો પૂછવાનો હક પણ આપવામાં આવ્યો હતો, પરંતુ જવાબોની ચર્ચા કરવી નહિ; અને અંદાજપત્ર ધારાસભા સમક્ષ રજુ કરવાનું ખરું પરંતુ તેની પર મત આપવાનો હક નહિ. રા. જી. કે. ગોખલેએ અનુમોદન આપતાં કહ્યું:—

"ગૃહસ્થો, [કાયદાનો અમલ કરવાને મુંબાઇ ઇલાકાને માટે ઘડેલા] આ નિયમોના સંબંધમાં હું એમ કહીશ નહિ કે, ૧૮૯૨ના કાયદાનો આશય નિષ્ફળ કરવાને માટે જ્ઞાનપૂર્વક તે ઘડવામાં આવ્યા છે, પરંતુ હું એટલું કહીશ કે, તે આશય નિષ્ફળ કરનાર એક યોજના ઘડવાના જ્ઞાનપૂર્વક ઉદ્દેશથી તે નિયમો ઘડનાર અમલદારને (નિયમો ઘડવાનું) કહેવામાં આવ્યું હોત તો પણ તે કાર્ય તે વધારે સારું બજાવી શકયો ન હોત."

આટલા મંગળાચરણ પછી રા. ગોખલેએ પોતાનો મુકદ્દમો દાખલાઓ આપીને પુરવાર કરવા માંડયો. મુંબાઇ સરકાર પાસે છ જગ્યાઓ હતી, તેમાંથી એક મુંબાઇની યુરોપીઅન ચેમ્બરને આપી, એક કરાંચી યુરોપીઅન ચેમ્બરને આપી, અને હિન્દી વ્યાપારી વર્ગને એક પણ જગ્યા ન આપી; સરકારના દાબ નીચે રહેતા દક્ષણના સરદારોને એક અને સિંધના જમીનદારોને એક આપી, એ પ્રમાણે સિંધના બે સભ્યો થયા, જ્યારે ઇલાકાના મધ્ય વિભાગમાં પુના અને સતારા આવેલાં છે તેને એક પણ સભ્ય મળ્યો નહિ. આ પ્રમાણે છમાંથી ચાર બેઠકો સરકારની તરફેણમાં મેળવવામાં આવી.

પંડિત બિશન નારાયણ ધારે વાયવ્ય પ્રાંતોના નિયમોની ચર્ચા કરી અને બાબુ બૈકુંઠનાથ સેને બંગાળના નિયમો ચર્ચ્યા. રા. ટી. કેમચંદે કહ્યું કે, અન્યાયપૂર્વક સિંધને બે સભ્યો આપવામાં આવ્યા છે. રા કેશવ વિનાયક જોશીએ કહ્યું કે, મધ્યપ્રાંતો ખાસ દુર્ભાગી છે. રાય બહાદુર સી. જંબુલીંગમ મુદલીઆરે મદ્રાસની ફર્યાદો સમજાવી. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પંજાબને માટે ધારાસભાની માગણી કરતો બીજો ઠરાવ પસાર કરવામાં આવ્યો, અને ત્યાર પછી ત્રીજો "રજવાડીયો ઠરાવ" પસાર કરવામાં આવ્યો. પછી ડૉ. બહાદુરજીએ ચોથો ઠરાવ રજુ કર્યો તેમાં હિન્દી મીલીટરી મેડીકલ સર્વીસથી તદ્દન સ્વતંત્ર રીતે હિન્દી સીવીલ મેડીકલ સર્વીસની પુનઃરચના કરવાનું કહેવામાં આવ્યું હતું. કોલેજો, પગાર અને ભવિષ્ય વિષે હિન્દી ડૉક્ટરોની ફર્યાદોનું અતિ સંપૂર્ણ અને વિગતવાર વર્ણન તેમણે આપ્યું, અને વિષય નવો હોવાથી તેમને સમય પણ વધારે આપવામાં આવ્યો. ડૉ. એમ. એમ. બોઝ, ડૉ. બાલચંદ્ર કૃષ્ણ અને ભગતરામ સૉહુઇએ ભાષણો આપ્યા પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો, અને કૉંગ્રેસ મુલત્વી રહી.

ત્રીજા દિવસનો પ્રારંભ આનંદોદ્ગાર પૂર્વક થયો. નિયમસર મી. ગ્લૅડ્સ્ટનને જન્મ દિવસનો તાર મોકલ્યા પછી, બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ એક સાથે પરીક્ષાઓ લેવાની તરફેણમાં ઠરાવ પસાર કરવા માટે હિંદાને આમનો આભાર માનવાનો ઠરાવ રજુ કર્યો. તેમણે તોડેલાં વચનોની લાંબી યાદી આપી, જેમને માટે તેમણે "હિન્દી સરકારને બ્રિટિશ અને હિન્દી જાહેર મતના ન્યાયાસન સમક્ષ–પૃથ્વીના સર્વ વિભાગોમાં સુધરેલા લોકોના ન્યાયાસન સમક્ષ–ઉભી કરી; કેમકે સીવીલ સર્વીસના પ્રશ્નનો ઇતિહાસ તોડવામાં આવેલાં વચનોથી ભરપૂર છે." પરન્તુ

તોડવામાં આવેલાં વચનો છતાં અને દિવાને આમના ઠરાવ છતાં, આઇ સી એસ. ને માટેની પરીક્ષાઓ હજી ઇંગ્લાંડમાંજ લેવામાં આવે છે, તે ઇન્ડીઅન સીવીલ સર્વીસનું બળ બતાવે છે. રા. હમિદ અલીખાને પોતાના ધર્મના લોકોની વતી ઠરાવને અનુમોદન આપ્યું, અને તેમની પછી રાજા રામપાલ સીંઘ જુસ્સાભર્યું ભાષણ કર્યું; તેમણે કહ્યું કે, ૩૫ વર્ષ પછી આઇ. સી. એસ. માં ૨૦ હિન્દીઓ છે અને ૯૦૦ થી ૧૦૦૦ યુરોપીઅનો છે; એક અંગ્રેજે મને પ્રશ્ન કર્યો હતો. "કયું રાજ્ય વધારે સારૂં? અંગ્રેજનું કે મહોમેદનનું?" મેં જવાબ આપ્યો: "સહી સલામતી, કેળવણી અને આગગાડીઓને માટે અંગ્રેજ રાજ્ય વધારે સારૂં છે, પરન્તુ હિન્દની દોલતને માટે મહોમેદન રાજ્ય સારૂં હતું, કેમકે મહોમેદનો હિન્દીઓ બનતા, અને દોલત દેશમાં રહેતી, જ્યારે અંગ્રેજો દેશની દોલતને લઇ જાય છે." અંગ્રેજ સીવીલીઅનો હિન્દને પોતાની સુખી શિકાર ખેલવાની જમીન બનાવે છે; તેઓ આવે છે, અને આપણા પૈસા લઇને પાછા ફરે છે. એક સાથે પરીક્ષાઓ લેવાથી "બંગાલી બાબુ" આઇ. સી. એસ. નો ઇજારદાર બની જશે, એ વાંધાનો ઉત્તર મુનશી રોશન લાલે આપ્યો. જો એમ હોય તો, નામદાર મહારાણીનો ઢંઢેરો જોતાં વાધો ક્યાં રહ્યો? જો બંગાલીઓ એ જગ્યાઓ લઇ શકે તો લેવા દો. માત્ર બીજા પ્રાંતોના લોકોના જેટલીજ તક તેમને મળશે, અને વક્તાની માન્યતા પ્રમાણે બીજા પ્રાંતોના લોકો તેમના સમોવડીઆ છે. રા. સી. વેન્કટ રમણ નાયડુએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

બાબુ કાલીચરણ બેનરજીએ છઠ્ઠો ઠરાવ રજુ કર્યો તેમાં માગણી કરવામાં આવી હતી કે, ન્યાયનાં અને કારોબારી ખાતાં જૂદાં પાડવાને માટે નીમવામાં આવેલી કમિટીઓ પાસે યોજનાઓ તૈયાર કરાવવાનો હિન્દી પ્રધાને હુકમ આપવો જોઇએ. તરતજ બનેલો એક ત્રાસદાયક મુકદ્દમો ટાંકીને તેની આવશ્યકતા તેમણે બતાવી હતી. તે મુકદમામાં કાયદાના નિયમોની અવગણના કરવામાં આવી હતી, અને મેજીસ્ટ્રેટ ફર્યાદ કરનાર તરીકે અને ન્યાયાધીશ તરીકે વર્ત્યો હતો, જેમાં ચાર પુરૂષોને મરણની શિક્ષા કરવામાં આવી હતી, અને ત્રણને જીંદગી સુધી દેશનીકાલ કરવામાં આવ્યા હતા. માન. રા. એન. સુબ્બારાવ પંતુલુએ અનુમોદન આપ્યું, અને મદ્રાસ ઇલાકામાં બનેલો એક મુકદમો કહી બતાવ્યો, તેમાં બતાવવામાં આવ્યું હતું કે, વર્તમાન પરિસ્થિતિ હેઠળ ન્યાય આપવામાં આવતો નથી. બાબુ અંબિકાચરણ મજુમદારે કહ્યું કે, મહાન ચળવળીઆ રાજારામ મોહન રાયના પ્રયત્નોથી એ દરજ્જે જૂદી પાડવામાં આવી હતી, પરન્તુ પાછી ૧૮૫૮ માં તે એકત્ર કરવામાં આવી હતી. તેમણે ઘણું સુંદર ભાષણ આપ્યું, તેમાં વિષયની સંપૂર્ણ ચર્ચા કરવામાં આવી હતી. એ ભાષણનો કાળજીપૂર્વક અભ્યાસ કરવો જોઇએ, કેમકે હજી ૧૯૧૫ માં તે ફર્યાદ ચાલુ રહી છે.

"હિન્દમાં રાજ્ય-નિયમિત અનીતિ" વિરૂદ્ધ અણગમો દર્શાવનારો સાતમો ઠરાવ રા. ડી. ઇ. વાચ્છાએ રજુ કર્યો, માન રા સી. સી. મિત્રે તેને અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

પંડિત મદન મોહન માલવીયાએ ગામ લોકોના સર્વ વ્યાપક ભૂખમરા વિષે આઠમો ઠરાવ રજુ કર્યો, અને દિવાને આમના સભ્યોને વિનતિ કરી કે, દેશની ગરીબાઇ વધતી જાય છે એમ સાબીત કરનારા આંકડાનો તેઓ સ્વીકાર કરતા ન હોય તો તેમણે હિન્દમાં આવવું, ગામોની મુલાકાત લેવી, અને લોકો કેવું દુઃખી જીવન ગાળે છે તે જોવું. બળવા પૂર્વે દેશ કેવો હતો, તે લોકોને તેમણે પૂછવું જોઇએ.

"વણકરો ક્યાં છે? ભિન્ન ભિન્ન ઉદ્યોગો અને કારીગીરીઓ પર નિર્વાહ કરનાર પુરૂષો ક્યાં છે? અને પ્રતિ વર્ષ કારીગરોની મોટી સંખ્યા ઇગ્લાંડ અને બીજા યુરોપના દેશોમાં મોકલવામાં આવતી હતી તેઓ ક્યાં છે? એ સઘળી વાત ભૂતકાળની બની ગઇ છે. અહીંયાં બેઠેલા દરેક જણે-લગભગ દરેક જણે-બ્રિટિશ બનાવટનાં કપડાં પહેર્યાં છે, અને તમે જ્યાં જ્યાં જાઓ ત્યાં ત્યાં બ્રિટિશ કારીગીરીઓ અને બ્રિટિશ માલ તમારા જોવામાં આવે છે. ખેતીવાડી કરીને દુઃખી જીંદગી ગાળવાનુંજ, અને તેમને માટે જે થોડો

વ્યાપાર રહ્યો છે તેમાંથી સ્વલ્પ લાભ મેળવવાનું લોકોને માટે રહેવા દેવામાં આવ્યું છે સર્વીસીસની બાબતમાં, વ્યાપારની બાબતમાં પચાસ વર્ષ પૂર્વે આપણા લોકો જે લાભ અને ફાયદો મેળવતા તેનો સોમો ભાગ પણ આપણા લોકો મેળવતા નથી ત્યારે દેશ કેવી રીતે સુખી થઈ શકે ?"

પછી પોતાનો મુદ્દો સાબીત કરવાને તેમણે કેટલાક આંકડા અને ઉતારા આપ્યા. પંડિત ગોપીનાથે અનુમોદન આપ્યું, અને રા. અંબિકાચરણ મૈત્રે, રા. મહમ્મદઅલી લીમજીએ, અને મૌલવી મોહરમ અલિ ચીસ્તેએ વિશેષ અનુમોદન આપ્યા પછી તે ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

એકવાર ફરીથી જંગલના કાયદાની અમલની કઠોરતા નવમા ઠરાવમાં રજુ કરવામાં આવી, અને અન્યાયના ઉદાહરણો આપવામાં આવ્યા પંડિત મેધન રામે કહ્યું કે, પંજાબ સરકારે ઘડેલા નિયમો સવિશેષ નિર્દય અને અન્યાયી, "અતિશય નિરંકુશ, અને સુધરેલી સરકારને અયોગ્ય છે ' જમીનના માલીકને અથવા તે જમીનનો કબજો ધરાવનારને તેની જમીનપર કોઇએ સળગાવેલી આકસ્મિક આગ માટે જવાબદાર ગણવામાં આવતો, અને નિયમ કહે છે કે, "નિયમોના ભંગનો ગુન્હો કર્યો હોય ' એવી રીતે તેની સાથે વર્તવામાં આવશે વળી ડુંગરમાં વસનારા લોકો ઘાસ અને લાકડાં વાપરે છે તે તેમનું અને તેમના ઢોરઢાંકનું જીવન છે તે વાપરવાની તેમને મના કરવામાં આવી છે કડકડતી ઠંડી પડતી ત્યારે અમે રાત્રી દિવસ ધુણીઓ ધીખાવતા હવે ગરમી મેળવવાને માટે અમારા પોતાના ઝાડને પણ અમે કાપી શકતા નથી ઠરાવ પસાર કરવામાં આવ્યો, પણ જંગલના કાયદા રહ્યા

ચોથે દિવસે દશમો ઠરાવ રજુ કરીને મી. પીટર પૉલ પીલાઇએ કાર્યક્રમનો પ્રારંભ કર્યો તેમાં કાયમની જમાબંદી કરવાનું ત્રીશ વર્ષનું જુનું વચન પાળવાનું સરકારને કહેવામાં આવ્યું હતું અને બંગાલ અને બિહારમાં તેની ઉપલબ્ધી ઉદ્ભવેલા ભય તરફ ધ્યાન ખેંચવામાં આવ્યું હતું, અને જાહેર કરવામાં આવ્યું હતું કે, "આ પ્રમાણે ગંભીર જાહેર વચનો તોડવા એ રાષ્ટ્રીય આપત્તિ છે." સરકારે આપેલી સનદોની શરતોનો ભંગ કરવાને માટે તેમણે કડવી ફર્યાદ કરી અને જાહેર પ્રજા સાથે એવી રીતે વિશ્વાસ ભંગ કરવામાં રહેલા અપમાનની સખ્ત શબ્દોમાં ટીકા કરી બાબુ બૈકુંઠનાથ સેને અનુમોદન આપ્યું, અને પછી શેખ વહમ-ઉદ્-દીને પંજાબ વિષે કડક ટીકા કરી ૪૩ વર્ષ પૂર્વે અમારો પ્રાંત બ્રિટિશ મહારાજ્યે ખાલસા કર્યો હતો. અને અમારામાં તે વખતે નાણાંનું તથા શરીરનું વધારે બળ હતું. લોકો વધારે ને વધારે ગરીબ બની ગયા છે, અને પોતાના કુટુંબોનું પોષણ કરવાને અથવા ભવિષ્યને માટે સંગ્રહ કરી રાખવાને માટે ગામડીઆ અને ગૃહસ્થોએ ભાગ્યેજ કાંઇ બચાવ્યું છે લો. મા. બી. જી. તિલકે કહ્યું કે, મુંબાઇમાં ૩૦ વર્ષોમાં કેટલીક વેળા ૩૦ ટકાનો વધારો કરવામાં આવ્યો છે સરદાર ગુરૂચરણ સિંઘે કહ્યું કે, પંજાબમાં પાક ન થાય એટલે ખેડુતની ખાનાખરાબી થાય

' કુટુંબ વિખેરી નાખવામાં આવે છે, દેવાને માટે તેમના ઢોરઢાંક વેચી દેવામાં આવે છે, કુટુંબના પોષણ કરનારનું હૃદય ફાટી જાય છે અને તે મૃત્યુ વશ થાય છે અથવા તો નાણાં ધીરનારના હુકમનામાને લીધે દીવાની કેદખાનાના અંધકારમય ખુણાઓમાં દિવસો વ્યતીત કરે છે. જો તેને પુત્ર હોય તો તે બાપડો યુવક નિરાશામાં ગૃહ ત્યાગ કરે છે અને લશ્કરમાં જોડાય છે જ્યાં ૭ રૂપીઆના ભારે પગારથી તે પોતાના દિવસો પૂરા કરે છે ”

આ સંયોગોએ ક્રાંતિકારક ભાવના માટે સામગ્રી પૂરી પાડી છે ભૂખે મરતા અને હતાશ બનેલા લોકો બળવાની સૂચનાઓ સાંભળવાને તત્પર હોય છે રા. કે. વી. જોશીએ મધ્ય પ્રાંતોની હકીકત કહી જ્યાં કેટલીક બાબતોમાં ૨૦૦ થી ૩૦૦ ટકા જેટલા વધારા કરવામાં આવ્યા હતા, અને જ્યાં લોકો એટલા બધા ગરીબ છે કે, તેઓ મહુડા અને આમલીનાં ચણુકા પર જીવન ગાળે છે

રા. ડી. ઈ. ખરેએ અગિયારમો ઠરાવ રજુ કર્યો, જેમાં શોક દર્શાવવામાં આવ્યો હતો કે, સરકારે ૧૮૬૨, ૧૮૬૫, ૧૮૮૨ અને ૧૮૮૪ના

પોતાનાં વચનો પાળ્યાં નથી; એ ઉપરાંત તેમણે લૉર્ડ રેનાં ગંભીર વચનનું સ્મરણ કરાવ્યું કે, ખેડુતે કરેલા સુધારા પર કર નાખવો નહિ, અને પેનવાલ તાલુકાની તાજી જમાબંધીમાં તે વચન તોડવામાં આવ્યું હતું. બીજા એક દાખલામાં એક અરજી કરવામાં આવી હતી, અને એક વર્ષ પસાર થયું. અને કમીશનરે જવાબ આપ્યો નહિ. 'અરજદારોએ મુંબાઇ' સરકારને અરજી કરી; અરજી પાછી મોકલવામાં આવી; કેમકે હુકમની નકલ સાથે મોકલવામાં આવી ન હતી. સ્થાનિક અમલદારે લેખી હુકમ આપ્યો ન હતો. અરજી પડતી મુકવામાં આવી. રા. જી. એસ. ખાપર્ડેએ અનુમોદન આપ્યું, મીર નિસાર અલી શોહરતે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

બારમો ઠરાવ કેળવણી વિષે હતો. તે લાંબો અને મહત્ત્વનો હતો. તેમાં કહેવામા આવ્યું હતું કે, ખર્ચ વધારવો. પારિભાષિક (ટેકનીકલ) કેળવણીને ઉત્તેજન આપવાને માટે દેશની ઔદ્યોગિક સ્થિતિની તપાસ કરવી. માબાપોનાં સાધનોને પહોંચી વળવા માટે ફીમાં ઘટાડો કરવો અને ઘણા ગરીબ લોકોને માફી રાખવા. અને શારીરિક તેમજ માનસિક કેળવણીને માટે સરખું ધ્યાન આપવું. રા. એમ બી. નામજોશીએ તે રજુ કર્યો અને ના. ગાયકવાડનું ઉદાહરણ ટાંકીને મફત અને ફરજ્યાત કેળવણીની માગણી કરી. રા. નિબારણચન્દ્રદાસે અનુમોદન આપ્યું, બક્ષીરામ લાખકાયે વિશેષ અનુમોદન આપ્યું, અને પછી લાલા લજપત રાયે એક જુસ્સાદાર ભાષણમા પ્રશ્ન ઉપાડયો; તેમણે પારિભાષિક કેળવણી માટે ખાસ આગ્રહ કર્યો; કેમકે તેથી દેશની દોલતમા વધારો થાય.

"૩૦ અથવા ૩૫ વર્ષથી જાહેર કેળવણીનું ખાતું અહીંયાં સ્થાપવામાં આવ્યું છે; પરન્તુ ત્યારથી અત્યાર સુધી કેટલી પ્રગતિ થઇ છે, તે તમે જાણો છો ? બે સરકારી કોલેજોમાંથી એક કાઢી નાખવામા આવી છે. હું દીલ્હી સરકારી કોલેજની વાત કરું છું. આ વર્ષે સરકારી કોલેજોમા માસિક રૂ. ૨ થી વધારીને રૂ ૧૨ કરવામાં આવ્યા છે, અને નિશાળોમાં પણ વધારો કરવામાં આવ્યો છે. ઉચ્ચતર કેળવણીનાં અને સંસ્કૃતિના લાભોનાં બારણાં તેમનાં બાળકો સામે બંધ કરીને ઇજીપ્ત, એબીસીનીઆ અને અફઘાનિસ્તાનનાં મેદાનો પર પંજાબીઓ, શિખો અને રજપુતોની બહાદુરીનો બદલો આપવામાં આવ્યો છે."

રા. એસ. કે. નાયરે અનુમોદન આપતાં પારિભાષિક કેળવણી વિષે જાપાન અને બ્રિટનની રાજ્યનીતિ સરખાવી.

તેરમા ઠરાવમાં હિન્દી પ્રધાનના ફરમાન વિષે શોક દર્શાવવામાં આવ્યો હતો. તે ફરમાનમાં કહેવામાં આવ્યું હતું કે, કારોબારી સરકારને "ન્યાયાધીશી ભૂલોનું" અવલોકન કરવાનું કાર્ય મળશે એ ભયાનક સિદ્ધાંત છે, તેથી અદાલતોની સ્વતંત્રતા પર ત્રાપ પડે છે રાય બહાદુર પી. આનન્દ ચાર્લુએ તે રજુ કર્યો અને બાબુ કાલીચરણ બેનરજીએ તેને અનુમોદન આપતાં કહ્યું કે, તે ફરમાનમાં સત્તા આગળ શાણપણ નકામું ગણવામાં આવ્યું છે. તેમની પછી રાય જ્ઞોતીન્દ્રનાથ ચૌધરીએ ભાષણ આપ્યું, અને પંડિત મોહનલાલે જુસ્સાદાર ભાષણ આપી કહ્યું કે, રાજા અને પાર્લામેન્ટ બંનેની સામે થઇને અંગ્રેજ ન્યાયાધીશોએ પોતાની અદાલતોની સ્વતંત્રતા જાળવી રાખી છે. તે ઠરાવ પસાર થયા પછી રા. ડી ઇ. વાચ્છાએ રૂપાના સીક્કા પાડવા બંધ કરવામાં આવ્યા તેની સામે ચૌદમો ઠરાવ રજુ કર્યો. પરિણામો ખરાબ આવશે તે બતાવીને તેમણે કહ્યુ કે.—

"સરકારી અમલદારો અને વ્યાજખાઉ લોકો સખ્ત મહેનત કરનારા મજુરોને ભોગે અને ગજા ઉપરાંત કર ભરનારા ગામ લોકોને ભોગે તાતા માતા થાય તે માટે તે લોકોને વધારે ગરીબ બનાવવામાં આવે છે...તેથી રૈયત લુંટાય છે; તેથી પગારો ખાતી નાની સરખી સંખ્યાને ખરેખાત બદલો આપવા ખાતર તેમની પર વધારે બોજો નાખવામાં આવે છે, સુધરેલી દુનિયાના કોઇ પણ ભાગમા એના જેવું બીજું ઉદાહરણ મળતું નથી."

રા. આર. પી. કરંદીકરે અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પછી યુરોપીઅનો અને યુરેશીઅનોને આપવાના " એક્ષચેંજ " (હુંડીયામણ) ના બદલાના ભથ્થા સામે અણગમો દર્શાવનારો ૧૫ મો ઠરાવ રજુ કરવામાં આવ્યો. તેને " ૨૬ મી જુનનો ગુન્હો " એવું ઉપનામ આપવામાં આવ્યું હતું. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ તે રજુ કરતાં હિન્દી સરકાર પર આરોપ મુકયો કે, તે લોકહિતોની અવગણના કરે છે, અને પોતાના વસવાટ કરીને નહિ રહેલા યુરોપીઅનોને આ ભથ્થું આપીને સેને સોંપવામાં આવેલાં હિતોને અન્યાય આપવાનો તેણે અપરાધ કર્યો છે. એ આરોપ ગંભીર છે, પરન્તુ હું તે જ્ઞાનપૂર્વક મુકું છું. " તેમણે બતાવી આપ્યું કે, સુધારાઓને માટે સરકાર પાસે કદાપિ નાણાં હોતાં નથી. પોલીસ સુધારવાને માટે નાણાં નહિ, ન્યાયનાં અને કારોબારી ખાતાં જૂદાં પાડવાને માટે નાણાં નહિ, આરોગ્યને માટે નાણાં નહિ.

" પરન્તુ સર્વીસીસને બદલો આપવાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, ત્યારે દુનીઆની ધનવાનમાં ધનવાન સરકાર જેટલી સરકાર ધનવાન બની જાય છે; અને આ નાણું કોની પાસેથી લેવામાં આવે છે ? ગઈ કાલે પંડિત મદન મોહને આબેહુબ અને ગંભીર ભાષામાં કહેલી હિન્દની ગરીબાઇની કથા તમે સાંભળી છે; ગયાં થોડાં વર્ષોમાં ૨,૦૦,૦૦,૦૦૦ લોકો ભૂખમરાથી મરી ગયાં છે, તેનું તમે ઉચ્ચતમ અમલદારી પ્રમાણ સાંભળ્યું છે; તમે સાંભળ્યુ છે કે, ૪,૦૦,૦૦,૦૦૦ લોકો દરરોજ એક ટંક ભોજન લઇને જીવન ગાળે છે; અને હવે આ ૪,૦૦,૦૦,૦૦૦ લોકો પર વધારે કરનો બોજો નાખવામાં આવશે. સરકારના ભારે પગારો ખાતા અધિકારીઓને તેમનાં નિત્યનાં મદ્ય, માંસ આદિ મળે તેટલા માટે તે લોકોનો ખોરાક, તેમના ચોખા, તેમના મોઢામાં તેમને કાપકૂપ કરવી પડશે. હું ધારું છું, એ એક અવર્ણનીય લજ્જાસ્પદ વાત છે...આપણે દેશનાં બાળકો છીએ, આપણે દેશના અધમ લોકો છીએ, લક્કડફોડા અને પાણી ખેંચનારા છીએ, અને નોકરશાહીના દેવતાઓ–સર્વીસીસને માટે આપણે જીવન ગાળીએ છીએ. મુંબાઇના, પંજાબના, ઉત્તર હિન્દના, બંગાલના પ્રસિદ્ધ પુરુષો, ચાલો આપણે એકઠા મળીએ, ચાલો આપણે અડગ ઉભા રહીએ અને આ દેવતાઓને તેમના અન્યાયોની ખાત્રી કરી આપ્યા વિના આપણે આરામ નહિ લઇએ; દેશ તેમનો છે, અને આપણો નથી એવો તેમને મોહ થયો છે, તે મોહનો લોપ કરતાં સુધી આપણે ઠરી ઠામ બેસીશું નહિ. દેશ આપણો છે અને તેમનો છે; અને હિન્દ ઇંગ્લાંડ માટે છે, અને હિન્દ માટે પણ છે; પ્રથમ હિન્દ માટે અને પછી ઇંગ્લાંડ માટે."

મી. ડબલ્યુ એ. ચેમ્બર્સે એક જુસ્સાભર્યા ભાષણમાં દરખાસ્તને અનુમોદન આપ્યું; અને (અપાયલો) બદલો ખ્રીસ્તીને છાજે એવો નથી, તેમજ ધાર્મિક પણ નથી એમ કહી તેનો તિરસ્કાર કર્યો. રા. ડી. ઇ. વાચ્છાએ કેટલાક સરસ આંકડા આપીને વિશેષ અનુમોદન આપ્યું.

સોળમા ઠરાવમાં વેઠવારા બંધ કરવાની સરકારને વિનતિ કરવામા આવી હતી. લાલા ધરમદાસ સારીએ તે રજુ કર્યો અને લાલા કનકચલાલે અનુમોદન આપતાં લાગણીભર્યું ભાષણ કર્યું. તેમણે કહ્યુ કે, વેઠવારો એ ગુલામગીરી છે, અને ઇંગ્લાંડે આફ્રીકામાં ગુલામગીરી નિર્મૂળ કરી છે, પરન્તુ હિન્દમાં તે તરફ આંખ આડા કાન કરે છે. તેની મના કરવામાં આવી છે, પરન્તુ અધિકારીઓ તેનો ઉપયોગ કરે છે.

" હોમ ( પરદેશી ) ચાર્જીસ " માં ઘટાડો કરવાનો પાર્લામેન્ટમાં પક્ષ કરવા માટે સત્તરમા ઠરાવમા લૉર્ડ નોર્થબ્રુકનો આભાર માનવામાં આવ્યો હતો. રા. જી. કે. ગોખલેએ તે રજુ કર્યો. તેમણે કહ્યું કે, જો સરકાર સામે કદાપિ કામ ચલાવવામા આવે તો લૉર્ડ નોર્થબ્રુકના ઠરાવ પર થયલી ચર્ચાના કથનોમા સરકાર સામેનો આરોપ સમાયલો છે, કબુલ કરવામાં આવ્યું છે કે, ન્યાયપુરઃસર જે બોજ ઇંગ્લાંડ પર પડવા જોઇએ તે હિન્દ પર નાખવામાં આવ્યા છે, અને જાણે કે રા. વાચ્છાએ કોંગ્રેસના વક્તાસન પરથી તેની સામે અણગમો બતાવ્યો ન હોય તેમ ડયુક ઓફ આર્ગાઇલે કહ્યું કે, હિન્દને કાને વાત પડે તે પહેલાં એ ફરિયાદ દૂર થવી જોઇએ ! ૩૦ વર્ષમાં " હોમ ચાર્જીસ " ૭૦ લાખ

પાઉંડથી વધીને ૧,૬૦ લાખ પાઉંડ થયા હતા. એના એક ભાગ સાથે હિંદને આમને કાઇ લાગતુ વળગતું નથી, પરન્તુ ઇન્ડીઆ ઓફીસ અને લશ્કર વિષે તે પગલા ભરી શકે ઇન્ડીઆ ઓફીસને પણ જવા દઇએ, કેમકે પોતાના "પ્રતિષ્ઠિત અને સાથે સાથે નિરુપયોગી અને તોફાની વૃદ્ધ ગૃહસ્થોને" તે ઉદારતાપૂર્વક પગાર આપે છે, તથાપ મુકાબલે એ બાબત નાની છે પરન્તુ "હોમ મીલીટરી ચાર્જીસ" ૨૦ લાખ પાઉંડથી વધીને ૫૦ લાખ પાઉંડ ઉપર થયા છે, અને જે રેકુટોના માથા દીઠ વૉર ઓફીસને ૧૮ પાઉંડ મળતા તેને બદલે માણસ દીઠ ૧૦૫ પાઉંડ હિન્દ પાસેથી લેવામા આવે છે. જ્યારે ઇંગ્લાંડે હિન્દી લશ્કર ઉછીતું લીધું હતું, ત્યારે તેમનો ખર્ચ આપવાનુ ઇંગ્લાંડને વિસ્મરણ થઇ ગયું હતું, જ્યારે હિન્દે અંગ્રેજી લશ્કર ઉછીતુ લીધું ત્યારે તેણે સર્વ સાધારણ અને અસાધારણ ખર્ચો આપ્યા હતા

રા ડી. બી ચક્રદેવે અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામા આવ્યો

અરાઢમા ઠરાવમા પંજાબની ચીફ કોર્ટને હાઇ કોર્ટ બનાવવાનું કહેવામાં આવ્યું હતુ, ઓગણીશમા ઠરાવમાં સેન્ટ્રલ ફીન્સબરીના મતદારોનો આભાર માનવામા આવ્યો હતો, અને વીસમા ઠરાવની રૂયે બ્રિટિશ કમિટી અને "ઇંડિઆ"ને માટે રૂ ૬૦,૦૦૦ આપવામા આવ્યા પછી એકવીશ, બાવીશ, અને ત્રેવીશ ઠરાવો પસાર કરવામા આવ્યા, તેમા સર વિલિયમ વેડર બર્ન અને બ્રિટિશ કમિટીનો આભાર માનવામા આવ્યો મી એ. ઓ હ્યુમને ફરીથી જનરલ સેક્રેટરી નીમવામા આવ્યા, અને આગામી કોંગ્રેસનુ સંમેલન સ્થાન મદ્રાસ નક્કી કરવામા આવ્યું. પછી પ્રમુખનો ઉપકાર માનવામા આવ્યો, તેમણે થોડાક શબ્દો કહ્યા અને નવમી કોંગ્રેસ વિસર્જન થઇ

## ઠરાવો.

### પ્રતિનિધિત્વ.

૧. ઠરાવ કરવામા આવે છે કે, ૧૮૯૨ ના હિન્દી ધારાસભાઓના કાયદાને અમલમાં મુકવાને માટે ઉદારતા દર્શાવવા માટે નામદાર વાયસરોયનો અત્યત અંતઃકરણપૂર્વક આભાર માન્યા છતા આ કોંગ્રેસ શોકપૂર્વક નોધ લે છે કે, જો આ કાયદાના ભાવનો ખરેખરો અમલ કરવાનો હોય તો હિન્દી સરકારના નિયમોમા અને ઘણી ખરી સ્થાનિક સરકારોના આચારમા, વિશેષે કરીને મુંબાઇ સરકારના આચારમા સંગીન ફેરફારો કરવા આવશ્યક છે, અને મહારાજ્યમા પંજાબ પ્રાંત અત્યંત મહત્ત્વનો હોવા છતા વાયસરોયની ધારાસભામા અથવા કોઇ સ્થાનિક ધારાસભામા પ્રતિનિધિઓ મોકલવાનો હક્ક હજી તેને મળ્યો નથી.

### ધારાસભા અને હાઇકોર્ટ (પંજાબ).

૨ ઠરાવ કરવામા આવે છે કે, ૧૮૮૫ મા મુંબાઇમા ભરાયલી પ્રથમ કોંગ્રેસ અને પછીની બીજી કોંગ્રેસો સાથે સંમત થઇને આ કોંગ્રેસ અભિપ્રાય દર્શાવે છે કે, પંજાબ પ્રાંતના સારા રાજ્ય વહીવટને માટે તે પ્રાંતમા ધારાસભાની સ્થાપના કરવી અત્યત આવશ્યક છે, અને સંયુકત પ્રાંતો માટે એવી ધારાસભા સ્થાપવામા આવી છે તે જોતા આશા રાખે છે કે, આવી ધારાસભા સ્થાપવામા સમય ગુમાવવો જોઇએ નહિ

૧૮ ઠરાવ કરવામા આવે છે કે, પંજાબમા ન્યાયના વહીવટના હિતને માટે આ કોંગ્રેસના અભિપ્રાય મુજબ પંજાબની ચીફ કોર્ટનો દરજ્જો વધારીને ચાર્ટર્ડ હાઇકોર્ટ બનાવવાનો સમય હવે આવી પહોંચ્યો છે

### આગલા ઠરાવોનુ સમર્થન

૩ ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસ પહેલાની કોંગ્રેસો સાથે સંમત થઇને મજબૂતરીતે પક્ષ કરે છે કે (આઠમી કોંગ્રેસ, ૧૮૯૨ નો) પાયમો ઠરાવ અક્ષરે અક્ષર પસાર કરે છે

### સીવીલ મેડીકલ સર્વીસ

૪ ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે, આ દેશમા સાર્વજનિક ઔષધીય કેળવણી અને ઔષધ શાસ્ત્રની અને શાસ્ત્રીય કાર્યની અભિવૃદ્ધિને માટે તેમજ

આર્થિક વહીવટની ખાતર હિન્દની સીવીલ મેડીકલ સર્વીસ બીજા સુધરેલા દેશોની સર્વીસીસ પ્રમાણે પુન રચાવી જોઇએ, મીલીટરી ( લશ્કરી ) સર્વીસથી તેને તદ્દન વિમુક્ત અને સ્વતંત્ર રાખવી જોઇએ, જેથી કરીને સરકારની કેળવણી વિષયક નીતિનો સંપૂર્ણ અમલ થઇ શકે એ નીતિ એવી છે કે, પ્રત્યેક શાખામા કેળવણીની ખાતર કેળવણીને ઉત્તેજન આપવુ, અને મળી શકે તેવા શ્રેષ્ઠ બુદ્ધિમાન લોકોને, ખાસ કરીને દેશી બુદ્ધિમાન લોકોને માટે ઔષધીય અને વિજ્ઞાનશાસ્ત્રીય કામના ક્ષેત્રો ખુલ્લા મુકીને હિન્દમા વિજ્ઞાનશાસ્ત્રીય ઔષધીય ધંધો ઉભો કરવો

## કાયદા વિષયક.

૬ ઠરાવ કરવામા આવે છે કે, સમગ્ર દેશમા પ્રજાના સર્વ વર્ગોને અનિર્વચનીય સંતાપથી સંતાપતુ, હિન્દમા મદિરા અમલનુ એક અત્યંત ગંભીર કલંક દૂર કરવાની વ્યર્થ વિનતિ આ કોંગ્રેસે હિન્દી સરકારને પુન પુન હવે અનેક વર્ષો સુધી કર્યા પછી, બીજી કોઇ દાદ નહિ મળે એવી નિરાશાપૂર્વક આ કોંગ્રેસ હિન્દી પ્રધાનને વિનતિ કરે છે કે, પ્રત્યેક પ્રાંતમા તત્કાળ એક કમિટી નીમવાનો હુકમ આપવો ( જેમાના ઓછામા ઓછા અર્ધા સભ્યો આ પ્રશ્ન પર વિચાર કરવાને કેળવણીથી અને ભિન્ન ભિન્ન કચેરીઓની વાર્ષિક પાટીના અનુભવથી લાયક બનેલા, હિન્દના બીન–અમલદારી દેશીઓ હોવા જોઇએ ), તે કમિટી પોતાના પ્રાંતમા રાજ્યને જેમ બને તેમ ઓછો ખર્ચ થાય એવી રીતે સર્વ ન્યાયી અને કારોબારી ફરજો સંપૂર્ણત જૂદી પાડવાની યોજના તૈયાર કરે અને કૃપા કરીને તે અમુક તારીખ મુકરર કરે તે તારીખે જૂદી જૂદી હિન્દી સરકારોની ટીકાઓ સાથે પોતાની (હિન્દી પ્રધાનની) સમક્ષ એવી યોજનાઓ રજુ કરે

## વ્યભિચાર.

૭ ઠરાવ કરવામા આવે છે કે, હિન્દી કેન્ટોન્મેન્ટોમા વ્યભિચાર અને ચેપી રોગોના સંબંધમા નિયમો, હુકમો અને આચારોના વિષય પર હિન્દીઆ ઓફીસની પાર્લામેન્ટરી સભ્યોનો રીપોર્ટ વિચારીને આ કોંગ્રેસ આ ઠરાવથી તેમના નિર્ણયો મંજુર કરે છે

( ૧ ) કે, તે રીપોર્ટમા વર્ણવવામા આવેલી પદ્ધતિ અને તત્સંબંધક કાર્યો અને તે કાર્યો કરવાની સત્તા આપનાર અથવા પરવાનગી અથવા પરવાનગી આપનાર કાયદાના નિયમો ૧૮૮૮ ની ૫ મી જુનના દિવાને આમના ઠરાવના સ્પષ્ટ અર્થ અને ઇરાદાને અનુસરતા નથી, અને

( ૨ ) કે, આ પદ્ધતિસર દુરાચારોને અટકાવવાની એકજ અસરકારક રીત સ્પષ્ટ કાયદા ઘડવાની છે

## ગરીબાઇ.

૮ ઠરાવ કરવામા આવે છે કે, પહેલાની કોંગ્રેસોમા દર્શાવવામા આવેલા અભિપ્રાયો સાથે સંમત થઇને આ કોંગ્રેસ કહે છે કે—

પૂરેપૂરા પાંચ કરોડ લોકો ( જે સંખ્યા દરવર્ષે વધતી જાય છે ) ભૂખમરાની અણી ઉપર દુખી જીવન ગાળે છે અને પ્રત્યેક દશ વર્ષોમા લાખો લોકો ખરેખાત ભૂખમરાથી નાશ પામે છે

અને એકવાર ફરીથી નમ્રતાપૂર્વક ધ્યાન ખેચે છે કે, આ દુખી વસ્તુસ્થિતિનો ઇલાજ કરવાને તત્કાળ પગલા ભરવા જોઇએ.

## જંગલના કાયદા

૯ ઠરાવ કરવામા આવે છે કે, જંગલના કાયદાઓના વ્યાવહારિક વહીવટથી ખાસ કરીને દક્ષિણ હિંદમા અને પંજાબના અમુક ડુંગરાળ પ્રદેશમા અત્યંત ગંભીર અસંતોષ ઉદ્ભવેલો જોતા હિન્દી સરકારને અત્યંત માનપૂર્વક પરન્તુ ગંભીરતાપૂર્વક વિનતિ કરવામા આવે છે કે, આ બાબતની કાળજીપૂર્વક તપાસ કરવી અને તેની કઠોરતા ઓછી કરવાના તથા ગરીબ લોકોને તે ઓછી હાનીકારક થાય એવા પ્રયત્નો કરવા.

## કાયમની જમાબંદી

૧૦ ઠરાવ કરવામાં આવે છે કે, ત્રીશ વર્ષોથી ઘણુ ત્રીશ વર્ષો પૂર્વે બ્રિટિશ સરકારે વચન

આપ્યા પ્રમાણે જ્યાં જ્યાં જમીનની મહેસુલની માગણી હમેશને માટે મુકરર કરવામાં આવી ન હોય ત્યાં ત્યાં તે મુકરર કરવાની આવશ્યકતા તરફ અનેક પૂર્વ પ્રસંગોએ હિન્દી સરકારનું ધ્યાન ખેંચ્યા પછી હવે આ ભલામણ આગ્રહ પૂર્વક એકવાર ફરીથી કરવાની, અને બંગાલ અને બિહારમાં ( મોજણી અને બીજા વેરાઓની બાબતમાં ) વર્તમાન કાયમની જમાબંદીમાં, અને મદ્રાસમાં કાયમની જમાબંદી વાળી જાગીરોની સનદોની શરતોમાં માથું મારવાના સરકારના કાર્યથી ઉત્પન્ન થયેલા ગહન ભય તરફ ધ્યાન ખેંચવાની આ કોંગ્રેસ ઇચ્છા ધરાવે છે, અને ગમે તે બહાના હેઠળ આ ગંભીર જાહેર વચનોનો ભંગ કરવામાં આવે તો પણ તેને રાષ્ટ્રીય આપત્તિ સમજીને આ ઠરાવથી પ્રતિજ્ઞા કરે છે કે, કાયમની જમાબંદી વાળી જમીનો અને તે જમીન ધરાવનારા લોકો સામે આવા પ્રતિકારક હુમલાઓ કરવામાં આવે તેમાંના કોઈ પણ અને તે સર્વ હુમલાઓ સામે સર્વ શક્ય કાયદેસર રીતિઓએ વિરોધ કરવો.

૧૧. ઠરાવ કરવામાં આવે છે કે આ કોંગ્રેસ અત્યંત દિલગીરી દર્શાવે છે કે, જે પ્રાંતોમાં કાયમની જમાબંદી હોય નહિ ત્યાં તે દાખલ કરવાનાં ( ૧૮૬૨ અને ૧૮૬૫ ના પોતાના ફરમાનોમાં હિન્દી પ્રધાને આપેલાં ) વચનો પાળવામાં હિન્દી સરકાર નિષ્ફળ ગઇ છે એટલું જ નહિ પરન્તુ જમાબંદી અંશતઃ મુકરર કરવાની અને ( મ્હેસુલના ) વધારાઓ નહિ કરવાની ૧૮૮૨ અને ૧૮૮૪ માં હિન્દી સરકારે રજુ કરેલી અને હિન્દી પ્રધાને પસંદ કરેલી યોજના અનુસાર રાજ્યનીતિનો અમલ કરવામાં પણ તે નિષ્ફળ ગઇ છે.

### કેળવણી.

૧૨. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે, દેશમાં કેળવણીની વર્તમાન સ્થિતિ જોતાં ઉચ્ચ કેળવણીને માટેની સરકારી ગ્રાન્ટો કોઇપણ રીતે પાછી ખેંચી લેવી અનિચ્છનીય છે, અને પહેલાની કોંગ્રેસોની સાથે એકમત થઇને અત્યંત આગ્રહપૂર્વક કહે છે કે, કેળવણીની સર્વ શાખાઓની પાછળ જાહેર ખર્ચ વધારવો અને ( એ શાખાઓની એક અતિ મહત્વની શાખા–એટલે કે ટેક્નીકલ પારિભાષિક શાખાની અભિવૃદ્ધિ કરવાને માટે ) દેશની વર્તમાન ઔદ્યોગિક સ્થિતિની તપાસ કરવાને એક મિશ્રિત કમીશન નીમવું; અને પ્રજાના ઘણા વર્ગોની ભારે ગરીબાઇ જોતાં બળપૂર્વક ભલામણ કરે છે કે સરકારી અથવા મ્યુનિસિપલ શાળાઓ અને કોલેજોના સર્વ વર્ગોમાં માબાપો અને સગાંઓનાં સાધનોના પ્રમાણમા સઘળી ફી ઘટાડવી જોઇએ અને બહુ ગરીબ વિદ્યાર્થીઓને પૂરેપૂરા માફી કરવા જોઇએ; અને વર્તમાનમાં કેવળ માનસિક વિકાસ પર અનુચિત ભાર મુકવામાં આવે છે એવો હિન્દી પ્રજાનો સાર્વદેશીય અભિપ્રાય કેન્દ્રસ્થ કરીને આ કોંગ્રેસ ગંભીરતાપૂર્વક ભલામણ કરે છે કે, હવે પછી શાળાઓ અને કોલેજોના સર્વ ક્રમો અને વર્ગોમાં વિદ્યાર્થીઓના શારીરિક વિકાસ તરફ કમમાં કમ સરખું ધ્યાન અપાવું જોઇએ.

### કારોબારી અમલદારો અને ન્યાયાધીશો.

૧૩. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ જોઇને શોક દર્શાવે છે કે, હિન્દી પ્રધાને હિન્દી સરકાર જોગ પોતાના તાજા લખોટામાં એવો સિદ્ધાંત આકાર્યો છે કે, કેટલાક પ્રસંગો ઉપસ્થિત થાય ત્યારે ન્યાયાધીશોની ભૂલોની ટીકા કરવાની કારોબારી સરકારની ફરજ છે; તે સંબંધે કોંગ્રેસનો અભિપ્રાય એવો છે કે, એવી ટીકાથી ન્યાયની અદાલતોની સ્વતંત્રતા પરનો લોકોનો વિશ્વાસ ઉઠી જશે

### નાણાં પ્રકરણ.

૧૪. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દી સરકારે ટંકશાળમા રૂપાના સીક્કા ખાનગી પાડી આપવા બંધ કરવાનો તાજો કાયદો ઉતાવળથી કર્યો છે, તે તરફ આ કોંગ્રેસ પોતાના ઉંડા શોકની નોંધ કરે છે, કેમકે તેથી આ દેશના લોકો પર આડકતરા કરનો અનિશ્ચિત પ્રકારનો વધારે બોજો નાખવામા આવ્યો છે, અને કેટલાક અતિ મહત્વના વ્યાપારો અને ઉદ્યોગો–વિશેષે

કરીને મીલનો ઉદ્યોગ-ગંભીર રીતે અસ્તવ્યસ્ત થઈ ગયા છે અને તેમને નુકસાન પહોંચ્યું છે.

૧૫. ઠરાવ કરવામાં આવે છે કે, સરકારના વસવાટ કરીને નહિ રહેતા યુરોપીઅન અને યુરેશીઅન નોકરોને આપવામાં આવેલા હુંડી-યામણના બદલાના ભથ્થા સામે આ કોંગ્રેસ પોતાનો મજબૂત અણગમો દર્શાવે છે, અને તેથી જે સમયે દેશની નાણાવિષયક સ્થિતિ સંતોષકારક નથી અને વધારાના કરનો ભય દેશપર ઝઝુમે છે તે સમયે એક કરોડથી વધારે રૂપીઆનો વાર્ષિક ખર્ચ અને એકોને ૧,૩૧,૦૦૦ પાઉંડ જેટલો ખર્ચ થશે.

### બેગાર અને રસદ.

૧૬. ઠરાવ કરવામાં આવે છે કે, પીનલકોડની વર્તમાન કલમો નિષ્ફળ જવાથી હિન્દી સરકારના અનેક ઠરાવો છતાં હિન્દમાં બેગાર અને રસદની જુલ્મગાર પદ્ધતિ પ્રચલિત છે, તેને સદાને માટે બંધ કરવાને નવા અને સ્પષ્ટ કાયદા ઘડવાનું હિન્દી સરકારને કહેવું.

### કોંગ્રેસનો ઉપકાર.

૫ ઠરાવ કરવામા આવે છે કે, ઇગ્લાંડમાં અને હિન્દમા એક સાથે પરીક્ષાઓ લેવાના સંબંધમાં બ્રિટિશ દિવાને આમે ન્યાયયુક્ત અને ડાહાપણ ભર્યો મત આપ્યો તેને માટે આ કોંગ્રેસ તેમનો આભાર માનવાની ઇચ્છા ધરાવે છે, અને તે મહાન્ મંડળને ગંભીરતાપૂર્વક પ્રાર્થના કરે છે કે, હિન્દી પ્રધાને અને હિન્દી સરકારે તેમના હુકમોનો શીઘ્ર અમલ કરવાનું તેમણે ઠમાણ કરવુ

૧૭ ઠરાવ કરવામા આવે છે કે, હિન્દ પરનો "હોમ ચાર્જીસ" નો બોજો ઘટાડવાના હિન્દના હકનો સમર્થ પક્ષ કરવાને માટે આ કોંગ્રેસ લૉર્ડ નોર્થબ્રુકનો અત્યંત અંતઃકરણપૂર્વક આભાર માને છે, અને માનપૂર્વક દિવાને આમને પ્રાર્થના કરે છે કે, એ બાબતનું કાંઇક ન્યાયી સમાધાન કરવાને માટે તે માનવંત સભાની એક કમિટી જલદી નીમવી.

૧૯. ઠરાવ કરવામાં આવે છે કે, સેન્ટ્રલ ફીન્સબરીના મતદારોએ કોંગ્રેસના ઉદ્દેશો માટે માયાળુ સહાનુભૂતિ દર્શાવ્યા માટે અને પોતાના માનવંત સભ્ય રા. દાદાભાઇ નવરોજીની કીંમતી સેવાઓ આટલી બધી ઉદારતાપૂર્વક આપવા માટે આ કોંગ્રેસ તેમનો ઐક્ય આભાર માને છે, અને આ કોંગ્રેસ આશા રાખે છે કે, બ્રિટિશ દિવાને આમમાં રા. દાદાભાઇ નવરોજી સેન્ટ્રલ ફીન્સબરી અને હિન્દના પણ પ્રતિનિધિ તરીકે લાંબા સમય સુધી રહેશે.

૨૧. ઠરાવ કરવામાં આવે છે કે, સર વિલિ-યમ વેડરબર્નને અને બ્રિટિશ કોંગ્રેસ કમિટીના સભ્યોએ ગત વર્ષમાં હિન્દની કરેલી સેવાઓ માટે આ કોંગ્રેસ આ ઠરાવથી અંતઃકરણપૂર્વક તેમના પ્રતિ પોતાની કૃતજ્ઞતા દર્શાવે છે.

### કોંગ્રેસનું કાર્ય.

૨૦. ઠરાવ કરવામા આવે છે કે, બ્રિટિશ કમિટી અને કોંગ્રેસના વર્તમાનપત્ર, "ઇંડીઆ" ના ખર્ચને માટે રૂ ૬૦,૦૦૦ ની રકમ કાઢી આપવામા આવે છે, અને હમણા અથવા હવે પછી કમિટીમાં, યોજ્યા પ્રમાણે જૂદાં જૂદાં મંડળોએ ૧૮૯૪ ના વર્ષને માટે ફાળો આપવો.

### સામાન્ય.

૨૨. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ એકવાર ફરીથી મી. એ. ઓ. હ્યુમ, સી બી. ને આગામી વર્ષને માટે જનરલ-સેક્રેટરી નીમે છે.

૨૩. ઠરાવ કરવામા આવે છે કે, હવે પછી ઠરાવવામા આવે તે પ્રમાણે ૧૮૯૪ ના નાતાલના દિવસ પછી કોઇ પણ દિવસે દસમી રાષ્ટ્રીય કોંગ્રેસ મદ્રાસમાં ભરાશે.

# દસમું પ્રકરણ.

## દસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

૧૮૯૪ ની કોંગ્રેસની સમાપ્તિ સાથે તેના કાર્યના એક દસકાની સમાપ્તિ થઇ અને સાત વર્ષ પછી તે પાછી મદ્રાસ આવી ત્યારે તે કાર્યમા તે સુંદર શહેર અધિક ચુસ્ત માલૂમ પડ્યુ કોંગ્રેસ મળી તેની પૂર્વે સ્વાગત સભાએ રૂ ૪૦,૦૦૦ એકઠા કર્યા હતા, અને વિશાળ મંડપમા ૧,૧૬૩ પ્રતિનિધિઓ એકઠા મળ્યા તેમા લગભગ ૫૦૦૦ બેઠકોની સગવડ હતી અલબત્ત, મદ્રાસ ઇલાકાના પ્રતિનિધિઓની સખ્યા સર્વથી વધારે હતી

| | |
|---|---|
| મદ્રાસ | ૯૪૭ |
| મુબાઇ (૧૨૮) | |
| સીંધ (૪) | ૧૩૨ |
| મધ્યપ્રાંતો વરાડ | |
| અને સીકંદ્રાબાદ | ૩૭ |
| બગાળ | ૩૦ |
| વાયવ્ય પ્રાંતો અને | |
| અયોધ્યા | ૧૩ |
| પજાબ | ૪ |
| | ૧,૧૬૩ |

મદ્રાસ દક્ષિણમા એટલુ બધુ દૂર છે કે પ્રતિનિધિઓને ત્યા પહો ચતા મુશ્કેલી વેઠવી પડે, પરતુ એ મડળ અત્યત સુવ્યવસ્થિત છે, કદાચિત્ તેની વ્યવસ્થા સર્વશ્રેષ્ઠ છે

૨૬ મી ડીસેમ્બર એ કોંગ્રેસનો પ્રથમ દિવસ હતો, અને સ્વાગત સભાના પ્રમુખ માન રા પી રગીઆ નાયડુએ પ્રતિનિધિઓને આવકાર આપ્યો, અને કહ્યુ કે, જેમ જેમ આપણી સત્તા વધતી જાય છે તેમ તેમ વિરોધ પણ વધતો જાય છે, તેનો પુરાવો એક સાથે લેવાની પરી

શ્રી આલ્ફ્રેડ વેબ
દસમી કોંગ્રેસના પ્રમુખ

ક્ષાઓ વિષે પાર્લામેન્ટની "બ્લ્યુ બુક" (સરકારી થોથો) છે જેમા કેળવાયલા હિન્દીઓ અને અમલદારો વચ્ચે અસતોષકારક સબધો માલુમ પડે છે એ અમલદારો બ્રિટિશોએ સ્થાપેલી શાળાઓ અને કોલેજોમાં કેળવાયલા પુરૂષોની અવગણના કરે છે, અને કહે છે કે તેઓ બેવફાદાર પુરૂષો છે તેમના પોતાના દેશબધુઓ સાથે પણ તેમનુ કાઇ ચાલતુ નથી અને કોઇ પણ જોખમદાર જાહેર ફરજ બજાવવાને તેઓ અશક્ત છે જે અગ્રેજો માત્ર પોતાના નિર્વાહ પૂરતી કમાણી કરવ ને હિન્દમા આવે છે, જેમને દેશમા કાઇ સ્થાયી ઇસ્કામત હોતી નથી પરતુ જેઓ અભિપ્રાય પર અસર કરે છે તેવા અગ્રેજોના વર્ગ માથી જે અનિષ્ટો જન્મ પામે છે, તેમનુ તેમણે વર્ણન આપ્યુ 'ગેર હાજર રહેતી સરકારથી દેશના નાણાં વિષયક સાધનો પર ભય કર બોજો પડે છે ખૂબ ફાલેલી લશ્કરી પદ્ધતિ કુલ મહેસુલનો એક તૃતીયાશ ચૂસી જાય છે, આપણી ઉપર નાખવામા આવેલા અનિર્બધ વ્યાપારના સિદ્ધાતોએ જૂના ઉદ્યોગો નષ્ટ કરી નાખ્યા છે વસ્તી એટલી બધી વધી ગઇ છે કે, ખોરાક પૂરો પડતો નથી, અને પ્રતિવર્ષ ગરીબાઇ વધતી જાય છે મદ્રાસ મ્યુનિસીપાલીટીના પ્રમુખ કર્નલ મુરનો ઘણી માયાળુ સહાય આપવા માટે આભાર માન્યા

પછી, તેમણે કોંગ્રેસને પોતાના પ્રમુખની ચુંટણી કરવાનું કહ્યું:—

એક આયરીશ ગૃહસ્થ મી. આલ્ફ્રેડ વેબ, એમ. પી. ને પ્રમુખપદ આપવાની દરખાસ્ત રાજા સર સાવલાઇ રામસ્વામી મુડલીઆરે મુકી, અને રાજા રામપાલ સીંધે તેને અનુમોદન આપ્યું.

પ્રમુખપદ લઇને, પ્રમુખે કોંગ્રેસના ભૂતકાળ તરફ દ્રષ્ટિ ફેંકી, અને મી. ચાર્લ્સ બ્રેડ્લૉ એમ. પી. ના મૃત્યુની વાત દર્શાવી. "તેમના કરતાં વધારે સારો અને વધારે સમર્થ મિત્ર તમે કદાપિ ગુમાવ્યો નથી. થોડા પુરૂષોને માટે મનુષ્યજાતિની વધારે મોટી સંખ્યાએ એટલો બધો અંતઃકરણપૂર્વક શોક દર્શાવ્યો હતો." આયર્લેન્ડના સાચા મિત્ર તરફ એક આયરીશની કૃતજ્ઞતા ત્યાં બોલતી હતી. પરદેશમાં ખર્ચવામાં આવતા હિન્દી કરોના આંકડા મી. વેબે બતાવ્યા—"તમારા કુલ્લ ખચના ૨૫ ટકા. કોઇપણ દેશ હંમેશને માટે આવો ગુમારો સહન કરી શકે નહિ." કર, ખેતીવાડી, પ્રતિનિધિત્વ વિષે અતિ પરિચિત દલીલો તેમણે કરી; અને અંતમાં દર્શાવ્યું કે, કોંગ્રેસ એટલે "વસ્તુતઃ ઇતિહાસે નોંધ લીધેલી હોય એવી મનુષ્ય જાતિની મોટામાં મોટી સંખ્યાના કલ્યાણને માટે મહાનમાં મહાન્ સુસંપયુક્ત પ્રયત્ન."

મી. વેબનું ભાષણ સમાપ્ત થતાં, રામનદના રાજા તરફથી કોંગ્રેસના ભંડોળમા રૂ. ૧૦,૦૦૦ ની ઉદાર બક્ષિસ આપેલી જાહેર કરવામાં આવી. વિષય નિર્ણાયક સભા મંજુર કરવામાં આવી, અને કોંગ્રેસ મુલત્વી રહી.

બીજા દિવસના કાર્યના આરંભમાં કાર્ય ચલાવવાના નિયમો વાંચવામાં આવ્યા, અને કાપડ પર એક્સાઇઝ વેરા નાખવાના અન્યાય સામે અણગમો દર્શાવતો પહેલો ઠરાવ શ્રી. ડી. ઇ. વાચ્છાએ રજુ કર્યો. તે વેરાઓથી હિન્દના ઉગતા મીલ ઉદ્યોગને હાની પહોંચી છે, અને લેંકેશાયરના લાભને માટે હિન્દના હિતનું બલિદાન આપવામાં આવ્યું છે. એક્સાઇઝ ખરડાની સામે થવાને માટે તેમણે હિન્દી સરકારની પ્રશંસા કરી અને હિન્દી પ્રધાનનો દોષ કાઢયો. તે કર અન્યાયી છે, અને ગેર ડહાપણથી ભરેલો છે, કેમકે તેથી ઔદ્યોગિક વિકાસ અટકયો છે. હિન્દી સરકારની નિરૂપાયતા માટે તેમણે શોક દર્શાવ્યો, અને કહ્યું કે, "વેસ્ટ મિન્સ્ટરના મહાન્ આપખુદ પુરૂષનાં આજ્ઞાપત્રોજ" હિન્દી સરકારે ફક્ત નોંધવાનાં હોય તો તેનું અસ્તિત્વ પણ સહેજે બંધ થાય. માનનીય રા. એ. સભાપતિ મુડલીઆરે ઠરાવને અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

બીજો ઠરાવ બાબુ બૈકુંઠનાથ સેને રજુ કર્યો. તેમણે એવા એક ઠરાવને ૧૮૯૩ માં અનુમોદન આપ્યું હતું. કાયમની જમાબંદીવાળી જાગીરો વિષે સરકારનાં વચનોનો ભંગ કરવાથી, અને બિહારમાં કાયમની જમાબંદીમાં સરકારે કરેલા હસ્તક્ષેપથી ઉદ્ભવેલો ભય તેમણે દર્શાવ્યો. માન. રા. નાડુએ અનુમોદન આપતાં કહ્યું કે, વારંવાર થતી જમાબંદીઓથી મુંબાઇને હાનિ પહોંચતી જાય છે, રત્નાગીરી અને અલીબાગ જીલ્લાઓના છ તાલુકાઓમાં ૧,૨૦૦ ટકા જેટલો વધારો કરવામાં આવ્યો છે મુંબાઈમાં કુલ્લ આંકણીમાં ૧૨ લાખનો વધારો કરવામાં આવ્યો છે. એક સુધારો રજુ કરવામાં આવ્યો, પરન્તુ તેને કોઇએ અનુમોદન આપ્યું નહિ, અને માન. રા. કલ્યાણ સુંદરમ્ આયરે ઠરાવને વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, જે દેશમાં ૮૦ ટકા લોકો ખેતી કરે છે, તે દેશમાં ખરેખાત બીન કમાણીનો એવો વધારો નથી કે રાજ્ય તે માગી શકે. માન. વિક્રમ રાજા મલબાર તરફથી બોલ્યા, ત્યાં હિન્દુ રાજાઓએ કદી વેરો નાખ્યો ન હતો, અને તે પ્રશ્ન પર ઘણી પીડા ઉપસ્થિત થઇ હતી, કમકે ૧૮૦૩ અને ૧૮૦૫ માં કાયમની જમાબંદી કરવામાં આવી હતી, અને તેમાં હસ્તક્ષેપ કરવો વિશ્વાસભંગ કર્યા સમાન છે. બીજા ચાર વક્તાઓએ ભાષણો આપ્યાં, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

મી. સીમોર કેઇ એમ. પી. એ હિન્દની ગરીબાઇનો ઇલાજ કરવા વિષે ત્રીજો ઠરાવ રજુ કર્યો, અને કહ્યું કે હિન્દી જનસમૂહો સાથેના ૩૨ વર્ષના ગાઢ સંબંધ પછીથી મને સ્વીકારવાની ફરજ પડી છે કે, તેનું એક કારણ વિદેશીય સરકારનો પ્રચંડ ખર્ચ છે. જનસમૂહોની સ્થિતિ-

અને રાજ્યતંત્રનો પ્રચંડ ખર્ચ વેઠવાની તેમની શક્તિની તપાસ કરવાને દિવાને આમમાં તપાસ કરાવવાનો અમારામાંના કેટલાકોએ પ્રયત્ન કર્યો છે કથનોને ખોટા પાડવાને માટે આંકડા મેળવવાને હિન્દી સરકારના છુપા ખાતાનો કેવી રીતે ઉપયોગ કરવામા આવ્યો હતો, અને પોતાના હાથમા સરકારી થોથા ( બ્લુબુકસ ) મુકવાને માટે સર જૉન ગોર્સ્ટને કેવી ફરજ પાડવામા આવી હતી, તે તેમણે દર્શાવ્યું પછી એમાથી* તેમણે કેટલાક આકડા આપ્યા, અને છેવટે જાહેર કર્યું કે, હિન્દની એકજ આશા સત્ય વસ્તુસ્થિતિ અંગ્રેજી પાર્લામેન્ટ અને પ્રજા સમક્ષ મુકવામા રહેલી છે।

એક સમર્થ તેમને સત્ય હકીકત કહો, અને હું કહું છુ અને હું સંપૂર્ણ ખાત્રીપૂર્વક કહું છું કે, અંગ્રેજી પ્રજાનું મહાન્ હૃદય તમને શીઘ્ર અને અસરકારક ઇલાજ આપશે "

અરેરે! આપણે તે કેટલીવાર સાંભળ્યુ છે, પરન્તુ તે મહાન્ હૃદય પ્રત્યુત્તર આપતુ નથી પરન્તુ હુ માનુ છુ કે બ્રિટનમા સત્ય વાતો અને આકડાઓ પર રચાયલી ચળવળ બ્રિટિશ પ્રજા સત્તાને જાગ્રત કરશે એક પછી એક બ્રિટિશ સરકારોએ તે દીર્ઘકાળથી જાણ્યુ છે, પરન્તુ તે જોતી નથી આપણે પ્રજાસત્તાને પહોચવુ જ જોઇએ નીચે જણાવવામા આવેલી ચોપડી અને હોમરૂલ લીગના અંગ્રેજી વિભાગથી તેમ પહોચવામા આવશે

રૉ નન્દીએ ઠરાવને અનુમોદન આપ્યું અને કહ્યુ કે, ઉચામા ઉચા અધિકારીઓને પણ સત્ય હકીકતથી અજ્ઞાત રાખવામાં આવે છે જ્યાર તેઓ ફરવા નીકળે છે ત્યારે પણ તેમને આપવામા આવતા માનપત્રોમા અધિકારીઓના અભિપ્રાયો આવેલા હોય છે, માનપત્રો આપનાર તરીકે ધારવામા આવતા લોકોના અભિપ્રાયો તેમા હોતા નથી તેથી તેઓ અનિવાર્ય રીતે જુઠાણાથી વાતાવરણમા રહે છે, અને જેઓ સત્ય વાતો કહે છે તેમની સામે ગુસ્સો બતાવે છે કોઇ કોઇ સ્થળે કોઇ પ્રામાણિક અધિકારી સત્ય વાતો કહે છે બંગાલ સીવીલ સર્વીસના મી એચ સી ઇર્વીને અયોધ્યાની ગરીબાઇ વિષે લખતા કહ્યુ કે ' જ્યારે લખો લોકો તીવ્ર ભૂખમરાથી પીડાય છે, ત્યારે શેઠસોરૂપે કાયદાથી અથવા શારીરિક જરૂરનો અનંત સ્વભાવની પેલીમેર તેમને લઇ ગયા સિવાય બીજા કશાથી તેમનો ઉદ્ધાર ન કરવો એ પીરામીડને તેના શિરોબિન્દુપર ઉભો રાખવા જેટલુ સ્હેલું કાર્ય છે " તેણે કઠોરતાપૂર્વક ઉમેર્યુ કે, ખેડુતોની અધનતિ થવાના કારણથી અયોધ્યા ખાલસા કરવામાં આવ્યુ હતુ; એમ કહેવાવા નહિ દો કે, "અયોધ્યાના ગામડીઆઓ સેકડો વર્ષો થયા અધમ ગરીબાઇ અને અવનતિ ભોગવ્યા કરે છે; તેમની ઉન્નતિ કરવાના સર્વ સાધનો આપણા હાથમા હોવા છતા નીચતાપૂર્વક આપણે તેમનો નાશ થવા દીધો " લાલા મુરલીધરે અનુમોદન આપતા વ્યંગમાં કહ્યુ કે, ઇશ્વરના રાજ્યમા પ્રવેશ કરવાના એક ધનિકના કાર્યના કરતા સોયના નાકામાંથી ઉંટ પસાર થાય તે કાર્ય વધારે સરળ છે તેથી કરીને હિન્દના લોકો ખચીત સુખી હોવા જોઇએ, કેમકે "તમારે માટે સ્વર્ગના દ્વાર ખુલ્લા રાખવામા આવ્યા છે, જ્યારે યુરોપના સર્વ લોકોને માટે તે બંધ રાખવામા આવ્યા છે ' ગરીબોને ચોરોની ધાસ્તી રાખવાની જરૂર નથી સત્ય હકીકત અને આકડાઓ વિષે —

'જાઓ અને ગૃહોમા તેમની મૂર્તિઓ જુઓ અને તેમની અધમ દશા જુઓ, ફીકા અને દુઃખી, ખાવાનો ખોરાક ન મળે, પીવાનુ પાણી ન મળે, અને મીઠુ ન મળે વારૂ ત્યારે, એ દશા સંન્યાસીઓ અને સાધુ પુરૂષોની નથી ? તમારે એથી વધારે બીજુ શુ જોઇએ છે ? સરકાર પાસે તમે આ કે પેલુ શા માટે માગો છો ? તમે કૃતઘ્ની લોકો છો ખરેખર તમે કૃતઘ્ની છો તમે તમારા દેશના રાજ્યતંત્રમા દાખલ થવા માગો છો તમારે એ સઘળી પંચાત શા માટે જોઇએ ? તમારૂ અને તમારી જીંદગીઓનુ સંરક્ષણ કરવાને અસંખ્ય લશ્કર રાખવામા આવ્યુ છે અસંખ્ય દીવાની અધિકારીઓએ તમારા ખભા ઉપરથી ચિંતા ઉપાડી લીધી છે પછી તમારે બીજુ શુ જોઇએ છીએ ? '

* "હિન્દ—એક રાષ્ટ્ર" એ નામની મારી ચોપડીમા એમાંના કેટલાક આપવામા આવ્યા છે

રા વિષ્ણુપાદ ચેટરજીએ સરકારી પ્રમાણોમાથી બીજા કેટલાક ઉતારા આપ્યા, અને રા પાર્થ સારથી નાયડુએ તેલુગુમા ભાષણ કર્યા પછી ઠરાવ પસાર કરવામા આવ્યો.

મી થાર્ડેલી નૉર્ટનને ચોથો ઠરાવ રજુ કરવાનુ કહેવામા આવ્યુ ઈંડીઆ કાઉન્સીલ નિમૂળ કરવાનુ તેમા કહેવામા આવ્યુ હતુ, કેમકે તેના વિના ધારાસભાઓની પુન રચના નિરૂપયોગી છે. "હમણા આપણે હિન્દમાના અધિકારીઓ અને યુરોપમાના અધિકારીઓની વચ્ચે ઉભા છીએ." "અહીંયા આવેલા યુરૂપોની જેમ કાઉન્સીલના સભ્યોના મનપર એકજ અમલદારી હિતની અસર થાય છે, એજ અમલદારી કારકીર્દિની તાલીમ મળે છે, અને એકજ અમલદારી વિચારોથી રંગાયલા હોય છે, અને તેઓ પણ ઉત્તમ ઇરાદાઓપૂર્વક તમારા નૈતિક, આર્થિક અને રાજકીય સુધારાને ભયમાં નાખવાના અને તેની આડે વિઘ્નો નાખવાના પ્રયત્નો નિશ્ચયપૂર્વક કરી રહ્યા છે"

કાઉન્સીલ અને હિન્દી પ્રધાનની કાર્ય કરવાની રીતિ વિષે અંગ્રેજી મુત્સદ્દીઓના કેટલાક આકર્ષક અભિપ્રાયો તેમણે ટાક્યા, ખરી સત્તા કઇ છે, તેનુ કોઇને જ્ઞાન હોય એમ માલુમ પડતુ નથી

"જો હિન્દી પ્રધાનપર કાઉન્સીલનો અકુશ રાખવાનો હોય તો હિન્દી પ્રધાનને કાઢી નાખો. જો કાઉન્સીલ પર હિન્દી પ્રધાનનો અકુશ રાખવાનો હોય તો કાઉન્સીલ કાઢી નાખો દ્વૈતમય અસ્તિત્વ નિરૂપયોગી, ભયકર, અયોગ્ય અને વિઘ્નકર છે '

વ્યાપાર વિષયક અશક્તિના તેમણે દાખલા આપ્યા, જેવા કે, લૉર્ડ કેન્નીંગના વાધા વિરૂદ્ધ કલકત્તા અને એસ ઇ રેલ્વે મજુર કરવામા આવી, ૫ ટકાના વ્યાજની બાહેધરી (ગેરંટી) આપવામા આવી, અને જ્યારે તે વ્યાવહારિક રીતે નાદાર થઇ ગઇ ત્યારે અર્ધો લાખ પાઉડ ખરીદી લીધી મદ્રાસ ઇરીગેશન કપનીને માટે દશ લાખ પાઉડ પર ૫ ટકા વ્યાજની ખાત્રી આપવામા આવી, અને તે કામમાથી તેનો ખર્ચ પણ નીકળ્યો નહિ ત્યારે હિન્દને માટે સેકડે સોના ભાવે તે ખરીદી લેવામા આવી. એટ્રીન્સ્ટન લૅન્ડ એન્ડ પ્રેસ કપનીના શેરો બજારમા રૂ ૩૩૯ ના ભાવે વેચાતા હતા તે તેણે રૂ ૧૦૦૦ ના ભાવે ખરીદી લીધા આવા શક્તિહીન બાર સભ્યોની કાઉન્સીલ હોય અને પ્રત્યેક સભ્યને દર વર્ષે ૧,૨૦૦ પાઉડ આપવામા આવે તે તો મોંઘી પડી જાય હવે રાજકીય દૃષ્ટિએ મી ગ્લૅડ્સ્ટને ટીકા કરી છે કે —

"અચાનક અધકારમા, ખાનગી કાઉન્સીલની ચેમ્બરમા હુ માનુ છુ કે, એક તારના પ્રત્યુત્તરમા પાર્લામેન્ટના જ્ઞાનવિના, દેશના જ્ઞાનવિના, એક કાયદો પસાર કરીને દેશી છાપખાનાની સ્વતત્રતાનો સપૂર્ણ નાશ કરવામા આવ્યો હુ ધારૂ છુ તેના જેવો કાયદો બ્રિટિશ મહારાજ્યને કલંક સમાન છે"

૧૯૧૦ ના છાપખાનાના કાયદાના વધારે ઉડા કલંક વિષે ગ્લૅડ્સ્ટને શું કહ્યુ હોત ? ૨૮ ઘરની નોકરડીઓ, ૧ ઘર સભાળનાર, અને ૩ વૈતરણોના પગારો સુદ્ધા ઇંડીઆ કાઉન્સીલના ખર્ચનુ મી નૉર્ટને સખ્ત અવલોકન કર્યું પછી રા આર એન મુદ્ધોલકરે ઠરાવને અનુમોદન આપતા કહ્યુ કે, કાઉન્સીલ હિન્દી હિતોનુ રક્ષણ કરે છે એમ ધારવામા આવે છે, પરન્તુ તે અત્યંત નિષ્ફળ થઇ છે ઠરાવ પસાર કરવામા આવ્યો, અને કૉસ્મોપોલીટન કલબ તરફથી ૨૯ મી ડીસેમ્બરનુ આમત્રણ કોંગ્રેસને આપવામા આવ્યુ

ત્રીજે દિવસે, ૨૮મી ડીસેમ્બરે, પાચમા ઠરાવથી મંગળાચરણ થયું, હિન્દી નાણાખાતાની તપાસ કરવાને દિવાને આમની સીલેક્ટ કમિટી નીમવાનું તેમા કહેવામા આવ્યુ હતુ. તે તપાસની જરૂર સાબીત કરવાને રાય બહાદુર સી જમ્બુલીંગમ મુડલીઆરે કેટલીક જાણવા યોગ્ય હકીકત કહી હિન્દી સરકારના નાણાં ખાતાના સેક્રેટરી મી વેસ્ટલેન્ડનો તેમણે ખાસ આભાર માન્યો, કેમકે તેના વાકછટા અને ખરાબ તર્કશક્તિથી હિન્દી અદાજપત્ર તરફ અસાધારણ ધ્યાન ખેંચાયું હતુ, અને સર રીચાર્ડ ટેમ્પલના કપોલ-કલ્પિત કથનો ખુલ્લા પાડ્યા હતા મી એચ. મૉર્ગનબ્રાઉને અનુમોદન આપ્યું અને ફેમીન ઇન્શ્યોરન્સ ફંડ (દુષ્કાળ વીમા ભડોળ)નો પ્રશ્ન ઉપાડી લીધો તેમા હિન્દી સરકારનું ગંભીર

વચન ટાંકવામાં આવ્યું કે, નવા કરથી મેળવેલાં નાણાં માત્ર દુષ્કાળમાં રાહત અને વીમા માટેજ વપરાવાં જોઇએ, અને છતાં એ પ્રમાણે એકઠા કરેલા ૨૪ કરોડ રૂપીઆમાંથી વચન આપ્યા પ્રમાણે ફક્ત ૧૬ કરોડ રૂપીઆનો ઉપયોગ કરવામાં આવ્યો છે. હુંડીયામણના બદલાના અને અત્યંત અધમ અને અત્યંત ભ્રષ્ટ "સ્ટોર્સ" ખાતાના પ્રશ્નને તેમણે સ્પર્શ કર્યો. કોન્સ્ટન્ટીનો-પલમાં એક નૃત્ય સમારંભ થયો તેને માટે હિન્દ પાસેથી રૂ. ૧,૨૦,૦૦૦ અપાવ્યા, તેનું કારણ એ અપાયું કે, તુર્કસ્તાનના સુલતાન સાથે સલાહ સંપથી રહેવામાં હિન્દને લાભ છે અને સભ્યતાના પૌર્વાત્ય અને મુસલમાની વિચારોનું ખંડન કરતા નૃત્યસમારંભના સાધનથી!

રા. જી. સુબ્રમન્ય આયરે કહ્યું કે, હિન્દી રાજ્યતંત્ર પર અંકુશ રાખનાર અને તેની ખામીઓનો ઇલાજ કરનાર કોઈ જોખમદાર અધિકારી છે નહિ, અને હિન્દના હિતને હાનિ પહોંચે છે. સર વિલિયમ હંટરે "ધી ટાઇમ્સ" માં હિન્દી સરકારની પ્રમાણિકતા વિષે શંકા દર્શાવી હતી, અને જ્યાં આવા આરોપો મુક-વામાં આવે ત્યાં તપાસ થવાની આવશ્યકતા છે. બીજાં બે ભાષણો પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પછી એક સાથે પરીક્ષાઓ લેવાના સદાના લીલા વિષય ઉપર છઠ્ઠો ઠરાવ રજુ કરવાનું માન. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીને કહેવામાં આવ્યું; સમાન વર્તનનાં વચનો કેવી રીતે તોડવામાં આવ્યાં હતાં તેની પર તેમણે ખાસ ભાર મૂક્યો. ભવિષ્યના દેશની પર આપણી દૃષ્ટિ ચોટેલી છે, તેનું ઉજ્જ્વલ ચિત્ર દોરીને તેમણે પોતાનું ભાષણ સમાપ્ત કર્યું:

"ત્યાં આપણી બેડીઓ તુટી પડશે, રાજકીય ગુલામગીરીની છાપ અદૃશ્ય થશે, ત્યાં સ્વતંત્ર રાજકીય સંસ્થાઓના પોષક પ્રભાવ હેઠળ આપણે દુનિયાની એક ઉમદામાં ઉમદા સંસ્કૃતિ વિક-સાવી શું, હિન્દ અને ઇંગ્લાંડ વચ્ચેના ન તુટે એવા સંબંધનું તે ચિન્હ બનશે, તે સંસ્કૃતિથી હિન્દની પ્રજાને અનિર્વચનીય લાભો થશે, અને ઇંગ્લાંડના નામને અનિર્વચનીય પ્રસિદ્ધિ મળશે."

માન. રાજા રામપાલ સીંધે અનુમોદન આપ્યું, અને રા. આર. વેંકટ સુબ્બારાવ, મૌલ્વી હાફીઝ અબ્દુલ રહીમ, રા. એમ. વી. જોશી અને પ્રોફેસર જી. કે. ગોખલેએ વિશેષ અનુમોદન આપ્યું. પ્રોફેસર ગોખલેએ કહ્યું કે, "સ-ર્વિસમાં ન ઘટાડી શકાય એવી યુરોપીઅનોની ઓછામાં ઓછી સંખ્યા" નો વિચાર હવે પ્રથમજ હીંમતપૂર્વક દર્શાવવામાં આવે છે. હિન્દી પ્રધાન અને સરકાર હવે કહે છે કે, ઉંચામાં ઉંચી જગ્યાઓપર "સદાને માટે યુરોપીઅનો જ નીમાવા જોઇએ."

"તેનો અર્થ એ થાય છે કે, વર્તમાન વ્યવસ્થા કાયમ કરવી જોઇએ, અને એ વસ્તુતઃ આપણને આધીન પ્રજા તરીકે હંમેશાં કાબુમાં રાખવાનો પ્રયત્ન છે. સદ્‌ગૃહસ્થો, આ નિર્લજ્જ પ્રયત્નને ફતેહમંદ ન થવા દેવાની પુરૂષો તરીકે આપણી સ્પષ્ટ ફરજ નથી?......આપણા વિરો-ધીઓને આપણી સ્થિતિમાં મુકાવા દો, અને પછી તેમને શું લાગે છે તે કહેવા દો.હું માનું છું, તેઓ કબુલ કરશે કે,પોતાના દેશને ચાહવામાં કાંઇ ખોટું નથી. હું માનું છું, તેઓ કબુલ કરશે કે, પોતાના દેશને માટે ઉચ્ચ આદર્શ રાખવામાં કાંઇ ખોટું નથી. અને ત્યાર પછી હું માનું છું, તેઓ કબુલ કરશે કે આપણી વર્તમાન સ્થિતિથી આપણે અસંતુષ્ટ બનીએ તેમાં કાંઇ ખોટું નથી. વારુ, ગૃહસ્થો, સમાન વર્તનના જે વચનો ઇંગ્લાંડે આપણને આપ્યાં છે, તેથી આપણી પ્રજાને માટે એક ઉચ્ચ અને સુંદર આદર્શ આપણને પ્રાપ્ત થયું છે; અને જો આ વચનોનો ભંગ કરવામાં આવશે તો આપણી વફાદારીને માટેનો બ્રિટિશ રાજ્યનો એક પ્રબળ હક્ક અદૃશ્ય થઇ જશે."

રા ગોખલે પછી રા ગુલામ અહમદખાને ભાષણ આપ્યું, અને તેમની પછી મી સીમોર કેઇએ ટીકા કરી કે, સરકારી થોથા (બ્લ્યુ બુક) મા એવી કોઇ પણ વાતની કબુલાતનો ઇસારો અથવા ઝીણો અવાજ છે નહિ કે, હિન્દના દેશી લોકોને પોતાનીજ ભૂમિ પર જીવવાનો ઓછામાં ઓછો હક્ક છે, તો પછી પોતાનાજ દેશમાં રાજ્ય વહીવટ કરવાનો બ્રિટિશ મહારાજ્યની

અન્ય પ્રજાઓ કરતાં તેમને વિશેષ હક્ક હોય એની તો વાતજ શી કરવી ?" તે ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

ન્યાય ખાતામાં નીમણુંકો કરવા વિષેનો સાતમો ઠરાવ માન. રા એન. સુબ્બારાવે રજુ કર્યો, અને કાયદાની પૂરતી તાલીમ મેળવ્યા વિનાના પુરૂષોને ન્યાયાધીશો બનાવવાની પદ્ધતિ સામે ફર્યાદ કરી. પછી આ ગૃહસ્થો હાઇકોર્ટના કેટલાક ન્યાયાધીશો બન્યા છે, જેથી કરીને "કાયદાનું કામ જુગારના પ્રશ્ન જેવું બની ગયું છે, પોતાનો મુકદમો સાચો હોય તો પણ કચેરીઓમાં તેવોજ અભિપ્રાય સ્વીકારવામાં આવશે એની કોઇને ખાત્રી થઇ શકતી નથી." રા. કે. જી. નાટુએ અનુમોદન આપ્યું, રા. એ. આર. કૃષ્ણ આયરે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

મેડીકલ સર્વીસ વિષે આઠમો ઠરાવ ડૉ. બહાદુરજીએ રજુ કર્યો. જો કે સબોર્ડીનેટ મેડીકલ સર્વીસના કેટલાકોએ આઇ. એમ. એસ. ના લોકો કરતાં કેળવણીની વધારે ઉચ્ચ કસોટીઓ પસાર કરી હોય છતાં આઇ. એમ. એસ. ની અધિકાર વાળી સ્થિતિથી તેમને જે ગંભીર અન્યાય કરવામાં આવે છે તે હકીકત ચોક્કસ આંકડાઓ અને સત્ય વાતો કહીને તેમણે સાબીત કરી. આઇ. એમ. એસ. વાળાઓને રૂ. ૫૦૦ થી રૂ. ૨,૫૦૦ સુધી ચઢાવવામાં આવે છે, ત્યારે સબોર્ડીનેટ મેડીકલ સર્વીસ વાળાઓને રૂ. ૧૦૦ થી રૂ. ૨૦૦ સુધી ચઢાવવામાં આવે છે. વળી તેમણે કહ્યુઃ

"પછી સબોર્ડીનેટ સર્વીસની ભરતી કરવાની બીજી બે રીતિઓ છેઃ—એક લશ્કરી અને બીજી દિવાની-લશ્કરી શાખા ફક્ત ખ્રિસ્તીઓ માટેજ ખુલ્લી રાખવામાં આવે છે. પરન્તુ ધર્મના તત્ત્વને લીધે બંને વર્ગો સાથે ચલાવવામાં આવતા વર્તનમાં કેટલો બધો ભેદ રાખવામા આવે છે તે જુઓ. જૉન નામનો ખ્રિસ્તી અને પાંડુ નામનો અ-ખ્રિસ્તી બંને પોતપોતાની શાખાઓમાં પ્રવેશ કરવા ઇચ્છે છે. ખ્રિસ્તી જૉનને હાઇસ્કુલના ચોથા ધોરણ અને વાચન, લેખન અને ગણીત કરતા વધારે કાંઇ જાણવાની જરૂર હોતી નથી; પરન્તુ અ-ખ્રિસ્તી પાંડુએ ઘણી વધારે ઉંચી કસોટીમાંથી પસાર થવું જોઇએ. પોતાના ધંધાને લગતાં એકજ અભ્યાસક્રમ અને પરીક્ષા તેઓ બંને પસાર કરે છે. જો કાંઈ પણ ભેદ હોય તો, પાંડુને વધારે સખ્ત પરીક્ષા આપવી પડે છે. પછી ખ્રિસ્તિ જૉન મીલીટરી ઍપોથેકરી તરીકે શરૂઆત કરે છે અને રેજીમેંટોના સર્જનોના હાથ નીચે કામ કરે છે. તેનો પગાર રૂ. ૫૦ થી માંડીને રૂ. ૪૫૦ જેટલો હોય છે. વળી તેને અનકોવેનન્ટેડ ગ્રેડ પર ચઢાવવામાં પણ આવે અને દિવાની ખાતામાં કોઇ જગ્યા શોધી કાઢીને રૂ. ૭૫૦ પણ આપવામાં આવે. તેનું નવું ઉપનામ મદદનીશ સર્જન, આઇ. એમ. એસ. હોય છે અને લેફટેનન્ટના હોદ્દાપરથી મેજર-ના હોદ્દાપર તે ચઢી જાય છે. પરન્તુ અ-ખ્રિસ્તી પાન્ડુ હોસ્પીટલ એસીસ્ટન્ટ તરીકે શરૂઆત કરે છે, અને મરે છે ત્યારે પણ હોસ્પીટલ એસીસ્ટ-ન્ટજ હોય છે. તેનું કામ જેટલું વિશાળ હોય છે, તેટલુંજ જોખમદાર હોય છે. ઔષધ, શસ્ત્ર-ક્રિયા અને પ્રસવકરણનો ધંધો કરે છે. પાશ્ચાત્ય ઔષધ પદ્ધતિ વિષે જનસમૂહોનાં અજ્ઞાન અને ખૂસી થયલા વિચારો ખરેખાત તેજ દૂર કરે છે. હોસ્પીટલનો મોટામાં મોટો અધિકારી એક વર્ષમાં જેટલા રોગીઓનો ઉપચાર કરે તેના કરતાં એક માસમાં હજારગણા વધારે રોગીઓનો તે ઉપચાર કરે છે. ગામોમાં તેના નાગરિક બંધુઓની જીંદગીઓનો આધાર, અને અર્ધ દાકતરી અર્ધ કાયદાના મુકદ્દમાઓમાં તેની જુબાની ઉપર અવલંબતા જીવન અને મૃત્યુના પ્રશ્નોનો આધાર, તેની તુલનાશક્તિ, બુદ્ધિ અને પ્રામાણિકતા પર રહે છે. પરન્તુ અરેરે ! રાજ્યના આ અતિ મહ-ત્ત્વના નોકરની પ્રતિષ્ઠા અને જોખમદારી ઉંધા પ્રમાણમાં હોય છે, અને તે પ્રમાણની વિષમતા પણ અત્યંત અસાધારણ. કહેતાં લગલગ શરમ આવે છે કે, સરકારનું આવું જોખમદાર અને ઉત્તમ કામ કરનાર અ-ખ્રિસ્તી પાંડુને હોસ્પીટલના એક જાતા પંખાવાળાને અથવા રસોયાને અથવા ગાડીવાળાને આપવામાં આવતા પગાર કરતાં વધારે પગાર આપવામાં આવતો નથી. તેના પગારનું પ્રમાણ રૂ. ૧૬ થી રૂ. ૮૦ જેટલું હોય છે."

ઠરાવને રાય બહાદુર પી આનન્દ ચાર્લુએ અનુમોદન આપ્યુ, ડૉ એમ જી દેશમુખે વિશેષ અનુમોદન આપ્યુ, અને તે પસાર કરવામા આવ્યો

તે દિવસનો છેલ્લો ઠરાવ નવમો ધારાસભાઓ વિષે હતો પંડિત મદન મોહન માલવીયે તે રજુ કર્યો, બક્ષી જૈશીરામે તેને અનુમોદન આપ્યુ, બીજા ત્રણ જણાઓએ વિશેષ અનુમોદન આપ્યુ, અને ઠરાવ પસાર કરવામા આવ્યો

કોંગ્રેસ મુલત્વી રહે તે પહેલા મ્હૈસુરના મહારાજાનુ શોચનીય અને અણુધાર્યા મૃત્યુની વાત પ્રમુખે જાહેર કરી અને બીજે દિવસે, ૨૯મી ડીસેમ્બરે, તેમના મૃત્યુને માટે શોકનો ઠરાવ પ્રારભમા શાતિપૂર્વક પસાર કરવામા આવ્યો

હમેશની જેમ કોંગ્રેસના છેલ્લા દિવસે કામનુ દબાણ પુષ્કળ હતુ, થોડા ને ઘણા અગત્યના ઠરાવો પસાર કરવાના હતા માન રા સેતલવડે અગીઆરમો ઠરાવ રજુ કર્યો, તેમા જ્યુરીથી કામ ચલાવવાની પદ્ધતિ વિસ્તારવાની, ૧૮૭૨ની પૂર્વે હતુ તે પ્રમાણે જ્યુરીના ચુકાદાઓને ફરીથી ઉથલાવી ન ગણવાની, અને આરોપીઓને છોડી મુકવાના ચુકાદાઓ સામે અપીલ કરવાની સરકારની સત્તા (હિન્દી કાયદાની હલકી પૂર્ણ વિશિષ્ટતા), દૂર કરવાની માગણી કરવામા આવી હતી રા. બ. એન દેશમુખે અનુમોદન આપ્યુ, અને વિશેષ અનુમોદન આપતા બાબુ અબિકા ચરણ મઝુમદારે સત્ય વાતોથી ભરપૂર ઘણુ સુદર અને દલીલોથી ભરેલુ ભાષણ આપ્યુ અતમા તેમણે કહ્યુ કે કાયદાની અસર એ થઇ છે કે, વસ્તીને બે જ્ઞાતિઓમા વહેંચી નાખવી —યુરોપીય બ્રાહ્મણો અને હિન્દી શુદ્રો અને જે જગ્યાએ ખુન કરવામા આવે છે તે જગ્યાપરથી ચુકાદો આપવામા આવે છે કે "આરોપીને એક સાચો નગરિક ગણવો કે ગુલામ ગણવો, એ બતાવી આપ્યા પછી જુસ્સાદાર અપીલ કરીને પૂર્ણાહુતી કરી

"સાહેબ જુબાની વિના આપણો ન્યાય કરવામા આવે છે, અને કામ ચલાવ્યા વિના તકસીરવાર ઠરાવવામા આવે છે અરેરે, આપણી કાળજી કોઇ કરતુ દેખાતુ નથી વરસાપર વરસથી ઉતરી આવેલા રાજ્યકર્તા તરીકે જે વાઇસરોયને આપણે વફાદારીપૂર્વક આવકાર આપીએ છીએ તેણે પણ રગના વિષમ ભેદો તીવ્ર બનાવવાની ચિંતાપુરસર જેમને ખરેખર રક્ષણની આવશ્યકતા નથી તેમના હકોનુ સરક્ષણ કરવાને માટે પોતાની મેળે ખાનગી ફરમાનો કાઢવામા વિલબ કર્યો નથી પરન્તુ આ અને બીજા સબધોમા લાબા સમયથી લોકો સહાયના પોકારો કરી રહ્યા છે, છતા દેવતાઓ ઉંઘી ગયા છે, અને તેમની વિનતિઓનો પ્રત્યુત્તર મળતો નથી પરમાર્થી બ્રિટિશ લોકોની જાતિ નષ્ટ થઇ ગઇ છે? અને આ વિશાળ સામ્રાજ્ય બાધનારા બળવાન લોકોએ પોતાના વશજોને માટે ન્યાયના વિશાળ અને ઉમદા આદર્શોનો વારસો મુક્યો નથી? આપણે યાહુદીઓને અથવા કૉસ્સૅકોને વિનતિ કરતા નથી, પરન્તુ તેમના ગર્વયુક્ત કથન અનુસાર જેમને માટે મીલ્ટન પોતાના ગ્રથો લખી ગયા છે અને સીડની મૃત્યુ પામ્યો હતો, અને જેમને માટે 'મેગ્નાચાર્ટા" મેળવવામા આવ્યો હતો, તેમને આપણે વિનતિ કરીએ છીએ અને આપણી વર્તમાન વિનતિ કરવામા આપણા જાનમાલ અને સ્વતત્રતાના રક્ષણ માટેજ નહિ, પરન્તુ મહાન્ બ્રિટિશ રાજ્ય બધારણના સમાન અને ઐશ્વર્યના સરક્ષણ માટે, આપણે પ્રાર્થના કરી છીએ'

ઠરાવ પસાર કરવામા આવ્યો

ન્યાયી અને કારોબારી ખાતા જૂદા પાડવાના પરિચિત પ્રશ્ન વિષે બારમો ઠરાવ રજુ કરવામાં આવ્યો, તેને અનુમોદન તથા વિશેષ અનુમોદન મળ્યા, અને તે પસાર કરવામા આવ્યો અને એકવાર ફરીથી પજાબને માટે હાઇકોર્ટની માગણી કરવામા આવી (ઠરાવ તેરમો) ચૌદમો ઠરાવ લશ્કરી ખર્ચ વિષે હતો બે સમર્થ વક્તાઓ માન રા સી શકરન નાયર અને રા ડી ઇ વાચ્છાએ તે અનુક્રમે રજુ કર્યો અને તેને અનુમોદન આપ્યુ તે પસાર થયા પછી કેળવણી વિષે પદરમો ઠરાવ રજુ થયો અને ત્યાર પછી 'રગશીયો ઠરાવ આવ્યો આ સમયે તેના હાકનાર પડિત બિશન નારાયણ ધાર હતા ચાર બીજા વક્તાઓ રૂપી બળદોએ તેને ઠેઠ પહોચાડયો

કેન્ટનમેન્ટોને 'અત્યંત આપખુદ, અર્થંકર' અને ઉદારપણુવિહીન વિરોધ સત્તાએ આપવામાં આવી હતી, તેની સામે સત્તરમા ઠરાવમાં વાંધો લેવામાં આવ્યો, અને રા. આર. એન મુધોલકર અને રા. એમ. બી. જોશીએ બે નાનકડાં ભાષણો આપ્યાં. પછી તે પસાર કરવામાં આવ્યો. કોંગ્રેસની આગલી ત્રણ બેઠકોનું સારું પરિણામ આવ્યું હતું કે, ૧૮૯૪ ના ઑક્ટોબર માસમાં હિન્દી સરકારે સરક્યુલર પ્રસિદ્ધ કર્યો હતો, તેમાં જાહેર કરવામાં આવ્યું હતું કે જંગલોના વહીવટમાં રૈયતની જરૂરીઆતો કરતાં જકાતી લાભોને ગૌણ સ્થાન આપવું જોઇએ. તેથી અઢારમા ઠરાવમાં હિન્દી સરકારનો આભાર માનવામાં આવ્યો.

બ્રિટિશ રાજ્યતંત્ર હેઠળનાં ખંડીઆં સંસ્થાનોના પ્રદેશમાં ૧૮૯૧ ના જુન માસમાં હિન્દી સરકારે એક ફરમાન બહાર પાડી છાપખાનાની સ્વતંત્રતા લઇ લીધી હતી, તે પ્રશ્નનો સમાવેશ ઓગણીશમા ઠરાવમાં કરવામાં આવ્યો હતો. સીકંદ્રાબાદ એ ફરમાનની હકુમત હેઠળ હતું, ત્યાંના એક પ્રતિનિધિ રા. પી. રામચંદ્ર પીલાઇએ તે ઠરાવ રજુ કર્યો. તે ફરમાન નીચે પ્રમાણે હતું:—

"ગવર્નર-જનરલ ઇન કાઉન્સીલના રાજ્યતંત્ર હેઠળ પરન્તુ બ્રિટિશ હિન્દની સરહદની પેલીમેર આવેલા પ્રદેશમાં પ્રકટ કરવામાં આવતાં વર્તમાન પત્રો વિષેના ચાલુ કાનુનો વિષે અત્યાર સુધી કાંઇક ગેરસમજુતી રહેલી છે, તેથી ગવર્નર-જનરલ ઇન કાઉન્સીલ નીચેનો હુકમ કરવાની મહેરબાની કરે છે.

૧. ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સીલની હકુમત હેઠળ હોય પરન્તુ બ્રિટિશ હિન્દનો ભાગ ન હોય તેવા કોઇ સ્થાનિક પ્રદેશમાં ૧૮૯૧ની પહેલી ઑગસ્ટ પછી તે સમયના પોલીટીકલ એજંટની લિખિત પરવાનગી વિના જાહેર સમાચાર વાળું અથવા જાહેર સમાચાર પર ટીકાવાળું કોઇપણ સામયિક વર્તમાન પત્રને અથવા અન્ય કોઇ છાપેલી ચોપડી આદિને સંપાદિત કરી શકાશે નહિ, છાપી અથવા પ્રકટ કરી શકાશે નહિ.

૨. જો ઉપર કહેલા દિવસ પછી ઉપર કહેલા સ્થાનિક પ્રદેશમાં ઉપર કહેલી પરવાનગી વિના ઉપર કહ્યા પ્રમાણે કોઇ વર્તમાન પત્રને અથવા બીજી કોઇ ચોપડી આદિને સંપાદિત કરશે, છાપશે અથવા પ્રકટ કરશે તો પોલીટીકલ એજંટ લિખિત હુકમ આપીને,

(ક) એવો હુકમ થયાના સાત દિવસની અંદર એવા સ્થાનિક પ્રદેશ છોડાવી શકશે.

(ખ) અને પોલીટીકલ એજંટની લિખિત પરવાનગી વિના તેને એવા સ્થાનિક પ્રદેશમાં ફરીથી દાખલ થતો અટકાવી શકશે.

૩. ઉપરના છેલ્લા ફકરામાં દર્શાવવામાં આવેલા એવા કોઇ હુકમનો ભંગ કરવામાં આવે તો પોલીટીકલ એજંટના લિખિત હુકમ અનુસાર એવા સ્થાનિક પ્રદેશમાંથી ગુન્હેગારને બળાત્કારે કાઢી શકાશે."

નોંધ લેવાવી જોઇએ કે, હમણાં (સપ્ટેમ્બર, ૧૯૧૫) બાંગલૉરના રેસીડંટ સર હ્યુ ડેલીએ, ત્યાં અનેક વર્ષોથી અસ્તિત્વ ધરાવતા એક અંગ્રેજી વર્તમાન પત્રને આ હુકમની રૂએ બંધ કર્યું છે. તે સમયના "ધી હિન્દુ"ના તંત્રી રા. જી. સુબ્રમન્ય આયરે અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પાણી-વેરાની રકમમાં સરકારની મરજી પ્રમાણે ફેરફાર કરવામાં આવતો હતો, તેનીપર વીસમા ઠરાવમાં વિચાર કરવામાં આવ્યો, તેમાં કહેવામાં આવ્યું હતું કે, તે વેરો કોઇ મુકરર સિદ્ધાંતાનુસાર નખાવો જોઇએ. રા. જી. વેંકટરત્નને તે અસરકારક રીતે રજુ કર્યો, રા. વી. વી. અવધાનીએ તેને અનુમોદન આપ્યું, રા. એસ. બી. શંકરે વિશેષ અનુમોદન આપ્યું. અને તે પસાર કરવામાં આવ્યો.

દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓનો મત આપવાનો હક લઇ લેવામાં આવ્યો. તેની સામે વાંધો દર્શાવતો એકવીશમો ઠરાવ પ્રમુખતરફથી રજુ કરવામાં આવ્યો અને પસાર કરવામાં આવ્યો. અનેક વાંધાઓમાં આ પ્રથમ વાંધો હતો. વાયસરૉય લૉર્ડ એલ્જીન અને હિન્દી પ્રધાન મી. ફાઉલર સમક્ષ કેટલાક કોંગ્રેસના ઠરાવો રજુ કરવાને માટે એક પ્રતિનિધિ મંડળની નીમણુંક બાવીસમા ઠરાવમાં કરવામાં આવી. બ્રિટિશ કમિટીને નાણાં આપવાનો

અને તેમના કાર્યને માટે કોંગ્રેસનો ઉપકાર દર્શાવવાને તેવીસમા અને ચોવીસમા ઠરાવો કરવામાં આવ્યા. પચીશમા ઠરાવમાં મી. એ. ઓ. હ્યુમને ફરીથી જનરલ-સેક્રેટરી નીમવામાં આવ્યા. છવીશમા ઠરાવમાં કોંગ્રેસની આગામી બેઠક પુનામાં ભરવાનું નક્કી કરવામાં આવ્યું હતું. કોંગ્રેસનું બંધારણ રચવાને માટે મહત્વનો સત્તાવીશમો ઠરાવ પ્રમુખે તે પછી રજુ કર્યો, અને પુનાની સ્ટેન્ડીંગ કોંગ્રેસ કમિટીને વિનંતિ કરી કે, નિયમો ઘડવા, અને અભિપ્રાયને માટે બાકીની સ્ટેન્ડીંગ કમિટીઓને તેમનો મુસદો મોકલવો. આગામી કોંગ્રેસ એ સઘળા પર વિચાર ચલાવશે.

ત્યાર પછી પ્રમુખનો ઉપકાર માનવામાં આવ્યો, અને તેમના સંક્ષિપ્ત પ્રત્યુત્તર પછી દશમી કોંગ્રેસની પૂર્ણાહુતિ થઇ.

### ઠરાવો.

#### એક્સાઇઝ વેરો.

૧. ઠરાવ કરવામાં આવે છે કે,

( ક ) બ્રિટિશ હિન્દમાં બનાવવામાં આવતા સુતરાઉ માલ પર એક્સાઇઝ વેરો નાખવાથી થયલાં અન્યાય અને ગેર નીતિની સામે આ કોંગ્રેસ માનપૂર્વક ભાર દઇને પોતાનો અણગમો જાહેર કરે છે, કેમકે એવા એક્સાઇઝ વેરાથી આ દેશના ઉગતા મીલ ઉદ્યોગને ગંભીર હાનિ પહોંચશે.

( ખ ) કે, આ કોંગ્રેસ પોતાની દૃઢ પ્રતીતિની નોંધ લે છે, કે આ એક્સાઇઝનો વિચાર કરવામાં લેંકેશાયરના લાભોને માટે હિન્દના લાભોનું બલિદાન આપવામાં આવ્યું છે, અને હિન્દી પ્રધાન હિન્દી લાભોને એવી રીતે જતા કરે તેની સામે મજબૂત વાંધો દર્શાવે છે.

( ગ ) કે, જો એક્સાઇઝ ખરડો ધારાપોથી પર ચઢાવવામાં આવે તો, આ કોંગ્રેસ ગંભીરતા પૂર્વક પ્રાર્થના કરે છે કે, "વીસ" થી "ચોવીસ" સુધીની સુતરાઉ ચીજોને એ કાયદાના અમલથી મુક્ત રાખવાની સત્તા ખરડામાં સરકારને આપવામાં આવી છે, તે સત્તાનો ઉપયોગ કરવાની મંજુરી હિન્દી પ્રધાન પાસેથી હિન્દી સરકાર વિના વિલંબે મેળવશે.

( ઘ ) કે, પ્રમુખને સત્તા આપવામાં આવે છે કે, હિન્દી સરકાર અને હિન્દી પ્રધાનને ઉપલો ઠરાવ તારથી મોકલી આપવો.

#### કાયમની જમાબંદી.

૨. ઠરાવ કરવામાં આવે છે—

( ક ) કે, બંગાલ અને બીહારમાં (મોજણી અને બીજા વેરાની બાબતમાં) વર્તમાન કાયમની જમાબંદીમાં સરકારે હાથ ઘાલ્યો છે, અને મદ્રાસમાં કાયમની જમાબંદીવાળી જાગીરોની સનદોની શરતોમાં હાથ ઘાલ્યો છે, તે સરકારના કાર્યથી ઉત્પન્ન થયેલો ગહન ભય દર્શાવવાની આ કોંગ્રેસ ઇચ્છા રાખે છે; અને ગંભીર વચનોમાં એવી રીતે હાથ ઘાલવાના કાર્યને પ્રજાકીય સંકટ ગણીને આ ઠરાવથી પ્રતિજ્ઞા કરે છે કે, કાયમની જમાબંદીની જમીનો અને જમીનદારો પરના એવા સર્વ પ્રતિકારક હુમલાઓની સામે સર્વ શક્ય કાયદેસર માર્ગે વિરોધ કરવો, અને તે સંબંધમાં પાર્લામેંટને અરજ કરવાનો ઠરાવ કરે છે.

( ખ ) કે, આ કોંગ્રેસ અત્યંત દિલગીરી દર્શાવે છે કે, જે પ્રાંતોમાં કાયમની જમાબંદી હોય નહિ ત્યાં તે દાખલ કરવામાં ( ૧૮૬૨ અને ૧૮૬૫ ના પોતાના ફરમાનોમાં હિન્દી પ્રધાને આપેલાં ) વચનો પાળવામાં હિન્દી સરકાર નિષ્ફળ ગઇ છે એટલુંજ નહિ પરન્તુ જમાબંદી અંશતઃ મુકરર કરવાની અને ( મહેસુલના ) વધારાઓ નહિ કરવાની ૧૮૮૨ અને ૧૮૮૪ માં હિન્દી સરકારે રજુ કરેલી અને હિન્દી પ્રધાને પસંદ કરેલી યોજના અનુસાર રાજ્યનીતિનો અમલ કરવામાં પણ તે નિષ્ફળ ગઇ છે; અને આ કોંગ્રેસ આ ઠરાવથી હિન્દી સરકારને વિનતિ કરે છે કે, કમમાં કમ સાઠ વર્ષો જેટલી પૂરતી લાંબી મુદત સુધી જમાબંદી અંશતઃ મુકરર કરવાની અને જમીન-વેરામાં વધારો નહિ કરવાની નીતિ સ્વીકારવી, જેથી કરીને જમીનદારોને પોતાના સુધારાઓના સંપૂર્ણ લાભો મળે.

### ગરીબાઇ.

૩. ઠરાવ કરવામા આવે છે કે, પહેલાની કોંગ્રેસોમા દર્શાવવામા આવેલા અભિપ્રાયો સાથે સમ્મત થઇને આ કોંગ્રેસ કહે છે

કે, પૂરેપૂરા પાંચ કરોડ લોકો, (જે સંખ્યા દર વર્ષે વધતી જાય છે), ભૂખમરાની અણી ઉપર દુખી જીવન ગાળે છે, અને પ્રત્યેક દશ વર્ષોમા લાખો લોકો ખરેખાત ભુખમરાથી નાશ પામે છે

અને એકવાર ફરીથી નમ્રતાપૂર્વક ધ્યાન ખેચે છે કે આ દુખી સ્થિતિનો ઇલાજ કરવાને તત્કાળ પગલા ભરવા જોઇએ.

### ઇંડીયા કાઉન્સીલ.

૪ ઠરાવ કરવામા આવે છે કે, હમણા રચાયા પ્રમાણે હિન્દી પ્રધાનની કાઉન્સીલનો નાશ સર્વ અન્ય સુધારાઓના પ્રાથમિક પાયા તરીકે આ કોંગ્રેસ ગણે છે, અને સૂચવે છે કે તેને બદલે દિવાને આમના સભ્યોની એક સ્ટેન્ડીંગ કમિટી નીમવી

### નાણાં પ્રકરણ.

૫ ઠરાવ કરવામા આવે છે—કે, હિન્દના નાણાના ખર્ચની તપાસ કરવાને માટે પાર્લામેન્ટના સભ્યોની એક સીલેક્ટ કમિટી નીમવાનુ વચન નામદાર મહારાણીની સરકારે આપ્યુ છે તેને માટે તેમનો ઉપકાર માનવા છતા આ કોંગ્રેસ ધારે છે કે, એવા મર્યાદિત ક્ષેત્રવાળી તપાસ અધૂરી છે, અને એવો અભિપ્રાય ધરાવે છે કે, જો તે તપાસનુ કાંઇક વ્યાવહારિક ફળ આવવાનું હોય તો સાથે સાથે વર્તમાન નાણા વિષયક બોજાઓ ઉપાડવાને હિન્દી પ્રજા સશક્ત છે કે નહિ, અને હિન્દ તથા યુનાઇટેડ કીંગ્ડમ વચ્ચેના નાણા વિષયક સંબંધો કેવા છે તેની તપાસ કરવી જોઇએ

૧૪. ઠરાવ કરવામા આવે છે કે, દેશના નાણાની મુશ્કેલી ભરી સ્થિતિથી ગયા કેટલાક વર્ષોથી ગંભીર ચિંતાનું કારણ ઉપસ્થિત થયુ છે, તે જો ! આ કોંગ્રેસ પોતાની દૃઢ પ્રતીતિની નોંધ લે છે કે, વર્તમાન વસ્તુસ્થિતિનો એમ્જ ઉપાય એ છે કે, લશ્કરી નોકરીઓ અને બીજા સરકારી ખર્ચમાં, "હોમ ચાર્જીસ" માં અને દિવાની રાજ્યતંત્રના ખર્ચમા કાપકૂપ કરવી, અને એ વિષયની તપાસ કરવાને માટે પાર્લામેન્ટરી કમિટીની નીમણૂંકનો વિચાર ચાલે છે તે જોતા આ કોંગ્રેસ મજબૂત ભલામણ કરે છે કે, પૃથક પૃથક્ ઇલાકાઓ અને પ્રાંતોની સ્ટેન્ડીંગ કોંગ્રેસ કમિટીઓએ તે કમિટીની સમક્ષ એવા પગલાની હીમાયત કરવાને પ્રત્યેક ઇલાકા અથવા પ્રાંતમાથી બનતા સુધી કમમા કમ એક સુયોગ્ય પ્રતિનિધિ ઇંગ્લાંડ મોકલવાની વ્યવસ્થા કરવી

### જાહેર નોકરી

૬ ઠરાવ કરવામા આવે છે

(ક) કે, એક સાથે પરીક્ષાઓ લેવાના પ્રશ્ન વિષે હિન્દી સરકારના અભિપ્રાયોને હિન્દી પ્રધાને પોતાના લખોટામા અનુમોદન આપ્યુ છે, તેથી આ કોંગ્રેસ પોતાની ઉંડી શોકની ભાવના દર્શાવે છે, અને આ કોંગ્રેસ તે લખોટા સામે આ ઠરાવથી માનપૂર્વક પરન્તુ દૃઢતાપૂર્વક પોતાના વાંધાની નોંધ કરે છે, કેમકે બીજી નીતિની સાથે સાથે જાતિની પર આધાર રાખતી અયોગ્યતા ઉત્પન્ન કરીને ૧૮૩૩ ના ચાર્ટર એક્ટથી અને ૧૬ મી નવેમ્બર ૧૮૫૮ ના મહારાણીના ઢંઢેરાથી (જેમા સમાયલા ગંભીર વચનોનો ભંગ કરવાના પ્રયત્નો હવે હિન્દી પ્રધાન અને હિન્દી સરકાર કરે છે) પ્રતિકૂળ નવો સિદ્ધાંત દાખલ કરે છે, કેમકે લખોટામા જણાવવામા આવ્યુ છે કે, કોવેનન્ટેડ સર્વીસમા યુરોપીય અધિકારીઓની અમુક ઓછામા ઓછી સંખ્યા તો અનિવાર્ય છે.

(ખ) કે, આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર પ્રાંતિક સર્વીસની સ્થાપના કર્યાથી તે પ્રશ્નનો સંતોષકારક અથવા હંમેશનો નીવેડો આવતો નથી, કેમકે આ સર્વીસની હમણા રચના કરવામા આવી છે તે પ્રમાણે પ્રજાના કાયદેસર અભિલાષો કરતા તે ઓછી છે, અને એક સાથે પરીક્ષાઓ લેવાની મંજુરી આપ્યાથી ઉતરતી પંક્તિની સર્વીસના લાભોને નુકસાન પહોચશે નહિ

(ગ) કે, એન્જીનીયરીંગ જંગલ, તાર અને ઉંચી પોલીસ સર્વીસની જગાઓ પૂરવાને માટે એક સાથે પરીક્ષાઓ લેવાની વિરૂદ્ધ પ્રતિપક્ષ મજબુત કરવાનો યત્ન કરવામાં આવ્યો નથી,

અને આ કોંગ્રેસને જોઇને શોક ઉપજે છે કે, દિવાને આમના ઠરાવના આ ભાગ વિષે હિન્દી પ્રધાન, હિન્દી સરકાર અને જૂદી જૂદી સ્થાનિક સરકારોના ખરીતા તદ્દન ચુપ છે

(ઘ) કે, આ કોંગ્રેસ નામદાર મહારાણીની સરકારનું માનપૂર્વક ધ્યાન ખેંચે છે કે ૧૮૯૩ ની ૨ જી જુનનો દિવાને આમનો એક સાથે પરીક્ષાઓ લેવા વિષેનો ઠરાવ હિન્દી પ્રજાને ન્યાય આપવાના પગલા તરીકે શીઘ્ર અમલમા મુકાવો જોઇએ

### કાયદા વિષયક.

૭ ઠરાવ કરવામા આવે છે કે, દેશની ઉચ્ચતર ન્યાય ખાતાની જગ્યાઓ પૂરવાની પદ્ધતિ તરફ આ કોંગ્રેસ અત્યંત અસંતોષની દૃષ્ટિથી જુએ છે અને એવો અભિપ્રાય ધરાવે છે કે, ડીસ્ટ્રીક્ટ અને સેશન્સ જડજની જગ્યાઓ પર જેમને નીમવામા આવે છે તેમને કાયદાની યોગ્ય તાલીમ આપવાની વ્યવસ્થા થવી જોઇએ, અને બંગાલમા, વાયવ્ય પ્રાંતો અને અયોધ્યામા મુંબાઇ અને મદ્રાસમા ઉચ્ચતર ન્યાય ખાતાની જગ્યાઓ પર અને દેશના બીજા ભાગોમાં સામાન્યત ન્યાય ખાતાની જગ્યાઓપર હમણા ધારાશાસ્ત્રીઓ (વકીલો વિ) ને નીમવામા આવે છે, તેના કરતા વધારે મોટી સંખ્યામા નીમવા જોઇએ

૧૧ ઠરાવ કરવામા આવે છે

(ક) કે હમણા દેશના અનેક ભાગોમાં સેશન્સ અદાલતો સમક્ષ કામ ચલાવાય એવા મુકદ્દમાઓમાં જ્યુરીથી કામ ચલાવવાની પદ્ધતિનો અમલ થતો નથી ત્યા તે પદ્ધતિ સહીસલામતી પૂર્વક દાખલ કરવાનો સમય આવી પહોંચ્યો છે, એવો આ કોંગ્રેસનો અભિપ્રાય છે

(ખ) કે, આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર જ્યુરીથી કામ ચલાવવાની પદ્ધતિમા ૧૮૭૨ મા નવો ફેરફાર કરીને જ્યુરીના ચુકાદાઓને છેવટના નહિ ગણવાનું ઠરાવવામાં આવ્યું તેથી દેશને હાનિ પહોંચી છે, અને બીન ગુન્હેગાર ઠરાવનારા ચુકાદા રદ કરવાનો અધિકાર સેશન્સ જડજોને અને હાઇકોર્ટોને પહેલવહેલો તે સમયે આપવામા આવ્યો છે, તે એકદમ પાછો ખેંચી લેવાવો જોઇએ

(ગ) કે, આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર અત્યંત ઇચ્છનીય છે કે, છોડી મુકવાના ચુકાદા સામે અપીલ કરવાની સરકારને આપવામા આવેલી સત્તા લઈ લેવી જોઇએ

૧૨ ઠરાવ કરવામા આવે છે કે, સમગ્ર દેશમા પ્રજાના સર્વ વર્ગોને અનિર્વચનીય સંતાપથી સંતાપતી, હિન્દમા બ્રિટિશ અમલની એક અત્યંત ગંભીર ખામી દૂર કરવાની વ્યર્થ વિનતિ આ કોંગ્રેસે અત્યાર સુધી અનેક વર્ષો સુધી પુન પુન હિન્દી સરકારને અને હિન્દી પ્રધાનને કર્યા પછી, અને માજી હિન્દી પ્રધાનોએ (લાર્ડ કીમ્બર્લી અને લૉર્ડ ક્રોસ) તે અનીષ્ટનો સ્વીકાર કર્યો છે, તે સંતોષપૂર્વક જોયા પછી અને બાબુ આર ડી દત્ત, બાબુ એમ એમ. ઘોસ અને રા પી એમ મ્હેતાએ દર્શાવી આપ્યુ છે તે પ્રમાણે તે સુધારો સંપૂર્ણત વ્યાવહારિક છે એવો અભિપ્રાય હોવાથી આ કોંગ્રેસ હિન્દી સરકારને વિનતિ કરે છે કે, પ્રત્યેક પ્રાંતમા તત્કાળ એક કમિટી નીમવાનો હુકમ આપવો (જેમાના કમમા કમ અર્ધા સભ્યો આ પ્રશ્ન પર વિચાર કરવાને કેળવણીથી અને ભિન્ન ભિન્ન કચેરીઓની કાર્યવાહીના અનુભવથી લાયક બનેલા હિન્દના બીન અમલદારી દેશીઓ હોવા જોઇએ) તે કમિટી પોતાના પ્રાંતમા રાજ્યને જેમ બને તેમ વધારાનો ખર્ચ ઓછો થાય એવી રીતે ન્યાયી અને કારોબારી ફરજો સંપૂર્ણત જૂદી પાડવાની યોજના તૈયાર કરે, અને એવી યોજનાઓ તેમની પર તે તે સરકારોના અભિપ્રાયો સહિત જલદી રજુ કરે

૧૩ ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસ આગલી કોંગ્રેસના અભિપ્રાયનું સમર્થન કરે છે કે, આ પ્રાંતમા ન્યાયના વહીવટના હિતની ખાતર પંજાબની ચીફ કોર્ટને ચાર્ટર્ડ હાઇ કોર્ટ બનાવવાનો સમય આવી પહોંચ્યો છે

૧૭ ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસ હિન્દી પ્રધાનને પોતાનો અભિપ્રાય મોકલવાની પ્રમુખને આ ઠરાવથી સત્તા આપે છે કે ૧૮૬૧ ના પાચમા પોલીસ કાયદાની ૧૫ મી કલમમા સુધારા વધારા કરીને દંડદાયક (punitive) પોલીસનો ખર્ચ નાખવા વિષે અને બદલો આપવા વિષે જીલ્લા મૅજીસ્ટ્રેટોને જે સત્તાઓ

આપવાનો વિચાર કરવામાં આવ્યો છે તે સત્તાઓ અસંત નિરંકુશ, ભયાનક અને અશ્રુતપૂર્વ છે.

## મેડીકલ સર્વીસ.

૮. ઠરાવ કરવામાં આવે છેઃ

( ક ) કે, આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે, ઉચ્ચતર સીવીલ મેડીકલ સર્વીસનું વર્તમાન બંધારણ વિલક્ષણ છે, તેના સિદ્ધાંતનો પક્ષ કરી શકાય એમ નથી, તેના કાર્યથી હાનિ થાય છે, અને તેમાં અનાવશ્યક ખર્ચ ઘણો થાય છે; અને સાર્વજનિક ઔષધીય કેળવણી અને ઔષધ શાસ્ત્રની, અને શાસ્ત્રીય કાર્યની અભિવૃદ્ધિને માટે તેમજ આર્થિક વહીવટની ખાતર હિન્દની સીવીલ મેડીકલ સર્વીસ બીજા સુધરેલા દેશોની સર્વીસ પ્રમાણે પુનઃ રચાવી જોઇએ, અને મીલીટરી ( લશ્કરી ) સર્વીસથી તેને તદ્દન વિમુક્ત અને સ્વતંત્ર રાખવી જોઇએ.

( ખ ) કે, પબ્લીક સર્વીસના અન્ય ખાતામાં સમાન મોભાના નોકરો સાથે સરખાવતાં સબોર્ડીનેટ સીવીલ મેડીકલ સર્વીસના નોકરોની ( મદદનીશ સર્જનો અને સીવીલ હોસ્પીટલ એસીસ્ટન્ટો ) સ્થિતિ અને ભવિષ્ય અત્યંત અસંતોષકારક છે તેથી તેમની સંપૂર્ણ તપાસ કરીને દાદ આપવાની આવશ્યકતા છે, અને પ્રાર્થના કરે છે કે તે હેતુને માટે અમલદારી અને બીન અમલદારી સભ્યોના એક મિશ્ર કમીશન દ્વારા ખુલ્લી તપાસ કરશે.

( ગ ) કે, રસાયણી પૃથક્કરણ કરનારનું (કેમીકલ એનેલાઇઝર ) ખાતું સ્વતંત્ર વૈજ્ઞાનિક ખાતા તરીકે કાર્ય કરે તે ઉદ્દેશથી તેનો પુનરુદ્ધાર કરવાની શાહી સરકારની ઇચ્છા તરફ આ કોંગ્રેસ સંતોષ દર્શાવે છે, તથાપિ તે ગંભીર આશા રાખે છે કે, મદદનીશો ( એસીસ્ટન્ટો ) અથવા વસ્તુત તેઓ સરકારી રસાયણી પૃથક્કરણ કરનારા જે તેમના જોખમદાર અને મૂલ્યવાન કાર્યની કદર કરવામા સરકાર નિષ્ફળ જશે નહિ, અને તેમને સ્પેશ્યાલીસ્ટ્સ ( ઉચ્ચતમ જ્ઞાન ધરાવનારાઓ ) ના દરજ્જાપર ચઢાવશે.

## ધારાસભાઓ અને નિયમો.

૯ ઠરાવ કરવામાં આવે છેઃ

( ક ) કે, પહેલાંની કોંગ્રેસોની સાથે સંમત થઇને આ કોંગ્રેસ ધારે છે કે, પંજાબના સુરાજ્યને માટે તે પ્રાંતમાં ધારાસભા સ્થાપવી અત્યંત આવશ્યક છે, અને વાયવ્ય પ્રાંતોને માટે એક ધારાસભા સ્થાપવામાં આવી છે તે જોતાં આગ્રહ કરે છે કે, પંજાબને માટે એવી ધારાસભા સ્થાપવામાં સમય ગુમાવવો નહિ.

( ખ ) કે, પહેલાંની કોંગ્રેસની સાથે સંમત થઇને આ કોંગ્રેસ અભિપ્રાય દર્શાવે છે કે, ૧૮૯૨ ના હિન્દી ધારાસભાઓના કાયદા હેઠળ ઘડાયલા નિયમો અત્યંત ખામીભરેલા છે, અને તે કાયદાના વધારે સારા અમલને માટે અને પ્રત્યેક પ્રાંતની પરિસ્થિતિ અને આવશ્યકતાઓને સાનુકૂળ થાય એવા નવા ઉદાર જુસ્સાવાળા નિયમો ઘડાવવાની નામદાર વાયસરોય-ઇન્-કાઉન્સીલ કૃપા કરશે એવી પ્રાર્થના કરે છે.

## દીલાસો.

૧૦. ઠરાવ કરવામાં આવે છે કે, મ્હૈસુરના શાહી કુટુંબમાં હમણાં શોચનીય અને અચાનક આપત્તિ આવી પડી તેથી તેમની તરફ આ કોંગ્રેસ પોતાના માનપૂર્ણ દીલાસો અને દિલસોજી દર્શાવવા ઇચ્છે છે, અને મ્હૈસુરના મહારાજાએ પોતાના રાજ્યપર અત્યંત ડહાપણ, શક્તિ અને માયાળુતાથી રાજ્ય કર્યું હતું, અને તેમનું સનદશીર રાજ્ય હિન્દી પ્રજાના રાજકીય સામર્થ્યનો પૂરાવો હતું, તેમની સક્રિયસ્પર્ધાનું ઉદાહરણ હતું, અને તેમની ભાવિ રાજકીય સ્વતંત્રતાઓની આશારૂપ હતું તેથી તેમના મૃત્યુથી તેમના રાજ્યને ખોટ ગઇ છે, એટલું જ નહિ, પરન્તુ સમગ્ર હિન્દી પ્રજાને ખોટ ગઇ છે, તેની ઉંડી લાગણી દર્શાવવા ઇચ્છે છે.

## કેળવણી.

૧૫. ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસનો મજબૂત અભિપ્રાય છે કે, દેશની કેળવણીની વર્તમાન સ્થિતિમા ઉચ્ચતર કેળવણીને માટે સરકારી ગ્રાન્ટો કોઇપણ પ્રકારે પાછી ખેંચી લેવામાં આવે એ અનુચિત છે, અને પૂર્વગામી કોંગ્રેસો સાથે સંમત થઇને કેળવણીની સર્વ શાખાઓ પાછળ જાહેર ખર્ચ વધારવાનું મહત્વ અને પારિભાષિક શાળાઓ અને કોલેજો સ્થાપવાની, આવશ્યકતા અસંત ભાર દઇને દર્શાવે છે.

### પહેલાંના ઠરાવોનું સમર્થન.

૧૬. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ નીચે મુજબ મજબૂત પક્ષ કરવામાં પોતાની પૂર્વગામી કોંગ્રેસો સાથે સમત થાય છેઃ—

પહેલાંના ( ક ) થી ( ટ ).

( ઠ ) સરકારના વસવાટ કરીને ન રહેતા યુરોપીઅન અને યુરેઝીઅન સરકારી નોકરોને આપવામાં આવેલું હુંડીઆમણના બદલાનું ભથ્થું કાઢી નાખવું જોઇએ, કેમકે ત્રીજોરીની સ્થિતિ ઘણી કફોડી હોવા છતાં તેનાથી વાર્ષિક ખર્ચ કરોડથી પણ વધારે રૂપીઆ થાય છે.

( ડ ) વ્યભિચાર અને ચેપી રોગોના સંબંધમાં ઇન્ડીઅન કેન્ટોન્મેન્ટ્સમાંના નિયમો, હુકમો અને આચારોના વિષય પર ઇન્ડીઆ ઓફીસ કમિટીના પાર્લામેન્ટરી સભ્યોના રીપોર્ટનો અમલ કરવો, અને તેમના નીચેના નિર્ણયો મંજુર કરવા.

( ૧ ) કે, તે રીપોર્ટમાં વર્ણવાયલાં પદ્ધતિ અને તત્સંબંધક આચારો, અને તેમને માટે સત્તા આપનાર અથવા પરવાનગી આપનાર કાયદાના નિયમો ૧૮૮૮ ની ૫ મી જુનના દિવાને આમના ઠરાવના સ્પષ્ટ અર્થ અને ઇરાદાને અનુસરતા નથી; અને

( ૨ ) કે, આ પદ્ધતિસર દુરાચારોને અટકાવવાની એકજ અસરકારક રીત સ્પષ્ટ કાયદા ઘડવાની છે.

### જંગલનો વહિવટ.

૧૮. ઠરાવ કરવામાં આવે છે કે, ૨૦ મી ઓક્ટોબર, ૧૮૯૪ ના ધી ગેઝેટ ઓફ ઇંડીઆના વધારામાં હિન્દી સરકારે પોતાનો સર્ક્યુલર ઠરાવ નં. ૨૨ (એફ) પ્રકટ કર્યો છે, તેને માટે આ કોંગ્રેસ કૃતજ્ઞતાની પોતાની ઉંડી લાગણી દર્શાવે છે, અને જંગલોના વહીવટમાં રૈયત વસ્તીની આવશ્યકતાઓ અને ખેતીવાડીના લાભો કરતાં જકાતી લાભને ગૌણસ્થાન આપવાના ઉદાર સિદ્ધાંત તરફ પોતાની ઉચ્ચ કદર દર્શાવે છે.

અને વિશેષ કહે છે કે, મજકુર ઠરાવોના ૩ અને ૪ વર્ગોમાં આવી જતાં જંગલોમાં કદ વિગેરેના સંબંધમાં યોગ્ય લાગે એવા નિયમો અનુસાર ઇંધણ, ગોચરની-પરવાનગી, ઘાસપાલો, ઘરો બાંધવાનાં અને ખેતીનાં ઓજારો બનાવવાનાં નાનાં ઇમારતી લાકડાં, ખવાય એવી જંગલમાં થતી ચીજો, વિગેરે સર્વને મફત આપવામાં આવે; અને જ્યાં જ્યાં હાડમારી ભોગવવી પડે ત્યાં ત્યાં વર્તમાન જંગલના પ્રદેશના સંબંધમાં મજકુર ઠરાવની રાજનીતિનો અમલ કરવો અને અને વર્તમાન "રીઝર્વ" સરહદની રચના એવી કરવી કે, ખાતાના હલકા દરજ્જાના નોકરો તરફથી કશી હરકત અને ઇજા પામ્યા સિવાય ખેડુત પ્રજાને પોતાના સામુદાયિક હકોનો ઉપયોગ કરવાની સરળતા થાય એટલી પૂરતી જગ્યા મળે.

### છાપખાનાનું દમન.

૧૯. ઠરાવ કરવામાં આવે છે કે, બ્રિટિશ વહીવટ હેઠળનાં દેશી રાજ્યોના પ્રદેશમાં છાપખાનાંને મોઢે ડુચો મારનાર હુકમ હિન્દી સરકારે વિદેશીય ખાતામાં ૧૮૯૧ ની ૨૫ જુને કર્યો છે, તે અવળો, નિરંકુશ અને હાનિકર છે અને સાચા મુત્સદ્દીપણાથી અને પ્રજાની સ્વતંત્રતાથી વિરૂદ્ધ છે, એવો પોતાનો અભિપ્રાય હોવાથી આ કોંગ્રેસ અત્યંત માનપૂર્વક તેની સામે પોતાનો અણગમો જાહેર કરીને બતાવે છે, અને વિનાવિલંબે તેને રદ કરવાની વિનતિ કરે છે.

### પાણીવેરો.

૨૦. ઠરાવ કરવામાં આવે છે કે, પાણી વેરો નાખવાના સંબંધમાં હિન્દી સરકારની નિરંકુશ રાજ્યનીતિ તરફ આ કોંગ્રેસ ભયની દૃષ્ટિથી જુએ છે, કેમકે વેરાઓમાં તેથી એક વિંનકર તત્ત્વ દાખલ થયું છે, અને સૂચવે છે કે, જમીનના માલીકોના અને જમીનમાં નાણાં રોકતા લોકોના હકોને સંરક્ષણ આપનાર અમુક સ્પષ્ટ સિદ્ધાંતોથી મજકુર વેરો નાખવાનું કાર્ય નિયમિત થવું જોઇએ.

### દક્ષિણ આફ્રિકા.

૨૧. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ નામદાર મહારાણીની સરકારને ગંભીરતાપૂર્વક વિનતિ કરે છે કે, દક્ષિણ આફ્રિકાનાં સંસ્થાનોમાં રહેતા નામદાર મહારાણીના હિન્દી પ્રજાજનોના મત આપવાના હકો છીનવી લેવાનો સંસ્થાનની સરકારનો ખરડો નામંજુર કરીને હિન્દી પ્રજાજનોની પ્રાર્થનાઓ સ્વીકારશે.

## પ્રતિનિધિ મંડળો.

૨૨. ઠરાવ કરવામાં આવે છે કે, ૧, ૨, ૩, ૬, ૭, ૮, ૯, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭, ૧૮, ૧૯, ૨૦ અને ૨૧ ઠરાવો નામદાર લૉર્ડ એલ્જીન સમક્ષ રજુ કરવાના હેતુને માટે નીચેના ગૃહસ્થોનું એક પ્રતિનિધિ મંડળ નીમવું; અને લંડનમાં હિન્દના પ્રધાનની તહેનાતમાં એના જેવું એક પ્રતિનિધિ મંડળ મોકલવાની વ્યવસ્થા કરવાની , રાષ્ટ્રીય કૉંગ્રેસની બ્રિટિશ કમિટીને વિનતિ કરવી.

**બંગાલ અને બીહારમાંથી:**—દરભંગાના નામદાર મહારાજા બહાદુર, સર રોમેશચન્દ્ર મિત્ર નાઇટ, માન. બાબુ ડબલ્યુ. સી. બેનરજી, માન. બાબુ સુરેન્દ્રનાથ બેનરજી, બાબુ જે. ઘોસલ, બાબુ સાલિગ્રામ સીંઘ, રા. શરફુદીન, રાય જોતેન્દ્રનાથ ચૌધરી અને બાબુ બૈકુંઠનાથ સેન.

**વાયવ્ય પ્રાંતોમાંથી:**—માન. રાજા રામપાલ સીંઘ, અને માન. બાબુ ચારૂચન્દ્ર મિત્ર

**અયોધ્યામાંથી:**—શેખ રાજા હુસેનખાન, રા. હમીદ અલીખાન અને બાબુ ગોકલચન્દ્ર.

**પંજાબમાંથી:**—સરદાર દયાલ સીંઘ મજીઠીઆ; રા. કાલિપ્રસન્ન રાય, રા. જસાવાલા, શેખ ઉમરબક્ષ, લાલા મુર્લીધર, અને બક્ષી જેશીરામ.

**મુંબાઇમાંથી:**—માન. રા પી. એમ. મ્હેતા સી. આ. ઇ.

**મધ્ય પ્રાંતોમાંથી:**—માન. રા. જી. એમ. ચિટ્નવીસ અને રાયબહાદુર સી. નારાયણ સ્વામી નાયડુ.

**પુનામાંથી:**—રાવબહાદુર વી. એમ. ભીડે, રા. એસ. બી ભાટે, રા. એન બી. મુલે અને રા પી. એલ. નાગપુરકર

**વરાડમાંથી:**—રાવ સાહેબ દેવરાવ વિનાયક.

**મદ્રાસમાંથી:**—મણિવિક્રમ, કાલિકટના રાજા, માન. રા. સભાપતિ મુડલીઆર, રાયબહાદુર પી. આનન્દ ચાર્લુ, અને રા જી. સુબ્રમન્ય આયર.

## કૉંગ્રેસનું કાર્ય.

૨૩. ઠરાવ કરવામાં આવે છે કે, બ્રિટિશ કમિટી અને કૉંગ્રેસના વર્તમાન પત્ર "ઇંડીઆ" ના ખર્ચને માટે રૂ. ૬૦,૦૦૦ ની રકમ કાઢી આપવામાં આવે છે, અને હમણાં અથવા હવે પછી કમિટિમાં ઠરાવ્યા પ્રમાણે જૂદાં જૂદાં મંડળોએ ૧૮૯૫ ના વર્ષને માટે ફાળો આપવો.

## કૉંગ્રેસનો આભાર.

૨૪. ઠરાવ કરવામાં આવે છે કે, સર ડબલ્યુ વેડરબર્ન અને બ્રિટિશ કૉંગ્રેસ કમિટીના અન્ય સભ્યોએ ચાલુ વર્ષમાં હિન્દની જે સેવાઓ કરી છે તેમને માટે આ કૉંગ્રેસ અત્યંત કૃતજ્ઞતા પૂર્વક તેમનો આ ઠરાવથી આભાર માને છે.

## સામાન્ય.

૨૫. ઠરાવ કરવામાં આવે છે કે, આગામી વર્ષને માટે આ કૉંગ્રેસ મી. એ. ઓ. હ્યુમ્ સી. બી. ને આ કૉંગ્રેસ ફરીથી પોતાના જનરલ સેક્રેટરી નીમે છે.

૨૬. ઠરાવ કરવામાં આવે છે કે, ૧૮૯૫ ના નાતાલના દિવસ પછી હવે પછી ઠરાવવામાં આવે તે દિવસે અગીઆરમી હિન્દી પ્રજાકીય કૉંગ્રેસ પુનામાં ભરાશે.

## કૉંગ્રેસનું બંધારણ.

૨૭. ઠરાવ કરવામાં આવે છે કે, આ કૉંગ્રેસનો અભિપ્રાય છે કે, કૉંગ્રેસનું બંધારણ નક્કી કરવાનો, પ્રતિનિધિઓની સંખ્યા, તેમની યોગ્યતાઓ, એકઠા મળવાની જગ્યાઓ, વિગેરે વિષે નિયમો અને કાનુનો ઘડવાનો સમય આવી પહોંચ્યો છે, અને તેથી પુનાની સ્ટેન્ડીંગ કૉંગ્રેસ કમિટીને આ કૉંગ્રેસ વિનતિ કરે છે કે, નિયમોનો મુસદ્દો ઘડવો અને જૂદી જૂદી સ્ટેન્ડીંગ કૉંગ્રેસ કમિટીઓના રીપોર્ટને માટે તેમને તે મોકલી આપવો; આ રીપોર્ટો, નિયમોનો મુસદ્દો અને તે પરનો રીપોર્ટ વિચાર કરવાને માટે આગામી કૉંગ્રેસ સમક્ષ રજુ કરવો.

# અગીઆરમું પ્રકરણ.

## અગીઆરમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

રાષ્ટ્રીય કોંગ્રેસના જીવનના બીજા દશકાનો પ્રારભ ૧૮૯૫ ની ૨૬ મી ડીસેમ્બરે મહારાષ્ટ્રની મુખ્ય નગરી પુનામા થયો, અને ૨૭, ૨૮ અને ૩૦ મી ડીસેમ્બરે તેની બેઠકો થઇ હતી, ૨૯ મી ને રવિવાર હોવાથી તે દિવસે બેઠક બધ રહી હતી ૧,૫૮૪ પ્રતિનિધિઓ હાજર હતા, અને પ્રેક્ષકોનું માટું ટોળું એકઠું થયુ હતુ પ્રતિનિધિઓની સખ્યા નીચે પ્રમાણે હતી —

| | |
|---|---|
| મુંબાઇ (૧,૨૪૬), સીંધ (૧૧) | ૧ ૨૫૭ |
| વરાડ, મધ્યપ્રાન્તો | ૧૩૧ |
| વાયવ્ય પ્રાતો અને અયોધ્યા | ૨૪ |
| બંગાલ | ૫૧ |
| પંજાબ | ૩ |
| મદ્રાસ | ૧૧૮ |
| | ૧,૫૮૪ |



શ્રી સુરેન્દ્રનાથ બેનરજી
અગીઆરમી કોંગ્રેસના પ્રમુખ

સીત્તેર વર્ષની વયના ઉમદા અને સમાનનીય ગૃહસ્થ રાવ બહાદુર વી એમ ભીડે સ્વાગત સભાના પ્રમુખ હતા તેમના સ્વાગત ભાષણથી નિત્યની જેમ કોંગ્રેસની કાર્યવાહીનો પ્રારભ થયો તેમણે ટુકમા સ્વાગત આપ્યા પછી પોતે અતિ વયોવૃદ્ધ હોવાથી પ્રોફેસર જી કે ગોખલેને પોતાનું ભાષણ વાચવા આપ્યુ તેમણે કહ્યુ કે, મી એ ઓ હ્યુમે પોતાના હિન્દી મિત્રો સાથે કોંગ્રેસની યોજનાની પ્રથમ ચર્ચા પુનામા કરી હતી તેના સમેલનને માટે પુના પ્રથમ પસદ કરવામા આવ્યુ હતુ, જો કે બેઠક મુબાઇ લઇ જવી પડી હતી, અને યોગ્ય છે કે, તેના બીજા દશ વર્ષોનો પ્રારભ ત્યાંથી થવો જોઇએ ભાષણ ખાસ કરીને સુદર હતુ. તેના પ્રારંભમા સ્મરણ કરાવવામા આવ્યુ હતું, કે સો વર્ષ પૂર્વે પુના એવી રાજ્યસત્તાનુ કેન્દ્રસ્થાન હતુ કે, હીમાલયથી કન્યાકુમારી સુધી, દ્વારકાથી કટક સુધી સમગ્ર ભરતખડ તેના તાબામા હતો, અને હિન્દના રાષ્ટ્રીયત્વનો તેથી પૂરાવો મળતો હતો તેમણે કહ્યુ "મહાન હિન્દી પ્રજાની ઈમારત બાધવાની દિવસે આપણે અભિલાષા રાખીએ છીએ અને રાત્રીએ તેના આપણને સ્વપ્ન આવે છે, તે બાધવને આપણાથી બની શકે તેટલુ કાર્ય કરવાને અહીયા આપણે એકઠા મળ્યા છીએ, અને તે કાર્ય આપણા ચક્ષુઓ સમક્ષ પરિપૂર્ણ નહિ થાય તો ખચીત નજીકના ભવિષ્ય કાળમા તે પરિપૂર્ણ થશેજ ' "સયુક્ત અને સમૃદ્ધસ્થ હિન્દનુ સ્વપ્ન સાચુ પાડવાની " તે આશાઓ અને અભિલાષાઓ સકારણ છે, તે બતાવવાનુ આપણા હાથમા છે માન બાબુ સુરેન્દ્રનાથ બેનરજીને પ્રમુખ તરીકે ચુટી કાઢવામા આવ્યા હતા "નૂતન અને પ્રાચીન હિન્દના સારા અને સુધારાના સર્વ તત્ત્વો તેમનામા એકઠા થયના છે ', આગામી વર્ષોની આશા અને કડીઓ કહેવાય એવા ઘણા હજારો વિદ્યાર્થીઓના હૃદયોમા તેમણે સર્વશ્રેષ્ઠ સ્થાન મેળવ્યુ છે

માન બાબુ સુરેન્દ્રનાથ બેનરજીની ચુટણીની દરખાસ્ત માન રા પી આનન્દ ચાર્લુ એ મુકી,

ડૉ. કે. એન બહાદુરજીએ તેને અનુમોદન આપ્યું, અને રા. આર એન મુડોલકરે વિશેષ અનુમોદન આપ્યું, અને તાળીઓની ગર્જના પૂર્વક તે દરખાસ્ત પસાર કરવામા આવી

બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ ઉપકારના થોડાક સુંદર શબ્દો પછી સંસાર સુધારા પરિષદ્ વિષે ઉપસ્થિત થયલા મતભેદનો પ્રશ્ન ઉપાડયો એ મતભેદ ન્યાયમૂર્તિ રાનડેના સદ્વિષ્ણુતાશીલ અને શાણપણભર્યા કાર્યથી દૂર થઇ ગયો હતો અને કહ્યુ કે, કોંગ્રેસ આ અથવા પેલા સંસાર સુધારાના પક્ષની નથી

" એ કોંગ્રેસ સંયુક્ત હિન્દની, હિન્દુઓ અને મુસલમાનોની, ખ્રિસ્તીઓની પારસીઓની અને શીખ લોકોની, પોતાના સામાજિક રીવાજો સુધારવા ઇચ્છનારાઓની અને તેમ નહિ ઇચ્છનારાઓની છે અહીંયા આપણે એક સામાન્ય વ્યાસન પર ઉભા રહીએ છીએ અહીંયા આપણે આપણા સામાજિક અને ધાર્મિક મતભેદો હારી દેવાનુ અને એક સામાન્ય વાત સ્વીકારવાનું કબુલ્યુ છે કે, એકજ રાજ્યની પ્રજા હોવાથી અને એકજ રાજ્યતંત્ર અને એકજ રાજકીય સંસ્થાઓ હેઠળ રહેતા હોવાથી, આપણા હકો સામાન્ય છે, અને ફર્યાદો સામાન્ય છે અને આપણા હકોનુ સંરક્ષણ કરવા અને વધારવા, અને આપણી ફર્યાદો દૂર કરવા આપણે આ કોંગ્રેસ અસ્તિત્વમા આણી છે. "

પ્રમુખે પછી આ કોંગ્રેસનું બંધારણ ઘડવાની પ્રતિનિધિઓને ગભીરતાપૂર્વક વિનતિ કરી કયા કયા નિયમો ઘડવા જોઇએ તેના પર વિચાર કરવાને ૧૮૮૭ મા કોંગ્રેસે એક કમિટી નીમી હતી તેમણે રીપોર્ટ રજુ કર્યો અને સૂચવાયલા નિયમો સ્ટેન્ડીંગ કોંગ્રેસ કમિટીઓને મોકલવાનો ઠરાવ રજુ કર્યો, એ કમિટીઓએ તે નિયમોને અમલમા મુકીને ૧૮૮૮ ની આગામી કોંગ્રેસમા રીપોર્ટ રજુ કરવાનો હતો તે ઠરાવ મદ્રાસમા પસાર કરવામા આવ્યો હતો અને ૧૮૯૪ મા ફરીથી કોંગ્રેસ મદ્રાસમા એકઠી મળી ત્યા સુધી કાઇ કરવામા આવ્યુ ન હતુ જો કે ૧૮૯૩ મા લાહોરમા બંધારણ માટે ઇચ્છા દર્શાવવામા આવી હતી ૧૮૯૪ મા પુનાની સ્ટેન્ડીંગ કમિટીને નિયમો ઘડવાની અને અન્ય કમિટીઓને મોકલવાની વિનતિ કરવામા આવી હતી, છેલ્લી ઘડીએ તેમણે તે ઘડી કાઢયા, અને બીજી કમિટીઓ પર મોકલી આપ્યા, પરન્તુ તે સ્ટેન્ડીંગ કમિટીઓએ રીપોર્ટ કર્યો ન હતો કમિટીઓને નિયમો મોકલ્યા વિના, નિયમો ઘડવાને માટે અને છેલ્લે દિવસે તેમની પર રીપોર્ટ રજુ કરવાને માટે આપણે એક કમિટી નીમવી જોઇએ " તે નિષ્ક્રિયાની જૂની દલીલ છે ગત વર્ષોના ભાગ્યહીન પ્રયોગ આપણે ફરીથી કરીશુ તો આપણે બીનફુલ નિયમો મેળવી શકીશું નહિ "

રાષ્ટ્રીય બનાવો વિષે બોલતા ૧૮૯૨ના ધારાસભાઓના કાયદાની ગભીર ઉણપ પ્રમુખે બતાવી, ઉદાહરણ તરીકે, સાત કરોડની વસ્તીના બગાલને મુંટાયલા સાત સભ્યો મળ્યા હતા પ્રશ્નો પૂછવાના હકનો લાભકારક રીતે ઉપયોગ કરવામા આવ્યો હતો સભ્યોને અંદાજપત્ર વિષે વાતો કરવા દેવામા આવતી હતી, પરન્તુ તેઓ તેની પર કોઈ ઠરાવ રજુ કરી શકે નહીં પછી સરહદ પર અને બીજી લડાઇઓ સરકાર તરફથી ચલાવવામા આવતી હતી તેથી લશ્કરી ખર્ચમા થયલા પ્રચડ વધારાની તેમણે ચર્ચા કરી સમગ્ર રાજ્યનીતિ ખોટી અને હાનિકર છે " તમારા નામમા મને હિન્દી સરકારને કહેવા દો કે હજી ખોળી કાઢવામા આવનાર કોઈ દૂરના દુર્ગમ પર્વતમાં રશીયાઈ હુમલા સામેની સાચી વૈજ્ઞાનિક સરહદ નથી, તેમજ એક જણે કહ્યુ હતું તેમ હિવાને આમમા પણ તે મળશે નહિ, પરન્તુ વફાદાર અને સતુષ્ટ પ્રજાના હૃદયમા તે ઉડી રહેલી છે "

ખર્ચના અન્ય મુદ્દાઓ અને લોકોની શોચનીય ગરીબાઈપર વિચાર કરીને પ્રમુખે આયાત વેરા, હુંડીયામણના બદલાનુ ભથ્થુ, ઉદ્યોગો, અને હિન્દી ખર્ચની તપાસ કરવાને તે વેળા બેઠેલું શાહી કમીશન, એ પ્રશ્નોને સ્પર્શ કર્યો. સર્વીસીસની ઉચ્ચ શાખાઓમાથી, વિશેષે કરીને લશ્કરમાથી હિન્દીઓના બહિષ્કાર વિષે તેમણે કડુ ફર્યાદ કરી, " આખી પ્રજાનો એથી બહિષ્કાર કરવામા આવ્યો છે," અને તેમણે સર હેન્રી લૉરેન્સના શબ્દો ટાંકયા ' જો એશીઆવાસીઓ અને આફ્રિકાવાસીઓ રૂશિઆ અને

ફ્રાન્સમાં લશ્કરોમાં માનવંત દરજ્જો ભોગવી શકે, તે ઇગ્લાંડના વાવટા હેઠળ એક સૈકા સુધી ચુસ્ત સેવા કર્યા પછી ખચીત તે આશીર્વાદ, રે, તે ન્યાય પ્રાપ્ત કરવાનો હિન્દીઓનો અધિકાર છે. "હિન્દી રાજકીય પ્રકરણમાં તેમણે અન્ય અનેક બાબતોનું અવલોકન કર્યું, અને કહ્યું કે અંગ્રેજી પાર્લામેન્ટમાં તેમને અમુક પક્ષના પ્રશ્નો ગણવા જોઇએ. અત્યાર સુધી કરવામાં આવેલા સુધારાઓ માટે ઉપકાર માનીને પ્રમુખે અંતમાં કહ્યું:—

"તથાપિ આપણને લાગે છે કે, અમારે માટે કરવાનું ઘણું રહે છે, અને તેની પ્રેરણા ઇગ્લાંડમાંથી આવવી જોઇએ. પ્રેરણા અને માર્ગ દર્શનને માટે આપણે ઇગ્લાંડ પ્રતિ દ્રષ્ટિ કરીએ છીએ. સંગ્રામમાં સહાનુભૂતિને માટે આપણે ઇગ્લાંડ તરફ દ્રષ્ટિ કરીએ છીએ. આપણા લોકોને સ્વતંત્ર કરનાર અનુપમ હુકમ ઇગ્લાંડમાંથી આવવો જોઇએ. રાજકીય ધર્મના ઉચ્ચ ક્ષેત્રમાં ઇગ્લાંડ આપણું માર્ગદર્શક અને આપણો નૈતિક ગુરૂ છે. સ્વતંત્રતાના જે સિદ્ધાંતો જીવન-રૂધિર વડે પણ આપણે પ્રિય ગણીએ છીએ તે આપણને અંગ્રેજી ઇતિહાસે શિખવ્યા છે, અંગ્રેજી સનદશીર સ્વતંત્રતાના શક્તિવર્ધક ખોરાક પર આપણે નિર્વાહ ચલાવ્યો છે. અંગ્રેજી રાજકીય તત્ત્વજ્ઞાનના મહાન્ વિદ્વાનોનાં વક્તૃત્વ અને પ્રતિભાની પ્રશંસા કરવાનું આપણને શિખવવામાં આવ્યું છે. અંગ્રેજ પ્રજાની સનદશીર સ્વતંત્રતા તરફની શાહી કૂચમાં તેમના સંગ્રામો અને વિજયો આપણી સમક્ષ આવીને ઉભા રહે છે. હિમ્મત, એકનિષ્ઠા અને આત્માર્પણના વધારે સરસ નમુના તમને ક્યાં મળશે ? રોમમા નહિ, ગ્રીસમાં નહિ, ઉત્ક્રાન્તિના તોફાની દિવસોમાં ફ્રાન્સમાં પણ નહિ-સાવધાનતા મિશ્રિત હીમ્મત, ગંભીરતા મિશ્રિત ઉત્સાહ, વિશાળ હૃદયની ઉદારતાથી નરમ બનેલો જુદા જુદા વિભાગોનો જુસ્સો,-એ સર્વ દેશપ્રેમની અને ઇશ્વરપ્રેમની વ્યાપક ભાવનાને આધીન રહે છે...મુક્ત બનેલી પ્રજાની સ્વામીનિષ્ઠ રાજભક્તિ અને ઉછળતા ઉત્સાહથી સુરક્ષિત વિસ્તાર પામેલા હકકોનો આપણે આપણાં બાળકોને અને બાળકોનાં બાળકોને વારસો આપી શકીએ એ ઉત્તમમાં ઉત્તમ વારસો છે. અન્યોન્ય પર વિશ્વાસ રાખીને બ્રિટિશ સંબંધ તરફ અડગ વફાદારી સહિત આપણે એવું કાર્ય કરવું જોઇએ કે, માપી શકાય એટલા સમયમાં આપણે આ મહાન્ પદાર્થ પ્રાપ્ત કરી શકીએ. ત્યારે કોંગ્રેસે પોતાનું પવિત્ર કાર્ય પરિપૂર્ણ કર્યું હશે, તેને સ્થાપનારાઓની અને તેનું કાર્ય કરનારાઓની આશાઓ સફળ કરી હશે,—ખરેખર હિન્દમાં બ્રિટિશ અમલ દુર કરીને નહિ, પરન્તુ તેનો પાયો પહોળો કરીને, તેનો ભાવ ઉદાર બનાવીને, તેનું લક્ષણ ઉમદા બનાવીને, અને એક પ્રજાની પ્રીતિઓના દૃઢ પાયાઓપર તેને મુકીને આપણે વિખુટા પડવા માગતા નથી, પરન્તુ એકીકરણ માગીએ છીએ. જે મહાન્ સામ્રાજ્યે બાકીની દુનિયાને સ્વતંત્ર સંસ્થાઓના નમુના આપ્યા છે, તેના અંગત ભાગ તરીકે નિત્યને માટે જોડાવા માગીએ છીએ. પરન્તુ નિત્યને માટેનો અર્થ સારૂપ્ય, સાયુજ્ય, સમાન હકકો, સમાન અધિકારો એવો થાય છે. લશ્કરી જોહુકમીના કોઇપણ સ્વરૂપ સાથે નિત્યતાનો મેળ ખાતો નથી. કેમકે તાત્કાલિક કાર્યને માટે યોજવામાં આવેલો તે તાત્કાલિક ઉપાય છે. ઇગ્લાંડ સ્વતંત્ર પ્રજાઓની ભવ્ય માતા છે. સ્વતંત્ર સંસ્થાનો વડે તેણે દુનિયાને આચ્છાદી છે. જે સ્થળોમાં અત્યાર સુધી જંગલીપણાનો નિવાસ હતો, તે હવે સ્વતંત્રતાનાં ગૃહો બન્યાં છે. જ્યાં જ્યાં ઇગ્લાંડનો વાવટો ઉડી રહ્યો છે, ત્યાં ત્યાં સ્વતંત્ર સરકારો સ્થાપવામાં આવી છે. આપણે ઇગ્લાંડને વિનતિ કરીએ છીએ કે, હિન્દમાં ધીમે ધીમે પોતાના અમલનું સ્વરૂપ બદલવું, તેને ઉદાર બનાવવો, તેના પાયાઓ બદલવા, દેશ અને પ્રજાની નૂતન-વિકસિત પરિસ્થિતિને તે સાનુકૂળ બનાવવો, જેથી કરીને જે સ્વતંત્ર સંસ્થાઓનું પ્રભવસ્થાન ઇગ્લાંડ હોય. તેમનું સ્વરૂપ અંગ્રેજી હોય, તેમની સંસ્થાઓ અંગ્રેજી હોય, ઇગ્લાંડને ગૌરવ રૂપ અને મનુષ્ય જાતિને સંમાન રૂપ ઇગ્લાંડ સાથેના પોતાના નિત્ય અને તુટે નહિ એવા સંપમાં આનંદ માણતાં હોય એવાં સંસ્થાનોના મહાન્ યુથમાં હિન્દ પોતાનું સ્થાન લે. ત્યારે ઇગ્લાંડે પૂર્વમાં પોતાનું મહાન પવિત્ર કાર્ય પરિપૂર્ણ કર્યું કહેવાશે, પ્રજાઓમાં પોતાનું ઉચ્ચભાવિ સિદ્ધ

કર્યું હતું, પશ્ચિમની ઉપર પૂર્વનું લાંબા સમયનું દેવું છે તે પાછું આપ્યું હશે, અને અવિનાશી નામના અને અમર ગૌરવ પ્રાપ્ત કર્યું હશે."

આ ભાષણનાં વસ્તુ અને ઢબછબ બંને અપ્રતિમ હતાં, સઘળા ભાષણમાં ઉચ્ચકોટિનું વક્તૃત્વ જળવાયું હતું, અને તે સમયે ઉત્સાહપૂર્વક તાલીઓની ગર્જના થતી હતી. વિષય નિર્ણાયક સભા મંજુર કરી અને કોંગ્રેસ મુલતવી રહી.

બીજે દિવસે રા. ગોખલે પ્રથમ ઠરાવ રજુ કર્યો અને રા. જેશીરામે તેને અનુમોદન આપ્યું. તેમાં હુકમ કરવામાં આવ્યો હતો કે, પુના કાઉન્સીલે ઘડેલા નિયમોનો મુસદ્દો આગામી કોંગ્રેસના ત્રણ માસ પૂર્વે જનરલ સેક્રેટરી અને સ્ટેન્ડીંગ કાઉન્સીલને રીપોર્ટ કરવાની સૂચનાઓ સહીત ( કોંગ્રેસ કમિટીઓને ) મોકલવો જોઇએ; અને તે ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

બાબુ બૈકુંઠનાથ સેને બીજો ઠરાવ રજુ કર્યો, જેમાં અભિપ્રાય દર્શાવાયો હતો કે, અમલદારી અને એંગ્લો-ઇંડીઅન જુબાની સિવાય અન્ય જુબાની આપવામાં નહિ આવે ત્યાં સુધી ખર્ચ વિષેની તપાસ સંતોષકારક થઇ શકે નહિ. કમીશનનું મૂલ્ય હીસાબો તપાસવામાં નથી, પરન્તુ ખર્ચનું મૂળ કારણ રાજનીતિ છે, તેની તપાસ કરવામાં છે. માન. રા જમ્બુલિંગમ મુદલીઆરે અનુમોદન આપતાં આ મતને અનુમોદન આપ્યું અને કહ્યું કે, પ્રચંડ "હોમ ( પરદેશી ) ચાર્જીસ "ની અને અહીંયાં કારીગરીઓ ખીલવવાને બદલે ઇંગ્લાંડમાં સર્વ સ્ટોરોની ખરીદીની તપાસ થવી જોઇએ; વળી સરહદની પેલી મેરની લડાઇઓની અને વૈજ્ઞાનિક સરહદની શોધખોળની તપાસ થવી જોઇએ. અસભ્ય તલ્લાકનામાના મુકદ્દમાની જેમ એ તપાસ બંધ બારણે શા માટે ચાલવી જોઇએ? તેમાં કોઇપણ ખાનગી નથી. પંડિત મદન મોહન માલવીયાએ કહ્યું: તાજે રાજ્યતંત્રની લગામ પોતાના હાથમાં લીધી ત્યારે હિન્દે અત્યાનંદપૂર્વક તેને વધાવી લીધું હતું; આપણે માનતા હતા કે આ આ ફેરફારથી સ્વતંત્ર સંસ્થાઓમાં ભાગ મળશે અને પ્રજાની સ્થિતિ સુધરશે. પરન્તુ આપણો આનંદ સાચો હતો કે નહિ એની શંકા કરવાની આપણીપર રાજ્ય ચલાવનાર નોકરશાહીએ આપણને ફરજ પાડી છે. તાજે રાજ્યતંત્ર પોતાના હાથમાં લીધું તેની પૂર્વે હિન્દ તરફ વિશેષ લક્ષ આપવામાં આવતું હતું, અન્યાય ન થાય તે જોવાની અધિક તીવ્ર ઇચ્છા હતી, અને લોકોનાં હિતો પર વધારે વિચાર કરવામાં આવતો. પ્રત્યેક ૨૦ વર્ષે પોતાને નવો ચાર્ટર આપવાની અરજ ઇસ્ટ ઇંડીઆ કંપની કરતી, ત્યારે એક પાર્લામેન્ટરી કમિટિ તેમના રાજ્યતંત્રની તપાસ કરતી અને સુધારા કરવામાં આવતા. પરન્તુ જ્યારથી તાજે વહીવટ સંભાળી લીધો છે, ત્યારથી એવી તપાસ કરવામાં આવી નથી આપણે ઇંગ્લાંડને કહીએ છીએ:

"અમારી પોતાની પર રાજ્ય કરવાને અમે યોગ્ય છીએ એમ તમે ધારતા ન હો તો; અમારું પોતાનું નાણા ખાતું અમે સમજી શકતા નથી, અને અમારાં સાધનો શાં શાં છે, તેનો વિચાર કરીને અમે શું ખર્ચી શકીશું અને શું નહિં ખર્ચી શકીએ, એ નહિ કહી શકીએ એમ તમે ધારતા હો તો; તમે તેની તુલના વધારે સારી રીતે કરો છો એમ તમે ધારતા હો તો; કૃપા કરીને આ બાબતનો વિચાર કરવામાં થોડો સમય ગાળો અને ધ્યાન આપો. જો તમને એમ કરવાનો સમય મળી શકતો ન હોય તો, કૃપા કરીને તે કરવાની અમને પરવાનગી આપશો. અમારા વહીવટ તરફ ધ્યાન આપવાને તમે અશક્ત છો, અને છતાં અમારા પોતાના હિતોને માટેજ નહિ પરન્તુ સરકારનાં હિતોને માટે પણ તે તરફ ધ્યાન આપતા અટકાવીને, જે કરવાને અમે અતિશય આતુર છીએ તે કરતા અટકાવીને, અમને શા માટે દુઃખ વેઠાવો છો ?"

છટાદાર વક્તાએ અંતે કહ્યું:

"હિન્દ જે સ્થિતિમાં મુકાયું છે, તેનીપર ગંભીર વિચાર કરવાનું હું અંગ્રેજ ગૃહસ્થોને, ઇંગ્લાંડની પ્રજાને કહું છું માત્ર તે સ્થિતિ આ છે. ગયાં ચાળીશ વર્ષોના આ દેશના રાજ્ય વહીવટની તપાસ સંપૂર્ણ અને ન્યાયી તપાસ કરવાને માટે કેળવાયલા હિન્દીઓ, દેશની સંસ્કારીક બુદ્ધિના પ્રતિનિધિઓ પ્રાર્થના કરી રહ્યા છે. આપણે તે રાજ્ય વહીવટ પર લગભગ સર્વ કલ્પનિય આક્ષેપો મુકયા છે. હિન્દની સીવીલ સર્વીસ

માછળ અનાવશ્યક ભારે ખર્ચનો બોજો અમારી પર નાખવાનો આક્ષેપ આપણે ઇગ્લાંડની સરકાર સામે કરીએ છીએ; કચડી નાખે એવો ભારે લશ્કરી ખર્ચ બળાત્કારે નાખવાનો આપણે તેમની સામે આક્ષેપ કરીએ છીએ; હિન્દની સરહદની પેલીમેર હિન્દનાં નાણાં પુષ્કળ ઉડાવવાનો આપણે તેમની સામે આક્ષેપ કરીએ છીએ; "હોમ ચાર્જીસ"ની બાબતમાં હિન્દ સાથેના તેમના કાર્યમાં ન્યાયના અભાવનો આક્ષેપ આપણે તેમની સામે કરીએ છીએ; અરે, તેથી પણ આગળ વધીને આપણે તેમની-હિન્દી સરકાર, ઇગ્લાંડની સરકાર અને તેમની સાથે ઇગ્લાંડના લોકો સામે આક્ષેપ કરીએ છીએ કે, અતિ બેદરાથી અને કાર્ય સાધકતાહીન રાજ્યતંત્રથી પરિણમતા ભૂખમરાને લીધે દર દશ વર્ષોમાં લાખો જીંદગીઓ નાશ પામે છે તેને માટે હિન્દ તરફની તેમની ફરજ યોગ્ય રીતે બજાવવાની બેપરવાઇને લીધે તેઓ જોખમદાર છે. આપણે ઇગ્લાંડની પ્રજા સામે આક્ષેપ કરીએ છીએ કેમકે, કોઇકે કહ્યું છે તેમઃ

"અરે સેનેટો, તેને સાંભળો,
આ દિવ્ય સત્ય સાંભળો,
જે જુલમ થવા દે છે, તેનો તે
ગુન્હામાં ભાગ હોય છે."

ઇગ્લાંડની પાર્લામેન્ટે, ઇગ્લાડની પ્રજાએ હિન્દ પર રાજ્ય ચલાવવાની ફરજ ગંભીરતાપૂર્વક પોતાને માથે લીધી છે. તેઓ તે ફરજ યોગ્ય રીતે અદા કરવાની પોતાની બેપરવાઇને લીધે હિન્દમા પોતે અટકાવી શકે તેવો જીંદગીનો નાશ થવા દે, તો ખચીત તે જીંદગીના નાશને માટે ઇશ્વર અને મનુષ્ય સમક્ષ તેઓ જવાબદાર છે. આવા આક્ષેપ છતા આ રાજ્યતંત્રની કેવળ એક શાખાની અપૂર્ણ તપાસ કરવાને એક લૂલું લંગડું કમીશન આપવામાં આવે તે અંગ્રેજ પ્રજા અને અંગ્રેજ પાર્લામેન્ટને શોભે છે? સાચા અંગ્રેજોની જેમ ઉભા થઇને કહેવું તેમને શેભતુ નથી શું? "આ સર્વ પૃથક્ પૃથક આક્ષેપોની સામે અમે થઇશું, અને કાંતો તેમને અસત્ય સાબીત કરીશું અથવા તે સત્ય છે એમ સ્વીકારીશું અને તેમનો બદલો વાળી આપીશું." આક્ષેપો ક્ષુલ્લક નથી, તેમજ ક્ષુલ્લક પ્રકારે તે કરવામાં આવ્યા નથી; અને જો પોતાના મહારાજ્યોના હિતોને માટે અંગ્રેજ પ્રજા તેમની તપાસ કરવાની દરકાર નહિ કરે, પીડાતી મનુષ્ય જાતિનાં હિતોને માટે તેમ કરવાની તેઓ દરકાર નહિ કરે, ફરજની એક બાબત તરીકે પણ તેઓ તેમ નહિ કરે, ત્યારે કમમાં કમ ઇગ્લાંડની પ્રતિષ્ઠાની ખાતર તેમને એમ કરવા દો, અને હું આશા રાખું છું અને મને વિશ્વાસ છે કે, તે (પ્રતિષ્ઠા) પ્રત્યેક અંગ્રેજને પ્રિય છે."

પછી તે ઠરાવ પસાર કરવામાં આવ્યો.

હજી નાણાખાતાનો પ્રશ્ન અગ્રસ્થાને હતો, અને ત્રીજા ઠરાવમાં દીવાની અને લશ્કરી ખર્ચ વિષે ચર્ચા કરવામાં આવી. કમીશન રાજ્યનીતિનો પ્રશ્ન હાથમાં નહિ લે તો કોંગ્રેસ લેશે અને શ. વાછ્છાએ બતાવી આપ્યું કે, વધારો હુંડીયામણને આભારી છે, એમ કહીને સર જેમ્સ વેસ્ટ લેન્ડે વસ્તુસ્થિતિને તદ્દન અસત્ય સ્વરૂપ આપ્યું હતું, અને જનરલ સર હેન્રી બ્રૅકનબરીએ તેના કથનમાં હાએ હા મેળવી હતી કે, ૬૨ લાખના વધારામાં ૫૦ફ્રે લાખ હુંડીયામણમાં ચયતા ઘટાડાને આભારી હતા. પોતે કહેલી વાતની સત્યતા નિર્વિવાદ રીતે સાબીત કરી આપવાને શ. વાછ્છાએ અમલદારી આંકડા આપ્યા.

મુન્શી શેખ હુસેને અનુમોદન આપ્યું. રા. એસ. કે. નાયર અને ડૉ. કે. એન. બહાદુરજીએ વિશેષ અનુમોદન આપ્યું, અને સર્વાનુમતે ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ન્યાયી અને કારોબારી ફરજો જુદી પાડવા વિષેનો ચોથો ઠરાવ આ વર્ષે બાબુ મનમોહન ઘોષે રજુ કર્યો. મી. જેમ્સ નામના એક કમીશનરનું કથન તેમણે ઉમેર્યું કે, (એ બંને પ્રકારની ફરજોનું) એકીકરણ "હિન્દમા બ્રિટિશ સત્તાનો મુખ્ય આધાર છે"-કેવી શોચનીય કબુલાત! માન રા. સી સેતલવડે તેને અનુમોદન આપ્યું. બીજા ચાર પ્રતિનિધિઓએ વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામા આવ્યો.

બાબુ ડબલ્યુ. સી. બેનરજીએ જ્યુરી પદ્ધતિ દાખલ કરવા વિષેનો પાંચમો ઠરાવ રજુ કરતાં

નવો મુદ્દો બતાવ્યો કે, એક ગામડીઆ સાક્ષીની દેશી ભાષાનો પોતાના મનમાં તરજુમો કરતાં એક ન્યાયાધીશ ભાષામાં એટલો બધો તલ્લીન થઇ જાય છે કે, સાક્ષી ઉપર યોગ્ય ધ્યાન આપી શકતો નથી; હિન્દી જ્યુરીના ગૃહસ્થો ભાષા સમજતા હોવાથી સાક્ષીઓની રીતભાતનું નિરીક્ષણ કરશે અને સત્ય જુબાની કઇ અને અસત્ય જુબાની કઇ તેનો વિચાર કરશે. વક્તાએ ભય દર્શાવ્યો કે, ફોજદારી કામ ચલાવવાની રીતમાં વિચિત્ર ફેરફારો દાખલ કરવામાં આવે છે તેથી ન્યાય મેળવવાની લોકોની શ્રદ્ધા ડોલાયમાન થશે. રા. વેંકટસુબ્બા આયરે અનુમોદન આપ્યું, અને રા. વેંકટરાવ ગુલીકરે અનુમોદન આપતાં કહ્યું કે, પંચાયત અને જ્યુરી વ્યાવહારિક રીતે એકજ છે, અને દેશી કહેવત પ્રમાણે, પંચ એજ પરમેશ્વર. સર થોમસ મનોએ ૧૮૨૫ માં કહ્યું હતું કે, હિન્દમાં જ્યુરી પદ્ધતિ ફત્તેહમંદ થવાનો સંભવ છે, કેમકે હિન્દીઓ પંચાયતોમાં બેસવાને ટેવાયલા છે, અને "સામાન્યતઃ જુબાની તપાસવામાં અને તેનું વજન કરવામાં પૂરતી રીતે પ્રવીણ છે." બીજાં ત્રણ વ્યાખ્યાનો થયા પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો.

દેશી રાજ્યોમાં રેસીડંટની મરજી પ્રમાણે છાપખાનાનું મુખ બંધ કરવા વિષે છઠ્ઠો ઠરાવ રજુ કરતાં, મી. સીમોર કેઇએ સરસ અને કડક ભાષણ કર્યું. (જુવો દશમા પ્રકરણમાં.) હૈદ્રાબાદના દેશી રાજ્યોમાં કેટલાંક છાપખાનાં નષ્ટ કરવામાં આવ્યાં હતાં, અને તે રાજ્ય ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડના યુનાઇટેડ કીંગ્ડમ કરતાં વધારે મોટું હોવા છતાં "અંગ્રેજી વર્તમાનપત્રનું એક ચીથરું પણ ત્યાં પ્રકટ કરવામાં આવતું નથી." સીકંદ્રાબાદના રા. રામચંદ્ર પીલ્લાઇએ અનુમોદન આપ્યું; મ્હૈસુરમાં બનેલા બનાવોનું રા. વી. વી. મોદકે અને કાઠિયાવાડમાં બનેલા બનાવોનું રા. એ. એલ. દેસાઇએ વર્ણન આપ્યું. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

બાબુ કાલિચરણ બેનરજીએ એકવાર ફરીથી એક સાથે પરીક્ષાઓ લેવા વિષે સાતમો ઠરાવ ઘણી હીંમતપૂર્વક રજુ કર્યો; તેમણે ફર્યાદ કરી કે, સરકારનું બ્હેરાપણું જોઇને અને "કાન કાપનાર" બંગાલી હાકેમનું સ્મરણ થાય છે,' માત્ર સરકારનાજ કાન કાપી નાખવામાં આવ્યા છે. બીજા ત્રણ વક્તાઓનાં ભાષણો થયા પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો.

એ દિવસે છેલ્લો ઠરાવ આઠમો હતો, તેમાં જાહેર કરવામાં આવ્યું હતું કે, સરહદ પારની ચઢાઇઓમાં હિન્દીઓનો ઉપયોગ કરવો ઇગ્લાંડ ચાલુ રાખે તો ઇગ્લાંડે ખર્ચમાં ભાગ આપવો જોઇએ. આ અત્યંત ન્યાયી દરખાસ્ત રા. એચ. એ. વાડીઆએ રજુ કરીને એક જુસ્સાદાર અને, વાજબી ભાષણ આપ્યું, અને લૉર્ડ રૉબર્ટસ, મી. કર્ઝન અને યંગહસ્બન્ડ ભાઇઓએ સ્વીકારેલી "આગળ વધવાની રાજ્યનીતિ" નો તિરસ્કાર કર્યો. તે રાજ્યનીતિ ખરાબ છે અને તે કાર્ય ગેરકાયદેસર છે, કેમકે પાર્લામેન્ટની મંજુરી વિના નામદાર મહારાણીની ફોજનો સરહદ પાર ઉપયોગ કરવાનો હક્ક અસ્તિત્વમાં નથી. એશીઆને પૃથ્વીની સપાટી પરથી ખસેડવામાં આવ્યું છે, અને ઉત્તરે અને દક્ષિણે અને પૂર્વે યુરોપ આગળ વધી રહ્યું છે; "પૂર્વનું જે કાંઈ છતંત રહ્યું છે," તે જાપાનમાજ છે; રૂશીઆ અને ફ્રાન્સ ઇગ્લાંડને હિન્દમાં ધમકી આપે છે ! રા. ડી. જી. પાધ્યેએ અનુમોદન આપ્યું, મી ડબલ્યુ. એ. ચેમ્બર્સે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કર્યા પછી મી. ગ્લૅડસ્ટનના ૮૭ મા જન્મ દિવસે તેમને તાર કરવામાં આવ્યો અને ૩૦ મી ડીસેમ્બર સુધી કોંગ્રેસ મુલતવી રહી.

પાછળથી બનેલા બનાવો જોતાં કોંગ્રેસનો ત્રીજા દિવસનો પ્રારંભ ખાસ નોંધ લેવા જેવો છે, કેમકે દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓનું રક્ષણ કરવાની વિનતિ તે વેળા કરવામાં આવી હતી, અને તે વખતના દક્ષિણ આફ્રિકાના રીપબ્લીક (પ્રજાસત્તાક) માં તેમના છીનવી લીધેલા હક્કો વિષે રા. જી પરમેશ્વરમ્ પીલ્લાઇએ ખાસ હકીકત કહી. રા. અલી મહમ્મદ ભીમજીએ પ્રશ્ન કર્યો: નામદાર મહારાણીનો ઢંઢેરો જોતાં એમ કહી શકાશે શું કે ગોરા વ્યાપારીઓ સાથેની કાળા વ્યાપારીઓની હરીફાઇ કાળા વ્યાપારીઓના હક્કો છીનવી લઇને બંધ કરવાની છે ?

રા. જે. એમ. સામંતે કહ્યું કે, દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓના હક્ક લઇ લેનાર કાયદો સમગ્ર પ્રજાને અપમાન રૂપ છે, પરન્તુ દાદ મેળવવાની એકજ આશા ઇંગ્લાંડમાં અંગ્રેજોને અપીલ કરવામાં છે. " ગુલામગીરી ઉત્પન્ન કરનાર આફ્રિકાના વાતાવરણથી અથવા જુલ્મ ઉત્પન્ન કરનાર હિન્દના વાતાવરણથી તેમની ન્યાયવૃત્તિ હજી વળી ગઇ નથી, અને ભ્રષ્ટ થઇ ગઇ નથી." રા. વિઠ્ઠલ લક્ષ્મણે ફર્યાદ કરી કે, પોતાને આધીન દેશોમાં અંગ્રેજો શાંતિ રાખે છે, પરન્તુ જ્યારે કોમનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે ત્યારે ન્યાયને બાજુ પર રાખવામાં આવે છે અથવા કમમાં કમ એક તરફી રાખવામાં આવે છે." ઠરાવ પસાર કરવામાં આવ્યો.

દશમો ઠરાવ રા. આર. એન. મુધોલકરે રજુ કર્યો, તેમાં ખેડુતોના કરજનો પ્રશ્ન ઉપાડવામાં આવ્યો હતો, અને કહેવામાં આવ્યું હતું કે, રૈયતને પસંદ પડે તો જમીનનો નીકાલ કરી નાખવાનો તેનો હક્ક લઇ લીધા શિવાય એ કરજ ઘટાડવાને પગલાં ભરાવાં જોઇએ. રા. આર. પી. કરંદીકરે મ્હેસુલી પદ્ધતિની સખ્તાઇ વિષે ખાસ ધ્યાન ખેંચ્યું. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ત્યાર પછી રા. વી. આર. નાઇડુએ અગીઆરમો ઠરાવ રજુ કર્યો, તેમાં કહેવામાં આવ્યું હતું કે, (ધારાસભાઓમાં) પ્રશ્નો પૂછવામાં પ્રશ્નની પહેલાં ટુંકમાં તેને વિષે સમજુતી આપવાની સભ્યોને પરવાનગી આપવી. રા. એન. વી. ગોખલેએ તેને અનુમોદન આપ્યું, રા. પી. એસ. શીવસ્વામી ઐયરે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

બારમો ઠરાવ મેડીકલ સર્વીસ વિષે હતો, અને એકવાર ફરીથી તે ડૉ. કે. એન. બહાદુરજીએ રજુ કર્યો, અને સરકારને જેટલી પુનરૂક્તિની આવશ્યકતા છે તેટલી વાચકોને નહિ હોવાથી, એટલું કહેવું પૂરતું છે કે, લો. મા. બી જી. તિલકે તેને અનુમોદન આપ્યું (તેમનું ભાષણ મરાઠીમાં હોવાથી આ હેવાલમાં આપવામાં આવ્યું નથી), અન્ય ત્રણ પ્રતિનિધિઓએ વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

અસીલો ખોળનાર વકીલોને દાબી દેવા માટે સરકારે યોજવા ધારેલી રીતના ભય વિષે તેરમો ઠરાવ માન. રા. એન. સુબ્બારાવ પંતુલુએ રજુ કર્યો, રાય જોતીન્દ્રનાથ ચૌધરીએ તેને અનુમોદન આપ્યું, રા. એમ. વી. જોશી અને બીજા બે વક્તાઓએ વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

જમીનની આંકણી મુકરર કરવા વિષે ચૌદમો ઠરાવ રા. એન. એમ. સમર્થે રજુ કર્યો અને પોતાને મળેલા ટુંક સમયમાં આવા વિશાળ ઠરાવની દલીલોનો સુંદર સર્વાળો કાઢયો. રા. જી. વેકંટ રત્નમે અનુમોદન આપ્યું અને લો. મા. બી. જી. તિલકે અને અન્ય ગૃહસ્થે વિશેષ અનુમોદન આપ્યું. વરાડના એક ખેડુત રા. પાંડુરંગ બાપુએ તીવ્ર ભાષણ કરીને પોતાના પ્રાંતમાં રૈયત કેવે પ્રકારે રહે છે તે કહ્યું; સર્વે (મોજણી) અમલદાર રીપોર્ટ કરે છે કે તેઓ સુખી છે, અને જો કે થોડાક જીલ્લા અધિકારીઓએ પ્રામાણિકતા દર્શાવી મ્હેસુલ વધારવા વિરૂદ્ધ રીપોર્ટ કર્યો હતો તથાપિ તેમાં વધારો કરવામાં આવ્યો. તેણે કહ્યું:

" ૧૮૯૪-૯૫ ના વરાડના મ્હેસુલી રીપોર્ટમાંથી હું નીચેની હકીકત આપું છું. વરાડની સઘળી જમીનમાંથી આશરે ૭૭ લાખ એકરમાં ખેતી કરવામાં આવે છે. વરાડની વસ્તી લગભગ સ્હાડી અઠ્ઠાવીશ લાખ છે. તેથી અઢી એકર ખેડાયલી જમીનનો ઉપયોગ પ્રત્યેક વ્યક્તિ દીઠ કરવામાં આવે છે. સામાન્ય પાક જુવાર અને રૂનો છે. ખેડાયલા સો એકરમાંથી અડસઠ એકરમાં આ બે પાક હોય છે. રીપોર્ટ વાળા વર્ષમાં એક એકરમાથી ૧૦૭ શેર જુવાર પાકી હતી. એટલીજ જમીનમાંથી ૪૪ શેર રૂ પાક્યું હતું. બજારમાં જુવાર રૂપીઆની ૨૧$\frac{1}{2}$ શેર વેચાતી હતી, અને ૨ રૂપીઆનું ૯ શેર વેચાતું હતું. આ પ્રમાણે સ્પષ્ટ છે કે, એકજ વ્યક્તિને ભાગે આવી શકે એટલી ૨$\frac{1}{2}$ એકર જમીનની કુલ પેદાશ આશરે ૧૨$\frac{1}{2}$ રૂપીઆ જેટલી છે. હવે વરાડમાં જમીનના મ્હેસુલની કુલ્લ રકમ ૭૨ લાખ રૂપીઆથી થોડીક વધારે છે. આ પ્રમાણે પ્રત્યેક વ્યક્તિને આશરે રૂ. ૨-૮-૦ સરકારને આપવા

પડે છે. પોતાને મળી શકે તેટલી નીપજની કીંમતમાંથી આ રકમ બાદ કરતાં તેની પાસે ફક્ત ૧૦ રૂપીઆ રહે છે, જેમાંથી હજી ખેતી-વાડી કરવાનો ખર્ચ તેને આપવો પડે છે. વસ્તુ-સ્થિતિ પર આવી દૃષ્ટિ કરવાથી ખેડુત કેવું જીવન ગાળે છે તેનો આપણને ખ્યાલ આવે છે. ચાંદીના ૭ કે ૮ સીક્કાઓની નજીવી રકમ ઉપર તેને એક આખું વર્ષ ગાળવું પડે છે, જૂદી જૂદી મોસમોમાં ગમે તેમ ચલાવી લેવું પડે છે અને મનુષ્યની જીંદગીમાં જે જોખમો અને ભયો ખેડવાં પડે છે તેમની સામે બાથ ભીડવી પડે છે. ખેડુત વર્ગોના નસીબમાં જે દુઃખ અને તાપ છે તેનો અનુભવ કરવા કરતાં કલ્પના કરી લેવી વધારે સારી છે. આ સ્થિતિમાં રતિ માત્ર પણ ફેરફાર થતો નથી. તેમના જીવનનાં સર્વ વર્ષોમાં સ્થિતિ સરખીજ રહે છે. વરાડની ૮૦ ટકા વસ્તી જમીન પર નિર્વાહ ચલાવે છે. બાનુઓ અને ગૃહસ્થો, હું તમને પ્રશ્ન પૂછુછું, તમારી સમક્ષ આ હકીક્ત છે, અને તમે ખરેખાત ધારો છો કે, વરાડના લોકો સુખી અને ધનવાન છે!

ઉંડા દુઃખ અને શોકમાં તેઓ નખ શિખ ડુબી ગયા નથી ? એકજ કેદીના નિર્વાહને માટે સરકાર દર વર્ષે ૪૦ થી ૫૦ રૂપીઆ ખર્ચે છે. મનુષ્ય શાંતિ અને સહીસલામતીના કાયદાનો ભંગ કરનારા અને અતિ ભયંકર શત્રુઓ શાંતિ-પ્રિય અને કાયદાનું પાલન કરનાર પ્રજાના કરતાં પાંચ ઘણી વધારે સારી સ્થિતિમાં હોય છે માયાળુ અને અત્યંત નિષ્પક્ષપાતી બ્રિટિશ સરકાર એવી વસ્તુસ્થિતિ કેવી રીતે ચલાવી શકે છે, એ વિચિત્ર લાગે છે હવે, જ્યારે જુની આકરણી ચાલુ હતી તે સમયની વસ્તુસ્થિતિને એ ટીકા લાગુ પડે છે બાનુઓ અને ગૃહસ્થો, સરકારે કરેલા વધારાનો વિચાર આવતા ગરીબ બની ગયેલી રૈયતને કેટલો આનંદ થતો હશે, તેની કલ્પના કરી લેવાનું હું તમારે માટે રહેવા દઉં છું!"

મધ્યપ્રાંતોના રા. ભગિરથપ્રસાદે વિશેષ અનુ-મોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો

એજ ગૃહસ્થે પંદરમો ઠરાવ રજુ કર્યો. મધ્ય પ્રાંતોની સરકારે કોઇપણ પ્રકારે પ્રાંતોની સલાહ લીધા વિના તે પ્રાંતોનો એક સભ્ય વડી ધારા-સભામાં નીમ્યો હતો; તે ઉલટી નીતિ સામે તેમાં અણગમો દર્શાવવામાં આવ્યો હતો. ઠરાવને અનુમોદન આપવામાં આવ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

હુંડીઆમણના બદલા વિરૂદ્ધ સોળમો ઠરાવ બાબુ અંબિકાચરણ મઝુમદારે રજુ કર્યો, અને સુંદર ભાષણ આપ્યું. તેમણે અંતમાં કહ્યું કે, "સર્વ ચીજોમાં વાસ્તવિકતા હોવી જોઇએ-હિન્દના રાજ્યતંત્રમાં પણ", અને "સરકારના નાણા ખાતાની પ્રગતિનો સ્થાપિત ક્રમ પગાર પછી પેન્શન, પેન્શન પછી બદલો હોય તો આ-પણે હિન્દીઓ માત્ર એટલુંજ કહી શકીશું કે, તમને ગમે તે નામ તમે તેને આપો, અમારા કાયદાના શબ્દકોષમાં તો તેને માટે એજ પદ છે: તે ગેરકાયદેસર તૃપ્તિ છે." રા. એ. સી. પાર્થસારથીએ અનુમોદન આપ્યું, અને બીજાં બે ભાષણો થયા પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો.

સત્તરમા ઠરાવમાં ત્રીજા વર્ગના આગગાડીના ઉતારૂઓની ફર્યાદો કબુલ કરવા માટે સરકારનો ઉપકાર માનવામા આવ્યો હતો, અને તે કબુલ કર્યા પછી તેની દાદ આપવાનું કહેવામા આવ્યું હતું. અઢારમા ઠરાવમા જંગલની ફર્યાદો એકવાર ફરીથી કરવામા આવી હતી, અને ઓગણીસમો ઠરાવ મીઠા પરના વેરા વિષે હતો. તે રજુ કરતાં પ્રોફેસર જી કે. ગોખલેએ આબાદ માન્ચેસ્ટરના વ્યાપારીની સ્થિતિનો હિન્દી રૈયત સાથે મુકા-બલો કર્યો:

'હિન્દી રૈયત ભૂખે મરે છે, તવાયલી, ગુલામ છે, સુકો પાકો રોટલો કમાઇ ખાવાને સવારથી સાંજ સુધી સખ્ત મહેનત કરે છે, ધૈર્યવાન, નશીબને તાબે થનાર, અપરિમિત સહનશીલતાવાળી છે, પોતાના રાજ્યકર્તાઓની પાર્લામેન્ટમાં તેને બોલવાનો કશોય હક્ક નથી, અને ઇશ્વર અને મનુષ્ય કૃપા કરીને તેની પીઠ પર જે જે બોજા લાદવા માગતા હોય તે તે બોજા સહન કરવાને તે તત્પર હોય છે."

રા. એ. ડી. ઉપાધ્યાયે અનુમોદન આપતાં કહ્યું કે, ટાઢ હોય ત્યારે આપણે કપડાં અથવા

ઝુંપડા વિના પણ ચલાવી શકીએ, પરન્તુ મીઠા વિના ચલાવી શકીએ નહિ, મીઠાની એક ટોપલીનો એક પૈસો પડે છે, તેની કીંમત બ્રિટિશ હિન્દમાં ૫ આના થાય છે. " આપણે એવો દારૂણ અપરાધ શો કર્યો છે કે, આખા વર્ષ દરમ્યાન પૂરતા મીઠા વિના ચલાવી લેવાની અસહ્ય શિક્ષા સવને થવી જોઇએ ? " તેમણે અંતમાં કહ્યું.

વીસમો ઠરાવ કેળવણી વિષે હતો, આગલી માગણીઓની તેમાં પુનરૂક્તિ કરવામાં આવી હતી, અને તે પસાર કરવામાં આવ્યો. રૂની ચીજો પર આયાત વેરો નાખવાને અનુમોદન આપનારો એકવીસમો ઠરાવ મુંબઇના " હોળી સળગાવનાર " જેવા રા વાચ્છાએ રજુ કર્યો. માન. રા. પી. આનન્દ ચાર્લુએ ત્રણ વાકયોમાં તેને અનુમોદન આપ્યું, મદુરાના હાથવણકરોના પ્રતિનિધિ રા. તુલસીરામે અને એક બીજા વકતાએ તેને વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

આ વર્ષે રા. અલી મહમ્મદ ભીમજીએ " રજસીઉ " ( નં. ૨૩ ) હાંક્યું, રા. એન. એમ. સમર્થે તેને અનુમોદન આપ્યું અને રાય સંગવાનીએ વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, હું જૂના વિચારનો હિન્દુ ભકત છું, દુનિયામાંથી વાનપ્રસ્થ થયેલો છું, પરન્તુ મારા દેશના કલ્યાણનું અને મારી જાતિના મોક્ષનું ધ્યાન ધરતું વિનયી અને નમ્ર હૃદય મેં ઇશ્વરને સમર્પ્યું છે. ખરેખર, દુનિયાની આબાદાનીનું ચિંતન કરતો તે જૂના વિચારનો ભકત હતો. બીજાઓએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.'

વખત ઘણો થઇ ગયો હતો, અને ત્રેવીસથી છવીસ ઠરાવો પસાર કરવામાં આવ્યા, તેમાં બ્રિટિશ કમિટીને નાણાં આપવામાં આવ્યાં, તેનો ઉપકાર માનવામા આવ્યો. મી. એ ઓ. હ્યુમ અને રા. ડી. ઇ. વાચ્છાને જનરલ સેક્રેટરી અને સંયુક્ત જનરલ સેક્રેટરી નીમવામાં આવ્યા. આ બેઉ અધિકારીની નીમણુંક ગયે વર્ષે નહિ કર્યાથી કામ સારી રીતે ચાલ્યું ન હતું અને ૧૮૯૬ માં કોંગ્રેસની બેઠકને માટે કલકત્તા પસંદ કરવામાં આવ્યું..

પ્રમુખનો ઉપકાર માન્યા પછી, પ્રમુખે થોડાક સુંદર શબ્દો કહ્યા તેમાં " તમારી સંભાળ અને તમારી રખેવાળીમાં સોંપવામાં આવનાર " કાર્ય કરવાની યુવકોને ખાસ આજ્ઞા કરી હતી. તે પછી બેઠક સમાપ્ત થઇ અને અગીઆરમી કોંગ્રેસ વિસર્જન થઇ.

## ઠરાવો.

### કોંગ્રેસનું બંધારણ.

૧. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસના બંધારણ અને કાર્ય કરવાના નિયમોના મુસદ્દા વિષે છેલ્લી કોંગ્રેસના ઠરાવ અનુસાર પુના કોંગ્રેસ કમિટીએ ઘડેલા નિયમો તે કમિટીએ સર્વ સ્ટેન્ડીંગ કોંગ્રેસ કમિટીઓને મોકલી આપવા અને સૂચના કરવી કે આગામી કોંગ્રેસ પહેલા કમમાં કમ ત્રણ માસ પૂર્વે જનરલ સેક્રેટરી અને સ્ટેન્ડીંગ કાઉન્સેલને રીપોર્ટ મોકલી આપવો.

### નાણાં પ્રકરણ.

૨. ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, ખર્ચને નિયમિત કરનાર રાજનીતિની રીતિઓની તપાસ કરવામાં નહિ આવે, અને સરકારી અને એંગ્લો-ઇંડીઅન વિનાની જુબાની લેવાને માટે સરળતા કરવામાં અને વ્યવસ્થા કરવામાં નહિ આવે ત્યાં સુધી ખર્ચ ( એકસપેન્ડીચર ) કમીશન આ દેશના લોકોને સંતોષકારક લાગશે નહિ, અને તેથી સરકારને કાંઇ વ્યાવહારિક લાભ થશે નહિ. અને વળી આ કોંગ્રેસને લાગે છે કે, આ તપાસ ખુલ્લે બારણે કરવામાં આવે તો સર્વ પ્રકારે સંભવે છે કે, તપાસનાં પરિણામો વધારે સારાં આવશે.

૩. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ એકવાર ફરીથી પોતાની દૃઢ પ્રતીતિની નોંધ લે છે કે, દેશનાં નાણાની મુશ્કેલીભરી સ્થિતિ જોતાં વર્તમાન વસ્તુ સ્થિતિનો એકજ ઉપાય એ છે કે, લશ્કરી નોકરીઓ અને બીજા લશ્કરી ખર્ચમાં, "હોમ ચાર્જીસ" માં અને હિંદની રાજ્યતંત્રના ખર્ચમાં કાપકૂપ કરવી; અને તેને જોઇને સંતોષ ઉપજે છે કે, હિન્દની નાણાંની મુશ્કેલીનું વધારે

બક્ષવાનું કારણ હુંડીયામણની સ્થિતિ નહિ પરન્તુ સરકારી ખર્ચમાં થયલો વધારો છે, એવા હિન્દી પાર્લામેન્ટરી કમિટીના અભિપ્રાયને ઇગ્લાંડના પ્રવીણ અભિપ્રાયે અનુમોદન આપ્યું છે.

૮. ઠરાવ કરવામાં આવે છે કે, પાર્લામેન્ટે ગવર્મેન્ટ ઓફ ઇંડીઆ એક્ટની (હિન્દી સરકારનો કાયદો) ૫૬ મી કલમ જ્યારે પસાર કરી ત્યારે તેના ખ્યાલમાં નહિ આવેલા પ્રદેશોમાં હિન્દની ખરી સરહદની પેલી મેર વાયવ્ય અને ઇશાન કોણમાં બ્રિટિશ સત્તાનો ઘણો વિસ્તાર થયો છે, તે જોતાં કોંગ્રેસનો અભિપ્રાય છે કે, હિન્દની સરહદની પેલી મેર હિન્દનાં મ્હેસુલ અને લશ્કર વાપરવામાં આવે, તેની પૂર્વે પાર્લામેન્ટની મંજુરીની આવશ્યકતા છે, એટલુંજ નહિ પરન્તુ હિન્દના હિતની ખાતર અત્યંત આવશ્યક છે કે, એવી સર્વ ચઢાઇઓનો ખર્ચ ઇગ્લાંડ અને હિન્દની વચ્ચે વહેંચાવો જોઇએ. આવી કોઇ બધારાની બાંહેધરી (ગેરન્ટી) વિના, આગળ વધવાની લશ્કરી નીતિથી હિન્દની નાણાં સ્થિતિમાં મોટો ગુંચવાડો થઇ જશે.

### કાયદા વિષયક.

૪. ઠરાવ કરવામાં આવે છે કે, ન્યાયના વહીવટમાં ન્યાયી અને કારોબારી ખાતાં જૂદાં પાડવાને વ્યાવહારિક પગલાં ભરવાની હિન્દી સરકારને અને હિન્દી પ્રધાનને આ કોંગ્રેસ એકવાર ફરીથી વિનતિ કરે છે.

૫. ઠરાવ કરવામાં આવે છે કે, આ દેશમાં જ્યુરી સમક્ષ કામ ચલાવવાના વિષયમાં નિત્ય નિત્ય ફેરફારો કરવામાં આવે છે, અને બીજા ફેરફારો થશે એવી ધાસ્તી રાખવામાં આવે છે, તે તરફ આ કોંગ્રેસ ભય દર્શાવે છે, અને એવા કોઇ પણ ફેરફારને માટે બ્રિટિશ હિન્દની વસ્તીના કોઇ પણ ભાગે માગણી કરી નથી તે જોતા વિશ્વાસ રાખે છે કે, એ વિષય પરત્વે વડી ધારાસભાના સમક્ષ હમણાં જે ખરડો છે તે સંબંધે આગળ પગલાં ભરવામાં નહિ આવે; અને પૂર્વગામી કોંગ્રેસોએ કરેલા ઠરાવોનું સમર્થન કરીને આ કોંગ્રેસ વળી વિશ્વાસ રાખે છે કે, જ્યુરી સમક્ષ કામ ચલાવવાની પદ્ધતિ હમણાં જે જીલ્લાઓમાં અને જે ગુન્હાઓને લાગુ પડતી નથી ત્યાં લાગુ પાડવામાં આવશે, અને તેમના ચુકાદા છેવટના ગણવામાં આવશે.

### છાપખાનાંનું દમન.

૬. ઠરાવ કરવામાં આવે છે કે, બ્રિટિશ વહીવટ હેઠળનાં દેશી રાજ્યોના પ્રદેશમાં છાપખાનાંને મોંઢે ડુચો મારનાર હુકમ હિન્દી સરકારે વિદેશીય ખાતામાં ૧૮૯૧ ની ૨૫ મી જુને કર્યો છે, તે અવળો, નિરંકુશ અને હાનિકર છે અને સાચા મુત્સદ્દીપણાથી અને પ્રજાની સ્વતંત્રતાથી વિરૂદ્ધ છે, એવો પોતાનો અભિપ્રાય હોવાથી આ કોંગ્રેસ અત્યંત માનપૂર્વક તેના સામે પોતાનો અણગમો ભાર દઇને દર્શાવે છે, અને વિના વિલંબે તેને રદ કરવાની વિનતિ કરે છે.

### જાહેર નોકરી.

૭. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પહેલાંની કોંગ્રેસોની સાથે સંમત થઇને પોતાનો ઉંડો શોક એકવાર ફરીથી દર્શાવે છે કે, જાહેર નોકરીના કમીશનના પરિશ્રમોથી આ દેશની પ્રજાને વ્યાવહારિક રીતે કાંઇ પણ લાભ થયો નથી, અને પોતાની પ્રતીતિ દર્શાવે છે કે, હિન્દમાં અને ઇગ્લાંડમાં હિન્દી સીવીલ સર્વીસીસને માટેની હરીફાઇની પરીક્ષાઓ એક સાથે લેવાની તરફેણમાં હિવાને આમના ૧૮૯૩ ના ઠરાવનો અમલ કરવામાં નહિ આવે ત્યાં સુધી એ પ્રશ્નનું સંતોષકારક સમાધાન શક્ય નથી.

### દક્ષિણ આફ્રીકા.

૮. ઠરાવ કરવામાં આવે છે કે, દક્ષિણ આફ્રિકામાં રહેવા ગયલા હિન્દીઓના હકો છીનવી લેવાના પ્રયત્ન સામે પોતાના અત્યંત ગંભીર અણગમાની નોંધ લેવાનું આ કોંગ્રેસ આવશ્યક ધારે છે, અને તે અંતઃકરણપૂર્વક આશા રાખે છે કે, જ્યારે જ્યારે જન્મથી બ્રિટિશ પ્રજાનાં હિતોને હાનિ પહોંચે છે ત્યારે ત્યારે બ્રિટિશ સરકાર અને હિન્દી સરકાર હંમેશાં તેમનું રક્ષણ કરવાને જે જુસ્સાથી બહાર આવે છે તેજ જુસ્સાથી આ હિન્દીઓનાં હિતોનું રક્ષણ કરવાને તેઓ બહાર આવશે.

### જમાબંદી.

૧૦. ઠરાવ કરવામાં આવે છે કે, ખેડુતોનું

કરજ મટાડવાના ઉપાય તરીકે જમીનનો નીકાલ કરવાના ખાનગી હક્કને કાયદાથી સંકુચિત કરવાની કોઇપણ દરખાસ્ત અત્યંત અવળચંડુ પગલું ગણાશે અને તેનાં અંતિમ પરિણામો એ આવશે કે, સુધારો અટકશે એટલુંજ નહિ, પરન્તુ ખેડુતોની સ્થિતિ ઉલ્ટી વધારે માઠી બનશે. ખેડુત વર્ગોનું કરજદારપણું કેટલેક અંશે તેમના અજ્ઞાનને આભારી છે, અને હિન્દના ઘણા ભાગોમાં ખેતીવાડીની ડામાડોળ સ્થિતિની બહુ ઓછી ગણના કરનાર મુકરર મ્હેસુલી આંકણીઓ લાગુ પાડવાની અતિ કઠોર પદ્ધતિને કેટલેક અંશે આભારી છે; અને સામાન્ય કેળવણીના પ્રસારમાં અને દેશના જે ભાગોમાં કાયમની જમાબંધી નથી ત્યાં મ્હેસુલની વર્તમાન પદ્ધતિની કઠોરતા ઓછી કરવામાં તેનો ખરો ઉપાય શોધાવો જોઇએ.

૧૪. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાની દૃઢ પ્રતીતિ દર્શાવે છે કે, થોડા સમયને માટે જમાબંદી મુકરર થયલી હોય એવા જીલ્લાઓમાં જમીનની આંકણી હમણાં છે તેના કરતાં વધારે સ્થિર થાય એ દેશના હિતને માટે અત્યંત આવશ્યક છે, અને કાયમની જમાબંદી વાળી જાગીરોમાં ખેડુતોના હિતની ખાતર ખાનગી જમીનદારોના હકકો પર સરકારે જે અંકુશો મુકવા આવશ્યક ધાર્યા છે, તેવા અંકુશો વધારાના અથવા આંકણીના પોતાના કાર્યપર સરકાર મુકશે

## ધારાસભામાં પૂછાતા પ્રશ્નો.

૧૧. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ સંતોષપૂર્વક નોંધ લે છે કે, ધારાસભાઓના બીન-અધિકારી સભ્યોને આપવામા આવેલા પ્રશ્નો પૂછવાના હક્કનો એકંદર રીતે વિવેક પૂર્વક ઉપયોગ કરવામાં આવ્યો છે, જેથી અહીંના તેમજ ઇંગ્લાંડના અધિકારીઓએ તે વિષે પ્રશંસા કરી છે; અને પ્રશ્નો પૂછનાર સભ્યોને તે પ્રશ્નોનાં કારણો સમજાવનાર ટુંક સમજાુતી તે પ્રશ્નોની પૂર્વે મુકવા દેવામાં આવે તો તેમની વ્યાવહારિક ઉપયોગિતામાં ઘણો વધારો થશે. એવો આ કોંગ્રેસનો અભિપ્રાય હોવાથી તે આગ્રહ કરે છે કે, એવી સમજાુતીઓ આપવાનો હક્ક આપવામા આવવો જોઇએ.

## મેડીકલ સર્વીસ.

૧૨. ઠરાવ કરવામાં આવે છેઃ—

(ક) કે, આ કોંગ્રેસને જોઇને સંતોષ ઉપજે છે કે, દેશની દિવાની અને લશ્કરી મેડીકલ સર્વીસીસની સ્થિતિના સંબંધમાં સુધારાની અગત્ય અને સુધારાના માર્ગ વિષેના તેના અભિપ્રાયો સાથે લાગવગ ધરાવતાં મેડીકલ અને લશ્કરી મંડળો એકમત થતાં જાય છે, અને જાહેર પ્રજાના મેડીકલ સાયન્સ અને મેડીકલ ધંધાના હિતની ખાતર તેમજ આર્થિક વહીવટના હિતની ખાતર આ કોંગ્રેસ એકવાર ફરીથી કહે છે કે, (૧) ફક્ત એકજ લશ્કરી મેડીકલ સર્વીસ હોવી જોઇએ, તેની બે શાખાઓ હોવી જોઇએ-એક યુરોપીય લશ્કર માટે, બીજી દેશી સૈનિકો માટે, અને તેમનો વહીવટ એક સરખી રીતે થવો જોઇએ; (૨) દેશની સીવીલ મેડીકલ સર્વીસની પુનઃ રચના કરીને તેને અલગ અને સ્વતંત્ર મેડીકલ સર્વીસ બનાવવી જોઇએ તેના વર્તમાન લશ્કરી સંબંધમાંથી તેને સંપૂર્ણ રીતે મુક્ત કરવી જોઇએ, અને બીજી ચીજો એકસરખી હોય તો દેશની બુદ્ધિનો ઉપયોગ કરવાનું યોગ્ય વલણ રાખીને હિન્દના અને અન્ય જગ્યાઓના મેડીસીન (ઔષધ) ના ધંધામાંથી માણસોની ભરતી કરવી જોઇએ.

(ખ) કે, આ કોંગ્રેસ વિશેષ કહે છે કે, લાંબા સમયની વિષમતાઓ અને પરિણમતી ફર્યાદો દુર કરવાને માટે સીવીલ એસીસ્ટંટ સર્જનો અને હોસ્પીટલ એસીસ્ટન્ટોના દરજ્જા અને દાવાઓની સંપૂર્ણ અને ખુલ્લી તપાસ થવી જોઇએ; અને કોંગ્રેસને જોઇને આનંદ ઉપજે છે કે, રસાયણી પૃથક્કરણ કરનારાઓના ખાતાના પુનઃ બંધારણની નવીન યોજનામાં મદદનીશ રસાયણી પૃથક્કરણ કરનારાઓના વારંવાર કબુલ કરવામાં આવેલા દાવા તરફ દેખીતી રીતે સરકારે દુર્લક્ષ કર્યું છે.

## કાયદાનો ધંધો કરનારાઓ.

૧૩. ઠરાવ કરવામા આવે છે કે, અસીલો ખોળનાર વકીલોને દાબી દેવા માટે સરકાર કોઇ વિશુદ્ધ પ્રયત્ન કરે તે તરફ સંપૂર્ણ દીલાસોજી

બતાવવા છતાં, વડી ધારાસભામાં કાયદાનો ધંધો કરનારાઓનો કાયદો સુધારવાના ખરડામાં જે કલમોની રૂએ કાયદાનો ધંધો કરનારાઓને પાણીચું આપવાની સત્તા ડીસ્ટ્રીક્ટ જડ્જો અને રેવન્યુ કમીશનરોને અપાશે તે તરફ, અને તે કાયદાની હેઠળ આવી જતા મુકદ્દમાઓમાં પોતાનું નિરપરાધીપણું સાબીત કરવાનો સઘળો બોજો તેમની પર નાખવામાં આવ્યો છે તે કલમો તરફ આ કોંગ્રેસ ગંભીર ભયની દૃષ્ટિથી જુએ છે, અને કોઇપણ રીતે કાયદાબાજ અસીલો ખોળનારાઓને દાખી દેવામાં સહાય આપ્યા વિના તેમજ ન્યાયને આગળ વધાર્યા વિના તે ખરડાની કલમો ધારાશાસ્ત્રીઓની સ્વતંત્રતા પર માઠી અસર કરે તેવી છે, અને જાહેર પ્રજાની દૃષ્ટિએ કાયદાનો ધંધો કરનારાઓની સ્થિતિ હલકી પાડે તેવી છે, તેથી આગ્રહ કરે છે કે, તે પડતો મુકવો જોઇએ.

## પ્રતિનિધિત્વ.

૧૫ ઠરાવ કરવામાં આવે છે કે, મધ્ય પ્રાંતો તરફથી વડી ધારાસભામાં એક સભ્યની નીમણુક કરવાને માટે સ્થાનિક સંસ્થાઓને ભલામણો કરવાનું કહ્યા વિના હિન્દી સરકારે એવી નીમણુંક કરવામાં જે અગાળી નીતિ ગ્રહણ કરી છે તેની સામે આ કોંગ્રેસ પોતાનો અણગમો ભાર દઇને જાહેર કરે છે, અને અંતઃકરણપૂર્વક આશા રાખે છે કે, સરકાર બંગાલ, મદ્રાસ મુંબાઈ અને વાયવ્ય પ્રાંતોને જેવું પ્રતિનિધિત્વ આપ્યું છે તેવુંજ પ્રતિનિધિત્વ મધ્યપ્રાંતોને આપવાને માટે સરકાર શીઘ્ર પગલાં ભરવાની કૃપા કરશે

## હુંડીઆમણનો બદલો.

૧૬ ઠરાવ કરવામાં આવે છે કે, સરકારના વસવાટ કરીને નહિ રહેતા યુરોપીય અને યુરેશીઅન નોકરોને હુંડીઆમણના બદલાનું ભથ્થુ આપવા સામે છેલ્લા બે વર્ષનો પોતાનો અણગમો આ કોંગ્રેસ એકવાર ફરીથી દર્શાવે છે. કેમકે તેથી દોઢ કરોડથી વધારે રૂપીઆનો વાર્ષિક ખર્ચ હમણાં થાય છે

## ત્રીજા વર્ગના ઉતારૂઓ

૧૭. ઠરાવ કરવામાં આવે છે કે, ત્રીજા વર્ગના આગગાડીના ઉતારૂઓ પાસેથી આગગાડીની આવકનો મોટામાં મોટો ભાગ મળે છે. તેમની ફર્યાદો, એ વિષય પરના પોતાના તાજા ઠરાવોમાં સ્વીકારવા માટે હિન્દી સરકારનો આ કોંગ્રેસ ઉપકાર માને છે, પરન્તુ પોતાની આશા દર્શાવવા ઇચ્છે છે, કે, તે ફર્યાદોની, જલદી દાદ મળે એવાં અસરકારક પગલાં સરકાર ભરશે.

## જંગલનો વહીવટ

૧૮ ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, ભિન્ન ભિન્ન પ્રાંતિક સરકારોએ ઘડેલા નિયમો હેઠળ જંગલ ખાતાનું સર્વ દેશના ગામોના રહેવાસીઓને જંગલ ખાતાના ઉતરતા દરજ્જાના અમલદારોના વિવિધ પ્રકારના સંતાપ અને જુલ્મને તાબે કરીને તેમની પર માઠી અસર કરે છે, તેથી સમગ્ર દેશમાં ઘણો અસંતોષ વ્યાપ્યો છે. ૧૮૯૪ ના ઠરાવમાં જાહેર કર્યા પ્રમાણે જંગલ સંરક્ષણના હેતુઓ વધારેમાં વધારે આવક મેળવવાના નથી, પરન્તુ મુખ્યત્વે ખેડુત વર્ગોનું અને તેમના ઢોર ઢાંકનું હિત કરવાને ખાતર જંગલોનું સંરક્ષણ કરવાના છે વર્તમાન નિયમો પહેલા વિચાર કરતા બીજાને ગૌણસ્થાન આપે છે, અને એ હાનિ સુધારવાને માટે કોંગ્રેસના અભિપ્રાય અનુસાર નિયમોમાં સુધારો કરવાની શીઘ્ર આવશ્યક્તા ઉપસ્થિત થઇ છે

## કોંગ્રેસનો આભાર.

૧૯ ઠરાવ કરવામાં આવે છે કે, મીઠા પરનો વેરો ઘટાડવાની જલદી તક લેવાના હિન્દી પ્રધાને ગયા સપ્ટેમ્બરમાં આપેલા વચનને માટે આ કોંગ્રેસ તેમનો ઉપકાર માને છે અને પહેલાંની કોંગ્રેસો સાથે સંમત થઇને, મીઠા પરના વેરાના હાલના દરથી દેશના ગરીબમાં ગરીબ વર્ગોને મોટી હાડમારી વેઠવી પડે છે તેની નોંધ લે છે એ હાડમારીને લીધે એ વેરો ૧૮૮૮ ની સપાટી પર આણી મુકવાની પ્રથમ તક લેવાની ફરજ સરકારને માથે આવી પડી છે

૨૪ ઠરાવ કરવામાં આવે છે કે, ચાલુ વર્ષમાં સર ડબલ્યુ વેડરબર્ન અને બ્રિટિશ કોંગ્રેસ કમિટીના અન્ય સભ્યોએ હિન્દની કરેલી સેવાઓ માટે આ કોંગ્રેસ આ ઠરાવથી અત્યંત કૃતજ્ઞતા પૂર્વક તેમનો આભાર માને છે.

## કેળવણી.

૨૦. ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસનો મજબૂત અભિપ્રાય છે કે, દેશની કેળવણીની વર્તમાન પરિસ્થિતિમા ઉચ્ચતર કેળવણીને માટે સરકારી ગ્રાન્ટો કોઇ પણ રીતે પાછી ખેચી લેવામા આવે અથવા રાજ્ય તરફથી પૂરેપૂરી અથવા થોડી ઘણી મદદ મળતી હોય એવી કેળવણીની સસ્થાઓમા ફી વધારવામા આવે એ અનુચિત છે, અને પૂર્વગામી કોંગ્રેસો સાથે સંમત થઇને કેળવણીની સર્વ શાખાઓ પાછળ જાહેર ખર્ચ વધારવાનું મહત્ત્વ અને પારિભાષિક શાળાઓ અને કોલેજો સ્થાપવાની આવશ્યકતા અત્યંત ભાર દઇને દર્શાવે છે

## એક્સાઇઝ વેરો.

૨૧. ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, "વીસ"ની નીચેના હિન્દી સુતરને એક્સાઇઝ વેરામાથી મુક્ત કરવા વિષે લેંકેશાયરના કાપડ બનાવનારાઓએ લીધેલો બાધો પાયાદાર નથી, અને વિશ્વાસ રાખે છે કે, મ્હેસુલને માટે આયાત વેરો નાખવાની પોતાની રાજ્યનીતિમા હિન્દી સરકાર મજબૂત રહેશે, કેમકે એવો વેરો નાખવાથી નિર્બંધ વ્યાપારના સિદ્ધાંતોનું કોઇપણ રીતે ખડન થતુ નથી

## પહેલાંના ઠરાવોનું સમર્થન

૨૨ ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસ પહેલાની કોંગ્રેસો સાથે સમત થઇને મજબૂત પક્ષ કરે છે કે [ પહેલાંનો ( ક ) ૧૯ મા આવી જાય છે, પહેલાના ( ખ ), ( ગ ) ( ઘ ) ની પુનરુક્તિ કરવામા આવે છે તે ( ક ), ( ખ ), ( ગ ) બને છે; પહેલાંનો ( ચ ) કાઢી નાખવામાં આવે છે, પહેલાના ( છ ), ( જ ), ( ઝ ), ( ટ ) હવે ( ઘ ) ( ચ ) ( છ ) ( જ ) બને છે, પહેલાંના ( ઠ ) અને ( ડ ) કાઢી નાખવામા આવે છે, અને છેવટે, એક નવી બાબત ઉમેરવામાં આવે છે ]

( ઝ ) જમીનના માલીકોના અને જમીનમા નાણા રોકનારાઓના હક્કો સુરક્ષિત બને એવા અમુક સ્પષ્ટ સિદ્ધાંતોથી પાણી-વેરો નિયમિત કરવો

## કોંગ્રેસનું કાર્ય.

૨૩ ઠરાવ કરવામા આવે છે કે, બ્રિટિશ કમિટી અને કોંગ્રેસના વર્તમાન પત્ર "ઇંડીઆ"ના અને સયુક્ત જનરલ સેક્રેટરીની ઓફીસના ખર્ચને માટે રૂ ૬૦,૦૦૦ ની રકમ કાઢી આપવામા આવે છે, અને હમણા અથવા હવે પછી કમિટિમા ઠરાવ્યા પ્રમાણે જૂદા જૂદા મડળોએ ૧૮૯૬ ના વર્ષને માટે ફાળો આપવો

## સામાન્ય

૨૫ ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસ મી. એ ઓ, હ્યુમ, સી બી ની આવતા વર્ષને માટે પોતાના જનરલ સેક્રેટરી તરીકે ફરીથી નીમણુક કરે છે, અને રા ડી ઇ વાચ્છાને પોતાના સયુક્ત જનરલ સેક્રેટરી તરીકે નીમે છે.

૨૬ ઠરાવ કરવામા આવે છે કે, બારમી કોંગ્રેસ ૧૮૯૬ ના નાતાલના દિવસ પછી હવે પછી ઠરાવવામા આવે તે દિવસો કલકત્તામા મળશે

# બારમું પ્રકરણ.

## બારમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

બારમી રાષ્ટ્રીય કોંગ્રેસ ભરવાને માટે કલકત્તા પસંદ કરવામાં આવ્યું હતું, અને તેની ચાર દિવસની બેઠકનો પ્રારંભ ૧૮૯૬ ની ૨૮ મી ડીસેમ્બરે થયો પ્રતિનિધિઓની સંખ્યા ૭૯૦ હતી તેમાં અગ્રસ્થાન અલબત્ત જે ઇલાકામાં કોંગ્રેસ મળી હતી તે ઇલાકાએ લીધું હતું પ્રતિનિધિઓ નીચે પ્રમાણે હતા

| | |
|---|---|
| બંગાળ | ૬૦૫ |
| વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા | ૬૦ |
| પંજાબ | ૭ |
| મધ્યપ્રાંતો, વરાડ, સીકંદ્રાબાદ અને રજપુતાના | ૩૧ |
| મુંબાઇ | ૫૨ |
| મદ્રાસ | ૨૮ |
| લંડન | ૧ |
| | ૭૮૪ |



શ્રી રહીમતુલ્લા મહમદ સયાની
બારમી કોંગ્રેસના પ્રમુખ.

કોંગ્રેસને ડૉ. રાશ બિહારી ઘોષે આવકાર આપ્યો કેમકે સ્વાગત સભાના પ્રમુખ સર રોમેશચંદ્ર મિત્ર દુર્ભાગ્યે એટલા બધા માંદા હતા કે, તે હાજર થઇ શક્યા નહિ તથાપિ સર રોમેશે તૈયાર કરેલું ભાષણ ડૉ. રાશ બિહારીએ વાંચ્યું, જેના પ્રારંભમાં એવી માન્યતા દર્શાવવામાં આવી હતી કે, આપણાં કાર્યમાં સર્વ પ્રકારની મુશ્કેલીઓ હોવા છતાં 'બ્રિટિશ ઔદાર્યથી નવચેતન પામેલી બ્રિટિશ ન્યાયવૃત્તિ' થી આપણને નિઃશંક વિજય પ્રાપ્ત થશે સરકારની મુશ્કેલીઓ હમેશાં મોટી હોય છે જ્યારે આધીન પ્રજા કરતાં ભિન્ન રીતભાત અને રીવાજોવાળા, ભિન્ન ભાવનાઓ અને લાગણીઓવાળા પરદેશીઓની સરકાર હોય છે, ત્યારે તે મુશ્કેલીઓ કેટલી બધી વધારે મોટી હોય છે? તેથીજ કોંગ્રેસની આવશ્યકતા છે જે સરકારને હિન્દની લાગણીઓ બતાવી આપે છે "આપણે સરકારને સહાય આપીએ છીએ, પરન્તુ ધમકી આપતા નથી' આપણે પોતે આપણા વિચારો જાણીએ તેના કરતાં વધારે સારી રીતે જાણવાનો દાવો કરનાર રાજ્યકર્તા મંડળના ઘણાઓના શત્રુતા અને વહેમને માટે વક્તાએ શો દર્શાવ્યો કોંગ્રેસ જનસમૂહોની પ્રતિનિધિ નથી એ હઠીલા કથન વિષે કહેવાનું કે 'સરકારની નોકરીમાં રહેલા રાજ્યવહીવટ કરનાર એક પરદેશી જનસમૂહોની આવશ્યકતાઓ તેમના કેળવાયલા દેશબંધુઓ કરતાં વધારે સારી રીતે જાણે છે' સર્વ યુગોનાં સત્ય વાત એ છે કે, "જેઓ મજુરી કરે છે તેમની પર જેઓ વિચાર કરે છે તેમણે રાજ્ય કરવું જોઇએ, 'અને શું એમ' માની શકાશે કે, વસ્તુ સ્થિતિનો આ સ્વાભાવિક ક્રમ આ હતભાગી દેશમાં સત્ય નહિ નીવડે?' જનસમૂહો પાશ્ચાત્ય રીતિઓથી અપરિચિત છે, અને કેવળ કેળવાયલા હિન્દીઓજ તે તેમને સમજાવી શકે એમ છે કોઇ પણ પરદેશી જન "પ્રજાના આંતરિક જીવનને સ્પર્શ કરી શકે નહિ' સમય મુશ્કેલ બન્યો છે, દેશ દુષ્કાળથી પીડાય છે, જેને પ્લેગ

કહેવામાં આવે છે, તેણે હકીકતમાં દેખાવ દીધો છે. દુષ્કાળનું દુઃખ વારંવાર આવ્યા કરે છે, અને એવો વિચાર ફેલાઇ ગયેલો છે કે, "ભારે વેરાઓથી અને કાયમની જમાબંદી ન થઇ હોય એવા જીલ્લાઓમાં મ્હેસુલની ભારે માગણીથી દેશ વધારે ને વધારે ગરીબ બનતો જાય છે." બાબુ મન મોહન ઘોષના મૃત્યુને માટે શોક દર્શાવવામાં આવ્યો હતો અને પહેલાના કોઇ પણ રાજ્યની મુદત કરતાં મહારાણીના રાજ્યની મુદત હમણાં વધી હતી, તેમની પ્રશંસાના થોડાક શબ્દો પૂર્વક વ્યાખ્યાનની સમાપ્તિ થઇ.

પછી માન. પંડિત બિશંભરનાથે પ્રમુખસ્થાનને માટે માન. રા. મહમ્મદ રહીમતુલ્લા સાયાણીની દરખાસ્ત મૂકી, માન રાવ બહાદુર પી આનંદ ચાર્લુએ તેને અનુમોદન આપ્યું, અને ઉત્સાહ પૂર્વક તેમની ચુંટણી કરવામાં આવી.

પ્રમુખે કોંગ્રેસની ઉત્પત્તિનું કારણ એ કહ્યું કે, કેળવાયલા હિન્દીઓમાં એવો એકમત છે કે, દેશની રાજકીય સ્થિતિમાં મોટા સુધારા કરવાની આવશ્યકતા છે, અને ગંભીર ફર્યાદો દૂર કરવાની છે, હક્કની ઉણપો પૂરવાની છે

"સુખકર સુધારાની આપણને તીવ્ર ઇચ્છા થાય છે, અને આપણી રાજકીય સ્થિતિને આપણે અવનતિ કારણ લેખીએ છીએ તેની છુટથી સ્પષ્ટોક્તિપૂર્વક આપણે ચર્ચા કરીએ છીએ આપણે જેને રાજકીય ગુલામગીરી કહીએ છીએ તેની સામે આપણી બુદ્ધિની પ્રાપ્તિઓ બંડ કરે છે, રાજકીય હક્કોની ઉણપો સામે આપણા કેળવાયલા *વિચારો બંડ કરે છે, અને જે ગૈરજવાબદાર બ્રિટિશ* અમલની આપણે ઉચ્ચ કદર બુઝીએ છીએ તેની હેઠળ નાગરિકતાનું ઉચ્ચતર રાષ્ટ્રીય આદર્શ મેળવવાને આપણાં હૃદયો અભિલાષા રાખે છે. સર્વ સાચા દીલના અને ન્યાય પ્રેમી અંગ્રેજોએ એ આદર્શને ઉત્તેજન અને પોષણ આપવું જોઇએ, અને તે આપણને અત્યંત પ્રિય છે"

પછી તેમણે કોંગ્રેસ આગેવાનોના કથનોનું પ્રથક્કરણ કર્યું; ચર્ચાયલા વિષયોની નોંધ લીધી, અને બતાવી આપ્યું કે, ૧૮૧૩ ના કાયદા પછીથી ઇગ્લાંડે હિન્દમાં કેળવણીને પોષણ આપવાની ફરજ કબુલ કરી હતી, સ્વતંત્ર સંસ્થાઓ આપવાનાં વચનને સાબીત કરનારા ઉતારા ટાંકયા, અને તેથી "જો હિન્દની પ્રજા પોતાની જાત પ્રતિ વફાદાર રહેશે તો" કોંગ્રેસને અવશ્ય વિજય મળશેજ.

"વસ્તુતઃ આ અંગ્રેજ પ્રજા કરતાં વધારે પ્રામાણિક અથવા બળવાન પ્રજા પૃથ્વીપર અસ્તિત્વમાં નથી, અને આપણી માગણીઓ અંતે સંતોષવામાં આવશે તેને માટે કાઇપણ સંદેહ હોવો જોઇએ નહિ, કેમકે એક તરફથી એવી માગણીઓને પાયો સારી બુદ્ધિ અને ન્યાય ઉપર રચાયલો છે, અને બીજી તરફથી ઇગ્લાંડની પ્રજાની જાહેર કરેલી રાજનીતિ અને આપવામાં આવેલા ગંભીર વચન પર રચાયલો છે."

ત્યાર પછી પ્રમુખે કોંગ્રેસના સંબંધમાં મુસલમાનોના અભિપ્રાયો વિષે વિચાર કર્યો, અને તેમના વાંધાઓના રદીઆ આપ્યા, અને પછી હિન્દની સ્થિતિનો, તેના ભારે કરોનો વિચાર કર્યો, હિન્દીઓ અને અંગ્રેજોના નાણા વિષયક વર્તન વચ્ચેના તફાવતોનો મુકાબલો કર્યો, અને સુપ્રસિદ્ધ અંગ્રેજોના ઘણા ફકરા ટાંકીને હિન્દની ગરીબાઇ અને કરોનો ભારે બોજો, તેની સંપત્તિનો વિનાશકારક ધસારો, ફેરફારની જરૂર, અને બ્રિટિશ રાજ્યના એક સૈકાના નાણા વિષયક માઠા પરિણામો દર્શાવ્યા પછી તેમણે દુષ્કાળનો પ્રશ્ન હાથમાં લીધો અને જમીનની મ્હેસુલ રોકડી આપવાની રીતનો તિરસ્કાર કર્યો, કેમકે તેથી રૈયત પર માઠી અસર થાય છે જ્યારે બીજી આપવામાં આવતી ત્યારે તેને પોતાને માટે અને તેના કુટુંબને માટે તેની પાસે પુરતો ખોરાક રહેતો તેમણે બતાવી આપ્યું કે, ખર્ચ વિષેના બાદશાહી કમીશન સમક્ષ આપવામાં આવતી જુબાની સ્વીકારાયલી સ્થિતિને ન્યાયયુક્ત ઠરાવે છે, પરન્તુ ફર્યાદ કરી કે ધારાસભાઓમાં અંદાજ પત્રોની ચર્ચાઓ કેવળ પાઠશાળાઓની વિવાદો સમાન છે, કેમકે હીમમાં તીવ્ર ટીકાની પણ કાઇ અસર થતી નથી

અંતમાં તે વર્ષમાં કેટલાક કોંગ્રેસ વાદીઓના થયેલા મૃત્યુઓ વિષે અને આગામી જુનમાં મહારાણીના ૬૦ વર્ષના ઉત્સવ વિષે પ્રમુખે થોડાક શબ્દો કહ્યા. ચુંટાયા પ્રમાણે વિષય નિર્ણાયક

કમિટી મંજુર કરવામાં આવી, અને કોંગ્રેસ મુલત્વી રહી.

પ્રથમ ઠરાવમાં મહારાણીને અભિનંદન આપવામાં આવ્યું હતું, અને તેમના દીર્ઘાયુષ્યની આશા દર્શાવવામાં આવી હતી. નાટોરના મહારાજાએ તે રજુ કર્યો, પ્રીન્સ ઐઇગમ-ઉદ્-દૌલાએ તેને અનુમોદન આપ્યું, સરદાર શ્રીમંત શ્રી વાસુદેવરાવ હરિહરે તેને વિશેષ અનુમોદન આપ્યું અને તાળીઓની ગર્જના સહિત તે પસાર કરવામાં આવ્યો. પછી બીજા ઠરાવમાં સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીનો આભાર માનવામાં આવ્યો, અને તેના પ્રતિનિધિ મી. ડબલ્યુ. એસ. કેઇનને આવકાર આપવામાં આવ્યો. પ્રત્યુત્તરમાં મી. કેઇને ખર્ચના કમીશન અને હિન્દના નાણા પ્રકરણના પ્રશ્નો ચર્ચ્યા. ઇંગ્લાંડમાંનું કામ ટકાવી રાખવા માટે નાણાં આપવામાં વધારે નિયમિતતા બતાવવાનું તેણે કોંગ્રેસ સ્ટેન્ડીંગ કમિટીને કહ્યું.

ત્રીજો ઠરાવ ન્યાયી અને કારોબારી ફરજો જૂદી પાડવા વિષે હતો. મી. જે. પી. ગુડ્રીજ સી. એસ. એમણે તે ઠરાવ રજુ કર્યો, રા. એન. એન. ઘોષે તેને અનુમોદન આપ્યુ, અન્ય ત્રણ વક્તાઓએ વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો. ચોથા ઠરાવમાં એક નવીન અને મહત્ત્વનો પ્રશ્ન રજુ કરવામાં આવ્યો. પ્રાન્તિક સરકારોને વધારે મોટી જકાતી જવાબદારી આપવાની અને પ્રત્યેક પ્રાન્તિક સરકાર પાસેથી વડી સરકારે ફક્ત મુકરર ઠરાવેલી રકમ લેવાની દરખાસ્ત તે રજુ કરતાં લો. મા. બાલ ગંગાધર તિલકે ટુંકું પરન્તુ અસરકારક ભાષણ કર્યું, જેમાં તેમણે કહ્યું કે, વડી સરકાર અને સ્થાનિક સરકારો વચ્ચેની વ્યવસ્થા દારૂડીયા પતિ અને પત્નીની વચ્ચેના જેવી છે. જ્યારે પેલા પતિએ પોતાની ઉડાઉ ટેવોમાં સઘળું ઉડાવી દીધું ત્યારે તેણે પોતાની પત્નીએ બચાવેલા સર્વ પૈસા તેની પાસેથી માગ્યા. આ પ્રશ્ન કોંગ્રેસ પ્રથમ હાથ ધરતી હોવાથી, તેણે મુખ્ય સિદ્ધાંતને વળગી રહેવું જોઇએ અને પ્રાન્તિક સરકારો પાસેથી નાણાં લેવાનો વડી સરકારનો અધિકાર મુકરર રકમ સુધીજ હોવો જોઇએ અને ચોક્કસ અને ન્યાયપૂર્વક તે રકમ નક્કી કરાવી જોઇએ.

રાય યતીન્દ્રનાથ ચૌધરીએ તેને અનુમોદન આપ્યું, અને પોતાના પ્રાંત બંગાલની હકીકત કહી. વડી સરકાર મ્હેસુલનો મોટો ભાગ લે છે, પ્રત્યેક પાંચ વર્ષે સાવધાનીથી ચલાવેલા રાજ્યતંત્રે બચાવેલી પ્રાંતની રકમ તે લઇ લે છે, અને એ પ્રમાણે મહત્ત્વનાં ઉપયોગી જાહેર કાર્યો કરવાં તે અશક્ય બનાવે છે. રા. જી. પરમેશ્વરમ્ પીલ્લાઇએ પદ્ધતિની હાડમારીઓ બાર દઇને જણાવી, અને પંડિત મદન મોહન માલવીએ કહ્યું કે, વડી સરકારનાં કામો કરતાં સારા પ્રાન્તિક રાજ્યતંત્ર ઉપર પ્રજાની પ્રગતિ અને સુખનો ઘણો મોટો આધાર છે, અને વડી સરકારને માટે પ્રાન્તિક સરકારોનું બલિદાન આપવામાં આવે છે. જો વડી સરકાર પ્રાંતિક સરકારોનાં નાણાં લઈ લે તો તેની જોખમદારીઓ પણ તેણે ધારણ કરવી જોઇએ. તેમણે કહ્યું કે, મારા પોતાના પ્રાંતની સરકારને અને ખાસ કરીને કેળવણીને ઘણું વેઠવું પડયું છે. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

આટલી નવી માગણી કર્યા પછી, પાંચમા ઠરાવમાં એક સાથે પરીક્ષાઓ લેવાની જૂની માગણી કોંગ્રેસે કરી, અને તે રજુ કરનાર રા. જી. સુબ્રમન્ય આયરને પણ તેને માટે નવી દલીલો મળી શકી નહિ. પ્રોફેસર ડી. જી. પાધ્યેએ તેને અનુમોદન આપ્યું, અને બીજા બે પ્રતિનિધિઓએ વિશેષ અનુમોદન આપ્યું, અને પછી દર વર્ષની જેમ તે પસાર કરવામાં આવ્યો. હજી પણ ૧૯૧૫ માં, આ નાની સરખી માગણી સંતોષવામાં આવી નથી.

માન. રા. એ. એમ. બોઝે ૬ ઠ્ઠો ઠરાવ રજુ કર્યો, જે ઠરાવ વક્તાના કહેવા પ્રમાણે તદ્દન નવીન હતો, કેમકે ઍજ્યુકેશનલ સર્વીસની પુનઃરચનાની યોજનામાં તે સર્વીસની ઉંચી જગ્યાઓમાંથી હિન્દીઓનો બહિષ્કાર કરવાનો નવો અન્યાય હમણાંજ કરવામાં આવ્યો હતો, તેની સામે એ ઠરાવમાં અણગમો દર્શાવવામાં આવ્યો હતો. આપણા પોતાના દેશમાં આપણને હિન્દીઓને ઉચ્ચતર અને ભારે પગારની જગ્યાઓમાંથી પદ્ધતિસર દૂર રાખવામાં આવે,

અને નિયમિત રીતે એમ કરવામાં આવે, એનાથી જો આપણે ઠેવાયલા ન હોઇએ તો એ વાત છક્ક કરી નાખે એવી છે. રા. બોઝે સકોપ પ્રશ્ન પૂછયો: શું હિન્દની પ્રગતિનો કાંટો આગળ વધવાનો નથી, એટલું જ નહિ પરન્તુ પાછો ખસેડવાનો છે? ભૂતકાળ કરતાં ભવિષ્ય વધારે ખરાબ બનશે?" આ યોજના પહેલ વહેલી હાથ ધરવામાં આવી હતી, તેમાં ઉચ્ચતર એજ્યુકેશનલ સર્વીસના બે વિભાગો કરવામા આવ્યા હતા. ઉચ્ચતર, હિન્દી એજ્યુકેશનલ સર્વીસ, જેની નીમણુંકો ઇંગ્લાંડમાં થશે, અને ઉતરતી, પ્રાંતિક એજ્યુકેશનલ સર્વીસ, જેની નીમણુંકો હિન્દમાં થશે. ૧૮૮૦ પૂર્વે બંગાલમાં ઉચ્ચતર સર્વીસમાં હિન્દીઓ અને યુરોપીઅનો બંનેને સરખો પગાર મળતો હતો: બંને માસિક રૂ. ૫૦૦ થી શરૂઆત કરતા હતા ૧૮૮૦ માં હિન્દીઓનો પગાર ઘટાડીને રૂ ૩૩૩ કરવામાં આવ્યો, અને ૧૮૮૯ માં રૂ. ૨૫૦ કરવામાં આવ્યો, અને હિન્દીઓ અંગ્રેજી વિદ્યાપીઠ ( યુનિવર્સિટી ) મા ગ્રેજ્યુએટો થયા હોય તો પણ હવે હિન્દી ગમે તેટલી લાંબી મુદ્દત નોકરી કરે તો પણ તેનો વધારેમા વધારે પગાર રૂ ૭૦૦ છે, જ્યારે ૧૦ વર્ષની નોકરી પછી અંગ્રેજને રૂ. ૧૦૦૦ મળે છે. આ વિષમ ભેદોને લીધે મહા વિદ્વાન્ હિન્દીઓ તે સર્વીસમા દાખલ થવાની ના પાડે છે. નવીન યોજના પ્રમાણે અમુક કોલેજોના પ્રીન્સીપાલોની જગ્યાઓ અંગ્રેજોને માટે ખાસ રાખવામાં આવી છે, અને હિન્દીઓનો તે જગ્યાઓમાંથી પણ બહિષ્કાર કરવામાં આવ્યો છે. આ અવળી રાજનીતિને માટે નામદાર મહારાણીના મહોત્સવનું વર્ષ પસંદ કરવું જોઇએ ન હતું. બહિષ્કારની આ રાજનીતિ સામે અણગમો દર્શાવવાની અને તેની સામે લડત ચલાવવાની વક્તાએ કોંગ્રેસને વિજ્ઞપ્તિ કરી, અને ત્યારે ' આ પ્રાચીન ભૂમિની પ્રજાના ભાલમાં આ નવું કલંક ચોઢવાનો અને હક્ક છીનવી લેવાનો આ પ્રયત્ન નિષ્ફળ જશે, અને તે નિષ્ફળ જવાને માટે લાયક છે."

માન રાય બહાદુર પી. આનન્દ ચાર્લુએ ઠરાવને નિયમસર અનુમોદન આપ્યું, અને બીજા ત્રણ વક્તાઓના વિશેષ અનુમોદન પછી તે પસાર કરવામાં આવ્યો.

જ્યુરી પદ્ધતિ વધારવા વિષે સાતમો ઠરાવ રા. હેમચન્દ્રરાયે રજુ કરતાં, ઘણું ન્હાનું ભાષણ આપ્યું, જેમા તેમણે સર સેસીલ બીડને ૧૮૬૭ મા આપેલો અભિપ્રાય ટાંકયો કે, તે પદ્ધતિ સર્વત્ર સ્વીકારાવી જોઇએ, કેમકે તેથી " કેચેઓને ચોક્કસ લાભ થશે," અને જાહેર પ્રજાનો વિશ્વાસ વધારશે. તેને અનુમોદન આપતાં રા. આર. પી. કરંડીકરે ફક્ત થોડાક શબ્દો કહ્યા, અને ઠરાવ પસાર કરવામા આવ્યો

મીઠાના કર વિષે બીજો લાંબા સમયથી વ્યર્થ માગવામાં આવતો સુધારો આઠમા ઠરાવમાં રા. આર. ડી. નગરકરે રજુ કર્યો, એમ. એસ. રામસ્વામી ગુપ્તાએ તેને અનુમોદન આપ્યું, અને પછી કોંગ્રેસ મુલતવી રાખવામાં આવી.

ડીસેમ્બરના તારીખથી ત્રીજા દિવસનો પ્રારંભ થયો, અને પછી રા. જી. પરમેશ્વરમ્ પીલ્લાઇને નવમો ઠરાવ રજુ કરવાનું કહેવામાં આવ્યું; દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓના છીનવી લેવામાં આવેલા હકો વિષે અણગમો દર્શાવવામાં આવ્યો હતો, અને તેમનું રક્ષણ કરવાની વિનતિ નામદાર મહારાણીની સરકારને અને હિન્દી સરકારને કરવામા આવી હતી. નાતાલમાં પસાર કરવામાં આવેલો બદનામી કાયદો ત્યાં ગયલા હિન્દીઓનું લખત પૂરૂં થાય ત્યારે તે નવેસરથી કરવાની તેમને ફરજ પાડે છે, અથવા તો પોતાની લગભગ અડધી કમાણી રાજ્યને આપી દેવાની ફરજ પાડે છે, તે વર્ણવ્યા પછી કુદરતી રીતે તેમણે સખ્ત અને કટુ ઉદ્ગારો કાઢયા. હિન્દી સરકારે આ " રાક્ષસી પગલું " કબુલ રાખ્યુ છે, જેથી ઉદ્યોગી લોકોનો એક મોટો વર્ગ વંશપરંપરાના ગુલામો જેવો બની જશે. હિન્દીઓની સ્થિતિ વિલક્ષણ છે.

" હિન્દમાં આપણને વડી ધારાસભાના સભ્યો બનવા દેવામાં આવે છે ઇંગ્લાંડમાં પેલા મહાન્ મંડળ–દિવાને આમનાં દ્વાર પણ આપણે માટે ખુલ્લા છે પરન્તુ દક્ષિણ આફ્રિકામા પરવાના વિના આપણને મુસાફરી કરવા દેવામાં આવતી નથી, રાત્રીને સમયે આપણને આમ

તેમ ફરવા દેવામાં આવતા નથી, અમુક મુકરર જગ્યાઓ આપણને આપવામાં આવે છે, આગગાડીઓમાં પહેલા અને બીજા વર્ગોમાં આપણને દાખલ થવા દેવામાં આવતા નથી, ટ્રામ ગાડીઓમાંથી આપણને હાંકી કાઢવામાં આવે છે, પગરસ્તાઓ પરથી આપણને ખસેડી નાખવામાં આવે છે, આપણને હોટેલોની બહાર રાખવામાં આવે છે, જાહેર રસ્તાઓનો આપણને લાભ લેવા દેવામાં આવતો નથી, આપણીપર થુંકવામાં આવે છે, આપણી ચરચારીઓ કરવામાં આવે છે, આપણને શાપ આપવામાં આવે છે, આપણને ગાળો દેવામાં આવે છે, અને કોઇ પણ મનુષ્ય ધીરજથી ખમી ન શકે એવી અન્ય વિવિધ વાતો આપણને વીતાડવામાં આવે છે."

વક્તાએ કહ્યું કે, સાહસ બતાવીને પોતાના દેશની બહાર દુનિયામાં જવાનું હિન્દીઓને કહેવામાં આવે છે, અને પરિણામ આવું આવે છે "જો સરકાર આપણું સંરક્ષણ ન કરે તો અતિ જોખમદાર બની ગયલા મહારાજ્યની વધી પડેલી વસ્તીને પ્લેગ અથવા દુષ્કાળનો દયાળુ હાથ ઉઠાવી ન લે" ત્યા સુધી બહેતર છે કે, આપણે અહીંયાં રહેવું.

રા. વી. એન. આપ્ટેએ અનુમોદન આપતાં કહ્યું કે, આપણને કહેવામાં આવે છે કે, સર્વ પતિત અને કચડાયલી પ્રજાઓની ઉન્નતિ કરવાનું કાર્ય ઇંગ્લાંડનું છે. દક્ષિણ આફ્રિકા તરફ દૃષ્ટિ કરીને એમ કોણ કહેશે? રા. આર. ડી મ્હેતાએ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

દશમા ઠરાવમાં મેડીકલ સર્વીસીસની ફર્યાદો કરવામાં આવી. ડૉ. નીલરતન સરકારે તે રજુ કર્યો. ડૉ. બહાદુરજીએ આગલી કોંગ્રેસમાં જે વાનો કહી હતી તે તેમણે ડૉ. ગોલાબચન્દ્ર બેઝ બર્ગે અને ડૉ. પી. સી. નન્દીએ કહી બતાવી ઠરાવ પસાર કરવામાં આવ્યો.

અગીઆરમો ઠરાવ "રગસીયો" હતો. રા. અલીમહમ્મદ ભીમજીએ તે રજુ કર્યો, અને ડૉ. નિબારણચંદ્રદાસે તેને અનુમોદન આપ્યું. બીજા ચાર વક્તાઓએ અનુમોદન આપ્યા પછી તે પસાર કરવામાં આવ્યો.

ત્યાર પછી બારમા ઠરાવ સાથે દુષ્કાળની ભયંકર મૂર્તિ કોંગ્રેસમાં દેખાઇ, અને તેને રજુ કરવાનું શોકપૂર્ણ કાર્ય માન. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ પોતાને માથે લીધું. કોંગ્રેસે જે રાજ્યનીતિ સ્વીકારવાનું સરકારને કહ્યું હતું, તેનો સરકારે સ્વીકાર કર્યો હોત તો દુષ્કાળ પડત નહિ. વાયસરૉય લૉર્ડ એલ્જીને મધ્યપ્રાંતોની આબાદીની વાતો કરી હતી, પરન્તુ નજરે જોનારાઓએ વર્ણવ્યા પ્રમાણે તે પ્રાંતોની સ્થિતિ કેવી છે? ગયાં બે વર્ષોમાં મરણોનો દર એક સ્થળે ૨૫ થી વધીને ૯૭, અન્ય સ્થળે ૪૪ થી વધીને ૧૩૮ અને ત્રીજે સ્થળે ૩૬ થી વધીને ૧૪૦, થયો છે. તેનો વિચાર કરો. ચીફ કમીશનર કહે છે કે, દુષ્કાળો ઇશ્વર મોકલે છે, પરન્તુ આપણા રાજકર્તાઓની ભૂલોને લીધે દુષ્કાળો પડે છે. વક્તાએ આંકડા આપીને સાબીત કર્યું કે, હમણાંના કરતાં અકબરના કાળમા હિન્દી મજુરોની સ્થિતિ ઘણી સારી હતી, અને કુદરત દુષ્કાળોદ્વારા શરકારને પોતાનાં કાર્યો સુધારવાની ચેતવણી આપે છે.

ઠરાવને મા. રાયબહાદુર પી આનન્દ ચાર્લુએ અનુમોદન આપ્યું, તેમણે પૂછયું કે, લૉર્ડ લીટનના દુષ્કાળ ફંડનું શું થયું? એક ચોમાસું નિષ્ફળ જવાથી દેશ ભૂખે મરવા લાગ્યો છે. બીજા નવ વક્તાઓએ ભાષણો આપ્યા, તેમણે રાહતના કાર્યની વિગતો આપી, અને દુષ્કાળનાં કારણો જણાવ્યા; ચુસારો, અતિ ભારે કરો, ઉડાઉ ખર્ચ, ઉદ્યોગોનો નાશ, જે અનેક અનિષ્ટો સામે કોંગ્રેસ સદા અણગમો દર્શાવતી હતી.

તેરમો ઠરાવ દુષ્કાળો સાથે અતિશય ગાઢ સંબંધ ધરાવતી હિન્દની સામાન્ય ગરીબાઇ વિષે હતો; સાધારણ રીતે અર્ધ ભૂખમરો વેઠનારા લોકોમાં જ્યારે પૂરેપૂરો ભૂખમરો આવે છે ત્યારે ટકવાની શક્તિ ઘણી ઓછી થઇ જાય છે. રા. આર. એન. મુધોલકરે તે રજુ કરતા કાયમની જમાબંદી, ખેડુતો માટે બેંકો, આવક વેરાની ઓછામાં ઓછી રકમ વધારવી, અને પારિભાષિક કેળવણી વિષે ધ્યાન ખેંચ્યુ. લોકોની નિરાશાને લીધે ફાટી નીકળતા દંગાઓ બતાવીને રા. એન. એમ. સમર્થે ભય તરફ આંગળી કરી. દેશમાં અનાજની તંગી, લોકોની વધતી જતી ગરીબાઇ, અને

સરકારની ભૂલ ભરી રાજનીતિ પર તેમણે ભાર મુકયો, એક સુધારો રજુ કરવામાં આવ્યો, અને કોંગ્રેસ મૂલત્વી રહી, પરન્તુ બીજે દિવસે તે પાછો ખેંચી લેવામાં આવ્યો, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ચોથા દિવસનો પ્રારંભ થયો ત્યારે હજી અગીઆર ઠરાવોનો નીકાલ કરવાનો હતો, પરન્તુ છેવટની વાડો પરથી ધસી જવાની ટેવ કસાયલા કોંગ્રેસ વાદીને પડેલી છે. બાબુ કાલિચરણ બેનરજીએ ચૌદમો ઠરાવ રજુ કર્યો, તેમાં ખાસ કરીને શિક્ષણ આપનાર શારદા પીઠોની અને સામાન્યતઃ શારદા પીઠોમાં સુધારા કરવાની માગણી કરવામાં આવી હતી. તેમણે કહ્યું કે, શિક્ષણને માટે અથવા અભ્યાસને માટે ગ્રેજ્યુએટ થયા પછી શારદા પીઠોમાં સગવડો કરી આપવામાં આવતી નથી, અને ઉમેર્યું કે પ્રોફેસર જે. સી. બોઝે અને ડૉ. રૉયે અગવડો વેઠયા છતાં અને આશાભંગ થયા છતાં વિજયો મેળવ્યા છે. ' ઇન્કોરપોરેશન ' ના કાયદાએ આપણી શારદા પીઠની બેડીઓ છે, અને તેઓ જે કરવા માગે તે કરી શકતી નથી. સરકાર કહે છે કે, આ બાબત તાકીદની નથી; વકતાએ તેને તાકીદની બનાવવા કોંગ્રેસને પ્રાર્થના કરી.

રા. શિવરામ મહાદેવ પરાંજપેએ અતિ સંક્ષેપમાં ઠરાવને અનુમોદન આપ્યું, પરન્તુ એક સરસ મુદ્દો રજુ કર્યોઃ " આ કોંગ્રેસ શું છે ? તે કેળવાયલાઓની કોંગ્રેસ છે. કેળવણી એ કોંગ્રેસનો આત્મા છે. " ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ઇન્લેન્ડ એમીગ્રેશન કાયદો રદ કરવા વિષે બાબુ જોગેન્દ્ર ચન્દ્ર ઘોષે પંદરમો ઠરાવ રજુ કર્યો આસામના ચાહના બગીચાઓમાં મજુરોનાં દુઃખો વકતાએ જોયાં હતાં, અને કહ્યું કે, નાસી છુટવાને આગબોટમાંથી બ્રહ્મપુત્રા નદીમાં કુદી પડતાં સ્ત્રી પુરૂષોને તેમણે જોયાં હતાં. ૧૮૮૯ માં આસામના ચીફ કમીશનરે કહ્યું હતું કે, " દૂર આવેલા અને અનારોગ્યકર પ્રદેશમાં બગીચાવાળાઓને ફોજદારી કાયદા વિના ચાલી શકશે નહિ. " તેથી એક કાયદો પસાર કરવામાં આવ્યો હતો, જેની રૂએ નામ નોંધાવ્યા પછી જવાની ના પાડનાર અથવા નાસી છુટનાર અથવા કામ કરવાની ના પાડનારને કેદની સજા થતી. ભરતી કરનારાઓ મજુરોનાં નામો નોંધતા, કેટલીક વેળા તેમને ઉઠાવી જતા અને હંમેશાં ઠગતા. બગીચાઓમાં સ્ત્રીઓને તથા પુરૂષોને બંનેને માર મારવામાં આવતો. તે કાયદાની હેઠળના મજુરોમાં મરણનો દર તે કાયદાની હેઠળ ન હોય એવા મજુરોના મરણના દર કરતાં બમણાથી પણ વધારે હતો. સારા પગારે મજુર મેળવવામાં મુશ્કેલી નથી, અને કાયદા હેઠળના પગારો અત્યંત ઓછા છે.

બાબુ બિપિન ચંદ્ર પાલે અનુમોદન આપતાં કહ્યું કે, ખુણે ખોચરે આવેલી અને અનારોગ્યકર જગ્યાઓ શિવાય બીજી કોઇ જગ્યાઓને માટે કાયદાની જરૂર ન હતી, અને ત્યાં જવાની મજુરોને ફરજ પાડવાનો કોઇને હક્ક નથી. બાબુ રજનીકાન્ત સરકારે આશ્ચર્ય દર્શાવ્યું કે, જે બ્રિટિશોએ ગુલામગીરીનો નાશ કર્યો, તે બ્રિટિશો ધારાપોથી પર આ કલંકિત કાયદો રહેવા દે છે, તેની કલમો જંગલી છે, અને મજુરોને એટલો બધો ભય લાગે છે કે, થોડા સમય પહેલાં એક માણસને એક ટોળામાં આગગાડીને સ્ટેશને લઇ જવામાં આવતો હતો તે વેળા તેણે પોતાનું ગળું કાપી નાખ્યું. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

સોળમા ઠરાવમાં માગણી કરવામાં આવી હતી કે, મુંબાઇ અને મદ્રાસની સરકારોની કારોબારી સભાઓમાં બેને બદલે ત્રણ સભ્યો હોવા જોઇએ. રા. જી. પરમેશ્વરમ્ પીલ્લાઇએ તે રજુ કરતાં કહ્યું કે, બે સીવીલીયન સભ્યો સમક્ષ એક દીલસોજ ગવર્નરનું વારંવાર કાંઇ ચાલતું નથી. જો ત્રણ સભ્યો હોય અને ત્રીજો બીન સીવીલીયન હોય તો સીવીલીયન યુગલની સામે ગવર્નર અને બીન–સીવીલીયન મત આપે અને ગવર્નરના વધારાના મતથી નિર્ણય આવી જાય. રા. અલી મહમ્મદ ભીમજીએ ઠરાવને અનુમોદન આપ્યું અને તે પસાર કરવામા આવ્યો

રા. જી. સુબ્રમન્ય આયરે સત્તરમો ઠરાવ રજુ કર્યો, તેમાં ટુંકી જમાબંદીઓની સરકારની રાજનીતિ સામે અણગમો દર્શાવવામાં આવ્યો હતો, અને માગણી કરી હતી કે, નવી જમાબંદી

થતા પહેલાં કમમાં કમ ૬૦ વર્ષો પસાર થવાં જોઇએ. સરકારે વચન આપ્યું હતું કે, દાયમની જમાબંદીઓ દરેક સ્થળે દાખલ કરવી જોઇએ, પરન્તુ તે વચન પાળવામાં આવ્યું નથી. રા. જે. પી. ગુડરીજે અનુમોદન આપતાં સેટલમેન્ટ કમીશનર તરીકે પોતાનો અનુભવ જણાવ્યો અને કહ્યું કે, વર્તમાન રાજ્યનીતિમાં વિશ્વાસનો ભંગ કરવામાં આવ્યો છે, અને આર્થિક દૃષ્ટિએ તેનો બચાવ થઇ શકે એમ નથી. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

રા. એસ. પી. સિંહે અઢારમો ઠરાવ રજુ કર્યો અને કહ્યું કે, બ્રિટિશ સરકાર અને હિન્દી દેશી રાજાઓને સંતોષકારક લાગે એવી જાહેર અદાલત સમક્ષ કામ ચલાવ્યા વિના કોઇપણ દેશી રાજાને પદભ્રષ્ટ કરવો ન જોઇએ. જુલ્મી રેસીડંટ સામે દેશીરાજાને કોઇ પણ સંરક્ષણ મળતું નથી. કામ ચલાવ્યા વિના તેને પદભ્રષ્ટ કરાય. તે દિવાને આમને અપીલ કરી શકે નહિ. એવી રીતે પદભ્રષ્ટ કરવાનાં કાર્યોથી અશાંતિ ઉત્પન્ન થાય છે અને તે રાજકીય દક્ષતા વિનાનાં હોય છે રા. કેઇને અનુમોદન આપ્યું અને કહ્યું કે, ઝાલાવાડના મહારાજા રાણાને થોડા સમય પર પદભ્રષ્ટ કરવામાં આવ્યા તેનું એકજ કારણ મને માલૂમ પડી શક્યું છે તે એ કે, " એક મગરૂર અને કોમળ હૃદયના રાજા અને એક અત્યંત મૂર્ખ રેસીડંટ વચ્ચેની નાની સરખી તકરાર. " એ પદભ્રષ્ટ કરવાનું કાર્ય ન્યાયી હતું કે કેમ તે વકતાથી કહેવાયું નહિ, કેમકે સત્ય હકીકત છુપાવવામા આવી હતી.

ઓગણીશમા ઠરાવમાં માગણી કરવામાં આવી કે, વડી ધારાસભામાં મધ્યપ્રાંતોનો સભ્ય નીમાય છે તેને બદલે ચુંટાવો જોઇએ. તે પસાર કરવામાં આવ્યો.

ખર્ચ વિષેના શાહી કમીશન સમક્ષ જુબાની આપવાને રા. ડી. ઇ. વાચ્છાને મોકલવામાં આવ્યા. તે વિષે વીસમા ઠરાવમાં સંતોષ દર્શાવવામાં આવ્યો. મા પંડિત બિશંભરનાથે તે રજુ કર્યો, જેમણે રા. વાચ્છાને "આપણા હિન્દી ગ્રૅસેટ " નું ઉપનામ આપ્યું. ઠરાવને રા. જી. કે. ગોખલેએ અનુમોદન આપ્યું. તેમણે કહ્યું કે, " રા. વાચ્છા હમણાંનાં આ વર્ષોમાં જે ઝળકતું કાર્ય કરી રહ્યા છે તેમની પ્રશંસામાં હું મારો નમ્ર ફાળો આપવા ઇચ્છું છું. " " તેમની અખૂટ શક્તિ, તેમના વ્યવસાયી કાર્ય, અને સર્વથી વધારે તેમનામાં સદા જોવામાં આવતી અડગ હીંમત, " અને નાણાં વિષયક પ્રશ્નોના અનુપમ જ્ઞાનને માટે શ્રોતાઓનું સાનંદાશ્ચર્ય તેમણે જણાવ્યું. માન. રાજા રામપાલ સીંઘ અને મી. કેઇને પણ શ. વાચ્છાની મહાન શક્તિની સાક્ષી પૂરી.

બાબુ ડબલ્યુ. સી. બોનરજીએ એકવીસમા ઠરાવમાં રા. દાદાભાઇ નવરોજી પર કોંગ્રેસનો ચાલુ રહેલો વિશ્વાસ દર્શાવ્યો. અને આશા દર્શાવી કે, દિવાને આમમાં તેમને ફરીથી ચુંટી કાઢવામાં આવશે; ઠરાવને અનુમોદન આપવામાં આવ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ત્યારપછી છેલ્લા ઠરાવો આવ્યા, જેમાં બ્રિટિશ કમિટીને રૂ. ૬૦,૦૦૦ આપવામાં આવ્યા, મી. એ. ઓ. હ્યુમ અને રા. ડી. ઇ. વાચ્છાને જનરલ અને સંયુક્ત જનરલ સેક્રેટરી ફરીથી નીમવામાં આવ્યા, અને તેરમી કોંગ્રેસને માટે અમરાવતી નક્કી કરવામાં આવ્યું.

પ્રમુખનો લાગણીપૂર્વક આભાર માન્યા પછી, પ્રમુખના મુસલમાન પ્રશંસકોએ સોનાના ઘડીઆળ અને છેડાની ભેટ આપી. પછીથી પ્રમુખે જવાબ આપ્યો.

આ પ્રમાણે ૧૮૯૬ ની બારમી રાષ્ટ્રીય કોંગ્રેસની પૂર્ણાહુતિ થઇ.

### ઠરાવો.

### મહારાણી.

૧. ઠરાવ કરવામાં આવે છે કે, નામદાર કૃપાવત મહારાણીના રાજ્યને સાઠમું વર્ષ થયું છે, મહારાજ્યના ઇતિહાસમાં તે રાજ્ય લાંબામાં લાંબું અને અત્યંત હિતકર થયું છે, અને તે રાજ્યમાં મનુષ્યનાં સુખ અને સંસ્કૃતિમાં અત્યંત મહત્ત્વની પ્રગતિ થઇ છે, તેમને આ કોંગ્રેસ પોતાનાં નમ્ર અભિનંદનો આપવા ઇચ્છે છે. કોંગ્રેસ આશા દર્શાવે છે કે, પોતાની પ્રજા પર રાજ્ય ચલાવવાને તે નામદાર દીર્ઘાયુ થાઓ.

### કોંગ્રેસનો આભાર.

૨. ઠરાવ કરવામાં આવે છે કે, સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીના અન્ય સભ્યોએ હિન્દી રાજકીય પ્રગતિની ખાતર કરેલી નિસ્વાર્થ સેવાઓને માટે તેમનો અત્યંત કૃતજ્ઞતાપૂર્વક આભાર માનવાનું આ કોંગ્રેસ ઇચ્છે છે, અને આ કોંગ્રેસમાં બ્રિટિશ કમિટીના પ્રતિનિધિ તરીકે મી. ડબલ્યુ એસ કેઇનને આવકાર આપે છે

### કાયદા વિષયક.

૩ ઠરાવ કરવામાં આવે છે કે, ન્યાયના વહીવટમાં ન્યાયી ફરજો અને કારોબારી ફરજોને જુદી પાડવાના પ્રશ્નને ઇંગ્લાંડમાં તેમજ હિન્દમાં જાહેર અભિપ્રાયનું અનુમોદન મળ્યું છે તે જોઇને આ કોંગ્રેસને સંતોષ ઉપજે છે, અને આ અતિ આવશ્યક સુધારાનો શીઘ્ર અમલ કરવાને માટે વ્યાવહારિક પગલાં ભરવાની હિન્દી પ્રધાન અને હિન્દી સરકારને એકવાર ફરીથી વિનતિ કરે છે આ સંબંધમાં બાબુ મનમોહનઘોષે આ પ્રશ્નનો ખાસ અભ્યાસ કર્યો હતો તેમના મૃત્યુને માટે કોંગ્રેસ પોતાના ઉંડા શોકની નોંધ લેવાનું ઇચ્છે છે

૭ ઠરાવ કરવામાં આવે છે કે જ્યુરી સમક્ષ કામ ચલાવવાની પદ્ધતિની ફતેહના સંબંધમાં જ્યુરી કમીશનનો રીપોર્ટ ધ્યાનમાં લઇને અને કેળવણીની પ્રગતિ થતાં દેશના સર્વભાગોમાં કેળવાયલાઓની પૂરતી સંખ્યા મળી આવે છે તે જોતાં, અને પૂર્વગામી કોંગ્રેસો સાથે એકમત થઇને આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, જે જીલ્લાઓમાં અને જે ગુન્હાઓને જ્યુરી સમક્ષ કામ ચલાવવાની પદ્ધતિ હમણાં લાગુ પડતી નથી તે લાગુ પાડવી જોઇએ, અને (જ્યુરીના) ચુકાદા છેવટના ગણાવા જોઇએ

૧૮ ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર ઇચ્છનીય છે કે, સરકાર તેમજ હિન્દી રાજાઓ અને સરદારોનો વિશ્વાસ મેળવ્યો હોય એવી સાર્વજનિક અદાલતને સંતોષ ઉપજે એવી રીતે કોઇ હિન્દી રાજા અથવા સરદારના ગેર રાજ્યવહીવટ અથવા ગેર વર્તનની વાત સાબીત ન થાય ત્યાં સુધી તે હિન્દી રાજા અથવા સરદારને ભવિષ્યમાં પદભ્રષ્ટ ન કરવો.

### પ્રાંતિક નાણાં પ્રકરણ.

૪ ઠરાવ કરવામાં આવે છે કે, લશ્કરી ખર્ચ વિના અફીણ અને ઇંગ્લાંડમાં દેખરેખ અને અંકુશ રાખનાર ઉપરી ખાતા વિના અને કરજ પર વ્યાજ આપવાના ખાતા વિના રાજ્યતંત્રની સર્વ શાખાઓ સ્થાનિક સરકારોને સોંપવામાં આવેલી છે તેનો વિચાર કરતાં આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, જેને પ્રાંતિક વ્યવસ્થાઓ કહેવામાં આવે છે, તદનુસાર પ્રાંતિક સરકારોને આપવામાં આવતી રકમો પૂરતી હોતી નથી, અને પાંચ વાર્ષિક પ્રાંતિક કબાલો નવેસરથી ૧૮૯૭ માં કરવામાં આવનાર છે તે જોતાં એવો સમય આવી પહોંચ્યો છે કે, નાણાં વિષયક સત્તાની વહેંચણી કરવાની બાબતમાં એક પગલું આગળ વધવું જોઇએ ભિન્ન ભિન્ન પ્રાંતોના નાણાં વિષયક વહીવટની જવાબદારી મુખ્યત્વે પ્રાંતિક સરકારોને માથે નાખવી, અમુક ચોક્કસ અને ન્યાયી સિદ્ધાંત અનુસાર વડી સરકારે પ્રત્યેક સ્થાનિક સરકાર પાસેથી એક મુકરર રકમ લેવી કબાલાની મુદત ચાલુ હોય તે દરમ્યાન તેમાં કશો ફેરફાર કરવો નહિ, જેથી કરીને ભિન્નભિન્ન પ્રાંતોના સાધનોના વિકાસની અને સંતોષકારક રાજ્યતંત્રની ખરી પ્રગતિને માટે અત્યંત આવશ્યક જકાતી નિશ્ચિતતા અને મહેસુલોના સામાન્ય વિકાસમાં ઉદ્ભવતો લાભ સ્થાનિક સરકારોને મળે

### જાહેર નોકરી

૫ ઠરાવ કરવામાં આવે છે કે આ કોંગ્રેસ પહેલાની કોંગ્રેસો સાથે સંમત થઇને પોતાનો ઉંડો શોક એકવાર ફરીથી દર્શાવે છે કે, જાહેર નોકરીના કમીશનના પરિશ્રમમાંથી આ દેશની પ્રજાને વ્યાવહારિક રીતે કાંઇ પણ લાભ થયો નથી, અને એકવાર ફરીથી પોતાની પ્રતીતિ દર્શાવે છે કે, હિંદમાં અને ઇંગ્લાંડમાં હિન્દી સીવીલ સર્વીસીસને માટેની હરીફાઇની પરીક્ષાઓ જેવી કે, સીવીલ, મેડીકલ, પોલીસ, એન્જીનીઅરીંગ ટેલીગ્રાફ (તાર) જંગલ અને એકાઉન્ટ્સ (હીસાબી ખાતું) એક સાથે લેવાની તરફેણમાં દિવાને

આમની ૧૮૯૩ ની બીજી જુનના ઠરાવનો અમલ કરવામાં નહિ આવે ત્યાં સુધી એ પ્રશ્નનું સંતોષકારક સમાધાન શકય નથી. આ કોંગ્રેસ એકવાર ફરીથી માનપૂર્વક નામદાર મહારાણીની સરકારનું ધ્યાન ખેંચે છે કે, હિન્દી પ્રેજાને ન્યાય આપવાના પગલા તરીકે અને તેમને આપેલાં વચનોનું પાલન કરવાના એકજ કાર્ય તરીકે હિવાને આમના ઠરાવનો શીઘ્ર અમલ થવો જોઇએ.

૬. ઠરાવ કરવામાં આવે છે કે, એજ્યુકેશનલ સર્વીસની પુનઃ રચના કરવાની યોજનાને હિન્દી પ્રધાનની મંજુરી હમણાંજ મળી છે તેની સામે આ ઠરાવથી આ કોંગ્રેસ પોતાના અણગમાની નોંધ લે છે, કેમકે એજ્યુકેશન સર્વીસની ઉંચી જગ્યાઓએ હિન્દના દેશીઓને અત્યાર સુધી દાખલ કરવામાં આવ્યા છે તેમાંથી તેમનો, ઇંગ્લાંડમાં કેળવાયલા હોય તે સુદ્ધાં, બહિષ્કાર કરવામાં આવનાર છે; કેમકે તે ઠરાવના શબ્દોમાં કહીએ તો "ભવિષ્યમાં હિન્દના જે દેશીઓ કેળવણી ખાતામાં પ્રવેશ કરવા ઇચ્છતા હશે તેમની નીમણુંકો સામાન્યતઃ હિન્દમાં, અને પ્રાંતિક સર્વીસમાં કરવામાં આવશે." કોંગ્રેસ પ્રાર્થના કરે છે કે, તે યોજનાની એવી પુનઃ રચના કરવી કે એજ્યુકેશનલ સર્વીસની ઉંચી જગ્યાઓએ હિંન્દી ગ્રેજ્યુએટોને દાખલ કરવાની સરળતાઓ કરી આપવી.

૧૦ ઠરાવ કરવામાં આવે છેઃ

(ક) કે, આ કોંગ્રેસને જોઇને સંતોષ ઉપજે છે કે, દેશની દિવાની અને લશ્કરી મેડીકલ સર્વીસીસની સ્થિતિના સંબંધમાં સુધારાની અગત્ય અને સુધારાના માર્ગ વિષેના તેના અભિપ્રાયો સાથે લાગવગ ધરાવતાં મેડીકલ અને લશ્કરી મંડળો એકમત થતા જાય છે, અને જાહેર પ્રજાના, મેડીકલ સાયન્સ અને મેડીકલ ધંધાના હિતની ખાતર તેમજ આર્થિક વહીવટના હિતની ખાતર આ કોંગ્રેસ એકવાર ફરીથી કહે છે કે (૧) ફક્ત એકજ લશ્કરી મેડીકલ સર્વીસ હોવી જોઇએ, તેની બે શાખાઓ હોવી જોઇએ. એક યુરોપીય લશ્કર માટે, બીજી દેશી સૈનિકો માટે, અને તેમનો વહીવટ એક સરખી રીતે થવો જોઇએ, (૨) દેશની સીવીલ મેડીકલ સર્વીસની પુનઃ રચના કરીને તેને અલગ અને સ્વતંત્ર મેડીકલ સર્વીસ બનાવવી જોઇએ, તેના વર્તમાન લશ્કરી સંબંધમાથી તેને સંપૂર્ણ રીતે મુક્ત કરવી જોઇએ, અને બીજી બાબતો એક સરખી હોય તો દેશની બુદ્ધિનો ઉપયોગ કરવાનું યોગ્ય વલણ રાખીને હિન્દના અને અન્ય જગ્યાઓના મેડીસીન (ઔષધ)ના ધંધામાંથી માણસોની ભરતી કરવી જોઇએ.

(ખ) કે, આ કોંગ્રેસ વિશેષ કહે છે કે, લાંબા સમયની વિષમતાઓ અને પરિણમતી ફર્યાદો દૂર કરવાને માટે શીવીલ એસીસ્ટંટ સર્જનો અને હોસ્પીટલ એસીસ્ટંટોના દરજ્જા અને દાવાઓની સંપૂર્ણ અને ખુલ્લી તપાસ થવી જોઇએ.

૧૬. ઠરાવ કરવામા આવે છે કે, મદ્રાસ અને મુંબાઇના ગવર્નરોની જગ્યાઓએ હિન્દની સર્વીસીસમાંથી કોઇને નહિ નીમતા ઇંગ્લાંડના મુત્સદ્દીઓને નીમવાની રાજનીતિનું ડહાપણ જોતા, અને તે ગવર્નરોને કાયદાએ આપેલા એક વધારે મતનો જ્યારે જરૂર પડે ત્યારે ઉપયોગ કરાય તે માટે આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, તે પ્રાંતોની કારોબારી, સરકારો, ગવર્નરો એ ત્રણ સભ્યોની (કારોબારી) સભાઓ સહીત ચલાવવી જોઇએ અને હમણાંની જેમ બે સભ્યોની સભાઓ સહીત નહિ અને એ ત્રણ સભ્યોમાંનો એક સભ્ય હિન્દી સીવીલ સર્વીસનો સભ્ય હોવો ન જોઇએ, એ ઇચ્છનીય છે; અને વિશેષ ખર્ચ કર્યા વિના આ હેતુ પાર પાડવાને માટે આ કોંગ્રેસ સૂચવે છે કે, ૧૮૯૩ નો મદ્રાસ અને મુંબાઇ લશ્કરોનો કાયદો પસાર કરવામા આવ્યો તે પહેલા તે ઇલાકાના સેનાધિપતિઓને મદ્રાસ અને મુંબાઇના સેનાધિપતિઓ (કમાન્ડર્સ-ઇન-ચીફ) તરીકે તે તે કારોબારીઓના સભ્યો જાહેર કરવા.

### સોપારી પરનો કર.

૮ ઠરાવ કરવામાં આવે છે કે, સોપારીના હાલના કરના દરથી દેશના ગરીબમાં ગરીબ વર્ગોને જે મોટી હાડમારી વેઠવી પડે છે તેની આ કોંગ્રેસ એકવાર ફરીથી નોંધ લે છે, તે હાડમારીને લીધે એ કર ૧૮૮૮ ની સપારી પર આણી મુકવાની પ્રથમ તક લેવાની ફરજ સરકારને માથે આવી પડી છે.

### દક્ષિણ આફ્રિકા.

૯. ઠરાવ કરવામાં આવે છે કે, દક્ષિણ આફ્રિકામાં રહેવા ગયલા હિન્દીઓના હકકો છીનવી લેવામાં આવ્યા, અને તેમની અને યુરોપીઅનોની વચ્ચે વિષમ અને અપમાનકારક ભેદો રાખવામાં આવ્યા છે, તેની સામે આ કોંગ્રેસ પોતાના અત્યંત ગંભીર અણગમાની નોંધ લેવાનું એકવાર ફરીથી આવશ્યક ધારે છે, અને હિન્દી સંસ્થાનિકોના લાભોનું રક્ષણ કરવાને અને તેમના જે હકકો છીનવી લેવામાં આવ્યા છે તે પાછા અપાવવાને માટે નામદાર મહારાણીની સરકાર અને હિન્દી સરકારને વિજ્ઞપ્તિ કરે છે.

### પહેલાંના ઠરાવોનું સમર્થન.

૧૧. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ (નીચે પ્રમાણે) મજબુત પક્ષ કરવામાં પહેલાંની કોંગ્રેસો સાથે સંમત થાય છે કે:

### એકસાઇઝ.

(ક) ૧૮૯૦ ના માર્ચના "ધી ગેઝેટ ઓફ ઇંડીઆ" માં પ્રકટ થયલા ફરમાનના ૧૦૩, ૧૦૪ અને ૧૦૫ ફકરાઓમાં દર્શાવવામાં આવેલી એકસાઇઝ રાજનીતિનો સંપૂર્ણ અમલ કરવાને માટે પ્રાંતિક સરકારો પર હિન્દી સરકારે ચાલુ આગ્રહ કરવો, અને અસરકારક સ્થાનિક પસંદગી (option) ની સાદી પદ્ધતિ દાખલ કરવી.

### કાયદા વિષયક.

(ખ) ફોજદારી કામ ચલાવવાની રીતના કોડમાં એવી કલમ નાખવી કે, વોરંટવાળા મુકદ્દમાઓમાં આરોપીઓ માગણી કરી શકે કે, મેજીસ્ટ્રેટ સમક્ષ તેમની સામે કામ ચલાવવાને બદલે તેમને સેશન્સ અદાલતોમાં મોકલવામાં આવે;

### લશ્કરી.

(ગ) હથીયાર બંધીના કાયદાના નિયમોમાં એવો ફેરફાર કરવો કે, ધર્મ, જ્ઞાતિ અથવા વર્ણના ભેદ વિના હિન્દના સર્વ રહેનારાઓને અથવા અતિથિઓને તે એક સરખી રીતે લાગુ પડાય; જ્યાં જ્યાં જંગલી પશુઓ નિયમિત રીતે મનુષ્યની જીંદગી, ઢોર ઢાંક અથવા પાકનો નાશ કરતાં હોય ત્યાં ઉદારતાપૂર્વક પરવાના આપવા; અને નવા નિયમો અનુસાર પરવાનાં જીંદગી સુધી ચાલે એવા બનાવવા. દુરૂપયોગની સાબીતી મળે ત્યારે જ તે રદ થઇ શકે, અને જે પ્રાંતિક હકુમતમાં તે આપવામાં આવ્યા હોય તે આખી હકુમતમાં તે (પરવાના) ચાલવા જોઇએ;

(ઘ) હિન્દમાં લશ્કરી કોલેજો (પાઠશાળાઓ) સ્થાપવી, જ્યાં કાયદામાં વ્યાખ્યા આપ્યા પ્રમાણે હિન્દના દેશીઓને હિન્દી ફોજમાં (શક્તિ અને લાયકાતો પ્રમાણે) કમીશન્ડ અથવા બીન કમીશન્ડ અધિકારીઓ તરીકે લશ્કરી કારકીર્દિને માટે કેળવણી અને તાલીમ આપવામાં આવે.

(ચ) હિન્દના લોકોમાં, બ્રિટનમાં છે તેવી, સ્વયંસેવકો બનવાની વ્યાપક પદ્ધતિની સત્તા આપવી અને તેને ઉત્તેજન આપવું.

### બદલો.

(છ) સરકારના વસવાટ કરીને નહિ રહેતા યુરોપીઅન અને યુરેશીઅન નોકરોને હુંડીઆમણના બદલાનું ભથ્થું અપાતું બંધ કરવું.

### ઇંડીયા કાઉન્સીલ.

(જ) હિન્દી પ્રધાનની કાઉન્સીલ કાઢી નાખવી.

### પ્રાંતિક ધારાસભા અને હાઇકોર્ટ (પંજાબ).

(ઝ) પંજાબમાં ન્યાયની હાઇકોર્ટ અને પ્રાન્તિક ધારાસભા સ્થાપવાં.

### છાપખાનાંનું દમન.

(૧) બ્રિટિશ વહીવટ હેઠળના દેશી રાજ્યોના પ્રદેશમાં છાપખાનાને મોઢે ડુચો મારનાર હુકમ હિન્દી સરકારે વિદેશીય ખાતામાં ૧૮૯૧ ની ૨૫ મી જુને કર્યો છે, તે અવળો, નિરંકુશ, અને હાનિકર છે અને સાચા મુત્સદ્દીપણાથી અને પ્રજાની સ્વતંત્રતાથી વિરૂદ્ધ છે, તેને પાછો ખેંચી લેવો.

### ગરીબાઇ, દુકાળ, અને ઉપાયો.

૧૨. ઠરાવ કરવામાં આવે છે કે, સમગ્ર હિન્દમાં ન્યૂનાધિક સખ્ત દુષ્કાળ પડયો છે તેને માટે આ કોંગ્રેસ શોક દર્શાવે છે, અને એવો અભિપ્રાય ધરાવે છે કે, કેટલાંક વર્ષોથી દેશની દોલતનો જે ઘસારો થાય છે, અને સરકાર

દિવાની અને લશ્કરી બંને ખાતાંમાં ઉડાઉપણાની રાજ્યનીતિ અનુસરે છે તેને પરિણામે અતિ ભારે વેરા અને ભારે મ્હેસુલથી લોકો ઘણા ગરીબ થઇ ગયા છે, તે ગરીબાઇને આ અને હમણાંનાં વર્ષોમાં પડેલા અન્ય દુષ્કાળો આભારી છે; અને તેથી લોકો એટલા બધા ગરીબ બની ગયા છે કે, તંગીનો સ્પર્શ થતાં વેંતજ તેઓ નિઃસહાય બની જાય છે; અને રાજ્ય તરફથી તેમને ખોરાક પૂરો પાડવામાં ન આવે અથવા ખાનગી દાનની સહાય ન મળે તો તેમનો નાશ થવોજ જોઇએ. આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર દુષ્કાળો ફરી ફરીને ન પડે તેનો સત્ય ઉપાય એવી રાજ્યનીતિ સ્વીકારવામાં છે કે, તેથી કરકસર અવશ્ય થાય, રાજ્યની સંપત્તિ કરકસરથી જળવાઇ રહે, જે દેશી અને સ્થાનિક કલાઓ અને ઉદ્યોગો વ્યાવહારિક રીતે નષ્ટ થયા છે તેમનો વિકાસ કરે અને અર્વાચીન કલાઓ અને ઉદ્યોગો દાખલ કરવામાં સહાય આપે.

" તે દરમ્યાન મનુષ્યની જીંદગી બચાવવાની અને મનુષ્યનું દુઃખ ઓછી કરવાની પવિત્ર ફરજનું સરકારને કોંગ્રેસ સ્મરણ કરાવશે, (ચાલુ દુષ્કાળના " કોડ " ની કલમો કોંગ્રેસના અભિપ્રાય અનુસાર પગારો અને ખોરાક વિષે પૂરતી નથી, અને ફરજ્યાત કામના સંબંધમાં જુલમી છે ), અને દુષ્કાળ વીમા ફંડ ( ફેમીન ઇન્શ્યુરન્સ ફંડ ) ને તેની મૂળ સ્થિતિમાં પાછું મુકીને ( તેનો જુદો હીસાબ રાખીને ) પોતાનાં વચનો પાળવાની અને તેના મૂળ ઉદ્દેશ-દુષ્કાળ-પીડિત લોકોની તત્કાળ રાહતને માટે તેનો ઉપયોગ કરવાની સરકારને વિજ્ઞપ્તિ કરે છે.

આ દારુણ સમયે આ દેશમાં ઇંગ્લાંડથી ખાનગી દાન પુષ્કળ આવે એમ છે તે જોતાં, અને પીડા પામનારાઓના મોટા વર્ગોને ખાનગી દાનપીજ પહોંચી શકાય એમ છે, એનો વિચાર કરતાં હિન્દી સરકાર માર્ગમાં જે અંતરાયો નાખે છે તેની સામે આ કોંગ્રેસ પોતાનો ખાસ અણગમો દર્શાવવા ઇચ્છે છે, અને આ કોંગ્રેસ આશા દર્શાવવાનું નમ્રતાપૂર્વક સાહસ કરે છે કે, એ બાબતમાં લૉર્ડ લીટનની સરકારે કરેલી દુઃખદાયક ભૂલનું આ પ્રસંગે પુનરાવર્તન કરવામાં નહિ આવે.

૧૩. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દના વધારે ગરીબ વર્ગોની શોચનીય સ્થિતિ તરફ સરકારનું ધ્યાન ખેંચવા આ કોંગ્રેસ એકવાર ફરીથી ઇચ્છે છે, જેમાંના પૂરેપૂરા ચાર કરોડ, ઉચ્ચ અમલદારી પ્રમાણ અનુસાર સાધારણ વર્ષોમાં પણ ભૂખમરાની અણીપર દુઃખે જીવન ગાળે છે, અને તેમની સ્થિતિ સુધારવાને માટે બીજાં પગલાંની સાથે સાથે આ કોંગ્રેસ નીચે પ્રમાણે ભલામણો કરે છે:

( ૧ ) કે, દેશના જે ભાગોમાં હમણાં કાયમની જમાબંદી નથી ત્યાં તે દાખલ કરવી અને હિન્દના જે ભાગોમાં હમણાં કાયમની જમાબંદી દાખલ કરવી ઇચ્છનીય ન લાગે ત્યાં મ્હેસુલ પુષ્કળ વધારવાની સામે અંકુશો મુકવા, જેથી કરીને પોતાનો નિર્વાહ કરી શકે એટલું રૈયત પાસે રહે.

( ૨ ) કે, ખેતીવાડીની બેંકો સ્થાપવી, અને ખેતીવાડીની લોનોના કાયદાની રૂએ લોનો આપવામાં વધારે સરળતાઓ કરી આપવી.

( ૩ ) આવક વેરાના કાયદા હેઠળ કર નાખવા યોગ્ય ઓછામાં ઓછી રકમ પાંચસોથી વધારીને એક હજાર જેટલી ઠરાવવી.

( ૪ ) પારિભાષિક શાળાઓ સ્થાપવી જોઇએ અને સ્થાનિક દેશી કારીગીરીઓને પોષણ આપવું જોઇએ.

### કેળવણી.

૧૪. ઠરાવ કરવામાં આવે છે કે, એવો સમય આવી પહોંચ્યો છે કે, હમણાં માત્ર પરીક્ષાઓથી આપવામાં આવે છે તેના કરતાં વધારે મોટી સરળતાઓ ઉચ્ચતર કેળવણી અને બુદ્ધિના ઉચિત વિકાસને માટે અત્યંત આવશ્યક છે તેથી આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, કલકત્તા, મદ્રાસ અને મુંબાઇની શારદાપીઠોની સ્થાપનાના કાયદાઓ એવી રીતે સુધારવા જોઇએ કે શિક્ષણ આપવાની ફરજો દાખલ કરવાની અને વિદ્યાને વધારે વિસ્તૃત ક્ષેત્ર આપવાની વ્યવસ્થા થાય, અને સામાન્ય રીતે ચાલુ જમાનાની આવશ્યકતાઓને તે સાનુકૂળ થાય.

### પરદેશ ગમન.

૧૫. હિન્દના અને આસામના સર્વ ભાગો

વચ્ચે વ્યવહાર ચલાવવાની સગવડ જોતાં આ કૉંગ્રેસનો એવો અભિપ્રાય છે કે, એવો સમય આવી પહોચ્યો છે કે ૧૮૯૩ ના સાતમા કાયદા પ્રમાણે સુધારવામા આવેલો ૧૮૮૨ નો ઇન્લૅન્ડ એમીગ્રેશનનો પ્રથમ કાયદો રદ કરવો જોઇએ

### કાયમની જમાબંદી

૧૭. ઠરાવ કરવામા આવે છે કે, જે પ્રાંતોમા જમીન મ્હેસુલની આકણી મુદતી હતી ત્યા જમાબંદીની મુદત અત્યાર સુધી હતી તેમા ઘટાડો કરીને ટુંકી મુદતો કરવાની સરકારની રાજ્યનીતિ સામે આ કૉંગ્રેસ પોતાનો સખ્ત અણગમો દર્શાવે છે, અને પ્રાર્થના કરે છે કે, લાબી મુદતો સુધી, કમમા કમ સાઠ વર્ષો સુધી, જમાબંદી ચાલવાની ખાત્રી આપવી જોઇએ.

### પ્રતિનિધિત્વ

,૧૯ ઠરાવ કરવામાં આવે છે કે, મધ્ય પ્રાંતો તરફથી વડી ધારાસભામા એક સભ્યની નીમણુક કરવાને માટે સ્થાનિક સંસ્થાઓને ભલામણો કરવાનુ કહ્યા વિના હિન્દી સરકારે એવી નીમણુક કરવામા જે અવળી નીતિ ગ્રહણ કરી છે તેની સામે આ કૉંગ્રેસ પોતાનો અણગમો ભાર દઇને જાહેર કરે છે, અને અંતઃકરણપૂર્વક આશા રાખે છે કે, સરકારે બંગાલ, મદ્રાસ, મુંબાઇ અને વાયવ્ય પ્રાંતોને જેવુ પ્રતિનિધિત્વ આપ્યુ છે તેવુજ પ્રતિનિધિત્વ મધ્ય પ્રાંતોને આપવાને માટે સરકાર શીઘ્ર પગલા ભરવાની કૃપા કરશે.

### ખર્ચ કમીશન.

૨૦ ઠરાવ કરવામા આવે છે કે, કૉંગ્રેસના સંયુક્ત જનરલ સેક્રેટરી રા દિનશા એદલજી વાચ્છાને ખર્ચના શાહી કમીશન સમક્ષ જુબાની આપવાને મુંબાઇ પ્રેસીડન્સી એસોસીએશને મોકલ્યા છે તે તરફ આ કૉંગ્રેસ પોતાની સંતોષની લાગણીની નોંધ લેવા ઇચ્છે છે, અને કૉંગ્રેસને સંપૂર્ણ વિશ્વાસ છે કે, જે પ્રશ્નોની તપાસ થવાની છે તે વિષે રા વાચ્છા તેના ( કૉંગ્રેસના ) અભિપ્રાયો શુદ્ધ પ્રકારે અને યોગ્ય રીતે દર્શાવશે

### પાર્લામેન્ટ પ્રતિનિધિત્વ

૨૧ ઠરાવ કરવામા આવે છે કે, હિન્દની પ્રજાના પ્રતિનિધિ તરીકે આ કૉંગ્રેસ રા દાદાભાઈ નવરોજી પર પોતાનો સંપૂર્ણ અને અખંડિત વિશ્વાસ એકવાર ફરીથી દર્શાવે છે, અને આશા રાખે છે કે તેમના જૂના સેન્ટ્રલ ફીન્સબરીના મતદાર મંડળ તરફથી અથવા અન્ય કોઇ ઉદાર પક્ષના મતદાર મંડળ તરફથી તેમને ફરીથી ચુંટી કાઢવામા આવશે

### કૉંગ્રેસનું કાર્ય.

૨૨ ઠરાવ કરવામા આવે છે કે, બ્રિટિશ કમિટી અને કૉંગ્રેસના વર્તમાન પત્ર "ઇંડીઆ" ના, અને સંયુક્ત જનરલ સેક્રેટરીની ઓફીસના ખર્ચને માટે રૂ ૬૦,૦૦૦ ની રકમ કાઢી આપવામા આવે છે, અને હમણા અથવા હવે પછી, કમિટીમા ઠરાવ્યા પ્રમાણે જૂદા જૂદા મંડળોએ ૧૮૯૭ ના વર્ષને માટે ફાળો આપવો

### સામાન્ય.

૨૩ ઠરાવ કરવામા આવે છે કે, આ કૉંગ્રેસ આવતા વર્ષને માટે મીં એ ઓ હ્યુમને જનરલ સેક્રેટરી અને રા ડી ઇ વાચ્છાને સંયુક્ત જનરલ સેક્રેટરી ફરીથી નીમે છે

૨૪ ઠરાવ, કરવામા આવે છે કે તેરમી કૉંગ્રેસ ૧૮૯૭નો નાતાલના દિવસ પછી હવે પછી ઠરાવવામા આવે તે દિવસે અમરાવતી-વરાડમા મળશે

---

# તેરમું પ્રકરણ.

---

## તેરમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

ઇ.સ. ૧૮૯૭ની ૨૭ મી, ૨૮ મી અને ૨૯ મી ડીસેમ્બરે અમરાવતી-વરાડમાં તેરમી રાષ્ટ્રીય કોંગ્રેસની બેઠક મળી હતી દુખના કારણ વર્ષમા ૬૯૨ પ્રતિનિધિઓ હાજર થયા હતા હમેશાના કરતાં સંખ્યા વધારે નાની હતી, પરન્તુ કોંગ્રેસ ભરવાના માર્ગમાં અધિકારીઓએ દરેક શક્ય મુશ્કેલી ઉભી કરી હતી. તેનુ એક કારણુ એ હતું કે, મી. રેંડ અને લેફ્ટેનન્ટ એયર્સ્ટનાં ખુન થયા પછી પુષ્કળ વહેમ અને તિરસ્કાર ફાટી નીકળ્યા હતા, અને બીજું કારણુ એ હતું કે પ્લેગના પ્રથમ વર્ષમાં "ક્વોરેન્ટાઇન' બેસાડવામા આવી હતી. અધિકારીઓ કોંગ્રેસ ભરાવા દેશે કે કેમ, એ વિષે પણ સંદેહ રહેતો હતો, પરન્તુ સ્વાગત સભાએ બતાવેલી અડગતા અને પોતાની વ્યવસ્થાઓમા તેમણે લીધેલી કાળજીને લીધે અન્તે વિજય મળ્યો પ્રતિનિધિઓ નીચે પ્રમાણે હતા



સર સી શંકર નાયર
તેરમી કોંગ્રેસના પ્રમુખ

| | |
|---|---|
| મદ્રાસ | ૩૮ |
| બંગાલ | ૩૩ |
| મુબાઇ | ૧૭ |
| વરાડ, મધ્ય પ્રાંતો અને સીકંદ્રાબાદ | ૫૯૩ |
| વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા | ૧૦ |
| પંજાબ | ૧ |
| | ૬૯૨ |

સ્વાગત સભાના પ્રમુખ રા ખાપર્ડેએ કોંગ્રેસને આવકાર આપ્યો, અને લાબા સમય ગયા હિન્દે નહિ જાણેલા અત્યંત નઠારા વર્ષનું ટુંકમા વર્ણન આપીને તેમણે પ્રારંભ કર્યો, દુષ્કાળે દેશમા કેર વર્તાવ્યો છે, સેંકડો વર્ષો થયાં અપરિચિત સ્વરૂપમાં પ્લેગ ફાટી નીકળ્યો છે, વાયવ્ય સરહદ પરના વિગ્રહે નાણાંની સ્થિતિ વિષે મુશ્કેલી ઉભી કરી છે, જળની રેલો, આગો. અને ધરતીકંપોએ આપણા ત્રાસમાં હમેશાં કર્યો છે આટલી બધી કુદરતી આપત્તિઓથી થયલા દુખને દૂર કરવાને સરકાર અને પ્રજા સુસંપથી પ્રયત્નો કરતી હતી, તેવામા પુનામાં કરવામા આવેલાં બે "શોચનીય ખુનોથી" સરકારમાં અવિશ્વાસ ઉત્પન્ન થયો, કલ્પિત ફેલાઇ ગયલા કાવત્રાથી ત્રાસ ફેલાઇ ગયો, રાજ્ય તરફથી ફોજદારી કામ ચાલવા લાગ્યા, 'અણધાર્યા દેશવટા" દેવાયા, અને ફોજદારી કામ ચલાવવાની રીતમા સુધારો કરવાની દરખાસ્ત થઇ; તે વર્ષમા એકજ ઉજ્જવલ વાત ૧૮૫૮ નો ઢંઢેરો આપનારનો (નામદાર મહારાણીનો) મહોત્સવ હતો કોંગ્રેસના પ્રમુખની દરખાસ્ત મુકવા ની આજ્ઞા તેમણે માન. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીને ૦રી

સરકારના પ્રતિકારક વલણુની ગંભીરતા, અને આપણા વિચારોમા માર્ગદર્શન કરાવવાને એક મુત્સદ્દીની આવશ્યકતા બાબુ બેનરજીએ થોડા શબ્દોમા કહી, અને "કોંગ્રેસ હીલચાલના એક સંભાવિત અને ઉદારચરિત અગ્રેસર' માન. રા. સી શંકરનાયરની દરખાસ્ત મુકી.

રા એમ વી જોશીએ અનુમોદન આપતા કહ્યુ કે, ખાસ કરીને આ વર્ષે આપણા પ્રમુખમાં કોંગ્રેસ પ્રતિ દૃઢ ભક્તિ, નિશંક વફાદારી, અને નિષ્કલંક અંગત ચારિત્રની આપણે જરૂર છે. એ ગુણો સૂચવાયલા પ્રમુખમા આપણા જોવામા

આવે છે. પંડિત મદનમોહન માલવીય અને રા. સી. એચ. સેતલવડે વિશેષ અનુમોદન આપ્યું, અને અત્યંત ઉમંગપૂર્વક ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પ્રમુખે પ્રારંભમાં મહારાણીના મહોત્સવ વિષે થોડાક સુંદર શબ્દો કહ્યા, અને ત્યાર પછી કેળવાયલા હિન્દીઓના આખા વર્ગ સામે એંગ્લો-ઇંડીઅન વર્તમાનપત્રોના એક વિભાગે રાજ્યદ્રોહની બૂમ અચાનક ઉઠાવી હતી તે વિષય હાથમાં લીધો. અંગ્રેજી પ્રોફેસરો પાસે અંગ્રેજી સાહિત્ય શિખનાર, અંગ્રેજી ઇતિહાસનું અધ્યયન કરનાર, અંગ્રેજી પુસ્તકો, વર્તમાનપત્રો, માસિકો વિગેરે વાંચનાર વર્ગ "કર્તવ્ય, હકકો, અને ભ્રાતૃત્વના અંગ્રેજી વિચારો પ્રાપ્ત ન કરે, એવો વર્ગ અશક્ય છે," એમ તેમણે કહ્યું. આપણે જાણીએ છીએ કે, વર્ગ અને જાતીના ભેદો, અવનતિ અને દુઃખ ઇંગ્લાંડમાં સ્વતંત્ર સંસ્થાઓએ દૂર કર્યાં હતા, અને આપણે માનીએ છીએ કે એવી સંસ્થાઓનાં એવાંજ પરિણામો અહીંયાં આવશે. પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓની હિન્દને ના પાડવામાં ઇંગ્લાંડના ઇતિહાસમાં ઉમદામાં ઉમદા પુરૂષોએ જે સિદ્ધાંતોને માટે પરિશ્રમ કર્યો છે, અને પોતાનું લોહી રેડયું છે, તે સિદ્ધાંતો પ્રતિ દુર્લક્ષ કરવા સમાન છે. ઇંગ્લાંડ પોતાની શાળાઓ બંધ કરી શકયું નહિ. તેમજ જુલમની નિંદા કરનારાં વર્તમાનપત્રોને અટકાવી શકયું નહિ. દેશદ્રોહી તરીકે વૉલેસનું મસ્તક કાપી નાખવામાં આવ્યું હતું, બ્રુશને માથે ઘોર ખુનનો ગુન્હો હતો, અને એમ્મેટ અને અન્ય આઇરીશ અગ્રેસરોને અંગ્રેજ સરકારે રાજ્યદ્રોહને માટે દંડ કર્યા હતા, તેમની મી. ચેમ્બરલેન સ્તુતિ કર્યા કરતો હતો. "અંગ્રેજી બાધામાં દલીલો કરીને મનુષ્યને ગુલામ બનાવી દેવા અશક્ય છે." તેથી આપણે બ્રિટિશ રાજ્ય ચાલુ રાખવાની ઇચ્છા ધરાવીએ છીએ, જેથી કરીને દુનિયાની સ્વતંત્ર અંગ્રેજી-બોલતી પ્રજાઓના સમૂહમાં હિન્દ પોતાનું સ્થાન લે.

ભૂખે મરતા હિન્દને ગ્રેટબ્રિટને અને અન્ય દેશોએ મોકલાવેલી અનુપમ સહાયનો કૃતજ્ઞતા પૂર્વક સ્વીકાર કરતાં પ્રમુખે કહ્યું કે, જે રાહત આપવા ચાહે છે, તે (રાહત) નો ઉપયોગ દુષ્કાળોનાં કારણો દૂર કરવામાં કરવાની જરૂર તરફ આપણે દુર્લક્ષ કરી શકના નથી. "આ દુષ્કાળોનું મૂળ હિન્દની મોટી ગરીબાઇ છે." મદ્રાસમાં સારી મોસમમાં ૨ કરોડ ૮૦ લાખની વસ્તીમાં ૫૦ લાખને અનાજ મળતું નથી. તે ચાલુ રહેશે ? કાયમની જમાબંદી અને (ખર્ચમાં) કાપકૂપ એ બે સુધારા આવશ્યક છે. ઘણો ખર્ચ એવા વિચારને આભારી છે કે, અંગ્રેજો ચઢીયાતા છે, હિન્દને તલવાર વડે કબજામાં રાખી રહ્યા છે. "આપણને એ વિચાર તિરસ્કરણીય છે, અને તેથી કાયદા અને સરકાર સમક્ષ સમાનતાને માટે આપણે આગ્રહ કરીએ છીએ આ ભેદો આપણી વફાદારીને કલંકિત કરે છે, કોમી વિચારોના અત્યંત વિષમ સ્વરૂપને પુષ્ટિ આપે છે, હિન્દીઓને ઉતરતી જાતીની જગ્યાપર ઘસડી આણે છે, અને આપણા પુરૂષાર્થનો શાંત રીતે નાશ કરે છે."

"આપણા પોતાના દેશમાં આપણી અનનત સ્થિતિ છે તેથી સંસ્થાનો આપણી તરફ ખરાબ વર્તન રાખે છે તે યોગ્ય છે....આ જાતિના પ્રશ્ન વિષે છુટછાટ મુકવી શકાય નથી આપણું ચાલશે ત્યાં સુધી કોઇ પણ સમાધાની સ્વીકારી શકાશે નહિ સંપૂર્ણ સમાનતા માટે આપણે આગ્રહ કરવો જોઇએ અસમાનતા એટલે જાતિનું ઉતરતાપણું-રાષ્ટ્રીય અવનતિ. તેથી અંગ્રેજોને આપવામાં આવેલા સર્વ દિવાની હકકોની પ્રાપ્તિ, અને હિન્દીઓ તરીકે છીનવી લેવામાં આવેલા હકકો પાછા લેવા એ આપણી નેમ હોવી જોઇએ"

પછી પુનામાં પ્લેગ સામે લેવાયલાં પગલાંથી ઉત્પન્ન થયેલા દુઃખ અને કોપ, હિન્દુઓ અને મુસલમાનોનાં ગૃહોમાં સ્ત્રીઓના ઓરડાઓમાં સીપાઇઓનો બળાત્કારે પ્રવેશ, અને ગૃહ-દેવસ્થાનોમાં તેમનો પ્રવેશ, એ સર્વ હકીકત પ્રમુખે કહી પુનાના એક અગ્રેસર સરદાર રા નાટુએ સરકારને નિયમસર લેખી ફર્યાદો કરીને વચ્ચે પડવાની વિનતિ કરી હતી અત્યાચારો ચાલુ રહ્યા, અને પ્લેગ કમિટીના પ્રમુખનું ખુન કરવામાં આવ્યું એંગ્લો-ઇંડીઅન વર્તમાનપત્રોએ દેશી વર્તમાનપત્રોપર અને કેળવાયલા હિન્દીઓ પર હુમલા કર્યા, "મોટે ફુંટો મારવાના કાયદાની

મોટેથી માગણી કરવામાં આવી, હિન્દીઓને કેળવણી આપવાની નીતિ વિષે શંકા બતાવવામાં આવી; ઇંગ્લાંડનાં વર્તમાનપત્રોને ઉશ્કેરણી કરવામાં આવી, અને યુરોપીઅનોમાં હાહાકાર વ્યાપી ગયો." પરિણામ શોચનીય આવ્યું. નાટુ ભાઇઓને પકડવામાં આવ્યા અને કામ ચલાવ્યા વિના કેદખાનામાં નાખવામાં આવ્યા. લો. મા તિલક અને દેશી વર્તમાનપત્રોના બે તંત્રીઓ સામે કામ ચલાવવામાં આવ્યું. એક ન્યાયાધીશ અને ૬ યુરોપીઅનો તથા ત્રણ હિન્દીઓની બનેલી જ્યુરી સમક્ષ લો. મા. તિલક સામે કામ ચાલ્યું,' અને અલબત્ત ૭ વિરુદ્ધ ત્રણ મતે તેમને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા, અને એક સામાન્ય ગુન્હેગારની માફક તેમની સાથે વર્તન ચલાવવામાં આવ્યું. કરવામાં આવેલી કર્યાદોના પાયા વિષે પૂછાયલા પ્રશ્નનો સરકારે પ્રત્યુત્તર આપ્યો નથી. પરન્તુ હિન્દ તે પ્રશ્ન પૂછી રહ્યું છે, અને ભવિષ્યની પ્રજા તે પૂછશે. પ્રગતિ અટકાવવાનો યત્ન કરવાથી કાંતો ' જમીનની નીચેના માર્ગો ( ગુપ્ત માર્ગો ) શોધવાની ફરજ પડશે અથવા તે છલકાઇ જશે."

"હિન્દુસ્થાન જેવું છે તેવું ને તેવું રહેવા દઇને આપણે સંતુષ્ટ બનીશું, કે તેને ઉચ્ચતર સપાટીએ આણવાને આપણાથી બની શકે તેટલા સર્વ પ્રયત્નો કરીશું ? પરાધીનતાના, અરે આપણે કહીશું, ગુલામગિરીનાં વર્ષોએ હિન્દી પ્રજાનું બળ ચુસ્વી નાખ્યું છે, તેની અભિવૃદ્ધિ હીંગણી બનાવી દીધી છે, અને તેમાનાં સર્વ ઉમદા અને ભવ્ય તત્વો નષ્ટ કર્યાં છે, અને વર્તમાન પળે હિન્દુસ્થાનની જે સ્થિતિ છે તેના કરતાં કોઇપણ કાળે તેની વધારે સારી સ્થિતિ થવાની હોય અને પ્રજાઓની પંક્તિમા તેણે ઉચિત સ્થાન લેવાનું હોય તો તેના કેળવાયલા અને સુધરેલા પુરૂષોના ઉત્સાહી પ્રયત્નોનેજ તે સંપૂર્ણ આભારી હોવું જોઇએ."

દમનનાં પરિણામો વિષે વકતાની ચેતવણીઓ તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું, અને પ્રગતિને જમીનની નીચે હાંકી કાઢવામાં આવી. લો. મા તિલકનું દીલ ઠરતું થઇ ગયું, પણ તે ભયભીત થયા નહિ, અને સ્વતંત્રતાને બલિ આપનારાઓમાં તેમણે પોતાનું સ્થાન લીધું. પુનામાં પ્લેગ વિષે અત્યાચારો થયા, નાટુ સરદારોએ તપાસ કરવાને માટે ન્યાય પુરઃસર અપીલો કરી તેનો જવાબ કામ ચલાવ્યા વિના તેમને કેદ કરીને આપ્યો, કેમકે કામ ચલાવ્યું હોત તો તેમની ફર્યાદોનું સત્ય પૂરવાર થાત અને વર્તમાનપત્રો સામે ગેર ડહાપણ ભરી રીતે કામો ચલાવવામાં આવ્યાં, તે દિવસથી ઉદ્દામ પક્ષનો જન્મ થયો ગણાય.

વિષય નિર્ણાયક સભા મંજુર કરવામાં આવી અને કોંગ્રેસ મુલત્વી રહી.

બીજે દિવસે નિયમિત કાર્યનો પ્રારંભ થતાં સરહદ વિષેની રાજ્યનીતિ સામે અણગમો દર્શાવવામાં આવ્યો, અને વિનતિ કરવામાં આવી કે, શાહી રાજ્યનીતિને માટે આ સરહદ પારની ચઢાઇઓની આવશ્યકતા હોય તો બ્રિટિશ ખજાનાએ ઘણોખરો ખર્ચ વેઠવો જોઇએ. રા ડી. ઇ. વાચ્છાએ ઉપરના અભિપ્રાયો દર્શાવતો પ્રથમ ઠરાવ રજુ કર્યો, અને તેમણે કહ્યું તેમ એ વિષય ખરેખાત ચુડાઇ ગયલો હતો. સરહદપરના વિગ્રહોથી થતા લશ્કરી ખર્ચ સામે દર વર્ષે આપણે અણગમો દર્શાવ્યો છે. ઠરાવને રા. જી. સુબ્રમન્ય આયરે અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

બીજો ઠરાવ પહેલા ઠરાવ સાથે ગુંથાઇ ગયલો હતો, અને દુષ્કાળ તથા પ્લેગથી થયલું દુઃખ જોતાં તે વખતે ચાલતા વિગ્રહના ખર્ચમાં સંગીન ફાળો આપવાનું બ્રિટિશ પાર્લામેન્ટને તેમાં કહેવામા આવ્યું હતું. આણુ એકુંડનાથ સેને તે રજુ કરતાં કહ્યું કે, હિન્દ ૧૧ લોકો શેર કમાય છે અને શેર ખાય છે, અને દુષ્કાળે હિન્દના તાણા ખાવાની સ્થિતિ અસ્તવ્યસ્ત કરી નાખી છે; તદુપરાત ખર્ચ કમીશન સમક્ષ પડેલી જુબાની જોતાં બ્રિટન પોતાનો ભાગ ઉપાડી લેશે એવી આશા રાખવી ન્યાયયુક્ત છે. રા. જેશીસભે અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો. તેમા એવો વધારો કરવામાં આવ્યો હતો કે, એ બે ઠરાવોની એક અરજી પાર્લામેન્ટને મોકલી આપવી જોઇએ.

પંડિત મદનમોહન માલવીયાએ ત્રીજો ઠરાવ રજુ કર્યો, જેમાં, તેમના કથન અનુસાર, અંદાજપત્રોપર મત આપવાના હકક વિષે, લશ્કરી અને દીવાની ખર્ચ ઘટાડવા વિષે, બ્રિટન અને હિન્દના

સામાન્ય લોકોને માટે કરવામાં આવેલા સર્વ ખર્ચો, તેમની વચ્ચે વહેંચી લેવા વિષે પુર્વગામી કોંગ્રેસોમાં ઉચ્ચારાયલા અભિપ્રાયોનું તારતમ્ય આવેલું છે. અફગાનિસ્તાનના ખાલસા કરવા માટે, વિદેશીય વિગ્રહો માટે હિન્દને નાણાં આપવાં પડે છે; આવા ખર્ચો સામે મત આપવાને ઇંડીઆ કાઉન્સીલમાં સાચું હિન્દી પ્રતિનિધિત્વ મળવું જોઇએ, રા. હીરેન્દ્રનાથ દત્તે અનુમોદન આપતાં કહ્યું કે, ખર્ચ કમીશનનું કેટલુંક પરિણામ સારૂં આવ્યું છે, કેમકે તેના સભ્યોને હિન્દની ગરીબાઇની ખાત્રી થઈ છે, અને એથી હિન્દી નાણાં ખાતાપર અસરકારક અંકુશ સ્થપાવો જોઇએ. ઠરાવને વિશેષ અનુમોદન અપાયું અને પસાર કરવામાં આવ્યો.

"રગસીયો ઠરાવ" ચોથો પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં ડહાપણભર્યો સુધારો કરવામાં આવ્યો, કેમકે પૂર્વગામી કોંગ્રેસોમાં તેની સંપૂર્ણ ચર્ચાઓ થઇ ગઇ હતી; તેજ કારણને લીધે જાહેર નોકરીના કમીશન વિષે પાંચમો ઠરાવ અને ખંડીયાં રાજ્યોમાં છાપખાનાને ફટકો મારવા વિષે છઠ્ઠો ઠરાવ રજુ કરવામાં અને પસાર કરવામાં આવ્યા. કાયમની જમાબંદી વિષે સાતમા ઠરાવ વિષે પણ એજ રીતે ગ્રહણ કરવી જોઇતી હતી, પરન્તુ મી. જૉન આદમ્સે લાંબું ભાષણ આપીને તે રજુ કર્યો, અન્ય ત્રણ વક્તાઓએ તેને અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

રા. જે. ચૌધરીએ આઠમો ઠરાવ રજુ કર્યો તે ઠરાવ પણ ઘણો જુનો હતો, ન્યાયી અને કારોબારી ફરજો જૂદી પાડવા વિષે-અને રા. સી. એચ. સેતલવડે લાભકારક રીતે બતાવી આપ્યું કે, માન. રા. ફીરોઝ શાહ મ્હેતા અને બાબુ દત્ત બંનેએ યોજનાઓ ઘડી કાઢી છે, તે પરથી માલુમ પડે છે. એ સુધારાનો અમલ કરતાં વિશેષ ખર્ચ કરવાની જરૂર નથી. ઠરાવ પસાર કરવામાં આવ્યો. (ખર્ચની) કાપકૂપ અને સુધારાની રાજ્યનીતિથીજ માત્ર દુષ્કાળનું કારણ દૂર થઇ શકે એમ છે, એ વિષે નવમો ઠરાવ પ્રમુખ સ્થાનેથી રજુ અને પસાર કરવામાં આવ્યો

એટલું કામ કરીને કોંગ્રેસ મુલત્વી રહી.

ત્રીજે દિવસે પ્રારંભમા પ્રમુખે પ્રમુખ સ્થાનેથી દશમો ઠરાવ રજુ કર્યો, જેમાં દુષ્કાળમાં રાહત આપવાને ગ્રેટ બ્રિટન, સંસ્થાનો અને યુનાઇટેડ સ્ટેટ્સે આપેલી મદદ માટે, અને વળી અંગ્રેજો અને હિન્દીઓએ કરેલી સેવાઓ માટે આભાર માનવામાં આવ્યો હતો.

કૃતજ્ઞતા સાચી અને યોગ્ય હતી, પરન્તુ ૧૮ મી સદીમાં "જે હિન્દની જમીનનાં કણસલાંથી દુરની પ્રજાઓનો નિર્વાહ થતો," તે હિન્દ ૧૯ મી સદીમાં ભીખારી બનીને વધારે સુખી પ્રજાનાં દ્વાર આગળ રોટલો માગે, એ વિચારથી હૃદયમાં દુઃખ થાય છે.

અગીઆરમા ઠરાવમાં કારોબારી સભાઓમાં બેને બદલે ત્રણ સભ્યોની, અને એક સભ્ય બીનસરકારી રાખવાની માગણી કરવામાં આવી હતી; તે ઠરાવ માન. રા. એન. સુબ્બારાવે રજુ કર્યો. પ્રત્યેક કારોબારી સભામાં એક હિન્દીને રાખવાની આવશ્યકતા તેમણે બતાવી, અને ટીકા કરી કે, બ્રિટિશ હિન્દમાં ઉચ્ચ નોકરી નહિ મળી શકવાથી દિવાન બહાદુર શ્રી નિવાસ રાઘવ આયંગર જેવા પુરૂષને વડોદરે જવું પડ્યું હતું, અને સર ટી. માધવરાવ જેવાને એક પછી એક ત્રાવણકોર, વડોદરા અને ઇંદોર જવું પડ્યું હતું.

રા. એન. સી. કેલકરે અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

માન. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ બારમો ઠરાવ રજુ કર્યો, ૧૮૧૮, '૧૯, અને' ૨૭ ના 'રેગ્યુલેશન્સ'ની રૂયે સરકારને આપેલી ખાસ સત્તાઓ વિષે તે હતો. અને તેમાં મુંબાઇ સરકારનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું કે, તેમણે પાંચ માસ સુધી કેદખાનામાં રાખેલા નાટુ સરદારોની સામે કાંતો કામ ચલાવવું અથવા છોડી મુકવા (હજી સુધી હિન્દમાં આ આ ભયાનક સત્તાનો ઉપયોગ કરવામાં આવે છે, અને જેની પર સરકારને વહેમ આવ્યો હોય તેને વારંવાર અચાનક દૃષ્ટિ બહાર ઉપાડી જવામાં આવે છે, તે અદૃશ્ય થઇ જાય છે, અને દાદ મળતી નથી.) બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ જુસ્સાપૂર્વક ભાષણ કર્યું તે યોગ્યજ હતું:

"પ્યુનીટીવ પોલીસનું થાણું પુનામાં રાખવામાં આવ્યું, તેને આપણે ભૂલ ગણીએ

છીએ. લો. મા. તિલક અને પુનાના તંત્રીઓને કેદ કરવામાં આવ્યા તેને આપણે વધારે મોટી ભૂલ ગણીએ છીએ. લો. મા. તિલકને માટે મારું હૃદય દિલસોજીથી ભરપૂર છે. મારી લાગણીઓ તેમના બંદિખાનામાં તેમની તરફ આકર્ષાય છે. આખી પ્રજા રૂદન કરે છે...અંગ્રેજોએ પોતાને માટે 'મેગ્નાકાર્ટા' અને 'હેબીઅસ કોર્પસ' જીતી લીધેલાં છે. એ હકકોમાં રહેલા સિદ્ધાંતો તેમના જ્વલંત બંધારણમાં જાળવી રખાયા છે. હું કહેતાં અચકાતો નથી કે, જન્મસિદ્ધ હકથી તે બંધારણ આપણું છે; બ્રિટિશ પ્રજા તરીકે આપણો જન્મ થયલો હોવાથી, બ્રિટિશ પ્રજાના અધિકારો મેળવવાનો આપણને હક્ક છે. એ હકકો આપણી પાસેથી કોણ ખુંચી લેશે? આપણે કૃતનિશ્ચય છીએ, અને આ કોંગ્રેસ પ્રતિજ્ઞા લેશે, તમે અને હું પ્રતિજ્ઞાપૂર્વક કરાર કરીશું. આ મંડપની બહાર જાહેર થવા દો, હિન્દના જાહેર પ્રજાના મનને જાણ પડવા દો કે ઇશ્વરના છત્ર હેઠળ બ્રિટિશ પ્રજા તરીકેના આપણા હકકો આપણને મળી શકે તેવાં સર્વ સનદશીર સાધનો વડે પ્રાપ્ત કરવાને આપણે કૃતનિશ્ચય છીએ, જે હકકોમાં અંગત સ્વાતંત્ર્યનો અનુપમ હક્ક કાંઇ ઓછા મહત્વનો નથી."

નીશેચિત અને સત્ય શબ્દો, પરન્તુ ૧૮૯૭ માં જેટલા ફ્લહીન ગયા તેટલાજ ૧૯૧૫ માં, અને હિન્દના એક ખુણાથી બીજા ખુણા સુધી તેમનો પોષ થશે નહિ ત્યાં સુધી તે ફ્લહીન રહેશે. નિત્યની જેમ હમણાં પણ સત્ય છે કે,

"જેઓ હકકો ટકાવી રાખે છે, તેઓનેજ ફક્ત હકકો મળે છે."

કુશળ વક્તાએ સત્ય કહ્યું કે:

"પ્રતિનિધિ બંધુઓ, જાન અને માલની સહીસલામતીના મહાન્ પાયા પર હિન્દમાં બ્રિટિશ રાજ્યની વિશાળ, પ્રચંડ, ગંજાવર ઇમારતનો આધાર છે. જો કોઇ પણ પળે તમારી મીલ્કત જપ્ત કરવામાં આવે, અને તમને પકડવામાં આવે, કામ ચલાવ્યા વિના અને ખુલાસાના એક પણ શબ્દ વિના તમને મહીનાઓ સુધી કેદ રાખવામાં આવે ત્યારે આ અમૂલ્ય આશીર્વાદોનું શું થાય છે? બ્રિટિશ રાજ્યમાં અંગત સ્વાતંત્ર્ય અને અંગત સહીસલામતીનાં ગર્વિષ્ઠ વચનોનું એ સંયોગોમાં શું થાય છે?"

રા. આર. કે. આર. કામાએ ઠરાવને અનુમોદન આપ્યું, અને લૉર્ડ જ્યોર્જ હૅમીલ્ટનનું એક સુંદર કથન ટાંક્યું: "હિન્દમાં, લગભગ ચેતવણી આપ્યા વિના દેખીતી રીતે શાંત પ્રજા, પોતાનાથી વિદેશીય વર્ગનાં ખુન કરવાની એકજ નેમ પોતાની સમક્ષ રાખનાર ગુન્હેગાર પાગલો સમાન અચાનક ભયંકર બની જાય છે." હિન્દી પ્રધાન લૉર્ડ જ્યોર્જ હૅમીલ્ટને દિવાને આમમાં કહેલું આ દુષ્ટકથન હિન્દ વિષેના ઉંડા અજ્ઞાનનો એક અધિક પૂરાવો છે, અને પ્રધાનની પદવીને માટે એવું અજ્ઞાન લાયકાત તરીકે ગણાતું દેખાય છે. જો એ લજ્જાસ્પદ કલંક જેટલું અસત્ય છે તેટલુંજ સત્ય હોય તો એક ગુન્હેગાર પાગલની સામે પણ કામ ચલાવવું પડે છે, કામ ચલાવ્યા વિના અચોક્કસ વખત સુધી તેને કેદમાં રાખી મુકાય નહિ. રા. પી. કેશવ પીલ્લાઇએ, મી. આલ્ફ્રેડ નન્દીએ, અને રા. વી. કે. કાળેએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

તેરમો ઠરાવ બાબુ ડબલ્યુ. સી. બોનરજીએ રજુ કર્યો, તેમાં રાજ્યદ્રોહના કાયદામાં કરવા ધારેલા ફેરફારો સામે અણગમો દર્શાવવામાં આવ્યો હતો, કેમકે તેથી વાક્સ્વાતંત્ર્ય અને વર્તમાનપત્રોના સ્વાતંત્ર્ય પર અસહ્ય ફટકો પડતો હતો. તે રજુ કરતાં વક્તાએ દલીલોથી ભરપૂર જુસ્સાદાર ભાષણ કર્યું, અને દર્શાવી આપ્યું કે, રાજદ્રોહી કહેવામાં આવતી બાબતોમાં એક હિન્દી સામે આરોપીની ભાષા પણ નહિ સમજનાર અંગ્રેજોની જ્યુરી સમક્ષ, અથવા રાજ્યદ્રોહની ધમકી જે સરકારને લાગતી હોય તે સરકારના અધિકારીઓ જીલ્લા મેજીસ્ટ્રેટો કામ ચલાવે તેમાં અન્યાય થાય છે. વક્તાના ધારવા પ્રમાણે તે દરખાસ્તોને બળાત્કારે ધારાપોથી પર ચઢાવવામાં આવશે, અને તેમણે કહ્યું:

"આપણે બ્રિટિશ જાહેર પ્રજા સમક્ષ જવું જોઇએ. તેમણે પોતાની વતી અને પોતાના નામમાં દેશપર રાજ્ય ચલાવવાને મોકલેલા એજંટો પ્રજા સામે કેવું વર્તન ચલાવે છે, અર્થાત્

બ્રિટિશ નામ અને બ્રિટિશ સ્વાતંત્ર્ય પ્રેમને બિલકુલ છાજે નહિ એવા પ્રકારનું વર્તન ચલાવે છે તે આપણે તેમને સમજાવવું જોઇએ. અને જો આપણે તેમને ખાત્રી કરાવી શકીએ કે આપણે સત્ય કહીએ છીએ તો મને સંદેહ નથી કે, બ્રિટિશ પ્રજા કોપ કરી ઉઠશે, અને લૉર્ડ એલ્જીન અને તેની કાઉન્સીલના સભ્યો આપણે માટે જે બેડીઓ તૈયાર કરી રહ્યા છે તેમાંથી આપણને મુક્ત કરશે.”

રા. મુધોલકરે અનુમોદન આપતાં સુંદર ભાષણ કર્યું, વાપરવામાં આવેલા ઢીલા શબ્દોનો ભય દર્શાવ્યો, અને કહ્યું કે, એ પગલું અવળી રાજ્યનીતિનું પરિણામ છે, અને અત્યંત હાનિકારક છે. પંડિત બિશન નારાયણ ધારે ૧૮૭૬મા લૉર્ડ હૉબ્હાઉસે લીધેલી એક નોંધ ટાકી, તેમાં તેમણે કહ્યું હતું કે, સમાન ન્યાય આપવાના કોઇ પણ પ્રયત્નની સામે એંગ્લો-ઇંડીઅન વર્તમાન પત્રો “પોકાર કરી ઉઠતાં, અને ધમકીઓ આપતાં, જેમની સાથે સરખાવતાં દેશી વર્તમાન પત્રોની ફર્યાદો નમ્ર બડબડાટના જેવી છે.” તેવીજ રીતે સર જેમ્સ ફીટ્ઝ જેમ્સ સ્ટીફન્સને અમુક “ દેશી મંડળોએ ” પૂછ્યું હતું કે, અમે કાયદાનો ભંગ કરીએ છીએ એમ અમે કયારે કહી શકીએ ? તેના પ્રત્યુત્તરમાં તેણે કહ્યું: ‘ અંગ્રેજી વર્તમાન પત્રો પાસે જાવ; તેઓ જે કહે, તે તમે કહો; તેમના કરતાં અન્ય કોઇ પણ વધારે અપમાન કરશે, એ અકલ્પનિય છે. ”

બાબુ એ સી મઝુમદારે આશ્ચર્ય દર્શાવ્યું કે, વર્તમાન પત્રોની નાની નાની નિંદાઓએ હિન્દીઓ વિરુદ્ધ સરકારના કાનમા એટલું બધું ઝેર રેડ્યું છે, અને તેમાં તે એટલાં બધાં સફળ થયાં છે કે, રાજ્ય પોતે આપણી પર રાજ્યદ્રોહનો આરોપ મુકવા દોરાયું છે.

“ આપણા પૂર્વજોએ પોતાના રાજાઓના કલ્પિત કલ્યાણને માટે પોતાનાં બાળકોનાં ઘણીવાર બલિદાન આપ્યાં હતાં તેમના વંશજો આપણે રાજાઓનાં લોહીથી ખરડાયલી અને પવિત્ર થયલી સ્વતંત્રતા જેમની હોય તેમની પાસેથી રાજ્ય-ભક્તિ પાઠો શિખવાની ના પાડીએ છીએ.”

બીજા બે વકતાઓએ કોંગ્રેસમાં ભાષણો આપ્યાં તે પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પોલીસની સત્તામાં વધારો કરવાની દરખાસ્ત વિરુદ્ધ ૧૪ મો ઠરાવ મી. જૉન આદમે રજુ કર્યો, અને તે વખતે ધારાસભામાં રજુ થયલા ફોજદારી કામ ચલાવવાની રીતના ખરડાની કલમોનું ઘણુ લંબાણથી પૃથક્કરણ કર્યું. બીજા ત્રણ વકતાઓનાં ભાષણો થયા પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ટુંક સમયના વિશ્રામ પછી મી. ગ્લૅડસ્ટનનું ૮૯ મું વર્ષ પૂર્ણ થતાં તેમને તાર કરવામાં આવ્યો, અને પંજાબને ધારાસભા આપવા માટે સરકારનો આભાર પ્રદર્શિત કરનારો, અને તેની મર્યાદાઓ માટે શોક દર્શાવનારો ઠરાવ ૧૫ મો પ્રમુખ સ્થાનેથી રજુ અને પસાર કરવામાં આવ્યો.

સોળમા ઠરાવમાં દર્શાવવામાં આવ્યું કે, વરાડમાં કારોબારી સભા કાયદા ઘડે છે, અને વિનતી કરીકે વડી ધારાસભાએ તે ઘડવા જોઇએ. સત્તરમા ઠરાવમાં માગણી કરવામાં આવી કે, દુષ્કાળ કમીશનના ક્ષેત્રમા વધારો કરીને વખતો વખત પડતા દુષ્કાળોનાં કારણો અને તે અટકાવવાના ઉપાયોની તપાસ કરવી. રા. રમંજલુ નાયડુએ તે રજુ કરતાં મદ્રાસના ૧૮૫૪,' ૬૫,' ૬૬,' ૭૭-૭૮,' ૯૧ અને ' ૯૭ માં પડેલા દુષ્કાળોની હકીકત કહી. આ વારંવાર પડતા દુષ્કાળો અટકાવવાને કાંઇ પણ કરવામાં આવતું નથી. પાણી પૂરું પાડવાની પદ્ધતિ ( ઇરીગેશન ) પર જેટલો ખર્ચ કરવામાં આવે છે, તેના કરતાં ચૌદ ગણાં વધારે નાણાં આગગાડીઓ પાછળ ખર્ચવામાં આવે છે. જો આગગાડીઓમા રોકવામાં આવતા નાણાં પાણી પૂરું પાડવાની પદ્ધતિમાં રોકવામાં આવે તો દુષ્કાળ અદશ્ય થઇ જાય. પ્રોફેસર એ એસ સાઠેએ અનુમોદન આપતાં કહ્યું કે, વારંવાર પડતા દુષ્કાળોનું મૂળ શોધી કાઢવું જોઇએ અને તેનો નાશ કરવો જોઇએ એક સૈકાની ગેરવ્યવસ્થાનું એ પરિણામ છે, આગગાડીઓથી અંગ્રેજોના વ્યાપારને સહાય મળે છે; પાણી પૂરું પાડવાની પદ્ધતિથી રૈયતને સહાય મળે છે. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

રા. દાદાભાઇ નવરોજી પર વિશ્વાસ દર્શાવનારો ઠરાવ અઢારમો માન. રાય બહાદુર પી.

આનન્દ ચાર્લુએ રજુ કર્યો, બાબુ મોતીલાલ ઘોષે તેને અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો. સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટિનો હંમેશની માફક આભાર માનવાનો અને વાર્ષિક રકમ આપવાનો ઠરાવ ઓગણીસમો અને મી. એ. ઓ. હ્યુમ અને રા. ડી. ઇ. વાચ્છાને ફરીથી નીમવાનો ઠરાવ વીસમો પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં અને પસાર કરવામાં આવ્યા, અને એકવીશમા ઠરાવમાં આગામી કોંગ્રેસની બેઠક મદ્રાસ મુકામે મુકરર કરવામાં આવી.

સ્વાગત સભાના અસાધારણ કઠિન કાર્યની ફતેહ માટે તેનો ઉપકાર દર્શાવનારો બાવીશમો ઠરાવ, અને પ્રમુખનો આભાર દર્શાવનાર ત્રેવીશમો ઠરાવ ઉત્સાહપૂર્વક પસાર કરવામાં આવ્યા, અને પ્રમુખે પ્રત્યુત્તરમાં થોડાક માયાળુ શબ્દો કહી તેરમી રાષ્ટ્રીય કોંગ્રેસનું વિસર્જન કર્યું.

### ઠરાવો.

### લશ્કરી.

૧. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાની ઊંડી અને ગંભીર પ્રતીતિ દર્શાવે છે કે, હિન્દી સરકારની સરહદ પરની વર્તમાન રાજ્યનીતિ સામાન્યતઃ બ્રિટિશ મહારાજ્યનાં અને વિશેષે કરીને આ દેશના ઉત્તમ હિતોને હાનિકર છે, કેમકે તેથી બ્રિટિશ હિન્દી રાજ્યની વર્તમાન સરહદની પેલીમેર વારંવાર લશ્કરી ચઢાઇઓ કરવી પડે છે, અને અમૂલ્ય જીંદગીઓ અને જાહેર નાણુંનો પુષ્કળ વ્યય થાય છે; તેથી તે બ્રિટિશ પ્રજાને વિનતિ કરે છે કે, આ હુમલા કરવાની રાજ્યનીતિ બંધ કરવી, અને જણાવવું કે, જો આવી ચઢાઇઓ આવશ્યક માલૂમ પડે તો તે શાહી ઉદ્દેશોને માટે હોવાથી તેમના ખર્ચનો મોટો ભાગ બ્રિટિશ ખજાનાએ આપવો જોઇએ.

૨ ઠરાવ કરવામાં આવે છે કે, દુષ્કાળ અને પ્લેગનાં સંકટોએ આ દેશમાં નાણાંની ગંભીર રીતે કફોડી બનેલી સ્થિતિને 'અસ્તવ્યસ્ત કરી નાખી છે, અને તેના મર્યાદિત સાધનોમાં કાપકૂપ કરી છે તે જોતાં અને વાયવ્ય સરહદની પેલીમેર ચલાવવામાં આવતાં લશ્કરી કામો શાહી હિતોના સંરક્ષણને માટે હોવાથી, આ કોંગ્રેસ પ્રાર્થના કરે છે કે, ગ્રેટ બ્રિટન અને હિન્દની વચ્ચે કયા સિદ્ધાંત અનુસાર લશ્કરી ખર્ચનો ફાળો કરવામાં આવે તે નક્કી કરવામાં ન આવે ત્યાં સુધી બ્રિટિશ પાર્લામેન્ટ વર્તમાન વિગ્રહના ખર્ચમાં સંગીન ફાળો આપવાની કૃપા કરશે.

૨. (ક) ઠરાવ કરવામાં આવે છે કે, પહેલા અને બીજા ઠરાવોમાં સમાયલી પ્રાર્થનાનો જેમાં સમાવેશ થતો હોય એવી એક અરજી કોંગ્રેસની વતી પ્રમુખની સહી સાથે પાર્લામેન્ટને મોકલવાની આ કોંગ્રેસ પ્રમુખને સત્તા આપે છે.

### ખર્ચ કમીશન.

૩. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ આનંદ દર્શાવે છે કે, "હિન્દી ખર્ચ વિષેના શાહી કમીશને" પોતાની કાર્યવાહી જાહેર પ્રજા માટે ખુલ્લી રાખવાનો ઠરાવ કરવાની કૃપા બતાવી, અને વળી હિન્દની તરફથી સંપૂર્ણ વસ્તુસ્થિતિ જણાવવાની તક હિન્દના પ્રતિનિધિ સાક્ષીઓને માનવંત કમીશને આપી તેને માટે તે પોતાનો આભાર દર્શાવવા ઇચ્છે છે. તપાસના ક્ષેત્રના ત્રણ વિભાગોના સંબંધમાં માનવંત કમીશનના યોગ્ય વિચારને માટે અત્યંત માનપૂર્વક કોંગ્રેસ નીચેની પ્રાર્થનાઓ રજુ કરે છેઃ

( ૧ ) હિન્દી ખર્ચને અંકુશમાં રાખવાની વ્યવસ્થાને માટે પ્રાર્થના કરવામાં આવે છે કેઃ—( ક ) વાયસરોયની ધારાસભાના બીન–અમલદારી સભ્યોને હિન્દી પ્રજાના વધારે સીધા પ્રતિનિધિઓ બનાવવાના, અને અંદાજ પત્રની કલમો વિષે સુધારો રજુ કરવાનો અને સભ્યોના મત માગવાનો હક તેમને હોવો જોઇએ; ( ખ ) વાયસરોયની અને સ્થાનિક ધારાસભાઓના ચુંટાયલા સભ્યોની ભલામણ અનુસાર હિન્દી પ્રધાનની કાઉન્સીલમાં મોસ્સાદાર અને અનુભવી હિન્દી પ્રતિનિધિઓની પૂરતી સંખ્યાની નીમણુંક કરવી; અને ( ગ ) હિન્દની નાણાં વિષયક સ્થિતિ તપાસવાને અને તેની પર રીપોર્ટ કરવાને દર વર્ષે દિવાને આમની સીલેક્ટ કમિટી નીમવી.

( ૨ ) ખર્ચની પ્રગતિ વિષે પ્રાર્થના કરવામાં

આવે છે કે, લશ્કરી અને બીજો લાભ ન આપે એવો ખર્ચ કમી કરવો, પ્રજાની આબાદી અને પ્રગતિને વધારવામાં વધારે મોટી રકમો ખર્ચવી, અને જાહેર નોકરીની ઉચ્ચતર જગ્યાઓ પર યુરોપીઅનોને બદલે હિન્દીઓને નીમવાથી ઘણો બચાવ થશે, અને રાજ્યતંત્ર વધારે કાર્યસાધક બનશે; અને

( ૩ ) ખર્ચના ફાળા પાડવા વિષે પ્રાર્થના કરવામાં આવે છે કે, જેમાં હિન્દ અને મહારાજ્યના અન્ય ભાગોનાં સામાન્ય હિતો સમાયલાં હોય તે સઘળા ખર્ચનું યોગ્ય પ્રમાણ શાહી ખજાનાએ આપવું જોઇએ; અને ખાસ કરીને સરહદની પેલીમેરના વર્તમાન વિગ્રહના ખર્ચનો મોટો ભાગ શાહી ખજાનાએ આપવો જોઇએ. છેવટે, પ્રમુખને સૂચના કરવામાં આવે છે કે, બને તેટલા ઓછા વિલંબથી આ ઠરાવની એક નકલ પોતાની સહી સાથે શાહી કમીશનના પ્રમુખને મોકલી આપવી.

### પહેલાંના ઠરાવોનું સમર્થન.

૪. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાની પહેલાંની કોંગ્રેસો સાથે સંમત થઇને મજબુત પક્ષ કરે છે કે: ( ૧૮૯૬ ( ક ) ( ગ ) ( જ ); પ્રાંતિક ધારાસભા આપવામાં આવી હતી, એટલે ( ચ ) કાઢી નાખવામાં આવ્યો હતો. અને વળી આ કોંગ્રેસ પોતાની પહેલાંની કોંગ્રેસોની સાથે સંમત થઇને પોતાની દૃઢ પ્રતિતી દર્શાવે છે કે,

( ક ) ( ૧૮૯૬. ૧૦. ) જાહેર પ્રજાના, મેડીકલ સાયન્સ અને મેડીકલ ધંધાના હિતની ખાતર તેમજ આર્થિક વહીવટના હિતની ખાતર આ કોંગ્રેસ એકવાર ફરીથી કહે છે કે, ( ૧ ) ફક્ત એકજ લશ્કરી મેડીકલ સર્વીસ હોવી જોઇએ, તેની બે શાખાઓ હોવી જોઇએ—એક યુરોપીય લશ્કર માટે, બીજી દેશી સૈનિકો માટે. અને તેમનો વહીવટ એક સરખી રીતે થવો જોઇએ; ( ૨ ) દેશની સીવીલ મેડીકલ સર્વીસની પુંનઃ રચના કરીને તેને અલગ અને સ્વતંત્ર મેડીકલ સર્વીસ બનાવવી જોઇએ, તેના વર્તમાન લશ્કરી સંબંધમાંથી તેને સંપૂર્ણ રીતે મુક્ત કરવી જોઇએ, અને બીજી ચીજો સરખી હોય તો દેશની બુદ્ધિનો ઉપયોગ કરવાનું યોગ્ય વલણ રાખીને હિન્દના અને અન્ય જગ્યાઓના મેડીકલ ( ઔષધ ) ના ધંધામાંથી માણસોની ભરતી કરવી જોઇએ; અને ( ૩ ) લાંબા સમયની વિષમતાઓ અને પરિણમતી ફર્યાદો દૂર કરવાને માટે સીવીલ એસીસ્ટંટ સર્જનો અને હોસ્પીટલ એસીસ્ટન્ટોના દરજ્જા અને દાવાઓની સંપૂર્ણ અને છુટથી તપાસ થવી જોઇએ.

( ખ ) ( ૧૮૯૬, ૧૪. )
( ગ ) ( ૧૮૯૬, ૧૫. )
( ઘ ) ( ૧૮૯૬, ૧૮. )
( ચ ) ૧૮૯૬, ( ૭. )

### જાહેર નોકરી.

૫. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પહેલાંની કોંગ્રેસો સાથે સંમત થઇને પોતાનો ઉંડો શોક એકવાર ફરીથી દર્શાવે છે કે, જાહેર નોકરીના કમીશનના પરિણામોથી આ દેશની પ્રજાને વ્યવહારિક રીતે કાંઈ પણ લાભ થયો નથી, અને એકવાર ફરીથી પોતાની પ્રતીતિ દર્શાવેછે કે, હિન્દમાં અને ઈંગ્લાંડમાં હિન્દી સીવીલ સર્વીસીસને માટેની પરીક્ષાઓ જેવી કે, સીવીલ, મેડીકલ, પોલીસ, એન્જીનીયરીંગ, ટેલીગ્રાફ ( તાર ), જંગલ અને એકાઉન્ટ્સ ( હીસાબી ખાતું ) એક સાથે લેવાની તરફેણમાં દિવાને આમના ૧૮૯૩ ની બીજી જુનના ઠરાવનો અમલ કરવામાં નહિ આવે ત્યાં સુધી એ પ્રશ્નનું સંતોષકારક સમાધાન શક્ય નથી. આ કોંગ્રેસ એકવાર ફરીથી નામદાર મહારાણીની સરકારનું નમ્રતાપૂર્વક ધ્યાન ખેંચે છે કે, હિન્દી પ્રજાને ન્યાય આપવાના પગલા તરીકે, અને તેમને આપેલાં વચનોનું પાલન કરવાના એકજ કાર્ય તરીકે દિવાને આમના ઠરાવનો શીઘ્ર અમલ થવો જોઇએ.

૬. ઠરાવ કરવામાં આવે છે કે, મદ્રાસ અને મુંબાઇના ગવર્નરોની જગ્યાએ હિન્દની સર્વીસીસમાંથી કોઇને નહિ નીમતાં ઇગ્લાંડના મુત્સદ્દીઓને નીમવાની રાજનીતિનું ડહાપણ જોતાં આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, તે પ્રાંતોનું કારોબારી રાજ્યતંત્ર ગવર્નરોએ ત્રણ સભ્યોની ( કારોબારી ) સભાઓ સહીત ચલાવવું જોઇએ,

અને હમણાંની જેમ બે સભ્યોની સભાઓ સહીત નહિ, અને એ ત્રણ સભ્યોમાંનો એક સભ્ય હિન્દી સીવીલ સર્વીસનો સભ્ય હોવો ન જોઇએ, એ ઇચ્છનીય છે.

## દમન.

૬. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, બ્રિટિશ વહીવટ હેઠળનાં દેશી રાજ્યોના પ્રદેશમાં છાપખાનાંને મોંઢે ડુચો મારનાર હુકમ હિન્દી સરકારે વિદેશીય ખાતામાં ૧૮૯૧ ની ૨૫ મી જુને કર્યો છે, તે અવળો, નિરંકુશ અને હાનિકર છે, અને સાચા મુત્સદ્દીપણાથી અને પ્રજાની સ્વતંત્રતાથી વિરૂદ્ધ છે, તેથી એકવાર ફરીથી તેની સામે ભાર દઇને પોતાનો અણગમો દર્શાવે છે, અને વિના વિલંબે તેને રદ કરવાનો આગ્રહ કરે છે.

૧૨. ઠરાવ કરવામાં આવે છે કે, ૧૮૧૮ ના ત્રીજા બેંગાલ રેગ્યુલેશનથી, ૧૮૧૯ ના બીજા મદ્રાસ રેગ્યુલેશનથી, અને ૧૮૨૭ ના પચીસમા મુંબાઇ રેગ્યુલેશનથી સરકારને આપવામાં આવેલી અસામાન્ય સત્તાઓનો સરકાર સુલેહ અને શાંતિના સમયમાં ઉપયોગ કરે તેને આ કોંગ્રેસ માનપૂર્વક વખોડી કાઢે છે, અને કહે છે કે, એવી સત્તાઓનો ઉપયોગ ફક્ત એવી મર્યાદાઓમાં કરવો જોઇએ કે, અત્યંત સાવચેતી અને કાળજીથી અને ઉચ્ચતમ જોખમદારીની ભાવના સહીતજ સરકાર તેમનો અમલ કરે.

(ક) તેથી આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે, તે રેગ્યુલેશનોના હેતુ દર્શાવનારા પ્રારંભના ભાગમાં દર્શાવેલા સંયોગોનું પોતાના પ્રાંતમાં અથવા પ્રાંતના અમુક ચોક્કસ વિભાગમાં અસ્તિત્વ છે, અને જરૂર પડે તો પોતાને મળેલી સત્તાઓનો સ્થાનિક સરકાર ઉપયોગ કરવાનો ઇરાદો રાખે છે, એવી જાહેરખબર લાગતી વળગતી સ્થાનિક સરકાર તરફથી આપવામાં ન આવે ત્યાં સુધી એમાંના કોઇ પણ રેગ્યુલેશનનો અમલ થવો ન જોઇએ; અને વિશેષ કહે છે કે, કોઈ પણ રીતે એ સત્તાઓમાં એવો વધારો ન કરવો જોઇએ કે, તેમની રૂયે પકડવામાં આવેલા માણસને ન્યાયની અદાલત સમક્ષ કામ ચલાવવાને માટે આણ્યા વિના ત્રણ માસથી વધારે મુદ્દત સુધી કેદ રાખી શકાય.

(ખ) ૧૮૨૭ ના પચીશમા મુંબાઇ રેગ્યુલેશન હેઠળ નાટુ સરદારોને પકડવામાં મુંબાઇ સરકારે જોખમદારીની લાગણીપૂર્વક પગલું ભર્યું હોવું જોઇએ, એમ આ કોંગ્રેસને લાગવા છતાં હજી તેનો અભિપ્રાય છે કે, એવી રીતે તેમને પકડયા પછી પાંચ માસ વહી ગયેલા હોવાથી ન્યાયની ખાતર તેમજ તેમને પકડવાથી સામાન્ય પ્રજાના મનમાં ઉદ્ભવેલી અશાંતિ અને બેચેની દૂર કરવાને માટે સરકારની ફરજ છે કે તેમની (નાટુ સરદારોની) સામે વિના વિલંબે કામ ચલાવવું, અથવા ન્યાયની અદાલત સમક્ષ મુકવા યોગ્ય પૂરતા પૂરાવા સરકાર પાસે ન હોય તો તેમને છોડી દેવા.

## રાજ્યદ્રોહ.

૧૩. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દી ફોજદારી કોડમાં ૧૨૪ અ કલમમાં રાજ્યદ્રોહનો કાયદો આપવામાં આવ્યો છે, અને ૫૦૫ કલમમાં ખોટી અફવાઓ ફેલાવવા વિષેનો કાયદો આપવામાં આવ્યો છે, તે વર્તમાન કાયદામાં કરવા ધારેલા ફેરફારો તરફ આ કોંગ્રેસ ભય અને ચિંતાની દૃષ્ટિથી જુએ છે, અને તેનો એવો અભિપ્રાય છે કે, હિન્દી ફોજદારી કોડની ૧૨૪ અ કલમમા વધારે સખતાઇની દિશામાં નહિ પરન્તુ વધારે સ્વતંત્રતાની દિશામાં સુધારો કરવાની જરૂર છે, અને હિન્દમાં રાજ્યદ્રોહનો કાયદો ઇગ્લાંડમાં છે તેવો કરવો હોય તો તેના અમલની સામે ત્યાં જેવા પ્રતિબંધો છે, તેવાજ સંગીન પ્રતિબંધો અહીંયા નાખવા જોઇએ, અર્થાત્ આરોપીઓની સામે જ્યુરી સમક્ષ કામ ચાલવું જોઇએ, જેમાના કમમા કમ અર્ધા, આરોપી જે પ્રજાનો હોય તેજ પ્રજાના હોવા જોઇએ, અને તેમનો ચુકાદો સર્વાનુમતે અપાવો જોઇએ. અને અત્યાર સુધી રાજ્યદ્રોહના મુકદમા ફક્ત સેશન્સ કોર્ટો અને હાઇકોર્ટો ચલાવી શકે છે તેને બદલે મેજીસ્ટ્રેટો તે ચલાવી શકે એ દરખાસ્ત સામે, અને જીલ્લા મેજીસ્ટ્રેટોના અભિપ્રાય પ્રમાણે જેઓ રાજ્યદ્રોહ ફેલાવતા હોય તેમની પાસે બાર માસ સુધી સારી ચાલના જામીનો લેવાની સત્તા તેમને આપવાની દરખાસ્ત સામે આ કોંગ્રેસ પોતાનો મજબૂત અણગમો દર્શાવે છે. આ કોંગ્રેસનો

વિશેષ અભિપ્રાય છે કે, હિન્દી ફોજદારી કોડની ૧૨૪ અ કલમ ધારાસભામાં પસાર કરતી વેળા સર જેમ્સ ફીટ્રઝ જેમ્સ સ્ટીફને આપેલાં વચનોથી કાયદામાં કરવા ધારેલા ફેરફારો તદ્દન વિરૂદ્ધ છે, અને વાક્સ્વાતંત્ર્ય અને વર્તમાનપત્રોના સ્વાતંત્ર્યને અસહ્ય ફટકો મારશે. આ પ્રમાણે દેશની પ્રગતિ અટકાવશે અને પ્રજાના મનમાં વિશ્વાસને બદલે ત્રાસ ઉત્પન્ન કરશે.

આ ઠરાવની એક નકલ પ્રમુખે ધારાસભા સમક્ષ રજુ કરવી.

### ફોજદારી કામ ચલાવવાની રીત.

૧૪. ઠરાવ કરવામાં આવે છે કે, વડી ધારાસભા સમક્ષ હમણાં ૧૮૯૭ નો ફોજદારી કામ ચલાવવાની રીતનો ખરડો છે, તેની સામે આ કોંગ્રેસ પોતાના અણગમાની નોંધ લેવા ઇચ્છે છે. કેમકે એ પગલું અવળું અને પ્રતિકારક છે, જેથી પોલીસની વિશાળ સત્તાઓમાં વધારો થશે, મેજીસ્ટ્રેટોને મુનાસબી વાપરવાની સત્તા હમણાં નથી તે તેમને મળશે, અને હાઇકોર્ટોની સત્તા પર કાપ મુકશે, એ સર્વથી આરોપીઓને અતિશય હાનિ પહોંચશે.

### કાયમની જમાબંદી.

૭. ઠરાવ કરવામાં આવે છે કે, જે પ્રાંતોમાં જમીન મ્હેસુલની જમાબંદી મુદ્દતી છે ત્યાં જમાબંદીની મુદ્દત ઘટાડવાની, અને તેની રકમ વધારવાની સરકારની રાજ્યનીતિ સામે આ કોંગ્રેસ પોતાનો સખ્ત અણગમો દર્શાવે છે, અને પોતાની દૃઢ પ્રતીતિ દર્શાવે છે કે, દેશના હિતની ખાતર અત્યંત આવશ્યક છે કે, એવા પ્રાંતોમાં જમીનની મ્હેસુલ હંમેશને માટે નકકી કરવી જોઇએ.

### કાયદા વિષયક.

૮. ઠરાવ કરવામાં આવે છે કે, ન્યાયના વહીવટમાં ન્યાયી ફરજો અને કારોબારી ફરજોને જૂદી પાડવાના પ્રશ્નને ઇગ્લાંડમાં તેમજ હિન્દમાં જાહેર અભિપ્રાયનું અનુમોદન મળ્યું છે, તે જોઇને આ કોંગ્રેસને સંતોષ ઉપજે છે; અને આ અતિ આવશ્યક સુધારાનો શીઘ્ર અમલ કરવાને માટે વ્યાવહારિક પગલાં ભરવાની હિન્દી પ્રધાન અને હિન્દી સરકારને એક વાર ફરીથી વિનતિ કરે છે.

### દુષ્કાળ.

૯. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દી સરકારે દુષ્કાળ કમીશનની નીમણુંક કરી છે તે જોઇને આ કોંગ્રેસને આનંદ ઉપજે છે, અને આશા રાખે છે કે, કમીશન તે બાબતની ઉંડી તપાસ કરશે. સાથે સાથે એક વાર ફરીથી કોંગ્રેસ પોતાની પ્રતીતિ દર્શાવવા ઇચ્છે છે કે, કેટલાંક વર્ષોથી દેશની દોલતનો જે ધુસારો થાય છે, અને સરકાર દિવાની અને લશ્કરી બંને ખાતાંમાં ઉડાઉપણાની રાજ્યનીતિ અનુસરે છે તેને પરિણામે અતિ ભારે વેરા અને ભારે મ્હેસુલથી લોકો ઘણા ગરીબ થઇ ગયા છે, તે ગરીબાઇને દુષ્કાળો આભારી છે; અને તેથી લોકો એટલા બધા ગરીબ બની ગયા છે કે, તંગીનો સ્પર્શ થતાં વેંતજ તેઓ નિઃસહાય બની જાય છે, અને રાજ્ય તરફથી તેમને ખોરાક પૂરો પાડવામાં ન આવે અથવા ખાનગી દાનની સહાય ન મળે તો તેમનો નાશ થવોજ જોઇએ. આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર દુષ્કાળો ફરી ફરીને ન પડે તેનો સત્ય ઉપાય એવી રાજનીતિ, સ્વીકારવામાં છે કે, તેથી કરકસર અવશ્ય થાય, રાજ્યની સંપત્તિ કરકસરથી જળવાઇ રહે, જે દેશી અને સ્થાનિક કલાઓ અને ઉદ્યોગો વ્યાવહારિક રીતે નષ્ટ થયા છે તેમનો વિકાસ કરે અને અર્વાચીન કલાઓ અને ઉદ્યોગો દાખલ કરવામાં સહાય આપે.

૧૭. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પ્રાર્થના કરે છે કે, હિન્દી સરકારે નીમેલા દુષ્કાળ કમીશનનું ક્ષેત્ર એવી રીતે વિસ્તૃત કરવું જોઇએ કે, વારંવાર પડતા દુષ્કાળોનાં કારણો, અને તે અટકાવવાના ઇલાજોની તપાસ કરવી.

૧૦. ઠરાવ કરવામાં આવે છે કે, ઉલ્લા દારૂણ દુષ્કાળોમાં બ્રિટિશ પ્રજાએ અને બ્રિટિશ સંસ્થાનો, યુનાઇટેડસ્ટેટ્સ ઓફ અમેરિકા અને અન્ય પરદેશોની પ્રજાઓએ આ દેશના લાખો ભૂખે મરતા લોકોને જે ઉદાર મદદ આપી હતી તેને માટે આ કોંગ્રેસ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે, અને તે આપત્તિથી પીડિત લોકોને રાહત આપવાને પચ્ચું ઓ પુરૂષોએ—અંગ્રેજો અને હિન્દીઓએ—જે સેવાઓ કરી છે અને આર્થિક સહાય આપી છે, તેમની ઉચ્ચ કદર કરે છે.

અને ભિન્ન ભિન્ન કોંગ્રેસ કમિટીઓને સૂચના કરવામાં આવે છે કે, કોંગ્રેસની વતી લંડનના લૉર્ડ મેયોરને મોકલવાને માટે એક હજાર પાઉન્ડની રકમ એકઠી કરવી, જેથી કરીને છેલ્લા દુષ્કાળના સમયમાં હિન્દના લોકોને આપવામાં આવેલી સહાય માટે તેમના તરફથી આભાર-દર્શક સ્મારક ચિન્હ લંડનના કોઇ સુપ્રસિદ્ધ સ્થળમાં ઉભું કરવાની તે કૃપા કરે.

### ધારાસભા ( પંજાબ. )

૧૫. ઠરાવ કરવામાં આવે છે કે, પંજાબને ધારાસભા આપવા માટે સરકારનો આભાર માનવા છતાં આ કોંગ્રેસ પોતાના શોકની નોંધ કરે છે કે, તેમણે સભ્યોને પ્રશ્નો પૂછવાનો હક્ક આપ્યો નથી, અને સભ્યો નીમવાની ભલામણો કરવાનો હક્ક પ્રજાને આપ્યો નથી, એવા હક્કો અન્ય પ્રાંતોમાં સભ્યો અને પ્રજા ભોગવે છે.

### વરાડ માટે ઘડાતા કાયદા.

૧૬. ઠરાવ કરવામાં આવે છે કે, વરાડ પ્રાંત બ્રિટિશ હિન્દનો ભાગ નથી તે છતાં ગવર્નર જનરલ-ઇન્-કાઉન્સીલ બ્રિટિશ હિન્દના કોઇ પણ ભાગ પર જે પ્રમાણે રાજ્ય ચલાવે છે તે પ્રમાણે આ પ્રાંત પર રાજ્ય ચલાવે છે, પરન્તુ તે પ્રાંતને માટે કાયદા ઘડવાનું મહત્ત્વનું કાર્ય ધારાસભાને બદલે કારોબારી સભા કરે છે, જેને પરિણામે વારંવાર પ્રતિકૂળ અને અગવડતા કરે એવા કાયદા બંધાય છે તેથી આ કોંગ્રેસ નમ્રતાપૂર્વક પ્રાર્થના કરે છે કે, જ્યાં સુધી ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સીલ વરાડ પર રાજ્ય ચલાવે ત્યાં સુધી વરાડને માટેના સર્વ કાયદાઓ અને કાયદાનું બળ ધરાવતા હુકમો વડી ધારાસભા શુદ્ધ બ્રિટિશ હિન્દને માટે ઘડે છે તેવીજ રીતે વરાડ માટે પણ તેણે ઘડવા જોઇએ.

### પાર્લામેન્ટરી પ્રતિનિધિત્વ.

૧૯. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દી રાજકીય પ્રગતિને માટે સર વિલિયમ વેડરબર્ને અને બ્રિટિશ કમિટીના અન્ય સભ્યોએ કરેલી નિઃસ્વાર્થ સેવાઓ માટે આ કોંગ્રેસ અત્યંત કૃતજ્ઞતાપૂર્વક તેમનો આભાર માનવા ઇચ્છે છે. અને બ્રિટિશ કમિટી અને કોંગ્રેસનાં વર્તમાન પત્ર "ઇંડીઆ" ના, અને સંયુક્ત જનરલ સેક્રેટરીની ઓફીસના ખર્ચને માટે રૂ: ૬૦,૦૦૦ ની રકમ કાઢી આપવામાં આવે છે, અને હમણાં અથવા હવે પછી, કમિટીમાં ઠરાવ્યા પ્રમાણે જૂદાં જૂદાં મંડળોએ ૧૮૯૮ ના વર્ષને માટે ફાળો આપવો,

### સામાન્ય.

૩૦. ઠરાવ કરવામાં આવે છે કે, આવતા વર્ષને માટે આ કોંગ્રેસ મી. એ. ઓ. હ્યુમ. સી. બી. ને ફરીથી જનરલ સેક્રેટરી અને રા. ડી. ઈ વાચ્છાને સંયુક્ત જનરલ સેક્રેટરી નીમે છે.

૩૧. ઠરાવ કરવામાં આવે છે કે, ૧૮૯૮ ના નાતાલના દિવસ પછી હવે પછી ઠરાવવામાં આવે તે દિવસે ચૌદમી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ મદ્રાસમાં મળશે.

---

# ચૌદમું પ્રકરણ.

## ચૌદમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

ઇ સ ૧૮૯૮ ની ૨૯ મી, ૩૦ મી અને ૩૧ મી ડીસેમ્બરે રાષ્ટ્રીય કોંગ્રેસનુ ચૌદમુ અધિવેશન મદ્રાસમા મળ્યુ રાજકીય ક્ષિતિજ પર વાદળા એકઠા થવા લાગ્યાં હતા, દમન પોતાનુ વિકાળ વદન બતાવી રહ્યુ હતુ, તેથી ગુપ્ત કાવત્રાની અભિવૃદ્ધિ થતી હતી અને તે દમનનો ઉપયોગ કરીને પોતાની નબળાઇ કબુલ-નાર સરકારનાથી દેશના શ્રેષ્ઠ અને ઉમદામા ઉમદા મનુષ્યોને વિમુખ કરતુ હતુ દુષ્કાળ અને પ્લેગથી દેશમા નિરાશા વ્યાપી ગઇ હતી, અને ચેતન અર્પનારે અંગ્રેજી કેળવણી પ્રતિનો અણગમો વધ્યો હતો પ્રતિનિધિઓની સખ્યા ઘટીને ૬૧૪ થઇ ગઇ હતી, અને તેઓ નીચે પ્રમાણે આવ્યા હતા

| | |
|---|---|
| મદ્રાસ. | ૫૧૯ |
| મુબાઇ | ૨૭ |
| વાયવ્ય પ્રાતો | ૧૧ |
| પજાબ | ૧ |
| વરાડ, મધ્ય પ્રાંતો, અને હૈદ્રાબાદ | ૧૮ |
| બગાલ અને આસામ | ૩૮ |
| | ૬૧૪ |

૨૯ મી ડીસેમ્બરે કોંગ્રેસની બેઠક શરૂ થઇ, અને સ્વાગત સભાના પ્રમુખ માન રા એન સુબ્બારાવ પતુલુએ મી ગ્લૅડસ્ટનના મૃત્યુ માટે, અને કોંગ્રેસના બે સ્તભો દરમ્યાના મહારાજ, અને સરદાર દયાલ સિંઘના મૃત્યુ માટે શોક દર્શાવ્યા પછી હિન્દના દિલનું સત્ય સ્વરૂપ બ્રિટિશ સરકાર અને ઇગ્લાંડને દર્શાવનાર તરીકે કોંગ્રેસનુ મૂલ્ય સમજાવ્યુ, હિન્દીઓ તરફના અમલદારોના વલણ વિષે તેમણે ફર્યાદ કરી તેમને જ્યાં કાવત્રુ ખીલવુ ન હોય ત્યા કાવત્રાની ગધ આવે છે, જે શાતિપૂર્ણ સમયમા અગત સ્વાતત્ર્યને સંકુચિત કરી નાખે છે, રાજ્યદ્રોહ સામે કાયદા ઘડી આણે છે, અને મહારાણીની જન્મથી બ્રિટિશ પ્રજા અને હિન્દી પ્રજા વચ્ચે ભેદો દર્શાવે છે તેમણે કહ્યુ કે, સર્વોપરી સત્તાનુ કર્તવ્ય રાજ્યની રાજનીતિ આકારવાનુ નથી, પરન્તુ જ્યારે તે રાજનીતિ જાહેર કરવામા આવે ત્યારે તેનો અમલ કરવાનુ છે, અને તેમણે રાજ્યતત્ર પર પાડેલા દરોડા અટકાવવા જોઇએ



મી એ એમ બોઝ
ચૌદમી કોંગ્રેસના પ્રમુખ

માન રાય બહાદુર પી આનન્દ ચાર્લુ, સી આઇ ઇ એ બાબુ આનન્દ મોહન બોઝની પ્રમુખ પદ માટે દરખાસ્ત મુકી રા આર એન મુધોલકરે તેને અનુમોદન આપ્યુ, મી જોન આદમ અને રા જેરશારામે તેને વિશેષ અનુમોદન આપ્યુ, અને તાળીઓની ગર્જના દર્મ્યાન મુરલીની દરખાસ્ત પસાર કરવામા આવી

પ્રમુખે પોતાના ભાષણના પ્રારભમા વર્ષ દરમ્યાન સ્વર્ગસ્થ થયેલા મિ ગ્લૅડસ્ટનની સુદર સ્તુતિ કરી, અને પછી તેજ દિવસે મુબાઇમા પગ

મુકનારે નવા વાયસરૉય લૉર્ડ કર્ઝનના આગમન વિષે થોડાક શબ્દો કહી આશા દર્શાવી કે, (જે આશા કદાપિ પરિપૂર્ણ થવાની ન હતી.) જ્યારે તે આ દેશને છોડીને જાય ત્યારે મિ. ગ્લૅડસ્ટનનું આ લોક છોડી જતાં તેમને માટે જેટલો સ્નેહ દર્શાવાયો તેમાંનો કેટલોક સ્નેહ તેને (લૉર્ડ કર્ઝનને) માટે દર્શાવવામાં આવે પછીથી જે ભાગ્યહીન વલણ માલુમ પડતું હતું તે તરફ તેમણે પોતાનું ધ્યાન ફેરવ્યું, જે વલણને જો અટકાવવામાં નહિ આવે તો પરિણામ દુઃખદ આવશે. સ્વાતંત્ર્ય પ્રતિ આ દેશની પ્રગતિ ગમે તેટલી મંદ હશે તો પણ તે ચાલુ રહેલી છે. વીશ વર્ષ પૂર્વે લૉર્ડ લિટનના દેશી વર્તમાન પત્રોના કાયદાની અલ્પાયુ પ્રતિક્રિયા આપણા જોવામાં આવી હતી, પરન્તુ તે કાયદો સત્વર પાછો ખેંચી લેવામાં આવ્યો હતો; હવે ભૂતકાળની ડહાપણ ભરી, અને હિતકર રાજનીતિ ઉથામી નાખવાની પ્રતિક્રિયા બે વર્ષથી આપણા જોવામાં આવે છે. એજ્યુકેશનલ સર્વીસમાં ઉચ્ચમાં ઉચ્ચ જગ્યાઓપર અંગ્રેજોને જે પ્રકારે દાખલ કરવામાં આવતા હતા તેજ પ્રકારે હિન્દીઓને પણ દાખલ કરવામાં આવતા હતા; આશરે વીશ વર્ષ ઉપર તેમનો પગાર ઘટાડવામાં આવ્યો, પરન્તુ ઉચ્ચમાં ઉચ્ચ જગ્યાઓ હજી તેમને માટે ખુલ્લી હતી. ૧૮૯૬ માં હીરક મહોત્સવ હતો, તે વર્ષે એમાંની કેટલીક જગ્યાઓ પરથી તેમનો પહેલ વહેલો બહિષ્કાર કરવામાં આવ્યો, તેમનો હોદ્દો ઘટાડવામાં આવ્યો અને તેમના પગારમાં વળી ઘટાડો કરવામાં આવ્યો. એજ વર્ષમાં ત્રણ ઇલાકાઓમાંના એક ઇલાકામાં વસવાટ કરીને રહેતા શુદ્ધ એશિયાવાસીને માટે રૂડકીની એન્જીનીયરીંગ કોલેજ બંધ કરવામાં આવી રશિઆ તરફ આંગળી કરી તિરસ્કાર બતાવે છે અને જ્યાં એવાં કૃત્યો કરવા દેવામાં આવે છે ત્યાં પ્રત્યેકને પોતાનું અંગત સ્વાતંત્ર્ય ભયમાં પડેલું લાગે છે. વળી રાજ્યદ્રોહનો નવો કાયદો કરવામાં આવ્યો છે, અને ફોજદારી કામ ચલાવવાની રીતના કોડમાં ફેરફારો કરવામાં આવ્યાં છે, જેથી જાહેર વકતાઓ અને વર્તમાનપત્રોનાં તંત્રીઓ લુચ્ચાઓ અને લફંગાઓની પંક્તિમાં ગણાય છે, તેમને સારી ચાલને માટે જમીનગિરીઓ આપવાનું કહી શકાય, અને પોલીસનાં ઉપરી જીલ્લા મેજીસ્ટ્રેટને રાજ્યદ્રોહના મુકદ્દમા ચલાવવાની પરવાનગી મળી છે. બીજા ઘણા અવળા કાયદા પસાર કરવામાં આવ્યા છે, તેમાંનો એક કલકત્તાનો મ્યુનિસિપલ ખરડો છે, જેની રૂએ જે કોરપોરેશને ઘણી ફત્તેહમંદીથી પોતાની સત્તાનો ઉપયોગ કર્યો હતો, તેની પાસેથી લગભગ સઘળી સત્તા લઈ લેવામાં આવનાર છે, અને એ પ્રમાણે સ્થાનિક સ્વરાજ્ય પર સખ્ત પ્રહાર પડે છે. પછી સરકારની સરહદ પરની રાજનીતિ પર પ્રમુખે ટીકા કરી, તે નીતિથી દેશના પ્રત્યેક આંતરિક સુધારામાં કાપકૂપ કરવી પડતી હતી. સરકારની ભવિષ્યની નીતિ કેવી થશે—પાછાં હઠવાની કે આગળ વધવાની ?

"આપણે પાછા હઠીને જુલ્મની રીતિઓ, દમનનાં હથીયારો, અવિશ્વાસની નીતિ સ્વીકારવાનાં છે ? અથવા મહારાજ્યના સંસ્થાપકો, તેને દૃઢ બનાવનારા, તેનાં સંરક્ષકો બન્યા હોય એવા ઉમદા અંગ્રેજોએ અંકિત કરેલા માર્ગ પર આપણે આગળ કુચ કરવાની છે ? તે માર્ગે ચાલતાં સ્વાતંત્ર્યનો વિકાસ થતો જાય છે, સંકોચ થતો નથી, પ્રજામાં અધિક વિશ્વાસ ઉત્પન્ન થાય છે, હકકોમાં વધારો થાય છે, તે પાછા ખેંચી લેવામાં આવતા નથી."

અરેરે ! ધારાસભાઓના સુધારાની એક બાબત છતાં પ્રથમ માર્ગ પસંદ કરવામાં આવ્યો છે, અને અવિશ્વાસની નીતિથી સુધારાઓનું ઘણું મૂલ્ય પણ ઘટાડી નાખવામાં આવ્યું છે.

પ્રમુખે કહ્યું: હું જ્યારે ઇંગ્લાંડમાં હતો, ત્યારે એક ગૃહસ્થ તરફથી મને એક પત્ર મળ્યો હતો. તેણે રાજકીય પ્રકરણમાં બીલકુલ ભાગ લીધો ન

* અશુદ્ધ એશિઆવાસીઓનો બહિષ્કાર કરવામાં આવ્યો ન હતો, એ જાણીને આમાં વૈચિત્ર્ય લાગે છે. બેજુનિયાદને અધિકારો આપવા એ તો હિન્દી સરકારનુંજ વિશિષ્ટ લક્ષણ છે.

* બીજી મોટી ફર્યાદ નાટુભાઇઓને કેદખાનામાં નાખેલા તે વિષે હતી, તેમની સામે કામ ચલાવ્યા વિના ૧૮ માસ સુધી તેઓ કેદખાનામાં પડી રહ્યા હતા. એવાં કૃત્યોને માટે ઇંગ્લાંડ

હતો. તેમાં નીચે પ્રમાણે લખાયલું હતું; "તમે બ્રિટિશ રાજ્યના મિત્ર હો તો સરકારની આત્મઘાતક નીતિ અધિકારીઓ પાસે પાછી ખેંચી લેવરાવવાને તમારાથી બનતા સર્વ પ્રયત્નો કરો. ને તમે શત્રુ હો તો, મારી સલાહ એ છે કે, મૌન ધારણ કરી રાખો, અને ચાલે તેમ ચાલવા દો." બાબુ આર. સી. દત્તે થોડા સમય ઉપર કહ્યું હતું કે, "શ્રેષ્ઠ રાજ્યકર્તાઓની ન્યાયવૃત્તિ અને નિષ્પક્ષપાતપણા પરથી હિન્દી પ્રજાનો વિશ્વાસ છેલ્લાં બે વર્ષોમાં ઉઠી ગયો છે તેટલો પહેલાં કોઇ સમય ઉઠી ગયો હોય" એનું મને ભાગ્યેજ સ્મરણ આવે છે.

કર્ઝનનો ત્યાગ કરવાની પ્રમુખે બ્રિટિશ પ્રજાને વિનતિ કરી, અને કહ્યું: "નિર્ભય વિશ્વાસપૂર્વક આગળ વધીને, પ્રજાપર વિશ્વાસ રાખીને, સ્વતંત્રતાની સરહદ વધારીને, નવી બેડીઓ ન ઘડતાં જે બેડીઓ અસ્તિત્વમાં છે તે ધીમે ધીમે દૂર કરીને, પ્રજાના હક્કો લઇ ન લેતાં તેમાં ઉમેરો કરીને, અને ઇશ્વર તરફથી પ્રેરાયલી કર્તવ્યભાવના અને ગંભીર જોખમદારીના જ્ઞાનથી ઉદ્ભવતા લાગણી ભર્યા અભિલાષ અને પ્રેમપર્વ ઉત્સાહપૂર્વક હિન્દના પુનરુદ્ધારના કાર્યને સહાય આપીને સહી સલામતી, સંમાન, પરસ્પર લાભ અને સત્ય અને અત્યંત સ્થાયી ગૌરવનો પંથ શોધી કાઢવો. હિન્દના કેળવાયલા વર્ગો ઇંગ્લાંડના મિત્રો છે, તેના શત્રુઓ નથી, તેની સમક્ષ જે મહાન કાર્ય રહેલું છે તેના કુદરતી અને આવશ્યક સહાયકો છે."

વળી પ્રમુખે જૂદા જૂદા સુધારાઓનો વિષય છેડ્યો, અને પાર્લામેન્ટમાં હિન્દના સીધા પ્રતિનિધિત્વની સૂચના કરી; તેમણે આગ્રહ કર્યો કે, કોંગ્રેસે આખા વર્ષમાં ચાલુ કાર્ય કરવું જોઇએ, અને પ્રતિ વર્ષે જે બાબતો પર દબાણ કરવાનું હોય તે પસંદ કરવી જોઇએ. અંતમાં તેમણે "ઈશ્વર અને માતૃભૂમિ" ની ઉમદા સ્તુતિ કરી અને તાળીઓની ગર્જના વચ્ચે પોતાનું સ્થાન લીધું.

પછી વિષય નિર્ણાયક સભા મંજુર કરવામાં આવી અને કોંગ્રેસ મુલત્વી રહી.

બીજે દિવસે ૨૮ મી ડીસેમ્બરે મી. ગ્લેડસ્ટન, દરભંગાના મહારાજા અને સરદાર દયાલ સિંઘનાં મૃત્યુ માટે શોક પ્રદર્શિત કરનારો પ્રથમ ઠરાવ પ્રમુખ સ્થાનેથી રજુ થયા, અને શ્રોતા સમૂહે ઉભા રહી ગંભીર મૌન ધારણ કરી તે પસાર કર્યો.

બીન–અધિકારી સભ્યોના તીવ્ર વિરોધ છતાં અને દેશમાં અપૂર્વ ચળવળ હોવા છતાં વડી ધારાસભામાં રાજદ્રોહનો કાયદો પસાર કરવામાં આવ્યો હતો, તેની સામે અણગમો દર્શાવનારો ચોથો ઠરાવ માન. રા. સી. જંબુલિંગમ મુદલીઆરે રજુ કર્યો. રાજદ્રોહ સામેના કાયદાઓનો અને "ધિક્કાર અને તિરસ્કાર" શબ્દો દાખલ કરવાનો ઇતિહાસ તેમણે કહ્યો, જે શબ્દોમાં સરકાર પરની સર્વ ટીકાનો સમાવેશ થઇ જાય છે, કેમકે ટીકાનો અર્થ એ થાય છે કે, જે કામની સામે ટીકા કરવામાં આવી હોય તે સંગીન વાસ્તવિકતા અથવા સાદી બુદ્ધિથી વિરુદ્ધ છે; વળી હિન્દી દેશી પ્રજાએ (યુરેઝીઅન અથવા એંગ્લો ઇન્ડીઅન નહિ) પરદેશમાં જે શબ્દો ઉચ્ચાર્યા હોય તેમને માટે તેમને શિક્ષા થાય. આની અને "સારી ચાલ" ની કલમોનું પરિણામ એ છે કે, "વિશ્વાસ અને શુભેચ્છાથી જે મહારાજ્યના પાયા સુદૃઢ બનાવવામાં આવ્યા છે, તે સરકાર વહેમી અને અવિશ્વાસુ બની ગઇ છે...દેશમાં-સઘળા દેશમાં લાગણીની કાયમની કટુતાનાં મૂળ નખાઇ ગયાં છે. અંતમાં તેમણે આશા દર્શાવી કે, નવા વાયસરૉય "પોતાની આગળ થઇ ગયલા વાયસરૉયના વિષમ ધારા" રદ કરશે. બાબુ તરપદ બેનરજીએ તેને અનુમોદન આપ્યું, પંડિત કે. પી. કાવ્યવિશારદે, અને રા રા. વી. વેંકટસુબ્બા આયરે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પાંચમા ઠરાવમાં લૉર્ડ કર્ઝનને આવકાર આપવામાં આવ્યો, અને આશા દર્શાવવામાં આવી કે, બ્રિટિશ રાજ્યના શ્રેષ્ઠ સંપ્રદાયો અનુસાર તે રાજ્ય ચલાવશે; માન. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ એ ઠરાવ રજુ કરતાં નવા વાયસરૉયે ઇંગ્લાંડમાં આપેલાં વ્યાખ્યાનો વિષે ઇસારો કરીને કહ્યું કે, આ વ્યાખ્યાનો એવી

આશાને જન્મ આપે છે કે, લૉર્ડ કર્ઝનનું નામ એન્ટીક, કૅનીંગ અને રીપનનાં નામો સાથે જોડાશે. આવી મિત્રતાપૂર્ણ લાગણીને લૉર્ડ કર્ઝને દૃઢ તિરસ્કારમાં ફેરવી નાખી. નવાબ સૈયદ મહમ્મદ બહાદુરે ઠરાવને અનુમોદન આપ્યું, માન. રાય બહાદુર પી. આનન્દ ચાર્લુએ અને માન. રા. ડી. એસ. ગરૂડે તેને વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

છઠ્ઠો ઠરાવ કાયમની જમાબંદી વિષે હતો. તે રા. છ. વેંકટરત્નમે રજુ કર્યો; તેમણે કહ્યું કે, જમીન વિષે સરકારે આપેલાં વચનોને રદ્દી કાગળીયાં સમાન ગણવામાં આવ્યાં છે, અને રૈયતવારી પદ્ધતિમાં એવા ફેરફારો કરવામાં આવ્યા છે કે, તેનાં મૂલ્યવાન્ લક્ષણો નષ્ટ થયાં છે. રા. એમ. આર. બોડસે ઘડાયલા કાયદા પરથી મુંબાઇમાં જમીન મ્હેસુલની રાજ્યનીતિ કેવી અવળી છે તે બતાવ્યું. ખોત લોકોને પોતાનાં ગામો છોડી દેવાની ફરજ પડી રહી છે, કેમકે પોતાના ખેડુતો પાસેથી તેમને મળતાં ભાડાંના કરતાં સરકારને ઘણી ભારે મ્હેસુલ આપવાની તેમને ફરજ પડે છે. જે ખોતને એક ગામના ૭૦૦ રૂપીઆ મળે છે, તેને રૂ. ૨૦૦૦ આપવાની ફરજ પડે છે, અને તેથી ખોત લોકો ગામો છોડી દે છે, અને સરકાર તેમને જપ્ત કરે છે. લાંબા સમયથી અને મુસલમાન શહેનશાહોની સનદોની રૂએ ભોગવવામાં આવેલી ખાનગી મીલ્કત કાયદા ઘડીને સરકાર જપ્ત કરે છે. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

સાતમો ઠરાવ સરકારની સરહદ પરની નીતિ વિષે હતો, અને રા. છ. સુબ્રમન્ય આયરે એક જુસ્સાદાર ભાષણ કરીને તે રજુ કર્યો. વક્તાએ "આ હાનિકારક અને ભયંકર સરહદપરની નીતિનો તિરસ્કાર કર્યો......કેટલોક સમય થયાં દેશ બહાર આગળ ધસવાના જુસ્સાથી અને દેશની અંદર દમન કરવાના જુસ્સાથી એ નીતિ પ્રેરાયલી છે. "ગર્ભતાપૂર્વક આગળ ધસવામાં વ્યય કરવામાં આવેલાં નાણાંને લીધે નાણાંની તંગી હોવાથી દેશમાં સર્વ સુધારા મૃતપ્રાય થઇ ગયા છે. જો શાહી આશયોને માટે વિગ્રહો કરવામાં આવતા હોય તો બ્રિટનને ખર્ચ આપવા દો, અને હિન્દી આવશ્યકતાઓને માટે ખર્ચવાને હિન્દનાં નાણાં રહેવા દો. રા. ચારૂચંન્દ્ર ઘોષે અનુમોદન આપતાં આગળ ધસવાની નીતિ સામે હિવાની અને લશ્કરી ચ ચેલેનો અભિપ્રાય ટાંક્યો, અને સરકારને વિનતિ કરી કે લૉર્ડ લૉરેન્સ અને લૉર્ડ રીપનની રાજનીતિ પુનઃ ગ્રહણ કરવી, અને વફાદાર અને સંતુષ્ટ પ્રજાનાં હૃદયોમાં વૈજ્ઞાનિક સરહદ પ્રાપ્ત કરવી. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

"સીક્રેટ પ્રેસ કમિટીઝ" (ગુપ્ત વર્તમાન પત્ર વિષયક સભાઓ)ની સ્થાપના સામે આઠમો ઠરાવ રજુ કરતાં મી. ડબલ્યુ. એ. ચેમ્બર્સે કહ્યું, એક અંગ્રેજ તરીકે મારા દેશબંધુઓનું રાજ્ય જે દેશમાં ચાલતું હોય ત્યાં આવી સંસ્થા શા માટે સ્થાપવી જોઇએ, એની મને સમજણ પડતી નથી. ઉદાહરણ તરીકે મુંબાઇ ઇલાકામાં પ્રકટ થયલો એક લેખ તેમણે દર્શાવ્યો; એ લેખને માટે તેના તંત્રી પર મેજીસ્ટ્રેટને એક પત્ર લખવો પડયો હતો; તે લેખ અને પત્ર સર વિલિયમ વેડર બર્નને મોકલવામાં આવ્યાં અને મારા પોતાના હાથમાં આવ્યાં. હું એક મોટા લંડનના વર્તમાન પત્રના તંત્રી પાસે તે લઇ ગયો, જેણે લેખને "નિર્દોષ" કહ્યો અને પત્રને "રાક્ષસી" કહ્યો. મેં તે તંત્રીને કહ્યું: "આવો બનાવ રૂશિઆમાં નહિ, જર્મનીમાં નહિ, પરન્તુ જે દેશના રાજ્યતંત્ર માટે તમે અને હું જોખમદાર છીએ તે દેશમાં બની રહ્યો છે." મારા પોતાના વર્તમાન પત્રમાં અજાણતાં મેં કોઇ ભૂલ કરી હોય તો તે સુધારવાને હું સદા તત્પર રહું છું, અને જો હિન્દી તંત્રીઓ સાથે વિનય અને સ્પષ્ટોક્તિપૂર્ણ વર્તન ચલાવવામાં આવે તો તે સર્વ તેજ પ્રમાણે કરે. રા. એન. સી. કેલકરે અનુમોદન આપ્યું અને કહ્યું કે, "વર્તમાન પત્ર વિષયક સભાઓ પાતળા પડદા પાછળ ગુપ્ત રહેલી વર્તમાનપત્રો પરની સેન્સોરશીપ સમાન છે, અને તેથી હિન્દમાં બ્રિટિશ રાજ્યપર ચોકખા કલંક સમાન છે, અને તે તિરસ્કરણીય સંસ્થા" સામે કૉંગ્રેસે સક્રોપ ઠરાવ પસાર કરવો જોઇએ. સરકારે સ્વીકારેલી પ્રતિક્રિયાની રાજનીતિનો તે એક ભાગ છે, અને ફોજદારી કાયદામાં સુધારા કર્યા પછી કુદરતી રીતે આવાં પગલાં ભરવામાં આવે છે. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

નવમા ઠરાવમાં પ્રતિક્રિયા સામેનો પોકાર ચાલુ રહ્યો, આ વખતે સ્થાનિક સ્વરાજ્યની વારી આવી, કેમકે કલકત્તા મ્યુનિસીપલ ખરડો અને મુંબાઈ શહેર સુધારા ટ્રસ્ટ દાખલ કરવામાં આવ્યાં હતાં રા. જી. એસ. ખાપર્ડેએ તે રજુ કર્યો અને કહ્યું કે, લૉર્ડ રીપને સ્થાનિક સ્વરાજ્યની રાજનીતિ દાખલ કરી હતી, પરન્તુ કારોબારી અમલદારોએ તેનો અમલ કરવામાં તેને ખરાબ કરી નાખી. પ્રત્યેક બાબત પર અંકુશ રાખનાર નીમાયલા પ્રમુખ રૂપી એક "શેઠ-નોકર" તેમણે કલકત્તાને આપ્યો છે, અને મુંબાઇને એક "નોકર-શેઠ" એક મ્યુનિસીપલ કમીશનર આપ્યો છે, જે પગારદાર સેક્રેટરી તરીકે કામ કરે છે, પરન્તુ પોતાને નોકરી પર રાખનારાઓના હુકમોનું પાલન કરતો નથી; એ પ્રમાણે મ્યુનિસિપાલીટીને તપાસ કરવાને માટે મ્યુનિસિપાલીટીનાં દફતરો રજુ કરવાની એક પ્રસંગે તેણે ના પાડી. સ્વરાજ્યને નિષ્ફળ બનાવવાની અધિકારીઓની સર્વ યુક્તિઓ વિનોદયુક્ત પ્રકારે ખુલ્લી પાડી. રા. જે. ચૌધરીએ અનુમોદન આપતાં કહ્યું કે, કલકત્તા કોરપોરેશનનો દોષ એ છે કે, તે ઘણું સારું કામ કરે છે, અને પોતાના અધિકારી પ્રમુખને થકવી નાખે છે. લેફ્ટેનન્ટ-ગવર્નરે ફર્યાદ કરી કે, "અમે અતિ-ઉમંગી છીએ, પુષ્કળ આત્મ-ભોગ અને ઉમંગથી અમારી ફરજો અમે અદા કરીએ છીએ, અને કમીશનર અમારી સાથે ગતિ કરી શકતો નથી." રા. બી. એસ. સહસબુદ્ધેએ વિશેષ અનુમોદન આપતાં કહ્યું: પુનામાં નીમવામાં આવતા સભ્યોની સંખ્યા વધારવામાં આવી છે અને જે ઉમેદવારોનો પ્રજાએ ત્યાગ કર્યો છે, તેમને સરકારે નીમ્યા છે. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

દશમો ઠરાવ કારોબારી અને ન્યાયી ફરજો જોદી પાડવા વિષે પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં અને પસાર કરવામાં આવ્યો.

અગીઆરમો ઠરાવ દિવાની અને લશ્કરી મેડીકલ સર્વીસની પુનઃ રચના વિષે હતો. આ પ્રશ્ન ડૉ. બહાદુરજીના નામ સાથેજ જોડાઇ ગયો હતો. ડૉ. નીલરત્ન સરકારે તે રજુ કર્યો, ડૉ. ટી. એમ. નાયરે તેને અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો; તેમાં ડૉ. કે. એન. બહાદુરજીના અકાળ મૃત્યુ માટે કોંગ્રેસને અને દેશને પડેલી ખોટ માટે શોક દર્શાવનારી એક કલમ ઉમેરવામાં આવી હતી.

દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓના છીનવી લેવામાં આવેલા હકકો સામે અણગમો દર્શાવનારો બારમો ઠરાવ રા. જી. પરમેશ્વરમ્ પીલ્લાઇએ રજુ કર્યો. તેમણે કહ્યું કે, જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ ફર્યાદો વધતી જાય છે. ૧૮૯૪ માં નાતાલમાં તેમનો મત આપવાનો હક્ક છીનવી લેવામાં આવ્યો હતો. પોતાનાજ દેશમાં હિન્દીઓના હકકોની જે ઉણપો છે, તે નાતાલમાં લઇ જવામાં આવી છે. "નિત્યની ગુલામગીરી અને એક નિંદ્ય માથાવેરાની વચ્ચે પસંદગી કરવાની" તેમને ૧૮૯૭માં કાયદાએ ફરજ પાડી. મહાત્મા ગાંધીએ પોતાની ચળવળનો પ્રારંભ કર્યો હતો, તે કેટલે સુધી વધશે તેનું તે સમયે કોઇને જ્ઞાન હતું નહિ. અને હકકો છીનવી લેનારા ત્રણ વિશેષ કાયદા પસાર કરવામાં આવ્યા, જેમાં હિન્દીઓનું નામ દર્શાવવામાં આવ્યું ન હતું, કેમકે એવો અન્યાયી માર્ગ ખુલ્લી રીતે લેવાની સંસ્થાનવાસીઓને લજ્જા થતી હતી, પરન્તુ નાતાલના મુખ્ય પ્રધાન મી. હૅરી એસ્કોમ્બને કહેતાં લજ્જા ન આવી કે, "એ કાયદો યુરોપીઅનોને લાગુ પાડવાનું સરકારને સ્વપ્ન પણ આવ્યું નથી. પરન્તુ તેનો ઉદ્દેશ એશિઆવાસીઓ વિષે કાયદો ઘડવાનો હતો. કેટલાક લોકો કહે છે કે અમને પ્રામાણિક સીધો માર્ગ ગમે છે. જ્યારે એક વહાણને પવનની સામી દિશામાં જવું પડે છે, ત્યારે તેને અહેરીઆં કરીને ચાલવું પડે છે, અને ધીમે ધીમે તે પોતાને નિયત સ્થળે પહોંચે છે. જ્યારે પુરૂષને મુશ્કેલીઓ નડે છે ત્યારે તેને તેમની સામે લડવું પડે છે, અને જો તે મુશ્કેલીઓને તે ઠોકર મારી ઉડાવી ન શકે તો ઇંટોની દીવાલ સામે પોતાનું માથું ફોડવાને બદલે તેમની ચોપાસ પ્રદક્ષિણા કરીને પસાર થવું પડે છે." ટ્રાન્સવાલના પ્રજાસત્તાકમાં તેમને અમુક જગ્યાઓજ આપવામાં આવે છે, અને એ જગ્યાઓ તેમને શહેરોની બહાર આપવામાં આવે છે, જ્યાં કચરો પુંજો નાખવામાં

આવે છે, અને ત્યાં "કફરડાના ઢગલાઓની મધ્યમાં આ જગ્યાઓમાં તેમને રહેવાની ફરજ પડે છે." કેટલાંક સંસ્થાનોમાં બાંધેલી પગથીઓ પર આપણને ચાલવા દેવામાં આવતા નથી, પ્રથમ અથવા બીજા વર્ગોના આગગાડીના ડબ્બાઓમાં મુસાફરી કરવા દેવામાં આવતી નથી, તે દેશનું સોનું રાખવા દેવામાં આવતું નથી, રાત્રીના નવ વાગ્યા પછી બહાર નીકળવા દેવામાં આવતા નથી, તેમજ પરવાનાઓ વિના મુસાફરી કરવા દેવામાં આવતી નથી. વાયસરૉય લૉર્ડ એલ્જીને નિર્દય નાતાલના કાયદાને સંમતિ આપી છે, જે કાયદાને માટે ૧૧ વર્ષ પૂર્વે કહેવામાં આવ્યું હતું કે, તે અત્યંત અન્યાયી છે, અને હિન્દી સરકાર તેને પોતાની સંમતિ કદાપિ આપશે નહિ. સંસ્થાનોના પ્રધાન મી. જોસેફ ચેમ્બરલેને સહાય આપવાનું વચન આપ્યું છે પરંતુ કદાપિ સહાય આપી નથી. હિન્દી પ્રધાન લૉર્ડ જ્યોર્જ હૅમીલ્ટને "આપણને જંગલી લોકોની પ્રજાનું ઉપનામ આપ્યું છે," એટલે તેની પાસેથી કાંઇ પણ સહાયનો આશા રાખી શકાય નહિ.

"હું ધારું છું એ એક સ્થાયી નામોશી... શરમ અને કલંકની વાત છે કે, આપણે, નામદાર મહારાણીની પ્રિય પ્રજા, ગ્રેટબ્રિટનમાં તેમની અંગ્રેજ પ્રજા સાથે સ્પર્ધા કરવાને અને દિવાને આમમાં પ્રવેશ કરવાને પૂરતા યોગ્ય છે, તેમને સંસ્થાનોમાંની સત્તાધારી ગોરી પ્રજાનાં માત્ર લાકડાં ફેડવાને અને પાણી ભરવાને યોગ્ય હલકા દરજ્જાના મનુષ્યો.

ઠરાવને રા. આર. ડી. નગરકરે અનુમોદન આપ્યું, રા. રમેસને વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો. પછી કોંગ્રેસ મુલતવી રહી.

ત્રીજે દિવસે, ૩૧ મી ડીસેમ્બરે, પ્રારંભમાં "તેમના સ્વાગતના હૃદયગત સંદેશાને માટે" કોંગ્રેસનો આભાર માનનારો લૉર્ડ કર્ઝન તરફથી આવેલો ઉપકારનો તાર વાંચી બતાવવામાં આવ્યો. "હું જ્યારે હિન્દ છોડીને જઇશ ત્યારે મારા આગમન સમયે હાજર રહેલો કોઇ પુરુષ સાક્ષી પૂરી શકશે કે, મારા દેશ પછી આ દેશનું બીજું સ્થાન મારા હૃદયમાં છે, તેને માટે થોડું થોડું પણ કાંઇક મેં કર્યું છે," એવી લૉર્ડ કર્ઝને આશા દર્શાવી હતી તે વાંચતાં કરુણા ઉપજે છે. તે સમયે કોણે કલ્પના કરી હશે કે, ૧૯૦૫ માં કોંગ્રેસના પ્રમુખ તરીકે રા. ગોખલે કહેશે કે ઔરંગઝેબના રાજ્ય પછી લૉર્ડ કર્ઝનનું રાજ્ય હિન્દમાં સર્વથી ખરાબ હતું ?

બીજા તારો વંચાયા પછી રા. ડી. ઇ. વાચ્છાએ હિન્દી ચલણના પ્રશ્ન વિષે તેરમો ઠરાવ રજુ કર્યો. એ પ્રશ્નને રા વાચ્છાનો પોતાનોજ પ્રશ્ન કહેવાય. તેમણે કહ્યું: ચલણમાં થતા ફેરફારોથી પ્રત્યેક વ્યક્તિ પર કેટલી અસર થાય છે, તેનું જ્ઞાન ઘણા થોડાઓને હોય છે, કેમકે એ વિષય અત્યંત પારિભાષિક (ટેકનીકલ) અને સમજવામાં કઠિન છે. ૧૮૯૩ ના સુધરેલા સીક્કાઓના કાયદાની રૂયે (એમેન્ડેડ કૉઇનેજ ઍક્ટ) ટંકશાળોમાં છુટથી પાડવામાં આવતા રૂપાના સીક્કા બંધ કરવામાં આવ્યા, તે કાયદો હિન્દના કોઇ પણ પ્રતિનિધિને બોલાવ્યા શિવાય સીમલા ધારાસભાએ અર્ધા કલાકમાં પસાર કર્યો હતો. ત્યાંથી ઉલટા માર્ગની શરૂઆત થઇ. "હોમ (પરદેશી) ચાર્જીસ"નો રોગ હતો, ચલણનો નહિ. પછી હુંડીયામણની કીંમત મુકરર કરવાના અને સોનાના ખરડાનો તેને સ્તંભ મુકવાના પ્રયત્નો કરવામાં આવ્યા. સરહદ પરની રાજનીતિ, દુષ્કાળ અને પ્લેગથી રોકડ પુરાંત ખલાસ થઇ ગઇ. રા. વાચ્છાએ નાણાં વિષયક સ્થિતિનું પૃથક્કરણ કર્યું, અને બતાવી આપ્યું કે, હિન્દના દુઃખનું કારણ ગેરડહાપણ વાળી રાજનીતિ છે, ચલણ નહિ. રા. જી. સુબ્રમન્ય આયરે અનુમોદન આપતાં કહ્યું કે, સરકાર માત્ર હુંડીઆમણ તરફ દૃષ્ટિ રાખે છે, એંગ્લો ઇન્ડીઅન વ્યાપારીઓ માત્ર વ્યાપાર તરફ દૃષ્ટિ રાખે છે; કોઇ પ્રજાનો વિચાર કરતું નથી. કરો ઉઘરાવવામાં રૂપાનાણું લેવાય છે, અને રૂપીઆની કીંમત વધારેલી હોવાથી તેટલાજ સીક્કા મેળવવાને રૈયતને પોતાની ૬૦ ટકા જેટલી વધારે નીપજ વેચવી પડશે. દેશમાં અંગ્રેજી મુડીનો મોટો પ્રવાહ આવે છે તેથી દેશને ફાયદો થાય છે, એમ વક્તાને લાગ્યું નહિ, કેમકે તેથી "સુધારો" વધે છે; અહીંયાં હિન્દી

મુકી શકવી જોઇએ, અને ત્યારે ખરેખરો લાભ થશે. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

મુંબાઇ અને મદ્રાસની કારોબારી સભાઓની રચના વિષે ચૌદમો ઠરાવ એકવાર ફરીથી આણવામાં આવ્યો; રા. વી. કૃષ્ણસ્વામી આયરે તેની દરખાસ્ત મુકી, અને તે પસાર કરવામાં આવ્યો.

પંદરમો ઠરાવ ૧૮૧૮, '૧૯ અને' ૨૭ ના ત્રણ વાંધા ભર્યા રેગ્યુલેશનો રદ કરવા વિષે આ સભ્યે રા. પી. આર. સુંદર આયરે રજુ કર્યો. તે રેગ્યુલેશનો અદ્યાપિ હયાત છે.। તેને મી જોન આદમે અનુમોદન આપ્યું, રાવ નલિનાક્ષ બસુ બહાદુરે વિશેષ અનુમોદન આપ્યું એ ત્રણે વક્તાઓને તેને વિષે નવું કાંઇપણ કહેવાનું ન હતું અને તે પસાર કરવામાં આવ્યો. પછી પ્રમુખે સોળમો અને સત્તરમો ઠરાવ અનુક્રમે એક સાથે પરીક્ષાઓ લેવા વિષે અને વર્તમાનપત્રોને મોંઢે ડુચો મારનાર કાયદા વિષે પ્રમુખે રજુ કર્યા અને તેમને પાસાર કરવામાં આવ્યા. રા. આર. એન. મુદોલકરે પારિભાષિક કેળવણીની તરફેણમાં અઢારમો ઠરાવ રજુ કર્યો; બાબુ એમ. બૈકુંઠનાથ સેને તેને અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

માન. રા. રત્નસભાપતિ પીલ્લાઇએ કૉંગ્રેસના બંધારણ અને કામકાજને વિષે ઓગણીસમો ઠરાવ રજુ કર્યો, તેમાં સ્ટેન્ડીંગ કમિટીને પ્રાંતિક કમિટીઓ યોજવાની અને મદ્રાસની સ્વાગતસભાએ સર્વને મોકલેલા બંધારણના મુસદ્દા પર વિચાર કરવાને કમિટી નીમવાની, અને આગામી કૉંગ્રેસ સમક્ષ એક ચોક્કસ યોજના રજુ કરવાની સૂચના કરવામાં આવી હતી. તે યોજના પર આગામી કૉંગ્રેસે પ્રથમ ચર્ચા કરવી એ પણ સુચવાયું હતું. માન. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ તેને અનુમોદન આપ્યું, રા. અશ્વિનિકુમાર દત્ત અને રા. એમ વી. જોશીએ વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

વીસમા "રગસીયા" ઠરાવમાં પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવેલા ઠરાવો સિવાય (ક) થી (જ) નો સમાવેશ કરવામાં આવ્યો હતો; મી. શબ્બે તે રજુ કર્યો, મી. જોન આદમે તેને અનુમોદન આપ્યું, રા. હબીબુલ્લા સાહબ અને રા. એ. સી. પાર્થસારથી નાયડુએ વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો. એકવીસમા ઠરાવમાં પંજાબને ધારાસભા આપવા માટે સરકારનો આભાર માનવામાં આવ્યો, અને તેની સત્તાઓ અન્ય પ્રાંતોની સત્તાઓ કરતાં ઓછી હતી, તેને માટે શોક દર્શાવવામાં આવ્યો. બાવીસમો ઠરાવ વરાડને માટે કાયદા બાંધવા વિષે હતો. એ બંને ઠરાવો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યા.

પછી રા. વી. સી. દેશિકાચારીઅરે ત્રેવીસમો ઠરાવ રજુ કરી માગણી કરી કે, પ્લેગ વિષે થયેલો ખર્ચ સરકારે આપવો જોઇએ, અને તે સ્થાનિક ફંડામાંથી લેવાવો ન જોઇએ; રા. જી. બી. ફાંસલકરે તેને અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો રા દાદાભાઇ નવરોજી પર વિશ્વાસ દર્શાવનારો ઠરાવ ચોવીસમો એક વાર ફરીથી રજુ કરવામાં આવ્યો, તેને અનુમોદન આપવામાં આવ્યું, અને તે પસાર થયો. સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીનો આભાર દર્શાવનાર અને બ્રિટિશ કમિટીને માટે નાણાંની રકમ કાઢી આપનાર દર વર્ષે કરવામાં આવતો પચીસમો ઠરાવ, અને મી. એ. ઓ. હ્યુમ અને રા. ડી. ઇ. વાચ્છાને અનુક્રમે જનરલ, અને સંયુક્ત જનરલ સેક્રેટરી એકવાર ફરીથી નોમનારો છવીસમો ઠરાવ પ્રમુખે પ્રમુખસ્થાનેથી રજુ કર્યો. આગામી કૉંગ્રેસના અધિવેશનને માટે લખનૌનું આમંત્રણ સત્તાવીસમા ઠરાવમાં સ્વીકારવામાં આવ્યું અને બાબુ ભુપેન્દ્રનાથ બસુએ અઠ્ઠાવીસમો ઠરાવ રજુ કરીને સ્વાગત સભા અને સ્વયંસેવકોનો આભાર માન્યો.

છેલ્લા ઓગણત્રીસમા ઠરાવમાં પ્રમુખનો આભાર માનવામાં આવ્યો. રા. જી. સુબ્રમન્ય આયરે તે રજુ કર્યો અને સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો. પ્રમુખે સુંદર અને મર્મસ્પર્શી ભાષણ આપીને વળતો જવાબ આપ્યો, અને ચૌદમી રાષ્ટ્રીય કોંગ્રેસ સમાપ્ત કરવામાં આવી.

ઠરાવો.

કૉંગ્રેસનો શોક.

વિલિયમ યુવર્ટ ગ્લૅડસ્ટન.

૧, ઠરાવ કરવામાં આવે છે કે, આધુનિક

સમયના મોટામાં મોટા મુત્સદ્દી અને માનવજાતિના પ્રેમાળુ અને સાચા મિત્ર મી. ડબલ્યુ ઈ ગ્લેડ્સ્ટનના મૃત્યુથી બ્રિટિશ મહારાજ્યને, અને સામાન્ય સુધરેલી દુનિયાને જે ન પુરાય એવી ખોટ ગઈ છે, તેને માટે આ કોંગ્રેસ પોતાના ઉંડા શોકની નોંધ કરે છે, અને હિન્દમાં વધારે ઉદાર અને પ્રગતિમાન રાજ્યતંત્ર પ્રાપ્ત કરવાનાં હિન્દી પ્રજાના પ્રયત્નો તરફ તેમણે દર્શાવેલી એવી સરખી દીલસોજીને માટે પોતાની કૃતજ્ઞતાની ભાવના દર્શાવવા ઇચ્છે છે અને ઉપલા ઠરાવની એક નકલ તેમના પુત્ર મી હરબર્ટ ગ્લેડ્સ્ટનને મોકલવી

### દરભંગાના મહારાજા

૨ ઠરાવ કરવામાં આવે છે કે, દરભંગાના સ્વર્ગસ્થ મહારાજા, સર લક્ષ્મેશ્વરસિંઘ બહાદુર જી સી આઈ ઈ ના શોચનીય અને અકાળ મૃત્યુથી દેશને જે મોટી ખોટ ગઈ છે તેને માટે આ કોંગ્રેસ ઉંડો શોક દર્શાવે છે, તેમના તાસીર અને સુસંસ્કૃત જાહેર જુસ્સાની અને તેમની ઉદાર અને સાર્વદેશીય સખાવતોની આ કોંગ્રેસ ઉચ્ચ કદર બુજે છે, અને તેમને હાથે કોંગ્રેસ હીલચાલને મળેલી ઉદાર અને અમોઘ સહાય માટે પોતાની કૃતજ્ઞતાની ભાવના દર્શાવવા ઇચ્છે છે અને ઉપલા ઠરાવની એક નકલ સદ્ગત મહારાજાના બંધુ મહારાજા રામેશ્વર સિંઘને મોકલી આપવી

### દયાલ સિંઘ.

૩ ઠરાવ કરવામાં આવે છે કે સ્વર્ગસ્થ સરદાર દયાલસિંઘના મૃત્યુથી સામાન્યત દેશના લોકોને અને વિશેષે કરીને પંજાબના લોકોને જે મોટી ખોટ ગઇ છે તેને માટે આ કોંગ્રેસ પોતાનો ઉંડો શોક દર્શાવે છે, અને હિન્દના દેશીઓની સ્થિતિ સુધારનાર પ્રગતિમાન હીલચાલોને આગળ વધારવા માટેના તેમના જાહેર જુસ્સાની અને ઉદાર સહાયની પોતાની ઉચ્ચ કદરની નોંધ લે છે

( વળી જુઓ ઠરાવ અગીયાર [ ગ ] )

### દમન

### ફોજદારી કામ ચલાવવાની રીત

૪. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ શોક દર્શાવે છે કે, પોતાની છેલ્લી બેઠકમાં તેણે અણગમો દર્શાવ્યા છતાં, અને ઘણી અંગ્રેજી તથા હિન્દી, જાહેર સંસ્થાઓ અને વિખ્યાત પુરૂષોના અણગમા છતાં હિન્દી ફોજદારી કોડ અને ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદામાં સુધારા કરવાની દરખાસ્તો ( જે સુધારાથી પોલીસ અને મેજીસ્ટ્રેટોની સત્તાઓમાં અનુચિત વધારો થાય છે, વર્તમાનપત્રોના સ્વાતંત્ર્ય પર અંકુશ મૂકાય છે અને વાક્સ્વાતંત્ર્ય સંકુચિત થાય છે ) વડી ધારાસભામાં પસાર કરવામાં આવી છે, અને તેમને રદ કરવાનો આગ્રહ કરે છે

### વર્તમાનપત્રો.

૭. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો મજબૂત અભિપ્રાય છે કે, હિન્દના અમુક ભાગોમાં ગુપ્ત વર્તમાનપત્ર સભાઓ ( સીક્રેટ પ્રેસ કમિટીઝ ) ની સ્થાપના અત્યંત વાંધાભરી અને બ્રિટિશ રાજ્યતંત્રના ભાવથી વિરૂદ્ધ છે.

૧૭ ઠરાવ કરવામાં આવે છે કે, બ્રિટિશ વહીવટ હેઠળના દેશી રાજ્યોના પ્રદેશમાં છાપખાનાને મોઢે ડુચો મારનાર હુકમ હિન્દી સરકારે વિદેશીય ખાતામાં ૧૮૯૧ ની ૨૫ મી જુને કર્યો છે તે અવળો, નિરંકુશ અને હાનિકર છે, અને સાચા મુત્સદ્દીપણાથી અને પ્રજાની સ્વતંત્રતાથી વિરૂદ્ધ છે, અને વિના વિલંબે તે રદ કરવો જોઇએ

૧૫ ઠરાવ કરવામાં આવે છે કે, ૧૮૧૮ નો ત્રીજો બંગાલ રેગ્યુલેશન, ૧૮૧૯ નો બીજો મદ્રાસ રેગ્યુલેશન, અને ૧૮૨૭ નો પચીસમો મુંબાઇ રેગ્યુલેશન રદ કરવાની આવશ્યકતા તરફ આ કોંગ્રેસ માનપૂર્વક સરકારનું લક્ષ ખેંચે છે, કેમકે તેમના સિદ્ધાંત અને અમલ નામદાર કૃપાવંત મહારાણીની સરકારની અને ખરેખર સર્વ સુધરેલી સરકારોની પ્રણાલિકા અને ન્યાયવૃત્તિથી વિરૂદ્ધ છે, અને પ્રજાની સ્વતંત્રતાને એક સ્થાયી ભય રૂપ છે.

### લૉર્ડ કર્ઝન.

૫. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ લૉર્ડ કર્ઝનનું સાદર સ્વાગત કરે છે, હિન્દની પ્રજા તરફ તે નામદારના દીલસોજીના શબ્દોની કૃતજ્ઞતાપૂર્વક નોંધ લે છે, અને વિશ્વાસ રાખે છે કે, આ દેશમાં બ્રિટિશ રાજ્યની શ્રેષ્ઠ પ્રણાલિકાઓનાં લક્ષણો પ્રગતિ અને પ્રજાનો વિશ્વાસ છે, તે રાજનીતિ હિન્દમાં તે નામવરના અમલની મુદતમાં અનુસરવામાં આવશે, અને તે નામવરને મુંબાઇમાં ઉપલા ઠરાવનો તાર મોકલવાની પ્રમુખને સત્તા આપે છે.

### કાયમની જમાબંદી.

૬. ઠરાવ કરવામાં આવે છે કે, જે પ્રાંતોમાં કાયમની જમાબંદીનું અસ્તિત્વ નથી તેમાં કાયમની જમાબંદી કરવાનાં, ૧૮૬૨ અને ૧૮૬૫ નાં પોતાનાં ફરમાનોમાં હિન્દી પ્રધાને આપેલાં વચનો પાળવામાં હિન્દી સરકાર નિષ્ફળ ગઇ છે, એટલુંજ નહિ, પરન્તુ ૧૮૮૨ અને ૧૮૮૪ માં હિન્દી સરકારે અંશતઃ જમાબંદી મુકરર કરવાની અને વધારામાંથી મુક્તિ આપવાની રાજનીતિ જાહેર કરી હતી, તેનો અમલ કરવામાં પણ તે નિષ્ફળ ગઇ છે, તેથી આ કોંગ્રેસ અત્યંત શોક દર્શાવે છે, અને આ ઠરાવથી આ કોંગ્રેસ સરકારને વિનતિ કરે છે કે, કમમાં કમ સાઠ વર્ષોની મુદત સુધી જમાબંદી મુકરર કરવી અને જમીન વેરામાં વધારો ન કરવો, જેથી કરીને જમીન ખેડનારાઓને પોતાના સુધારાઓનો સંપૂર્ણ લાભ મળે.

### લશ્કર વિષયક.

૭. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાની ઉંડી અને ગંભીર પ્રતીતિ દર્શાવે છે કે, ગયાં કેટલાંક વર્ષોથી હિન્દી સરકારે ગ્રહણ કરેલી સરહદપરની નીતિ દેશનાં ઉત્તમ હિતોને હાનિકર છે, કેમકે તેથી તેની કુદરતી સરહદની પેલીમેર આ દેશને વારંવાર લશ્કરી ચઢાઇઓ લઇ જવી પડે છે, અને દિવાની રાજ્યતંત્ર વ્યાવહારિક રીતે ભૂખ્યે મરે છે; અને જ્યાં સુધી તે નીતિ મૂળથી ઉલટાવી નાખવામાં ન આવે, અને દેશની કાયદાએ દર્શાવેલી હદની અંદર રહેવાની જૂની અને એકજ સુરક્ષિત નીતિ પુનઃ સ્વીકારવામાં નહિ આવે ત્યાં સુધી સરહદ પરની પીડાઓ મટી જવાનાં અને સરહદપરની ટોળીઓનાં મિત્રતાપૂર્ણ વલણ વિષે ગમે તેટલી શ્રદ્ધાપૂર્વક જાહેર કરવામાં આવતાં સર્વ કથનોને બહુ થોડું વજન અપાય, જેનો પુરાવો "સ્વૉટ વેલી" માં થોડાં અઠવાડીયાં પર બનેલા બનાવો પરથી મળે છે, જે બનાવોને લીધે લશ્કરની મોટી સંખ્યા તૈયાર રાખી મુકવાની ફરજ પડી હતી, અને પરિણામે ખજાના પર નવો બોજો પડયો હતો; અને આ સર્વ લશ્કરી ચઢાઇઓથી થતા ખર્ચનો યોગ્ય ભાગ બ્રિટિશ ખજાનાએ આપવો જોઇએ.

### સ્થાનિક સ્વરાજ્ય.

૮. ઠરાવ કરવામાં આવે છે કે, બંગાલ ધારાસભામાં કલકત્તા મ્યુનિસીપલ ખરડો દાખલ કરીને અને પૂરતા લોકોના પ્રતિનિધિત્વ વિના મુંબાઇ શહેર સુધારા ટ્રસ્ટની સ્થાપના કરીને અને અન્ય દિશાઓમાં તેનાં કાર્યોથી સ્થાનિક સ્વરાજ્યના સંબંધમાં હમણાં સ્વીકારવામાં આવેલી સરકારની પ્રતિક્રિયાત્મક રાજનીતિ તરફ નાપસંદગીની ઉંડી લાગણી આ કોંગ્રેસ દર્શાવે છે.

### કાયદા વિષયક.

૧૦. ઠરાવ કરવામાં આવે છે કે, ન્યાયના વહીવટમાં ન્યાયી ફરજો અને કારોબારી ફરજોને જૂદી પાડવાના પ્રશ્નને ઇંગ્લાંડમાં તેમજ હિન્દમાં જાહેર અભિપ્રાયનું અનુમોદન મળ્યું છે, તે લઇને આ કોંગ્રેસને સંતોષ ઉપજે છે; અને આ અતિ આવશ્યક સુધારાનો શીઘ્ર અમલ કરવાને માટે વ્યાવહારિક પગલાં ભરવાની હિન્દી પ્રધાન અને હિન્દી સરકારને એકવાર ફરીથી વિનતિ કરે છે.

### જાહેર નોકરી.

૧૧. ઠરાવ કરવામાં આવે છે ( ક ) કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, ઉચ્ચતર સીવીલ મેડીકલ સર્વીસનું વર્તમાન બંધારણ વિલક્ષણ છે, તેના સિદ્ધાંતનો બચાવ થઇ શકતો નથી, તેનું કાર્ય હાનિકર છે, અને અનાવશ્યક પ્રકારે ખર્ચાળ છે; જાહેર પ્રજા, મેડીકલ કેળવણી, અને દેશમાં મેડીકલ સર્વીસ અને વૈજ્ઞાનિક ક્રિયાની પ્રગતિની ખાતર તેમજ આર્થિક વહીવટની ખાતર અન્ય સુધરેલા દેશોની સીવીલ મેડીકલ સર્વીસ પ્રમાણે

હિન્દની સીવીલ મેડીકલ સર્વીસની પુનઃ રચના કરવી જોઇએ, અને તેને લશ્કરી ( મીલીટરી ) સર્વીસથી તદ્દન ભિન્ન અને સ્વતંત્ર રાખવી જોઇએ.

( ખ ) કે, વડી સરકારે સીવીલ એસીસ્ટન્ટ સર્જનોને ઉંચા હોદ્દા આપીને તેમને સીવીલ સર્જનો બનાવવાને માટે ૧૯ જગ્યાઓ ખુલ્લી મુકી છે તે તરફ સંતોષ દર્શાવ્યા છતાં આ કોંગ્રેસ શોક બતાવે છે કે, જાહેર નોકરીના અન્ય ખાતામાં એવાજ હોદ્દાના સભ્યો સાથે મુકાબલો કરતાં સબોર્ડીનેટ સીવીલ મેડીકલ સર્વીસ ( સીવીલ એસીસ્ટન્ટ સર્જનો અને સીવીલ હોસ્પીટલ એસીસ્ટન્ટો ) ના સભ્યોની સ્થિતિ અને ભવિષ્ય અસંતોષકારક છે, અને પ્રાર્થના કરે છે કે, અમલદારી અને બીન-અમલદારી સભ્યોનું એક મિશ્ર કમીશન નીમીને સબોર્ડીનેટ સીવીલ મેડીકલ ખાતાના વર્તમાન બંધારણની સરકાર ખુલ્લી તપાસ કરશે.

( ગ ) કે, આ સંબંધમાં મુંબાઇના સ્વર્ગસ્થ ડૉ. કે. એન બહાદુરજીના અકાળ મૃત્યુથી કોંગ્રેસને અને દેશને પડેલી ખોટની લાગણીની નોંધ કરવા ઈચ્છે છે; તેમના જીવનનાં છેલ્લા વર્ષો આ દેશમાં મેડીકલ સર્વીસીસની સુધારણા પાછળ તેમણે ગાળ્યાં હતાં.

૧૪. ઠરાવ કરવામાં આવે છે કે, મદ્રાસ અને મુંબાઇના ગવર્નરોની જગ્યાઓએ હિન્દની સર્વીસીસમાંથી કોઇને નહિ નીમતાં ઇગ્લાંડના મુત્સદીઓને નીમવાની રાજનીતિનું ડહાપણ જોતા આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, તે પ્રાંતોનું કારોબારી રાજ્યતંત્ર ગવર્નરોએ ત્રણ સભ્યોની ( કારોબારી ) સભાઓ સહીત ચલાવવું જોઇએ, અને હમણાંની જેમ બે સભ્યોની સભાઓ સહીત નહિ, અને એ ત્રણ સભ્યોમાંનો એક સભ્ય હિન્દનો દેશી હોવો જોઇએ.

૧૬ ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસ પોતાના ઉંડા શોકની એકવાર ફરીથી નોંધ કરે છે કે, જાહેર નોકરીના કમીશનના પરિશ્રમોથી આ દેશની પ્રજાને વ્યાવહારિક રીતે કાંઇ પણ લાભ થયો નથી, અને હિન્દમાં અને ઇંગ્લાંડમાં હિન્દી સીવીલ સર્વીસીસ જેવી કે, સીવીલ, મેડીકલ, પોલીસ, એન્જીનીયરીંગ, ટેલીગ્રાફ (તાર), જંગલ, અને એકાઉન્ટસ ( હીસાબી ખાતું ) માટેની હરીફાઇની પરીક્ષાઓ એક સાથે લેવાની તરફેણમાં દિવાને આમના બીજી જુનના ઠરાવ અનુસાર પરીક્ષાઓ લેવાની ઇચ્છનીયતા તરફ ધ્યાન ખેંચે છે. આ કોંગ્રેસ વિશેષ બતાવી આપે છે કે, ટપાલ ખાતાની, મીઠાની અને આબકારી અને જંગલની નોકરીઓના ઉચ્ચા હોદ્દાઓ પર હિન્દીઓને નીમવા વિષેની જાહેર નોકરીના કમીશનની ભલામણોનો પૂરતો અમલ કરવામાં આવ્યો નથી, અને પ્રાર્થના કરે છે કે, મજકુર નોકરીઓના સર્વ હોદ્દાઓ પર કેળવાયલા હિન્દીઓને નીમવા જોઇએ.

### દક્ષિણ આફ્રિકા.

૧૨. ઠરાવ કરવામાં આવે છે કે, દક્ષિણ આફ્રિકામા હિન્દી અને યુરોપીયન રહેનારાઓ વચ્ચે વિષમ અને અપમાનકારક ભેદો બતાવવામા આવે છે તેને માટે આ કોંગ્રેસ શોક બતાવે છે; ટ્રાન્સવાલની હાઇકોર્ટે હિન્દીઓને અમુક જગ્યાઓમાંજ રાખવાનો આપેલો તાજો ચુકાદો, એ આ વાતનો પ્રસિદ્ધ પૂરાવો છે, અને હિન્દી સંસ્થાનવાસીઓના લાભનું સંરક્ષણ કરવાને માટે, અને તેમના છીનવી લીધેલા હકો તેમને પાછા આપવાને માટે નામદાર મહારાણીની સરકારને અને હિન્દી સરકારને વિજ્ઞપ્તિ કરે છે.

### નાણાં વિષયક.

૧૩. ઠરાવ કરવામાં આવે છે ( ક ) કે, હુંડીઆમણથી થતા નુકશાનનું મુખ્ય કારણ ઇગ્લાંડમા થતા ખર્ચની હિંદ પરની માગણીઓમા મક્કમ વધારો છે, તે જોતાં આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, પુષ્કળ ખર્ચ કરીને ચલણ બદલી નાખવાની અથવા આતરિક ચલણ સંકુચિત કરવાની કોઇ કૃત્રિમ યુક્તિથી તે નુકસાનને ૫-હોંચી વળવાના પ્રયત્નોથી હિન્દના નાણા ૫ર વધારે બોજો પડશે અને તેના વ્યાપાર વિષયક ગેરલાભોમાં વૃદ્ધિ થશે.

( ખ ) કે, તે ખર્ચનો ન્યાય પુરઃસર ફાળો ઇગ્લાંડે આપવાના, પ્રમાણભૂત વ્યક્તિઓએ પ-સંદ કરેલા સિદ્ધાંતનો વ્યાવહારિક અમલ કર-વામાં જ ખરેખરો એકજ ઉપાય રહેલો છે.

(ગ) કે, આ કોંગ્રેસ દિલગીરી જાહેર કરે છે કે ચલણ વિષેની કમિટી (કરન્સી કમિટી)–જેના પ્રમુખ સર હેન્રી ફાઉલર છે,–એ જે વિષય પર વિચાર કરવા માંડયો છે, તેની પર હિન્દીઓનો અભિપ્રાય દર્શાવવાને સાક્ષીઓ તરીકે બાબુ રમેશચંદ્ર દત્ત અને રા. મેરવાનજી રસ્તમજી શિવાય સમર્થ અને સુયોગ્ય હિન્દી પ્રતિનિધિઓને અદ્યાપિ આમંત્રણ આપવામા આવ્યાં નથી.

(ઘ) કે, બ્રિટિશ કોંગ્રેસ કમિટીના પ્રમુખ સર વિલિયમ વેડરબર્નને વિનંતિ કરવાની પ્રમુખને સત્તા આપવામાં આવે છે કે, લંડનમાં ચલણ વિષયક (કરન્સી) કમિટીના પ્રમુખ સર હેન્રી ફાઉલરને આ ઠરાવ મોકલી આપવો

## કેળવણી.

૧૮. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાની ઉંડી પ્રતીતિની નોંધ લે છે કે, હમણાં પ્રચલિત પારિભાષિક કેળવણીની પદ્ધતિ અધુરી અને અસંતોષકારક છે, અને પ્રાર્થના કરે છે કે, લોકોની ગરીબાઇ અને દેશી ઉદ્યોગોનું અધઃપતન જોતાં સરકાર પારિભાષિક કેળવણીની વધારે વિશાળ અને કાર્યસાધક યોજના દાખલ કરશે, અને તેનો વધારે સારી રીતે અને વધારે ફતેહમંદીથી અમલ થઇ શકે તેટલા માટે વધારે નાણાં તેને માટે અલગ કાઢશે.

૧૯. ઠરાવ કરવામાં આવે છે (ક) કે, સર્વ સ્ટેન્ડીંગ કોંગ્રેસ કમિટીઓને વિનંતિ કરવામાં આવે છે કે, એજંટોની નીમણુંકને માટે અને બીજાં પગલાં ભરવા માટે, કોંગ્રેસના હેતુઓને આગળ વધારવાને માટે પોત પોતાના પ્રાંતોમાં સેન્ટ્રલ કમિટીઓ સ્થાપવી, અને એવી સેન્ટ્રલ કમિટીઓએ દર વર્ષે તે વર્ષમાં પોતાના પ્રાંતોમાં કરવામાં આવેલા કામનો કોંગ્રેસને રીપોર્ટ કરવો.

(ખ) કે, આ ઠરાવનો શીઘ્ર અમલ કરવાને માટે મદ્રાસ, મુંબાઇ, નાગપુર, અમરાવતી, કલકત્તા, અલ્હાબાદ અને લાહોરની કોંગ્રેસ કમિટીઓને પગલાં ભરવાની વિનંતિ કરવામાં આવે છે.

(ગ) અને વિશેષ કે, પ્રમુખ અને હમણાં હિન્દમાં હોય તે માજી પ્રમુખો શિવાય (જેઓ પોતાના હોદ્દાની રૂએ સભ્યો ગણાશે) નીચેના ગૃહસ્થોની એક કમિટી મદ્રાસની સ્વાગત સભાએ મોકલાવેલા બંધારણના મુસદ્દા પર વિચાર કરવાને અને આગામી કોંગ્રેસ સમક્ષ એક ચોકસ યોજના રજુ કરવાને નીમવામાં આવે છે, અને કોંગ્રેસના આગામી અધિવેશનમાં આ વિષયપર પ્રથમ ચર્ચા કરવી:

(૧) બાબુ અશ્વિનીકુમાર દત્ત, બંગાલ.
(૨) રા. ડી. ઇ. વાચ્છા, મુંબાઇ.
(૩) રા. જેશીરામ, પંજાબ
(૪) બાબુ ગંગાપ્રસાદ વર્મા, અયોધ્યા.
(૫) પંડિત મદન મોહન માલવીય, વાયવ્ય પ્રાંતો.
(૬) સતારાનો રો. રઘુનાથ પાંડુરંગ કરંદીકર.
(૭) રા. બાપુરાવ દાદા, મધ્ય પ્રાંતો.
(૮) રા. જી. સુબ્રમન્ય આયર, મદ્રાસ.
(૯) રા. આર. એન. મુધોલકર, વરાડ, એમણે કમિટીના સેક્રેટરી તરીકે કાર્ય કરવું.

## પહેલાંના ઠરાવોનું સમર્થન.

૨૦. ઠરાવ કરવામાં આવે છે કે, પૂર્વગામી કોંગ્રેસો સાથે એકમત થઇને આ કોંગ્રેસ મજબુત પક્ષ કરે છે કે, [૧૮૯૭ (ક) થી (જ) સુધી.]

કે, પહેલાંની કોંગ્રેસો સાથે સંમત થઇને આ કોંગ્રેસ પોતાના અણગમાની નોંધ લે છેઃ [૧૮૯૭, (ક) (ખ) (ધ)] અને કે, આ કોંગ્રેસ વિગેરે [૧૮૯૭ (ખ) (ગ) (ધ) (ચ) ને (ક) (ખ) (ગ) (ધ) તરીકે પસાર કરે છે. ] અને (ચ) કે, આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર ઇચ્છનીય છે કે, આ દેશની પ્રજાના હિતની ખાતર ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદામાં એવો સુધારો કરવો જોઇએ કે, હાઇકોર્ટમાં જ્યુરી સમક્ષ ચાલતા મુકદમાઓમાં અને એસેસરોની સહાયથી ચલાવવામાં આવતા મુકદમાઓમાં જે આરોપીઓ હિન્દના દેશીઓ હોય તેમને એવી માગણી કરવાનો હક મળે કે, હાઇકોર્ટ સમક્ષ કમમાં કમ જ્યુરીની અર્ધી સંખ્યા અને એસેસરોની મદદથી ચાલતા મુક-

દમાઓમાં કમમાં કમ જ્યુરી અથવા એસેસરોની અર્ધી સંખ્યા હિન્દના દેશીઓની હોવી જોઇએ.

( ૭ ) કે, ભિન્ન ભિન્ન પ્રાંતિક સરકારોએ ઘડેલા નિયમોની રૂયે જંગલ ખાતાએ લીધેલાં પગલાંથી દેશનાં ગામોના રહેવાસીઓ પર માઠી અસર થાય છે, અને અનેક પ્રકારે જંગલ ખાતાના ઉતરતા દરજ્જાના અમલદારોના સંતાપ અને જુલમને તાબે થવું પડે છે, જેનાથી આખા દેશમાં ઘણો અસંતોષ થયો છે. જો કે ૧૮૯૪ ના ઠરાવમાં જાહેર કર્યા પ્રમાણે જંગલના સંરક્ષણના ઉદ્દેશો વધારેમાં વધારે મ્હેસુલ મેળવવાના નથી, પરન્તુ મુખ્યત્વે ખેડુત વર્ગો અને તેમનાં ઢોરઢાંકના લાભની ખાતર જંગલોનું સંરક્ષણ કરવાના છે, તથાપિ વર્તમાન નિયમોમાં છેલ્લા વિચાર કરતા પ્રથમ વિચારને પ્રાધાન્ય અપાયું છે, અને કોંગ્રેસના અભિપ્રાય અનુસાર આ હાનિ દૂર કરવાને માટે નિયમોમા સુધારો કરવાની અત્યંત આવશ્યકતા છે.

( ૮ ) કે, આવક વેરાના કાયદા હેઠળ કર નાખવા યોગ્ય ઓછામા ઓછી રકમ પાંચસોથી વધારીને હજારની કરવી જોઇએ.

ધારાસભા ( પંજાબ ).

૨૧. ઠરાવ કરવામા આવે છે કે, ( ૧૮૯૭ ના પંદરમા ઠરાવ અનુસાર ).

વરાડને માટે કાયદા.

૨૨. ઠરાવ કરવામા આવે છે કે, ( ૧૮૯૭ ના ઠરાવ અનુસાર. )

પ્લેગનો ખર્ચ.

૨૩. ઠરાવ કરવામા આવે છે કે, પ્લેગ સામે ભરવામા આવેલા પગલાનો વિષય શાહી હોવાથી, અને તે શાહી હોવાનો સ્વીકાર કરવામાં આવ્યો હોવાથી આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, તે સંબંધમાં કરવામાં આવેલો ખર્ચ સરકારે આપવો જોઇએ, અને સ્થાનિક સંસ્થાઓનાં નાણાંમાંથી લેવો ન જોઇએ.

પાર્લામેન્ટરી પ્રતિનિધિત્વ.

૨૪. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દની પ્રજાના પ્રતિનિધિ તરીકે, રા. દાદાભાઇ નવરોજી પર આ કોંગ્રેસ પોતાનો સંપૂર્ણ અને અખૂટ વિશ્વાસ દર્શાવે છે, અને આશા રાખે છે કે, સેન્ટ્રલ ફીન્સબરીનું તેમનું જૂનું મતદાર મંડળ અથવા અન્ય કોઇ ઉદાર પક્ષનું મતદાર મંડળ તેમને ફરીથી ચુંટી કાઢશે.

કોંગ્રેસનો આભાર અને કોંગ્રેસનું કાર્ય.

૨૫. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દના રાજકીય ઉત્કર્ષને માટે સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીના અન્ય સભ્યોએ કરેલી નિઃસ્વાર્થ સેવાઓને માટે આ કોંગ્રેસ અત્યંત કૃતજ્ઞતાપૂર્વક તેમનો આભાર માનવા ઇચ્છે છે.

અને કે, બ્રિટિશ કમિટી અને કોંગ્રેસના વર્તમાન પત્ર " ઇંડીઆ " અને વળી સંયુક્ત જનરલ સેક્રેટરીની ઓફીસના ખર્ચને માટે રૂ. ૬૦,૦૦૦ ની રકમ કાઢી આપવામાં આવે છે, અને જૂદાં જૂદા મડળોએ હવે તથા હવે પછી, કમિટીમા ઠરાવ્યા પ્રમાણે, ૧૮૯૯ ના વર્ષને માટે ફાળો આપવો

સામાન્ય.

૨૬. ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસ આવતા વર્ષને માટે મી. એ. ઓ. હ્યુમ, સી. બી. ને જનરલ સેક્રેટરી અને રા. ડી. ઇ. વાચ્છાને સંયુક્ત જનરલ સેક્રેટરી એકવાર ફરીથી નીમે છે.

૨૭ ઠરાવ કરવામાં આવે છે કે, ૧૮૯૯ ના નાતાલના દિવસ પછી ઠરાવવામા આવે તે દિવસે પંદરમી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ લખનૌમા મળશે.

---

# પંદરમું પ્રકરણ.

## પંદરમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

રાષ્ટ્રીય કોંગ્રેસની વિરૂદ્ધ એંગ્લો-ઇંડીઅન હાલાણીની ભરતી ઓટમાં તેને હેરાન કરવાના પ્રયત્નો પ્રથમ લખનૌમાં કરવામાં આવ્યા હતા પરન્તુ લેફ્ટેનન્ટ ગવર્નર સર એન્ટની મેંકડોનેલના શાણા અને ઉદાર વર્તનથી એ પ્રયત્નોનો અંત આવ્યો. તેમણે આ બાબતમાં બતાવેલી ઉદારતાનો દુર્ભાગ્યે ત્યાર પછી ત્યાગ કર્યો છે એક અત્યંત સરસ વાત એ હતી કે, એકલા લખનૌમાંથીજ ૩૦૦ મહોમેદન પ્રતિનિધિઓ હાજર હતા શાહમીના જમીન પર મંડપ ઉભો કરવામાં આવ્યો હતો, તેમાં ૪,૦૦૦ બેઠકોની સગવડ કરવામાં આવી હતી, અને જ્યારે કોંગ્રેસ મળી ત્યારે તે ખીચોખીચ ભરાઇ ગયો હતો કોંગ્રેસના મુકરર કરેલા દિવસની આગલી સાંજે ચુંટાયલા પ્રમુખ બાબુ રમેશચન્દ્ર દત્ત આવી પહોંચ્યા ત્યારે તેમને સુંદર આવકાર આપવામાં આવ્યો, અને ૧૮૯૯ ની ૨૭ મી ડીસેમ્બરે ૭૪૦ પ્રતિનિધિઓ મંડપમાં એકઠા મળ્યા તેઓ નીચે પ્રમાણે હતા



શ્રી રમેશચંદ્ર દત્ત.
પંદરમી કોંગ્રેસના પ્રમુખ

| | |
|---|---|
| વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા | ૬૦૩ |
| બંગાલ અને આસામ | ૫૭ |
| પંજાબ | ૨૬ |
| મુંબાઈ અને સીંધ | ૩૧ |
| વરાડ, મધ્યપ્રાંતો અને સીકંદ્રાબાદ | ૯ |
| મદ્રાસ | ૧૨ |
| | ૭૪૦ |

સ્વાગત સભાના પ્રમુખ બાબુ બંસીલાલ સિંધે પ્રતિનિધિઓને આવકાર આપ્યો, અને પોતાની તબીયત નબળી હોવાથી પોતાનું લખેલું ભાષણ પંડિત બિશન નારાયણ ધારને વાંચવા આપ્યું લેફ્ટેનન્ટ-ગવર્નરે આપેલી સહાય માટે તેમનો આભાર માન્યા પછી કેળવાયલા હિન્દીઓ તરફ અમલદારોના વલણને અને સરકારની નીતિને વખોડી કાઢયા ‘ તમે દેશમાં પરદેશીઓ છો, ’ તેમણે વિરોધી અધિકારીઓને કહ્યું. “ તમે લોકોનું મન જાણતા નથી, અને તમારા અતડાપણાને લીધે લોકોનું મન જાણી શકતા નથી, અને લોકો તમારૂં મન જાણતા નથી ”

“ પરન્તુ તમારી જે કેળવણી વિષયક રાજનીતિએ બેન્ટીક અને મેંકોલેના નામો અમર કર્યા છે, તેનાથી તમે મનુષ્યોનો એવો મોટો વર્ગ ઉત્પન્ન કર્યો છે, કે તે તમારા વિચારો અને અભિલાષોથી ભરેલા છે, તમારા રીતરિવાજોથી પરિચિત છે, કર્તવ્ય અને હિતના પ્રત્યેક બંધન વડે તમારા રાજ્ય સાથે બંધાયલા છે, જે તમારી સંભાળ હેઠળ મુંગાયલી પ્રજાની વચ્ચે દુભાષી આડતીઆનું કાર્ય કરવા ઇચ્છે છે, અને એ ઉદ્દેશ પાર પાડવાને માટે તમે પોતે શિખવેલી સનદશીર ચળવળની રીતિઓ સ્વીકારે છે ’

કોંગ્રેસના બંધારણના પ્રશ્નને ચર્ચ્યા પછી સ્વાગત સભાના પ્રમુખે કોંગ્રેસના પ્રમુખની ચુંટણી કરવાની આજ્ઞા કરી

બાબુ રમેશચંદ્ર દત્ત, સી. આઇ. ઇ. ને પ્રમુખ તરીકે ચુંટી કાઢવાની દરખાસ્ત માન. પંડિત બિશંભરનાથે મુકી, નવાબ બગરઅલીખાને તેને અનુમોદન આપ્યું, રા. વાચ્છા અને બીજાઓએ તેને વિશેષ અનુમોદન આપ્યું, અને તાલીઓની ગર્જનાઓ વચ્ચે તેમણે ખુરશી લીધી.

પ્રારંભમાં પ્રમુખે છેલ્લી કોંગ્રેસના પ્રમુખ બાબુ એ. એમ. બોઝનો સંદેશ કહી સંભળાવ્યો, અને મી. ડબલ્યુ. એસ. કેઇનનો પત્ર વાંચ્યો, જેમાં તેમણે હિન્દી પ્રજા વિષે લખ્યું હતું: "બ્રિટિશ મહારાજ્યના એક મોટા સ્વરાજ્ય ભોગવતા અંશ તરીકેના તેમના ભાવિ વિષેની મારી માન્યતા, સ્વરાજ્યને માટેની તેમની કુદરતી શક્તિ વિષેની મારી પ્રતીતિ પ્રતિ વર્ષ ઉંડી થાય છે અને મજબૂત બને છે." ડૉ. રમેશચન્દ્ર મિત્રના મૃત્યુ વિષે થોડાક શબ્દો કહીને, તેમણે "કોંગ્રેસના સ્વીકૃત ધર્મ" નો વિષય ચર્ચ્યો. પછી તેમણે કહ્યું કે, મહારાણીના મહોત્સવ પ્રસંગે હું લંડનમાં હતો, અને હિન્દ સહિત બ્રિટિશ મહારાજ્યના પ્રતિનિધિઓનું સરઘસ મેં જોયું હતું, અને મેં એવી ટીકા સાંભળી કે, પ્રત્યેક સ્વરાજ્ય ભોગવતું સંસ્થાન આબાદ અને સુખી છે ત્યારે હિન્દ દુષ્કાળથી પીડાય છે, અને "હિન્દના ગરીબ ખેડુતો અને મજુરોને હિન્દમાં બ્રિટિશ રાજ્ય સર્વથા આશિર્વાદ રૂપ નીવડયું છે કે કેમ? એ વિષે શંકાઓ દર્શાવવામાં આવી હતી." પછી તેમણે ૧૮૯૮ ના રાજ્યદ્રોહના કાયદાનો તિરસ્કાર કર્યો, અને કહ્યું કે, સ્વતંત્ર ચર્ચા, વર્તમાન પત્રો અને સભાઓને દાબી દેવા કરતાં રાજ્યદ્રોહ ઉત્પન્ન કરવાનો વધારે સારો માર્ગ બીજો કોઇ નથી. કેળવાયલું હિન્દ બ્રિટિશ રાજ્યને વફાદાર રહીને સ્વરાજ્યનો મોટો ભાગ પ્રાપ્ત કરવા અને દુનીઆની અર્વાચીન પ્રજાઓમાં સ્થાન મેળવવા ઇચ્છે છે લૉર્ડ કર્ઝનના રાજ્યતંત્રના પ્રથમ વર્ષમાં પસાર કરવામાં આવેલા મ્યુનિસિપલ કાયદાથી કલકત્તામાંથી સ્વરાજ્યનો લોપ થયો તેને માટે તેમણે શોક દર્શાવ્યો; તેમણે પોતાની માન્યતા બતાવી કે, વાયસરોયના ઇરાદા સરસ છે, પરન્તુ તે પ્રશ્નની હિન્દી બાજુ જાણતા નથી. તે સમયે ચાલતા દુષ્કાળનો પ્રશ્ન હાથ ધરતાં તેમણે કહ્યું કે, દુષ્કાળનું કારણ વસ્તીમાં થયલો વધારો નથી—જમની અને ઇંગ્લાંડમાં વધારે ઝડપથી વધારો થાય છે—તેમજ તેમાં ગામડીઆઓનો પણ દોષ નથી, કેમકે દુનીઆની સપાટી પર તે અત્યંત કરકસર કરનાર અને સંચય કરનાર ખેડુતો છે; જો તેમને ભારે વ્યાજે નાણાં ઉછીતાં લેવાં પડતાં હોય તો તેનું કારણ એ છે કે, તેમની પાસે ખાવાનું કાંઇ હોતું નથી; દુષ્કાળનું કારણ ભારે મ્હેસુલ, અને અંગ્રેજી સાંચા કામ સાથેની અનિર્બંધ હરીફાઇથી ગ્રામ્ય ઉદ્યોગોનો થયલો નાશ છે. હજારો વર્ષોના અનુભવ પરથી માલુમ પડયું છે કે, જમીનની કુલ્લ નીપજનો છઠ્ઠો ભાગ એજ જમીનનું યોગ્ય ભાડું છે. જો આ મહેસુલ લેવામાં આવે તો દુષ્કાળો બંધ થાય. પ્રમુખે ગરીબાઇનાં અન્ય કારણો ઝડપથી જણાવ્યાં, લશ્કરી અને દિવાની સર્વીસીસ ઇત્યાદિ, દેશના રાજ્યતંત્ર વિષે તો હિન્દીઓ પોતાના દેશમાં ખરેખાત પરદેશીઓ જેવા છે, અને પછી તેમણે રાજ્યતંત્રના પ્રશ્નો ચર્ચ્યા. જે દેશે ગ્રામ્ય સ્વ-રાજ્યની સંસ્થા રચી હતી, અને ૩૦૦૦ વર્ષ સુધી તે સંસ્થા ચલાવી હતી તેની પર જીલ્લા અધિકારીઓ અને પ્રજાની વચ્ચેની "તિરસ્કૃત સાંકળ" રૂપ પોલીસ દ્વારા ખરેખાત રાજ્ય ચાલે છે. મ્યુનિસિપાલીટીઓની જીલ્લા બોર્ડોની પ્રાંતિક ધારાસભા અને કારોબારી સભાઓની ખામીઓ તેમણે દર્શાવી આપી, અને છેવટે કહ્યું કે, જે દેશની પ્રજાના હાથ બાંધી લેવામાં આવ્યા હોય તેની પર સારૂં રાજ્ય ચાલી શકે નહિ. દુઃખ અને અશુભ પરિણામો અટકાવવાને માટે સ્વરાજ્ય આપવાની આવશ્યકતા છે, કેમકે કેવળ તેનાથીજ હિન્દમાં બ્રિટિશ રાજ્ય સુદૃઢ બની શકશે.

નાટુભાઇઓને મુક્ત કર્યાના સમાચાર આપીને પ્રમુખે પોતાનું ભાષણ સમાપ્ત કર્યું, અને વિષય નિર્ણાયક કમિટીના સભ્યોનાં નામો માગ્યાં. યાદી રજુ કરવામાં આવી, અને તેને મંજુર કરવામાં આવી, અને તે દિવસે કોંગ્રેસ ઉઠી.

બીજે દિવસે પ્રારંભમાં બંધારણના મુસદ્દા પર વિચાર કરવાને અને ચોક્કસ યોજના રજુ કરવાને

બાદ કોંગ્રેસે નીમેલી કમિટીનો રીપોર્ટ રા મુદોલકરે રજુ કર્યો રા મુદોલકરે કહ્યુ કે, એમા નવીન વસ્તુ એ છે કે, વર્ષ દરમ્યાન કોંગ્રેસના કાર્ય પર અકુશ રાખવાને અને તે કાર્ય ચલાવવાને એક કેન્દ્રસ્થળ મડળ ( સેન્ટ્રલ બોર્ડ ) ની સ્થાપના કરવામા આવી છે વિચાર કરવાને માટે પ્રતિનિધિઓને સમય આપવાને માટે રીપોર્ટ પરની ચર્ચાને આગામી દિવસ સુધી મુલત્વી રાખી

ત્યાર પછી કારોબારી અને ન્યાયી ફરજો જુદી પાડવા વિષે પ્રથમ ઠરાવ બાબુ અબિકા ચરણ મજુમદારે રજુ કર્યો, એ વિષય વિષે ખુબ ઝાઝી ચર્ચા થઇ ગયલી હતી, પરન્તુ તેને પકરમી વખત ફરજ્યાત રીતે રજુ કરવામા આવ્યો હતો રા આગારોએ અનુમોદન આપ્યુ રા એસ સિહા, મુન્સી નસીર-ઉદ્ દીન અહમદ, પડિત રામ નારાયણ, રા એ સી પાર્થસારથી નાયડુ અને રા અબ્દુલ રહીમ સર્વેએ તેને વિશેષ અનુમોદન આપ્યુ. ઉમેરવાની જરૂર નથી કે, ઠરાવ પસાર કરવામા આવ્યો.

પજાબ જમીન વેચાણના ખરડા ( પજાબ લૅન્ડ એલીએનેશન બીલ ) વિષે રાય સાહેબ લાલા મુરલીધરે બીજો ઠરાવ રજુ કર્યો, અને કહ્યુ કે, જમીનના માલીકને પોતાની જમીન વેચી દેવાની મના કરવાથી તેની સ્થિતિ વધારે ખરાબ થાય છે, કેમકે જમીન ખેડવાને માટે તે નાણા ઉછીતાં મેળવી શકશે નહિ લાલા કનૈયાએ કહ્યુ કે, જમીન હમેશા પ્રજાની છે, તેની નીપજમા રાજાનો હક્ક હોય છે, પરન્તુ જમીન પર નહિ, અને મહેસુલ કર છે, ભાડુ નહિ રા ફેસલહકે વિશેષ અનુમોદન આપતા કહ્યુ કે, એ કાયદાએ જમીનના માલીકની જમીનની કીંમત ઘટાડી છે નવાબ હસ્મત હુસેને પણ વિશેષ અનુમોદન આપ્યુ, અને ઠરાવ પસાર કરવામા આવ્યો

બ્રિટિશ કમિટીએ પોતાના પ્રતિનિધિ તરીકે મીસ ગાર્લેન્ડને મોકલી હતી તેણે ત્રીજો ઠરાવ રજુ કર્યો તેમા માગણી કરવામા આવી હતી કે, હિન્દમા બ્રિટિશ લશ્કરની મોટી સંખ્યા રાખવાના ખર્ચમા બ્રિટને ફાળો આપવો જોઇએ તેણે કહ્યુ કે, હિ દને લાગે વળગે છે ત્યા સુધી તો હિન્દમાં લશ્કરની સખ્યા અનાવશ્યક રીતે, મોટી છે, અને શાહી ઉદ્દેશો પાર પાડવાને માટે હિન્દને સગવડતા ભર્યું લશ્કરી સ્થાન ગણી તેથી એટલુ બધુ લશ્કર રાખવામા આવતું હોય તો ઇંગ્લાંડે ખર્ચમા ભાગ આપવો જોઇએ, અને હિન્દમા બચાવવામા આવેલા નાણા હિન્દી સુધારાઓ માટે વાપરી શકાય પછીથી બ્રિટિશ કમિટીની તરફથી તેણે સામાન્ય વસ્તુસ્થિતિ કહી બતાવી

માન બાબુ બૈકુઠનાથ સેને અનુમોદન આપતા દર્શાવ્યુ કે પરદેશની નોકરીને માટે ૧૦,૦૦૦ માણસોને હિન્દમાથી ખસેડવામા આવ્યા છે તે પરથી સ્પષ્ટ માલુમ પડે છે કે, આપણી પાસે જોઇએ તે કરતા ઝાઝા માણસો છે રા પટવર્ધન અને રા હરિરામ પાંડેએ અને પડિત જ્ઞાનેશ્વર શાસ્ત્રીએ વિશેષ અનુમોદન આપ્યુ અને ઠરાવ પસાર કરવામા આવ્યો

સોનાનુ ધોરણ ( ગોલ્ડ સ્ટાન્ડર્ડ ) હિન્દમા દાખલ કરવાની સામે રા ડી ઇ વાચ્છાએ ચોથો ઠરાવ રજુ કર્યો તેમણે કહ્યુ કે પહેલા કોંગ્રેસમા ચલણનો પ્રશ્ન ઘણુ સમય ચર્ચાયો છે લૉર્ડ કર્ઝન ધારે છે કે, સોનુ ઉત્પન્ન કરતાર સર્વ દેશોમાથી હિ દમા સોનાનો પ્રવાહ વહેશે તેથી કરીને દેશમા પ્રત્યેક રૈયત આબાદ બનશે, અને જે પાચ કરોડ લોકોને દિવસમા એક ટક પણ પેટ ભરીને ખાવાનુ મળતુ નથી તેઓ સુખી થશે હિન્દની ગરીબાઇનુ મૂલ તેનો ૩ થી ૪ કરોડનો વાર્ષિક ધસારો છે જે રકમ આ દેશમા રહેવી જોઇએ અને આ દેશમા તે ફળદ્રુપ બનવી જોઇએ જો વિશેષ કમાણી શોધવા પરદેશીઓ ચાલ્યા આવશે તો લાભ પરદેશ જશે માત્ર દેશની દોલત ફળદ્રુપ હોય છે રૂપી આની ચાદીની કીંમત ઘટાડી નાખવામા આવી છે, ત્યારે તેની નામની કીંમતમા વધારો કરવામા આવ્યો છે ચાદી રૂપીએ તોલો વેચાતી હતી, પરન્તુ હવે ૧૦ કે ૧૧ આને વેચાય છે જેથી કરીને વધારે શ્રીમત લોકો ચાદીના ઘરેણા ગાડામાં પોતાના નાણા રોકી રાખે છે, તેમની બજાર કીંમતમા ઘટાડો થયો છે

રા રામસ્વામીએ અનુમોદન આપ્યુ રા

૭ઇ કોંગ્રેસે નીમેલી કમિટીનો રીપોર્ટ રા મુદોલ કરે રજુ કર્યો રા મુદોલકરે કહ્યું કે, એકજ નવીન વસ્તુ એ છે કે, વર્ષ દરમ્યાન કોંગ્રેસના કાર્ય પર અંકુશ રાખવાને અને તે કાર્ય ચલાવવાને એક કેન્દ્રસ્થળ મંડળ ( સેન્ટ્રલ બોર્ડ ) ની સ્થાપના કરવામા આવી છે વિચાર કરવાને માટે પ્રતિનિધિઓને સમય આપવાને માટે રીપોર્ટ પરની ચર્ચાને આગામી દિવસ સુધી મુલત્વી રાખી

ત્યાર પછી કારોબારી અને ન્યાયી ફરજો જુદી પાડવા વિષે પ્રથમ ઠરાવ બાબુ અંબિકા ચરણ મઝુમદારે રજુ કર્યો, એ વિષય વિષે ખુબ ઝાઝી ચર્ચા થઇ ગયલી હતી, પરન્તુ તેને પંદરમી વખત ફરજ્યાત રીતે રજુ કરવામા આવ્યો હતો રા આગારોએ અનુમોદન આપ્યુ રા એસ સિંહા, મુન્સી નસીર-ઉદ્-દીન અહમદ, પંડિત શામ નારાયણ, રા એ સી પાર્થસારથી નાયડુ અને રા અબ્દુલ રહીમ સર્વેએ તેને વિશેષ અનુમોદન આપ્યુ. ઉમેરવાની જરૂર નથી કે, ઠરાવ પસાર કરવામા આવ્યો.

પંજાબ જમીન વેચાણના ખરડા (પંજાબ લેંન્ડ એલીએનેશન બીલ ) વિષે રાય સાહેબ લાલા મુરલીધરે બીજો ઠરાવ રજુ કર્યો, અને કહ્યુ કે, જમીનના માલીકને પોતાની જમીન વેચી દેવાની મના કરવાથી તેની સ્થિતિ વધારે ખરાબ થાય છે, કેમકે જમીન ખેડવાને માટે તે નાણા ઉછીતા મેળવી શકશે નહિ લાલા કનૈયાએ કહ્યુ કે, જમીન હમેશા પ્રજાની છે, તેની નીપજમા રાજાનો હકક હોય છે, પરન્તુ જમીન પર નહિ, અને મહેસુલ કર છે, ભાડુ નહિ રા કેસવહરે વિશેષ અનુમોદન આપતા કહ્યુ કે, એ કયદાએ જમીનના માલીકની જમીનની કીંમત ઘટાડી છે નવાબ હસ્મત હુસેને પણ વિશેષ અનુમોદન આપ્યુ, અને ઠરાવ પસાર કરવામા આવ્યો

બ્રિટિશ કમિટીએ પોતાના પ્રતિનિધિ તરીકે મીસ ગાર્લેન્ડને મોકલી હતી તેણે ત્રીજો ઠરાવ રજુ કર્યો તેમા માગણી કરવામા આવી હતી કે, હિન્દમા બ્રિટિશ લશ્કરની મોટી સંખ્યા રાખવાના ખર્ચમા બ્રિટને ફાળો આપવો જોઇએ તેણે કહ્યુ કે હિન્દને લાગે વળગે છે ત્યા સુધી તો, હિન્દમા લશ્કરની સંખ્યા અનાવશ્યક રીતે, મોટી છે, અને શાહી ઉદ્દેશો પાર પાડવાને માટે હિન્દને સગવડતા ભર્યું લશ્કરી સ્થાન છે તેથી એટલુ બધુ લશ્કર રાખવામા આવતું હોય તો ઇંગ્લાંડે ખર્ચમા ભાગ આપવો જોઇએ, અને હિન્દમા બચાવવામા આવેલા નાણા હિન્દી સુધારાઓ માટે વાપરી શકાય પછીથી બ્રિટિશ કમિટીની તરફથી તેણે સામાન્ય વસ્તુસ્થિતિ તુટી બતાવી

માન બાબુ બૈકુંઠનાથ સેને અનુમોદન આપતાં દર્શાવ્યુ કે પરદેશની નોકરીને માટે ૧૦,૦૦૦ માણસોને હિન્દમાથી ખસેડવામા આવ્યા છે તે પરથી સ્પષ્ટ માલુમ પડે છે કે, આપણી પાસે જોઇએ તે કરતા ઝાઝા માણસો છે રા પટવર્ધન, અને રા હરિરામ પાંડેએ અને પંડિત જ્ઞાનેશ્વર શાસ્ત્રીએ વિશેષ અનુમોદન આપ્યુ અને ઠરાવ પસાર કરવામા આવ્યો

સોનાનુ ધોરણ ( ગોલ્ડ સ્ટાન્ડર્ડ ) હિન્દમા દાખલ કરવાની સામે રા ડી ઇ વાચ્છાએ ચોથો ઠરાવ રજુ કર્યો તેમણે કહ્યુ કે પહેલા કોંગ્રેસમા ચલણનો પ્રશ્ન ઘણુ સમય ચર્ચાયો છે લૉર્ડ કર્ઝન ધારે છે કે સોનુ ઉત્પન્ન કરનાર સર્વ દેશોમાથી હિન્દમા સોનાનો પ્રવાહ વહેશે તેથી કરીને દેશમા પ્રત્યેક રૈયત આબાદ બનશે, અને જે પાચ કરોડ લોકોને દિવસમા એક ટંક પણ પેટ ભરીને ખાવાનુ મળતુ નથી તેઓ સુખી થશે હિન્દની ગરીબાઇનુ મૂલ તેનો ૩ થી ૪ કરોડનો વાર્ષિક નુકસાનો છે જે રકમ આ દેશમા રહેવી જોઇએ અને આ દેશમા તે ફલદ્રુપ બનવી જોઇએ જો વિશેષ કમાણી શોધતા પરદેશીઓ ચાલ્યા આવશે તો લાભ પરદેશ જશે માત્ર દેશની દોલત ફળદ્રુપ હોય છે રૂપી ચાની ચાદીની કીંમત ઘટાડી નાખવામા આવી છે, ત્યારે તેની નામની કીંમતમા વધારો કરવામા આવ્યો છે ચાદી રૂપીએ તોલો વેચાતી હતી, પરન્તુ હવે ૧૦ કે ૧૧ આને વેચાય છે, જેથી કરીને વધારે શ્રીમંત લોકો ચાદીના ઘરેણા ગાડામા પોતાના નાણા રોકી રાખે છે, તેમની બજાર કીંમતમા ઘટાડો થયો છે

રા રામસ્વામીએ અનુમોદન આપ્યુ, રા.

સીતારામ શેઠે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

લશ્કરી અને દિવાની મેડીકલ સર્વીસીસને જૂદી પાડવા વિષે પાંચમો ઠરાવ ડૉ. નીલરતન સરકારે સંક્ષેપમાં રજુ કર્યો, ડૉ. ટી. એમ. નાયરે તેને અનુમોદન આપ્યું, તે પસાર કરવામાં આવ્યો, અને કોંગ્રેસ મુલત્વી રહી

ત્રીજા દિવસના પ્રારંભમાં પ્રમુખે જાહેર કર્યું કે, આવતી કાલે કોંગ્રેસના બંધારણ પર વિચાર ચલાવવામાં આવશે, અને રા. એસ. વી. ભાટેને છઠ્ઠો ઠરાવ રજુ કરવાની તેમણે આજ્ઞા કરી. તેમાં જણાવવામાં આવ્યું હતું કે, વર્તમાનપત્રોના પરદેશી તારના સંદેશાઓના ખરડામાં સમાયલો સિદ્ધાંત ઉપયોગી જ્ઞાન અને સમાચારના અનિયંત્રિત પ્રચાર વિષે બ્રિટિશ સરકારે ગ્રહણ કરેલી નીતિથી વિરૂદ્ધ છે. રા. ભાટેએ કહ્યું કે, દશ વર્ષ પહેલાં આ દરખાસ્ત કરવામાં આવી હતી, પરન્તુ તેને ખુણામાં ધકેલી દેવામાં આવી હતી, અને તેનું પ્રકટ થવું એ હિન્દીઓ તરફની સરકારની લાગણીમાં થયલા ફેરફારને આભારી છે. આ દેશમાં તારથી મોકલવામાં આવેલા સમાચારો દેશી વર્તમાનપત્રો છાપે નહિ, એવો એનો આશય છે. હાજી રીઆઝ-ઉદ્-દીને અહમદે કહ્યુ કે, થોડાં એંગ્લો-ઇંડીઅન વર્તમાનપત્રોના આગ્રહથી ખરડો આણવામાં આવ્યો છે, અને જે વર્તમાનપત્રો રૂટરના વર્તમાનપત્રોના તારના સંદેશાઓને માટે નાણાં ભરે છે તેમાં તે તારો પ્રકટ થયા પછી ૨૪ કલાક સુધી બીજાં વર્તમાન પત્રોએ છાપવા નહિ એવી મનાઇ કરવામાં આવી છે. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

કલકત્તા મ્યુનિસિપલ કાયદાની પ્રતિ-ક્રિયાત્મક રાજનીતિને ના પસંદ કરનારો સાતમો ઠરાવ બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ સુયોગ્ય રીતે રજુ કર્યો. " મહારાજ્યની મંત્ર સભાઓમાં દમન અને પ્રતિક્રિયાની રાજનીતિ હમણાં ઉંચે ચઢે છે. " તે લૉર્ડ કર્ઝન ઉલટાવી નાખશે, એવી છેલ્લી કોંગ્રેસની આશા સફળ થઇ નથી એમ કહેવાની વક્તાને ફરજ પડી. થોડા સમય ઉપર વાયસરોયે એક ઉમદા ભાષણ કર્યું હતું:

" જે રાજ્યકર્તાનાં કથનો આટલાં બધાં દિલસોજીપૂર્ણ હોય છે, જેના અભિપ્રાયો આટલા બધા ઉદાર અને વિશાળ હૃદયના છે, જે પરિસ્થિતિની આટલી ઝીણવટથી કદર કરે છે, તે બ્રિટિશ રાજ્યના શ્રેષ્ઠ સંપ્રદાયોથી વિરૂદ્ધ, બ્રિટિશ મુત્સદ્દીગિરીનાં સર્વ ઉચ્ચતમ, ઉમદામાં ઉમદા અને સાચામાં સાચાં તત્ત્વોને હાનિકર રાજ્યનીતિ સ્વીકારશે, એ આપણે માની શકતા નથી.... તે ભાષણ વાંચો, તે ભાષણનો રાજ્યનીતિ સાથે મુકાબલો કરો. ભાષણ કેવું ઉમદા, કેવું ઉદાર, કેવું દિલસોજીપૂર્ણ; રાજ્યનીતિ કેવી સંકુચિત, કેવી અનુદાર, કેવી અંગ્રેજને ન શોભે એવી. "

ત્યાર પછી બાબુ બેનરજીએ ડહાપણભર્યાં અગમચેતીના શબ્દો કહ્યા તે તે સમયે જેટલા સત્ય હતા તેટલાજ આજે સત્ય છે.

" સાહેબ, કયા પુરૂષો અત્યંત બેવફા ઉ- જે પુરૂષો સરકારના પ્રત્યેક કાર્ય વિષે હાજી હા કહે છે, જેઓ અહોનિશ સરકારનાં ગુણગાન કરે કરે છે, જેઓ અજ્ઞાન અને અજ્ઞેય શોકની કટુતાનું મૌન ધારણ કરી દુઃખી થાય છે, તે કે, મારી માફક જેઓ પોતાની ફર્યાદો સ્પષ્ટ ભાષામાં દર્શાવે છે, ભયસૂચક નિશાન ઉચું કરે છે, અને સરકારનું ધ્યાન ખેંચે છે, અને ઇલાજ કરવાનું દબાણ કરે છે, તે ? સાહેબ, વર્તમાન કાળમાં મને સંપૂર્ણ ખાત્રી છે કે, સ્વદેશી અથવા પરદેશી સરકારોનો મોટામાં મોટો સત્તસ પ્રજાનાં સંતોષ, કૃતજ્ઞતા અને પ્રીતિ છે. ફર્યાદો દૂર કર્યા વિના પ્રજાની પ્રીતિ શી રીતે જીતી લેવાય, અને સનદશીર રીતિઓ સ્વીકાર્યાં શિવાય અથવા બળવાખોર કામો કર્યા શિવાય પ્રજાએ પોતાની ફર્યાદો કેવી રીતે દૂર કરવી ? આપણે સુધારાના મિત્રો છીએ, કેમકે આપણે બળવાના શત્રુઓ છીએ. આપણે આપણી પસંદગી કરી છે; આપણા શત્રુઓને તેમની પસંદગી કરવા દો. તેઓ આપણી છાવણીમાં આવવા માગે છે, કે બળવાખોરોની છાવણીમાં જવા માગે છે ? સુધારા અને બળવા વચ્ચે કોઇ વચલો માર્ગ નથી. કેમકે તમારે સુધારાના વાવટા હેઠળ જોડાવું જોઇએ, અથવા તો બંડ અને બળવાના ઝુંડાની પાછળ તમારૂં સ્થાન લેવું જોઇએ. "

તે સમયની જેમ હમણાં મહારાજ્ય પ્રતિ સત્ય વફાદારી ભેખમદારક ફર્યાદો વિષે ખુલ્લે-

ખુલ્લું કહી નાખવામાં છે, કેમકે ખાખર્ણુદાસોની ખુશામતથી સરકાર ભૂલ કરવા દોરાઇ જાય છે જે ખાખણદાસોની ખુશામતમાં પડવા માટે ગુપ્ત રીતે સરકારનો વધારે કંઇ તિરસ્કાર કરે છે અને તિરસ્કાર એકઠો થઇને પ્રચંડ કોપના રૂપમાં ફાટી નીકળે ત્યાં સુધી સરકાર ઉંઘ્યા કરે છે, અને ઘણું મોડું થઇ ગયા પછી તે જાગે છે. સ્પષ્ટ અને ખુલ્લી ભાષામાં જોખમ નથી. સુરેન્દ્રનાથ બાબુએ તે કાયદાનું પૃથક્કરણ કર્યું; અને કલકત્તાના નાગરિકોના હકકો કેવી રીતે નષ્ટ કરવામાં આવ્યા હતા તે દર્શાવ્યું. રાજ્યકર્તાઓ અને પ્રજા વચ્ચેનું અંતર વધતું જાય છે.

"તેમની રાજ્યનીતિમાં પ્રતિક્રિયા છે, અભિપ્રાયમાં પ્રતિક્રિયા, આખી લીટીએ પ્રતિક્રિયા, સર્વત્ર પ્રતિક્રિયા જોવામા આવે છે...ખુશીથી તેઓ ભૂતકાળને ઉથામી નાખવા ઇચ્છે છે. પ્રગતિની જે ભરતીનો ... અનિવાર્ય ગતિથી આરંભ થયો છે, તેને તેઓ ખુશીથી પાછી ગબડાવી દેવા ઇચ્છે છે. તેમની પોતાની જાતિના ઉમદામાં ઉમદા સંપ્રદાયો તરફ ચાંપેજ તેમને બેવફા થવા દઇશું ? બેવફા થવાની પરવાનગી આપીશું ?"

રા. નઝીર-ઉદ્-દીન કમર-ઉદ્-દીને ઠરાવને અનુમોદન આપ્યું અને તે પસાર કરવામા આવ્યો.

સરકારી સહાય મેળવતી સંસ્થાઓમાં વ્યવસ્થાપકો અને શિક્ષકોને ડાયરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશનની પરવાનગી વિના રાજકીય હીલચાલોમાં ભાગ ન લેવા દેવાની અથવા રાજકીય સભાઓમાં હાજરી ન આપવાની મનાઇ કરવામાં આવી હતી તેની સામે આઠમા ઠરાવમા અણગમો દર્શાવવામાં આવ્યો. બાબુ કાલિચરણ બેનરજીએ તે રજુ કર્યો, ડા. ટી. એમ. નાયરે તેને અનુમોદન આપ્યું, અન્ય ત્રણ વકતાઓએ વિશેષ અનુમોદન આપ્યું, અને પસાર કરવામાં આવ્યો.

સ્થાનિક પસંદગી (લોકલ ઓપ્શન) ના અતિ પરિચિત વિષય વિષે રા. છ રી મિત્રે નવમો ઠરાવ રજુ કર્યો રા. એ રી. પાર્થસારથી નાયડુએ તેને અનુમોદન આપ્યું, મીસ ગાર્લેન્ડે, પંડિત રત્નનાથે અને રા. રામપ્રસાદે વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર થતાં ત્રીજા દિવસની કાર્યવાહી સમાપ્ત થઇ.

ચોથે દિવસે કોંગ્રેસના બંધારણના નિયમોનો દશમો ઠરાવ નીચે પ્રમાણે પ્રમુખે પ્રમુખસ્થાનેથી રજુ કર્યો:—

( ૧ ) હિન્દી મહારાજ્યની પ્રજાનાં હિતો અને આબાદાની સનદશીર રીતિઓએ વધારવી, એ હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનો ઉદ્દેશ બનશે.

( ૨ ) ગઇ છેલ્લી કોંગ્રેસે ઠરાવ કર્યો હશે તદનુસાર તે સમયે અને તે સ્થળે સામાન્યતઃ વર્ષમાં એક વેળા તેની બેઠક મળશે. અપવાદ એ કે હવે પછી જણાવ્યો પ્રમાણે આવશ્યકતા લાગે ત્યારે હિન્દી કોંગ્રેસ કમિટી કોંગ્રેસનો સમય અથવા સ્થળ બદલી શકશે, વળી અપવાદ એ કે, આવશ્યકતા લાગશે ત્યારે હિન્દી કોંગ્રેસ કમિટી ઠરાવે તે સમયે અને સ્થળે કોંગ્રેસની અસામાન્ય બેઠક બોલાવશે.

( ૩ ) રાજકીય મંડળો અથવા અન્ય સંસ્થાઓ અને જાહેર સભાઓએ ચુંટેલા પ્રતિનિધિઓની તે બનશે.

( ૪ ) કોંગ્રેસે ચુંટેલા ૪૫ સભ્યોની હિન્દી કોંગ્રેસ કમિટી નામક કમિટી તરફથી તેના કામકાજની વ્યવસ્થા થશે, જેમાંના ૪૦ ભિન્ન ભિન્ન પ્રાંતિક કોંગ્રેસ કમિટીઓની ભલામણોથી અથવા એવી કમિટીઓની ગેરહાજરીમાં કોંગ્રેસમા એકઠા મળેલા ભિન્નભિન્ન પ્રાંતોના પ્રતિનિધિઓ તરફથી નીચે પ્રમાણે દર્શાવેલી રીતે ચુંટવામાં આવશે, એટલે કે:

| | |
|---|---|
| આસામ સહીત બંગાળ માટે | ૮ |
| સિંધ સહીત મુંબાઇ માટે | ૮ |
| હૈદરાબાદ સહીત મદ્રાસ માટે | ૮ |
| અયોધ્યા સહીત વાયવ્ય પ્રાંતો માટે | ૬ |
| પંજાબ માટે | ૪ |
| વરાડ માટે | ૩ |
| મધ્યપ્રાંતો માટે | ૩ |

કમિટીના સભ્યોના હોદ્દાની મુદ્દત કોંગ્રેસની બે સામાન્ય બેઠકોની વચ્ચેનો સમય ગણાશે.

( ૫ ) હિન્દી કોંગ્રેસ કમિટીને અનુકૂળ પડે એવે સ્થળે તે કમિટી દર વર્ષે કમમાં કમ ત્રણ વાર મળશે, એક વેળા કોંગ્રેસ પછી તરત, એક વેળા કમિટી ઠરાવે તે પ્રમાણે વર્ષમાં જુન માસ

અને ઓક્ટોબર માસ વચ્ચે, અને એક વેળા કોંગ્રેસ ભરાવાને થોડો સમય બાકી રહે ત્યારે.

(૬) હિન્દી કોંગ્રેસ કમિટીને માટે એક અવૈતનિક (ઓનરરી) સેક્રેટરી, એક એક પગારદાર સેક્રેટરી, ઓફીસના યોગ્ય કામ કરનારાઓ સહિત, રાખવામાં આવશે, જેમને માટે દર વર્ષે રૂ. ૫,૦૦૦ આપવામાં આવશે, જેનો અર્ધ ભાગ છેલ્લી કોંગ્રેસ જે સ્થળે ભરાઇ હોય ત્યાંની સ્વાગત સભા આપશે, અને બાકીનો અર્ધ ભાગ પછીની કોંગ્રેસ જ્યાં ભરાવાની હોય ત્યાંની સ્વાગત સભા આપશે.

હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનો સેક્રેટરી કમિટીનો અવૈતનિક સેક્રેટરી ગણાશે.

(૭) કોંગ્રેસના ઉદ્દેશો આગળ વધારવાને માટે હિન્દી કોંગ્રેસ કમિટી સાથે મસલત કરીને સ્ટેન્ડીંગ કોંગ્રેસ કમિટીઓની સ્થાપના કરીને, પ્રાંતિક પરિષદો ભરીને અને યોગ્ય લાગે એવાં અન્ય સાધનો વડે આખા વર્ષમાં બ્રિટિશ રાજ્યની સામાન્ય કદર થાય અને તેની ખામીઓ દૂર કરવાને માટે સનદશીર કાર્ય કરવામાં આવે એ માર્ગે રાજકીય કેળવણીનું કાર્ય કરવા અર્થે હિન્દના ભિન્ન ભિન્ન ઇલાકાઓ અને પ્રાંતોનાં મુખ્ય શહેરોમાં પ્રાંતિક કોંગ્રેસ કમિટીઓ રચવામાં આવશે. પોત પોતાના પ્રાંતોને માટે તેમને હિન્દી કોંગ્રેસ કમિટીની જોખમદાર એજન્ટો ગણાશે, અને પોતાના કાર્યના વાર્ષિક રીપોર્ટો તે કમિટી સમક્ષ રજુ કરશે.

(૮) પ્રમુખની નીમણુંક, ઠરાવોના મુસદ્દા, અને કોંગ્રેસ સંબંધી અન્ય સર્વ કાર્ય હિન્દી કોંગ્રેસ કમિટી કરશે. તેમજ કોંગ્રેસની મંજુરી લઇને પ્રતિનિધિઓની ચુંટણીને માટે, વક્તાઓની ચુંટણીને માટે, અને કોંગ્રેસની કાર્યવાહી ચલાવવાને માટે નિયમો ઘડશે.

(૯) પ્રાંતિક કોંગ્રેસ કમિટીઓ સભ્યોની ચુંટણીને માટે, પોતાનું કામકાજ ચલાવવાને માટે, અને પોતાના કામને લગતી અન્ય બાબતોને માટે નિયમો અને પેટા-કાનુનો ઘડશે. આવા સર્વ નિયમો અને પેટા-કાનુનોને માટે હિન્દી કોંગ્રેસ કમિટીની મંજુરી મેળવવી પડશે.

(૧૦) બ્રિટિશ કોંગ્રેસ કમિટી નામક એક કમિટી ઇગ્લાંડમાં રાખવામાં આવશે, જે ત્યાં હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનાં હિતો સાચવશે. મજકુર કમિટીના ખર્ચને આવશ્યક રકમ કોંગ્રેસ નક્કી કરશે અને મંજુર કરશે, અને હિન્દી કોંગ્રેસ કમિટી વખતો વખત ઠરાવશે તે પ્રમાણે એવી રીતે મંજુર કરવામાં આવેલી રકમ તે કમિટી એકઠી કરશે.

(૧૧) હિન્દી રાષ્ટ્રીય પરિષદનું કાર્ય આગળ ચલાવવાને માટે એક સ્થાયી ફંડ એકઠું કરવાને પોતાને યોગ્ય લાગે તેવાં પગલાં હિન્દી કોંગ્રેસ કમિટી ભરશે; અને એવું ફંડ હિન્દના પ્રત્યેક પ્રાંતમાંથી કોંગ્રેસ તરફથી નીમવામાં આવનાર એકેક ટ્રસ્ટી, મળીને સાત ટ્રસ્ટીઓના નામમાં રોકવામાં આવશે.

પછીથી કમિટીના ૪૫ સભ્યો પસંદ કરવામાં આવ્યા હતા.

સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીનો આભાર દર્શાવનારો અગીઆરમો ઠરાવ, અને પહેલાં વારંવાર માગણી કર્યા પ્રમાણે મદ્રાસ અને મુંબાઇની કારોબારી સભાઓમાં બેને બદલે ત્રણ સભ્યો હોવા જોઇએ, જે ત્રણમાંનો એક સભ્ય હિન્દી હોવો જોઇએ. એ માગણી કરનાર બારમો ઠરાવ પણ પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં અને પસાર કરવામાં આવ્યા.

રા. મુધોલકરે રજુ કરેલા તેરમા ઠરાવમાં ખર્ચની કાપકૂપ, ઉદ્યોગોનો વિકાસ, અને જમીનની મ્હેસુલ ઓછી કરવી એ દુષ્કાળના ઉપાયો ગણાવવામાં આવ્યા હતા. ગરીબાઇ વિષે તેમણે રા. દાદાભાઇ નવરોજીના અને સર ડબલ્યુ. હંટરના આંકડા આપ્યા; તેમણે બતાવી આપ્યું કે, ૬૦ વર્ષમાં જાહેર કરજ ૨૬ કરોડથી વધીને લગભગ ૨,૭૦ કરોડ રૂપીઆ થયું હતું. તેમની પછી પંડિત મદન મોહન માલવીયાએ ગામડીઆઓનો પક્ષ કર્યો, અને આગ્રહ કર્યો કે, 'સરકારે દેશી ઉદ્યોગો અને દેશી કલાઓનું પોષણ કરવું જોઇએ " હાજી શેખ હુસેને ઉર્દુમાં ભાષણ કર્યા પછી, રા. ચિંતામણિએ કહ્યું કે, આપણને દઢ પ્રતિતી થઇ છે કે, રાજ્યતંત્રની ખર્ચાળ, ઉડાઉ અને અસ્વાભાવિક પદ્ધતિ વારંવાર પડતા દુષ્કાળોનું મૂળ કારણ છે. પ્રજાની ગરીબાઇની ના પાડી શકાય એમ નથી. ૧૮૯૭ માં પાંચ લાખથી પણ ઓછા લોકો પાસેથી આવક-વેરો

લેવામાં આવ્યો હતો, જો કે રૂ. ૫૦૦ (૩૩ પાઉંડ ૬ શીલીંગ) ની વાર્ષિક આવકવાળા પ્રત્યેક જણ પાસેથી વેરો લેવામાં આવ્યો હતો. રા. એસ. એસ. દેવે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

મુન્શી મહમ્મદ સુજાદ હુસેને આ વર્ષે રંગશીયું હાંક્યું અને રા. યતીંદ્રનાથ ચૌધરી તેને અનુમોદન આપે તેની પૂર્વે નાટુ ભાઇઓ તરફ બતાવવામાં આવેલી દિલસોજી માટે તેમના તરફથી કોંગ્રેસનો આભાર માનનારો તાર મોકલવામાં આવ્યો હતો, તે પ્રમુખે વાંચી બતાવ્યો. રા. એસ. કે. નાયર, સૈયદઅલી ઉસત અને રા. કૃષ્ણ બળદેવ વર્માએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

દેશી રાજ્યોમાં વર્તમાનપત્રોને મોઢે ડુચા મારવા સામે અણગમો દર્શાવનાર જુના પરિચિત ઠરાવને રા. રામચંદ્ર પીલાઇએ રજુ કર્યો અને રા. મહેશ્વર પ્રસાદે તેને અનુમોદન આપ્યું. સોળમા ઠરાવમાં પારિભાષિક કેળવણીની આવશ્યકતા બતાવવામાં આવી, અને રા. તાતાએ આપેલી ઉદાર બક્ષિસ માટે તેમનો આભાર માન્યો.

સત્તરમો ઠરાવ, પંજાબ ધારાસભાના પ્રતિબંધો વિષે; અઢારમો ઠરાવ વરાડના રાજ્યતંત્ર વિષે; ઓગણીસમો પ્લેગના ખર્ચ વિષે; વીસમો રા. દાદાભાઇ નવરોજી પર વિશ્વાસ બતાવવા વિષે; એકવીસમો મી. એ. ઓ. હ્યુમ અને રા. ડી. ઇ. વાચ્છાની જનરલ અને સંયુક્ત જનરલ સેક્રેટરી તરીકેની પુનઃ ચુંટણી વિષે. સર્વ પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યા હતા.

હિન્દી વિષયો પર જ્ઞાનનો પ્રચાર કરવાને બ્રિટિશ કમિટી સાથે ઇગ્લાંડમાં સહકાર્ય કરનાર એજન્સીની નિમણુંક બાવીસમા ઠરાવમાં કરવામાં આવી, એ કાર્ય હજી અસરકારક રીતે કરવામાં આવ્યું નથી. તે પસાર કરવામાં આવ્યો, અને રૂ. ૩૦૦૦ ભરવામાં આવ્યા.

પછી આવતે વર્ષે કોંગ્રેસને લાહોરમાં એકઠા મળવાનું આમંત્રણ રાય સાદત લાલા સુરલીધરે આપ્યું. પંડિત બિશન નારાયણ ધારે પ્રમુખનો ઉપકાર માનવાનો ઠરાવ રજુ કર્યો. પ્રમુખે થોડા સુંદર શબ્દોમાં ઉપકાર માન્યો.

અને પંદરમી રાષ્ટ્રીય કોંગ્રેસની પૂર્ણાહુતિ થઇ.

### ઠરાવો.

#### કાયદા વિષયક.

૧. ઠરાવ કરવામાં આવે છે કે, ન્યાયના વહીવટમાં ન્યાયી અને કારોબારી ફરજોને જુદી પાડવાના પ્રશ્નને ઇગ્લાંડમાં તેમજ હિન્દના જાહેર મતનું અનુમોદન મળ્યું છે, તે તરફ આ કોંગ્રેસ સંતોષપૂર્વક નીહાળે છે; અને અતિ–આવશ્યક કાર્યનો અમલ કરવાને માટે હિન્દી પ્રધાન-ઇન-કાઉન્સીલને અરજી મોકલવા માટે લૉર્ડ હૉબ્હાઉસ, સર રીચર્ડ ગાર્થ, સર રીચર્ડ કાઉચ, સર ચાર્લ્સ સરજંટ, સર વિલિયમ માર્કબી, સર જૉન બડફીયર, સર જૉન સ્કૉટ, સર રોલેન્ડ કે. વીલ્સન, મી. હરબર્ટ રેનોલ્ડ્સ, અને સર વિલિયમ વેડરબર્નનો આભાર માનતાં આ કોંગ્રેસ અંતઃકરણપૂર્વક આશા રાખે છે કે, હિન્દી સરકારને મોકલી આપવામાં આવેલી અરજી પર તે બને તેટલું જલદી ધ્યાન આપશે, અને આ અતિ–આવશ્યક સુધારો કરવાને માટે વ્યાવહારિક પગલાં ભરશે.

#### જમીનની આંકણી.

૨. ઠરાવ કરવામાં આવે છે (ક) કે, પંજાબમાં ખેતીવાડીની જમીન સંબંધી કાયદામાં સુધારો કરવાને માટે વેચાણ અથવા ગીરવીથી જમીનનો નીકાલ કરવાની મનાઇ કરનારો ખરડો વડી ધારાસભામાં દાખલ કરવામાં આવ્યો છે, તેને માટે આ કોંગ્રેસ શોક દર્શાવે છે, કેમકે તેથી (૧) ખેડુતો અને જમીનદારોની ઇજ્જત ઓછી થશે; (૨) પોતાની જમીન પર ઢગેસ વધતી જતી રાજ્યની માગણીઓને પહોંચી વળવાની તેમની અશક્તિને લીધે તેઓની સાધનસંપત્તિમાં વિશેષ ઘટાડો થશે; અને આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, એ ખરડાને ભૂતકાળમાં થયેલા વેચાણ આદિને લાગુ પાડવાની કલમ વિષમ અને અન્યાયી છે.

(ખ) કે, આ કોંગ્રેસ ભલામણ કરે છે કે, ખેતીવાડી કરનાર વર્ગોને ખરી મદદ આપવાનો માર્ગ નીચે પ્રમાણે છેઃ કે જ્યાં સરકાર ભાડું લેતી હોય ત્યાં કીંમતોમાં વધારો થવાના કારણ

સિવાય વધારો નહિ કરવા વિષેના ૧૮૮૨ મા સુચવાયલા નિયમનો અમલ કરવો, અને જ્યા જમીનદારો ભાડુ લેતા હોય ત્યા ભાડામા અનુચિત ન કરવા વિષે કોઇ કલમ ઘડવી જોઇએ

(ગ) આ કોગ્રેસ વિશેષ ઠરાવ કરે છે કે, પ્રમુખ, રા જેશીરામ, રા એન ગુપ્તા, રા વાચ્છા મુન્શી, માધોલાલ, રા મુધોલકર, અને રા ઇકબાલ શંકરની કમિટી નીમવી અને ખરડાની ઘણી ક્લમોનુ પ્રતિકૂળ સ્વરૂપ દર્શાવનાર અરજી સરકારને કરવાની તેમને સત્તા આપવી.

## લશ્કર વિષયક

૩ ઠરાવ કરવામા આવે છે કે, હિન્દની કાયદાએ ઠરાવેલી સરહદની બહાર નોકરીને માટે બ્રિટિશ લશ્કરની મોટી સખ્યા ખેચી લેવાનુ કાર્ય સુરક્ષિત અને ડહાપણવાળુ ગણવામા આવે છે તેથી આ કોગ્રેસનો અભિપ્રાય છે કે, હિન્દમા યુરોપી સૈનિકોની આવડી મોટી સખ્યા રાખવાના ખર્ચમા બ્રિટિશ ખજાનાએ ફાળો આપીને હિન્દી કર ભરનારાને કાઇક રાહત આપવાનો સમય આવી પહોચ્યો છે સમગ્ર બ્રિટિશ મહારાજ્યને માટે અનામત લશ્કર તરીકે હિન્દમા બ્રિટિશ લશ્કર રાખવા સામે આ કોગ્રેસને કાઇ વાધો દેખાતો નથી પરન્તુ તેનો અભિપ્રાય છે કે, ૨૦,૦૦૦ બ્રિટિશ લશ્કરનો ખર્ચ હિન્દી ખજાનાને બદલે બ્રિટિશ ખજાનામાથી આપવાનો સમય આવી પહોચ્યો છે

## નાણાં વિષયક.

૪ ઠરાવ કરવામા આવે છે (ક) કે, હુડી આમણથી થયલી નુકસાનીનુ મુખ્ય કારણ ઇગ્લડમા ખર્ચને માટે હિન્દી ખજાના પર મકમ રીતે વધતી જતી માગણી છે, તે જોતા હુડીઆમણથી થતુ નુકસાન અટકાવવાને માટે ચલણ કમિટીની ભલામણથી હિન્દમા સોનાનુ ધોરણ દાખલ કરવા માટે આ કોગ્રેસ પોતાનો શોક દર્શાવે છે, અને તેનો અભિપ્રાય છે કે, એ નવા પગલાથી હિન્દનુ સોનાનુ કરજ વધશે

(ખ) કે, આ કોગ્રેસનો વિશેષ અભિપ્રાય છે કે, સરકારે સ્વીકારેલા નિર્ણયથી વસ્તુત હિન્દમા ગરીબ વર્ગોના કરજમા વધારો થશે, તેમણે બચાવેલી રકમ-તેમના ઘાદીના ઘરેણાની કીમત ઘટશે, અને ખરેખાત તેમના જમીન મહેસુલ અને વેરાઓમા વધારો કરશે

(ગ) કે, આ કોગ્રેસનો વિશેષ અભિપ્રાય છે કે, સરકારે સ્વીકારેલા નિર્ણયથી દેશની દેશી કારીગીરીઓને નુકસાન થવા સભવ છે.

## જાહેર નોકરીઓ

૫ ઠરાવ કરવામા આવે છે કે, આ કોગ્રેસનો અભિપ્રાય છે કે, લશ્કરી અને દિવાની મેડીકલ સર્વીસીસનુ સમીશ્રણ ખર્ચાળ, અગવડતા ભર્યું અને સરકાર તેમજ પ્રજાના હિતને હાનિકર છે, અને ઇગ્લાડમા અને હિન્દમા ખુલ્લી હરીફાઇની પરીક્ષાઓ એક સાથે લઇને દિવાની મેડીકલ ખાતામા જગ્યાઓપર નિમણુકો કરી તે દિવાની મેડીકલ ખાતાની સ્થાપના કરી બને સર્વીસીસને જુદી પાડવાની આવશ્યક્તા તરફ ધ્યાન ખેચે છે.

૧૨ ઠરાવ કરવામા આવે છે કે, મદ્રાસ અને મુબાઇના ગવર્નરોની જગ્યાઓએ હિન્દની સર્વીસીસમાથી કોઇને નહિ નીમતા ઇગ્લાડના મુત્સદ્દીઓને નીમવાની રાજનીતિનુ ડહાપણ જોતા આ કોગ્રેસનો અભિપ્રાય છે કે, તે પ્રાતોનુ કારોબારી રાજ્યતત્ર ગવર્નરોએ ત્રણ સભ્યોની (કારોબારી) સભાઓ સહીત ચલાવવુ જોઇએ, અને હમણાની જેમ બે સભ્યોની સભાઓ સહીત નહિ, અને એ ત્રણ સભ્યોમાનો એક સભ્ય હિન્દનો દેશી હોવો જોઇએ

## પ્રતિક્રિયા

૬ ઠરાવ કરવામા આવે છે કે, આ કોગ્રેસનો અભિપ્રાય છે કે, વર્તમાનપત્રોને માટે પરદેશી તારોના સદેશાઓનો ખરડો (ફોરેન ટેલીગ્રાફીક પ્રેસ મેસેજીસ બીલ) હમણા વડી ધારાસભા સમક્ષ છે, તેમા સમાયલો સિદ્ધાત ઉપયોગી જ્ઞાન અને સમાચારના અનિયત્રિત પ્રચારની હિન્દી સરકારે ગ્રહણ કરેલી રાજનીતિથી વિરુદ્ધ છે, અને હિન્દમા તે કાયદો પસાર કરવાને માટે પૂરતી આવશ્યક્તાનુ અસ્તિત્વ બતાવવામા આવ્યુ નથી

૭ ઠરાવ કરવામા આવે છે કે, કલકત્તા મ્યુનિસીપલ કાયદો પસાર કરવામા અને એવો કાયદો મુબાઇની ધારાસભામા દાખલ કરવામા સ્થાનિક સ્વરાજ્યને ઉથલાવી નાખનાર પ્રતિક્રિયાત્મક રાજ્યનીતિ તરફ આ કોગ્રેસ નાપસદગી

બતાવે છે; તેથી સ્થાનિક સ્વરાજ્યના સિદ્ધાંતોને ગંભીર હાનિ પહોંચશે.

૮. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, મદદ લેતી સંસ્થાઓના વ્યવસ્થાપકો અને શિક્ષકોને ડાયરેક્ટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન અથવા અન્ય અધિકારીઓની પરવાનગી વિના રાજકીય હીલચાલોમાં ભાગ નહિ લેવા દેવાના અથવા રાજકીય સભાઓમાં હાજરી નહિ આપવા દેવાના નિયમોથી બ્રિટિશ પ્રજાના હકકોના વ્યાવહારિક અને અસરકારક ભોગવટામાં ખલેલ થવાનો સંભવ છે, કેળવણીના કાર્યમાંથી સમર્થ અને પ્રભાવશાલી પુરૂષોને પાછા ખેંચી લેવાનો સંભવ છે, અને આ દેશમાં કેળવણીના પ્રચારને માટે ખાનગી સાહસ અને સંસ્થાને સંકુચિત કરી નાખવાનો સંભવ છે. અને આ કોંગ્રેસ આશા રાખે છે કે, ઉપર વર્ણવવામાં આવેલી મતલબની કલમો કેળવણીખાતાના નિયમો અને ગ્રાન્ટ-ઇન્-એઇડ કોડમાંથી દૂર કરાવવાનાં પગલાં મદ્રાસ અને મુંબાઇ સરકાર ભરશે.

### સ્થાનિક પસંદગી.

૯. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, છુટક દારૂ વેચવાની દુકાનોને પરવાના આપવામાં સરકારે સખ્ત પગલાં ભરવાં જોઇએ, અને તે જગ્યાના રહેનારાઓની લાગણી જાણ્યા વિના હિન્દમાં કોઇ પણ સ્થળે એવી દુકાનો સ્થાપવી ન જોઇએ.

### કોંગ્રેસનું બંધારણ.

૧૦. ઠરાવ કરવામાં આવે છે કે, કોંગ્રેસના બંધારણના સંબંધમાં આ કોંગ્રેસ નીચેના નિયમો મંજુર કરે છે; ( જુવો પૃષ્ઠ ૧૭૨ )

### હિન્દી કોંગ્રેસ કમિટીના સભ્યો
### ઉપલા ઠરાવ અનુસાર કોંગ્રેસે નીમેલા.

સામાન્ય સભ્યો;
બાબુ ડબલ્યુ સી. બેનરજી.
માન. સુરેન્દ્રનાથ બેનરજી.
માન. પી. આનન્દ ચાર્લુ.
માન. પી. એમ. મ્હેતા.
રા. મુધોલકર.
બંગાલ;
બાબુ એ. એમ. બોઝ.
„ કાલિચરણ બેનરજી
„ ભુપેન્દ્રનાથ બોઝ
માન. બૈકુંઠનાથ સેન.
બાબુ અંબિકાચરણ મઝુમદાર.
„ જે. ઘોસલ.
„ અશ્વિનિ કુમાર દત્ત
„ દીપનારાયણ સિંહા.
વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા;
માન. પંડિત બિશંભરનાથ.
બાબુ ગંગાપ્રસાદ વર્મા
પંડિત મદન મોહન માલવીયા.
રા. એ. નન્દી.
પંડિત બિશન નારાયણધાર.
રા. હાફીઝ અબ્દુર રહીમ.
મુંબઇ:
રા. ડી. ઇ. વાચ્છા
માન. જી. ચંદાવરકર.
મી. ડબલ્યુ. એ. ચેમ્બર્સ.
રા. આર. એમ. સાયાણી.
રા. દાજી આબાજી ખરે.
રા. ચિમન એચ. સેતલવડ.
રા. આર. પી. કરંડીકર.
રા. તાહીરરામ ખેમચંદ.
પંજાબ.
લાલા કનૈયાલાલ.
સરદાર ઝેંદા સીંઘ
લાલા હરકીશન લાલ.
રા. જૈશીરામ.
મધ્યપ્રાંતો:
રા. બાપુરાવ દાદા.
રા. ભગિરથ પ્રસાદ.
રા. એચ. વી. કેલ્કર.
વરાડ
રા. દેવરાવ વિનાયક.
રા. એમ. વી. જોશી.
રા. જી. એસ. ખાપર્ડે.
મદ્રાસ:
માન. સી. વિજયરાઘવાચારી.
માન. સી. જંબુલિંગમ મુદલીઆર.
માન. જી. વેંકટરતનમ્.
રા. સી. શંકરણનાયર.

રા. પી. રંગીઆ નાયડુ.
રા. પી. રામચંદ્ર પીલ્લાઇ.
રા. જી. સુબ્રમન્ય આયર.
રા. વી. રાયરૂ નાંબીયેર.

### કોંગ્રેસનું કાર્ય.

૧૧. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દની પ્રજાના હિતને માટે બ્રિટિશ કમિટીએ કરેલી મૂલ્યવાન્ સેવાઓનો આ કોંગ્રેસ સ્વીકાર કરે છે, અને સર વિલિયમ વેડરબર્ન અને કમિટીના અન્ય સભાસદોપર પોતાનો અખુટ વિશ્વાસ દર્શાવે છે. અને બ્રિટિશ કમિટી અને કોંગ્રેસના વર્તમાન પત્ર "ઇંડીઆ"ના ખર્ચને માટે રૂ. ૫૪,૦૦૦ કાઢી આપવામાં આવે છે.

૧૨. ઠરાવ કરવામાં છે કે, હિન્દી બાબાતોના જ્ઞાનનો પ્રચાર કરવા માટે બ્રિટિશ કોંગ્રેસ કમિટીની સાથે મળીને જાહેર સભાઓ ભરવાને માટે ઇંગ્લાંડમાં એક એજંસી નીમવી, અને તેને માટે નાણા એકઠાં કરવાં.

### દુષ્કાળ.

૧૩. ઠરાવ કરવામાં આવે છે કે, ચાલુ દુષ્કાળમાં મનુષ્યોની જીંદગી બચાવવાના અને દુઃખમાં રાહત આપવાના હિન્દી અને પ્રાંતિક સરકારોએ કરેલા પ્રયત્નોનો કૃતજ્ઞતાપૂર્વક સ્વીકાર કરવા છતાં, આ કોંગ્રેસ સાચો ઉપાય યોજવાનો આગ્રહ કરે છે. ખેડુત વર્ગોની સ્થિતિ સુધારવાને માટે અને દુષ્કાળ પડતો અટકાવવાને માટે જાહેર ખર્ચમાં કાપકૂપ કરવાની, સ્થાનિક અને સ્વદેશી ઉદ્યોગોનો વિકાસ કરવાની અને જમીન મ્હેસુલ ઘટાડવાની આ કોંગ્રેસ ભલામણ કરે છે.

### પહેલાંના ઠરાવોનું સમર્થન.

૧૪. ઠરાવ કરવામાં આવે છે (૧) કે, પહેલાંની કોંગ્રેસો સાથે એકમત થઇને આ કોંગ્રેસ મજબૂત પક્ષ કરે છે કેઃ [ ૧૮૯૭ (ખ), (ચ) અને (જ) ].

(૨) કે, આ કોંગ્રેસ પહેલાંની કોંગ્રેસો સાથે સંમત થઇને પોતાનો અણગમો દર્શાવે છે. [ ૧૮૯૭ (ક) અને (ખ) ].

(ગ) મધ્ય પ્રાંતો તરફથી હિંદી ધારાસભામાં એક સભ્યની નીમણૂંક કરવાને માટે સ્થાનિક સંસ્થાઓને ભલામણો કરવાનું કહ્યા વિના હિન્દી સરકારે એવી નીમણૂંક કરવામાં જે અવળી નીતિ ગ્રહણ કરી છે, તેની સામે આ કોંગ્રેસ પોતાનો અણગમો જાહેર કરે છે, અને અંતઃકરણપૂર્વક આશા રાખે છે કે, સરકારે બંગાલ, મદ્રાસ, મુંબાઇ અને વાયવ્ય પ્રાંતોને જેવું પ્રતિનિધિત્વ આપ્યું છે, તેવુંજ પ્રતિનિધિત્વ મધ્ય પ્રાંતોને આપવાને માટે સરકાર શીઘ્ર પગલાં ભરવાની કૃપા કરશે.

(ઘ) આસામના મજુરોના કાયદાઓ સામે જેવા કે, ૧૮૮૨ નો પ્રથમ ઇન્લેન્ડ એમીગ્રેશન એક્ટ ૧૮૯૩ ના સાતમા કાયદા પ્રમાણે સુધારેલો.

(૩) પોતાની પહેલાંની કોંગ્રેસો સાથે સંમત થઇને આ કોંગ્રેસ પોતાની પ્રતીતિ જાહેર કરે છે:

(ક) કે, જ્યુરી સમક્ષ કામ ચલાવવાની પદ્ધતિની કૃત્તેહના સંબંધમાં જ્યુરી કમીશનનો અભિપ્રાય ધ્યાનમાં લઇને અને કેળવણીની પ્રગતિ થતાં દેશના સર્વ ભાગોમાં કેળવાયલાઓની પૂરતી સંખ્યા મળી આવે છે તે જોતાં, જે જીલ્લાઓમાં અને જે ગુનહાઓને જ્યુરી સમક્ષ કામ ચલાવવાની પદ્ધતિ હમણાં લાગુ પડતી નથી ત્યાં તે લાગુ પાડવી જોઇએ

(ખ) કે, આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર ઇચ્છનીય છે કે, આ દેશની પ્રજાના હિતની ખાતર ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદામાં એવો સુધારો કરવો જોઇએ કે, હાઇકોર્ટમાં જ્યુરી સમક્ષ ચાલતા મુકદ્દમાઓમાં અને એસેસરોની સહાયથી ચલાવવામાં આવતા મુકદ્દમાઓમા જે આરોપીઓ હિન્દના દેશીઓ હોય તેમને એવી માગણી કરવાનો હક્ક મળે કે, કમમાં કમ જ્યુરરો અથવા એસેસરોની અર્ધી સંખ્યા હિન્દના દેશીઓની હોવી જોઇએ.

(ગ) કે, ભિન્ન ભિન્ન પ્રાંતિક સરકારોએ ઘડેલા નિયમોની રૂએ જંગલખાતાએ લીધેલાં પગલાંથી દેશના ગામોના રહેવાસીઓ પર માઠી અસર થાય છે, અને અનેક પ્રકારે જંગલખાતાના ઉતરતા દરજ્જાના અમલદારોના સંતાપ

અને જુલમને તાબે થવું પડે છે; અને આ નિયમો પ્રજાના હિતની ખાતર સુધારવા જોઇએ.

(૫) કે, આવક વેરાના કાયદા હેઠળ કર નાખવા યોગ્ય ઓછામાં ઓછી રકમ પાંચસોથી વધારીને હજારની કરવી જોઇએ.

(૬) કે, હિન્દી સીવીલ સર્વીસને માટેની હરીફાઇની પરીક્ષાઓ હિન્દમાં અને ઇગ્લાંડમાં એક સાથે લેવાની તરફેણમાં હિવાને આમના ૧૮૯૩ ના જુનના ઠરાવનો અમલ કરવામાં નહિ આવે ત્યાં સુધી હિન્દી સીવીલ સર્વીસમા હિન્દના દેશીઓને જગ્યા આપવાના પ્રશ્નનું સંતોષકારક સમાધાન શક્ય નથી.

### દમન.

૧૫. ઠરાવ કરવામાં આવે છે કે, બ્રિટિશ વહીવટનાં દેશી રાજ્યોના પ્રદેશમાં છાપખાનાને મોઢે ડુચો મારનાર હુકમ હિન્દી સરકારે વિદેશીય ખાતામા ૧૮૯૧ ની ૨૫ મી જુને કર્યો છે, તે અવળો, નિરંકુશ અને હાનિકર છે, અને સાચા મુત્સદ્દીપણાથી અને પ્રજાની સ્વતંત્રતાથી વિરૂદ્ધ છે, અને તે રદ કરવો જોઇએ.

### કેળવણી.

૧૬. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાની ઉંડી પ્રતિતીની નોંધ લે છે કે, હમણાં પ્રચલિત પારિભાષિક કેળવણીની પદ્ધતિ અધુરી અને અસંતોષકારક છે, અને પ્રાર્થના કરે છે કે, લોકોની ગરીબાઇ અને દેશી ઉદ્યોગોનું અધઃપતન જોતાં સરકાર પારિભાષિક કેળવણીની વધારે વિશાળ અને કાર્યસાધક યોજના દાખલ કરશે, અને તેનો વધારે સારી રીતે અને વધારે ફત્તેહમંદીથી અમલ થઇ શકે તેટલા માટે વધારે ગ્રાન્ટ નાણાં તેને માટે અલગ કાઢશે અને ઉચ્ચતર વૈજ્ઞાનિક કેળવણી અને સંશોધનના વધારાને માટે રા. તાતાએ આપેલી દેશપ્રેમી અને ઉદાર બક્ષીસની કૃતજ્ઞતાપૂર્ણ કદર બુઝતા આ કોંગ્રેસ ઇચ્છે છે

### ધારાસભા ( પંજાબ )

૧૭ ઠરાવ કરવામા આવે છે કે, પંજાબને ધારાસભા આપવા માટે સરકારનો આભાર માનવા છતાં આ કોંગ્રેસ પોતાનો શોકની નોંધ કરે છે કે, તેમણે સભ્યોને પ્રશ્નો પૂછવાનો હક્ક આપ્યો નથી, અને સભ્યો નીમવાની ભલામણો કરવાનો હક્ક પ્રજાને આપ્યો નથી; એવા હક્કો અન્ય પ્રાંતોમાં સભ્યો અને પ્રજા ભોગવે છે.

### વરાડ માટે કાયદા.

૧૮. ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, વરાડ ગવર્નર-જનરલ ઇન્ કાઉન્સીલના રાજ્યતંત્ર હેઠળ છે ત્યાં સુધી શુદ્ધ બ્રિટિશ હિન્દને માટે ધારા વડી ધારાસભામા ઘડવામાં આવે છે તે પ્રમાણે વરાડને માટે સર્વ કાયદા અને કાયદાનું બળ ધરાવતા હુકમો વડી ધારાસભામા ઘડાવા જોઇએ.

### પ્લેગનો ખર્ચ.

૧૯. ઠરાવ કરવામા આવે છે કે, પ્લેગ સામે ભરવામાં આવેલાં પગલાનો વિષય શાહી હોવાથી અને તે શાહી હોવાનો સ્વીકાર કરવામા આવ્યો હોવાથી આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે તે સંબંધમા કરવામાં આવેલો ખર્ચ સરકારે આપવો જોઇએ અને સ્થાનિક સંસ્થાઓના નાણામાથી લેવો ન જોઇએ.

### પાર્લામેન્ટરી પ્રતિનિધિત્વ.

૨૦. ઠરાવ કરવામા આવે છે કે, હિન્દની પ્રજાના પ્રતિનિધિ તરીકે, રા. દાદાભાઇ નવરોજી પર આ કોંગ્રેસ પોતાનો સંપૂર્ણ અને અખુટ વિશ્વાસ દર્શાવે છે, અને આશા રાખે છે કે, સેન્ટ્રલ ફીન્સબરીનું તેમનું જૂનું મતદાર મંડળ અથવા અન્ય કોઇ ઉદાર પક્ષનું મતદાર મંડળ તેમને ફરીથી ચુંટી કાઢશે

### સામાન્ય

૨૧ ઠરાવ કરવામા આવે છે કે, આવતા વર્ષને માટે આ કોંગ્રેસ મી એ ઓ હ્યુમ સી બી ને જનરલ સેક્રેટરી અને રા. ડી ઈ. વાચ્છાને સંયુક્ત જનરલ સેક્રેટરી એકવાર ફરીથી નીમે છે.

કોંગ્રેસના સોળમા અધિવેશનને માટે કોંગ્રેસે લાહોરનું આમંત્રણ સ્વીકાર્યું.

# સોળમું પ્રકરણ.

---

## સોળમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

પોતાના સોળમા અધિવેશનને માટે દૂર ઉત્તરમા કોંગ્રેસે પ્રવાસ કર્યો, અને વીસમી સદીના પ્રથમ વર્ષ ૧૯૦૦ નો ૨૭ મી, ૨૮ મી અને ૨૯ મી ડીસેમ્બરે તે લાહોરમા મળી તે બ્રૅડ્લો હૉલમા મળી હતી, જે હૉલ એક મહાન્ અંગ્રેજ અને હિન્દના એક મહાન્ સેવકના પ્રેમપૂર્ણ સ્મરણ ચિન્હ તરીકે બંધાવવામા આવ્યો હતો ૫૬૭ પ્રતિનિધિઓએ આમ ત્રણને માન આપ્યુ હતુ મધ્ય શિયાળામા પંજાબની ઠંડીમા લાંબો પ્રવાસ જોતા તે સંખ્યા સારી હતી પંજાબના શિયાળા ઠંડા હોય છે, પરન્તુ પંજાબના હૃદયો ગરમ (લાગણીથી ભરેલા) હોય છે પ્રતિનિધિઓ નીચે પ્રમાણે હતા

| | |
|---|---|
| બંગાળ અને આસામ | ૩૮ |
| વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા | ૩૯ |
| પંજાબ | ૪૨૧ |
| મુંબાઇ (૨૮) અને સિંધ (૨૯) | ૫૭ |
| મધ્ય પ્રાંતો અને સી ડ્રાબાદ | ૩ |
| મદ્રાસ | ૯ |
| | ૫૬૭ |

રાય બહાદુર કાલિ પ્રસન્ન રોય સ્વાગત સભાના પ્રમુખ હતા, અને પ્રતિનિધિઓને પ્રેમપૂર્વક આવકાર આપ્યો, પરન્તુ પાછલે વર્ષે સરદાર દયાળ સિંઘના મૃત્યુ માટે, અને 'આ પ્રાંતમા કોંગ્રેસ કાર્યના થંભ અને પ્રાણ સમાન રા



સર નારાયણ ગણેશ ચંદાવરકર
સોળમી કોંગ્રેસના પ્રમુખ

જેથીરાનના મૃત્યુ માટે શોક દર્શાવ્યો તેમણે સત્ય દાવો કર્યો કે, રાજ્યકર્ત્તાઓ અને પ્રજા વચ્ચે કોંગ્રેસ એજ ફક્ત સત્ય દુભાષીયનો અર્થ સારે છે," અને આવશ્યક છે કે તે ઇંગ્લાંડ પહોચે, અને ૩૦ કરોડ પ્રજાનુ રાજ્યતંત્ર લેવામા પોતાની જવાબદારીની મહત્તા બ્રિટિશ પ્રજાને શિખવે હિન્દુ રાજાઓ હેઠળ હિંદુઓને ચળવળ કરવાની આવશ્યકતા ન હતી, મહોમેદન રાજાઓ હેઠળ પણ ચળવળ કરવાની આવશ્યકતા ન હતી કેમકે તેઓ પોતાના અતિ વિશ્વાસપાત્ર મંત્રીઓને હિન્દુઓમાથી પસંદ કરતા હતા "પરન્તુ સમય બદલાઇ ગયો છે, અને હમણા આપણી પર રાજ્ય ભોગવતી વિદેશીય પ્રજાના વિચારો અને બંધારણો ભિન્ન છે જો કે ઇંગ્લાંડમા અંગ્રેજી રાજ્યતંત્ર પ્રજાસત્તાક છે તથાપિ અહીંઆ શાહી અને નોકરશાહી યુક્ત છે એટલે ચળવળ નિયમસર કરવી પડે છે જો આપણે દિવસના બે ભોજનો લઇને જીવન ગાળવા ઇચ્છતા હોઇએ તો આપણે તેમના માર્ગો અનુસરવા જોઇએ, અને અવિશ્રાન્ત અને આગ્રહી ઉમંગથી ચળવળ ચલાવવી જોઇએ "

માન રા એન જી ચંદાવરકર, "નામદાર મહારાણીની મુંબાઇની હાઇકોર્ટના એક ન્યાયાધીશ"ને પ્રમુખપદ આપવાની દરખાસ્ત માન બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ રજુ કરી તે દર-

ભારતને લાલા હંસરાજે અનુમોદન આપ્યું, મૌલવી મુહુર્રમ અલિચીસ્તીએ માન રા સી વિજયરાઘવાચાર્યરે અને રા બંસીલાલે વિશેષ અનુમોદન આપ્યુ, અને તે સર્વાનુમતે પસાર કરવામા આવી

પ્રમુખે ઉપકારના થોડા શબ્દો કહ્યા પછી, દેશની સ્થિતિનો વિચાર કરવા તરફ લક્ષ દોરાવ્યુ તે વર્ષમા દેશ દારૂણ દુષ્કાળથી પીડાતો હતો લોકસમૂહોની વધતી જતી ગરીબાઇ વિષે કોંગ્રેસે વારવાર આપેલી ચેતવણીઓ સત્ય નીવડી હતી, વાયસરોયે કહ્યુ હતુ કે, 'પ્રજાની નબળાઇ અને ટકાવ કરવાની અશક્તિ જોઇને ત્યાં નિક સરકારને આશ્ચર્ય થયુ છે,' પરન્તુ તે દીર્ઘકાળની ગરીબાઇનું પરિણામ છે આવશ્યક ફેરફારો કરવામા આવ્યા નહિ, મહેસુલની પદ્ધતિ કડક રહી, ખેડુતનો પ્રશ્ન હાથ ધરવામા આવ્યો નહિ પંજાબનો જમીન વેચાણ વિષેનો કાયદો થોડા સમય પહેલા પસાર કરવામા આવ્યો હતો, તેથી રૈયત જમીન સાથે બંધાઇ ગઇ હતી પરન્તુ તેથી તેની પગ નિર્વાહ ચલાવવાની અને આબાદ થવાની શક્તિ તેનામા આવી નહિ ખેતીવાડી અને ઉદ્યોગ બન્ને સુધરે તે માટે તેમને સહાય આપવાની જરૂર છે અને એમા રા ચવલ્લીત્મા દરમ્યસરનો પ્રશ્ન ઉમેરાવો જોઇએ સરકાર વિશાળ અને ઉદાર રાજ્યનીતિ ગ્રહણ કરી શકે તેટના માટે સત્ય હકીકત જ્ઞાન અને વ્યાવહારિ સૂચનાઓ આપીને ગ્રેપરો સરકારને સહાય આપવી જોઇએ

પછી વિષયનિર્ણાયક રતાને બાકીની બ્બા પવામા આવી, અને કોંગ્રેસ મુલતવી રહી

૨૮ મી ડીસેમ્બર રા આર એન મુધોલકરે કોંગ્રેસના બંધારણ વિષે પ્રથમ ઠરાવ રજુ કર્યો, અને પ્રત્યેક પ્રાંતને આપેલા હિંદી કોંગ્રેસ કમિટીના સભ્યોની સંખ્યામા ઘે । ફેર । । કર્યો ઠરાવને રા બી આર નેરસીયરે અનુમોદન આપ્યુ અને તે પસાર કરવામા આવ્યો

વારવાર પડતા દુષ્કાળોના ઉપાયો શોધી કાઢીને તે યોજવાને માટે હિન્દની આર્થિક સ્થિતિની તપાસ કરવાની માગણી વાળો બીજો ઠરાવ રા જી સુબ્રમન્ય આયરે રજુ કર્યો મજુરો હિન્દ છોડીને પ્રદેશોમા જાય છે, અને પોતાના ઉદ્યમથી પરદેશોની આબાદાની ખીલવે છે, પરન્તુ ત્યા તેમની તરફ નિર્દય વર્તન ચલાવવામાં આવે છે લાખો લોકો દુષ્કાળથી મૃત્યુ પામ્યા છે અને લાખો લોકોની દશા હમેશને માટે ખરાબ થઇ ગઇ છે આના દુષ્કાળોના કારણો તપાસવા જોઇએ અને ઉપાયો યોજવા જોઇએ.

રા આર એન મુધોલકરે અનુમોદન આપ્યુ, લોકોની ગરીબાઇના આંકડા આપ્યા, અને જમીનની મહેસુલમા વધારો થવાથી ગામના લોકો પર દેવો બોજો પડે છે, અને છતા કાંઇ કરવામા આવતુ નથી, તે તેમણે બતાવી આપ્યુ હકીકત પ્રાપ્ત કર્યા પછી પરીસ્થિતિને પહોચી વળવાને માટે કમમા કમ લાઇક પ્રયત્નો કરવા જોઇએ લો મા બી જી તિલકે કહ્યુ સરકાર રૈયતની ગરીબાઇને માટે રૈયતનો દોષ કાઢે છે, પરન્તુ રૈયત તો લાંબા સમયથી જેવી છે તેવીને તેવીજ છે પરન્તુ તમે જમીનની નીપજ લઇ લો અને ઉજ્જત અને સાદ વિના વધારે સંગીન બીજુ કાંઇ ન આપો તો દેશ વધારે ને વધારે ગરીબ બનવોજ જોઇએ એ તેમનો અભિપ્રાય છે મૌલવી મુહુર્રમ અલી ચીસ્તીએ જુસ્સા ભર્યું ભાષણ આપીને અનુમોદન આપ્યુ તેમની પછી મી જોસેફ બેન્જામીને ગુજરાતના દુષ્કાળપીડિત જીલ્લાઓ વિષે, અને કમીશનરે અને કલેક્ટરે કહ્યુ હતુ " લોકો મહેસુલ આપી શકશે નહિ તે છતા મહેસુલ ઉઘરાવવાના પ્રયત્નો વિષે પોતાને જે જ્ઞાન હતુ, તે કહી સંભળાવ્યુ પંજાબના એક દુષ્કાળપીડિત જીલ્લા હીસ્સારના રા ચુરામણિએ કહ્યુ કે સરકાર ધારો ભરવાને માટે લોકોએ નાણા ધીરનારાઓ પાસેથી નાણા વ્યાજે લીધા હતા ઠરાવ પસાર કરવામા આવ્યો

લશ્કરની ઉચ્ચતર જગ્યાઓ હિન્દીઓને માટે ખુલ્લી મુકવાની માગણી અને લશ્કરી પાઠશાળાઓ સ્થાપવાની માગણી કરનો ત્રીજો ઠરાવ સરદાર માનસિંગે રજુ કર્યો તેમણે હિંગમા બગદાદમા રામદાસ મદારા નીમાયાઓ હતા, અને 'કમલા મહારાજ્યની સેવાને માટે ચિનગામા પોતાનુ લોહી રેડતા " હિન્દી સૈનિકોએ

બતાવેલી રાજ્યભક્તિ, બહાદુરી અને એકનિષ્ઠા તરફ આંગળી કરી. લૉર્ડ મૉન્ટ્રેસે કહ્યું છે કે, પંજાબી સૈનિકો બ્રિટિશ સૈનિકો જેટલા સારા છે.

આ શબ્દો ૧૯૦૦ માં બોલાયા હતા ૧૯૧૫ માં આપણે તેમની પુનરુક્તિ કરીએ છીએ. ૧૯૦૦ પછી અન્ય લડાઇઓમાં હિન્દીઓએ પોતાનું લોહી રેડ્યું છે. ઇગ્લાંડની ભીડની ઘડીએ તેઓ કદાપિ બેવફા નીવડયા નથી. અને છતાં તેમને કમીશનના હોદ્દાઓ પરથી દૂર રાખવામા આવે છે, અને છતાં આપણને કહેવામાં આવે છે કે " ઇગ્લાંડની કૃતજ્ઞતા પર વિશ્વાસ રાખો. "

તેમની પછી સરદાર ગુરૂ ચરણ સિંઘે તેજ જૂની હકીકત કહી. લડાયક જાતીઓના યુવકોને જમાદારનો હોદ્દો આપવામાં આવે છે. તેમણે શિખોએ કરેલી કુચની વાતનું સ્મરણ કર્યું, જેમણે દીલ્હીમા ઘુળ સપડાયલા અંગ્રેજોની કુમકે ધાવાને જુન માસના તપતા સૂર્યમા ૨૨ દિવ-સમાં ૫૮૦ માઇલની કુચ કરી હતી, અને સર હેન્રી લાર્નોડે કહ્યુ છે કે, તેઓ 'સંપૂર્ણ વ્યવસ્થા-સર આવી પહોચ્યા, અને તરતજ યુદ્ધ કરવાને તૈયાર હતા." વક્તાની માન્યતા પ્રમાણે આવી કુચના જેવો બીજો બનાવ નોંધાયલો નથી. સરદાર રાજેન્દ્ર સિંઘ, રા. કરંડીકર, રા કૃષ્ણ બલદેવ વર્મા, અને હાફીઝ અબ્દુલ રહીમે તેને વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામા આવ્યો.

ન્યાયી અને કારોબારી ફરજો જૂદી પાડવા વિષે ચોથો ઠરાવ રા. એસ સિંહાએ રજુ કર્યો, અને ઘણુ સુંદર ભાષણ આપીને તે વિષયના સઘળા ઇતિહાસનું અવલોકન કર્યું, અને અંતમા કહ્યુ કે, સરકારનો આધાર પ્રજાની પ્રીતિ પર હોવો જોઇએ, અને "તેમને ન્યાયનો આશિર્વાદ આપીનેજ તે (પ્રીતિ) મેળવી શકાય છે. આજે આપણે ઉપયોગ કરીએ છીએ એવા, અર્ધ દુધ-અર્ધ પાણી મિશ્રિત ન્યાય નહિ, પરન્તુ ખરેખરો અને ધાર્મિક બ્રિટિશ ન્યાય "

ઠરાવને રા. ચેલબિહારીલાલે અનુમોદન આપ્યું, બક્ષીરામ દુબય, રા એ. ચૌધરી, રા. સી. નાય. ચિંતામણિ, રા. કાલિપ્રસન્ન કાવ્ય-વિશારદે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

અનેક જાહેર નોકરીઓમાંથી હિન્દીઓના વ્યાવહારિક બહિષ્કારનો, પાચમા ઠરાવમાં તિર-સ્કાર કરવામાં આવ્યો, અને તે રજુ કરતાં માન બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ લાંબુ અને છટાદાર ભાષણ આપ્યું અગ્રેજ રાજ્ય-કર્તાઓની રાજ-નીતિનો તેમણે પ્રાચીનકાળના રોમન સામ્રાજ્યની રાજનીતિ સાથે અને મહાન્ અકબરની રાજ-નીતિ સાથે મુકાબલો કર્યો.

"અકબરના સમયમાં જેઓ તેના પ્રપિતા સાથે લડયા હતા; તેમના પૌત્રો, તેના સેના નાયકો, તેના પ્રાંતોના સુબાઓ (ગવર્નરો) અને તેમના રાજાના વિશ્વાસુ સલાહકારો થયા હતા. તે રાજનીતિ વિશ્વાસ અને ભરોસાની હતી, જેને તે મહાન્ મોગલ પછીથી તરત ગાદીએ આવનારાઓએ પવિત્ર કરી હતી. મને શોક થાય છે કે, હિન્દના અંગ્રેજ રાજ્યકર્તા-ઓની રાજ્યનીતિ વિશ્વાસ અને ભરોસાની નથી, પરન્તુ તે રાજ્યનીતિમા અવિશ્વાસ અને સંશ-યનુ પુષ્કળ મિશ્રણ થયલું છે આપણા પિતા-ઓને અંગ્રેજોને હાથે મળેલી કેળવણીથી તેમની બુદ્ધિ ઉદ્દીપ્ત થઇ અને તેમના સ્વમાનમા અભિવૃદ્ધિ થઇ કે તરતજ પોતાના ઉચ્ચ જગ્યાઓમાંથી કર-વામાં આવતા બહિષ્કાર વિરૂદ્ધ તેમણે ચળવળની શરૂઆત કરી. તેથી આ પ્રશ્ન આપણને વારસામાં મળેલો છે. આ ચળવળ કરવામાં આપણે પિતૃ-ભક્તિનું કાર્ય કરીએ છીએ આપણા પિતૃઓના પૂજ્ય નામને નમન કરીએ છીએ, કેમકે બગા-લમા ક્રીસ્તોદાસ પાલ અને રામગોપાલ ઘોષનાં નામો કરતા કયા નામોથી વધારે પ્રેમ અને વધારે આદરભાવ ઉપજે છે ? અથવા મુંબાઇમાં દાદાભાઇ નવરોજીના કરતાં કયુ નામ વધારે આદરભાવ ઉપજાવે છે ? "

બંગાલમાં સર્વીસીસમાં ઉચ્ચતર જગ્યાઓ પર કેટલા હિન્દીઓ છે, તેના પ્રમાણના આંકડા વક્તાએ આપ્યા. જંગલ ખાતામાં ૨૪ ઉચ્ચ જગ્યાઓ છે, તેમાથી ૨ જગ્યાઓ હિંદીઓને મળેલી છે; અફીણ ખાતામા ૭૭, હિન્દીઓ ૮; કસ્ટમ્સ ૩૩, હિન્દીઓ ૨; કસ્ટમ્સમાં અંગ્રેજોના

( પ્રોવિન્શીયલ ) શાખા ૧૫૭, હિન્દીઓ ૦; એના ૧૦૦ ઉમેદવારોમાં, ૧ યુરેશીઅન; સર્વેમાં હિન્દીઓ ૮; જેલ સુપ્રિન્ટેન્ડેન્ટો, હિન્દીઓ ૦; તારખાતામાં ૨૯ જગ્યાઓ, હિન્દીઓ ૪; પોલીસમાં ૧૦૨, હિન્દીઓ ૫; કલકત્તા પોલીસ ૧૦, હિન્દીઓ ૧; અને ૧૮૫૮ ના ઢંઢેરા છતાં આ સઘળું.

રા. જી. સુબ્રમન્ય આયરે અનુમોદન આપ્યું, અને કહ્યું કે, જે હકીકત કહેવામાં આવી છે, તે મદ્રાસને પણ લગભગ લાગુ પડે છે. લાહોરના પંડિત રામભજ દત્તે ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

કલકત્તા યુનિવર્સિટીના ગ્રેજ્યુએટોનો ફેલોઝ ચુંટવાનો હક્ક થોડો સમય અટકાવવા માટે, અને પંજાબ યુનિવર્સિટીના કાયદાની કલમોનો અમલ નહિ કરવા માટે લાલા દ્વારકાદાસે છઠ્ઠો ઠરાવ રજુ કરી શોક દર્શાવ્યો. કલકત્તા તરફથી બાબુ હેમચંદ્ર રાયે અનુમોદન આપ્યું, અલ્લાબાદ તરફ રા. બિપિન બિહારી બોઝે, અને મુંબાઇ તરફથી રા. રૂસ્તમ કામાએ. ઠરાવ પસાર થતાં બીજા દિવસનું કાર્ય સમાપ્ત થયું.

ત્રીજે દિવસે પ્રારંભમાં પ્રમુખે જણાવ્યું કે, પંજાબ જમીન વેચાણના કાયદા વિષે હિન્દુ અને મહોમેડન પ્રતિનિધિઓમાં મતભેદ પડ્યો તેથી તેને મુલત્વી રાખવાનો અને એક વર્ષમાં તેનો કેવો અમલ થાય છે તે જોવાનો વિષય-નિર્ણાયક સભાએ ઠરાવ કર્યો છે.

લૉર્ડ કર્ઝનની દુષ્કાળની રાજ્યનીતિ, સોલ્જરોને ગોળીબાર કરવાના પરવાના આપવા વિષેનો તેમનો કાનુન, અને રંગુન અને અંબાલા મુકદ્દમાઓમાં તેમણે ચલાવેલું કામ, એને માટે લૉર્ડ કર્ઝનનો આભાર માનવાનો. સાતમો ઠરાવ બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ રજુ કર્યો; વક્તાએ કહ્યું કે, ઠરાવમાં જણાવેલા મુદ્દાઓની બહારની વાયસરોયની રાજનીતિ પસંદ કરું છુ - એમ ધારવામાં આવવું જોઇએ નહિ. સ્થાનિક સ્વરાજ્ય, કેળવણી અને જમીન વિષયક કાયદા માટે તે રાજ્યનીતિની સખ્તાઇથી સખ્ત ઝાટકણી કાઢી. પરન્તુ હિન્દીઓ પર યુરોપીયનોના અત્યાચારો અટકાવવામાં, અને દુષ્કાળના રાહતના કામમાં તેમણે 'સારૂં' કામ કર્યું હતું. રા. રૂસ્તમ કામાએ અનુમોદન આપ્યું. અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

આઠમો ઠરાવ પારિભાષિક કેળવણી વિષે, નવમો વરાડના કાયદાઓ વિષે, દશમો "રગશીયો" અને અગીયારમો હિન્દને બ્રિટિશ ખજાનામાંથી વાર્ષિક ફાળો આપવાના અપાયલા વચન વિષે પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યા અને પસાર કરવામાં આવ્યા.

પ્રત્યેક કોંગ્રેસમાં કેળવણી વિષયક અને ઔદ્યોગિક પ્રશ્નોની ચર્ચાને માટે ગર્યો દિવસ આપવા વિષે બારમો ઠરાવ લાલા લજપતરાયે ઉર્દુમાં રજુ કર્યો, પરન્તુ દુર્ભાગ્યે તે ભાષણનો રીપોર્ટ આપવામાં આવ્યો નથી. રા. દુનીચંદે અનુમોદન આપતાં વ્યાવહારિક કાર્ય પર ભાર મુક્યો, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ન્યાયી અને કારોબારી ફરજો જૂદી પાડવાની, હિન્દી ગરીબાઇનો પ્રશ્ન હાથ ધરવાની, અને ગામડીઆઓની વધતી જતી ગરીબાઇનાં કારણો તપાસવાની આવશ્યકતા વિષે કોંગ્રેસના ઠરાવો તરફ વાયસરોયનું ધ્યાન ખેંચવાને માટે એક અરજી રજુ કરવાને વાયસરોય પાસે મોકલવાના એક પ્રતિનિધિ મંડળ ( ડેપ્યુટેશન ) ની નીમણુંક વિષે રા. ડી. ઇ. વાચ્છાએ તેરમો ઠરાવ ટુંકમાં રજુ કર્યો. મુન્શી મુરલીધરે અનુમોદન આપ્યું, અને એટલાજ ટુંકાણમાં મૌલવી મુહુર્રમ અલી ચિસ્તીએ વિશેષ અનુમોદન આપ્યું.

લાલા હર ભગવાનદાસે ચૌદમો ઠરાવ રજુ કર્યો અને રા. તર્કનાથ મિત્રે અનુમોદન આપ્યું કે, પંજાબને રેગ્યુલેશન પ્રાંત બનાવવો. તે પસાર કરવામાં આવ્યો.

દારૂ સામે કાયદા બાંધવાની માગણી કરતો પંદરમો ઠરાવ કુમાર એમ. એન. ચૌધરીએ રજુ કર્યો, અને કહ્યું કે, ગરીબ લોકોના હાથમાં સોંઘો દારૂ મુકવાથી ભારે અનિષ્ટો ઉત્પન્ન થાય છે. દારૂડીયાપણાને ઘોર અપરાધ ગણવામાં આવતો હતો તે હવે આનંદ આપનાર દુર્ગુણ બન્યો છે, વિખુટો ન પડી શકે એવી રીતે પાશ્ચાત્ય સંસ્કૃતિ સાથે તે જડાયો છે, અને કેશવચંદ્રસેને ફરીયાદ કરી હતી કે, બ્રિટિશ સરકારે આપણે માટે

શેક્સપીઅર અને મીલ્ટન આપ્યા છે, પરન્તુ દારૂની બાટલીઓ પણ આણી છે મજુર વર્ગમા દારૂગીઆપણાનો મોટો વધારો ૧૮૮૩ ના એક્સાઇઝ કમીશને દર્શાવ્યો હતો, અને તે વધારાની સાથે તેમની સાદાઈ નિરપરાધીપણુ અને ઔદ્યોગિક ટેવો અદૃશ્ય થતા હતા લાલા બેણીપ્રસાદે અનુમોદન આપ્યુ, અને ઠરાવ પસાર કરવામા આવ્યો

મી કેઇન પાર્લામેન્ટમા ચુટાયો તેને અભિનંદન આપવાનો ઠરાવ સોળમો, અને બ્રિટિશ કમિટી અને 'ઇંડીઆ' ને રૂ ૩૦,૦૦૦ આપવાનો સત્તરમો ઠરાવ પ્રમુખ સ્થાનેથી રજુ કરવામા અને પસાર કરવામા આવ્યા

કુપર્સ હીલ કોલેજ અને રૂડકીમા હિન્દીઓને દાખલ કરવા સામે પ્રતિબંધ નાખતા નવા નિયમોનો અઢારમા ઠરાવમા તિરસ્કાર કરવામા આવ્યો, અને રા જે ચોધરીએ તે રજુ કર્યો જેમણે કહ્યુ કે કુપર્સ હીલ કોલેજ હિન્દી નાણાથી બંધાવવામા આવી છે, પરન્તુ ફક્ત બે હિન્દીઓજ દર વર્ષે તેમા દાખલ થઇ શકે છે સામાજિક મોભાનો અને નાણાનો પુષ્કળ ભોગ આપીને હિન્દીઓ ઇંગ્લાંડ જાય છે, અને તેમને કહેવામા આવે છે "બુદ્ધિની દૃષ્ટિએ તમે અમારા સમોવડીઆ હશો તથાપિ તમારા દેશનો માલ મલીદો મેળવવાની વાતમા તો, તમે સમોવડીઆ નથી રૂડકીના કાનુને પણ હિન્દીઓ પર ખાસ પ્રતિબંધો નાખ્યા છે 'કુપર્સ હીલ અને રૂડકીમા ચાલતી નીમણુકોના સબંધમા સરકારે ગ્રહણ કરેલી નીતિ એક પ્રજા તરીકે આપણને અન્યાય આપે છે અને દેશ પર આપણા હિતની ખાતર રાજ્ય ચલાવવાનો દાવો કરનાર સરકારને અણછાજતી છે રા એ સી પાર્થસારથી નાયડુએ અનુમોદન આપ્યુ અને રા એસ એમ પ્રાંજપેએ વિશેષ અનુમોદન આપ્યુ તેમણે કહ્યુ કે ગમે તે કહો, પરન્તુ કુપર્સ હીલના અસ્તિત્વ પહેલા હિન્દી મગજનો એટલા બધા ખરાબ ન હતા તે ઘણા સૈકાઓ સુધી ચાલતા હતા આપણે હિન્દીઓ અને તાજા દોડો આવી ચીજો કરી શકીએ

"આપણા નમ્ર અભિલાષો આપણા રસ્તાઓ તૈયાર કરવાને માટે, અને આપણા પૂલો બાંધવાને માટે છે, જેથી કરીને હિન્દીઓજ હિન્દી પૂલો બાંધે અને હિન્દી રસ્તા તૈયાર કરે. સધેમ્પ્ટન જઇને સધેમ્પ્ટન માટે રસ્તા તૈયાર કરવાનો અભિલાષ આપણે કદાપિ રાખતા નથી. આપણે થેમ્સ નદીપર પૂલો બાંધવાનો અભિલાષ રાખતા નથી આ ચીજો કરવાને માટે આપણે ઇંગ્લાંડ જવા ઇચ્છતા ન હોઇએ તો કુદરતી રીતે પ્રશ્ન પૂછાય કે, હિન્દીઓને તેમના પોતાના રસ્તા અને તેમના પોતાના પૂલો બાંધવા દેવામા આવશે કે નહિ?'

આ વિનંતિ અત્યંત નમ્ર છે ઠરાવ પર મત લેવામા આવ્યા, અને તે પસાર કરવામા આવ્યો

સર વિલિયમ વેડરબર્ન, રા દાદાભાઇ નવરોજી અને મી એ ઓ હ્યુમની મહાન્ સેવાઓ માટે તેમનો આભાર દર્શાવતો ઓગણીશમો ઠરાવ પ્રમુખ સ્થાનેથી રજુ કરવામા આવ્યો, અને તાળીઓની ગર્જના સહિત પસાર કરવામા આવ્યો વીસમો ઠરાવ દક્ષિણ આફ્રિકા વિષે પણ પ્રમુખસ્થાનેથી રજુ કરવામા આવ્યો અને પસાર કરવામા આવ્યો

રા ઠાકુરદાસે એકવીસમો ઠરાવ રજુ કર્યો ખેતીવાડીની બેંકોની સ્થાપનાની દરખાસ્ત પર વિચાર કરવાને માટે કમિટીમા યોગ્ય હિન્દીઓ નીમાવા જોઇએ પંડિત જ્ઞાનેશ્વર શાસ્ત્રીએ ઠરાવને અનુમોદન આપ્યુ તેમણે પોતાના બે મીનીટના ભાષણમા કહ્યુ કે 'આજે ઘોડાઓની શરત" ચાલી છે ખરેખર કામ ઘણુ ઝપાટાબંધ ચાલતુ હતુ ઠરાવ પસાર કરવામા આવ્યો

બાવીશમા ઠરાવમા બક્ષી જૈશીરામના મૃત્યુ માટે શોક દર્શાવવામા આવ્યો પ્રમુખસ્થાનેથી તે રજુ કરવામા આવ્યો, અને સર્વાનુમતે પસાર કરવામા આવ્યો

ત્યાર પછી પંડિત મદન મોહન માલવીયાએ કાયમની જમાબંદી વિષે ત્રેવીસમો ઠરાવ પસાર કર્યો તેમણે કહ્યુ કે, બ્રિટિશ રાજ્યમા સાનંદાશ્ચર્ય ઉપજાવે અને કૃતજ્ઞતા ઉત્પન્ન કરે એવુ ઘણુ છે તેની મધ્યમા દુખ અને ગરીબાઇનો દિનપ્રતિદિન વધારે ને વધારે ઘોર નીકળે છે પ્રજાની મધ્યમા રહેવાથી અને ફરવા ફરવાથી આપણે

જાણીએ છીએ કે, વર્તમાન પદ્ધતિ હેઠળ તેમની સ્થિતિ કેવી છે ? મદ્રાસ મહાજન સભાને વાયસરૉયે આપેલા જવાબની તેમણે ટીકા કરી, અને ગરીબાઈનો ઉપાય યોજવાને કોંગ્રેસે કરેલી સર્વ સૂચનાઓ પ્રતિ દુર્લક્ષ કરવામાં રહેલો અન્યાય તેમણે બતાવી આપ્યો. બંગાલમાં કાયમની જમાબંદીને લીધે તે દુષ્કાળમાંથી મુક્ત થયું હતું, અને અન્ય પ્રાંતોને એવી રાહત મળવી જોઈએ.

રા. વી. આર. નેસ્બીયરે ઠરાવને અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

બાબુ ભુપેન્દ્રનાથ બસુએ ચોવીસમો ઠરાવ રજુ કરતાં હિન્દી ખાપોના ખરડા સામે ટીકા કરી, અને વિશુદ્ધ ડહાપણથી ભરેલું ભાષણ કર્યું. કેટલાક રાજકીય ચળવળ સામે વાંધો લે છે, અને ઔદ્યોગિક વિકાસ તરફ લક્ષ આપવાનું આપણને કહે છે. તેઓ કહે છે "તમારી કોંગ્રેસો અને પરિષદો વિખેરી નાખો. તમારા વર્તમાનપત્રો બંધ કરી દો, અને મૂંગાં પ્રાણીઓની જેમ તમારું શાંતિ લાવવાને યત્ન કરો. ઔદ્યોગિક પ્રશ્નોના વિચાર તરફજ તમારી સર્વ શક્તિ આપો." પરન્તુ ભુપેન્દ્રનાથ બસુએ કહ્યું, રાજકીય સ્વતંત્રતા વિના ઉદ્યોગોનું આવી બને છે.

"એકઠા થયેલા પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો, હું તમને પ્રશ્ન કરું છું, દુનિયામાં એવો કયો દેશ છે જે પરદેશી કારીગરોને સમાનતાની સ્થિતિ પર મુકવાને માટે પોતાની જ બનાવટ ઉપર સામા વેરાઓ નાખે ? હું તમને પ્રશ્ન પૂછું છું, પરદેશી નીકાસ વાળાઓ અને વ્યાપારીઓને લાભ થાય તેટલા માટે ખાંડ જેવી ખાવાની ચીજ ઉપર કર નાખનાર દેશ કયા છે ? વળી હું તમને પ્રશ્ન પૂછું છું કારખાનાના દાણી દેવાને અને તેમને દબાવી મારવાને, અને તેમનું કાર્ય કઠિન બનાવવાને માટે કારખાના વિષે કાયદા દાખલ કરે અને કાયદા કરવાનું માથે લે એવો દેશ કયા છે ? તેથી જેઓ માત્ર ઉદ્યોગો પર આધાર રાખે છે, તેમણે ચેતવું જોઈએ."

આ દલીલો તે સમયે જેટલી મુદ્દાસર હતી, તેટલી આજે પણ છે. ઔદ્યોગિક ફતેહને માટે રાજકીય સ્વતંત્રતાની આવશ્યકતા છે. હિન્દી કુટુંબોમાં સઘળાં એક સાથે કામ કરે છે એ વાત તરફ સુધરાયેલા કાયદામાં બીજું લક્ષ આપવામાં આવ્યું નથી, મજુરો વિશે કશી તકરારો નથી, શેઠો અથવા મજુરો કોઈની ફર્યાદ નથી, એ વાતનું દુર્લક્ષ કરવામાં આવ્યું છે. એ કાયદાથી એ ધીખતો ઉદ્યોગ ભાંગી પડશે અને ખાણવાળાઓ તેમાંથી પોતાને બચાવવાનું નહીં રહ્યા છે. રા. જે. ઘોસલે ઠરાવને રૂઢી અનુસાર અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

ત્યાર પછી મી. એ. ઓ. હ્યુમને અને રા. ડી. ઇ. વાચ્છાને પોતાના હોદ્દાઓ પર ફરીથી નીમવાનો, અને ૧૯૦૧ ના વર્ષને માટે હિન્દી કોંગ્રેસ કમિટી, ઔદ્યોગિક અને શિક્ષણ કમિટીઓ નીમવાનો પચીસમો ઠરાવ પ્રમુખે પ્રમુખસ્થાનેથી રજુ કર્યો. બાબુ ભુપેન્દ્રનાથ બસુએ ૧૯૦૧ માં કોંગ્રેસની બેઠક કલકત્તામાં ભરવાનું આમંત્રણ આપ્યું, અને પ્રમુખના છેવટના ભાષણની સમાપ્તિની સાથે સોળમી રાષ્ટ્રીય કોંગ્રેસનું વિસર્જન થયું, અને નવી સદીમાં કામ કરવા માટે પોતાના સભ્યોને પાઠવ્યા. એ સદીમાં તેમના પરિશ્રમોને વિજય મળશે જ.

## ઠરાવો.

### કોંગ્રેસનું બંધારણ

૧ ઠરાવ કરવામાં આવે છે કે, કોંગ્રેસ કમિટીના બંધારણના ૪ નિયમમાં નીચે પ્રમાણે સુધારો કરવો.

'તેના કામકાજની વ્યવસ્થા હિંદી કોંગ્રેસ કમિટી નામક કમિટી કરશે, તેમાં નીચે દર્શાવેલા હોદ્દાની રૂએ બનેલા સભ્યો ઉપરાંત કોંગ્રેસ તરફથી ૪૫ સભ્યો ચુંટવામાં આવશે. જેમાંના ૪૦ ભિન્ન ભિન્ન પ્રાન્તિક કોંગ્રેસ કમિટીની ભલામણોથી ચુંટવામાં આવશે અને એવી કમિટીઓને અભાવે કોંગ્રેસમાં એકઠા થયેલા પ્રાન્તના પ્રતિનિધિઓ તરફથી નીચે દર્શાવવામાં આવેલી રીતે ચુંટી કાઢવામાં આવશે, એટલે કે

| | |
|---|---|
| બંગાળ—આસામ સહિત | ૭ |
| મુંબાઈ—સીંધ સહિત | ૭ |
| મદ્રાસ | ૭ |
| વાયવ્ય પ્રાન્તો—અયોધ્યા સહિત. | ૭ |

| | |
|---|---|
| પંજાબ. | ૯ |
| વરાડ. | ૩ |
| મધ્ય પ્રાંતો. | ૩ |

કોંગ્રેસના પ્રમુખ, અને તેવા પ્રમુખની નીમણુંક કરવામાં આવે તે તારીખથી ચુંટાયલા પ્રમુખ, કોંગ્રેસના માજી પ્રમુખો, કોંગ્રેસના સેક્રેટરી અને મદદનીશ સેક્રેટરી, સ્વાગત સભાના પ્રમુખ અને સ્વાગત સભા તરફથી નીમયલા સ્વાગત સભાના સેક્રેટરી, હોદ્દાની રૂએ સભ્યો બનશે.

કમિટીના સભ્યોના હોદ્દાની મુદત કોંગ્રેસની બે સામાન્ય બેઠકોની વચ્ચે આવતો સમય ગણાશે."

## દુષ્કાળની તપાસ.

૨. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દમાં વારંવાર દુષ્કાળો પડે છે, અને એકજ વખત પાક નિષ્ફળ જતાં વસ્તીની ટકાવ કરવાની શક્તિ દેખતી રીતે ઘટની જાય છે તે જોતાં, અને તેથી વારંવાર મનુષ્યોને દુઃખ વેઠવું પડે છે, જીંદગીનો નાશ થાય છે, ઢોરઢાંખનો નાશ થાય છે, ગામોના કામકાજમાં ઉથલપાથલ થઇ જાય છે, અને રાજ્યતંત્રનું સાચા કામ યોગ્ય રીતે ચાલતું હોય તેમાં ખલેલ પહોંચે છે, તે જોતાં આ ઠરાવથી કોંગ્રેસ ગંભીરતાપૂર્વક પ્રાર્થના કરે છે કે, વ્યાવહારિક ઉપાયો નક્કી કરવા અને યોજવાને માટે હિન્દની પ્રજાની આર્થિક સ્થિતિની સંપૂર્ણ અને સ્વતંત્ર તપાસ કરવાની હિન્દી સરકારે કૃપા કરવી.

## લશ્કર વિષયક.

૩. ઠરાવ કરવામાં આવે છે કે, મહારાજ્યની સેવામાં હિન્દી સોલ્જરોએ નીમકહલાલ અને વફાદાર સેવાઓ કરી છે તે જોતા કોંગ્રેસ સરકારનું એકવાર ફરીથી ધ્યાન ખેંચે છે કે–

(ક) લશ્કરી નોકરીની ઉચ્ચ જગ્યાઓ તેમને માટે ખુલ્લી મુકવી ઘટે છે.

(ખ) હિન્દમા લશ્કરી કૉલેજોની સ્થાપના, જ્યાં કાયદામાં વ્યાખ્યા બાંધ્યા પ્રમાણે હિન્દના દેશીઓને હિન્દી લશ્કરમાં શક્તિ અને લાયકાતો પ્રમાણે કમીશન્ડ અથવા બીન-કમીશન્ડ અમલદારો તરીકે લશ્કરી કારકીર્દિને માટે શિક્ષણ અને તાલીમ આપવામાં આવે.

## ન્યાયી અને કારોબારી ફરજો.

૪. ઠરાવ કરવામાં આવે છે કે, ન્યાયના વહીવટમાં ન્યાયી અને કારોબારી ફરજોને જૂદી પાડવાના પ્રશ્નને ઇંગ્લાંડમાં તેમજ હિન્દમાં જાહેર મતનું અનુમોદન મળ્યું છે, તે તરફ આ કોંગ્રેસ સંતોષપૂર્વક નીહાળે છે; અને અતિ આવશ્યક કાર્યનો અમલ કરવાને માટે હિન્દી પ્રધાન-ઇન્ કાઉન્સીલને અરજી મોકલવા માટે લૉર્ડ હૉબ્હાઉસ, સર રીચર્ડ ગાર્થ, સર રીચર્ડ કાઉચ, સર ચાર્લ્સ સાર્જન્ટ, સર વિલિયમ માર્કબી, સર જૉન બડફીઅર, સર જૉન સ્કૉટ, સર રોલૅન્ડ કે વીલ્સન, મી. હરબર્ટ રેનોલ્ડ્સ, અને સર વિલિયમ વેડરબર્નનો આભાર માનતાં આ કોંગ્રેસ અંતઃકરણપૂર્વક આશા રાખે છે કે, હિન્દી સરકારને મોકલી આપવામાં આવેલી અરજી પર તે બને તેટલું જલદી ધ્યાન આપશે, અને આ અતિ આવશ્યક સુધારો કરવાને માટે વ્યાવહારિક પગલાં ભરશે.

## જાહેર નોકરી.

૫. ઠરાવ કરવામા આવે છે કે, પોલીસ, જાહેર બાંધકામ, સ્ટેટ રેલ્વેઝ, અફીણ, કસ્ટમ્સ, તાર, મોજણી (સર્વે) અને બીજાં ખાતામાં ઉચ્ચતર જગ્યાઓએથી હિન્દના દેશી લોકોના વ્યાવહારિક બહિષ્કાર માટે આ કોંગ્રેસ શોક દર્શાવે છે અને પ્રાર્થના કરે છે કે, આ નીમણુંકોના સંબંધમાં હિન્દની પ્રજાના દાવાઓને સંપૂર્ણ ન્યાય મળવો જોઇએ.

૧૮. ઠરાવ કરવામા આવે છે કે, કુપર્સ હીલ કૉલેજ દ્વારા હિન્દી જાહેર બાંધકામ ખાતાની એન્જીનીયરીંગ શાખામા નોકરીને માટે લાયકાત મેળવવાને માટે હિન્દીઓની સંખ્યા વધારેમા વધારે દર વર્ષે બેની રાખવાના નવા નિયમો આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર આ દેશની પ્રજાને ફક્ત ન્યાય આપવાના કાર્ય તરીકે પાછા ખેંચી લેવાવા જોઇએ, અને મજકુર કૉલેજ નામદાર મહારાણીની સર્વ પ્રજાને માટે ખુલ્લી રાખવી જોઇએ; અને આ કોંગ્રેસનો વિશેષ અભિપ્રાય એ છે કે, રૂડકીની કૉલેજના સંબંધમા બાંહેધરી આપેલી નીમણુંકો વિષે હિન્દીઓ અને એંગ્લો-ઇન્ડીઅનો વચ્ચેનો વિષમ ભેદ પાછો ખેંચી લેવાવો જોઇએ, અને દેશના સર્વ ભાગોમાં નામદાર મહા-

શાણીની સકળ હિન્દી પ્રજાને માટે એ જગ્યાઓ ખુલ્લી રખાવી જોઇએ.

### યુનિવર્સિટી ફેલોની ચુંટણી.

૬. ઠરાવ કરવામાં આવે છે કે, કલકત્તા યુનિવર્સિટીના અમુક મુદતના ગ્રેજ્યુએટોના યુનિવર્સિટીના ફેલોની ચુંટણી કરવાના હક્કો થોડા સમયને માટે લઇ લેવામાં આવ્યા છે તેને માટે અને સેનેટ તરફથી ફેલોઝની ચુંટણી વિષે પંજાબ યુનિવર્સિટીની સ્થાપના કરનાર કાયદાની કલમોનો અમલ કરવામાં આવ્યો નથી તેને માટે આ કોંગ્રેસ શોક દર્શાવે છે, અને અભિપ્રાય પરાવે છે કે, હિન્દી યુનિવર્સિટીઓના ગ્રેજ્યુએટોને ફેલોઝની ચુંટણી કરવાનો હક જ્યાં ન આપવામાં આવ્યો હોય ત્યાં સંગીન કેળવણીના હિતની ખાતર આપવો અને જ્યાં તે આપવામાં આવ્યો હોય ત્યાં તેમાં વધારો કરવો.

### કોંગ્રેસનો ઉપકાર.

૭. ઠરાવ કરવામાં આવે છે કે, નામદાર વાયસરૉયની દુષ્કાળની રાજ્યનીતિની પરોપકાર વૃત્તિને માટે, અને સોલ્જરોને ગોળીબાર કરવાના પરવાના આપવાના સંબંધમાં હમણાં કરવામાં આવેલા નિયમોમાં અને રંગુન અને ઓંગારા મુકદ્દમાઓમાં તેમની કાર્યવાહીમાં માલુમ પડયા પ્રમાણે વ્યવસ્થા અને ન્યાયનાં હિતો જાળવી રાખવાનાં તેમના દૃઢ નિશ્ચયને માટે આ કોંગ્રેસ તે નામદાર તરફની પોતાની કૃતજ્ઞતાની નોંધ લેવા ઇચ્છે છે.

૧૧. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દી ખર્ચ વિષેના શાહી કમીશનની બહુમતીની ભલામણો અનુસાર બ્રિટિશ ખજાનામાંથી હિંદી ખજાનાને ૨,૫૭,૦૦૦ પાઉંડનો વાર્ષિક ફાળો આપવાને માટે પોતાનો ઉપકાર દર્શાવ્યા છતાં આ કોંગ્રેસ માનપૂર્વક દર્શાવી આપવા ઇચ્છે છે કે, તે કમીશને કબુલ્યા પ્રમાણે હિન્દના દાવાઓને પૂરતો ન્યાય આપવાને માટે આવશ્યક છે કે ગયાં ઘણાં વર્ષોથી આ હીસાબે આપવાની બાકી રકમો તેને આપવામાં આવવી જોઇએ, અને પ્રાર્થના કરે છે કે બ્રિટિશ પાર્લામેન્ટ કૃપા કરીને એ રકમ આપશે.

૧૯. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ સર વિલિયમ વેડરબર્ને, રા. દાદાભાઇ નવરોજીએ અને મી. એ. ઓ. હ્યુમે આ દેશની અને કોંગ્રેસ હીલચાલની કરેલી સેવાઓની ઉચ્ચ અને કૃતજ્ઞતાપૂર્ણ કદર બુઝે છે, અને સર વિલિયમ વેડરબર્ને પાર્લામેન્ટમાં આ દેશની મહાન્ અને કિંમતી સેવાઓ કરી છે તે પાર્લામેન્ટમાંથી તે વાનપ્રસ્થ થયા તેને માટે શોક દર્શાવે છે અને આશા રાખે છે કે હિન્દની પ્રજાને માટે પોતાનું પ્રેમનું કાર્ય ચાલુ કરવાને માટે તે જલદી પાર્લામેન્ટમાં પાછા આવશે.

### કેળવણી.

૮. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાની ઊંડી પ્રતીતિની નોંધ લે છે કે, હમણાં પ્રચલિત પારિભાષિક કેળવણીની પદ્ધતિ અધુરી અને અસંતોષકારક છે, અને પ્રાર્થના કરે છે કે, લોકોની ગરીબાઇ અને દેશી ઉદ્યોગોનું અધઃપતન જોતાં સરકાર પારિભાષિક કેળવણીની વધારે વિશાળ અને કાર્યસાધક યોજના દાખલ કરશે, અને તેનો વધારે સારી રીતે અને વધારે કૃતિહમંદીથી અમલ થઇ શકે તેટલા માટે વધારે ઝાઝાં નાણાં તેને માટે અલગ કાઢશે, અને ઉચ્ચતર વૈજ્ઞાનિક કેળવણી અને સંશોધનના વધારાને માટે રા. રા. તાતાએ આપેલી દેશપ્રેમી અને ઉદાર બક્ષીસની કૃતજ્ઞતાપૂર્ણ કદર બુઝવા આ કોંગ્રેસ ઇચ્છે છે.

### વરાડના કાયદા.

૯. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, વરાડ ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સીલના રાજ્યતંત્ર હેઠળ છે ત્યાં સુધી શુદ્ધ બ્રિટિશ હિન્દને માટે ધારા વડી ધારાસભામાં ઘડવામાં આવે છે તે પ્રમાણે વરાડને માટે સર્વે કાયદા અને કાયદાનું બળ ધરાવતા હુકમો વડી ધારાસભામાં ઘડાવા જોઇએ.

### પહેલાંના ઠરાવોનું સમર્થન.

૧૦. ઠરાવ કરવામાં આવે છે (૧) કે, આ કોંગ્રેસ પહેલાંની કોંગ્રેસો સાથે સંમત થઇને મજબૂત પક્ષ કરે છે કેઃ—[ ૧૮૯૭ ( ખ ) ( ઘ ) ( ચ ) ( જ ). ]

કે, આ કોંગ્રેસ પહેલાંની કોંગ્રેસો સાથે સંમત

થઇને પોતાના અણગમાની નોંધ લે છેઃ [ ૧૮૯૭, ( ક ) અને ( ખ ); ૧૮૯૯ ( ગ ) અને ( ઘ ). ]

આ કોંગ્રેસ પહેલાંની કોંગ્રેસો સાથે સંમત થઇને પોતાની પ્રતીતિ દર્શાવે છેઃ [ ૧૮૯૯, ( ક ) થી ( ગ ).

### કેળવણી અને ઉદ્યોગ.

૧૨. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દી કોંગ્રેસ કમિટીએ આ બેઠકના વિચારને માટે સૂચના રજુ કરી હતી કે, કોંગ્રેસની દરેક વાર્ષિક બેઠકમાં કમમાં કમ અર્ધો દિવસ દેશના ઔદ્યોગિક અને કેળવણી વિષયક પ્રશ્નો વિચારવામાં ગાળવો જોઇએ, તે સૂચનાને આ ઠરાવથી આ કોંગ્રેસ પસંદ કરે છે. વિશેષ ઠરાવ કરવામાં આવે છે કે, દેશની કેળવણી વિષયક અને ઔદ્યોગિક સુધારણાનાં સાધનોનો વિચાર કરવાને અને તેમની સૂચના કરવાને અને તેમાં સહાય આપવાને દર વર્ષે બે કમિટીઓ નીમવી, એક કેળવણીના વિષયોને માટે અને બીજી ઔદ્યોગિક વિષયોને માટે, અને દરેક કમિટીનો સેક્રેટરી દર વર્ષે નીમવો. આ કમિટીઓ પ્રાન્તિક કમિટીઓમાં વહેંચાઇ જશે, અને તેમની સંખ્યામાં વધારો કરવાની તેમને સત્તા રહેશે.

### વાયસરોયને ડેપ્યુટેશન.

૧૩. ઠરાવ કરવામા આવે છે કે, નીચેના ગૃહસ્થોનું એક ડેપ્યુટેશન નામદાર વાયસરોય-ઇન-કાઉન્સીલ સમક્ષ નીચેની અરજ રજુ કરે

માન. પી. એમ મ્હેતા.
માન. ડબલ્યુ. સી. બોનરજી.
માન. આનન્દ ચાર્લુ.
માન. સુરેન્દ્રનાથ બેનરજી.
માન. મુન્શી માધોલાલ
રા. આર. એન. મુધોલકર.
રા. આર. એમ. સાયાણી.
રા. હરકીશન લાલ.

નામદાર,

ગયા ડીસેમ્બર માસમા લાહોરમાં મળેલી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની ૧૬ મી બેઠકમાં એકઠા થયલાં પ્રતિનિધિઓની વતી તે કોંગ્રેસે પસાર

નીચેના પ્રશ્નો ( જે દેશ સમક્ષ દીર્ઘકાળથી છે, અને આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર જેમનો હવે વ્યાવહારિક અને હિતકર નીકાલ જલદી કરવો બાકી છે ) તમો નામદાર ઇન્-કાઉન્સીલના વિચાર માટે અત્યંત માનપૂર્વક અમે રજુ કરીએ છીએ.

૧. ન્યાયી ફરજોને કારોબારી ફરજોમાંથી જુદી પાડવાની ઇચ્છનીયતાનો પ્રશ્ન એટલી સારી રીતે સ્વીકારવામાં આવ્યો છે, અને એ વિષય પર અધિકારી તેમજ બિન-અધિકારી એકમત એટલો બધો મજબૂત છે કે, તમારા અરજદારો અંતઃકરણપૂર્વક આશા રાખે છે કે, દેશના રાજ્યતંત્રમાં આ લોકપ્રિય સુધારો શીઘ્ર દાખલ કરવાની સરકાર કૃપા કરશે.

૨ દેશના બહુ મોટા ભાગમાં ગામડીઆઓની વધતી જતી ગરીબાઈ અને તેને પરિણામે તંગી અથવા દુષ્કાળના પ્રારંભમાંજ રાજ્યની અથવા ખાનગી સખાવત વિના પોતાની જાતને ટકાવી રાખવાની તેમની અશક્તિ એ બીજો કમાણુ કરનો પ્રશ્ન છે તમારા અરજદારોને સંપૂર્ણ જ્ઞાન છે કે, તે તરફ સરકાર ગંભીર ધ્યાન આપી રહી છે, અને તેમને વિશ્વાસ છે કે એવો કોઇ અસરકારક ઉપાય શીઘ્ર શોધી કાઢવામાં આવશે જેથી તે સખ્ત ગરીબાઇમાં મોટો ઘટાડો થાય, અને ખરાબ પાકનાં અથવા તંગીનાં વર્ષોથી ગામડીઆઓ પર જે મુશ્કેલી આવી પડે તેની સામે તેઓ વધારે સારો ટકાવ કરી શકે.

૩. હમણાના દુષ્કાળોથી રૈયતની જે અવદશા થઇ છે, તે જોતાં એક સ્વતંત્ર કમીશનદ્વારા તેમની વધતી જતી ગરીબાઇની સંપૂર્ણ તપાસ સરકાર કરાવશે.

### પંજાબ.

૧૪. ઠરાવ કરવામાં આવે છે કે, કોંગ્રેસ સરકારને માનપૂર્વક આગ્રહ કરે છે કે, તેના અભિપ્રાય પ્રમાણે પંજાબને રેગ્યુલેશન પ્રાંત બનાવવાનો સમય આવી પહોંચ્યો છે.

### દારૂ વિષે કાયદો.

૧૫. ઠરાવ કરવામાં આવે છે કે, દેશમાં

ચઈપણી વધારો થયો છે, તે તરફ આ કોંગ્રેસ ગંભીર ભય અને ઉંડો શોક બતાવે છે, અને કોંગ્રેસનો અભિપ્રાય છે કે, દારૂ વિગેરે સસ્તાં મળે છે તેજ એને માટે જવાબદાર છે. તેથી કોંગ્રેસ હિન્દી સરકારને આગ્રહપૂર્વક વિનતિ કરે છે કે, અમેરિકાના "મેઇન લીકર લૉ" ના જેવા કાયદા ઘડવા, અને સર વીલ્ફ્રીડ લૉસનના "પરમીસીવ બીલ" અથવા "ધી લોકલ ઑપ્શન બિલ"ના જેવા ખરડા દાખલ કરવા, અને ઔષધ તરીકે વપરાતા ન હોય એવા માદક પદાર્થોપર વધારાનો કર નાખવો. કોંગ્રેસ પોતાની દૃઢ પ્રતીતિની નોંધ લે છે કે, જો સરકાર આ વ્યાવહારિક પગલાં તત્કાળ નહિ લે, તો જે વર્ગોમાં દારૂ વિગેરે ઉંડાં મૂળ નાખશે તે વર્ગોનો અનિવાર્ય નૈતિક, આર્થિક અને શારીરિક અધઃપાત થશે; અને મોટા કામદાર વર્ગપર માદક પદાર્થોએ અત્યાર સુધીમાં અસર કરી છે, તેથી હિન્દી કલાઓ અને ઉદ્યોગોની અભિવૃદ્ધિને સહાય આપવાનો સરકારનો શુભ ઇરાદો સફળ થશે નહિ. કોંગ્રેસ આ પ્રશ્નને પુષ્કળ મહત્ત્વ આપે છે, અને કોંગ્રેસની મજબૂત માન્યતા છે કે, દેશની આર્થિક પ્રગતિ સાથે તેને ગાઢ સંબંધ છે, અને દારૂ વિગેરે સસ્તાં આપવા સામે મજબૂત વાંધો ઉઠાવે છે.

૧૬. ઠરાવ કરવામાં આવે છે કે, મી. ડબલ્યુ. એસ. કેઇન પાર્લામેન્ટમાં ચુંટાયા તેને માટે આ આ કોંગ્રેસ તેમને અંતઃકરણપૂર્વક અભિનંદન આપે છે, અને હિન્દની પ્રજાના વિશ્વાસુ મિત્ર તરીકે અને તેમના ઉત્તમ લાભોને ઉત્તેજન આપનાર તરીકે તેમનીપર વિશ્વાસ દર્શાવે છે.

### કોંગ્રેસનું કાર્ય.

૧૭. ઠરાવ કરવામાં આવે છે કે, બ્રિટિશ કમિટીના ખર્ચને માટે અને "ઇન્ડીઆ" વર્તમાનપત્રના ખર્ચને માટે રૂ ૩૭,૦૦૦ ની રકમ આપવામાં આવે છે.

### દક્ષિણ આફ્રિકા.

૨૦. ઠરાવ કરવામાં આવે છે કે, દક્ષિણ આફ્રિકામાંના બ્રિટિશ હિન્દીઓની ફરીઆદો વિષે આ કોંગ્રેસ એકવાર ફરીથી હિન્દી સરકારનું અને હિન્દી પ્રધાનનું ધ્યાન ખેંચે છે અને અંતઃકરણપૂર્વક આશા રાખે છે કે, તે ખંડમાં સરહદની પુનઃ વ્યવસ્થા થઇ તે જોતાં અને બ્રિટિશ સંસ્થાનોમાં પહેલાં ખુદ પ્રજાસત્તાકોને જોડી દેવામાં આવ્યાં તે જોતાં તે પ્રજાસત્તાકોમાં હિન્દી સંસ્થાનિકોને જે મુશ્કેલીઓ વેઠવી પડતી હતી, અને તે મુશ્કેલીઓ દૂર કરાવવાને માટે તેમના આંતરિક બાબતો વિષેના સ્વાતંત્ર્યને લીધે નામદાર મહારાણીની સરકાર અશક્ત નીવડી હતી તે મુશ્કેલીઓનું અસ્તિત્વ હવે રહેશે નહિ, અને નાતાલ સંસ્થાનના "ઇમીગ્રેશન રીસ્ટ્રીકશન્સ" અને "ડીલર્સ લાઇસેન્સીસ" કાયદાઓ દેખીતી રીતે બ્રિટિશ રાજ્યબંધારણના મૌલિક સિદ્ધાંતોથી અને ૧૮૫૮ ના ઢંઢેરાથી વિરૂદ્ધ છે, તે અને તેવા બીજા કાયદાઓથી તે સંસ્થાનના સંસ્થાનિકોને જે ગંભીર અગવડો વેઠવી પડી છે તે પૂરેપૂરી દૂર કરવામાં નહિ આવે તો તેમાં સંગીન ઘટાડો કરવામાં આવશે.

### કમિટીમાં હિન્દીઓ.

૨૧. ઠરાવ કરવામાં આવે છે કે આ કોંગ્રેસ હિન્દી સરકારને સૂચવે છે કે, હિન્દમાં ખેતીવાડીની બેંકો સ્થાપવાની દરખાસ્તના સંબંધમાં હમણાં નીમવામાં આવેલી કમિટીમાં ભિન્ન ભિન્ન પ્રાંતોના પ્રતિનિધિઓ તરીકે યોગ્ય હિન્દી સભ્યોને કમિટીમાં નીમવા.

### કોંગ્રેસનો શોક.

૨૨. ઠરાવ કરવામાં આવે છે કે, બક્ષી જૈશીરામના મૃત્યુથી પડેલી ખોટની પોતાની ઉંડી લાગણીની આ કોંગ્રેસ નોંધ કરવા ઇચ્છે છે; તે અનેક વર્ષો સુધી કોંગ્રેસના એક ચુસ્ત પક્ષકાર હતા અને પોતાના પ્રાંતના સંબંધમાં કોંગ્રેસની મૂલ્યવાન્ સેવાઓ તેમણે કરી હતી.

### કાયમની જમાબંદી.

૨૩. ઠરાવ કરવામાં આવે છે કે, ખેડુતોની આબાદાની અને સંપત્તિ પર મહેસુલની આંકણી અને આકારના દબાણથી માઠી અસર થાય છે તેથી તે પ્રશ્નની તપાસ કરવાના ઇરાદા માટે હિન્દી સરકારનો આભાર માનતાં છતાં, કરવા ધારેલી તપાસના ક્ષેત્રમાં વખતો વખત જમાબંદીના પ્રશ્નની તપાસનો સમાવેશ કરવાની

ઇચ્છનીયતા તરફ અને તેને કાયમની બનાવવાની કોંગ્રેસે વારંવાર બતાવેલી આવશ્યકતા તરફ માનપૂર્વક કોંગ્રેસ સરકારનું ધ્યાન ખેંચે છે. વળી આ કોંગ્રેસ પ્રાર્થના કરે છે કે, ૨૨ મી ડીસેમ્બર, ૧૯૦૦ ના "ગેઝેટ ઓફ ઇંડીઆ" માં પ્રકટ થયલા હિન્દી સરકારના (મ્હેસુલ અને ખેતીવાડી ખાતું) ઠરાવના ૪ ફકરામાં દર્શાવેલા વિષય પર સ્થાનિક સરકારો અને એડમીનીસ્ટ્રેશનો પાસેથી માગવામાં આવેલા અભિપ્રાયો પ્રસિદ્ધ કરવાની હિન્દી સરકાર કૃપા કરશે, અને મજકુર ઠરાવનાં શબ્દો પ્રમાણે વિશેષ તપાસ આવશ્યક છે કે નહિ એનો સરકાર નિર્ણય કરે તે પહેલાં જાહેર પ્રજાને પોતાના અભિપ્રાયો દર્શાવવાની તક આપશે.

### હિન્દી ખાણો.

૨૪. ઠરાવ કરવામાં આવે છે કે, કોંગ્રેસ માનપૂર્વક કહે છે કે, હિન્દી ખાણોના ખરડામાંથી મજુરો રાખવાનાં બંધનો નાખનારો ભાગ કાઢી નાખવો જોઇએ, અને તેની ફોજદારી કલમોનો ૫ વર્ષની મુદત સુધી અમલ કરવો નહિ, અને તે દરમ્યાન અનુકૂળ મધ્ય સ્થળોએ ખાણકામની શાળાઓ ખોલવી જોઇએ, જ્યાં યુવકો તે કાયદા હેઠળ નોકરીને માટે યોગ્યતા પ્રાપ્ત કરે.

### સામાન્ય.

૨૫. ઠરાવ કરવામાં આવે છે (ક) કે, આવતા વર્ષને માટે આ કોંગ્રેસ મી. એ. ઓ. હ્યુમ્ સી. બી ને જનરલ સેક્રેટરી, અને રા. ડી. ઇ. વાચ્છાને સંયુક્ત જનરલ સેક્રેટરી નીમે છે.

(ખ) કે, ૧૯૦૧ માં નીચેના ગૃહસ્થોની હિન્દી કોંગ્રેસ કમિટી બનશેઃ

### હોદ્દાની રૂપે સભ્યો

૧. મા. ડબલ્યુ. સી. બોનરજી (૧૮૮૫)
૨. માન. દાદાભાઇ નવરોજી (૧૮૮૬) માન. બદરૂદીન તૈયબજી (૧૮૮૭) (સ્વર્ગસ્થ)
૩. સર વિલિયમ વેડરબર્ન (૧૮૮૯)
૪. માન. ફીરોઝ શાહ મ્હેતા (૧૮૯૦)
૫. માન. આનન્દ ચાર્લુ (૧૮૯૧) માન. ડબલ્યુ. સી. બોનરજી (૧૮૯૨) (બીજીવાર)
માન. દાદાભાઇ નવરોજી (૧૮૯૩) (બીજીવાર)
૬. આલ્ફ્રેડ વેબ એસ્કવાયર (૧૮૯૪)
૭. માન. સુરેન્દ્રનાથ બેનરજી (૧૮૯૫)
૮. માન. આર એમ. સાયાની (૧૮૯૬)
૯. માન. સી. શંકરણ નાયર (૧૮૯૭)
૧૦. માન. એ. એમ. બોઝ (૧૮૯૮)
૧૧. આર સી. દત્ત. માન. એન. જી. ચંદાવરકર
૧૨. ડી. ઇ. વાચ્છા, એસ્ક. જનરલ સેક્રેટરી
૧૩. આલ્ફ્રેડ નન્દી, એસ્ક. એસીસ્ટન્ટ સેક્રેટરી.
૧૪. સ્વાગત સભાના પ્રમુખ, કલકત્તા.
૧૫. સ્વાગત સભાના સેક્રેટરી, કલકત્તા.
૧૬. ૧૯૦૧ ની કોંગ્રેસના ચુંટાયલા પ્રમુખ.

સામાન્ય યાદી.
મી. જે. ઘોસલ.
પંડિત બિશંભરનાથ.
રા. આર. એન. મુઢોલકર.
માન. વિજય રાઘવા ચારીઅર.

બંગાલ
માન. બૈકુંઠનાથ સેન.
રા. સાલીગ્રામ સીંગ.
બાબુ અંબિકાચરણ મજુમદાર.
બાબુ મોતીલાલ ઘોષ.
રાય યતીન્દ્રનાથ ચૌધરી.
બાબુ ભુપેન્દ્રનાથ બસુ.
બાબુ પૃથ્વીશચન્દ્ર રોય.

વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા.
માન. મુન્શી માધોલાલ.
પંડિત મદનમોહન માલવીય.
રા. બિશન નારાયણ ધાર.
મુન્શી ગંગાપ્રસાદ વર્મા.
રા. એસ. સિંહા.
પંડિત પૃથ્વીનાથ.
હાફીઝ અબ્દુલ રહીમ.

મદ્રાસ.
રા. પી. રંગીયા નાયડુ.
રા. જી. સુબ્રમન્ય આયર.
મા. નવાબ સૈયદ મહમ્મદ બહાદુર.
રા. પી. રામચન્દ્ર પીલ્લાઇ.
રા. વી. રાયર નેમ્બીઆર.
રા. પી. કેશવ પીલ્લાઇ.

રા. જી. શ્રી નિવાસરાવ.

મુંબાઇ.

રા. રૂસ્તમ કે. આર. કામા.
રા. દાજી અબાજી ખરે.
રા. સી. એચ. સેતલવર્ડ.
મા. પ્રોફેસર જી. કે. ગોખલે.
રા. બાલ ગંગાધર તિલક.
રા. આર પી. કરંડીકર.
રા તાહીલરામ ખેમચન્દ.

વરાડ

રા. એમ. વી જોશી.
રા. દેવરાવ વિનાયક
રા. જી. એસ. ખાપર્ડે.

મધ્યપ્રાંતો

રા બપારૂડવાડા.
રા. કૃષ્ણરાવ વામન.
રા રવજી ગોવિન્દ.

પંજાબ.

રાય બહાદુર બાબુ કાલીપ્રસન્નરાય, વકીલ, ચીફ કોર્ટ.
લાલા હરકીસનલાલ બારીસ્ટર-ઍટ્-લૉ
રાય સાહબ સુખ દયાલ, વકીલ, ચીફ કોર્ટ.
લાલા લજપતરાય, વકીલ, ચીફ કોર્ટ.
લાલા ધરમદાસસુરી, વકીલ, ચીફ કોર્ટ.
લાલા કનૈયાલાલ, વકીલ, ચીફ કોર્ટ.

(ગ) ૧૯-૧ના વર્ષમા નીચેના ગ્રહસ્થોની ઔદ્યોગિક કમિટી નીમવી, જેના સેક્રેટરી લાલા હરકીસનલાલ થશે.

બંગાલ.

માન. બૈકુંઠનાથસેન.
કુમાર મન્મથનાથ રાય ચૌધરી.
બાબુ પુલિન બિહારી સરકાર.
„ રાધારમણ કાર.
„ જે. ચૌધરી
„ ભુપેન્દ્રનાથ બસુ.
બાબુ અખય કુમાર મૈત્ર
„ ગગેન્દ્રનાથ ટાગોર.
„ મોહિની મોહન ચક્રવર્તી.
„ અખય કુમાર મઝુમદાર.

બાબુ કાલી પ્રસન્ન કાવ્ય વિશારદ.
„ લલિત ચન્દ્રસેન.
„ પ્રમદ ગોવિન્દ ચૌધરી.
„ તારાપાદ બૅનરજી.

પંજાબ.

લાલા હરકીશન લાલ.
„ લજપત રાય.
„ બાલકરામ.
„ દ્વારકાદાસ.
„ કાશીરામ.
„ દુનીચંદ.
„ લાલચંદ.
„ પ્રભુદયાલ.

મુંબાઇ.

પ્રોફેસર ગજ્જર.
રા. જે. એન. તાતા.
રા. ડી. ઇ. વાચ્છા.

વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા.

રા. બંસીલાલ સીંઘ.
રા. ગંગાપ્રસાદ વર્મા.
રા. એસ સીંહા.
રા. કે. પી બાસક.
રા. બિપિન બિહારી બોઝ.
પંડિત મદનમોહન માલવીય

મધ્ય પ્રાંતો.

રા. રવજી ગોવિંદ

મદ્રાસ.

રા. સી શંકરણ નાયર
રા. જી. સુબ્રમન્ય આયર.
રા. પી કેશવ પીલ્લાઇ.
રા. કે. પી. અચ્યુત મેનન.
રા. ટી રંગાચારી.
માન. પી. રત્નસભાપતિ પીલ્લાઇ.
માન. પી. વેંકટ રત્નમ.

વરાડ

રા. ડી વી ભાગવત.
રા. આર. એન મુધોલકર.
રા દેવરાવ વિનાયક

( ઘ ) ૧૯૦૧ ને માટે નીચેના ગૃહસ્થોની કેળવણી વિષયક કમિટી નીમવી અને લાલા હરકિસનલાલ તેના સેક્રેટરી બનશે.

બંગાલ:
માન. એ. એમ. બોઝ.
માન. સુરેન્દ્રનાથ બેનરજી.
ડૉ. નીલરત્ન સરકાર.
બાબુ હેરમ્બ ચન્દ્રમૈત્ર.
,, અશ્વિનિ કુમાર દત્ત.
,, પીયારીલાલ ઘોષ.
,, રઘુનાથ દાસ.
,, પૃથ્વીશ ચન્દ્ર રૉય.
,, કૃષ્ણકુમાર મિત્ર.
,, શ્યામચરણ રૉય.

પંજાબ:
લાલા હરકિસનલાલ.
,, લજપતરાય.
,, બાલકરામ.
,, ઇશ્વરદાસ.
,, લાલચન્દ.
,, શાદીલાલ.

મુંબાઇ:
માન. પ્રોફેસર જી. કે. ગોખલે.
રા. ચીમનલાલ એચ. સેતલવડ.
રા. રુસ્તમ કે. આર. કામા.
રા. બી. જી. તિલક.

વાયવ્ય પ્રાંત અને અયોધ્યા:
રા એ. નન્દી.
રા. મદનમોહન માલવીય.
રા. બિશન નારાયણ ધાર.
રા. જી. એલ. મૈત્ર.
રા. ગંગાપ્રસાદ વર્મા.
રા. રામાનન્દ ચેટરજી.
રા. બિપિનબિહારી બોઝ.
રા. કે. પી. બાસક.
પંડિત હરિરામ પાંડે.
પંડિત તેજબહાદુર સપ્રુ.

મધ્ય પ્રાંત.
રા. એસ. બી. ગોખલે.

મદ્રાસ.
માન. રાયબહાદુર પી. આનન્દ ચાર્લુ. સી. આઇ. ઇ.
માન. સી. વિજય રાઘવાચારી.
માન. રાયબહાદુર સી. જંબુ લીંગમ્ મુદલીઆર.
રા. વી. રાયરૂ નેગ્ગીઅર.
રા. સી. કરુણાકર મેનન.
રા. વી. સી. દેસીકાચારીઅર.
રા. એસ. કસ્તુરી રંગા આયંગર.

વરાડ.
રા. એમ. વી જોશી.
રા. આર. એન. મુધોલકર.
રા. જી. એસ. ખાપર્ડે.
રા. ડી. વી. ભાગવત.

# સતરમું પ્રકરણ.

## સતરમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

કલકત્તા કોરપોરેશને સત્તરમી રાષ્ટ્રીય કોંગ્રેસને માટે બીડન સ્કવેર ઉપયોગ કરવા આપ્યો હતો, ત્યા ઉભા કરવામા આવેલા વિશાળ મંડપમા કલકત્તાએ સત્તરમી રાષ્ટ્રીય કોંગ્રેસનું સ્વાગત કર્યું એ સઘળી જગ્યાપર સુંદર દેખાવ થઇ રહ્યો હતો, ઔદ્યોગિક પ્રદર્શનનો મંડપ જુદો હતો, અને બન્નેને ધ્વજ પતાકાથી શંગારવામા આવ્યા હતા. રંગબેરંગી નવપલ્લવ છોડવાઓ વડે કોંગ્રેસ મંડપને સુંદર રીતે સુશોભિત કરવામા આવ્યો હતો, અને વીજળીની દીવાબત્તીની ગોઠવણ કરવામા આવી હતી. ૮૯૬ પ્રતિનિધિઓ નીચે પ્રમાણે હાજર હતા

| | |
|---|---|
| બંગાલ | ૫૮૦ |
| વાયવ્યપ્રાંતો અને અયોધ્યા | ૮૯ |
| પંજાબ | ૩૦ |
| મધ્યપ્રાંતો, વરાડ અને સીકંદ્રાબાદ | ૪૪ |
| મુંબાઇ ( ૪૩ ) અને સીંધ ( ૮ ) | ૫૧ |
| મદ્રાસ | ૧૦૨ |
| | ૮૯૬ |

પ્રમુખનું સરઘસ ટોળામાથી ધીમે ધીમે પસાર થયા પછી, "હિન્દુસ્તાન" નામનુ સરલા દેવી ઘોસલે રચેલું ગીત ૫૮ પુરૂષો અને કુમારીની ટોળીએ આલાપ્યુ, અને મુવ ( કુક ) લલકારવામા આશરે ૪૦૦ સ્વયંસેવકો જોડાયા, તેથી ઘણી સુંદર અસર થઇ હતી

સ્વાગતસભાના પ્રમુખ નાગોરના મહારાજા બહાદુર જગદીન્દ્રનાથ રાય બહાદુરે સુંદર ભાષણ



આ. મર દીનશાહ એદલજી વાચ્છા
સતરમી કોંગ્રેસના પ્રમુખ

આપીને પ્રતિનિધિઓને આવકાર આપ્યો. તેમણે કહ્યુ કે, મને આપવામા આવેલા માનનો માત્ર એટલા માટે મે સ્વીકાર કર્યો કે, જેઓ પોતાના દેશને માટે વિચાર કરે છે, દાઝ ધરાવે છે, અને કાર્ય કરે છે તેમની પંક્તિમા જોડાવાનો મારા જીવનનો મહદ્ અભિલાષ છે જે મહારાણી ( વિક્ટોરીઆ ) ના શબ્દો હિન્દના સ્વાતંત્ર્યના મોટા ખત ( મૅગ્ના કાર્ટા ) સમાન છે, તેમના મૃત્યુને માટે તેમણે ઉંડો શોક દર્શાવ્યો "તે સદેશ વિદેશીય પરાધીન પ્રજા તરફ એટલી બધી દીલસોજીથી ભરેલો હતો, તેનો ભાવ એટલો ઉમદા અને ઉદાર હતો, તેની રાજ્યનીતિ એટલી ઔદાર્યપૂર્ણ ન્યાયી હતી, કે માત્ર તેણેજ હિન્દી પ્રજાની અચળ કૃતજ્ઞતા અને દૃઢ વફાદારી મેળવી હોત " હિન્દની આશાઓ અને અભિલાષાઓની મૂર્તિ રાષ્ટ્રીય કોંગ્રેસનો જન્મ તેમના રાજ્યમા થયો હતો, તે હિન્દના ભાવિ સાથે વીક્ટોરીઆનુ નામ સદૈવ જોડી રાખશે નામદાર મહારાણીના ગાદી વારસે પોતાના મોહક વ્યક્તિત્વથી પોતાની હિન્દી પ્રજાના હૃદયો જીતી લીધા છે, તેમનું રાજ્ય પણ તેમની મહાન્ માતાના રાજ્ય જેવું થાઓ. પછી હાલ તાજેતરમાં આવેલા પ્લેગ વિષે વક્તાએ ઇસારો કર્યો, પરન્તુ અમલદારો કહે છે કે, વિજ્ઞાન, છુપા છવાયા રહેવુ, વિખુટા પડવુ, અને રસી મુકાવવી વિગેરે યુક્તિઓથી તમને લૂટવામા આવે તેના કરતા ઋષિ મુનિઓની જેમ

શાંત બેસી રહો, અને એ સલાહ "આપણી મનસ્વીતાને અનુકૂળ છે." અમલદારો આપણા તરફ નિષ્કરૂણ છે, અને તેથી પૂછડાં ખોળનારાઓ દૂર રહી ગયા છે, પરન્તુ સાધારણ સ્થિતિવાળા અને દૌલતવાન્ ઘણાખરા લોકોએ આપણને સહાય આપી છે. કૉંગ્રેસના સંબંધમાં પ્રથમ ઔદ્યોગિક પ્રદર્શન ખોલવામાં આવ્યું હતું તે વાત જાહેર કરીને તેમણે આશા દર્શાવી કે હંમેશ એવું પ્રદર્શન ચાલુ રહેશે. પછી પ્રમુખની ચુંટણીની દરખાસ્ત રજુ કરવાની તેમણે બાનુ કબલ્યુ. સી બેનરજીને આજ્ઞા કરી. "આ હીલચાલના જીવન અને પ્રાણ" રા. ડી ઈ. વાચ્છાની તેમણે દરખાસ્ત મુકી, અને તાલીઓની ગર્જનાથી તેમને ચુંટી કાઢવાનું કૉંગ્રેસને કહ્યું. રાય બહાદુર પી. આનન્દ ચાર્લુએ દરખાસ્તને અનુમોદન આપ્યું, રા. આર. એન. મુધોલકરે વિશેષ અનુમોદન આપ્યું, અને તાલીઓની ગર્જનાપૂર્વક તે પસાર કરવામાં આવી.

૧૯૦૧ ની ૧૭ મી જાન્યુઆરીએ ન્યાયમૂર્તિ રાનડે અચાનક સ્વર્ગે સીધાવ્યા હતા, અને પાછળ ઉમદા અને નિષ્કલંક નામના મુકી ગયા હતા. રા. દીનશા એદલજી વાચ્છાએ પોતાના ભાષણના પ્રારંભમા તેમને માટે ઉંડો શોક દર્શાવ્યો, અને તેમના ગુણોની સ્તુતિ કરી.

પછી તેમણે સદ્ગત મહારાણીની કૃતજ્ઞતાપૂર્વક સ્તુતિ કરી, પ્રમુખ મૅક્ કીન્લેના ખૂન માટે શોક દર્શાવ્યો, અને મ્હૈસુરના મહાન્ દીવાન સર શેશાદ્રીના મૃત્યુ માટે શોક દર્શાવ્યો. સર શેશાદ્રીએ સાબીત કરી આપ્યું છે કે, મુત્સદ્દીગિરીનો કોઇ પણ એક પ્રાન્તએ અને એક દેશીજ ઇજારો રાખ્યો નથી. નવા સમ્રાટે હિન્દની મુલાકાત લીધી હતી, તે વેળા રાજાઓ અને પ્રજાનાં હૃદયો જીતી લીધાં હતાં, તેમને વિષે થોડા શબ્દો કહ્યા પછી પ્રમુખે દુષ્કાળનો વિષય ઉપાડ્યો–તેની અસર, આપવામાં આવેલી મદદ, મુંબાઇ સરકારની રાજનીતિ, રાહત આપવામાં નાણાં કેવી રીતે ખર્ચાય છે અને કેવી રીતે ખર્ચાવાં જોઇએ, એ સવ હકીકત કહી. તેમણે કહ્યું કે, જે ગામડીઆઓને દુષ્કાળના સમયમાં રાહત આપવામાં આવે છે તેજ લોકો દર વર્ષે કરના ૪૭½ કરોડ આપે છે, અને વખતો વખત પડતા દુષ્કાળોમાં તેમાંની કેટલીક રકમ પાછી આપવી એમાં કાંઇ ખોટું નથી. તેમણે દુષ્કાળનાં કારણો દર્શાવ્યાં, અને ખેડુતો પરનો બોજો ઓછો કરવાની તરફેણમાં લૉર્ડ સેલ્સબરી અને બીજાઓનાં પ્રમાણો ટાંક્યાં. ખેડુતોની વર્તમાન સ્થિતિનાં કારણોની સંપૂર્ણ તપાસ થવી જોઇએ, કેમકે હાલ કાયદા દુઃખદાયક છે. 'ઇરીગેશન' કામો અવશ્યક છે, રેલ્વેઓ "અમિશ્રિત આશિર્વાદ" સમાન નથી, અને રેલ્વેઓ કરતાં ઇરીગેશન કામોને પ્રથમ પસંદગી આપવી જોઇએ. "ઇરીગેશન" થી ખેડુતોની દૌલત વધે છે, જ્યારે રેલ્વેઓ ફક્ત તેની વહેંચણી કરે છે. છેવટે ખેતીવાડીની બેંકોની ઉપયોગિતા સ્વીકારવામાં આવી અને અહીંયાં પ્રમુખે કહ્યું કે, ઇજીપ્તે સ્વીકારેલી પદ્ધતિની સ્થાપના અહીંયાં થવી જોઇએ. દાણાની નિકાસથી દેશમાં પૂરતો જથ્થો એકઠો થઇ શકતો નથી. લોક સમૂહોની સ્થિતિ અને વસ્તીના માથાદીઠ ખેડુતોની આવકના સરાસરી દર વિષે પ્રમુખે ફર્યાદ કરી કે, સરકાર વિગતો પ્રસિદ્ધ કરતા કંપે છે, કેમકે તે વિગતોની તપાસ કરી શકાય; ડ્યુક ઓફ આર્ગાઇલે કહ્યુ છે કે: "આખ્ય હિન્દની વિશાળ વસ્તીમા ભયાનક ગરીબાઇ, અને જીવનની અધમોધમ સપાટી પર હંમેશને માટે ઉતરી આવેલી સ્થિતિ અત્યંત વ્યાપક છે, તેનું ઉદાહરણ આપણને પાશ્ચાત્ય દુનીયામા મળતું નથી." "બ્રિટિશ રાજ્યનું મુખ્ય લક્ષણ ગેરહાજરીપણું છે, તેનું અસ્તિત્વ જ્યાં સુધી છે ત્યાં સુધી" સુધારો અશક્ય છે, કોઇપણ જાતના બદલાની આશા વિના દેશમાંથી ૩૦ થી ૪૦ કરોડ દર વર્ષે ખેંચી જવામાં આવે એ હિન્દની આબાદાનીના માર્ગમા મોટામા મોટો અંતરાય છે.

"સત્ય વાત એ છે કે, હિન્દ પોતાનું રાજ્યતંત્ર ચલાવનારાઓની પસંદગી કરવાને સ્વતંત્ર નથી. જો તે સ્વતંત્ર હોત તો રાજ્યતંત્ર ચલાવનાર સર્વ દેશી હોય, દેશમાં રહેતા હોય, અને પોતાના પૈસા દેશમા ખર્ચતા હોય એ વિષે શી શંકા રહે? હું ફરીથી કહું છું, હિન્દ સ્વતંત્ર નથી, અને તેથી તે બાબતમાં તેની પસંદગી નથી. પ્રથમ તો રાજ્યકર્તા અધિકારીઓએ અતિશય વિલક્ષણ પ્રકારે ઇચ્છ્યું છે કે,

લગભગ સઘળી ઉચ્ચતર જગ્યાઓ પર એવા પુરૂષો હોવા જોઇએ કે જેઓ થોડો સમય અહીંયાં રહે, અને પછી પોતાને ઘેરા ચાલ્યા જાય. એક બીજું મહાન્ આધુનિક એશિઆઇ રાજ્ય, રૂશિઆ,-મધ્ય એશિઆના દૂર આવેલા પ્રાંતોના રાજ્યતંત્રનું કામ ચલાવવાને રૂશિઅન પ્રજાના થોડે થોક લઇ જાય છે, એ જાણવામાં નથી। પરન્તુ આપણને કહેવામાં આવે છે કે યુરોપીઅનોની સંખ્યા ઘણી નાની છે. તેમાં ૧૭,૩૦૦ પુરૂષોથી વધારે સંખ્યા ગણાતી નથી. સત્ય પરન્તુ તેમને માટે દર વર્ષે ૧૬ કરોડ ખર્ચવામા આવે છે, જ્યારે હિન્દીઓને રરૂ કરોડ મળે છે તેનો મુકાબલો કરો. જ્યારે પ્લેન્ટેજેનેટો સઘળી ઉચ્ચ જગ્યાઓ ફ્રાન્સમાંથી માણસો લાવીને ભરતા હતા, અને તેથી અંગ્રેજોને પોતાને ઘણી હાનિ થતી હતી, ત્યારે તેઓ શાંત બેઠા હતા? ઇતિહાસે નોંધ રાખેલી છે તે પ્રમાણે જ્યારે પોપની સત્તા ચાલતી હતી, અને દર વર્ષે લાખો પાઉંડો ઇંગ્લાંડમાથી ખેંચાઇ જતા હતા, ત્યારે ઇંગ્લાંડ નિર્ધન બની ગયું ન હતું? ધારો કે આજે હિન્દની અને ઇંગ્લાંડની સ્થિતિ ઉલટાવી નાખવામાં આવે તો ઇંગ્લાંડ ફર્યાદ નહિ કરે?"

હિન્દુસ્થાન ગરીબ છે, અને "સુધરેલી દુનિયામાં અશ્રુતપૂર્વ ખર્ચે તેનું રાજ્યતંત્ર ચલાવવામાં આવે છે."

પછી પ્રમુખે નાણાં ખાતા તરફ દૃષ્ટિ ફેરવી, અને દેશના કર અને ખર્ચમાં હિન્દીઓનો અવાજ ન હતો, તેનું પૃથક્કરણ કરવામાં સંપૂર્ણ કુશળતા બતાવી; જો કે સુધારો ધીમે ધીમે થાય તોપણ ઔદ્યોગિક વિકાસ થવો જોઇએ, કેમકે ગરીબાઇનું મૂળ રાજકીય કારણોમાં છે. મી મોર્લીના શબ્દો વાપરીએ તો "ગાંડા શાહીવાદ"-અને પાછા હઠવાની અને દમન કરવાની તેની હાનિકારક રાજ્યનીતિની આજ્ઞાઓ તો ચઢતી છે. પરન્તુ અને દૃઢ પ્રતીતિ થઇ છે કે, રાજકીય ગાંડપણાની આ રાજ્યનીતિનું સ્થાન સમયના પ્રવાહ પ્રમાણે અને બનાવોના અનિવાર્ય તર્કશાસ્ત્ર અનુસાર બદલાયલી સંગીન ઉદારતાની પહેલાંની રાજ્યનીતિને વહેલું મોડું મળવું જોઇએ...બ્રિટિશ રાજ્યના લાભો સ્વીકારવામાં હિન્દીઓએ કદાપિ મંદતા બતાવી નથી. પરન્તુ સદૈવ તેનાં ગુણગાન ગાવાનું અને તેના શુદ્ધ સ્તુતિપાઠકો બની જવાનું તેમને કહેવું એ ગેરવ્યાજબી છે. બેશક આપણી સરકાર સારી છે, પરન્તુ તેમાં અનેક અનિષ્ટોનું મિશ્રણ નથી થયું, એમ નથી. આકાંક્ષા એ છે કે, અનિષ્ટને દૂર કરવામાં આવે, અને યોગ્ય સમયે આપણને વધારે સારી સરકાર મળે."

લાંબી તાળીઓ બંધ પડી ત્યારે વિષય નિર્ણાયક સભાને બાહાલી આપવામા આવી, અને તે દિવસે કોંગ્રેસ મુલત્વી રહી.

બીજે દિવસે પ્રમુખસ્થાનેથી ત્રણ વિભાગોમાં પ્રથમ ઠરાવ રજુ કરવામાં આવ્યો, તેમા મહારાણીના મૃત્યુ માટે શોક દર્શાવવામા આવ્યો, નવા સમ્રાટ્ પ્રતિ વફાદારી બતાવવામાં આવી, અને માન. ન્યાયમૂર્તિ રાનડેને માટે શોક દર્શાવવામાં આવ્યો.

બે પત્રો વંચાઇ રહ્યા ત્યાર પછી બ્રિટિશ કમિટી નભાવી રાખવા વિષે અને "ઇંડીઆ"ની ૪૦૦૦ નકલોનો ફેલાવો ચોક્કસ કરવા વિષે બાબુ ડબલ્યુ. સી. બેનરજીએ બીજો ઠરાવ રજુ કર્યો. તેમણે કોંગ્રેસની તરફેણમાં જુસ્સાભર્યું ભાષણ કર્યું. તેમની પછી માન. રા. પી. એમ. મ્હેતાએ ભાષણ આપ્યું, પરન્તુ દુર્ભાગ્યે તેમના ભાષણનો રીપોર્ટ આપવામાં આવ્યો નથી. રાય બહાદુર પી. આનન્દ ચાર્લુ, પંડિત મદનમોહન માલવીય, અને મૌલ્વી એમ. અલિ ચિસ્તીએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પહેલાંના કરતાં કોંગ્રેસને અનુમોદન આપવામાં ઉત્સાહ ઓછો થયો છે, એ આરોપ સામે સર્વ વક્તાઓએ બચાવ કર્યો હતો. એ ધ્યાનમા રાખવા યોગ્ય વાત છે. હમણા જ્યારે કોંગ્રેસની સ્થિતિ શ્રેષ્ઠ હોવાનું ધારવામાં આવે છે, ત્યારે પણ તે સમયે કરવામાં આવેલી ફર્યાદો હમણાં પણ કરવામાં આવે છે સર્વ ટીકાયાલોમાં કેટલાક રેંરેં કરનારા હોય છે, જેઓ ભૂતકાળની સાથે મુકાબલો કરતાં વર્તમાનકાળને ઉતારી પાડે છે. આ વ્યાપક એકકરતાનીનું મુખ્ય કારણ એ

છે કે, તેઓ પોતે વધારે વૃદ્ધ થયા હોય છે, તેમની શક્તિમાં ઘટાડો થયો હોય છે, અને તેમને ભાન હોતું નથી કે, તેમણે ગુમાવેલો ઉત્સાહ હવે તરૂણોમાં જોવાગાં આવે છે.

હિન્દી ગરીબાઇ વિષે રા. મુદોલકરે ત્રીજો ઠરાવ રજુ કર્યો. હવે સર્વ કબુલ કરે છે કે, ગરીબાઇના કાદવમાં જનસમૂહો વધારે ને વધારે ઊંડા ડુબતા જાય છે, અને ૧૯૦૧ નું વસ્તીપત્રક દર્શાવે છે કે, પાંચ પ્રાંતોમાં ૧૮૯૧ માં વસ્તીની જેટલી સંખ્યા હતી તેમાં ખરેખાત ઘટાડો થયો છે. સરકારના સર્વ પ્રયત્નો છતાં સામાન્ય મૃત્યુ સંખ્યા ઉપરાંત દુષ્કાળમાં દશ લાખ લોકો મરણ પામ્યા હતા, અને જો લોકો ભયાનક ગરીબાઇમાં ન હોય તો આવું પરિણામ આવી શકયું ન હોત. ૧૮૭૪ ના કમીશને શોધી કાઢયું કે, રૈયતની અવનતિને માટે સરકારની મ્હેસુલની રાજયનીતિ મુખ્યત્વે જોખમદાર છે. વરાડમાં ૩૦ ટકાનો સામાન્ય વધારો થયો હતો. મધ્ય પ્રાંતોમા ૧૦૦ થી ૨૦૦ ટકા. જયાં ખેડવા યોગ્ય જમીનના ૮૦ ટકા ખેડવામાં આવ્યા હોય ત્યાં લૉર્ડ રીપને ૧૮૮૨ માં જણાવેલા પ્રકારે કાયમની જમાબંદી હોવી જોઇએ.

રા. જી વેંકટરત્નમે અનુમોદન આપ્યું અને મદ્રાસની વાત કહી. ૧૮૬૨ માં મદ્રાસ સરકારે જાહેર કર્યું કે, ' રૈયત વારી પદ્ધતિનો એક મૌલિક સિદ્ધાન એ છે કે, જમીનનો સરકારી કર સદાને માટે મુકરર કરેલો છે, એને વિષે પ્રશ્નજ ઉપસ્થિત થઇ શકતો નથી " ૧૮૬૫, ૧૮૬૭, ૧૮૬૮ માં અનેક વચનો અને આશાઓ આપવામાં આવ્યા હતાં, પરન્તુ ૧૮૮૩ મા હિન્દી પ્રધાને ૧૮૬૨ ની રાજયનીતિનો સત્તાવાર નકાર કર્યો. વસ્તુસ્થિતિ મક્કમપણે વધારે ખરાબ બનતી જાય છે.

રા. જી. સુબ્રમન્ય આયરે શોચનીય કથા ચાલુ રાખી, અને વધારે આંકડા આપ્યા, અને કહ્યું કે, " રૈયત જીવી શકે છે તેનુ કારણ એ છે કે, ઉષ્ણ આબોહવામા ઓછામા ઓછા ખોરાકથી જીવન તન્તુ લંબાઇ રહે છે. પરન્તુ શું હિન્દી રૈયતના જીવનનું કાર્ય એ છે કે, એક પશુની માફક જીવન ગાળવું અને પશુની માફક મરવું ? શું તે " બુદ્ધિ, લાગણી, અને ગુપ્ત શક્તિ ધરાવનાર મનુષ્ય પ્રાણી નથી ? " ગામડીઆના જીવનનું ધોરણ વધારેને વધારે હલકું પડતું ગયું છે.

" લગભગ ૨૦ કરોડ લોકો તીવ્ર ભૂખમરાનું અને અત્યંત શોચનીય અજ્ઞાનનું જીવન ગાળે છે. પોતાના દુઃખમાં તેઓ રૂદન અને મૌન ધારણ કરે છે, તેમને જીવનમાં ઉત્સાહ નથી, એશ આરામ કે, ઉપભોગ નથી, મહદભિલાષની આશા નથી, દુનિયામાં જન્મ્યા છે માટેજ જીવે છે, અને શરીરમાં હવે વધારે સમય જીવન ટકાવી શકાય નહિ માટેજ મૃત્યુ પામે છે. "

રા. બી. પાલ ચૌધરીએ વિશેષ અનુમોદન આપતાં ખેતીવાડીની બેંકોનો પ્રશ્ન ચર્ચ્યો. પછી રા ગુહાએ બંગાલીમાં ભાષણ આપ્યું. ઠરાવ પર મત લેવામાં આવ્યા, અને પસાર કરવામાં આવ્યો.

ન્યાયી અને કારોબારી ફરજો જૂદી પાડવાનો વાર્ષિક ઠરાવ ડૉ ગોરે રજુ કર્યો, માન રા. શ્રીનિવાસરાવે તેને અનુમોદન આપ્યું, બાબુ અંબિકાચરણ મઝુમદાર અને બાબુ કાલીપ્રસન્ન કાવ્ય વિશારદે વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો આ ઠરાવને અમે વિશેષ સ્થળ આપી શકતા નથી.

બાબુ કાલીચરણ બેનરજીએ પાચમો ઠરાવ રજુ કર્યો, તેમાં એવી માગણી કરવામાં આવી હતી કે, હિન્દી અપીલોને માટે પ્રીવી કાઉન્સીલની જ્યુડીશીયલ કમિટીમા સુપ્રસિદ્ધ હિન્દી વકીલો ઉમેરવા જોઇએ. " કચેરીઓનો કાયદો " હંમેશાં " પ્રજાના કાયદા " ને મળતો આવતો નથી, અને લાંબા સમયથી સ્થપાયલા નિયમો રદ કરવામાં આવે છે. રા પી એસ. શિવસ્વામી આયરે તેને અનુમોદન આપ્યુ, કેમકે હાઇકોર્ટોને જે સિદ્ધાંત લાગુ પાડવામાં આવ્યો છે, તેનો એનાથી વધારેજ થાય છે. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

" દક્ષિણ આફ્રીકાના એક લાખ બ્રિટિશ હિન્દીઓની વતી એક અરજદાર તરીકે " રા. ગાંધીએ દક્ષિણ આફ્રીકા વિષે છઠ્ઠો ઠરાવ રજુ કર્યો. હિન્દી ફર્યાદોની હવે સુપરિચિત કથા તે-

ભણે કહી, ઠરાવને રા. એ. પીલ્લાઇએ અનુમોદન આપ્યું, ઠરાવ પસાર કરવામાં આવ્યો, અને કોંગ્રેસ મુલત્વી રહી.

ત્રીજે દિવસે, રા. એસ. સીંહાએ પોલીસ સુધારાની અનેક બાબતો વિષે સાતમો ઠરાવ રજુ કર્યો, અને તેમણે કહ્યું કે, પોલીસ નોકરી માટેની પરીક્ષાઓમાં હિન્દીઓને દાખલ કરવા, ઈન્સ્પેક્ટરો અને સબ ઇન્સ્પેક્ટરો નીમવા, અને ઉચ્ચતર જગ્યાઓ પર વધારે હિન્દીઓને નિમવા. રા. વી. આર. નેરૂગીયરે અનુમોદન આપ્યું અને દક્ષણી પંક્તિમાં કેળવણી આપવાની આવશ્યકતા વિષે અને પોતાના દેશબંધુઓને સમજનાર હિન્દીઓની ઉચ્ચતર જગ્યાઓ પર નીમણુંક વિષે તેમણે ભાર મુકયો. બીજા પાંચ વક્તાઓએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

દુષ્કાળનો પ્રશ્ન સર્વનાં દીલમાં ઘોળાઇ રહ્યો હતો, તેને આઠમા ઠરાવમાં ઉપાડવામાં આવ્યો. રા. જી. સુબ્રમન્ય આયરે તે રજુ કર્યો. આ સમયે તેમણે ઔદ્યોગિક સ્વાતંત્ર્યની આવશ્યકતા દર્શાવી; ૧૮૬૮ પછી જાપાનમાં થયલો ઝડપી ઔદ્યોગિક સુધારો બતાવી આપ્યો. જાપાને પોતાની ઔદ્યોગિક સ્થિતિ નવીન આવશ્યકતાઓ પ્રમાણે ગોઠવી તે પ્રમાણે હિન્દ શી રીતે કરી શકે? હિન્દે કાં તો આગળ વધવું જોઇએ અથવા નષ્ટ થવું જોઇએ. પારિભાષિક સંસ્થાઓ સ્થાપવા માટે અને જ્ઞાન મેળવવા પરદેશ જવાને છાત્રવૃત્તિઓ કાઢવા માટે, અને દેશી ઉદ્યોગોની કાળજીપૂર્વક જાળવણી કરવાને માટે તેમણે વ્યાવહારિક સૂચનાઓ કરી

રા. એન. એમ. સમર્થે અનુમોદન આપ્યું, અને રા. એન. કે. રામસ્વામી ઐયરે વિશેષ અનુમોદન આપ્યું, અને ભૂતકાળના દુષ્કાળોનો ઇતિહાસ આપ્યો અને દુષ્કાળનાં કારણોનું પૃથક્કરણ કર્યું. રા. જદુનાથ મજુમદાર અને મી જોસેફ બેન્જામીને હજી વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

જાહેર નોકરીઓમાં વધારે હિન્દીઓને નીમવાની માગણી કરનો નવમો ઠરાવ બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ રજુ કર્યો. રા. અબ્દુલ કાસીમે તેને અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

હિન્દમાં બ્રિટિશ લશ્કરના ખર્ચ વિષે રા. દિક્ષિતે દશમો ઠરાવ રજુ કરતાં ટુંકુ ભાષણ આપ્યું અને તેટલું ટુંકુ ભાષણ આપીને રા. સી. વાય. ચિંતામણિએ અનુમોદન આપ્યું, સર્વ વિષયોને સ્પર્શતું જુસ્સાદાર ભાષણ આપીને મી. સ્નેહૂલીએ ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું, અને તેના અંતમાં કહ્યું કે, હું માનું છું કે આયર્લેન્ડને હોમરૂલ અને હિન્દને હોમરૂલ મળશે.

"આ ઠરાવો મને એટલી નાની માગણી કરતા દેખાય છે કે, તમને હોમરૂલથી દુર રાખવાને માટે તેઓ ખુશીથી તમને આ નાની ચીજો આપશે. મારો છેવટનો શબ્દ છે. "હિન્દને માટે હોમરૂલની માગણી કરો," "અને તમારા પ્રયત્નોને ઇશ્વર સફળ કરો.."

૧૯૧૫ માં આપણે મી. સ્નેહૂલીની સલાહ માનીએ છીએ.

લશ્કરી કૉલેજ સ્થાપવાના એક પગથીયા તરીકે હિન્દી દેશી રાજાઓને માટે કૅડેટ કોર્સની સ્થાપનાને માટે પસંદગી બતાવતો અગીયારમો ઠરાવ ડૉ. સરત કે. મલીકે રજુ કર્યો મૌલવી એમ. અલિબિસ્તીએ અનુમોદન આપ્યુ, રા કે. બી. વર્માએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામા આવ્યો.

બારમો ઠરાવ કેળવણી વિષે હતો. અને રા. વી. આર. પંડિતે રજુ કર્યો. કેળવણી પાછળ સરકાર ઓછા ખર્ચ કરે છે તેની તેમણે નિન્દા કરી. લો. મા. બી. જી. તિલકે અનુમોદન આપ્યું અને કહ્યું કે, કેળવણીને સંપૂર્ણ બનાવવી જોઇએ. રા. એ ચૌધરી અને રા. મહેશ્વરપ્રસાદે વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

આસામમાં મજુરોના પગાર વધારવા વિષે અને તેમને માટેના ફોજદારી કાયદા રદ કરવા વિષે તેરમો ઠરાવ હતો. તે રા. જોગેન્દ્રચન્દ્ર ઘોસે રજુ કર્યો; તે પોતે મજુરોને રાખનાર હોવા છતાં આસામના મજુરો તરફના નિર્દય વર્તન તરફ તેમણે અણગમો દર્શાવ્યો. તે મજુરો

સેંકડોબંધ મરણ પામે છે, ત્યારે જમાનાના ક્રમ બે મજુરો સુંદર વનમાં મૃત્યુ પામ્યા હતા. એક કોમળીવાળી, અને બીજાને વાઘ તાણી ગયો હતો. તેમણે ન્યાય આપવાની પ્રાર્થના કરી, જેથી અંગ્રેજોનું રાજ્ય ટકી રહેઃ "તમારા—અંગ્રેજો તરફના મારા ઉંડા પ્રેમને લીધે હું આ કહું છું રખેને તમે ભૂલી જાઓ, રખેને તમે ભૂલી જાઓ"

બાબુ બિપિનચન્દ્રપાલે અનુમોદન આપ્યું, અને કહ્યું કે મજુરોને માટેનો ફોજદારી કાયદો દૂર કરવો અને મજુરોનો બચાવ કરવાને માટે એકસંપ કરવો જોઇએ. રા. લલિતમોહન ઘોસલે વિશેષ અનુમોદન આપ્યા પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ડૉક્ટરોની ફર્યાદો એકવાર ફરીથી ચૌદમા ઠરાવમાં રજુ કરવામાં આવી; તે ઠરાવ બાબુ એમ. એન. બેનરજીએ રજુ કર્યો, ડૉ. નીલરતન સરકારે તેને અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો. પંદરમા ઠરાવમાં ખેતીની આવશ્યક્તાઓ દર્શાવવામાં આવી હતી અને રા. યતીન્દ્રનાથ ચૌધરી, રા. દામા, રા. એન. કે. રામસ્વામી ઐયર, મૌલવી ખોજા મહમ્મદ નુર, ડૉ. સુરેશ્વર મુકરજીએ ટુંકમાં રજુ કર્યો, અનુમોદન આપ્યું, અને પસાર કરવામા આવ્યો.

હિન્દના આર્થિક પ્રશ્ન વિષે (સોળમો), ચલણી નાણાના કાયદા વિષે (સત્તરમો) ઠરાવો પસાર કરવામા આવ્યા, પરન્તુ તે એટલા બધા અટપટા હતા કે કોંગ્રેસની છેવટની ધમાલમા અસરકારક રીતે ચર્ચાયા નહિ. અઢારમા ઠરાવમાં ખાણકામની કૉલેજ સ્થાપવાની માગણી કરવામા આવી, અને એગણીસમો "રજસીયો" ઠરાવ પ્રમુખપદેથી રજુ કરવામા આવ્યો. વીસમા ઠરાવમા મી એ. ઓ. હ્યુમ અને રા. ડી. ઇ. વાચ્છાની ફરી નીમણુંક કરવામાં આવી, અને એકવીસમા ઠરાવમાં માન. રા. પી. એમ. મહેતાએ આપેલા મુંબાઇ ઇલાકાના આમંત્રણનો સ્વીકાર કરવામાં આવ્યો.

ત્યારપછી સ્વાગત સભાનો અને પ્રમુખનો આભાર માનવામા આવ્યો. પ્રમુખે જવાબ આપ્યો, અને સત્તરમી રાષ્ટ્રીય કોંગ્રેસની પૂર્ણાહુતિ થઇ.

## ઠરાવો.

### મહારાણીનું મરણ.

૧. ઠરાવ કરવામાં આવે છે (ક) કે, નામદાર મહારાણી વીક્ટોરીઆના મૃત્યુ માટે પોતાનો ઉંડો શોક અને તેથી સામ્રાજ્યને ગયેલી ન પુરાય એવી ખોટની લાગણી દર્શાવવા આ કોંગ્રેસ ઇચ્છે છે. તેમના કૃપાવંત ઢંઢેરામાં અને હિન્દની પ્રજાની આબાદાનીની ચિંતાપૂર્ણ કાળજીના એકઠા થવાથી વિચારાયલાં અનેક અન્ય પગલાં અને અંગત કાર્યોમાં દેખાઇ આવતી, હિન્દની પ્રજા તરફ સદ્‌ગત મહારાણીની ઉંડી અંગત સહાનુભૂતિનું આ કોંગ્રેસ કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ કરે છે.

(ખ) કે, આ કોંગ્રેસ નામદાર કૃપાવંત મહારાજા સપ્તમ એડવર્ડ પ્રતિ પોતાની માનપૂર્ણ રાજ્યભક્તિ દર્શાવે છે, અને તે નામદારના શુભ રાજ્ય હેઠળ આશા રાખે છે કે, સ્વતંત્ર સંસ્થાઓને મજબુત બનાવવામા આવશે, અને સદ્‌ગત નામદાર મહારાણીના ઢંઢેરામાં આપવામાં આવેલાં વચનો ધીમેધીમે પરન્તુ સંપૂર્ણ પાળવામાં આવશે

(ગ) કે, માન ન્યાયમૂર્તિ રાનડેના અકાળ મૃત્યુથી દેશને મોટી ખોટ ગઇ છે તેને માટે પોતાના શોકની ઉંડી લાગણીની નોંધ લેવા આ કોંગ્રેસ ઇચ્છે છે.

### કોંગ્રેસનું કાર્ય.

૧. ઠરાવ કરવામા આવે છે (ક) કે. કોંગ્રેસનો અભિપ્રાય છે કે, પોતાના કાર્યની ફતેહને માટે આવશ્યક છે કે, તેની સાથે મળીને કાર્ય કરનાર એક કમિટી લંડનમાં હોવી જોઇએ, અને પોતાના અભિપ્રાયોનો પ્રચાર કરતું એક સાપ્તાહિક લંડનમા પ્રસિદ્ધ કરવું જોઇએ અને આ કોંગ્રેસ ઠરાવ કરે છે કે, તેની બ્રિટિશ કમિટી હમણાં જે સ્વરૂપમા છે તે સ્વરૂપમા, અને તેના તરફથી પ્રસિદ્ધ કરવામા આવતું "ઇંડીઆ" નભાવવાં અને ચાલુ રાખવાં જોઇએ, અને નીચેની યોજના પ્રમાણે ખર્ચની રકમ મેળવવી.

(ખ) કે, "ઇંડીઆ"ની ૧૫૦૦ નકલો બંગાલને, ૭૦૦ નકલો મદ્રાસને, ૨૦૦ નકલો વાયવ્ય પ્રાંતોને, ૫૦ નકલો અયોધ્યને, ૧૦૦ નકલો

પંજાબને, ૪૫૦ નકલો વરાડ અને મધ્ય પ્રાંતોને, અને ૧૦૦૦ નકલો મુંબાઇને આપીને ૪૦૦૦ નકલોનો ફેલાવો કરવો, વાર્ષિક લવાજમનો દર રૂ. ૮ રાખવો.

( ગ ) કે, નીચેના ગૃહસ્થોનાં નામ જે મંડળોના નામ સામે લખવામાં આવ્યાં હોય તે મંડળોના તેમને સેક્રેટરીઓ નીમવામાં આવે છે, અને અનુક્રમે તેમના મંડળને "ઇંડીઆ"ની જેટલી નકલો આપવામાં આવી હોય તેને માટેની નીકળતી રકમને માટે તેમને જવાબદાર ગણવા; અને બે છ માસિક હફતામાં નાણાં અગાઉ આપવાં.

બંગાલ.

બાબુ સુરેન્દ્રનાથ બેનરજી.
" ભુપેન્દ્રનાથ બસુ.
" બૈકુંઠનાથ સેન.

મુંબાઇ.

માન. રા. પી. એમ મ્હેતા.
રા. ડી. ઇ. વાચ્છા.
માન. રા. જી. કે. ગોખલે.

મદ્રાસ.

માન. રા. શ્રી નિવાસરાવ.
રા. વિજયરાઘવાચારી.
રા. વી રાયરૂ નેમ્બીઅર.
રા જી. સુબ્રમ્હન્ય આયર.

વરાડ અને મધ્ય પ્રાંતો.

રા. આર. એન. મુધોલકર.

વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા.

પંડિત એમ. એમ માલવીઆ.
રા ગંગાપ્રસાદ વર્મા.
રા. એસ સિંહા.
રા. એન. નંદી.

કાનપુર.

રા. પૃથ્વીનાથ પંડિત.

પંજાબ.

લાલા હરકીસનલાલ.

( ઘ ) કે, "ઇંડીઆ" અને બ્રિટિશ કમિટીના ખર્ચની બાકીની રકમ મેળવવાને માટે પ્રત્યેક પ્રતિનિધિએ હમણાં તે આપે છે તે ઉપરાંત રૂ. ૧૦ ખાસ પ્રતિનિધિ લવાજમ તરીકે આપવા. આનો અમલ ૧૯૦૨ થી થશે.

ગરીબાઇ અને તેના ઉપાયો.

૩. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દના વધારે ગરીબ વર્ગોની શોચનીય સ્થિતિ તરફ સરકારનું ધ્યાન ખેંચવા આ કોંગ્રેસ એકવાર ફરીથી ઇચ્છે છે, જેમાના પૂરેપૂરા ચાર કરોડ, ઉચ્ચ અમલદારી પ્રમાણ અનુસાર, સાધારણ વર્ષોમાં પણ ભૂખમરાની અણીપર દુઃખી જીવન ગાળે છે, અને તેમની સ્થિતિ સુધારવાને માટે બીજાં પગલાંની સાથે સાથે આ કોંગ્રેસ નીચે પ્રમાણે ભલામણો કરે છેઃ

( ૧ ) કે, દેશના જે ભાગોમાં હમણાં કાયમની જમાબંદી નથી ત્યાં તે દાખલ કરવી, અને હિન્દના જે ભાગોમા હમણાં કાયમની જમાબંદી દાખલ કરવી ઇચ્છનીય ન લાગે ત્યાં મ્હેસુલ પુષ્કળ વધારવાની સામે અંકુશો મુકવા જેથી કરીને પોતાનો નિર્વાહ કરી શકે એટલું રૈયત પાસે રહે; અને જમીન મ્હેસુલની આ જમાબંદીઓ હમણાં થાય છે તેના કરતાં વધારે લાંબી મુદ્દતે થશે એવી ખાત્રી આપવામાં આવવી જોઇએ.

( ૨ ) કે, ખેતીવાડીની બેંકો સ્થાપવી જોઇએ અને ખેડુતોને નાણાં ઉછીતાં આપવાના કાયદા હેઠળ નાણાં ઉછીતા મેળવવાની વધારે સગવડો કરવી જોઇએ.

( ૩ ) કે, દેશની ખેતીવાડી સુધારવાને માટે પગલાં ભરવાં, અને આ સબંધમાં આ કોંગ્રેસ દેશના સર્વ જમીનના માલીકોને સલાહ આપે છે કે, દેશની ખેતીવાડીની જરૂરો તરફ વધારે ધ્યાન આપવું, અને તે જરૂરો પૂરી પાડવાને માટે તેમનાથી ભરાઇ શકે તે પગલાં ભરવા.

( ૪ ) કે, આવક વેરાના કાયદા હેઠળ કર નાખવા યોગ્ય ઓછામાં ઓછી રકમ પાંચસોથી વધારીને એક હજાર જેટલી ઠરાવવી.

( ૫ ) કે, જાહેર નોકરીઓમાં દેશનાં બાળકોને વધારે મોટી સંખ્યામાં જગ્યાઓ આપીને કમમા કમ દેશની દોલતનો થોડોક સુમારો અટકાવવો.

(૮) ઠરાવ કરવામા આવે છે કે, હમણાના વર્ષોમા સમગ્ર હિન્દમા ન્યૂનાધિક સખ્ત દુષ્કાળો વારવાર પડે છે, તેને માટે આ કોંગ્રેસ શોક દર્શાવે છે અને પોતાની નિશ્ચયાત્મક પ્રતીતિની નોંધ લે છે કે હિન્દમા દુષ્કાળો મુખ્યત્વે (નીચેના કારણોને) આભારી છે (૧) સર્વ સ્વદેશી કલાઓ અને ઉદ્યોગોના અધ પાતથી અને વર્ષો થયા ચાલી રહેલા દેશની દોલતના ધસારાથી થયેલી લોકોની મોટી ગરીબાઇ અને (૨) સરકાર દિવાની અને લશ્કરી બને ખાતામા ઉડાઉ પણાની રાજ્યનીતિ અનુસરે છે તેથી પરિણમતા અતિ ભારે વેરા અને ભારે મ્હેસુલથી જ્યાથી લોકો એટલા બધા ગરીબ બની ગયા છે કે, તંગીનો સ્પર્શ થતા વેંતજ તેઓ નિસહાય બની જાય છે, અને રાજ્ય તરફથી તેમને ખોરાક પૂરો પાડવામા ન આવે અથવા ખાનગી દાનની સહાય ન મળે તો તેમનો નાશ થવોજ જોઇએ આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર દુષ્કાળો ફરી ફરીને ન પડે તેનો સત્ય ઉપાય એવી રાજ્યનીતિ સ્વીકારવામા છે કે, તેથી કરકસર અવશ્ય થાય, રાજ્યની સપત્તિ કરકસરથી જળવાઇ રહે ? દેશની ખેતીવાડીને સુધારે, સ્વદેશી કલાઓ અને કારીગીરીઓના પુનરૂદ્ધાર અને વિનાશનુ પોષણ કરે, અને નવીન ઉદ્યોગો દાખલ કરવામા સહાય આપે

(ખ.) કે, આ કોંગ્રેસને આનદ ઉપજે છે કે સર્વ પક્ષોના પ્રખ્યાત પુરૂષોનુ એક "દુષ્કાળ યુનીઅન" લડનમા સ્થાપવામા આવ્યુ છે અને તેની એક શાખા લીવરપુલમા છે, અને હિન્દના દુષ્કાળ પીડિત દુ ખીઓ તરફની યુનીઅનના સભ્યોની સહાનુભૂતિને માટે, અને જે ગભીર અને અત્યત વ્યાવહારિક રીતે તેમણે તે કાર્ય ઉપાડયુ છે તેને માટે આ કોંગ્રેસ પોતાની ઉડી કૃતજ્ઞતાની નોંધ લેવા ઇચ્છે છે

કાયદા વિષયક.

૪ ઠરાવ કરવામા આવે છે કે, કોંગ્રેસ એકવાર ફરીથી પોતાનો નિશ્ચયાત્મક અભિપ્રાય દર્શાવે છે કે, ન્યાયના સત્યશીલ અને કાર્યસાધક વહીવટની ખાતર ન્યાયી અને કારોબારી ફરજો જુદી કરવી આવશ્યક છે હિન્દમા ફોજદારી ન્યાયના વહીવટનો ગાઢ પરિચય ધરાવતા ઉચ્ચ અને વિખ્યાત અધિકારીઓ જેવા કે લૉર્ડ હોબ્હાઉસ, સર રીચર્ડ ગાર્થ, સર વિલિયમ માર્કબી, સર જેમ્સ જાર્ડીન, મી રેનોલ્ડ્ઝ અને બીજાઓનુ પ્રમાણમા આ અભિપ્રાયમા અનુમોદન છે, આ કોંગ્રેસને સમજાય છે કે, હમણા આ પ્રશ્ન પર હિન્દી સરકાર વિચાર ચલાવે છે, અને તેમા સમાયેલા સિદ્ધાતની સગીનતા, એ વિષય પર જાહેર મતની સર્વાનુમતી, અને સર્વથી વિશેષ ન્યાયી અને કારોબારી ફરજો એકત્ર રાખવાથી ન્યાયની નિષ્ફળતાના અનેક ઉદાહરણો જોતા આ કોંગ્રેસ હિન્દી સરકારને વિનતિ કરે છે કે, આ અતિ આવશ્યક સુધારો દાખલ કરવો, જે દાખલ કરવામા કેટલેક અશે પ્રતિષ્ઠાના નાશના અને કારોબારી સરકાર નિર્બળ થવાના ભયથી, પરન્તુ મુખ્યત્વે ખર્ચના કારણને લીધે બહુ ઝાઝો વિલબ કરવામા આવ્યો છે માનવામા આવે છે કે, એ ખર્ચ ભારે નહિ આવે, અને કોઈ પણ પ્રકારે તેની મુશ્કીલત અનિવાર્ય ન હોવી જોઇએ

૫ ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસનો મજબૂત અભિપ્રાય છે કે, હિન્દમાથી અપીલોને માટે પ્રીવી કાઉન્સીલની જ્યુડિશિઅલ કમિટીની સખ્યામા વધારો કરવો જોઇએ અને આ કોંગ્રેસ માનપૂર્વક સૂચવવાનુ સાહસ કરે છે કે, હિન્દમાની અપીલોના ચુકાદો આપવામા ભાગ લેવાને જ્યુડિશિઅલ કમિટીના લૉર્ડ્ઝ તરીકે પ્રખ્યાત હિન્દી ધારાશાસ્ત્રીઓને નીમવા જોઇએ

દક્ષિણ આફ્રિકા

૬ ઠરાવ કરવામા આવે છે કે, દક્ષિણ આફ્રિકાના બ્રિટિશ હિન્દી સસ્થાનિકોના જીવન સગ્રામમા આ કોંગ્રેસ તેમની તરફ સહાનુભૂતિ ધરાવે છે અને ત્યા હિન્દીઓ વિરૂદ્ધ કાયદાની તરફ નામદાર વાયસરૉયનુ માનપૂર્વક ધ્યાન ખેચે છે, અને વિશ્વાસ રાખે છે કે ટ્રાન્સવાલ અને ઑરેન્જ રીવર સસ્થાનોમા બ્રિટિશ હિન્દીઓના દરજ્જાના પ્રશ્ન પર સસ્થાનોનો પ્રધાન હજી વિચાર ચલાવે છે ત્યારે તે નામદાર સસ્થાનિકોને માટે તેનો ન્યાયી અને સમાન નીકાલ મેળવવાની કૃપા કરશે

જાહેર નોકરી

૭ ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસને

જોઇને સંતોષ ઉપજે છે કે, પોલીસ સુધારાના પ્રશ્ન વિષે હમણા સરકાર વિચાર કરે છે, અને વાયસરૉય પદની પોતાની મુદત દરમ્યાન નામદાર વાયસરૉય જે બાર પ્રશ્નોનો નિર્ણય કરવા ઇચ્છે છે તેમાનો તે એક છે કૉંગ્રેસ એકવાર ફરીથી પોતાની પ્રતીતિ દર્શાવે છે કે, નીચે પ્રમાણે પોલીસની પુનર્વ્યવસ્થા કરવામાં નહિ આવે ત્યા સુધી સંતોષકારક સુધારો થઇ શકશે નહિ

(૧) કે, કાયદાએ વ્યાખ્યા બાંધ્યા પ્રમાણે હિન્દના કેળવાયલા દેશીઓમાંથી હમણાંના કરતા વધારે સંખ્યામા પોલીસની ઉચ્ચતર જગ્યાઓ પર નીમણુકો થવી જોઇએ, જેઓ પોતાની હાથ નીચેના પોલીસોના ભાષા અને ટેવો, વિચારો અને જીવનથી પરિચિત હોવાથી, પોતાની હાથ નીચેના પોલીસો પર હમણા જે કાબુ રાખવામા આવે છે તેના કરતા વધારે અસરકારક કાબુ રાખવાની સ્થિતિમા આવશે.

(૨) કે, પોલીસની હલકી જગ્યાઓના પગાર અને ભાવિમા સંગીન સુધારો કરવો જોઇએ, જેથી કરીને કેળવાયલા વર્ગને તે વધારે આકર્ષક લાગે આ કૉંગ્રેસનો અભિપ્રાય છે કે, વધારે ઉંચા પગાર અને વધારે સારા ભાવિથી પોલીસની હલકી જગ્યાઓ પર કેળવાયલા હિન્દીઓને વધારે બહોળી સંખ્યામા નીમવાથીજ પોલીસની કાર્યસાધકતા અને પ્રામાણિકતામા વધારો થશે

(૩) કે, પોલીસ સર્વીસની પ્રાંતિક શાખાઓની નીમણુકો કરવાને માટે ઇંગ્લાંડમા લેવાતી હરીફાઇની પરીક્ષા બ્રિટિશ જન્મેલા ઉમેદવારોને માટેજ રાખી મુકવાને બદલે હિન્દના દેશીઓને માટે ખુલ્લી મુકવી જોઇએ

૯ ઠરાવ કરવામા આવે છે કે આ કૉંગ્રેસ એકવાર ફરીથી પોતાના ઉંડા શોકની નોંધ લે છે કે, જાહેર નોકરીના કમીશનના ધારવામા આવેલા પરિણામો આવ્યા નથી, અને આ કૉંગ્રેસ એ વાર ફરીથી પોતાની પ્રતીતિ દર્શાવે છે કે, હિન્દી સીવીલ સર્વીસની પરીક્ષાઓ એક સાથે ઇંગ્લાંડમ અને હિન્દમા લેવાની તરફેણમા ૧૮૯૩ ની ૨જી જુનને દિવાને આમે પસાર કરેલા ઠરાવનો અમલ કરવામા નહિ આવે ત્યા સુધી એ પ્રશ્નનુ સંતોષકારક સમાધાન શક્ય નથી

કે, ઉતરતા દરજ્જાની સનદી નોકરીઓ જેવી કે, પોલીસ, કસ્ટમ્સ, તાર, જંગલ, મોજણી, અફીણની ઉચ્ચ જગ્યાઓ પર હિન્દના દેશીઓની વિરોધ સંખ્યામા નીમણુકો કરવાના સંબંધમા સરકારે ગ્રહણ કરેલી રાજ્યનીતિ તરફ આ કૉંગ્રેસ પોતાની ઉંડી નિરાશા દર્શાવે છે, કેમકે તે જગ્યાઓપરથી તેમનો વ્યાવહારિક બહિષ્કાર કરવામા આવ્યો છે, અને તે મહારાણીના ઢંઢેરાના શબ્દોથી અને જાહેર નોકરીના કમીશનથી વિરુદ્ધ છે, અને આ કૉંગ્રેસ પ્રાર્થના કરે છે કે, આ દેશની પ્રજાના દાવાઓને આપવામા આવેલા અન્યાયનો ઉપાય યોજવાને સરકાર શીઘ્ર પગલા ભરવાની કૃપા કરશે

૧૪ ઠરાવ કરવામા આવે છે કે, આ કૉંગ્રેસનો અભિપ્રાય છે કે, જાહેર પ્રજાના, મેડીકલ સર્વીસ અને ધંધાના, અને આર્થિક વહીવટના હિતની ખાતર આવશ્યક છે કે, (૧) ફક્ત એકજ લશ્કરી મેડીકલ સર્વીસ હોવી જોઇએ, તેની બે શાખાઓ હોવી જોઇએ-એક યુરોપીય લશ્કરને માટે અને બીજી સમાન રીતે ચલાવવામા આવતી દેશી લશ્કરને માટે, અને (૨) દેશની દિવાની મેડીકલ સર્વીસની ભિન્ન અને સ્વતંત્ર મેડીકલ સર્વીસ તરીકે પુનઃ રચના કરવી જોઇએ તેના વર્તમાન લશ્કરી સંબંધમાથી તેને સંપૂર્ણ રીતે નિરાળી કરવી જોઇએ અને સ્વદેશી બુદ્ધિના ઉપયોગને માટે યોગ્ય કાળજી રાખીને હિન્દમા અને અન્યત્ર મેડીસીનના ધંધામાથી નિમણુકો કરવી જોઇએ

આ કૉંગ્રેસ વળી કહે છે કે, લાંબા સમયની વિલક્ષણતાઓ અને પરિણામની ફરીયાદો દૂર કરવાને માટે સીવીલ એસીસ્ટંટ સર્જનો અને હોસ્પીટલ એસીસ્ટન્ટોના દરજ્જા અને દાવાઓની સંપૂર્ણ અને ખુલ્લી તપાસ કરવાની આવશ્યક્તા છે

## લશ્કર વિષયક

૧૦ ઠરાવ કરવામા આવે છે કે, સંપૂર્ણ સહીસલામતી પૂર્વક અને દેશની શાંતિને ભયમાં નાખ્યા સિવાય બ્રિટિશ હિન્દની કાયદેસર સરહદની બહાર બ્રિટિશ લશ્કરની મોટી સંખ્યા નોકરીને માટે પાછી ખેંચી લેવામા આવી છે તેથી આ કૉંગ્રેસનો અભિપ્રાય છે કે, હિન્દમા યુરોપીય લશ્કરની વર્તમાન સંખ્યાના નીભાવને

માટેના ખર્ચમાં બ્રિટિશ ખજાનાએ કાંઈક ફાળો આપીને હિન્દી કર ભરનારાને રાહત આપવી જોઇએ:—હિન્દને નાણાં વિષયક ન્યાય આપવાના દાવા માગણી કરે છે કે, બ્રિટિશ લશ્કરના એક ભાગનો ખર્ચ હિન્દી ખજાનામાંથી બ્રિટિશ ખજાનામાં ફેરવવો જોઇએ.

૧૧. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દી દેશી રાજાઓ અને ઉમરાવોના પ્રતિનિધિઓની એક કૅડેટ કોર્પ્સ સ્થાપવાના સરકારના કાર્ય તરફ આ કોંગ્રેસ પોતાની કદર દર્શાવવા ઈચ્છે છે, અને (ડયુક ઓફ કૉનોટે ભલામણ કર્યા પ્રમાણે) લશ્કરી કૉલેજોની સ્થાપનામાં સંપૂર્ણ થનાર રાજ્યનીતિના પ્રથમ હફતા તરીકે તેને ગણે છે, જે કૉલેજોમાં હિન્દી લશ્કરમાં કમીશન્ડ અને બીન-કમીશન્ડ અધિકારીઓ તરીકે લશ્કરી કારકીર્દિને માટે હિન્દના દેશીઓને તાલીમ અને કેળવણી આપવામાં આવે.

## કેળવણી.

૧૨. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસને જાણીને ઘણો સંતોષ ઉપજે છે કે કેળવણીના પ્રશ્નના સર્વ વિભાગો પર નામદાર વાયસરોય, ગંભીર અને કાળજી પૂર્વક ધ્યાન આપે છે, અને આ કોંગ્રેસ વિશ્વાસ રાખે છે કે, કેળવણી કમીશન નીમાવાનું છે તેની રચનામા હિન્દી ગૃહસ્થોની પૂરતી સંખ્યાને કમીશનના સભ્યો નીમીને હિન્દી હિતોને પૂરતું પ્રતિનિધિત્વ તે નામદાર આપશે.

## આસામના મજુરો.

૧૩. ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસ હિન્દી સરકારના શુભ ઇરાદાઓને માટે તેમનો આભાર માનવા છતા શોક દર્શાવે છે કે, જો કે ચીફ કમીશનરે પુષ્કળ આગ્રહ કર્યો હતો, અને મજુરોને ન્યાય આપવાના સાદામા સાદા વિચારો જોતા પણ તે માર્ગ અત્યંત આવશ્યક હતો છતા આસામના મજુરોના પગારો વધારવાની સરકારે પોતે કરેલી દરખાસ્તનો તત્કાળ અમલ કરવામાં આવ્યો નથી; અને આ કોંગ્રેસનો એવો વિશેષ અભિપ્રાય છે કે આસામમા મજુરોને માટેના સર્વ ફોજદારી કાયદાઓ દૂર કરવાનું વચન સરકારે પાળવાનો સમય આવી પહોચ્યો છે.

## ખેતીવાડી.

૧૫. ઠરાવ કરવામાં આવે છે ( ક ) કે, હિન્દના ભિન્ન ભિન્ન પ્રાંતોમાં વિશાળ જનસમૂહો ખેતીવાડી પરજ પોતાનો નિર્વાહ કરી શકે છે, અને બ્રિટિશ રાજ્યનો અતિ ભારે ખર્ચ થાય છે, તે જોતાં આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, સરકારે ખેતીવાડીના ખાતા ઉપર પોતાનું પ્રથમ-અને સંપૂર્ણ ધ્યાન આપવાની કૃપા કરવી અને તે દિશામાં જે પગલાં ભરીને અમેરિકા, રશિયા, હોલૅન્ડ, બેલ્જીઅમ, અને બીજા અનેક દેશોએ આગલી બધી ફત્તેહ મેળવી છે તે સર્વ પગલાં તેના સુધારા અને વિકાસને માટે ભરવાં

( ખ ) કે, હિન્દી ખેતીવાડીની સ્થિતિની તપાસ કરવાને ૧૮૮૯ માં ડૉ. વોએલ્કરને હિન્દમાં મોકલવામા આવ્યો હતો, તેની ભલામણો તરફ આ કોંગ્રેસ સરકારનું ખાસ ધ્યાન ખેંચે છે.

( ગ ) કે, આ કોંગ્રેસ વિશેષ પ્રાર્થના કરે છે કે, કૃપા કરીને સરકાર સમગ્ર દેશમાં પ્રયોગો કરવાનાં ખેતરોની મોટી સંખ્યા સ્થાપશે, અને પરદેશોમાં ખેતીવાડીની સંપત્તિમાં સુધારો અને વિકાસ કરવાની રીતિઓ શિખવાને માટે હિન્દી વિદ્યાર્થીઓ પરદેશ જઇ શકે તે માટે તેમને આપવાની છાત્રવૃત્તિઓ સ્થાપશે.

## ઉદ્યોગોની કમિટી.

૧૬. ઠરાવ કરવામા આવે છે ( ક ) કે, નીચેના ઠરાવો સુધારાઓ અને ફેરફારો સહિત અથવા વિના પસાર કરવા ઇચ્છનીય છે કે નહિ એનો આવતે વર્ષે રીપોર્ટ કરવાને નીચેના ગૃહસ્થોની કમિટી નીમવામા આવે છે:

લો. મા. બી. જી. તિલક.
પંડિત મદનમોહન માલવીયા.
બાબુ સુરેન્દ્રનાથ બસુ.
રા. જે. ચૌધરી.
રા બી. પાઠક.
રા. રાનડે.
રા ગંગાપ્રસાદ વર્મા.
રા. ઉમરબક્ષ.
લાલા હરકીસનલાલ.

( ખ ) કે, આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર, પરદેશોમા ગ્રહણ કરવામા આવેલી નીપજ અને વહેંચણીની રીતિઓના જ્ઞાનના અભાવને દેશની ઘણી આર્થિક અવનત સ્થિતિ આભારી છે, અને

દ્રવ્ય અને ચોક્કસ જ્ઞાન પ્રજા પ્રાપ્ત કરી શકે એવાં સાધનો આપણા દેશબંધુઓએ યોજવાં જોઇએ.

(ગ) કે, આપણે અત્યંત મહત્ત્વના આર્થિક પ્રશ્નોનો નીકાલ કરવાનો છે તેમાંનો એક પ્રશ્ન ગામો, શહેરો, પ્રાંતો અને દેશમાં મુડી અને ધીરધારની વ્યવસ્થા વિષે છે. મુડીની વ્યવસ્થા કરવાના અને આપણી આર્થિક સ્થિતિનો સુધારો કરવાના માર્ગમાં રહેલી અનેક મુશ્કેલીઓમાંની એક દૂર કરવાના ચાલુ અને વિસ્તૃત પ્રયત્નો કરવા આ કોંગ્રેસ પોતાના દેશબંધુઓનું ધ્યાન ખેંચે છે.

### નાણાં વિષયક.

૧૭ ઠરાવ કરવામાં આવે છે કે, ૧૮૯૩ ના ચલણના કાયદામાં રૂપીઆની કીમતમાં ૩૦ ટકાથી પણ વિશેષ કૃત્રિમ વધારો કરવામાં આવ્યો હતો, જેનાથી તેટલી હદ સુધી આડકતરી રીતે સઘળા કરોમાં વધારો થયો છે, અને તેથી આ આરે આડકતરા કરથી દર વર્ષે સરકારને મોટી રકમ ફાજલ પડે છે—અને તે પણ દુષ્કાળોએ ઉત્પન્ન કરેલા અસાધારણ દુઃખના સમયમાં—પરન્તુ દેશની ધન ઉપજાવનાર સંસ્થાઓ, જેવી કે ખેતીવાડી, બગીચા, અને કારીગરી પર બહુજ ખરાબ અસર કરે છે, તેની સામે આ કોંગ્રેસ પોતાનો અણગમો ફરીથી દર્શાવે છે. વળી તેનો અભિપ્રાય છે કે, ઉપર દર્શાવેલા કાયદાએ કુદરતી સંકટોની સામે થવાની ગામ લોકોની શક્તિમાં એકાએક ઘટાડો કર્યો છે, અને સમય જતાં તેનાં અત્યંત શોચનીય પરિણામો આવશે એમ ધારવામાં આવે છે.

### ખાણોનો ઉદ્યોગ.

૧૮. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દના ખાણોના ઉદ્યોગની ઝડપી પ્રગતિ તરફ આ કોંગ્રેસ સંતોષ દર્શાવે છે, અને આ દેશની ખનીજ સંપત્તિ વિશાળ છે અને ખાણકામના એન્જીનીયરીંગનું સંપૂર્ણ જ્ઞાન મેળવવાની સગવડો લગભગ નહીં જેવી છે, તેનો વિચાર કરતાં અને ખાણકામ વિષેના તાજા કાયદાનું (૧૯૦૧ નો સાતમો કાયદો) વલણ એ છે કે સઘળી ખાણો ખાણકામના કાબેલોની દેખરેખ હેઠળ રખાવી જોઇએ. તે જોતાં આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, ઇગ્લાંડની રૉયલ સ્કુલ ઑફ માઇન્સ અને જાપાન અને યુરોપની ખાણકામની કોલેજોના નમુના પ્રમાણે હિન્દમાં કોઇ અનુકૂળ સ્થળે માઇનીંગ એન્જીનીયરીંગની એક સરકારી કૉલેજ સ્થાપવી.

૧૯. ઠરાવ કરવામાં આવે છે (૧) કે, પહેલાંની કોંગ્રેસો સાથે સંમત થઇને આ કોંગ્રેસ મજબૂત પક્ષ કરે છે કેઃ

(ક) આવક વેરાના કાયદા હેઠળ વેરો લેવા યોગ્ય રકમ ઓછામાં ઓછી રૂ. ૫૦૦ થી વધારીને રૂ. ૧૦૦૦ રાખવી. [૧૯૦૦ (ક) થી (ઘ)]

(૨) કે પહેલાંની કોંગ્રેસો સાથે સંમત થઇને આ કોંગ્રેસ પોતાના અણગમાની નોંધ લે છે કેઃ—[૧૯૦૦ (ક) અને (ખ)]

(૩) કે, પહેલાંની કોંગ્રેસો સાથે સંમત થઇને આ કોંગ્રેસ પોતાનો અભિપ્રાય દર્શાવે છે કેઃ—

(ક) હમણાં પ્રચલિત પારિભાષિક કેળવણીની પદ્ધતિ અધુરી અને અસંતોષકારક છે, અને લોકોની ગરીબાઇ, સ્વદેશી ઉદ્યોગોનો અધઃપાત અને તેમનો પુનરૂદ્ધાર કરવાની આવશ્યકતા, તેમજ નવીન ઉદ્યોગો દાખલ કરવાની આવશ્યકતા જોતાં સરકાર કૃપા કરીને પારિભાષિક શિક્ષણની વધારે વિશાળ અને કાર્યસાધક યોજના દાખલ કરશે અને તે ફત્તેહમંદ રીતે કાર્ય કરી શકે તેને માટે વધારે નાણાં જુદાં કાઢશે. [૧૯૦૦ (ક) અને (ખ)].

(ખ) પ્રાંતિક સરકારોએ ઘડેલા નિયમોની રૂએ જંગલ ખાતાએ લીધેલાં પગલાંથી દેશનાં ગામોના રહેવાસીઓ પર માઠી અસર થાય છે, અને અનેક પ્રકારે જંગલ ખાતાના ઉતરતા દરજ્જાના સંતાપ અને જુલમને તાબે થવું પડે છે. અને એ બાબતમાં પ્રજાની ફર્યાદોનો ઉપાય યોજવાને માટે આ નિયમોમાં સુધારો કરવાની આવશ્યકતા છે.

### સામાન્ય.

૨૦. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ આવતા વર્ષને માટે મી. એ. ઓ. હ્યુમ, સી. બી. ને ફરીથી જનરલ સેક્રેટરી નીમે છે અને રા. બ. ડી ઇ. વાચ્છાને સંયુક્ત જનરલ સેક્રેટરી નીમે છે.

૨૧. ઠરાવ કરવામાં આવે છે કે, ૧૯૦૨ ના નાતાલ પછી મુંબાઇ ઇલાકામાં હવે પછી ઠરાવવામાં આવે તે દિવસે અને સ્થળે અઢારમી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ મળશે.

# અઢારમું પ્રકરણ.

## અઢારમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

પાટનગર દિલ્હીમાં ૧૯૦૩ ની પહેલી જાન્યુઆરીને દિવસે સમ્રાટ સાતમા એડવર્ડની રાજ્યાભિષેક ક્રિયાનો દરબાર ભરાયો હતો, તેને લીધે મુંબાઇ ઇલાકામા અમદાવાદમા ૧૯૦૨ ની ૨૩ મી, ૨૪ મી અને ૨૬ મી ડીસેમ્બરે ભરાયલી કોંગ્રેસે પહેલાના કરતા ઘણું વહેલું પોતાનું કામ શરૂ કર્યું. કોંગ્રેસની સાથે સાથે બીજી ઔદ્યોગિક પરિષદ્ ભરવામા આવી, અને સદૈવ હિન્દનું હિત કરવાના કાર્યમાં રોકાયેલા વડોદરાના નામદાર ગાયકવાડે તે ૧૫ મી ડીસેમ્બરે ખુલ્લી મુકી. ૪૭૧ પ્રતિનિધિઓ હાજર હતા, જેમાના ૨૮૭ પ્રતિનિધિઓ અમદાવાદ માથી આવ્યા હતા તેમની વહેંચણી નીચે પ્રમાણે હતી —

| | |
|---|---|
| મુંબાઇ અને સીંધ | ૪૧૮ |
| મદ્રાસ | ૧૨ |
| વરાડ, મધ્યપ્રાંતો, અને હૈદ્રાબાદ | ૧૬ |
| બંગાલ | ૨૦ |
| આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો (પહેલાના વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા.) | ૫ |
| પંજાબ | ૦ |
| | ૪૭૧ |

સ્વાગત સભાના પ્રમુખ દિવાન બહાદુર અંબાલાલ દેસાઇએ ગુજરાતના પાટનગરમા કોંગ્રેસને આવકાર આપ્યો, ગુજરાત ઔદ્યોગિક અને વ્યાપારી પ્રદેશ છે, અને તે બે ભયાનક દુષ્કાળોમાથી હમણાજ પસાર થયું હતું તેથી એવા દારૂણ બનાવોનું કારણ શોધવાને તે આતુર થયું છે, એક કરોડથી પણ ઓછી વસ્તીમાથી આશરે ૨૫ લાખ મૃત્યુ પામ્યા હતા. દેશમાથી અનર્ગલ ધન ચૂસાઇ જાય છે, તેમાં અમે એક કારણ જોઇએ છીએ અમારા ઘણા લોકો પરદેશ જાય છે, અને તેમને માલૂમ પડે છે કે, તેમની ઉતરતી રાજકીય સ્થિતિ તેમના વ્યાપારને અંતરાયરૂપ થાય છે, અને તેથી રાજકીય ચળવળ કરવાની આવશ્યકતા છે અમારા રૂના કાપડની ઘણી મીલો છે, તેમને અન્યાયી એક્સાઇઝ વેરો આપવાની ફરજ પાડવામા આવી છે, અને અમને લાગે છે કે, રાજકીય કાર્ય વિના વ્યાપાર ખેડવા એ આત્મઘાત કરવા સમાન છે. અ-સ્થિતિસ્થાપક મહેસુલ હેઠળ ખેડુતો દુઃખ ખમી રહ્યા છે અને સર્વ પૂછે છે. "આપણે આટલા બધા ગરીબ શા માટે છીએ ?" એથી ગુજરાતે કોંગ્રેસ તરફ દૃષ્ટિ કરી છે.



બાબુ સુરેન્દ્રનાથ બેનરજી.
અઢારમી કોંગ્રેસના પ્રમુખ.

માન બાબુ સુરેન્દ્રનાથ બેનરજીની પ્રમુખ તરીકે ચુંટણી કરવાની દરખાસ્ત માન. રા પી. એમ. મહેતાએ મુકી, માન રા. એસ નાયરે અનુમોદન આપ્યું, અને રા એસ એન પંડિતે વિશેષ અનુમોદન આપ્યું, અને તાળીઓની પ્રચંડ ગર્જના વચ્ચે તેમણે પ્રમુખ સ્થાન લીધું.

મુંબાઇ ઇલાકામા પૂર્વે ભરાયલી કોંગ્રેસો વિષે ઇસારો કરીને, દિલ્હીમા ભરવાના રાજ્યા-

બિપેન દરબાર તરફ બાબુ બેનરજીએ ધ્યાન ખેંચ્યું અને કહ્યું કે, ૧૮૫૮ મા અલ્હાબાદમા દરબાર ભરાયો હતો, ૧૮૭૭ મા દિલ્હીમાં ભરાયો હતો અને ૧૮૮૭ મા કલકત્તામા ભરાયો હતો, તે અવસરોએ હિન્દીઓને વિશેષ સ્વતંત્રતા આપવાના ઢંઢેરા પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા; ખરેખર ૧૯૦૩ ના દિલ્હી દરબારમાં પ્રજાને કાંઇક સંગીન હક આપવામા આવશે

તથાપિ આપણી પર વધારેમા વધારે અસર કરનાર યુનિવર્સિટિ કમીશનનો રીપોર્ટ છે જેનાથી સમગ્ર હિન્દના કેળવાયલા વર્ગના સર્વ વિભાગોમા, હિન્દુઓ અને મુસલમાનોમા પણ ઉંડો, સત્ય અને સર્વવ્યાપક ભય ઉત્પન્ન થયો છે બ્રિટિશ રાજ્યે હિન્દને ઉમદામા ઉમદા બક્ષિસ ઉચ્ચ કેળવણીની આપી છે આપણી સર્વ પ્રગતિનું મૂળ તે છે ત્યાર પછી પ્રમુખે તે રીપોર્ટનું પૃથક્કરણ કર્યું, તેની ખામીઓ દર્શાવી અને યુનિવર્સિટિઓ તરફની નવી રાજ્યનીતિનો તિરસ્કાર કર્યો પરન્તુ તેમણે વાયસરૉય પર બહુ વિશ્વાસ રાખીને આશા બતાવી કે હિંદી વર્ગ જે મુદ્દાઓ સામે વાંધા લે છે તે વધા બાઓમાં તે ઉપાય યોજશે પછી તેમણે આર્થિક પ્રશ્ન હાથ ધર્યો અને પ્રશ્ન પૂછ્યો “બ્રિટિશ રાજ્ય હેઠળ હિન્દ આર્થિક બાબતોમા મક્કમપણે પાછું હઠ્યું છે. એવું મી ડીગ્બીનુ કથન શું અસત્ય છે? તેમણે કહ્યું કે, આર્થિક રાજ્યનીતિની પૂઠે હિન્દી રાજ્યતંત્રનો સઘળો પ્રશ્ન રહેલો છે “દિવસે દિવસે દેશ વધારે ગરીબ બનતો જાય છે? એ પ્રશ્નનો નિર્ણય કરવાને તપાસ કરનારું એક કમીશન નીમાવું જોઇએ લૉર્ડ રીપનના સમયમા ૧૮૮૦-૮૧ મા તપાસ કરવામા આવી હતી અને બીજી લાર્ડ ડફરીન વાયસરૉય હતો ત્યારે, પરન્તુ તે તપાસોના પરિણામો પ્રસિદ્ધ કરવામા આવ્યા નથી

“હવે ‘બ્રિટિશ રાજ્ય હેઠળ દેશ વધારે ગરીબ બનતો જાય છે એ આક્ષેપ આ તપાસોથી સાબીત થાય છે અથવા નથી થતો જો એ આક્ષેપ તેમનાથી સાબીત ન થતો હોય તો, જે આરોપથી તેમના પોતાના રાજ્યતંત્ર પર આવા ગંભીર આક્ષેપ આવી પડે છે તેનો રદીઓ આપવાને માટે તે તપાસોના પરિણામો પ્રકટ કરવાને માટે હિન્દના રાજ્યકર્તાઓએ ઉતાવળ કરવી જોઇએ, એના કરતા વિશેષ કુદરતી કાંઇ નથી જો એ તપાસોથી આરોપ સાબીત થતો હોય-તો તેમના કબજામા જે જુબાની છે તે તેમણે અટકાવી રાખવી જોઇએ એના કરતા પણ બીજું કાંઈ વધારે કુદરતી નથી આ તપાસોના પરિણામો અને જે જુબાની પર તેમનો આધાર રહે છે તે જાહેર પ્રજાની આંખ આગળથી દૂર રાખવાથી આર્થિક પરિસ્થિતિના સુશોભિત દેખાવની વિરૂદ્ધ વિચાર ઉત્પન્ન થાય છે પુખ્ત તપાસ કરવાની મક્કમ રીતે ના પાડવામાં આવે છે, તેથી તે વિચારને મજબુતી મળે છે, અને જે સત્ય વસ્તુસ્થિતિના રહસ્ય તરફ દુર્લક્ષ થઇ શકતું નથી, તે જોતા ન્યૂનાધિક ચોક્કસ સાબીતીનું સ્વરૂપ તે ધારણ કરે છે ”

પછીથી પ્રમુખે વારવાર પડતા અને સમય જતો જાય છે તેમ અધિક દારૂણ બનતા ભયાનક દુષ્કાળોના પ્રશ્ન તરફ ધ્યાન ફેરવ્યું જો આવા દુષ્કાળો યુરોપમા પડે તો શું કહેવામા આવે? “પરંતુ હિન્દ સુધરેલા વિચારના ક્ષેત્રની બહાર છે, અને તેનું ભાવિ સર્વજ્ઞ પ્રભુએ જે મહાન્ પ્રજાના હાથમા સોંપ્યું છે તેનું અંતઃકરણ પણ દેખીતી રીતે તેના ( હિન્દના ) દુખોથી હાલતું નથી ’ ‘હિન્દી દુષ્કાળોનું મૂળ કારણ ગરીબાઇ છે ’ જો લોકો સાધારણ રીતે આબાદ હોય તો, જ્યારે પાક ન થાય ત્યારે ખોરાક ખરીદ કરી શકે

“પરંતુ તેઓ સંપૂર્ણ સાધનહીન બની ગયા છે, ગરીબાઇના ઊંડામાં ઊંડા ઊંડાણોમા ડુબ્યા છે, શેર કમાય છે અને શેર ખાય છે વારવાર રોજ એક ટંક ખોરાક લઇને ભૂખે મરે છે, અને તંગીના પ્રથમ દબાણથીજ હજારો અને લાખો મૃત્યુ પામે છે, અને પરિસ્થિતિ ગંભીર બનતી જાય છે તેમ તેમ તેમને બચાવવાના હિતેચ્છુ સરકારના પ્રયત્નો છતા કરોડો લોકો મૃત્યુ શરણ થાય છે

પ્રમુખે કહ્યુ કે વધતી જતી નિર્ધનતા અટકાવવાનો સરકારે યત્ન કરવો જોઇએ

“( ૧ ) આપણા જૂના ઉદ્યોગોનો પુનરુ

પરન્તુ પ્રગતિની દિશા બદલાઇને કાયમની થવી જોઇએ. સર્વ ચિન્હો એજ અનુમાન બતાવે છે કે, પુનઃ રચનાનો સમય હવે આવી પહોંચ્યો છે. શક્તિઓ તો છે; સામગ્રી પણ છે; અવ્યવસ્થિત આકારના સમુહોમાં તે પડેલી છે. તેમનામાં ચૈતન્યનો તણખો નાખે અને આપણી વર્તમાન આવશ્યકતાઓને સાનુકૂળ અને આપણે માટે ઉચ્ચતર જીવનની આશાઓથી ભરેલી અને હિન્દમાં બ્રિટિશ રાજ્યના વધારે ઉમદા યુગથી ભરેલી, ઉચ્ચતર અને અધિક ભવ્ય સંસ્થામાં તેમનું સ્વરૂપાંતર કરે એવો પ્રતિભાશાળી પુરૂષ ક્યાં છે ? દક્ષિણ આફ્રિકામાં પુનઃ રચના અને સુદૃઢ પાયો નાખવાના કાર્યમાં વ્યગ્ર બનેલા મી. ચેમ્બરલેનની મુત્સદ્દીગિરી આ સર્વોપરી પ્રાપ્તિના પ્રકાશ આગળ ઝાંખી પડી જશે. હિન્દમાં બ્રિટિશ રાજ્ય કાયમનું કરવાને માટે આપણે વિનતિ કરીએ છીએ. જે પ્રાચીન અને આદર પામેલી પદ્ધતિએ હિન્દને કાયદો અને વ્યવસ્થા અને સ્થિર શાંતિનાં તત્વો આપ્યાં છે, તેની ક્રમે ક્રમે પુનઃ રચના કરવાને માટે આપણે વિનતિ કરીએ છીએ. સામ્રાજ્યની નાગરિકતામાં આપણે ભાગ લઇએ તેને માટે આપણે ન્યાય અને સ્વતંત્રતા, સમાન હક્કો અને વિસ્તૃત અધિકારો માગીએ છીએ; અને મને ખાત્રી છે કે આપણી વિનતિ વ્યર્થ નથી; કેમકે આ પ્રમાણે પુનઃરચિત અને પુનર્વ્યવસ્થિત સામ્રાજ્ય સુખી અને સંતુષ્ટ પ્રજાનાં પ્રેમ, કૃતજ્ઞતા, ઉત્સાહપૂર્ણ ભક્તિથી અધિક બળવાન, અધિક ઉમદા અને અત્યંત અધિક સમૃદ્ધ બનશે—તે પ્રજા ઇંગ્લાંડ સાથેના પોતાના ન તૂટે એવા સંબંધથી હર્ષ પામશે, અને દુનિયાની પ્રજાઓમાં સનદશીર સ્વાતંત્ર્યની મહાન, અમૂલ્ય, અનુપમ બક્ષિસ આપવાનું ઉત્તમ અને પવિત્ર કાર્ય જે મહાન પ્રજાને ઇશ્વરે સોંપેલું છે તેના રક્ષણ અને નેતૃત્વ હેઠળ પોતાના ભવ્ય ભાવિ તરફ મક્કમ અને અખંડ પ્રગતિનાં સુંદર વચનોથી તે આનંદ પામશે."

ઇતરાર જમાની વ્યાખ્યાથી ઉત્પન્ન કરેલી તાળીઓની ગર્જના શાંત પડી, ત્યારે વિષય નિર્ણાયક સભા પસંદ કરવામાં આવી અને કોંગ્રેસ મુલતવી રહી.

બીજે દિવસે નવા સમ્રાટ તરફ રાજ્યભક્તિ દર્શાવનારો પ્રથમ ઠરાવ અને આર. એમ. સાયાની અને રંગા નાયડુનાં મૃત્યુ માટે શોક દર્શાવનારો, બીજો ઠરાવ પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં અને પસાર કરવામાં આવ્યા.

લોકોની ગરીબાઇ તરફ ધ્યાન ખેંચતો અને ઉપાયો સૂચવતો ત્રીજો ઠરાવ રા. જી. સુબ્રમન્ય આયરે રજુ કર્યો. તેમણે કહ્યું કે, એક સમય એવો હતો, કે ત્યારે હિન્દની વસ્તીની સ્થિતિ એટલી બધી આબાદ હતી કે, વિદેશીય પ્રવાસીઓને ઇર્ષ્યા થતી, અને ત્યારે કળાઓ અને ઉદ્યોગો આબાદ હાલતમાં હતાં. ઇસ્ટ ઇંડીઆ કંપનીએ ઇંગ્લાંડના વ્યાપારી લાભને માટે જાણી બુઝીને હિન્દનો ભોગ આપ્યો, ઉદ્યોગોને ઉત્તેજન આપ્યું નહિ અને ખેતીવાડીને ઉત્તેજન આપ્યું, જેથી કરીને ઇંગ્લાંડના કારીગરીના ઉદ્યોગોને માટે હિન્દ કાચી ચીજો ઉત્પન્ન કરે; તે રાજ્યનીતિએ હિન્દી ઉદ્યોગનું નિકંદન કાઢી નાખ્યું, અને તેનો વારસો સરકારને મળેલો છે, તેમણે તે ઉલટાવી નાંખવી જોઇએ. શું કરવામાં આવી રહ્યું છે ? કોલારની સોનાની ખાણો યુરોપીય મુડીથી ચલાવવામાં આવે છે. દર વર્ષે ૨૦ કરોડ રૂપીઆની કીંમતનું સોનું તેમાંથી નીકળે છે, જે બીજા દેશમાં લઇ જવામાં આવે છે. જ્યારે બીજાં ૨૦ કે ૩૦ વર્ષોમાં સઘળું સોનું ખોદી કાઢીને લઇ જવામાં આવશે ત્યારે મ્હૈસુરના લોકોને માટે પત્થરો વિના બીજું શું રહેશે ? સરકારે હિન્દી ધનનું રક્ષણ કરવું જોઇએ, તેને લઇ જવા દેવું ન જોઇએ. રા. ટાટાએ વૈજ્ઞાનિક સંશોધન અને તાલીમને માટે આપેલી સુંદર બક્ષીસનો ઉપયોગ કરવામાં આવ્યો નથી. વળી, નાનાં નાનાં ખાતાંમાં દેશમાં જે મુડી દબાવ છે, તેને બેંકોમાં એકઠી કરવી જોઇએ અને ઔદ્યોગિક તથા ખેતીવાડીનાં કાર્યો માટે તેનો ઉપયોગ થવો જોઇએ.

માન. રા. પેરરાજુએ અનુમોદન આપ્યું. અને ગરીબાઇના નિત્યના ફળરૂપ કારણ મ્હેસુલની આકરણીની ચર્ચા કરી. રા. એમ. કે. પટેલે હિન્દનાં નાણાંના દુષ્કાળ વિષે ભાર મુક્યો, અને મુકાબલો કર્યો કે, ૧૮ મી સદીની શરૂઆતમાં

હિન્દ ૧૫ લાખ પાઉંડથી વધારે કીંમતનું કાપડ ઇંગ્લાંડમાં નિકાસ કરતું હતું, જ્યારે ૧૯ મી સદીના અંતમાં હિન્દમાં ૨ કરોડ ૮૦ લાખની કીંમતના રૂના કાપડની આયાત થઇ હતી. હિન્દની કારીગરીઓના વિનાશથી હિન્દ ગરીબ બની ગયું છે. "હિન્દી આગઆડીઓએ અને અનિર્બંધ વ્યાપારે મળીને આપણા કારીગર વર્ગોની ખાનાખરાબી કરી નાખી છે." માન. રા. ગોકળદાસ કે. પારેખે પણ અનુમોદન આપતાં કહ્યું કે, બારે. મ્હેસુલને લીધે જમીન ખેડયા વિનાની પડતર પડી રહે છે. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

નમુનેદાર ગામોની આર્થિક સ્થિતિની તપાસ કરાવવાના ઇંગ્લાંડના દુષ્કાળ યુનીયનના પ્રયત્નોને માટે ચોથા ઠરાવમાં તેનો આભાર માનવામાં આવ્યો, અને તેની વિનતિને વધાવી આપી. રા. જી. રાઘવ આયરે તે રજુ કર્યો, અને તેમણે કહ્યું કે, વિશ્વસનીય હકીકત અને આંકડાઓપરથી શુદ્ધ તુલના કરી શકાય તેને માટે તપાસ કરવાની જરૂર છે. વળી પહેલાંની તપાસોનાં પરિણામો પ્રકટ કરવાની વિનતિને તેમણે અનુમોદન આપ્યું. મી. પીટર પૉલ પીલ્લાઇએ અનુમોદન આપતાં હિન્દમાં વારંવાર પડતા દુષ્કાળો તરફ ધ્યાન ખેંચ્યું. રા. વી. આર. નાડુ અને રા. ભાઇશંકર નાનાભાઇએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

દક્ષિણ આફ્રિકામાં હિન્દી સંસ્થાનિકો તરફ વધારે સારું વર્તન ચલાવાય તેને માટે પાંચમા ઠરાવમાં સરકારને વિનતિ કરવામાં આવી, અને સર્વ હિન્દીઓનાં સદૈવ કરવામાં આવતાં અસહ્ય અપમાનોનું પોતાના અનુભવપરથી રા. ડી. પી. ઠાકોરે આબેહુબ વર્ણન આપ્યું, "જાહેર અને ખાનગી જીવન ઉભયમાં હિન્દીનો તિરસ્કાર કરવામાં અને તેનું અપમાન કરવામાં આવે છે." રા. કૃષ્ણ આયરે અનુમોદન આપ્યું અને દક્ષિણ આફ્રિકામાં રહેનારા ત્રણ મહોમેદનો, રા. ગુલામ હસન મુસાખાન, રા. હાજી સુલેમાન અને રા. હાજી સુમરે વિશેષ અનુમોદન આપ્યા પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો.

છઠ્ઠે ઠરાવમાં ૧૮૯૩ ના ચલણના કાયદા સામે અણગમો બતાવવામાં આવ્યો. રા. વિઠ્ઠલ દાસ દામોદરદાસ ઠાકરસીએ તે રજુ કર્યો, રા. જી. સુબ્રમન્ય આયરે અનુમોદન આપ્યું, અને રા. સોરાબજી કારકાએ વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, તેણે મિલ-ઉદ્યોગને મારી નાખ્યો છે; તે પસાર કરવામાં આવ્યો.

રા. એન. એમ. સમર્થે સાતમો ઠરાવ રજુ કર્યો; બ્રિટિશ સોલ્જરનો પગાર વધારવાથી હિન્દપર નવો બોજો નાખવામાં આવ્યો હતો અને હિન્દમાં રાખવામાં આવેલા બ્રિટિશ લશ્કરમાં વધારો કરવાની સૂચના કરવામાં આવી હતી, તેનો તેમાં તિરસ્કાર કરવામાં આવ્યો; ઠરાવને માન. રા. શ્રીનિવાસરાવે અનુમોદન આપ્યું, બાબુ બૈકુંઠનાથ સેને વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો, એટલે કોંગ્રેસ મુલત્વી રહી.

જ્ઞાન આપતા ગુરૂઓને વાણીઆઓની જેમ આટલા પૈસાની આટલી કેળવણી આપવાની પદ્ધતિ સ્વીકારવાની ફરજ પાડે, તેનો તિરસ્કાર કર્યો. અહીંયાં ધનવાન્ બાળકો કરતાં ગરીબ બાળકો શિક્ષણ મેળવાને વિશેષ આતુર છે. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

રા. જી. સુબ્રમન્ય આયરે નવમો ઠરાવ રજુ કરી, રા. તાતાના રીસર્ચ ઇન્સ્ટીટ્યુટને મદદ આપવાની સરકારને વિનતિ કરી અને દેશના ભિન્ન ભિન્ન ભાગોમાં એવી સંસ્થાઓ સ્થાપવાની ભલામણ કરી. રા. કૃષ્ણ નાયરે તેને અનુમોદન આપ્યું, પંડિત મદનમોહન માલવીયે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પોલીસ કમીશનમાં અનુભવી હિન્દીઓની સંખ્યા ઓછી હતી તેને માટે દશમા ઠરાવમાં શોક દર્શાવવામાં આવ્યો, રા. એસ. સિંહાએ કહ્યું કે, અધિકારીઓ શિવાય માત્ર બેજ હિન્દીઓ તેમાં હતા, અને તેમાંનો એક તો અંગ્રેજોને હંગેશાં રાજી રાખવાનો યત્ન કરનાર સી. આઇ. ઇ. છે, અને બીજો એક મહારાજા છે, જેમની અદ્યાપિ કસોટી કરવામાં આવી નથી. પોલીસ વિષે પ્રજાની ફર્યાદો કમીશન સમક્ષ મુકવામાં નહિ આવે તો સુધારો થશે નહિ. રા. કૃષ્ણામાચારીએ અનુમોદન આપ્યું, રા. એન. એન. મિત્ર, રા. એમ. કે. પાધ્યે અને રા. એસ. બી. ભાગવતે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

અગીઆરમો ઠરાવ ન્યાયી અને કારોબારી ફરજો જૂદી પાડવા વિષે હતો, દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલે તે ધૈર્ય ધારણ કરીને રજુ કર્યો, બાબુ અંબિકાચરણ મઝુમદારે તેને અનુમોદન આપતાં કહ્યું કે, જ્યાં સુધી તેનો અમલ કરીને સરકાર આપણને કંટળો આપે છે ત્યાં સુધી તેની ચર્ચા કરવામાં આપણે કંટાળીએ તે ચાલી શકશે નહિ. તેને રા. રૂસ્તમ કે. આર. કામાએ અને પંડિત કે. પી. કાવ્ય વિશારદે વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

૧ ઝરૂરા જગાજગી જગ્યાઓ પર કાયદાનું સ્વલ્પજ્ઞાન ધરાવનાર કોવેનન્ટેડ સીવીલીઅનોને નીમવાની પદ્ધતિનો સર્વથા યોગ્ય તિરસ્કાર કરવામાં આવ્યો. બાબુ જોગેન્દ્રનાથ મુકરજીએ તે રજુ કર્યો અને ન્યાયાધિશોના અજ્ઞાનનાં ઉદાહરણો આપ્યાં. રા. એ. એમ. અડવાણીએ અનુમોદન આપતાં એમાં વધારો કર્યો, અને રા. હરદેવરામ નાનાભાઇ હરિદાસે ફર્યાદ કરી કે, મદદનીશ સીવીલ જડ્જ સમક્ષ ન્યાયશાસ્ત્ર અને સત્ય હકીકત નિરૂપયોગી છે; અમારે વિશેષણો પર આધાર રાખવો પડે છે, ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ગરીબો પરના અત્યંત વિષમ બોજામાં, મીઠા પરના કરમાં ઘટાડો કરવાનો પ્રશ્ન એકવાર ફરીથી તેરમા ઠરાવમાં ઉપાડાયો, રા. સી. વાય. ચિંતામણિએ ટુંકા અને જુસ્સાદાર ભાષણમાં તે રજુ કર્યો, રા. જે. વી. દેસાઇએ અનુમોદન આપતાં કહ્યું કે, મીઠાની કીંમત દર મણે રૂ. ૦-૧-૩ છે, અને તેટલા વજન પર રૂ. ૨-૮-૦ વેરો પડે છે. ઠરાવ પસાર કરવામાં આવ્યો. વિસ્મયકારક એ છે કે, આ ચીજો આટલી બધી વેળા બતાવવામાં આવે, અને કાંઇ દાદ મળે નહિ. સ્વરાજ્ય ભોગવતા દેશમાં એવી ફર્યાદો દૂર કરવામાં આવે.

એકવાર ફરીથી ચૌદમા ઠરાવમાં જાહેર નોકરીઓ વિષે હિન્દીઓની ફર્યાદો કોંગ્રેસે દર્શાવી. રા. જી. કે. શેઠનાએ તે રજુ કર્યો, રા. અબ્દુલ કાસીમે તેને અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામા આવ્યો.

નોકરીની ઉચ્ચતર શાખાઓમાંથી હિન્દીઓના બહિષ્કારનું બીજું ઉદાહરણ આગગાડીઓ છે, અને રા. ગોવિંદરાવ આપાજી પાટિલે પંદરમો ઠરાવ રજુ કરતાં કહ્યું કે, યુરોપીઅનોનો ભારે ખર્ચ ન હોય તો આગગાડીઓ પાછળ ઓછી ખોટ આવે, અને કટાક્ષયુક્ત ટીકા કરી કે, હિન્દીઓ ( આગગાડીઓમાં ) મદદનીશ કલેકટરો અને કલેકટરો બને પરન્તુ ટ્રાફીક ઇન્સ્પેકટરો નહિ. રા એસ. એમ. પટેલે અનુમોદન આપ્યું, અને રા. એમ. કે. પટેલે વિશેષ અનુમોદન આપ્યા પછી ઠરાવ પસાર કરવામા આવ્યો.

સોળમા ઠરાવમાં હિન્દી બનાવટના કાપડ

પર એક્સાઇઝ વેરાની ચાલુ કર્યોઇ - રા. ડી. ઇ. વાચ્છાએ કરી, અને તે વિષયપર પોતે કરેલાં પહેલાંનાં ભાષણો તરફ લક્ષ ખેંચ્યું. શેઠ મંગળદાસ ગિરધરદાસે અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

સત્તરમો ઠરાવ મેડીકલ સર્વીસીસ વિષે હતો. તેમાં પૂર્વે માગેલા સુધારા માગવામાં આવ્યા હતા, અને ડૉ. એ. એસ્લકર સર્વોમને તે રજુ કર્યો. ડૉ. જોસેફ બેન્જામીને અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

લશ્કરની ઉચ્ચતર જગ્યાઓ હિન્દીઓ માટે ખુલ્લી મુકવાની અને લશ્કરી કૉલેજોની સ્થાપના કરવાની સરકારને વિનતિ કરતો અરાઢમો ઠરાવ રા. એન. સી. કેલકરે રજુ કર્યો. આ વિનતિએ લાંબા સમયથી "રગસીયા" ઠરાવના ખુણામાં પડી રહી હતી, પરન્તુ એકવાર ફરીથી પોતાના પગપર ઉભી થઇને બહાર આવી, ડૉ. જોસેફ બેન્જામીને અનુમોદન આપ્યું અને તે પસાર.

પ્રમુખે ત્યાર પછી રગસીઓ (ઓગણીસમો) ઠરાવ, અને બ્રિટિશ કમિટી અને "ઇંડીઆ" વિષે વીસમો ઠરાવ રજુ કર્યા અને તે પસાર કરવામાં આવ્યા. એકવીસમા ઠરાવમાં સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીનો આભાર માનવામાં આવ્યો, પ્રમુખ સ્થાનેથી રજુ થયલા બાવીસમા ઠરાવમાં મી. એ. ઓ. હ્યુમ અને રા. ડી. ઈ. વાચ્છાને સેક્રેટરીઓ તરીકે ફરીથી નીમવામાં આવ્યા, વળી ઓગણીશમી કોંગ્રેસ મદ્રાસમાં નક્કી કરવાનું જણાવતો ત્રેવીસમો ઠરાવ તેમણે રજુ કર્યો.

પ્રમુખનો આભાર માનવામાં આવ્યો, જેનો પ્રત્યુત્તર આપતાં તેમણે એક સુંદર છટાદાર ભાષણ આપ્યું, અને કોંગ્રેસનું કાર્ય ઉપાડી લેવાની અને એ પ્રમાણે પ્રજાની આશાઓ સફળ કરવાની તરણ વર્ગને તેમણે ખાસ વિજ્ઞપ્તિ કરી.

તેમના ઉત્તેજક શબ્દોનો તેમના હૃદયમાં રણકાર થતો હતો તે સમયે અરાઢમી રાષ્ટ્રીય કોંગ્રેસ વિસર્જન થઇ.

## ઠરાવો.

### રાજ્યભક્તિ.

૧. ઠરાવ કરવામાં આવે છે કે, ૧૯૦૩ની ૧ લી જાન્યુઆરીએ દિલ્હીમાં રાજ્યાભિષેક દરબાર ભરવાનો સમારંભ સમીપ આવતો જાય છે તે અવસરે નામવર કૃપાવંત સમ્રાટ સપ્તમ એડવર્ડની તરફ આ કોંગ્રેસ પોતાની માનપૂર્ણ રાજ્યભક્તિ દર્શાવે છે, અને નમ્રતાપૂર્વક વિશ્વાસ રાખે છે કે, તે નામવરના રાજ્યમાં આખા સામ્રાજ્યમાં શાંતિ, આબાદાની અને સંતોષનો યુગ ફેલાશે, અને નામદાર મહારાણીના ઢંઢેરામાં સમાયલાં અને હિન્દી પ્રજા જોગ નામવર સમ્રાટના કૃપાપૂર્ણ સંદેશામાં પુનઃ આપવામાં આવેલાં વચનોનું ધીમે ધીમે પરન્તુ સંપૂર્ણ પરિપાલન કરવામાં આવશે.

### કોંગ્રેસનો શોક.

૨. ઠરાવ કરવામાં આવે છે કે, કોંગ્રેસના એક માજી પ્રમુખ રા. આર. એમ. સાયાની, અને જુદે જુદે પ્રકારે આ દેશનાં હિતોની મૂલ્યવાન્ સેવાઓ કરનાર રા પી. રંગીઆ નાયડુના મૃત્યુ માટે આ કોંગ્રેસ પોતાનો મોટો શોક દર્શાવવા ઇચ્છે છે.

### ગરીબાઇ અને ઉપાયો.

૩. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દી પ્રજાની મોટી ગરીબાઇ તરફ કોંગ્રેસ હિન્દી સરકારનું ધ્યાન ખેંચવા ઇચ્છે છે, જે, કોંગ્રેસના અભિપ્રાય અનુસાર સ્વદેશી કલાઓ અને કારીગરીઓની અવનતિને, વર્ષો સુધી દેશમાં ચાલેલા ધનના ચુસારાને, અને અતિભારે કર અને ભારે મ્હેસુલની આંકણીને મુખ્યત્વે આભારી છે, તેથી લોકો એટલા બધા ગરીબ બની ગયા છે કે, દુષ્કાળનો પ્રથમ સ્પર્શ થતાંજ મોટી સંખ્યાને રાજ્યની મદદનો આશ્રય ખોળવાની ફરજ પડે છે. બીજા ઉપાયોની સાથે નીચેના ઉપાયો લેવાની કોંગ્રેસ ભલામણ કરે છેઃ-

( ૧ ) સ્વદેશી કલાઓ અને કારીગરીઓના વિકાશ અને પુનરૂદ્ધારને માટે અને નવા ઉદ્યોગો દાખલ કરવાને માટે રાજ્ય તરફથી અપાવા ઉત્તેજનનાં વ્યાવહારિક પગલાં ભરવાં.

( ૨ ) આખા દેશમાં મહત્વનાં મધ્યસ્થ-જોએ પારિભાષિક શાળાઓ અને કૉલેજો સ્થાપવાની સરકારે કૃપા કરવી.

( ૩ ) કાયમની જમાબંદી વિષે હિન્દી પ્રધાનના ૧૮૯૨ અને ૧૮૯૭ ના ખરીતાઓમા જણાવવામા આવેલી શરતો પ્રમાણે દેશના જે વિભાગો તેને માટે પરિપકવ થયા હોય તેમા તે દાખલ કરવી અને હજી હિન્દના જે ભાગોમા કાયમની જમાબંદી દાખલ કરવી સરકારને અનિચ્છનીય લાગે ત્યા મ્હેસુલના અતિ વધારામા ઘટાડો કરવો અને તેની પર ન્યાયી અંકુશ મુકવો

( ૪ ) જાહેર નોકરીની ઉચ્ચતર શાખાઓમા દેશના બાળકોને વધારે સંખ્યામા નીમીને દેશના ધનના ચૂસારાનો કમમા કમ કેટલોક ભાગ અટકાવવો

( ૫ ) ગામોમા ધીરધારના કામની વધારે સારી વ્યવસ્થા કરવાને માટે અને મુકાબલે સ્હેલી શરતોએ પૈસાવાળા ખેડુતો નાણા ઉછીતા મેળવી શકે તેને માટે ખેડુતોની બેંકો સ્થાપવી

### આર્થિક સ્થિતિની તપાસ

૪ ઠરાવ કરવામા આવે છે કે, હિન્દના નમુનેદાર ગામોની વિગતવાર આર્થિક તપાસ કરાવવાને માટે ઇંગ્લાંડમા દુષ્કાળ યુનીયન જે પ્રયત્નો કરે છે તેની કૃતજ્ઞતાપૂર્વક કદર કરવાની નોંધ લેવાનુ આ કોંગ્રેસ ઇચ્છે છે આ કોંગ્રેસના અભિપ્રાય પ્રમાણે ભય રાખવામા આવે છે તેમ આવી તપાસ કોઇ પણ પ્રકારે માત્ર તપાસનો શોખ પૂર્ણ કરવા જેવી નીવડશે નહીં પરંતુ હિન્દી રૈયતની સત્ય સ્થિતિ યોગ્ય રીતે સમજવામા તે અતિ કીંમતી ઉપયોગની થશે, અને એ વિષય પર હમણા અનેક ગેરસમજુતિઓ ફેલાયલી છે, અને જે સત્ય ઉપાયો યોજવાના કાર્યમા આડે આવે છે તેમાની ઘણી ગેરસમજુતિઓ દૂર કરશે, કોંગ્રેસનો અભિપ્રાય છે કે, બે તખ્ત દુષ્કાળો પછી આવી તપાસ અત્યંત આવશ્યક છે કેમકે તેથી મુકાબલાને માટે બહુ ઉપયોગી આર્થિક હકીકત સરકાર સમક્ષ રજુ થઇ શકશે અને કોંગ્રેસ આશા રાખે છે કે, એ બાબતમાં હિન્દી પ્રધાન પોતાના નિર્ણયનો ફરીથી વિચાર કરશે

આ સંબંધમા કોંગ્રેસ માનપૂર્વક કહે છે કે, આ વિષયમા ભુતકાળમા જે સરકારી તપાસો કરવામા આવી છે, તેના પરિણામો પ્રસિદ્ધ કરવાની હિન્દી સરકારે કૃપા કરવી જોઇએ, ખાસ કરીને લૉર્ડ ડફરીનના સમયમા કરવામા આવેલી તપાસ, જેમાથી કેટલાક ઉતારા જ પ્રસિદ્ધ કરવામા આવ્યા છે

### દક્ષિણ આફ્રિકા

૫ ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસ દક્ષિણ આફ્રિકાના હિન્દી સંસ્થાનિકોની ગંભીર ફર્યાદો તરફ એ વાર ફરીથી હિન્દી સરકારનુ ધ્યાન ખેંચે છે, અને જોઇને ખેદ દર્શાવે છે કે, બ્રિટિશ સંસ્થાનોનો શાહી જુસ્સો હિન્દીઓની વિરૂદ્ધના કાયદાઓ ઘડવાને બદલે ત્યાની નામદાર સમ્રાટની વફાદાર હીન્દી પ્રજાના વિશેષ હક્કો લઇ લેવા માગે છે અને હાડમારીઓ વધારવા માગે છે આ હિન્દી સંસ્થાનિકોની કબુલ કરવામા આવેલી રાજ્યભક્તિ અને છેલ્લી લડાઇમા તેમણે આપેલી મદદ, તેમજ અત્યંત કટોકટીની ઘડીએ બ્રિટિશ મહારાજ્યને હિન્દે આપેલી મૂલ્યવાન્ સહાય જોતા કોંગ્રેસ અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરે છે કે, દક્ષિણ આફ્રિકામા હિન્દી સંસ્થાનિકો તરફ ન્યાયી, સમાન, અને ઉદાર વર્તન ચલાવાય એવી વ્યવસ્થા કરવાને હિન્દી સરકાર આવશ્યક વ્યાવહારિક પગલા ભરવાની કૃપા કરશે

આ સંબંધમા આ વિષયપર એક પ્રતિનિધિ મંડળે હિન્દી પ્રધાનની થોડા સમયપર મુલાકાત લીધી હતી તેમા તેમણે ખાત્રી આપી હતી કે, થોડા સમયપર બ્રુર સરકાર પાસેથી છીની લેવામા આવેલા પ્રદેશના હિન્દી સંસ્થાનિકોપર હમણા જે પ્રતિબંધો નાખવામાં આવ્યા છે, તેમની સખ્તાઇ ઢીલી કરવાને જરૂરી પગલા ભરવાના વિચારો ચાલે છે તેને માટે આ કોંગ્રેસ સંતોષ દર્શાવે છે

### નાણા વિષયક

૧ ઠરાવ કરવામા આવે છે કે, ૧૮૯૩ ના ચલણના કાયદામાં રૂપીઆની કીંમતમા ૩૦ ટકાથી પણ વિશેષ કૃત્રિમ વધારો કરવામા આવ્યો છે, જેનાથી જેટલી હદ સુધી આડકતરી રીતે સઘળા કરોમાં વધારો થયો છે અને જેનાથી નવો વર્ગ સરકારને મોટી રકમો કાજલ મળે છે

જ્યારે આ દેશના ખેડુતો અને બીજા ચીજો ઉત્પન્ન કરનારાઓપર અત્યંત હાનિકારક અસર થઇ છે તેની સામે એકવાર ફરીથી આ કોંગ્રેસ પોતાનો અણગમો મજબૂત રીતે બતાવે છે.

## લશ્કર વિષયક.

૭. ઠરાવ કરવામાં આવે છે કે, ચાલુ વર્ષમાં બ્રિટિશ સોલ્જરના પગારમાં વધારો કરવાથી હિન્દની ટ્રેઝુરીપર દર વર્ષે ૭,૮૬,૦૦૦ પાઉંડનો કાયમનો નવો બોજો પડે છે, તેની સામે આ કોંગ્રેસ પોતાનો અણગમો અત્યંત ભારપૂર્વક જાહેર કરે છે, અને નજીકના ભવિષ્યમાં દેશના બ્રિટિશ લશ્કરની સંખ્યામાં કદાચિત્ વધારો થશે એવો ઇસારો હિન્દી પ્રધાનના તાજા કથનમાં છે તે તરફ ભય દર્શાવે છે. છેલ્લાં ત્રણ વર્ષોમાં દક્ષિણ આફ્રિકા અને ચીનમાં નોકરી કરવાને બ્રિટિશ લશ્કરની મોટી સંખ્યાઓ સંપૂર્ણ સહીસલામતીપૂર્વક ખેંચી લેવામાં આવી હતી, તે જોતાં, હાલની બ્રિટિશ ફોજની સંખ્યામાં વધારો કરવાની દરખાસ્તમાં સ્પષ્ટ રીતે હિન્દી કર આપનારને દારૂણ અન્યાય સમાયલો છે, અને કોંગ્રેસ અંતઃકરણપૂર્વક વિશ્વાસ રાખે છે કે, કાંતો તે દરખાસ્તને પડતી મુકવામાં આવશે અથવા તો બ્રિટિશ ખજાનામાંથી તેને માટે ખર્ચ આપવામાં આવશે. જેણે વધારાના બ્રિટિશ સૈનિક રાખવા પડે તેનો ન્યાયપૂર્વક ખર્ચ આપવો જોઇએ, એટલું જ નહિ પરન્તુ વર્તમાન ફોજના ખર્ચનો વ્યાજબી ભાગ પણ આપવો જોઇએ.

૧૮. ઠરાવ કરવામાં આવે છે કે, કેડેટ કોર્પ્સની સ્થાપનાથી ઉમરાવ કુટુંબના થોડાક કુમારોને માટે લશ્કરી કારકીર્દિ ખુલ્લી મુકવાને માટે લૉર્ડ કર્ઝનની સરકારનો આભાર માનવા છતાં આ કોંગ્રેસ કહે છે કે, છેલ્લા ચીનાઇ વિગ્રહમાં અને અન્ય વિગ્રહોમા હિન્દી લશ્કરે બ્રિટિશ મહારાજ્યની જવલંત સેવાઓ કરી છે અને રાજ્યભક્તિ દર્શાવી છે તે જોતાં સરકારે કૃપા કરીને લશ્કરી નોકરીઓમાં ઉચ્ચતર જગ્યાઓ હિન્દના દેશીઓને માટે ખુલ્લી મુકવી, અને લશ્કરી કોલેજ સ્થાપવી, જ્યા હિન્દી લશ્કરમાં કમીશન્ડ અને નોન-કમીશન્ડ અધિકારીઓ તરીકે લશ્કરી કારકીર્દિને માટે હિન્દીઓને તાલીમ આપવામાં આવે.

## કેળવણી.

૮. ઠરાવ કરવામાં આવે છે કે, યુનિવર્સિટી કમીશનના રીપોર્ટમાં સેકન્ડ ગ્રેડ કોલેજો અને લૉ ( કાયદો )ના વર્ગો કાઢી નાખવાની દરખાસ્તોનાં વિષય વિષે હિન્દી સરકારે હમણાં સ્થાનિક સરકારો જોગ એક સરક્યુલર લેટર મોકલ્યો છે તેને માટે આ કોંગ્રેસ તેમનો માનપૂર્વક આભાર માનવા ઇચ્છે છે, જેથી જાહેર પ્રજાના મનમાં પેસી ગયલા ભયનું અંશતઃ નિવારણ થયું છે કે, કમીશનની ભલામણોનો અમલ કરવામાં જાહેર અભિપ્રાયને યોગ્ય વજન આપવામાં નહિ આવે. કમીશનની ઘણી ભલામણોને માટે આ કોંગ્રેસ અત્યંત ગંભીર ભય દર્શાવે છે, જેનો સ્વીકાર કરવાથી તેના ( કોંગ્રેસના ) અભિપ્રાય અનુસાર ઉચ્ચતર કેળવણીનો પ્રચાર અટકશે, તેનું ક્ષેત્ર સંકુચિત બનશે, અને હમણાં યુનિવર્સિટિઓ જે પ્રકારનું મર્યાદિત સ્વાતંત્ર્ય ભોગવે છે તેનો પણ ખરેખાત નાશ થશે અને તેથી ઉચ્ચતર કેળવણીની બાબતમા બ્રિટિશ સરકારે ગયા અર્ધા સૈકામાં ભક્રમપણે ગ્રહણ કરેલી રાજ્યનીતિ ઉલટાઇ જશે.

વિશેષ કરીને કમીશનની નીચેની ભલામણો સામે કોંગ્રેસ અત્યંત મજબૂત વાંધો ઉઠાવે છેઃ

( ક ) અસ્તિત્વ ધરાવતી સેકંડ ગ્રેડ કૉલેજોમાંની જેમને ફર્સ્ટ ગ્રેડ કૉલેજ બનાવવામાં આવે તે વિનાની સર્વ સેકંડ ગ્રેડ કૉલેજોનો નાશ કરવો, અને નવી સેકંડ ગ્રેડ કૉલેજોને બાહાલી અપાતી બંધ કરવી.

( ખ ) ભિન્ન ભિન્ન કૉલેજોને માટે ડીગ્રીટ ફીના ઓછામાં ઓછા દર નક્કી કરવા.

( ગ ) અત્યાર સુધી ભિન્ન ભિન્ન યુનિવર્સિટિઓએ જે પંથે પ્રગતિ કરી હોય તે લક્ષમાં ન લેતાં સમગ્ર દેશમાં એકજ પ્રકારનો અભ્યાસક્રમ રાખી રીતે દાખલ કરવો.

( ઘ ) પ્રત્યેક પ્રાંત અથવા ઇલાકાની એક સેન્ટ્રલ લૉ કૉલેજને કાયદાના શિક્ષણનો ઇજારો આપવો.

(૫) સર્વ ખાનગી શાળાઓને ડાયરેક્ટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રક્શનની મંજુરી પર આધાર રાખતી બનાવીને સર્વ માધ્યમિક કેળવણીને માટે ખરેખાત પાવાના આપવાની રીત દાખલ કરવી.

(૭) અને સેનેટ અને સીંડીકેટને સરકારી બનાવી દેવી અને યુનિવર્સિટિને વ્યવહારિક રીતે સરકારી ખાતાના રૂપમા ફેરવી નાખવી.

૯. ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસ ધારે છે કે, રા તાતા ખાનની સખાવત કરીને ઇન્સ્ટીટ્યુટ ઓફ રીસર્ચ સ્થાપવા માગે છે, તેને સરકાર તરફથી યોગ્ય સહાય મળવી જોઇએ અને કોંગ્રેસનો મજબૂત અભિપ્રાય છે કે, દેશના ભિન્ન ભિન્ન ભાગોમાં એવી સંસ્થાઓ સ્થપાવી જોઇએ.

## પોલીસ.

૧૦. ઠરાવ કરવામાં આવે છે કે, પોલીસ કમીશનમા તે વિષયના અનુભવી હિન્દી ગૃહસ્થોની સંખ્યા ઓછી છે, અને હિન્દી સરકારના ઠરાવ પરથી અને પ્રમુખના પ્રારંભના ભાષણ પરથી માલૂમ પડે છે તે પ્રમાણે તેની તપાસનું ક્ષેત્ર મર્યાદિત છે, તેને માટે આ કોંગ્રેસ પોતાની ખેદની લાગણીની નોંધ લે છે.

આ કોંગ્રેસ વળી પોતાની નિશ્ચયાત્મક પ્રતીતિની નોંધ લે છે કે, અન્ય સુધારાઓની સાથે નીચેના સુધારા કરવામા નહિ આવે ત્યાં સુધી પોલીસ કાર્યસાધક બનશે નહિ

(૧) પોલીસ સર્વીસમાં ચઢતા હોદ્દાઓને માટે યોગ્ય લાયકાતવાળા પુરૂષો મેળવવા

(૨) પોલીસ સર્વીસના ચઢતા હોદ્દાઓપર કેળવાયેલા હિન્દીઓને મોટી સંખ્યામા નીમવા

(૩) 'ઇન્વેસ્ટીગેટીંગ' (તપાસ કરનારા) અને 'ઇન્સ્પેક્ટીંગ' (દેખરેખ રાખનારા) અધિકારીઓનો દરજ્જો અને ભવિષ્ય સુધારવાં, જેથી કરીને કેળવાયેલા હિન્દીઓ સર્વીસ પ્રતિ આકર્ષાય

(૪) જીલ્લા અમલદાર જીલ્લાનો મેજીસ્ટ્રેટ અને પોલીસનો ઉપરી અધિકારી હોય છે તેની ન્યાય વિષયક સત્તાઓ અને મેજીસ્ટ્રેટો પરનો અંકુશ લઇ લેવો

## કાયદા વિષયક.

૧૧ ઠરાવ કરવામાં આવે છે કે, પહેલાંની કોંગ્રેસો સાથે સંમત થઇને આ કોંગ્રેસ હિન્દી સરકાર અને હિન્દી પ્રધાનને વિનતિ કરે છે કે, ફોજદારી ન્યાયના વહીવટમા ન્યાયી અને કારોબારી ફરજો જુદી પાડવા માટે સત્વર વ્યાવહારિક પગલાં ભરવાં, જેની ઇચ્છનીયતા સરકારે વારંવાર સ્વીકારી છે આ સંબંધમા કોંગ્રેસને જોઇને ખેદ થાય છે કે, તાજા કાયદાઓનું વલણ એવું છે કે કારોબારી અધિકારીઓ પર અંકુશ રાખવાને ન્યાયાધિકારી મંડળનો હિતકર અને શ્રેયસ્કર અધિકાર લઇ લેવો, એટલું જ નહિ પરન્તુ કારોબારી અધિકારીઓને વિશેષ અને નિરંકુશ અધિકારો આપવા.

## સીવીલીઅન જજો

૧૨. ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, વર્તમાન પદ્ધતિ હેઠળ જીલ્લા જજ, જોઇન્ટ-જજ, અને એસીસ્ટન્ટ-જજોની જગ્યાઓની ઘણી મોટી સંખ્યા કોવેનન્ટેડ સીવીલીઅનોને આપવામા આવી છે, જેમને સોંપવામા આવેલી અત્યંત મહત્વની અને જવાબદારીની ન્યાયાધિકારી ફરજો સંતોષકારક રીતે અદા કરવાને માટે આવશ્યક ખાસ કાયદાની તાલીમ મળેલી હોતી નથી, અને કાયદાના જ્ઞાનની પૂરતી ખાત્રી મળતી નથી, તે પદ્ધતિ જીલ્લાઓમાં કુશળ ન્યાયના વહીવટના ઉત્તમ હિતોને હાનિકારક છે, અને મજકુર જગ્યાઓને માટે તાલીમ પામેલા વકીલોની નોકરી મેળવીને કાયદાના વહીવટમા કુશળતાનું ઉચ્ચતર ધોરણ પ્રાપ્ત કરવાને ઉપાયો યોજવાની શીઘ્ર આવશ્યકતા છે.

## મીઠા પરનો વેરો

૧૩ ઠરાવ કરવામાં આવે છે કે, મીઠા ઉપર હમણા ભારે વેરો લેવામા આવે છે તેની સામે કોંગ્રેસ મજબૂત અણગમો દર્શાવે છે, અને હિન્દી જનસમૂહો પૂરતું મીઠું વાપરતા નથી, તેને લીધે ઘણા વ્યાધિઓ ઉત્પન્ન થાય છે અને ફેલાય છે એમ હમણા માલૂમ પડ્યુ છે તે જોતા અને હિન્દી સરકારના હીસાબોમા વર્ષો વર્ષ મોટી પુરાંત માલૂમ પડે છે તેથી કોંગ્રેસ આગ્રહ કરે છે, કે મીઠા પરના વેરામા ૧૮૮૮ મા

જેટલો વધારો કર્યો હતો તેટલો ઘટાડો કમમાં કમ કરવાની હિન્દી સરકારે કૃપા કરવી.

## જાહેર નોકરી.

૧૪ ઠરાવ કરવામાં આવે છે કે કોંગ્રેસ, પહેલાની કોંગ્રેસો સાથે સંમત થઇને, એક વાર ફરીથી ઉંડા શોકની નોંધ લે છે કે, જાહેર નોકરીના કમીશનના પરિશ્રમોથી આ દેશની પ્રજાને વ્યાવહારિક રીતે કાંઇ પણ સારો લાભ થયો નથી, અને મજબૂત અભિપ્રાય ધરાવે છે કે, હિન્દી સીવીલ સર્વીસીસ—જેવી કે, સીવીલ, મેડીકલ, પોલીસ, એન્જીનીયરીંગ, તાર, જંગલ અને હીસાબ ખાતું—તે માટે હરીફાઇની પરીક્ષા ઇંગ્લાંડમાં અને હિન્દમાં બંને સ્થળે લેવાની તરફેણમાં ૨ જી જુન, ૧૮૯૩ ના દિવાને આમના ઠરાવનો અમલ કરવામાં નહિ આવે ત્યાં સુધી એ પ્રશ્નનું સંતોષકારક સમાધાન શક્ય નથી. ઉતરતા દરજ્જાની સીવીલ સર્વીસીસ વિષયક હિન્દી સરકારની રાજનીતિ તેમાંની ઉચ્ચતર નીમણુંકો પરથી હિન્દના દેશીઓનો વ્યાવહારિક બહિષ્કાર કરે છે, અને તેથી તે જાહેર નોકરીના કમીશનની ભલામણોથી વિરૂદ્ધ છે, એટલુંજ નહિ પરંતુ હિન્દી પ્રજાને વારંવાર તાજે અને વાયસરોયોએ આપેલા વચનોથી પણ વિરૂદ્ધ છે

૧૫ ઠરાવ કરવામાં આવે છે કે, આગગાડીનો વહીવટ સરકારના જાહેર બાંધકામની મહત્વની શાખા હોવાથી કોંગ્રેસને જોઇને ખેદ ઉપજે છે કે સ્ટેટ તેમજ ગેરંટીડ આગગાડીઓ પર ટ્રાફીક ઇન્સ્પેકટરો, ડીસ્ટ્રીક્ટ ટ્રાફીક સુપ્રિન્ટેન્ડેન્ટો, એસીસ્ટન્ટો વિગેરે ઉચ્ચતર નીમણુંકો પરથી હિન્દના દેશીઓનો વ્યાવહારિક રીતે બહિષ્કાર કરવામાં આવે છે, અને રૂ ૨૦૦ ની અને તેથી ઉપરની જગ્યાઓ નિયમિત રીતે ફક્ત યુરોપીઅનોને આપવામાં આવે છે ઉચ્ચતર જગ્યાઓ પર યુરોપીઅનોનેજ નીમવાથી વ્યવસ્થા ચલાવવાનો ખર્ચ ભારે આવે છે, અને તેનો બોજો જે હિન્દી કર ભરનારાઓને ખર્ચે સ્ટેટ આગગાડીઓ બાંધવામાં આવી છે, અને જેમને ગેરંટીડ આગગાડીઓની ખેતની ખોટ વેઠવાની છે તેમની પર પડે છે. તેથી આગગાડીનો વહીવટ કરકસરથી થાય તેની ખાતર તેમજ વ્યાજબી ફર્યાદ દૂર કરવાને માટે કોંગ્રેસ કહેવાની પોતાની ફરજ સમજે છે કે, આગગાડી સર્વીસની ઉચ્ચતર શાખાઓમાં લાયકાતવાળા હિન્દીઓને નીમવાનો હુકમ કરવાની સરકાર કૃપા કરશે

## કાપડ પરનો એક્સાઇઝ વેરો.

૧૬ ઠરાવ કરવામાં આવે છે કે, આ દેશના કારખાનામાં બનાવેલું કાપડ લેંકેશાયરમાંથી આયાત કરવામાં આવતા કાપડના ભાવ સાથે કોઇ પણ પ્રકારે હરીફાઇ કરતું નથી, તથાપિ તેની પર ૩½ ટકાનો એકસાઇઝ વેરો નાખવાથી વણાટના ઉદ્યોગનો સ્વતંત્ર વિકાસ અટકે છે તે વાત બાજુએ રાખીએ તો પણ તેથી કારીગરોને મહાન્ અન્યાય થાય છે, અને જનસમૂહો વધારે જાડું સ્વદેશી કાપડ વાપરે છે તેમને તેથી ગંભીર હાડમારી વેઠવી પડે છે આ કોંગ્રેસ ગંભીરતાપૂર્વક પ્રાર્થના કરે છે કે, સરકાર આ બાબતની તરફેણમાં વિચાર ચલાવશે અને જલદી વેરો કાઢી નાખશે.

## મેડીકલ.

૧૭ ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, જાહેર પ્રજાના, મેડીકલ સર્વીસ અને ધંધાના, અને આર્થિક વહીવટના હિતની ખાતર આવશ્યક છે કે,

( ૧ ) ફક્ત એકજ લશ્કરી મેડીકલ સર્વીસ હોવી જોઇએ, તેની બે શાખાઓ હોવી જોઇએ એક યુરોપીય લશ્કરને માટે અને બીજી સમાન રીતે ચલાવવામાં આવતી દેશી લશ્કરને માટે એ બીજી શાખામાં હિન્દી કોલેજોના ગ્રેજ્યુએટોને નીમવા જેથી રાજ્યને વધારે કરકસર થાય અને વધારે કાર્યસાધકતા મળે

( ૨ ) દેશની દિવાની મેડીકલ સર્વીસની ભિન્ન અને સ્વતંત્ર મેડીકલ સર્વીસ તરીકે પુનર્રચના કરવી જોઇએ, તેના વર્તમાન લશ્કરી સબંધમાંથી તેને સંપૂર્ણ રીતે નિરાળી કરવી જોઇએ અને સ્વદેશી બુદ્ધિના ઉપયોગને માટે યોગ્ય કાળજી રાખીને હિન્દમાં અને અન્યત્ર મેડીસીનના ખુલ્લા ધંધાદારીઓની નીમણુંકો કરવી જોઇએ / ઉતરતા દરજ્જાની મેડીકલ સર્વીસની સ્થિતિ અને ભવિષ્ય સુધારવાને માટે જે કરવામાં

આવ્યું છે, તેનો કૃતજ્ઞતાપૂર્વક સ્વીકાર કરતાં આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, જાહેર નોકરીમાં અન્ય ખાતાંમાં તેટલીજ મુદ્દતના નોકરો સાથે સરખાવતાં મદદનીશ સર્જનો, અને હોસ્પીટલ એસીસ્ટન્ટોની ફર્યાદોને સંપૂર્ણ દાદ મળવી જોઇએ.

પહેલાંના ઠરાવોનું સમર્થન.

૧૯. ઠરાવ કરવામાં આવે છે કે, પહેલાં કોંગ્રેસો સાથે એકમત થઇને આ કોંગ્રેસ મજબૂત પક્ષ કરે છે:

( ક ) પ્રીવી કાઉન્સીલની જ્યુડીશીયલ કમિટી વિશેષ માન અને વિશ્વાસનો ઉપભોગ કરે તેને માટે આવશ્યક છે કે, તેની ઉદારતા પૂર્વક પુનઃ રચના કરવી, અને હિન્દી અપીલોમાં ભાગ લેવાને માટે જ્યુડીશીઅલ કમિટીના લૉર્ડ્ઝ તરીકે પ્રખ્યાત હિન્દી વકીલો નીમવાનો સમય પરિપકવ થયો છે.

( ખ ) સરકારના વસવાટ કરીને નહિ રહેતા યુરોપીય અને યુરેશીયન નોકરોને અપાતું હુંડીઆમણના બદલાનું ભથ્થું બંધ થવું જોઇએ.

( ગ ) હથીયારબંધીના કાયદાના નિયમોમાં એવો ફેરફાર કરવો જોઇએ કે, ધર્મ, જ્ઞાતિ અથવા વર્ણના ભેદ વિના હિન્દના સર્વ રહેનારાઓને અથવા અતિથિઓને તે એક સરખી રીતે લાગુ પડાય; જ્યાં જ્યાં જંગલી પશુઓ નિયમિત રીતે મનુષ્યની જીંદગી, ઢોરઢાંક અથવા પાકનો નાશ કરતાં હોય ત્યાં ઉદારતા પૂર્વક પરવાના આપવા; અને નવા નિયમો અનુસાર પરવાના જીંદગી સુધી ચાલે એવા બનાવવા, દુરૂપયોગની સાબીતી મળે ત્યારેજ તે રદ થઇ શકે, અને જે પ્રાંતિક હકુમતમાં તે આપવામાં આવ્યા હોય તે આખી હકુમતમાં તે ( પરવાના ) ચાલવા જોઇએ.

( ઘ ) ગ્રેટબ્રિટનમાં સ્વયંસેવકો બનવાની પદ્ધતિ છે તેવી પદ્ધતિ મોટા પાયાપર હિન્દની પ્રજામાં દાખલ કરવી જોઇએ.

( ચ ) પંજાબમાં હાઇકોર્ટ ઓફ જ્યુડીચર સ્થાપવી.

( છ ) એજ્યુકેશનલ સર્વીસની પુનઃ રચનાની યોજના, તે સર્વીસની ઉંચી જગ્યાઓએ હિન્દના દેશીઓને અત્યાર સુધી દાખલ કરવામાં આવ્યા છે, તેમાંથી તેમનો, ઇગ્લાંડમાં કેળવાયલા હોય તે સુદ્ધાં, અધિકાર કરે છે તેથી, તે યોજના એવી રીતે ફરીથી કરવી કે એજ્યુકેશનલ સર્વીસની ઉંચી જગ્યાઓએ હિન્દી ગ્રેજ્યુએટોને દાખલ કરવાની સરળતાઓ મળે.

( જ ) કુપર્સ હીલ કોલેજમાં હિન્દના બે દેશીઓ ઉપરાંત વિશેષ દેશીઓને દાખલ ન કરવા, એવી હદ બાંધવાનું હિન્દી પ્રધાનનું કાર્ય ૧૮૩૩ ના ૧ કાયદાના સ્પષ્ટ શબ્દોથી અને નામદાર મહારાણીના કૃપાવંત ઢંઢેરાથી વિરૂદ્ધ છે.

( ઝ ) જે જીલ્લાઓમાં અને જે ગુન્હાઓને જ્યુરી સમક્ષ કામ ચલાવવાની પદ્ધતિ હમણાં લાગુ પડતી નથી, ત્યાં તે લાગુ પાડવી, અને જ્યુરીના ચુકાદા છેવટના ગણવા.

( ટ ) ફોજદારી કામ ચલાવવાની રીતના કોડમાં એવો ફેરફાર કરવો ઇચ્છનીય છે કે, જે આરોપીઓ હિન્દના દેશીઓ હોય તેમને એવી માગણી કરવાનો હક્ક મળે કે હાઇકોર્ટમાં જ્યુરી સમક્ષ ચાલતાં કામોમાં અને એસેસરો સમક્ષ ચાલતાં કામોમાં કમમાં કમ જ્યુરરો અથવા એસેસરોની અર્ધી સંખ્યા હિન્દના દેશીઓ હોવા જોઇશે.

( ઠ ) જંગલ ખાતાની બાબતમાં ભિન્ન ભિન્ન પ્રાંતિક સરકારોએ ઘડેલા વર્તમાન નિયમો જંગલ સંરક્ષણના ઉદ્દેશો દર્શાવવાના હેતુથી ૧૮૯૪ માં કરવામાં આવેલા હિન્દી સરકારના ઠરાવથી વિરૂદ્ધ છે અને હિન્દનાં ગામોમાં રહેનારાઓના લાભની ખાતર ઉપલા ઠરાવને અનુસરીને તે નિયમોમાં તાકીદે સુધારો કરવાની આવશ્યકતા છે.

કોંગ્રેસનું કાર્ય.

૨૦. ઠરાવ કરવામાં આવે છે કે, કોંગ્રેસનો અભિપ્રાય છે કે, પોતાના કાર્યની ફતેહને માટે આવશ્યક છે કે, તેની સાથે મળીને કાર્ય કરનાર એક કમિટી લંડનમાં હોવી જોઇએ, અને પોતાના અભિપ્રાયોનો પ્રચાર કરવું એક સાપ્તાહિક લંડનમાં પ્રસિદ્ધ કરવું જોઇએ, અને આ કોંગ્રેસ ઠરાવ કરે છે કે, તેની બ્રિટિશ કમિટી હમણાં જે સ્વરૂપમાં છે તે સ્વરૂપમાં, અને તેના તરફથી

પ્રસિદ્ધ કરવામાં આવતું "ઈંડીઆ" નભાવવાં અને ચાલુ રાખવાં જોઇએ, અને નીચેની યોજના પ્રમાણે ખર્ચની રકમ મેળવવી:

"ઇંડીઆ"ની ૧૫૦૦ નકલો બંગાલને, ૭૦૦ નકલો મદ્રાસને, ૨૦૦ નકલો વાયવ્ય પ્રાંતોને, ૫૦ નકલો અયોધ્યાને, ૧૦૦ નકલો પંજાબને, ૪૫૦ નકલો વરાડ અને મધ્યપ્રાંતોને અને ૧૦૦૦ નકલો મુંબાઇને આપીને ૪૦૦૦ નકલોનો ફેલાવો કરવો. વાર્ષિક લવાજમનો દર રૂ. ૮ રાખવો.

નીચેના ગૃહસ્થોનાં નામ જે મંડળોના નામ સામે લખવામાં આવ્યાં હોય તે મંડળોના તેમને સેક્રેટરીઓ નીમવામાં આવે છે, અને અનુક્રમે તેમના મંડળને "ઇંડીઆ"ની જેટલી નકલો આપવામાં આવી હોય તેને માટેની નીકળતી રકમને માટે તેમને જવાબદાર ગણવા; અને બે છ માસિક હફતામાં નાણાં અગાઉ આપવાં. (નામો માટે જુવો ઠરાવ ૨, અઢારમી કોંગ્રેસ.)

"ઇંડીઆ" અને બ્રિટિશ કમિટીના ખર્ચની બાકીની રકમ મેળવવાને માટે પ્રત્યેક પ્રતિનિધિએ હમણાં તે આપે છે તે ઉપરાંત રૂ. ૧૦ ખાસ પ્રતિનિધિ લવાજમ તરીકે આપવા—આનો અમલ ૧૯૦૨ થી થશે.

## કોંગ્રેસનો ઉપકાર.

૨૧. ઠરાવ કરવામાં આવે છે કે, સર વિલિયમ વેડરબર્ને અને બ્રિટિશ કોંગ્રેસ કમિટીના અન્ય સભ્યોએ ચાલુ વર્ષમાં હિન્દની કરેલી સેવાઓ માટે આ કોંગ્રેસ તેમનો અત્યંત કૃતજ્ઞતાપૂર્વક આભાર માને છે. [ અને જુઓ ૪,૮, અને (૧૮.) ]

## સામાન્ય.

૨૨. ઠરાવ કરવામાં આવે છે કે, આવતા વર્ષને માટે આ કોંગ્રેસ મી. એ. ઓ. હ્યુમ્ સી. બી. ને જનરલ સેક્રેટરી અને મી. ડી. ઇ. વાચ્છાને સંયુક્ત-જનરલ સેક્રેટરી ફરીથી નીમે છે.

૨૩. ઠરાવ કરવામાં આવે છે કે, ઓગણીસમી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ નાતાલ પછી ૧૯૦૩ મા મદ્રાસમાં મળશે.

# ઓગણીસમું પ્રકરણ.

## ઓગણીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

એક વાર ફરીથી રાષ્ટ્રીય કોંગ્રેસ મદ્રાસમાં મળી. તેઇનામ્પેટમાં વસન્ત ઉદ્યાનમાં લગભગ ૬,૦૦૦ બેઠકો વાળો એક વિશાળ મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. ઓગણીસમી કોંગ્રેસની બેઠક ૨૮, ૨૯, અને ૩૦ મી, ડીસેમ્બર, ૧૯૦૩ ના દિવસોએ મળી હતી, અને ત્રીજું ઔદ્યોગિક પ્રદર્શન તેની સાથે ભરવામાં આવ્યું હતું, અને તે મ્હૈસુરના તરૂણ મહારાજાએ ૨૯ મી ડીસેમ્બરે ખુલ્લું મુક્યું હતું. પ્રતિનિધિઓની સંખ્યા પ૩૮ હતી, જે નીચે પ્રમાણે હતા:

| | |
|---|---|
| મદ્રાસ | ૩૮૩ |
| મધ્યપ્રાંતો, વરાડ, સીકંદ્રાબાદ અને હૈદ્રાબાદ | ૧૮ |
| બંગાલ અને આસામ. | ૪૭ |
| મુંબાઇ | ૭૬ |
| સંયુક્ત પ્રાંતો | ૮ |
| પંજાબ | ૫ |
| બ્રહ્મદેશ | ૧ |
| | ૫૩૮ |


બાબુ લાલ મોહન ઘોષ.
ઓગણીસમી કોંગ્રેસના પ્રમુખ.

આપણે બ્રહ્મદેશના પ્રતિનિધિનું પ્રથમ દર્શન કરીએ છીએ, પરન્તુ આ વર્ષે સીધે પોતાનો પ્રતિનિધિ મોકલ્યો ન હતો.

સ્વાગત સભાના પ્રમુખ નવાબ સૈયદ મહમ્મદ સાહેબ બહાદુરે પ્રતિનિધિઓનું સ્વાગત કર્યું, અને લૉર્ડ સ્ટેન્લી ઑફ ઑલ્ડર્લી અને રામનદના રાજાના મૃત્યુથી કોંગ્રેસને પડેલી ખોટની વાત જણાવીને તેમણે કહ્યું કે, મહોમેદનો અને હિન્દુઓનાં રાજકીય હિતો સમાન છે, અને પોતાના દેશના ભલાને માટે તેમણે અંતઃકરણ-પૂર્વક એકસંપ કરવો જોઇએ. કેટલાક રાજકીય ચળવળની નિંદા કરે છે, પરન્તુ "રાજકીય પ્રકરણ સામાજિક સુખનું શાસ્ત્ર છે," અને રાજકીય કાર્યમાં ભાગ લેવામાં આપણે બ્રિટિશ પ્રજાએ બતાવેલા દાખલાનું અનુસરણ કરીએ છીએ. ટીકા તરફ અધીરાઇ બતાવવાનો દોષ અધિકારીઓમાં સામાન્ય રીતે જોવામાં આવે છે; તથાપિ જેની આવશ્યકતા હોય તે બતાવી આપવાની આપણી ફરજ છે, અને પ્રજાની બુદ્ધિ-વિષયક અને રાજકીય ગુલામગિરીમાંથી તેમને મુક્ત કરવા જોઇએ. સ્વરાજ્યનો પાયો નાખનાના લૉર્ડ રીપનના કાર્યનું તેમણે સ્મરણ કર્યું, અને સૂચના કરી કે, તેમનું એક બાવલું ઉભું કરવું જોઇએ.

માન. રા. પી. એમ. મહેતાએ બાબુ લાલ મોહન ઘોષની પ્રમુખ તરીકે ચુંટણી કરવાની દરખાસ્ત મુકી અને તેમની મહાન્ શક્તિઓની પ્રશંસા કરી. મી. યાડલી નૉર્ટને અનુમોદન આપ્યું, માન. પંડિત એમ. એમ. માલવીયાએ વિશેષ અનુમોદન આપ્યું, અને કાનફોડી નાખતી તાલીઓની ગર્જનાથી દરખાસ્તને વધાવી લેવામાં આવી.

પ્રમુખે કહ્યું કે, જો કે કેટલાંક વર્ષોથી રાજકીય પ્રકરણમાં મેં સક્રિય ભાગ લીધો નથી, તથાપિ હું રાજકીય પ્રશ્નોનો વિચાર કરતો આવ્યો છું, બનતા બનાવોને દૃષ્ટિમાં રાખ્યા છે, અને કદાચિત્ સઘળો વખત હું બોલ્યા કરતો હોત તેના

કરતાં આ પ્રમાણે ધીમે ધીમે પરિપકવ થયેલા અભિપ્રાયો અધિક મૂલ્યવાન્ લાગશે. બ્રિટિશ રાજ્યના વિકાસમાં લૉર્ડ કર્ઝનને લાગ્યું હતું કે તેમાં ઇશ્વરનો હાથ છે, અને કહ્યું હતું કે, દરેક કબુલ કરશે કે તે પોતાના ભલાને માટે છે. પરન્તુ રાજ્યકર્ત્તા વર્ગો અને જનસમૂહોના અગ્રણીઓ બંને વારંવાર ઇશ્વરનું નામ લે છે.

“આપણા પોતાના દેશની વાત લેઇએ તો, જો કે આપણામાં એવો એક પણ નથી કે જે બ્રિટિશ સરકાર તરફ અંતઃકરણપૂર્વક રાજ્યભક્તિ ધરાવતો ન હોય, તથાપિ સરકારનાં કાર્યોની ટીકા કરવાના બ્રિટિશ પ્રજાના નિઃશંક હક્કનો દાવો કરતા આપણે આપણા રાજ્યકર્તાઓને માનપૂર્વક પ્રશ્ન ન પૂછીએ અને આ સંબંધમાં ભિન્ન ભિન્ન અંગ્રેજ રાજકીય પક્ષોમાં હું ભેદ ગણતો નથી—આપણે પ્રશ્ન ન પૂછીએ કે, જે રાજ્યનીતિએ ઘણાં વર્ષો ઉપર આપણા સ્વદેશી ઉદ્યોગોને મારી નાખ્યા, જેણે માત્ર થોડા સમય ઉપરજ અને ઉદારપક્ષના રાજ્યતંત્ર હેઠળ શરમાયા વિના આપણા રૂના કાપડપર એકસાઇઝ વેરા નાખ્યા, જે દર વર્ષે ૨ કરોડ પાઉંડ સુધી આપણી સંપત્તિ ક્રમક્રમપણે ચૂસી લે છે, અને જે આપણા ખેડુતોપર ભારે બોજ નાખીને પૂર્વના સમયમાં નહિ જણેલા એવા દુષ્કાળો વારંવાર પડે છે, તેમની દારુણતા અને સંખ્યામાં વધારો કરે છે, તેના સંબંધમાં આપણે એમ માનવાનું છે કે, અનેક સરકારી વહીવટનાં કાર્યોએ તે પરિણામો ઉત્પન્ન કર્યાં છે, તે શુભેચ્છક ઇશ્વરે સીધી રીતે પ્રેર્યાં હતાં ?”

લૉર્ડ કર્ઝનના દિલ્હી દરબારમાં પુષ્કળ નાણાં ખર્ચવામાં આવ્યાં હતાં, હિન્દી રાજાઓ તરફ અપમાનભર્યું વર્તન ચલાવવામાં આવ્યું હતું, “બ્રિટિશ સરકારમાં તેમણે પૂર્વે કદાપિ નહિ જાણેલું એવું તેમનું અપમાન કરવામાં આવ્યું હતું.” અને હિન્દી પ્રેક્ષકો “હિન્દીઓ અને યુરોપીઅનો તરફ ચલાવવામાં આવેલા ભિન્નભિન્ન વર્તનના કટુ સ્મરણપૂર્વક” પાછા ફર્યા હતા, એ દુઃખિત વિષયની વક્તાએ ચર્ચા કરી. તે નિર્ભાગી સમારંભે લૉર્ડ કર્ઝન તરફના અણગમાની લાગણી તીવ્ર બનાવી હતી. મુખ્યે કહ્યું:

“આપણે સ્વરાજ્ય ભોગવતી પ્રજા નથી, અંગ્રેજ પ્રજાની માફક મત આપવાની જગ્યાઉ ઓએ મત આપીને એક રાજ્યતંત્ર બદલીને બીજું મેળવવાને આપણે સમર્થ નથી. બ્રિટિશ પાર્લામેન્ટના ન્યાય પર આપણે સંપૂર્ણ આધાર રાખવો પડે છે; કેમકે દુર્ભાગ્યે અત્યંત સત્ય વાત છે કે, જેમ જેમ સમય જાય છે, તેમ તેમ આપણી હિન્દી નોકરશાહી લોકપ્રિય વિચારોની પંક્તિમાં આવવાને બદલે અધિકાધિક અસહાનુભૂતિ દર્શાવતી દેખાય છે. જ્યારે દેશમાં દુષ્કાળ અને પ્લેગ વ્યાપી રહ્યાં છે, અને પ્રફુલ્લ કલ્પના મોજ માણનારાઓ લગભગ સાંભળી શકે એટલે ક્રૂર યમદૂત પોતાની પાંખો ફફડાવી રહ્યો છે, તે સમયે ઇંગ્લાંડ અથવા ફ્રાન્સ અથવા યુનાઇટેડ સ્ટેટ્સમાં કોઇ પણ રાજ્યતંત્રે એક ખાલી દેખાવ પાછળ નાણાંની મોટી રકમોનો વ્યય કરવાનું સાહસ કર્યું હોત, એમ શું તમે ધારો છો ? ગૃહસ્થો, વર્તમાનપત્રોમાં અને વ્યાખ્યાન પીઠપર આપણા સર્વ જાહેર પુરૂષો અને પ્રતિનિધિઓના લગભગ સાર્વદેશીય અણગમાની વિરૂદ્ધ દિલ્હીમાં મોટો રાજકીય દેખાવ કરવામાં આવ્યો ત્યાર પછી એક વર્ષ વહી ગયું છે. તેમણે શા માટે અણગમો દર્શાવ્યો હતો ? શહેનશાહનો રાજ્યાભિષેક ઉજવવાનો ઇરાદો રાખવામાં આવ્યો હતો, તેમની તરફ રાજ્યભક્તિનો તેમનામાં અભાવ હતો, તેથી તેમણે અણગમો દર્શાવ્યો ન હતો, પરન્તુ તેમને લાગ્યું કે, જો તે નામદારના પ્રધાનોએ પોતાની ફરજ બજાવી હોત અને હિન્દમાં પોતાની દુષ્કાળ પીડિત પ્રજાની રંગરોગાન ચડાવ્યા વિનાની વાત તેમની સમક્ષ મુકી હોત તો દુઃખી મનુષ્યોને માટે સહાનુભૂતિ ધરાવનાર તે નામદારે પોતેજ આ દેશમાં ભૂખે મરતી પ્રજામાં આવો આડંબરયુક્ત દેખાવ કરવાની પોતાના પ્રતિનિધિઓને પ્રથમ મનાઇ કરી હોત, તથાપિ, આપણા અણગમા તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું, અને ખર્ચની કાંઇ પણ દરકાર કર્યા વિના મોટો તમાશો ઉજવવામાં આવ્યો. પોતે ગમે તેટલા ઉચ્ચ હોદ્દા પર હોય, તે છતાં જ્યારે મનુષ્યો બીજા લોકોનાં નાણાંનો ઉપયોગ કરતા હોય છે અને પોતાનાં કાર્યોને માટે જ્યારે તેઓ વ્યાવહારિક રીતે કોઇને પણ જવાબદાર હોતા

નથી; ત્યારે આવી (નાણું ખર્ચવાની) ઉદારતાની હંમેશાં આશા રખાય છે.

આપણે સર્વને પરીચય છે કે, નાણાં વિષયક ઉદ્ભળ ખર્ચીને ભિન્ન ભિન્ન અને કેટલીક વેળા અત્યંત અણધાર્યાં મથાળાં હેઠળ એવી રીતે વહેંચી નાખે છે કે, આવા દેખાવનો કુલ ખર્ચ કેટલો થયો તે શોધી કાઢવામાં સામાન્ય મનુષ્યોને ઘણી મુશ્કેલી વેઠવી પડે છે; પરન્તુ તે ખર્ચના અંદાજમાં તમે બહુને થોડા લાખ વધારે કે ઓછા ગણો પરન્તુ એટલી વાતની તો ના પાડી શકશો નહિ કે, દિલ્હી દરબારના સંબંધમાં જે પ્રચંડ રકમનો વ્યય કરવામાં આવ્યો તેની અર્ધી રકમ પણ દુષ્કાળમાં રાહત આપવાને માટે આપવામાં આવી હોત તો, ભૂખમરાને લીધે મૃત્યુ પામેલાં લાખો પુરૂષો, સ્ત્રીઓ અને બાળકોને બચાવવાનું તે સાધન થઇ પડી હોત."

પ્રમુખે પછી હિન્દ પર અનિર્બંધ વ્યાપાર અને ન્યાયી વ્યાપારની શી અસરો થાય એ પ્રશ્નોની ચર્ચા કરી, મી. ચેમ્બરલેનની યોજનાની સખ્ત ટીકા કરી, અને હિન્દની વધતી જતી ગરીબાઇનાં કારણોનું પૃથક્કરણ કર્યું. અરાજકતાનો નાશ કરવામાં આવ્યો છે, "પરન્તુ ઉલટ યુદ્ધથી અને અરાજકતાથી લાખો જીંદગીઓનો નાશ થાય અથવા દુષ્કાળ અને ભૂખમરાથી એવું જ પરિણામ આવે એમાં સ્વરૂપ તફાવત જ છે." ત્યાર પછી લશ્કરી ખર્ચાળપણાનો બોજો, ન્યાયનો ગેર વહીવટ, અને યુરોપીઅનો તરફથી હિન્દીઓના અંગ ઉપર ચલાવાતું ગેરવર્તન, અને દાદ મેળવવાની અશક્યતાના પ્રશ્નો ચર્ચ્યા, અને કહ્યું કે, જ્યાં હિન્દીઓ પર અત્યાચારના ગુન્હાઓ કરવામાં આવતા હોય ત્યાં પાર્લામેન્ટ પ્રશ્ન ઉપાડી લે નહિ તો ન્યાય મેળવવાની મને આશા નથી. "લેત્ર દે કૅશેટ" ('પકડવાનાં વૉરંટો) ને ૧૭૮૯ માં ફ્રાન્સમાં કાઢી નાખવામાં આવ્યાં હતા, પરન્તુ અહીંયા ૧૮૧૮ માં દાખલ કરવામાં આવ્યાં છે, અને તે માત્ર પોથી પર નામનું અસ્તિત્વ ધરાવતાં નથી. થોડા સમય ઉપર આપણને એક રાજ્યદ્રોહનો કાયદો મળ્યો છે, અને આ વર્ષે લૉર્ડ કર્ઝને આપણી મધ્યમાં ઑફીશ્યલ સીક્રેટ્સ બીલ (અધિકારીઓની ગુપ્ત વાતો વિષેનો ખરડો) રૂપી ગોળો નાખ્યો છે, જેની રૂએ આરોપીનો અપરાધ સાબીત કરી આપવાને ફર્યાદી પક્ષ (ફોજદારી કામમાં) ને જુબાની આપવાની માફી મળે છે, અને આરોપીને માથે પોતાની નિર્દોષતા સાબીત કરવાનું રહે છે; એવી રીતે સઘળું સુધરેલું ન્યાયશાસ્ત્ર ઉલટાઇ જાય છે. વિદ્યાનાં કેન્દ્રસ્થળોને સરકારી બનાવી દેનાર યુનિવર્સિટી ખરડા પર સખ્ત ટીકા કરવામાં આવી. ત્યાર પછી ફરજ્યાત મફત પ્રાથમિક કેળવણી માટે વિનતિ કરવામાં આવી, 'અવળા અને પ્રતિકારક મદ્રાસ મ્યુનિસીપલ ખરડા' નો તિરસ્કાર કર્યો, હિન્દી ઉદ્યોગોના હકો વિષે આગ્રહ કરવામા આવ્યો અને અંતે ઇગ્લાંડમાં દર્શાવાયલી કેટલીક સહાનુભુતિ માટે અને હિન્દુઓ અને મહોમેદનો વચ્ચેના એક સંપને માટે આનંદ દર્શાવવામાં આવ્યો.

આ પ્રમાણે રાષ્ટ્રીય કોંગ્રેસના પ્રમુખે કરેલાં અતિ સુંદર વ્યાખ્યાનોમાનું એક વ્યાખ્યાન સમાપ્ત થયું. કોંગ્રેસની સર્વ ચેતવણીઓ છતાં લૉર્ડ કર્ઝનની રાજ્યનીતિ જે ભયને બળપૂર્વક ખેંચી આણતી હતી તે આગામી ભયનાં વધતાં જતાં ચિન્હો વાચકોએ સારી રીતે લક્ષમાં લેવાં. દમનથી અશાંતિ જન્મ પામી; વૉરંટોની નિંદ્ય પદ્ધતિ હેઠળ કોઇ મનુષ્યની સ્વતંત્રતા સુરક્ષિત ન હતી, તેથી સામાન્ય અસહીપ્રણામતીની લાગણી જન્મ પામી; સુધારો નહિ થાય એવી મનુષ્યોને નિરાશા આવવા લાગી, અને ગુપ્ત મંડળીઓ રચાઇ. કોંગ્રેસના પોકાર તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું, અને તેના અગ્રણીઓ ધરપકડની છાયા હેઠળ જીવન ગાળવા લાગ્યા. કર્ઝની રાજ્યતંત્ર વિરૂદ્ધ પ્રતિવર્ષ રોષ અને ગુસ્સો વધતાં જતાં દેખાતાં હતાં

વિષય નિર્ણાયક સભાને બાહાલી અપાયા પછી તે દિવસે કોંગ્રેસ મુલત્વી રહી

બીજે દિવસે પ્રારંભમાં લૉર્ડ સ્ટેન્લી ઑફ ઍલ્ડર્લી, મી ડબલ્યુ. એસ. કેઇન અને રામનદના રાજાના મૃત્યુથી હિન્દને ગયલી ખોટ માટે શોક

દર્શાવવામાં આવ્યો પ્રમુખપદેથી ઠરાવ રજુ કરવામાં આવ્યો અને ઉભા થઇને શાંતિથી તે પસાર કરવામાં આવ્યો

બીજો ઠરાવ રા. ડી. ઈ. વાચ્છાએ રજુ કર્યો, જેમાં જાહેર નોકરીની ઉચ્ચતર જગ્યાઓમાંથી હિન્દીઓના અધિકારના અન્યાયથી થયેલી ઉંડી લાગણી દર્શાવવામાં આવી હતી.[૧]

જૂદી જૂદી સર્વીસીસના તેમણે કેટલાક જાણવા યોગ્ય આંકડા આપ્યા, જે પરથી માલુમ પડે છે કે વિદેશીઓ પ્રત્યેક સ્થળે હિન્દીઓનો અધિકાર હરે છે, ઓછા પગારની જગ્યાઓ દેશના લોકોને માટે રાખીને સારા પગારની જગ્યાઓ પોતે રાખે છે, જે વસ્તુસ્થિતિ કોઇ પણ સુધરેલા દેશના સ્વમાનને માટે અસહ્ય છે 'ભાખરીઓમાં યુરોપીઅનો ભાગ પડાવે તેને માટે અમે બડબડતા નથી, પરન્તુ' ચાર્ટરો, વચનો અને ઢંઢેરાઓનો અનાદર કરીને વધારે મોટી અને ઘણામાં ઘણી ભાખરીઓ યુરોપીઅનોને આપવામાં આવે છે અને વધારે નાની અને ઓછી ભાખરીઓ કાળા લોકોને આપવામાં આવે છે તેને માટે અમે બડબડીએ છીએ, અને મજબૂત ફર્યાદ કરીએ છીએ."

"સરકારના આશયો વિષે શંકા કરવાની આપણને છુટ નથી, પરન્તુ સરકાર તેમ કરે અને થોડા દિવસો પર લૉર્ડ કર્ઝને અત્યન્ત અન્યાયપૂર્વક રા. ગોખલેને ઉપાલંભ આપ્યો તેમ ગમે તેટલી હદ સુધી કરે, એનો અર્થ એ થાય છે કે, કપ્તાનની જે વાત નરમ અથવા નિર્દોષ ગણાય તે સોલ્જરમાં તામસી અને નિંદાત્મક ગણાય એટલે સરકારના આશયો આવા હતા એમ આપણે કહીએ તેમાં નિંદા છે, પરન્તુ સરકાર પેટ ભરીને આપણી તરફ બડબડાટ, લવારો કરે અને આપણને ઉપાલંભ આપે તેમાં નિંદા નથી —બ્રિટિશ હિન્દી સરકારની સમગ્ર કારકીર્દિમાં, આજથી નહિ પરન્તુ ઇસ્ટ ઇંડીઆ કંપનીના દિવસોથી માંડીને, વચનો આપીને તમારા કાનને સારૂં લગાડવાનો, અને તેમનો ભંગ કરીને તમારા હૃદયમાં ખેદ ઉપજાવવાનો સંપ્રદાય ચાલ્યો આવ્યો છે, અને તેઓ નીમકહલાલી અને વફાદારીપૂર્વક તે સંપ્રદાયને અનુસરે છે જાહેર નોકરીના કમીશનમાં આપણને અત્યંત ખર્ચ અને કટુ અનુભવ પછી માલૂમ પડયું છે કે તેજ સાંપ્રદાયિક રાજ્યરીતિ ચાલુ રાખવામાં આવેલી છે અત્યંત ઉદારતાપૂર્વક આપણને વચનો આપવામાં આવ્યાં હતાં મોટી ધામધૂમ પૂર્વક એક કમીશન નીમવામાં આવ્યું, આપણા યોગ્ય અભિલાષો ઉવટના નક્કી થવાના હતા અને આપણી ન્યાયી ફર્યાદોને નિષ્પક્ષપાત રીતે દાદ મળવાની હતી ગયા અર્ધા સૈકાથી એમ ચાલ્યા કરે છે જ્યારે અમલ કરવાની વાત આવે છે ત્યારે કમીશન નીમવામાં આવ્યું તેની પૂર્વે આપણે જે સ્થિતિમાં હતા તેજ સ્થિતિમાં આપણે આપણી જાતને જોઇએ છીએ આ આપણી ફર્યાદોની, આપણી યોગ્ય અને ન્યાયી ફર્યાદોની કથા છે '

રા. વાચ્છા એ પ્રમાણે ૧૯૦૩ માં બોલ્યા

---

૧ હિન્દી સરકારનુ સેક્રેટરી ખાતુ—૧૩૭ અધિકારીઓ પગાર રૂ ૩૦૦ થી ૨૦૦૦ ફક્ત રૂ ૩૦૦ ના પગારના બે હિન્દીઓ

સરકારી તાર ખાતુ—આવી જગ્યાઓ રૂ ૫૦૦ અને વધારેની, ફક્ત એક હિંદી

ઈંડો બ્રિટિશ તાર ખાતુ—રૂ ૫૦૦ થી ઉપરના પગારના ૧૩ અધિકારીઓ, એક પણ હિન્દી નહિ

ટંકશાળ ખાતુ—રૂ ૫૦૦ થી ઉપરના પગારના ૬ અધિકારીઓ એક પણ હિંદી નહિ

પોસ્ટ ઑફીસ—રૂ ૫૦૦ થી વધારે પગારવાળા ૧૦ જણમાં ગયે વર્ષે ફક્ત એક હિન્દી અને તે સીવીલ સર્વીસમાંનો હતો

જીઓલોજીકલ સર્વે—રૂ ૫૦૦ થી વધારે પગારવાળા બે અધિકારીઓમાંથી એક હિન્દી

બોટેનીકલ સર્વે—કોઇ નહિ

પરદેશી ખાતામાં—એવા ૨૨ અધિકારીઓમાંથી ફક્ત ૩ હિન્દીઓ

મરીન—૨૨ અધિકારીઓ છે, જેમાંનો એક પણ હિન્દી નથી

નાણા ખાતુ—૫૯ જણને રૂ ૫૦૦ થી વધારે પગાર મળે છે, તેમાંથી ૧૪ હિન્દીઓ છે.

હતાઃ હવે ૧૯૧૫ માં બીજા જાહેર નોકરીના કમીશનનો રીપોર્ટ પ્રસિદ્ધ થવાની રાહ જોઇએ છીએ. એજ જૂની વાર્તાનું પુનરાવર્તન થશે. જ્યારે કમીશનોમાં ઍંગ્લો-ઇંડીઅન તત્ત્વ પ્રાધાન્ય ભોગવતું હોય, અને જ્યારે હિન્દી અયોગ્ય છે એવા ઍંગ્લો-ઇંડીઅનના કથન ઉપર તેની સત્તા અને જગ્યાનો આધાર હોય ત્યારે તેનાથી ઉલટું પરિણામ શી રીતે આવી શકે ?

રા. જી સુબ્રમન્ય આયરે અનુમોદન આપતાં બતાવી આપ્યું કે, અધિકાર વાળી જગ્યાઓ પરથી હિન્દીઓનો અધિકાધિક બહિષ્કાર કરવામાં આવ્યો છે, અને તેમની શક્તિઓનો વિકાસ કરવાની તક આપવામાં આવી નથી; ઇટાનો માર્ક્વીસ અથવા કાઉન્ટ ઓકુમા હિન્દી હોય છે ક્યાં ? યુરોપીઅનો જ્યારે અહીંયા અનુભવ મેળવતા હોય છે ત્યારે તેમને મોટા પગારો આપવામાં આવે છે, અને પછી હિન્દમા મેળવેલા અનુભવનો ઉપયોગ હિન્દ બહાર કરવાને માટે પરદેશમા ઉંચા હોદ્દાઓ તેમને આપવામાં આવે છે.

"તેઓ કહે છે કે ધગડો ન થઇ શકે એવી ઓછામાં ઓછી અ ગ્રેજોની સંખ્યા હોવી જોઇએ. તેનો અર્થ શું થાય છે ? ગુલામગિરિ આપણા શરીરની ચામડીમા ઉતરેલી છે. જો આપણા પોતાના દેશમા આપણને જોખમદાર જગ્યાઓ સોંપવામા ન આવે, જો આપણી પોતાની સરકાર આપણને પોતાના વિશ્વાસમાં નહિ લે અને જો જગ્યાઓ આપણા પોતાના દેશના રાજ્યતંત્રમા આપણનેજોખમદારી આપે તે જગ્યાઓ પરઆપણને નહિ નીમે,ત્યારે ગુહરશો, તે ગુલામગિરિ વિના બીજું શું છે ? આપણે લાકડાંફાડા અને પાણી ખેંચનારા છીએ, અને વિશેષ કાંઇ નહિ. પ્રત્યેક ખાતામાં નિયમિત રીતે કસરી રાજનીતિ ગ્રહણ કરવામા આવી રહી છે. એક તરફથી તેઓ વચનો અને આશાઓ અને ખાત્રીઓ આપ્યા જાય છે, અને બીજી તરફથી તેઓ પાછા હઠવાની રાજ્યનીતિનું ગ્રહણ કરતા ચાલ્યા જાય છે. એક સો વર્ષો પછી આપણે એક તસુ પણ આગળ વધ્યા નથી, પરન્તુ આપણે જ્યા હતા ત્યાથી લાંબે સુધી પાછા પડયા છીએ."

બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ ઠરાવ વિષે બોલતાં કહ્યું કે, "આપણે જમીન ગુમાવી છે, પરન્તુ આપણા પક્ષમાં ધર્મ અને ન્યાય છે" અને "મને વિશ્વાસ છે કે, આપણા આ દુઃખી દેશમાં પણ સમાનતાના અને સમાન સિદ્ધાંતોના અંતિમ વિજયનો દિવસ આવશે જ." બાબુ પીઆરી લાલ ઘોષ અને અબ્દુલ કાસીમે વિવેચન કર્યા પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો.

જમીન મ્હેસુલના વધારા વિષે ઠરાવ ત્રીજો રા. એલ. એ. ગોવિંદ રાઘવ આયરને સોંપવામાં આવ્યો હતો, તેમણે કહ્યું કે કાયમની જમાબંદી અને જ્યાં તે દાખલ કરી ન શકાય ત્યાં લાંબી મુદતની જમાબંદી રૈયતની સ્થિતિ સુધારશે. તેમણે બતાવી આપ્યું કે, રૈયત આપી શકે તેના કરતા વધારે માગવામાં આવે છે, જ્યારે તેની પર એવી રીતે કર નાખવો જોઇએ કે, તે સારી મોસમોમાં બચાવી શકે અને ખરાબ મોસમોમાં ટકાવ કરી શકે. ૧૮૫૨ મા હિન્દી પ્રધાને કાયમની જમાબંદી વિષે એક ખુલાસાને છ જે એવો ખરીતો મોકલ્યો હતો, પરન્તુ આજકાલની સરકારમા રાજકીય ડહાપણ નથી.

માન. રા. પારેખે અનુમોદન આપ્યું, મી. પીટર પૉલ પીલ્લાઇ, રા. એન શ્રી નિવાસવરદા ચારીઅર, રા. એસ સુબ્રમન્યમ્, અને રા પી. આર. સુંદર આયરે વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામા આવ્યો.

દક્ષિણ આફ્રિકા વિષે ચોથો ઠરાવ ડૉ. યુ. એલ. દેસાઇએ રજુ કર્યો અને રા. એસ. કે. નાયરે તેને અનુમોદન આપ્યું. મી. સી. એફ. સીવરાઇટે ઑસ્ટ્રેલીઆના હિન્દીઓ પર નાખવામાં આવેલાં અપમાનકારક બંધનોમાંથી મુક્તિ અપાવવાની અરજી તેમની તરફથી રજુ કરી. બ્રહ્મદેશમા નવું કોંગ્રેસ મધ્યસ્થળ સ્થાપવામાં આવ્યું હતું, તેના પ્રથમ પ્રતિનિધિ રા વી જી. વસુદેવે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર થતા તે દિવસની કોંગ્રેસની બેઠક સમાપ્ત થઇ.

ત્રીજે દિવસે યુનિવર્સિટીઓ ખરડા વિષે પાંચમો ઠરાવ બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ રજુ કર્યો. તેમણે કહ્યું કે સરકારે આપણી કૉરપોરેશનોનું દિવાની સ્વાતંત્ર્ય સંકુચિત કરી નાખ્યું છે,

તેમ હવે તે ઉચ્ચતર કેળવણીનો કાબુ હાથમાં લે છે. નવીન ઉપજાવી કાઢેલો સામ્રાજ્યવાદ માનવ સ્વાતંત્ર્યનું ભવિષ્ય અંધકારમય બનાવી રહ્યો છે.

"કેળવણીના હિન્દના સાર્વદેશીય અભિપ્રાયથી તિરસ્કારાયેલા પ્રતિકારક અને અવળા કાયદાથી વિખુટું ન પડી શકે એવી રીતે જડાયેલું લૉર્ડ કર્ઝનનું નામ" ભવિષ્યની પ્રજા સંભારશે. આપણને કહેવામાં આવ્યું છે કે, કેળવણીના વિષયમાં પ્રવીણ પુરુષોની એક સભા ૧૯૦૧ માં મળી હતી, અને ફેરફારો કરવાની સલાહ આપી હતી. તેઓ "ગુપ્ત રીતે મળ્યા હતા, ગુપ્ત રીતે વિચાર ચલાવ્યો હતો, ગુપ્ત રીતે ઠરાવ કર્યો હતો, અને, હું ધારી લઉં છું, ગુપ્ત રીતે ચાલ્યા ગયા." સેનેટો એ ખરડાની વિરુદ્ધ છે, અને જાહેર અભિપ્રાય આપણા પક્ષમાં છે. યુનિવર્સિટીઓને સરકારી ખાતાં બનાવવામાં આવ્યાં છે. ખાનગી સંસ્થાઓને અટકાવવામાં આવશે, ખાનગી કૉલેજોનો નાશ કરવામાં આવશે, કેળવણીનું ક્ષેત્ર સંકુચિત કરવામાં આવશે. તે ખરડો પરિવર્તન કરે છે.

રા. અંબાલાલ સાકરલાલ દેસાઈએ ઠરાવને અનુમોદન આપ્યું, અને બાબુ હરિપ્રસાદ ચેટરજી, રા. આર. એન. મુધોલકર, રા. જી. સુબ્રમન્ય આયર, પંડિત મદનમોહન માલવીય, અને રા. ચોધરીએ વિશેષ અનુમોદન આપતાં સભાજનોએ અણગમા અને તિરસ્કારના પોકારો કર્યા. ઠરાવ પસાર કરવામાં આવ્યો અને તે પ્રતિકારક અને હાનિકારક પગલાના પરિણામોએ બતાવી આપ્યું છે કે, કોંગ્રેસનો અણગમો સંપૂર્ણ યોગ્ય હતો.

'ઓફીશ્યલ સીક્રેટ્સ બીલ' વિષે પણ ૬ ઠ્ઠા ઠરાવમાં તેટલીજ નાપસંદગી બતાવવામાં આવી, કેમકે તે "જાહેર મતના હિતની વિરુદ્ધ, વ્યક્તિના સ્વાતંત્ર્યને ભયોત્પાદક અને અવળી રાજ્યનીતિનો છે. બાબુ કિશન નારાયણ ધારે તે ઠરાવ રજુ કર્યો, અને કહ્યું કે એના જેટલા મહત્વના કોઈ પણ પગલા વિષે આટલો બધો સાર્વદેશીય તિરસ્કાર દર્શાવવામાં આવ્યો નથી "એ નિંદ્ય, અરે, વિષમ પગલું છે, જેને વિષે ધૈર્ય અથવા હદમાં રહીને બોલવું અશક્ય છે," એવા શબ્દોમાં વડી ધારાસભામાં તેનો તિરસ્કાર કરીને નવાબ સૈયદ મહમદે અને રા. ગોખલેએ દેશની કૃતજ્ઞતા પ્રાપ્ત કરી છે. "લૉર્ડ કર્ઝનને વિસ્મય ઉપજે છે કે, રશિઆના જેવું રાજ્યતંત્ર બનાવવામાં આવે છે, એવું એનું વર્ણન શા માટે અપાવું જોઈએ? અને વિસ્મય ઉપજે છે કે, ઇંડિઅન સરકાર સિવે કોઈને એટલું બધું અજ્ઞાન હોય કે તે એવો વિચાર કરવા પામે કે, લૉર્ડ કર્ઝનનો ખરડો આ દેશમાં પસાર કરવામાં આવે તો તેનાથી પ્રજાની સિવાની સ્વતંત્રતાઓ જેટલી ભયમાં આવી પડે એવું આપખુદ અને નાશકારક તત્ત્વ તેના શુદ્ધ દિવાની કાયદાઓમાં છે?" તે ખરડાથી કાયદામાં થતા ફેરફારોનું અવલોકન કરીને વક્તાએ કહ્યું કે, તે "શકરી, નિંદ્ય, અને અતિશય વિષમ છે," અને તેથી 'આપણા રાજ્યકર્તાઓનાં ન્યાયવૃત્તિ અને નિષ્પક્ષપાત પરનો આપણો વિશ્વાસ ચલિત થશે" રા. મુધોલકરે ઠરાવને અનુમોદન આપ્યું, માન. ગ. જી શ્રીનિવાસરાવે તેને વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો. યોગ્ય સમયે દમનના કાયદાઓમાં તે ખરડાને ઉમેરવામાં આવ્યો.

સાતમો ઠરાવ લશ્કરી ખર્ચ વિષે હતો. રા. એન એમ સમર્થે તે રજુ કર્યો, રા. વી. કૃષ્ણસ્વામી આયરે તેને અનુમોદન આપ્યું, બાબુ ચારુચન્દ્ર ઘોષ અને રા. જી. એ. નટેસને વિશેષ અનુમોદન આપ્યું, અને પસાર કરવામાં આવ્યો. તેની વિશેષ ચર્ચા કરવાની જરૂર નથી, કેમકે તે પ્રતિવર્ષે આપણા જોવામાં આવે છે. આઠમો ઠરાવ નવીન હતો, કેમકે મીઠા પરનો વેરો ઓછો કરવાને માટે અને આવક વેરો નાખવા યોગ્ય ઓગામાં ઓછી રકમમાં વધારો કરવા માટે તેમાં સરકારનો આભાર માનવામાં આવ્યો હતો. આ પ્રમાણે કોંગ્રેસની બે વિનતિઓ સફળ થઈ. ઠરાવ રા. સી. વાય. ચિંતામણિએ રજુ કર્યો, મીસ બાર્ગીનીએ તેને અનુમોદન આપ્યું અને પસાર થયો.

બાબુ જે. ચોધરીએ બંગાળના ભાગલા વિષે નવમો ઠરાવ રજુ કર્યો, તે આપખુદ પગલાથી લગભગ ઉત્ક્રાન્તિ થવા આવી હતી, અને નામદાર સમ્રાટે ૧૯૧૧ માં તે રદ કર્યો નાની નાની હિન્દી મંજ-

એનું એક રાષ્ટ્ર બનાવવાને હિન્દીઓ પ્રયત્નો કરી રહ્યા છે, પરન્તુ લૉર્ડ કર્ઝન "આપણામાં ભેદ પાડીને રાજ્ય કરવા ઇચ્છે છે." રા. જી. રાઘવરાવે અનુમોદન આપ્યું. મદ્રાસમાંથી અમુક જીલ્લાઓ વિખુટા પાડવા વિષેનો ઠરાવનો છેવટનો ભાગ પડતો મુકવાને માટે રા. વી. કૃષ્ણસ્વામી આયરે સુધારો રજુ કર્યો. સુધારો નામંજુર થયો અને ઠરાવ પસાર થયો.

દશમા ઠરાવમાં મદ્રાસ મ્યુનિસિપલ ખરડાનો તિરસ્કાર કરવામાં આવ્યો. ઠરાવ રજુ કરનાર માન. રા. કૃષ્ણનાયરે કહ્યું કે, તે "અત્યંત પ્રતિક્રારક, અવળો અને પરિવર્તન કરનારો છે:" કોરપોરેશનમાં ૨૮ સભ્યો પ્રજા તરફથી ચુંટાતા હતા, અને ૮ ને નીમવામાં આવતા હતા; તે ખરડાની રૂએ લોકપ્રિય પ્રતિનિધિઓની સંખ્યા ઘટાડીને ૧૬ કરવામાં આવી હતી, અને જે મંડળોમાં સઘળા અથવા ઘણાખરા યુરોપીઅનો હોય તેમને ૮ સભ્યો આપવામાં આવ્યા હતા. એવા એક ખરડાએ કલકત્તા મ્યુનિસિપાલીટીનો નાશ કર્યો હતો. રા. એ. સી. પાર્થસારથી નાયડુએ અનુમોદન આપતાં કહ્યું કે, તે ખરડાથી સ્થાનિક સ્વરાજ્ય માત્ર નામનુંજ બની જાય છે. તેમણે ખરડાની કલમોનું કાળજીપૂર્વક પૃથક્કરણ કર્યું હતું. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

અગીઆરમો ઠરાવ પાર્લામેંટમાં અમુક ગૃહસ્થોની ચુંટણી કરવાની ભલામણ કરતો હતો, અને બારમા ઠરાવે કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટીઝ બીલ માટે સરકારનો ઉપકાર માન્યો. એ બે ઠરાવો પસાર કરવામાં આવ્યા. પ્રમુખે પછી ઠરાવ તેરમો "રજસીયો" રજુ કર્યો, અને સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીનો ઉપકાર માનનારો ચોદમો ઠરાવ રજુ કર્યો. મી. એ ઓ. હ્યુમ અને રા. ડી. ઇ. વાચ્છાની ફરીથી નીમણુંક કરવાનો ઠરાવ બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ રજુ કર્યો; તેમાં બીજા સંયુક્ત જનરલ સેક્રેટરી તરીકે રા. જી. કે. ગોખલેને ઉમેરવામાં આવ્યા. પંદરમા ઠરાવમાં કોંગ્રેસની આગામી બેઠક મુંબાઇ મુકામે નક્કી કરવામાં આવી, અને નિયમિત રીતે આભારો મનાયા પછી રાષ્ટ્રીય કોંગ્રેસની ઓગણીસમી બેઠક પૂર્ણ થઇ.

## ઠરાવો.

### કોંગ્રેસનો શોક.

૧. ઠરાવ કરવામાં આવે છે કે, લૉર્ડ સ્ટૅન્લી ઑફ ઍલ્ડર્લી અને મી. ડબલ્યુ. એસ. કેઇનનાં મૃત્યુથી હિન્દને ગયલી ઉંડી અને ન પૂરાય એવી ખોટને માટે આ કોંગ્રેસ પોતાના શોકની નોંધ લેવા ઇચ્છે છે; તેમની સેવાઓનું સ્મરણ હિન્દની પ્રજા સદૈવ કૃતજ્ઞતાપૂર્વક કરશે.

રામનંદના રાજાએ સદૈવ કોંગ્રેસનું અત્યંત હિત કર્યું છે, તેમના મૃત્યુ માટે પણ આ કોંગ્રેસ પોતાનો ઉંડો શોક દર્શાવવા ઇચ્છે છે.

### જાહેર નોકરી.

૨. ( ક ) પહેલાંની કોંગ્રેસો સાથે સમત થઇને આ કોંગ્રેસ એકવાર ફરીથી પોતાનો ઉંડો ખેદ દર્શાવે છે કે, જાહેર નોકરીના કમીશનના પરિશ્રમથી આ દેશની પ્રજાને વ્યાવહારિક રીતે સારું ફળ કાંઇ પણ પ્રાપ્ત થયું નથી; જાહેર નોકરીની ઉચ્ચતર જગ્યાઓપર વધારે સંખ્યામાં નીમાવાના દેશની પ્રજાના દાવાઓને કમીશનની ભલામણોએ સંપૂર્ણ ન્યાય આપ્યો નહિ તે છતાં પણ સરકારે તેમનો પૂરતો અમલ કર્યો નથી, અને ત્યાર પછી વખતો વખત કાઢવામાં આવેલી નવી જગ્યાઓ પર અને ખાસ ખાતાંમાં જેવા કે, મીઠાખાતું, અફીણખાતું, મેડીકલ અને પોલીસ ખાતાં, હિન્દી સરકારનું સરકારી તાર ખાતું, ઇંડો-બ્રિટિશ તારખાતું, ખાણખાતું, ટપાલખાતું, અને પરદેશખાતું-એમાં હિન્દીઓને નીમવાનો સિદ્ધાન્ત લાગુ પાડયો નથી.

( ખ ) આ કોંગ્રેસના અભિપ્રાય મુજબ ખાતાના ઉપરીઓની અને રેલ્વે વહીવટોને માટે જોખમદાર અધિકારીઓની જાહેર અને રેલ્વે નોકરીઓમાં હિન્દીઓની નીમણુંક બાબત કરવાની તાજી રાજ્યનીતિ સરકારે આપેલાં વચનો અને ખાત્રીઓનું ગંભીર:ઉલ્લંઘન છે.

( ગ ) આ કોંગ્રેસના અભિપ્રાય મુજબ સરકાર તરફથી કરવામાં આવતી નીમણુંકોથી થતો આર્થિક સુધારો અટકાવવાને માટે જાહેર નોકરીની તાલીમથી અનુભવ અને જ્ઞાનનો અમૂલ્ય લાભ મળે છે તે દેશની-પ્રજાને આપવાને

માટે, અને રાજ્યતંત્રમાં કરકસર દાખલ કરવાને માટે નોકરીની સર્વ શાખાઓમાં દેશના દેશીઓને છુટથી નીમવાની રાજ્યનીતિની ઘણી આવશ્યકતા છે.

### કાયમની જમાબંદી.

૩. જ્યારે જ્યારે જમીન મ્હેસુલની આંકણી નવેસર કરવામાં આવે છે, ત્યારે ત્યારે તેમાં વધારો કરવાના વલણ તરફ આ કોંગ્રેસ ભય દર્શાવે છે, અને પોતાની દૃઢ પ્રતીતિ જાહેર કરે છે કે, આંકણીમાં આટલો બધો વારંવાર અને આટલો ભારે વધારો કરવાની રાજ્યનીતિ આ દેશના ખેડુતોની ગરીબાઇમાં વધારો કરે છે, અને ખરાબ મોસમો અને દુકાળો વારંવાર પડે છે તેમની સામે ટકાવ કરવાને તેમને હમણાંના કરતાં વિશેષ અયોગ્ય બનાવે છે, આ કોંગ્રેસ, તેથી પ્રાર્થના કરે છે કે, એ વિષય ઉપર ૧૮૯૨ અને ૧૮૯૭ ના હિન્દી પ્રધાનના ખરીતાઓમાં દર્શાવ્યા પ્રમાણે કાયમની જમાબંદીને માટે દેશના જે ભાગો પરિપક્વ થયા હોય તેમાં તે દાખલ કરવી; અને હિન્દના જે ભાગોમાં કાયમની જમાબંદી દાખલ કરવી હજી સરકારને અનિચ્છનીય લાગે ત્યાં લાંબી મુદતોની જમાબંદી કરવી, અને હદ બહાર આકણી કરવા સામે કાયદેસર પ્રતિબંધો નાખવા.

### સંસ્થાનોમાં હિન્દીઓ.

૪. દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલીઆ અને અન્યત્ર બ્રિટિશ સંસ્થાનોમાં રહેતી નામદાર સમ્રાટની હિન્દી પ્રજાના દુર્ભાગ્ય તરફ સંસ્થાનિક સરકારો તરફથી તેમને જે મહાન હાડમારીઓ વેઠવી પડે છે, અને તેમના હકકો લઇ લેવામાં આવે છે, અને તેને પરિણામે સમ્રાટની પ્રજા તરીકે તેમના દરજ્જા અને હકકોમાં ઘટાડો થાય છે તે તરફ આ કોંગ્રેસ ગંભીર ચિંતા અને ખેદ દર્શાવે છે, અને સંસ્થાનો હિન્દીઓ તરફ પછાત અને અણસુધરેલી જાતિઓ તરીકે વર્તે છે તેની સામે વાંધો ઉઠાવે છે; અને તે પ્રાર્થના કરે છે કે, હિન્દી સંસ્થાનવાસીઓએ સંસ્થાનોના વિકાસમાં મોટો ભાગ લીધો છે અને તેઓ સંસ્થાનોમાં જઇને રહેલા હોવાથી હિન્દને તેમજ સંસ્થાનોને ઉભયને જે આર્થિક લાભો થયા છે, તે જોતાં, જો જરૂર પડે તો ન્યાયી, સમાન અને માનવંત શરતો સિવાય સંસ્થાનો હિન્દીઓને મેળવી શકે નહિ એવા કાયદાઓનો અમલ કરીને નામદાર સમ્રાટની યુરોપીય પ્રજાની સમાન બ્રિટિશ નાગરિકતાના સર્વ હકકો અને અધિકારો અપાવવાની હિન્દી સરકાર કૃપા કરશે. અને નામદાર સમ્રાટની સઘળી પ્રજા તરફ સમાન વર્તન ચલાવવાના સિદ્ધાંતનું પુષ્કળ મહત્વ જોતાં હિન્દી પરદેશગામીઓ સર્વ બ્રિટિશ સંસ્થાનોમાં એવી સ્થિતિ પ્રાપ્ત કરે તેવાં યોગ્ય પગલાં નામદાર સમ્રાટની સરકારે યોજવાં જોઇએ.

### કેળવણી.

૫. સરકારની કેળવણી વિષયક રાજ્યનીતિની સુધારણાને માટે કેટલાક વખતથી વિચારાયલી યોજનાને આ કોંગ્રેસ આવકાર આપે છે, તથાપિ તેનો એવો અભિપ્રાય છે કે, યુનિવર્સિટીઝ ખરડાને પસાર કરીને તેનો કાયદો બનાવવામાં આવશે તો યુનિવર્સિટીઝ કમીશને કરેલી ભલામણો પ્રમાણે કેળવણીનું ક્ષેત્ર સંકોચાશે અને યુનિવર્સિટીઓની કાર્યસાધકતા અને ઉપયોગિતાનો તેમના સ્વાતંત્ર્ય પર મોટો આધાર છે તેનો સંપૂર્ણ વિનાશ કરશે, અને વ્યાવહારિક રીતે તેમને સરકારનાં ખાતાં બનાવી દેશે.

આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, ખરડાની કલમો ઉચ્ચતર કેળવણીની વર્તમાન પદ્ધતિની ખામીઓ દૂર કરશે નહિ, પરન્તુ ઉચ્ચતર કેળવણીના લાભને માટે નાણાની અને ચઢતી પ્રતિના શિક્ષકો રાખીને શિક્ષણના ધોરણમાં સુધારણા કરવાની અત્યંત આવશ્યક્તા છે.

નીચેના ફેરફારો કરવાને આ કોંગ્રેસ પ્રાર્થના કરે છે:

(ક) પ્રત્યેક યુનિવર્સિટીને માટે જૂદો કાયદો બનાવવો.

(ખ) જૂની યુનિવર્સિટીઓના સંબંધમાં સામાન્ય ફેલોઝની સંખ્યા ૨૦૦ થી ઓછી હોવી ન જોઇએ, જેમાંના કમમાં કમ ૮૦ રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટો તરફથી ચુંટાવા જોઇએ, અને ૨૦ ફેકલ્ટીઝના સભ્યો તરફથી ચુંટાવા જોઇએ, અને અલ્હાહાબાદ અને પંજાબની યુનિવર્સિટીઓના સંબંધમાં, એવી વ્યવસ્થા કરવી જોઇએ.

(ગ) સામાન્ય ફેલોઝની હોદ્દાની મુદત હમણાંની જેમ જીંદગી સુધીની હોવી જોઇએ,

પરન્તુ મુકરર કરવામાં આવેલા સમય સુધી ગેરહાજર રહે તો તેમને ખાતલ કરી શકાય.

(ય) સીંડીકેટમાં કોલેજોના ઉપરીઓને માટે કાયદેસર પ્રમાણની કલમ કાઢી નાખવી.

(ચ) એક ફેકલ્ટીમાં દશ વર્ષની મુદતના સર્વ ગ્રેજ્યુએટોને મત આપવાને યોગ્ય જાહેર કરવા.

(છ) જે કોલેજો જોડાવાને માટે (affiliation) અરજી કરે અથવા જેમને જોડવામાં આવેલી છે તેમણે વિદ્યાર્થીઓને માટે અને પ્રોફેસરોને માટે યોગ્ય રહેવાનાં સ્થળો આપવાં જોઇએ અને કોલેજોના કાયમના નિભાવને માટે વ્યવસ્થા કરવી જોઇએ એવી ફરજ પાડનાર કલમ કાઢી નાખવી.

(જ) સંબંધ જોડવાના કે તોડવાના સંબંધમાં ખરડાની રૂએ સરકારે સીધો ચુકાદો આપવાને બદલે હમણાંની જેમ યુનિવર્સિટીએ આપવો જોઇએ, અને તે ચુકાદો સરકારની બાહાલીને આધીન રહેશે.

(ઝ) કોલેજોના ઇન્સ્પેકશનના સંબંધમાં સરકારી કેળવણી ખાતા સાથે સંબંધ નહિ ધરાવતા અથવા કોઇ મદદ મેળવતી કે નહિ મેળવતી કૉલેજ સાથે સંબંધ નહિ ધરાવતા સીંડીકેટ તરફથી ખાસ નીમાયલા ગૃહસ્થોએ ઇન્સ્પેકશન લેવું જોઇએ.

(ટ) પેટા કાનુનો અને કાનુનો કરવાનો અધિકાર હમણાંની જેમ સેનેટને રહેશે, અને તે સરકારની બાહાલીને આધીન રહેશે.

## દમન.

### ઓફીશ્યલ સીક્રેટ્સ બીલ.

૬. ઓફીશ્યલ સીક્રેટસ બીલ હમણાં વડી ધારાસભા સમક્ષ છે તે તરફ આ કોંગ્રેસ સંપૂર્ણ નાપસંદગી બતાવે છે કેમકે તે અનાવશ્યક છે, જાહેર પ્રજાના હિતની વિરૂદ્ધ છે, વ્યક્તિગત સ્વાતંત્ર્યને ભયાનક છે, અને રાજ્યનીતિમાં અવળું છે, અને પ્રાર્થના કરે છે કે, નૌકાસૈન્ય વિષયક અને લશ્કરી ગુપ્ત વાતો ખુલ્લી પાડવા પૂરતુંજ તેનું ક્ષેત્ર સંકુચિત કરવાની હિન્દી સરકાર કૃપા કરશે.

## લશ્કર વિષયક.

૭. (ક) આ કોંગ્રેસ એકવાર ફરીથી પોતાનો અભિપ્રાય જાહેર કરે છે કે, દેશના શત્રુઓથી કિંવા પાડોશના દેશની લડાયક પ્રજાઓની ચઢાઇઓથી હિન્દનું રક્ષણ કરવાને નહિ પરન્તુ પૂર્વમાં બ્રિટિશ રાજ્યનું ઉપરીપણું ટકાવી રાખવાને માટે હિન્દમાં લશ્કર વધારવાના, દારૂ ગોળો અને કિલ્લેબંદી કરવાના જે પ્રયત્નો વારંવાર કરવામાં આવ્યા છે, અને જેમની પાછળ હિન્દનાં કરોડો નાણાંનો વ્યય કરવામાં આવ્યો છે, તેનું ક્ષેત્ર હિન્દી સરહદ કરતાં અત્યંત વિશેષ છે, કેમકે જે રાજ્યનીતિએ એ કાર્યો કરાવ્યાં છે તે રાજ્યનીતિ શાહી છે, અને તેથી હિન્દી લશ્કરનો ખર્ચ (જેમાં દેશી લશ્કરના ખર્ચનો તેમજ હિન્દની શાહી ગેરીસનના સઘળા બ્રિટિશ લશ્કરનો એક તૃતીયાંશ જેટલા બ્રિટિશ લશ્કરના ખર્ચનો પણ સમાવેશ થાય છે) અત્યંત ભારે અને અન્યાયી છે, ખાસ કરીને અન્યાયી લાગે છે, કેમકે જે સંસ્થાનો પોતાના રક્ષણને માટે ઇંગ્લાંડ પર તેટલોજ આધાર રાખે છે અને તેટલાંજ ઋણી છે તે શાહી લશ્કરી ખર્ચમાં ઘણો થોડો ભાગ આપે છે અથવા બીલકુલ આપતા નથી.

(ખ) સંપૂર્ણ સહીસલામતીપૂર્વક અને દેશની શાંતિને ભયમાં નાખ્યા વિના હિન્દની કાયદેસર સરહદની બહાર નોકરીને માટે બ્રિટિશ લશ્કરની મોટી સંખ્યા ખેંચી લેવામાં આવી છે તેથી આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે યુરોપીય લશ્કરની હાલની સંખ્યા હિન્દમાં ટકાવી રાખવાને માટે હિન્દી વેરો આપનારાઓને બ્રિટિશ ખજાનામાથી સંગીન રાહત અપાવી જોઇએ

(ગ) બ્રિટિશ લશ્કરના વધેલા ખર્ચને માટે હિન્દી રેવેન્યુ પર વાર્ષિક ૭,૮૬,૩૦૦ પાઉંડનો બોજો નાખવામાં આવ્યો છે, અને હિન્દી વાયસરોય અને તેની કાઉન્સીલે દઢતાપૂર્વક કહ્યું કે એવો બોજો હિન્દી હિતોને હાનિકારક છે અને દેશમાં આંતરિક સુધારો કરવાનાં અનેક તાકીદનાં પગલાં પર હમણાં વિચાર ચાલી રહ્યો છે, અથવા તેઓ દાખલ કરવામાં આવે છે તેમને અટકાવશે તે છતાં એવો બોજો નખાયો છે તેની સામે આ કોંગ્રેસ મજબૂત વાંધો ઉઠાવે છે.

(૫) આ કોંગ્રેસ પોતાની પ્રતીતિ દર્શાવે છે કે, હિન્દી લશ્કરી ખર્ચના અન્યાયી અને ભારે બોજાના મોટા વિભાગનું કારણ ૧૮૫૯ નું લશ્કરનું સંમિશ્રણ છે તેથી તે પદ્ધતિનો સંપૂર્ણ નાશ કરવાને પગલાં ભરવાનો સમય આવી પહોંચ્યો છે

## કોંગ્રેસનો ઉપકાર.

૮. મીઠાપરનો વેરો ઘટાડીને અને આવક વેરાની વેરો નાખવા યોગ્ય ઓછામા ઓછી રકમમા વધારો કરીને દેશના ગરીબ વર્ગોને આપેલી રાહત માટે આ કોંગ્રેસ હિન્દી સરકારનો આભાર માને છે.

૧૨ વાયસરોયની ધારાસભામા કો-ઓપરેટીવ ક્રેડીટ સોસાયટીઓનો ખરડો દાખલ કરવા માટે આ કોંગ્રેસ હિન્દી સરકારનો આભાર માને છે, અને વિશ્વાસ રાખે છે કે, તે કાયદો એવી રીતે ઘડવો કે સરકારની દૃષ્ટિમા રહેલા ઉદ્દેશો સફળ થાય

[ અને જુવો ૧૪ ]

## બંગભંગ.

૯. જમીનના જે વિભાગો લાંબી મુદ્દતથી ભેગા હોય અને જે માનવશાસ્ત્ર વિષયક, ભાષા સમાના, સામાજિક અને રાજ્યતંત્રના સબંધો ધરાવતા હોય તેમને તોડી પાડવાની હિન્દી સરકારની વર્તમાન રાજ્યનીતિ વિષે આ કોંગ્રેસ ઉંડી ચિંતા દર્શાવે છે, અને બંગાલમાથી ઢાકા, માઇમેન્સીંધ, ચિતાગોંગ વિભાગો અને છોટા નાગપુર વિભાગનો કેટલોક પ્રદેશ વિખુટા પાડવાના કાર્ય તરફ તેમજ મદ્રાસ ઇલાકામાથી ગંજામ જીલ્લો અને ગંજામ તથા વિઝાગાપટ્ટમ જીલ્લાઓની એજંસીઓના પ્રદેશ વિખુટા પાડવાના કાર્ય તરફ આ કોંગ્રેસ અણગમો બતાવે છે.

## મદ્રાસ મ્યુનિસિપાલિટી.

૧૦. આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, મદ્રાસ મ્યુનિસિપલ ખરડો હમણા સ્થાનિક ધારાસભા સમક્ષ છે, તેની રાજ્યનીતિ લૉર્ડ રીપનના સમયમા દર્શાવાયેલા હિન્દમા સ્થાનિક સ્વરાજ્યના સિદ્ધાંતોને સાનુકૂળ નથી, અને બતાવી આપવા ઇચ્છે છે કે, ચોવીશ સભાસદો કરતા ઓછા પ્રતિનિધિત્વથી શહેરના કર ભરનારાઓનાં હિતો સચવાશે નહિ જો ચુંટણી કરવાના મતનો હક્ક મંડળોને અને સંસ્થાઓને અપાવાનો હોય તો તેનો અભિપ્રાય છે કે તે સંસ્થાઓ અને મંડળો એવાં હોવા જોઇએ કે, શહેરના મ્યુનિસિપલ કારોબારમા જેમને સીધો લાભ હોય, અને તેમને આપવામા આવનારી સંખ્યા અત્યંત મર્યાદિત હોવી જોઇએ મદ્રાસ રેલ્વે અને પોર્ટટ્રસ્ટના મંડળો એવા નથી કે તેમને એવુ પ્રતિનિધિત્વ આપવું જોઇએ, પરન્તુ જો તે આપવુંજ હોય તો ચેમ્બર ઓફ કામર્સ, ટ્રેડર્સ એસોસીએશન, અને યુનિવર્સિટી જેવાં મંડળોનેજ આપવું અને તે દરેકને એકેક સભ્ય ચુંટવાનો હક્ક આપવો.

## પાર્લામેન્ટમાં પ્રતિનિધિઓ.

૧૧. નોર્થ લેમ્બેથ તરફથી રા. દાદાભાઈ નવરોજીની, વૉલ્થૅમ્સ્ટો તરફથી બાબુ ડબલ્યુ સી. બોનરજીની, નોટીંગહામ તરફથી સર હેન્રી કોટનની અને રોકસ બર્ગશાયર તરફથી સર જૉન જાર્ડીનની ઉમેદવારીને આ કોંગ્રેસ અત્યંત અંતઃકરણપૂર્વક પોતાનુ અનુમોદન આપે છે, અને એ મતદાર મંડળોના મતદારોને વિનંતિ કરે છે કે, હિન્દની પ્રજાના હિતની ખાતર કૃપા કરીને તેઓ તેમને પાર્લામેંટમા ચુંટી કાઢશે, જેથી કરીને તેઓ વફાદારીપૂર્વક તેમની સેવા કરે એટલુંજ નહિ પરન્તુ જે દેશ બ્રિટિશ મહારાજ્યનુ એક અંગ હોવા છતા બ્રિટિશ પાર્લામેન્ટમા સીધું પ્રતિનિધિત્વ ધરાવતો નથી તેના તેઓ અમુક પ્રકારે પ્રતિનિધિઓ બનશે

## પહેલાંના ઠરાવોનું સમર્થન.

૧૩ આ કોંગ્રેસ પહેલાની કોંગ્રેસો સાથે એકમત થઇને મજબુત પક્ષ કરે છે કે [ ૧૯૦૨ (૯)-(૬)]

(૯) કારોબારી અને ન્યાયી ફરજો એકજ અધિકારીમા એકઠી ન થાય એવે પ્રકારે તે ફરજોને સંપૂર્ણ રીતે જુદી પાડવાની આવશ્યકતા તાકીદની છે.

(૬) હિન્દની જાહેર નોકરીની સર્વ દિવાની શાખાઓને માટેની સર્વ પરીક્ષાઓ હમણા

ફક્ત ઇંગ્લાંડમાં લેવામાં આવે છે. તે હિંદમાં અને ઇંગ્લાંડમાં એક સાથે લેવાવી જોઇએ.

(ત) ઇંગ્લાંડના દુષ્કાળ યુનિઅનના સભ્યોએ હિન્દી પ્રધાનને કરેલી અરજીમાં કહ્યા પ્રમાણે હિન્દી રૈયતની આર્થિક સ્થિતિની તપાસ કરવી જોઇએ.

કોંગ્રેસનો ઉપકાર અને કોંગ્રેસનું કાર્ય.

૧૪. આપણી રાજકીય પ્રગતિની ખાતર નિઃસ્વાર્થ સેવાઓ કરવાને માટે સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીના અન્ય સભ્યોનો આ કોંગ્રેસ ઉપકાર માનવા ઈચ્છે છે:

અને બ્રિટિશ કમિટીના ખર્ચને માટે રૂ. ૧૦,૫૦૦ કાઢી આપવામાં આવે છે અને જુદાં જુદાં કોંગ્રેસ મંડળોએ પોતાને ફાળે આવેલી રકમ આપવી.

નીચેના ગૃહસ્થોને તેમનાં નામોની સામે જણાવવામાં આવેલાં મંડળોના સેક્રેટરીઓ નીમવામાં આવે છે, અને જુદાં જુદાં મંડળો પાસેથી નીકળતી રકમોને માટે તેમને જવાબદાર ગણવામાં આવશે, અને એ અર્ધ વાર્ષિક ફાળાઓમાં નાણાં અગાઉ આપવાં.

બંગાલ.

બાબુ સુરેન્દ્રનાથ બેનરજી.
" બૈકુંઠનાથ સેન.
" ભુપેન્દ્રનાથ બસુ.

મુંબાઇ.

માન. રા. પી. એમ. મ્હેતા.
રા. ડી. ઇ. વાચ્છા.
માન. રા. જી. કે. ગોખલે.

મદ્રાસ.

માન. રા. જી. શ્રી નિવાસરાવ.
માન. રા. વસુદેવ આયંગર.
રા. સી. રાયરૂ નેમ્બીઅર.
રા. જી. રાઘવરાવ, બરહામપોર.

વરાડ અને મધ્ય પ્રાંતો.

રા. આર. એન. મુદોલકર.

વાયવ્ય પ્રાંતો અને અયોધ્યા.

માન. પંડિત એમ એમ. માલવીય.
રા. ગંગાપ્રસાદ વર્મા.
રા. એસ. સિંહા.

કાનપુર.

રા. પૃથ્વીનાથ પંડિત.

પંજાબ.

રા. હરકીસનલાલ.

સામાન્ય.

૧૫. આ કોંગ્રેસ આવતા વર્ષને માટે મી. એ. ઓ. હ્યુમ સી. બી. ને જનરલ સેક્રેટરી તરીકે અને રા. ડી. ઇ. વાચ્છાને સંયુક્ત જનરલ સેક્રેટરી તરીકે ફરીથી નીમે છે, અને માન. રા. જી. કે. ગોખલેને વધારાના સંયુક્ત જનરલ સેક્રેટરી નીમે છે.

૧૬. વીસમી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ ૧૯૦૪ ના નાતાલ દિવસ પછી હવે પછી નક્કી કરવામાં આવે તે દિવસે મુંબાઇમાં મળશે.

# વીસમું પ્રકરણ.

## વીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

વીશમી રાષ્ટ્રીય કોંગ્રેસ ભરાતા આ બલવતી સંસ્થાના વીશ વર્ષ પૂર્ણ થયા, વીશમી બેઠક મુંબાઇમાં ક્રેસન્ટ સાઇટ પર ઉભા કરેલા વિશાળ મંડપમાં ૧૯૦૪ ની ૨૬ મી, ૨૭ મી અને ૨૮ મી ડીસેમ્બરે મળી હતી લૉર્ડ કર્ઝનની રાજ્યનીતિએ ઉત્પન્ન કરેલા શોકની છાયામાં કોંગ્રેસ મળી, એ રાજ્યનીતિને કોંગ્રેસના ગત્તાવાર રીપોર્ટમાં યોગ્ય રીતે 'દમન કરનાર અને પ્રતિગામી' કહેવામાં આવી છે

"જ્યારે દમનના પગલાં—કાયદા ઘડના વિષે અને રાજ્યતંત્ર વિષે—હારમાળા જાહેર મતના તીવ્રમાં તીવ્ર વિરોધ હોવા છતાં દેશની પર તેણે બળપૂર્વક નાખી ત્યારે ઉંડા ગેરખની લાગણી વધી ગઈ હતી ગયા વર્ષની કોંગ્રેસ મળી તે પહેલાં લાંબા સમયથી સામાન્ય રીતે સ્વીકારવામાં આવ્યું હતું કે, લૉર્ડ કર્ઝનના રાજ્યતંત્રની તરફેણમાં ગમે તે કહેવાય તથાપિ દેશના કેળવાયલા વર્ગોનો તે કોઇ પણ રીતે મિત્ર નથી અને તેમના અભિલાષો તરફ તે ઠંડી બેપરવાઇ બતાવશે એટલું જ નહિ પરંતુ ખરેખાત દમન બતાવશે પરિસ્થિતિને લીધે ૧૯૦૪ ની કોંગ્રેસ અસામાન્ય મહત્વની થઇ પડી હતી "

૧૮૯૫ પછી સંમેલન મોટામાં મોટું હતું, ૧૦૧૦ પ્રતિનિધિઓએ પોતાના નામો નોંધાવ્યા હતા તેઓ નીચે પ્રમાણે હતા —

| | |
|---|---|
| મુંબાઇ (૫૪૮) સીંધ (૪૪), કાઠિયાવાડ (૨૬) | ૬૧૮ |
| મધ્યપ્રાંતો, વરાડ, સીકંદ્રાબાદ અને હૈદ્રાબાદ | ૧૦૪ |
| મદ્રાસ | ૧૦૪ |
| બંગાલ (૯૯) અને આસામ (૩) | ૧૦૨ |
| સંયુક્ત પ્રાંતો | ૫૪ |
| પંજાબ | ૨૮ |
| | ૧,૦૧૦ |



સર હેન્રી કૉટન
૨૦ મી કોંગ્રેસના પ્રમુખ

સ્વાગત સભાના પ્રમુખ માન સર ફીરોઝશાહ એમ મ્હેતા, જેમને કે સી આઇ ઇ નો ઇલ્કાબ મળ્યો હતો, તેમણે સ્ત્રીઓ પાસે કોંગ્રેસ ગીત ગવરાવ્યા પછી પ્રતિનિધિઓને અંતઃકરણપૂર્વક આવકાર આપ્યો અને સર વિલિયમ વેડરબર્ન અને મી સેમ્યુઅલ સ્મીથ એમ પી ની હાજરી માટે તેમને અભિનંદન આપ્યું. દર વર્ષે કોંગ્રેસ દેશનો જાહેર અભિપ્રાય એક વેળા પ્રકટ કરે છે, અને તેનાથી પ્રતિકારક અને અવળી રાજ્યનીતિ ઉદ્ભવી છે, એજ તેના મૂલ્યનો નિશ્ચંક પૂરાવો છે "જો ધર્મની ભાવનાથી રાજ્યતંત્ર ચલાવવામાં આવે તો હિન્દનો કબજો ઇંગ્લાંડને આશિર્વાદ સમાન છે, જો દુનિયાદારીની લાલચુ ભાવનાથી ચલાવવામાં આવે તો શાપ સમાન છે ' એકંદરે ઇંગ્લાંડે ડહાપણયુક્ત અને સારી પસંદગી કરી છે, પરન્તુ અનેક કૃત્યોથી (જેની અનુક્રમણિકા રીપોર્ટના એક પૃષ્ઠથી વિશેષ

સ્થળ રોકાયું છે ) ચાલુ રહે છે ત્યારે "હિન્દમાં ઇંગ્લાંડ વિષે બે પક્ષો પડશે." રાજકીય ચળવળ ચાલશેજ."

"માત્ર એકજ પ્રશ્ન એ છે કે, આપણે આપણી લાગણીઓ, અને આશાઓ અને અભિલાષો અને આપણી ફર્યાદો આપણાં પોતાનાં હૃદયોના ઉંડામા ઉંડા ખુણાઓમાં, આપણા પોતાના બંધુઓની ગુપ્ત મંડળીઓમાં દાબી દેવી અને ભરી રાખવી, અથવા ખુલ્લા દિવસના અનિર્બંધ પ્રકાશમાં તેમની ચર્ચા કરવી. પ્રથમ માર્ગ નિરાશાના પયગંબરો પસંદ કરશે. ગૃહસ્થો, આપણે બીજો માર્ગ પસંદ કરીએ છીએ, કેમકે અંગ્રેજ પ્રજાના અંતિમ ડહાપણ, પરોપકાર અને ધર્મપર આપણને શ્રદ્ધા છે.

બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ સર હેન્રી કૉટનને પ્રમુખ તરીકે ચુંટી કાઢવાની દરખાસ્ત રજુ કરી, અને થોડા સુંદર વાક્યોમા તેમણે કરેલી હિન્દની સઘળી મહાન્ સેવાઓ કહી. રા. સી. શંકરન નાયરે અનુમોદન આપ્યું, પંડિત મદનમોહન માલવીયે વિશેષ અનુમોદન આપ્યું અને લાંબી તાળીઓ વચ્ચે સર હેન્રી કૉટને ખુરશી લીધી "ગુજરાતી" એ કોંગ્રેસને માટે રૂ. ૪૦૦૦ એકઠા કર્યા હતા, તે અને એક સુશોભિત ચાંદીનો થાળ તેના તંત્રી રા. આઇ. એસ. દેસાઇએ સર હેન્રીને અર્પણ કર્યાં.

પોતાને આપેલા માન માટે કોંગ્રેસનો આભાર માન્યા પછી, પ્રમુખે કહ્યુ કે, કોંગ્રેસ એ "દેશનાં અવાજ અને ભેજું" છે, દેશને કેળવણી આપવાનું કાર્ય અન્ય સંસ્થાઓ કરી રહી છે, અને "દેશમા જે અભિપ્રાયો વિષે એકમત અસ્તિત્વમાં આવી ગયો હોય તેને સંયુક્ત અને પ્રમાણભૂત પ્રકારે દર્શાવવાનું કાર્ય કોંગ્રેસનું છે." ઇંગ્લાંડના જાહેર મતને હલાવવાની આવશ્યકતા છે.

"આયર્લેંડનું આંતરિક સંચાલન સુધારણાનું આવશ્યક પ્રથમ પગથીયું હતું, પરન્તુ પોતાની મેળે તો તેણે સ્વલ્પ પ્રાપ્તિ કરી હતી, જ્યારે આયરીશ સંચાલને ઉદારપક્ષના અંગ્રેજ મુત્સદ્દીઓનું બળપૂર્વક લક્ષ ખેંચ્યું, અને ઇંગ્લાંડમાં બળવાન મતની પૂરવણી મળી ત્યારેજ તે ટાપુને કાંઇપણ હકો આપવામાં આવ્યા હતા. અને તેજ વાત હિન્દની છે. ઉભય દેશોને માટે એકજ ઉપાય છે."

રાષ્ટ્રીય ભાવનાના સંવર્ધનની નોંધ લઇને સર હેન્રીએ માન. માઉન્ટસ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટનના શબ્દો પ્રશંસાપૂર્વક ટાંકી બતાવ્યા, જે શબ્દોને હમણાં મુંબાઇના કેટલાક અધિકારીઓ નિઃશંક રાજ્યદ્રોહી ગણી કાઢે, શિવાય કે કદાચિત્ તેને જ્ઞાન હોય કે તે તો અવતરણ તરીકે ટાંકવામાં આવેલા હતા: ૧૮૫૦ ના વધારે સ્વતંત્ર સમયમાં તે બોલ્યા હતા:

"હું ધારૂં છું કે, ધર્મ, વિચારો અને રીતભાતના તફાવતથી ઉત્પન્ન થયલી અતડાપણાની સ્થિતિ પરદેશીઓને પ્રજા સાથેના સર્વ ગાઢ સંસર્ગથી દૂર રાખે છે. તેવી સ્થિતિમા પરદેશી પ્રવાસીઓની એક નાની સંખ્યા એક મહાન્ દેશનાં સર્વ ખાતાનો વહીવટ ચલાવે એ વસ્તુસ્થિતિ સદૈવ ટકી રહે, એમ કદાપિ વિચારી શકાય નહિ. વળી હું ધારૂં છું કે, એવી યોજના અન્યથા બાધા રહીત હોય તો પણ દેશીઓમા થતી કેળવણીની પ્રગતિ તેને અવ્યાહારિક બનાવે છે."

સર હેન્રીએ ઉમેર્યું, પ્રત્યેક વિચારશીલ પુરૂષે જાણવું જોઇએ કે આ શબ્દો સત્ય છે, અને હિન્દ અને ઇંગ્લાંડની વચ્ચેનો સંબંધ ટકી રહેશે લૉર્ડ ક્રોમરે પણ એમજ કહ્યું હતું, અને જાહેર કર્યું હતું કે, "જે શક્તિઓ સરકારે પોતે ઉત્પન્ન કરી છે, પરન્તુ જેમને દોરવામા અને અંકુશમા રાખવામાં તે નિષ્ફળ ગયા છે, તે શક્તિઓ વડે પોતાની પદ્ધતિ છિન્નભિન્ન થઇ ગયલી જોવા તેઓ ઇચ્છતા ન હોય" તો કેળવાયલા હિન્દીઓમા થતા ફેરફારો પ્રમાણે તેમણે પોતાની પદ્ધતિમાં ફેરફાર કરવા જોઇએ. સર હેન્રીએ પોતાના શ્રોતાઓને કહ્યું, હતાશ નહિ થાઓ અને સરકારની રાજનીતિને મુંગા મુંગાં આધીન નહિ થાઓ, અને પૂર્વની પ્રજાઓમાં એક પ્રજા તરીકે હિન્દ સ્થાન લે એ આદર્શ તેમણે બતાવ્યું. પોતાનાં સંસ્થાનો સાથેના ઇંગ્લાંડના સત્ય સંબંધોની ચાવી સ્વાતંત્ર્ય ( autonomy ) છે, અને તે "હિન્દના ભાવિની પણ ચાવી છે." "સંપૂર્ણ સ્વતંત્ર સંસ્થાનોનો એકત્ર સમૂહ બાંધવામાં આવે, અને

સામાન્ય આશયો અને સ્વાર્થથી મધ્યસ્થ રાજ્યને વળગી રહે," એવું "વક્ષણ મહારાજ્યતું" છે. "સ્વતંત્ર અને ભિન્ન ભિન્ન સંસ્થાનોનો સમૂહ, હિન્દનાં સંયુક્ત સંસ્થાનોનો સમૂહ (યુનાઈટેડ સ્ટેટ્સ ઓફ ઇંડીઆ)" એ હિન્દનું આદર્શ છે.

પછી પ્રમુખે આર્થિક પ્રશ્નની ચર્ચા કરી, "ચુસારા"નો અને અંગ્રેજ મુડીથી દેશની થતી લૂંટનો તિરસ્કાર કર્યો, યુરોપીઅન અધિકારીઓની જગ્યાઓપર હિન્દીઓને નીમવાનો અને બીજા ખાસ સુધારાઓ કરવાનો અને હિન્દી સીવીલ સર્વીસની પુનઃ રચના કરવાનો આગ્રહ કર્યો, બંગાલના ભાગલા સામે અને ટ્રાન્સવાલમાં હિન્દીઓ તરફ ચલાવવામાં આવતા વર્તન સામે અણગમો દર્શાવ્યો, અને પોતે માથે લીધેલા કામમાં આશા અને હીંમતથી પરિશ્રમ કરવાનું પોતાના શ્રોતાઓને કહીને પોતાનું ભાષણ તેમણે સમાપ્ત કર્યું.

સખ્ત અને સ્પષ્ટ વ્યાખ્યાનથી પુષ્કળ ઉત્સાહ ઉત્પન્ન થયો, અને તેની સમાપ્તિ થઇ ત્યારે પ્રશંસાસૂચક તાલીઓની ગર્જના થઇ. વિષય નિર્ણાયક સભા મંજુર કરવામાં આવી, અને કોંગ્રેસ મુલતવી રહી.

બીજે દિવસે બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ જાહેર નોકરીમાં હિન્દીઓ વિષેનો ઠરાવ રજુ કર્યો, અને કહ્યું કે, "પૂર્વમાં બ્રિટિશ રાજ્યના મહાન્ સંપ્રદાયોથી અને આ દેશમાં બ્રિટિશ નામના યશસ્વીપણાથી વિરુદ્ધ" રાજ્યનીતિ સામે હિન્દમાં બ્રિટિશ રાજ્યના જન્મ પછી ૧૫૦ વર્ષો પણ આપણને અણગમો દર્શાવવાની ફરજ પડે એ અસાધારણ છે. આપવામાં આવેલાં વચનો અત્યાર સુધી ફક્ત ઉડાવવામાં આવતા હતાં, પરન્તુ ૧૯૦૪ના ૨૪ મી મેના લૉર્ડ કર્ઝનના ઠરાવથી તેમનો ખુલ્લો નકાર કરવામાં આવ્યો, અને દૈવની વિચિત્રતાને લીધે જે મહારાણીના ઢંઢેરાને રદ કરવામાં આવ્યો તેમના જન્મ દિવસે જ. "નવી રાજ્યનીતિ હેઠળ અમુક જાતીના હેવું એ યોગ્યતાની કસોટી છે. જૂની રાજ્યનીતિ હેઠળ યોગ્યતાની કસોટી ગુણ હતો." લૉર્ડ કર્ઝનની પ્રતીપગામી રાજ્યનીતિએ મહારાણીના ઢંઢેરાને ચીરી નાખ્યો છે.

"વડી ધારાસભામાં પોતાના સ્થાન પરથી લૉર્ડ કર્ઝને (તેમણે કહેલું તેનો સારાંશ હું કહું છું) જાહેર કર્યું કે, આપણી પરિસ્થિતિને લીધે, આપણા વંશને અને આપણી કેળવણીને લીધે બ્રિટિશ રાજ્ય હેઠળ ઉચ્ચ અધિકારની જવાબદારીઓને માટે આપણે અયોગ્ય છીએ. સાહેબ, હું કહેવાનું સાહસ કરું છું કે, સમ્રાટના પ્રતિનિધિ તરફથી હિન્દની પ્રજાનું વધારે તીવ્ર અપમાન કદાપિ કરવામાં આવ્યું નથી. ઢંઢેરાનો નકાર કરવો એ ખરાબ છે પરંતુ આ દેશની પ્રજાનું અપમાન કરવું એ દાઝયા પર ડામ દેવા જેવું છે. આપણી જાતિના કલ્પિત ઉતરતાપણા, સામે ગૃહસ્થો, તમારા નામમાં અને તમારી વતી મારો અતિ મજબૂત વાંધો હું રજુ કરવા ઈચ્છું છું. એશિઆવાસીઓ યુરોપીઅનો કરતાં ઉતરતા છે? જાપાનને ઉત્તર આપવા દો. હિન્દીઓ યુરોપીઅનો કરતાં ઉતરતા છે? લૉર્ડ જ્યોર્જ હૅમીલ્ટનને ઉત્તર આપવા દો, અને લૉર્ડ જ્યોર્જ હૅમીલ્ટન આ દેશની પ્રજાનો મિત્ર નથી. ગૃહસ્થો, જ્યારે સમગ્ર યુરોપ વહેમમાં અને અજ્ઞાનમાં અમડોળાયલું હતું ત્યારે જેમણે અર્વાચીન દુનિયામાં સંસ્કૃતિની મશાલ ઉંચી કરી તેમના વંશજો આપણે ઉતરતી જાતિના છીએ? જેમના દીનારાઓ પરથી ગયલા મીશનરીઓએ બે તૃતીયાંશ માનવજાતિને નૈતિક ઉચ્ચતા આપી, તે આપણે ઉતરતી જાતિના પ્રતિનિધિઓ છીએ?"

ત્યાર પછી બાબુ બેનરજીએ કેટલાક આંકડા આપીને બતાવી આપ્યું કે રૂ. ૧,૦૦૦ અને વધારે પગારની ૧૪ ટકા જગ્યાઓ અને રૂ. ૫૦૦ અને વધારે પગારની ૧૭ ટકા જગ્યાઓ આપણને મળી છે. "જો કે દેશ આપણો છે, નાણાં આપણાં છે, અને વસ્તીની મોટી સંખ્યા આપણી છે, તથાપિ ફક્ત ૧૪ કે ૧૭ ટકા ઉચ્ચતર જગ્યાઓ આપણે ભાગ આવે છે." ત્યાર પછી હિન્દમાંના એશિઆવાસીઓની અને ગોરા લોકોના અમલ નીચેના અન્ય દેશોમાંના એશિઆવાસીઓની સ્થિતિ વચ્ચે કેટલાક કટુ મુકાબલા કરવામાં આવ્યા, અને મહારાણીના ઢંઢેરામાં આપવામાં આવેલાં વચનોનું તેમણે પુનઃ સ્મરણ કર્યું.

રા. બ. સુબ્રમન્ય આયરે અનુમોદન આપ્યું, અને કહ્યું કે, ૧૮૩૩ ના ઠરાવ કરતાં હિન્દીઓની સ્થિતિ વધારે ખરાબ છે, અને જ્યારે લૉર્ડ લીટને પોતાની યુક્તિઓથી મહારાણીનાં વચનો તોડયાં હતાં ત્યારે લૉર્ડ કર્ઝને ખુલ્લું કહ્યું છે કે, ૧૮૫૮ના મહારાણીના ઢંઢેરામાં દર્શાવેલાં સિદ્ધાંતો અને રાજ્યનીતિ હિન્દમાંના બ્રિટિશ રાજ્યનાં નથી. વળી કાયદાએ આપેલાં સ્વાતંત્ર્ય અને અધિકારોને પણ આપણે વળગી રહેવું જોઇએ, અને "તેમને એવે પ્રકારે વળગી રહેવું જોઇએ કે અંગ્રેજ પ્રજા નહિ પરન્તુ સમગ્ર દુનીઆ કહેશે કે હિન્દ સ્વતંત્ર થવું જોઇએ."

ઠરાવને અનુમોદન આપતાં માન. રા. કૃષ્ણન નાયરે ઐતિહાસિક રૂપરેખા આપીને બતાવ્યું કે, લૉર્ડ કર્ઝનના કરતાં ભૂતકાળમાં હિન્દીઓ તરફ ઘણું વધારે સમાન વર્તન ચલાવવામાં આવતું હતું. રા. બ. અબ્દુલ કાસીમે મહોમેદન કબુલાત વિષે ચર્ચા કરી. રા. હુસેન બદરૂદીન તૈયબજીએ વધારે આંકડા રજુ કરીને હિન્દીઓને વેઠવો પડતો અન્યાય દર્શાવ્યો. ત્યાર પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ઠરાવ બીજામાં ઉચ્ચતર કેળવણીના દાવા દર્શાવવામાં આવ્યા, અને પ્રાથમિક કેળવણીને મદદ આપવા માટે સરકારનો ઉપકાર માનવામાં આવ્યો. હિન્દમા હાથની કારીગરીની તાલીમની અને પોલીટેકનીકસની આવશ્યકતા છે રા. ડી. બી. પાધ્યેએ તે રજુ કર્યો, અને રા. આર. પી. કરંદીકરે અનુમોદન આપતાં જાપાનનો જ્વલંત દાખલો બતાવ્યો. ખેતીવાડીની તાલીમની આવશ્યકતા તેમણે આગ્રહપૂર્વક જણાવી, અને આયર્લેન્ડ વિષે મી. આર્થર ઑલ્ફરનું વ્યાખ્યાન ટાંકીને દર્શાવી આપ્યું કે, "એક પછી એક તેના પ્રત્યેક સ્વદેશી ઉદ્યોગને જન્મતાંજ ગુંગળાવી નાખવામા આવ્યો છે, અથવા તો તેનું મુખ બંધ કરીને બાંધી રૂંધીને ઇંગ્લાંડના હરીફાઇ કરતા લાભનાં ઇર્ષાળુ કબ્જામાં સોંપી દેવામાં આવ્યો છે, જેથી અંતે દૌલતના પ્રત્યેક ઝરણને પવનનો પણ સંચાર ન થાય એવી રીતે બંધ કરી નાખવામાં આવ્યું, તેથી આખી પ્રજાએ જમીનપરજ પોતાનો આધાર રાખ્યો. તેમની પછી ડૉ એચ. એસ. ગૌરે યુનિવર્સિટીઝ કાયદાનો તિરસ્કાર કર્યો; તે કાયદાએ જ્ઞાનનાં દ્વાર પર "સોનેરી તાળાં વાસ્યાં છે, જે સોનેરી ચાવીઓથીજ ઉઘડે." લૉર્ડ કર્ઝન "કેળવણીને ધનવાનોનો ખાસ અધિકાર બનાવવા ઇચ્છે છે, ગરીબોનો જન્મસિદ્ધ હક્ક નહિ." આપણને કહેવામા આવે છે કે, પૌર્વાત્ય પ્રજાપર પૌર્વાત્ય ઢબે રાજ્ય ચલાવવું જોઇએ, પરન્તુ જો એમ હોય તો પૌર્વાત્ય રાજાઓ કેળવણી મફત આપતા હતા.

રા સી. વાય. ચિંતામણીએ કહ્યું કે લૉર્ડ કર્ઝન આપણને કહે છે કે, રાજકીય અને અન્ય પ્રશ્નોથી નિરાળી રીતે કેળવણીનો વિચાર કરો, પરન્તુ તે અશક્ય છે, કેમકે, મી. મોર્લીએ કહ્યું હતું તેમ કેળવણીના પ્રશ્નો "પ્રજાઓના નૈતિક જીવન અને મૃત્યુને સ્પર્શ કરે છે." લૉર્ડ કર્ઝનનાં કેળવણી વિષયક પગલાં રાજકીય છે, અને તેમાં મુખ્યત્વે રાજકીય વિચારોથી તે (લૉર્ડ કર્ઝન) પ્રેરાયા છે. કેળવાયલા હિન્દીઓનો એક વિભાગ પ્રતિકૂળ લાગ્યો, અને તેમને વિનયપૂર્વક દાબી દેવાના છે. જાહેર પ્રજા રીપોર્ટનું વિવેચન કરી રહી છે અને આપણે માનીએ છીએ કે તેનીપર વિચાર ચાલે છે ત્યારે સર્ક્યુલરો મોકલીને હફ્તે હફ્તે સરકાર નવી રાજ્યનીતિ દાખલ કરે છે. હવે કાયદો પસાર કરવામાં આવ્યો છે, તેની રૂએ સેનેટોને યુરોપીય અને સરકારી બનાવી દેવામાં આવી છે, અને "કાર્ય સાધકતા" શબ્દના નામમાં હિન્દી અને બીન-સરકારી તત્વ દાબી દેવામાં આવ્યુ છે. મી. બી. એ નેટિસને અવિશ્વાસ અને પાછા હડવાની રાજ્યનીતિ વિષે ફર્યાદ કરી અને આંકડા આપીને બતાવ્યું કે ૩૦ વર્ષેનાં વસ્તીમાંથી પાચ વર્ષમાં ૬,૨૨૩ ગ્રેજ્યુએટો, દર વર્ષે ૧,૨૪૨ ગ્રેજ્યુએટો પસાર થયા હતા! ઠરાવ પસાર થયો.

ઠરાવ ત્રીજો પ્રજાની "શોચનીય ગરીબાઇ વિષે" હતો અને તેમાં ઉપાયો સુચવવામાં આવ્યા હતા. રા. આર. એન. મુધોલકરે તે રજુ કર્યો અને મુકાબલો કર્યો કે, જ્યારે આ દેશમાં અરાજકતા અને ગેરવહીવટ વિના બીજું કાંઇ ન હતું ત્યારે લોકોની સ્થિતિ એકંદરે સંગીન હતી, જીવનની આવશ્યક અને ઉપયોગની વસ્તુઓ હતી, અને વ્યાપારની

ચીજોનો મોટો જથ્થો નિકાસ કરવામાં આવતો હતો અને હાલની ગરીબાઈ એવી છે કે, લૉર્ડ કર્ઝનના વધારેમાં વધારે આંકડા પ્રમાણે દર વર્ષે માથા દીઠ આવક રૂ ૩૦ અથવા દરરોજનો દોઢ આનો છે, જેમાંથી રૂ. ૩૬ કરના આપવા પડે છે. ઇસ્ટ ઇંડીઆ કંપની અને હિન્દી સરકારે અટકાયત વેરા નાખીને હિન્દી ઉદ્યોગોને કેવી રીતે યમશરણ કર્યા હતા અને ઉદ્યોગો કરતા લોકોને જમીનનો આશ્રય લેવાની ફરજ કેવી રીતે પડી હતી, અને તેથી ખેતીવાડી મુખ્ય ઉદ્યોગ થઇ પડી હતી, તે તેમણે દર્શાવી આપ્યું. પછી જમીન મ્હેસુલની આંકણી, મીલ ઉદ્યોગો દાખલ કરવાના પ્રયત્નો, અને લૉર્ડ સેલીસબરીના કાર્યનું તેમણે વિવેચન કર્યું; લૉર્ડ સેલીસબરીએ "હુકમ આપ્યો હતો કે, હિન્દી કારીગરોની હરીફાઇથી બ્રિટિશ કારીગરોનું સંરક્ષણ કરવાને માટે પગલાં લેવાવાં જોઇએ " સમસ્ત રાજ્યનીતિનું પરિણામ હિન્દી જનસમૂહોની ગરીબાઇ છે.

માન. રા. એસ. એ. ગોવિંદરાઘવ આયરે ઠરાવને અનુમોદન આપ્યું, અને કાયમની જમાબંદીની આવશ્યકતા અને રૈયતે કરેલા સુધારા પરના વેરા પર કાયદાના અંકુશની આવશ્યકતા વિષે ચર્ચા કરી. માન. રા જી. કે. પારેખ, રા. આર. વી. મહાજની, રા. ટે. નાત્રાજન, અને રા. માણેકજી કે. પટેલે ઠરાવને અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામા આવ્યો.

ગામડીઆઓની ભયોત્પાદક કરુણ સ્થિતિ જોતા ચોથા ઠરાવમાં થોડાક નમુનેદાર ગામોની આર્થિક સ્થિતિની તપાસ કરવાને માટે પહેલાની કોંગ્રેસોની વિનતિ ફરી કરવામા આવી. માન. રા. એચ. એસ. દિક્ષિતે તે રજુ કર્યો, માન. રા. વી. સી. દેસીકાચારીએ અનુમોદન આપ્યું, રાય પાર્વતીશંકર ચૌધરીએ અને ડૉ. જોસેફ બેન્જામીને વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો..

ઠરાવ પાંચમામાં સંસ્થાનોમાં હિન્દીઓની સ્થિતિનો પ્રશ્ન એકવાર ફરીથી રજુ કરવામાં આવ્યો, અને રા. મદનજીતે અને રા. ભરૂચાએ દક્ષિણ આફ્રિકાનાં દુઃખોની અનેક મેળા કહેવા- ચલી વાર્તા પોતાના અનુભવો પ્રમાણે કહી, અને બોઅર વિગ્રહમાં એક સીવીલ સર્જન તરીકે થયલા અનુભવથી ડૉ. મુલજીએ પોતાનો પુરાવો ઉમેર્યો. તે ઠરાવ પસાર થતાં બીજા દિવસનું કાર્ય સમાપ્ત થયું.

રા. જે. એન. તાતા અને હિન્દના પેલા સાચા મિત્ર વિલિયમ ડીગ્બીનાં મૃત્યુ માટે કોંગ્રેસનો ખેદ દર્શાવતો છઠ્ઠો ઠરાવ ત્રીજે દિવસે પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યો. પછી નિયમિત અનુક્રમ તોડીને એક મહત્વનો ઠરાવ (પંદરમો) રજુ કરવાની તેમણે સર. વિલિયમ વેડરબર્નને આજ્ઞા કરી; તે ઠરાવમાં એવી ઇચ્છા દર્શાવવામાં આવી હતી કે, ઇગ્લાંડમાં સામાન્ય ચુંટણી સમીપ આવે છે, તેથી મતદારો અને ઉમેદવારો સમક્ષ હિન્દની માગણીઓ રજુ કરવાને માટે હિન્દમાંથી એક પ્રતિનિધિ મંડળ મોકલવું. તેમણે પ્રાથમિક મહત્ત્વના બે મુદ્દા વિષે આગ્રહ કર્યો: હિન્દની સ્થિતિની દર ૨૦ વર્ષે તપાસ કરવાના જૂના રીવાજનો પુનરૂદ્ધાર અને હિન્દી પ્રધાનનો પગાર બ્રિટિશ અંદાજોમાં ગણવો. લો. મા. બી જી. તિલકે અનુમોદન આપ્યું અને કહ્યું કે, ઇગ્લાંડમાં ચળવળ કરવી જ જોઇએ, કેમકે આપણા મુકદ્દમાનો ચુકાદો આપનારા ન્યાયાધીશો ત્યાં બેસે છે, અને હિન્દી સરકાર દુર્લક્ષ્ય છે તેથી આપણે અંગ્રેજ પ્રજા પાસે પહોંચી જવું જોઇએ, અને ઇગ્લાંડમાં કાયમનું રાજકીય મીશન હોવું જોઇએ. રા. એસ. સિંહાએ અનુમોદન આપતાં હિન્દીઓ સાથે અંગ્રેજો અંગત પરિચયમાં આવે તેના મહત્વ પર ભાર મુક્યો. ઠરાવ પસાર થયો.

સર ભાલચંદ્ર કૃષ્ણે સાતમો ઠરાવ રજુ કર્યો, જેમા માગણી કરવામા આવી હતી કે, હિન્દી પ્રધાનનો ખર્ચ બ્રિટિશ અંદાજોમાં મુકવો જોઇએ. સંસ્થાનોના પ્રધાન અને તેની ઓફીસને માટે સંસ્થાનોને કાંઈ આપવું પડતું નથી; હિન્દુસ્થાને પોતાના પ્રધાનને માટે આશરે ૩૪ લાખ રૂપીઆ આપ્યાં છે. માન. રા. જી. શ્રીનિવાસરાવે અનુમોદન આપ્યું, રા. એમ. કે. પાધ્યેયે વિશેષ અનુમોદન આપ્યું; તેમણે કહ્યુ કે, હિન્દી પ્રધાન કોઇને પણ જોખમદાર નથી—હિન્દી પ્રજા તેનો પગાર આપે છે તેમને નહિ, દિવાને આમને નહિ,

કેમકે તે તેનો પગાર આપતી નથી. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

મોટે ભાગે રૂપીઆની કીંમત વધારીને કૃત્રિમ રીતે ફાજલ પાડવામાં આવેલાં નાણાં વિષે આઠમો ઠરાવ હતો અને કર ઘટાડીને એકઠાં થયલાં નાણાંના એક ભાગનો કેળવણી, મેડીકલ રાહત, અને સ્થાનિક અને મ્યુનિસીપલ બોર્ડઝને મદદ આપવામાં ઉપયોગ કરવાની વિનતિ કરવામા આવી હતી. રા. ગો. કે. ગોખલેએ તે રજુ કરતાં કહ્યું કે, ગયાં છ વર્ષોમાં ૩૦ કરોડ રૂપીઆ જેટલી અસામાન્ય રકમો ફાજલ પાડવામા આવી છે. તેમણે પ્રશ્ન કર્યો કે, એ નાણાં ક્યાથી આવ્યાં ? તેમણે બતાવ્યું કે, રૂપીઆની કીંમત વધારવાથી તે મળ્યાં, જેથી કરીને પરદેશના ખર્ચને માટે જોઇતાં નાણાં રૂપાનાં મોંઘાં કરીને, અને સોનું આપીને હિન્દી સરકાર દર વર્ષે આશરે પાંચ કરોડ રૂપીઆ બચાવે છે. ભારે કરો અન્યાય યુક્ત છે, અને તેમાં ઘટાડો કરવો જોઇએ, અને ભારે કરોથી મળેલાં નાણાં સૂચવવામા આવેલે પ્રકારે પ્રજાને પાછાં આપવાં. દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇએ અનુમોદન આપ્યું, અને બીન જરૂરી ફાજલ પડેલી મોટી રકમો પ્રજાને પાછી આપી દેવાનો આગ્રહ કર્યો. તેમની પછી રા. ગો. સુબ્રમન્ય આયરે કહ્યું કે, સર એન્ટની મેંકડોનેલે કરન્સી કમીશન સમક્ષ કહ્યું હતું કે, રૂપીઆની કીંમતમાં વધારો કરવાથી પ્રજા પર નવો બોજો પડશે, પરન્તુ તેમણે કહ્યું કે, હિન્દના લોકો તેનું પરિણામ તેવું આવશે એમ જાણતા નહિ હોવાથી તે ઉમેરવામાં સલામતી છે, જ્યારે સીધા કરમાં વધારો કરવો ભયોત્પાદક અને ડહાપણ વિનાનો છે. બળપૂર્વક વધારવામા આવેલી કીંમતથી ગરીબ લોકોએ વધારેમાં વધારે વેઠવું છે, તેમને વધેલાં નાણાંનો લાભ મળવો જોઇએ. ઠરાવ પસાર કરવામાં આવ્યો

નવમા ઠરાવમાં વિસ્તૃત પ્રતિનિધિત્વનો દાવો કરવામાં આવ્યો હતો. તે ઠરાવ રજુ કરતાં રા. વી. કૃષ્ણસ્વામી આયરે કહ્યું કે, ૧૮૯૨ માં ધારાસભાઓનો વિકાસ કરવામા આવ્યો હતો, અને અંદાજપત્ર ચર્ચવાની સત્તા આપવામાં આવી હતી; પરન્તુ તે ચર્ચાની પૂર્વે અંદાજપત્ર નક્કી કરવામાં આવતું હોવાથી, સભ્યો માત્ર પોતાના અભિપ્રાયોજ દર્શાવતા, અને પોતાના લઘુ નિબંધો વાચતા, અને ચર્ચા ફારસ સમાન નીવડતી પંડિત મદન મોહન માલવીયે અનુમોદન આપતાં કહ્યું કે સુધારાઓ છે તેટલા સારા છે, પરન્તુ ધારાસભાઓને વિશેષ સત્તા આપવી જોઇએ અને તેમાં વિકાસ થવો જોઇએ. સરકાર હિન્દી પ્રજા પર થોડોક વધારે વિશ્વાસ નહિ બતાવે ? " અંગ્રેજી સાહિત્યમાંના સ્વાતંત્ર્યના વિચારોથી આપણાં મન રંગાયાં છે...જે મહાન બ્રિટિશ મહારાજ્યના સ્વાતંત્ર્ય પ્રેમને માટે આપણે તેને ચાહીએ છીએ તેનું આપણે એક અંગજ છીએ એવું આપણને આપણા પોતાના દેશમાં લાગે તેને માટે આપણે આતુર છીએ." તે પછી રા. જહાંગીર બી. પિટીટે કહ્યું કે, વિશેષ સંપૂર્ણ પ્રતિનિધિત્વ અને અધિકારને માટેની પોતાની યોગ્યતા કેળવાયલા હિન્દીઓએ દર્શાવી છે, અને તેમણે જે સુંદર પરિણામો ઉત્પન્ન કર્યાં હતાં, તે ગણાવ્યાં. પોતાની પ્રાપ્તિઓથી તેમણે પોતાની યોગ્યતા પૂરવાર કરી આપી છે. "સ્વરાજ્યને માટે સર્વ મનુષ્યોનો જન્મસિદ્ધ હક્ક છે, અને જે લાંબા સમય પહેલાં અપાવું જોઇતું હતું, તેની અનુપમ બક્ષિસ" જે દિવસે ઇંગ્લાડ હિન્દને આપશે તે દિન ઇંગ્લાંડને માટે ઉજ્જવળ ગણાશે. તે ઠરાવ પસાર કરવામાં આવ્યો.

દશમો ઠરાવ ટિબેટના બનાવો વિષે અને જીંદગી અને ખજાનાનો પુષ્કળ વ્યય કરાવનાર "આગળ વધવાની રાજ્યનીતિ" વિષે હતો. રા. એન એ. વાડીઆએ તે રજુ કરતાં કહ્યું: "લગભગ ૫૦ વર્ષ ઉપર પાર્લામેન્ટે આપેલા સ્વલ્પ સનદશીર અધિકારને સાચવી રાખવાને આપણે મથી રહ્યા છીએ." હિન્દી સરહદની પેલીમેર જનાર રાજ્યનીતિનો તેમણે તિરસ્કાર કર્યો: પરદેશીના પગથી પોતાની ભૂમિને સ્વતંત્ર રાખવાને માટે "પ્રાચીન અથવા અર્વાચીન ઇતિહાસમાં નોંધવામાં આવ્યું હોય તેવા વિશુદ્ધ સ્વદેશાભિમાનપૂર્વક, સ્વતંત્રતાના સુદૃઢ પ્રેમ પૂર્વક, ભય અને મૃત્યુના પ્રશંસનીય તિરસ્કાર પૂર્વક" ટિબેટના શૂરવીર ગામડીઆઓએ યુદ્ધ કર્યું હતું. લૉર્ડ કર્ઝનના નુકશાનકારક મીશનો

સામે વક્તાએ ઘણી સુંદર દલીલ કરી, અને કહ્યું કે, પાર્લામેન્ટની સંમતિ વિના હિન્દી લશ્કરને હિન્દની બહાર મોકલવું ગેરકાયદેસર છે.

લાલા મુલીધરે અનુમોદન આપ્યું, રા. એન. બી. રાનડેએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

એકવાર ફરીથી પોલીસ સુધારાનો પ્રશ્ન અગીઆરમા ઠરાવમાં રા. વિજયકુમાર બોઝે રજુ કર્યો, રા. શીરાચંદ્ર સર્વાધિકારીએ તેને અનુમોદન આપ્યું, રા. વી. જી. જોશીએ વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

બારમો ઠરાવ લશ્કરી ખર્ચ વિષે રા. એન. એમ. સમર્થે બહુ ટુંકાણમાં રજુ કર્યો, રા. જી. આર. અભ્યંકરે તેને અનુમોદન આપ્યું. અને તે પસાર કરવામાં આવ્યો. પછી તેરમો ઠરાવ ન્યાયી અને કારોબારી ફરજો જૂદી પાડવા વિષે રા. હરિમન્દ્રરાય વિસનદાસે રજુ કર્યો, રા એન. કે. રામસ્વામી આયરે તેને અનુમોદન આપ્યું, બાબુ કાલિપ્રસન્ન રાયે વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર થયો.

બંગાલના ભાગલા વિષે ઠરાવ ચૌદમો માન. બાબુ અંબિકાચરણ મઝુમદારે રજુ કર્યો બાબુ એ. ચૌધરીએ તેને અનુમોદન આપ્યું, અને બાબુ બિનય કુમારરાયે અને માન. બૈકુંઠનાથ સેને વિશેષ અનુમોદન આપ્યું, એ સર્વ બંગાલી ગૃહસ્થો હતા, અને તેમને એટલી બધી લાગણી થતી હતી કે તેઓ માત્ર થોડાં વાક્યોજ બોલી શક્યા. રા આર. એન. મુધોલકરે સંક્ષેપમાં સહાનુભૂતિ દર્શાવ્યા પછી તે પસાર કરવામાં આવ્યો.

સર એસ. સિંહાએ સોળમો ઠરાવ રજુ કરી, રા. દાદાભાઇ નવરોજી, સર હેન્રી કૉટન, અને મી જૉન જાર્ડિનની હિન્દના હિતની ખાતર પાર્લામેંટમા ચુંટણી કરવાની ભલામણ કરી. રા. સી. પી. વૈદ્યે અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીનો વાર્ષિક આભાર માનવાનો ઠરાવ સત્તરમો રા. ડી. ઇ. વાચ્છાએ રજુ કર્યો, અને રા. ડી. એન. બોઝે તેને અનુમોદન આપ્યું. પ્રમુખે પછી મી. એ. ઓ. હ્યુમ, રા. ડી. ઇ. વાચ્છા અને માન. રા. જી. કે. ગોખલેની જનરલ અને સંયુક્ત જનરલ સેક્રેટરીઓ તરીકે ફરીથી નીમણુંક કરવાનો અઢારમો ઠરાવ રજુ કર્યો. વળી કોંગ્રેસના બંધારણ વિષે ૧ લી જુલાઇ, ૧૯૦૫ સુધીમાં રીપોર્ટ કરવાને એક કમિટી નીમવાનો ઓગણીસમો ઠરાવ તેમણે રજુ કર્યો. વીસમા ઠરાવમાં ૧૯૦૫ ની કોંગ્રેસ બનારસમાં ભરવાનું નક્કી કર્યું, એકવીસમા અને બાવીસમા ઠરાવોમાં સ્વાગત સભાનો અને પ્રમુખનો ઉપકાર માનવામાં આવ્યો, અને સર હેન્રી કૉટને કૃતજ્ઞતાપૂર્ણ ઉપકારના થોડાક શબ્દો કહ્યા પછી વીસમી રાષ્ટ્રીય કોંગ્રેસની પૂર્ણાહુતિ થઈ.

## ઠરાવો.

૧. ( ક ) આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, જાહેર નોકરીની ઉચ્ચતર જગ્યાઓપર હિન્દીઓને નીમવાના વિષય પર ૨૪ મી મે ૧૯૦૪ ના પોતાના ઠરાવમાં હિન્દી સરકારે દર્શાવેલા સિદ્ધાંતો અને રાજ્યનીતિ, ૧૮૩૩ ના પાર્લામેન્ટરી કાયદામા અને મહારાણીના ૧૮૫૮ ના ઢંઢેરામા દર્શાવેલાં સિદ્ધાંતો અને રાજ્યનીતિથી વિરૂદ્ધ છે, અને આ દેશની પ્રજાને રાજાએ અને પાર્લામેંટે આપેલાં ગંભીર વચનો સમજાવી કાઢવાનાં, અને એક જાહેર કમીશને સઘળા પ્રશ્નની સાવધાનતાથી તપાસ કર્યા પછી સરકારે વિચાર પૂર્વક કરેલી યોજનાઓથી દૂર જવાના પ્રયત્ન સાથે આ કોંગ્રેસ માનપૂર્વક પરન્તુ ભારપૂર્વક અણગમો દર્શાવે છે.

( ખ ) આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, અનેક વર્તમાન નાણાં વિષયક અને રાજ્યતંત્ર વિષયક અનિષ્ટોનો સાચો ઇલાજ દેશની નોકરીની ઉચ્ચતર શાખાઓમા હિન્દીઓને વધારે મોટી સંખ્યામાં નીમવાનો છે; અને હિન્દમાં નોકરીને માટે હરીફાઇની પરીક્ષાઓ ઇંગ્લાંડમાં અને હિન્દમાં એક સાથે લેવાની તરફેણમાં ૧૮૯૩, બીજી જુનના દિવાને આમના ઠરાવનો તત્કાળે અમલ કરવો જોઇએ એમ કહેવામાં પહેલાંની કોંગ્રેસો સાથે એકમત થવા છતાં આ કોંગ્રેસ પોતાની દૃઢ પ્રતીતિની નોંધ લે છે કે, આ પ્રશ્નનું એકજ સંતોષકારક સમાધાન હિન્દી સીવીલ

પ્રોવીંસની પુનઃ રચનામાં છે, જેની પુનઃ રચના સત્તાની વ્હેંચણી કરવાના સિદ્ધાંતને અનુસરીને કરવી જોઇએ, અને તે દરમ્યાન તેની ન્યાયી ફરજોનો એક ભાગ જેમણે કાયદાના ધંધાની તાલીમ લીધી હોય તેમને આપવો.

(ગ) હિન્દના ઘણા ખરા પ્રાંતોમાં પ્રાંતિક નોકરી માટેની હરીફાઇની કસોટી કાઢી નાખવા માટે આ કોંગ્રેસ ખેદ દર્શાવે છે. ભૂતકાળના અનુભવે સંપૂર્ણ રીતે સાબીત કર્યું છે કે, સરકાર તરફથી નીમણુંકો કરવાની પદ્ધતિ આ દેશની વિશિષ્ટ પરિસ્થિતિમા, અધિકારીઓની કૃપાથી થતી નીમણુંકોની પદ્ધતિમાં ફેરવાઇ જાય છે, અને એનાથી અયોગ્ય પુરુષો નોકરીમાં આવીને રાજ્યતંત્રની કાર્યસાધકતા ઘટાડે છે, અને વધારામાં ઉચ્ચ હોદ્દાને માટે હિન્દીઓની યોગ્યતામા અન્યાય પૂર્વક ઘટાડો કરે છે. આ કોંગ્રેસ, તેથી, હિન્દી સરકારને માનપૂર્વક આગ્રહ કરે છે, કે, પ્રાંતિક નોકરીને માટે હરીફાઇની કસોટી જ્યાંથી જ્યાંથી કાઢી નાખવામાં આવી હોય ત્યાં ત્યાં તેને ફરીથી દાખલ કરવી.

## કેળવણી.

૨ ઉલ્લા માર્ચના હિન્દી સરકારના ઠરાવમાં વચન આપ્યા પ્રમાણે પ્રાથમિક કેળવણી પાછળ રોકેલાં વિશેષ નાણાં માટે અને પરદેશોમાં પારિભાષિક કલાઓ અને ઉદ્યોગોના અભ્યાસને માટે દશ છાત્ર વૃત્તિઓ સ્થાપવાને માટે તેમનો આભાર માનવા છતાં, ઉચ્ચતર કેળવણીના સંબંધમાં સરકારે ગ્રહણ કરેલી અવળી રાજ્યનીતિ વિરુદ્ધ ગયા વર્ષનો પોતાનો અણગમો એકવાર ફરીથી દર્શાવે છે, કેમકે તેથી યુનિવર્સિટીઓની નિયામક સભાઓ અધિકારી બની જાય છે અને સામાન્યતઃ યુનિવર્સિટી કેળવણીના ક્ષેત્રનો સંકોચ થાય છે. અને કોંગ્રેસ પોતાનો દૃઢ અભિપ્રાય દર્શાવે છે કે, હમણાં સરકાર દર વર્ષે મોટી રકમો ફાજલ પાડતી જાય છે તે જોતાં કેળવણીના ખર્ચને માટે જાહેર નાણાંમાંથી તે હમણાં જેટલી રકમ આપે છે તેના કરતાં વધારે મોટી રકમ આપવાની સરકારની સ્પષ્ટ ફરજ છે, જેથી કરીને—

(ક) જનસમૂહમાં પ્રાથમિક કેળવણીનો વધારે વિસ્તારમાં પ્રચાર થાય, અને મફત અને ફરજ્યાત કેળવણીની દિશામાં પ્રારંભ થાય.

(ખ) હાથની કારીગરીની તાલીમનું અને વૈજ્ઞાનિક ખેતીવાડીનું શિક્ષણ આપવાને યોગ્ય વ્યવસ્થા કરવી.

(ગ) સરકારી કૉલેજો અને હાઇસ્કુલોમાં સારા શિક્ષકો અને સારી સામગ્રી પૂરી પાડવાની વ્યવસ્થા કરવી, જેથી કરીને તેમને ખરેખાત નમુનેદાર સંસ્થાઓ બનાવાય.

(ઘ) સંપૂર્ણ સામગ્રી વાળું કમમાં કમ એક મધ્યસ્થ પોલીટેકનીક ઇન્સ્ટીટ્યુટ સ્થાપવું અને ભિન્ન ભિન્ન પ્રાંતોમાં નાની પારિભાષિક શાળાઓ અને કૉલેજો સ્થાપવી.

## આર્થિક પરિસ્થિતિ.

૩. આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, વર્ષો થયાં દેશમાં ધનનો ચુસારો ચાલે છે, સ્વદેશી કલાઓ અને ઉદ્યોગોની અવનતિ થઇ છે, જમીનનું મ્હેસુલ બહુ વધારે લેવામાં આવે છે, અને રાજ્યતંત્રની પદ્ધતિ અત્યંત ખર્ચાળ છે, તેને આ દેશની પ્રજાની શોચનીય ગરીબાઇ મુખ્યત્વે આભારી છે અને કોંગ્રેસ ઉપાયનાં અન્ય પગલાંની સાથે સાથે નીચે પ્રમાણે ભલામણો કરે છે.

(ક) આગલા ઠરાવમાં દર્શાવ્યા પ્રમાણે કેળવણીને વિશેષ ઉત્તેજન આપવાની સરકાર કૃપા કરશે.

(ખ) કાયમની જમાબંદી વિષે હિન્દી પ્રધાનના ૧૮૬૨ અને ૧૮૬૭ ના ખરીતાઓમાં દર્શાવેલી શરતો પ્રમાણે દેશના જે વિભાગો તેને માટે પરિપક્વ થયા હોય તેમાં દાખલ કરવી; અને જ્યાં કાયમની જમાબંદી દાખલ કરવી સરકારને હજી અનિચ્છનીય લાગતી હોય ત્યા મ્હેસુલના અતિ વધારા પર કાયદાનાં બંધનો નાખવા.

(ગ) જાહેર નોકરીની ઉચ્ચતર શાખાઓમાં હિન્દીઓનો વધારે મોટી સંખ્યાને રોકવાનાં પગલાં લેવાં.

## ગામડીઆઓની દેવાદાર સ્થિતિ.

૪. ઠરાવ કરવામાં આવે છે કે, દેશના ગામડીઆઓની બધોપાદક દેવાદાર સ્થિતિ જોતાં અને દુકાળનો પ્રથમ સ્પર્શ થતાં તેમની મોટી સંખ્યાઓને રાજ્યની મદદ લેવાની ફરજ પડે છે

તે જોતાં લંડનમાં દુષ્કાળ યુનીયને કરેલી સૂચનાને આ કોંગ્રેસ એકવાર ફરીથી અનુમોદન આપે છે કે, હિન્દના ભિન્નભિન્ન ભાગોમાં થોડાંક નમુનેદાર ગામોની સરકારે સાવધાનતાપૂર્વક તપાસ કરવી.

## બ્રિટિશ સંસ્થાનોમાં હિન્દીઓ.

૫. ( ક ) ઑસ્ટ્રેલીઆની મુલાકાત લેવા જનાર હિન્દીઓના સંબંધમાં ઑસ્ટ્રેલીઅન કૉમનવેલ્થની સરકારે થોડા સમય પર નાખેલાં બંધનો ઢીલાં કરવામાં આવ્યાં તે વિષે સંતોષ દર્શાવવા છતાં આ કોંગ્રેસ પોતાનો ઉંડો ખેદ જાહેર કરે છે કે, હિન્દી સંસ્થાનવાસીઓ-નામદાર સમ્રાટની પ્રજા-ને દુઃખદાયક બંધનોને તાબે રહ્યા કરવું પડે છે, અને નામદાર સમ્રાટનાં સંસ્થાનોમાં બ્રિટિશ નાગરિકતાના સામાન્ય હક્કો તેમને આપવામાં આવતા નથી

( ખ ) ખાસ કરીને, ટ્રાન્સવાલની માજી બોઅર સરકારે હિન્દીઓ વિરૂદ્ધ કાયદા કર્યા હતા, તેમાં બ્રિટિશ સરકાર તરફથી વધારો કરીને તેમને બળપૂર્વક અમલમાં મુકવાની ધમકી અપાઇ છે તેની સામે આ કોંગ્રેસ અત્યંત જુસ્સાપૂર્વક પોતાનો અણગમો દર્શાવે છે. તાજા બોઅર વિગ્રહનાં જાહેર કરવામાં આવેલાં કારણોમાંનું એક તે પ્રજાસત્તાકની સરકાર તરફથી નામદાર સમ્રાટની હિન્દી પ્રજા પ્રતિ ચલાવવામાં આવતું વર્તન હતું, અને વળી દક્ષિણ આફ્રિકામાં હિન્દી સંસ્થાનિકોની કબુલ કરવામાં આવેલી વફાદારી અને વિગ્રહ દરમ્યાન તેમણે આપેલી મહાન્ સહાય જોતાં આ કોંગ્રેસ અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરે છે કે, તે તાજના સંસ્થાનમાં હિન્દી સંસ્થાનવાસીઓ તરફ ન્યાયી અને સમાન વર્તન ચલાવવાનો બ્રિટિશ પાર્લામેન્ટ આગ્રહ કરશે.

( ગ ) આ સંબંધમાં હિન્દી સંસ્થાનવાસીઓના હિતની ખાતર મજબુત ઉભા રહેવા માટે હિન્દી સરકાર અને હિન્દી પ્રધાનનો કોંગ્રેસ અંતઃકરણપૂર્વક આભાર માને છે, અને કોંગ્રેસ ગંભીરતાપૂર્વક વિશ્વાસ રાખે છે કે, સંતોષકારક સમાધાન ન થાય ત્યાં સુધી એ બાબતમાં તેઓ પોતાના પ્રયત્નોને ઢીલા કરશે નહિ.

## શોક.

૬. રા. જે. એન. તાતાના મૃત્યુ માટે આ કોંગ્રેસ પોતાના ઉંડા ખેદની લાગણીની નોંધ લે છે; હિન્દના ઔદ્યોગિક વિકાસમાં તેમની મહાન્ સેવાઓ તેમજ તેમના સંસ્કારી પરમાર્થ અને દેશપ્રેમનું દેશ કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ કરશે. વળી આ કોંગ્રેસ મી. વિલિયમ ડીગ્બીના મૃત્યુ માટે ઉંડો શોક દર્શાવે છે. હિન્દની પ્રજાએ પોતાનો ઉત્સાહી અને ચુસ્ત પક્ષકાર ગુમાવ્યો છે.

## હિન્દી પ્રધાનનો પગાર.

૭. જ્યારે સંસ્થાનોને કૉલોનીઅલ ઓફીસનાં ખર્ચનો કાંઇ પણ ભાગ આપવો પડતો નથી, ત્યારે લંડનમાં ઇંડીઆ ઓફીસનો ખર્ચ આ દેશની આવકમાંથી લેવામાં આવે છે, તેથી થતા અન્યાય સામે આ કોંગ્રેસ વાંધો ઉઠાવે છે અને પોતાના અભિપ્રાયની નોંધ લે છે કે, હિન્દી પ્રધાનનો સઘળો પગાર અંગ્રેજી અંદાજો પર ચઢાવવો જોઇએ.

## ફાજલ પડતી રકમો.

૮. ( ક ) આ કોંગ્રેસના અભિપ્રાય પ્રમાણે છેલ્લાં છ વર્ષોમાં મોટી રકમો વારંવાર ફાજલ પડી છે-બધી મળીને આશરે બે કરોડ પાઉંડ જેટલી-તે પ્રજાની વધેલી આબાદાનીનું પરિણામ હોવાને બદલે ફક્ત એજ વાત દર્શાવે છે કે, આ દેશમાં કરોની સપાટી આવશ્યક છે તેના કરતાં વધારે ઉચ્ચ રાખવામાં આવી છે, કેમકે સંપૂર્ણ નહિ તો મુખ્યત્વે રૂપીઆની કીંમત કૃત્રિમ રીતે વધારવાથીજ એ રકમો ફાજલ પડી શકી છે, અને પરિણામે હિન્દી સરકારનાં ઇંગ્લાંડ મોકલવામાં આવતાં નાણાંમાં દર વર્ષે ૩૦ થી ૪૦ લાખ પાઉંડ બચે છે.

( ખ ) સરકારની ચલણની નીતિને લીધે જે વર્ગોને વધારેમાં વધારે સહન કરવું પડયું છે તેમને રાહત આપવાને માટે તેમજ, ખર્ચમાં વધારો કરવાની સીધી લાલચ સરકારના માર્ગમાંથી દૂર કરવાને માટે ( દર વર્ષે મોટી રકમો ફાજલ પડે તેથી બેશક એવી લાલચ જન્મ પામે) આ કોંગ્રેસ મજબૂત આગ્રહ કરે છે કે, (૧) મીઠા પરના વેરામાં હજી વધારે ઘટાડો કરવો; (૨)

જે પ્રાંતોમાં ખેડુતોએ સંકટનાં વર્ષોની હારમાળા જોઇ હોય તેમાં રાજ્યની જમીન મ્હેસુલની માગણીમાં ઘટાડો કરવો; અને (૩) રૂના કાપડ-પરના એક્સાઇઝ વેરા કાઢી નાખવા.

(ગ) એવો ઘટાડો કરવામાં આવે ત્યાં સુધી કોંગ્રેસ આગ્રહ કરે છે કે, તે ફાજલ પડેલી રકમોના એક ભાગનો ઉપયોગ પ્રજાને - સીધી રીતે લાભ થાય એવી રીતે કરવો, જેમકે વૈજ્ઞાનિક, ખેતીવાડીની અને ઔદ્યોગિક કેળવણીને ઉત્તેજન આપવું, મેડીકલ રાહતની સગવડોમાં વધારો કરવો, અને દુષ્કાળ અને દર-વર્ષે થતા પ્લેગથી સ્થાનિક અને મ્યુનિસિપલ બોર્ડ્ઝનાં સાધનોમાં ગંભીર ઘટાડો થયલો છે તે તાકીદે જરૂરના હોય એવા આરોગ્યવિષયક સુધારા માથે લે અને દેશના દરેક ભાગમાં વ્યવહારનાં સાધનોમાં સુધારો કરે તેટલા માટે બાકીનાં નાણાંનો તેમને સહાય આપવામાં ઉપયોગ કરવો.

## પ્રતિનિધિત્વ.

૯. કોંગ્રેસના અભિપ્રાય અનુસાર આ દેશની પ્રજાને પોતાના દેશના રાજ્યતંત્રમાં વધારે બળવાન અવાજ અને કાર્યભારનો કાબુ આપવાનો સમય આવી પહોંચ્યો છે. તેને માટે,

(ક) દિવાને આમમાં કમમાં કમ બે સભ્યો મોકલવાનો હક્ક હિન્દના પ્રત્યેક પ્રાંત અથવા ઇલાકાને આપવો.

(ખ) વડી અને પ્રાંતિક ધારાસભાઓ બંનેને વિશાળ બનાવવી, તેમાં બીન-અધિકારી સભ્યોની સંખ્યા વધારવી, અને પોતાની સમક્ષ જે જે નાણાં વિષયક પ્રશ્નો આવે ત્યારે તે સર્વ બાબતોમાં ધારાસભાના મત જૂદા જૂદા લેવાનો તેમને હક્ક આપવો-સંબંધ ધરાવતી સરકારના ઉપરીને તે નકારવાનો અધિકાર રહેશે.

(ગ) હિન્દી પ્રતિનિધિઓને લંડનમાં ઇંડીઆ કાઉન્સીલના અને હિન્દી સરકાર અને મુંબાઇ અને મદ્રાસ સરકારોની કારોબારી સભાઓના સભ્યો નીમવા. (તેમને ધારાસભાઓના ચુંટાયલા સભ્યો નીમશે.)

## ટિબેટના બનાવો અને આગળ વધવાની રાજ્યનીતિ.

૧૦. પાર્લામેંટની પ્રથમ મંજુરી મેળવ્યા વિના પરદેશી ચઢાઇ પાછી વાળવાની ન હોય ત્યારે હિન્દની રાજ્યદેસર સરહદની બહાર હિન્દનાં નાણાંનો વ્યય કરવામાં આવશે નહિં, એવી ૧૮૫૮ ના કાયદાની કલમનો ઉદ્દેશ ટિબેટપરની તાજી ચઢાઇમાં સરકારના હાથથી નષ્ટ થયો છે, તેને માટે આ કોંગ્રેસ પોતાનો ઉંડો ખેદ દર્શાવે છે; આવશ્યક ખર્ચને માટે પાર્લામેન્ટ મંજુરી આપવાને અશક્ત બની ત્યાં સુધી સરકારે તે ચઢાઇને "રાજકીય મીશન" તરીકે ઓળખાવવી ચાલુ રાખી, અને એ પ્રમાણે હિન્દી મ્હેસુલને આપવામાં આવેલા સનદશીર સંરક્ષણને અન્યાયપૂર્વક દૂર કરવામાં આવ્યું. આ કોંગ્રેસ પોતાના ખેદની વિશેષ નોંધ લે છે કે, જો કે તે ચઢાઇ શાહી લાભોને માટે હતી અને શાહી રાજ્યનીતિનો અમલ કરવાને માટે તે ચઢાઇ લઇ જવામાં આવી હતી, તથાપિ તેના ખર્ચનો ફાળો શાહી ખજાનામાંથી આપવાની આમની સભાએ ના પાડી.

કોંગ્રેસ આ અન્યાય સામે સખ્ત અણગમો દર્શાવે છે, અને તેનું ખાસ કારણ એ છે કે, તેને ભય રહે છે કે, ટિબેટપરની ચઢાઇ સામાન્ય આગળ વધવાની રાજ્યનીતિના એક ભાગ રૂપે છે, અને અફઘાનિસ્તાન અને ઇરાન મોકલવામાં આવેલા મીશનો સહીત તે હિન્દને વિદેશીય ગુંચવણોમાં સંડોવશે, એથી હિન્દી મ્હેસુલોપર અસહ્ય બોજો પડયા વિના રહી શકશે નહિ અને અંતે દેશના એકે હિતોને નુકસાનકારક નીવડયા વિના રહી શકશે નહિ.

## પોલીસ સુધારો.

૧૧. આ કોંગ્રેસ પોતાના ઉંડા ખેદની નોંધ લે છે કે, જો કે પોલીસ કમીશને રીપોર્ટ કર્યાને બે વર્ષ થઇ ગયાં છે, અને જો કે, ઓફીશ્યલ સીક્રેટસ એક્ટ પહોંચી ન શકે એવાં વર્તમાનપત્રોની કટારોમાં તેના કેટલાક વિભાગો પ્રકટ થઇ ગયા છે, છતાં સરકારે તે રીપોર્ટ હજી જાહેર પ્રજાની દૃષ્ટિથી દૂર રાખ્યો છે.

દેશના પોલીસ ખાતામાં સંપૂર્ણ સુધારાની મોટી તાકીદ જોતાં, અને વળી તે પ્રશ્નના સંતોષકારક સમાધાનમાં મહાન જાહેર લાભો સમાયલા છે અને પરિણામે અધિકારીઓ સુધારાની યોજના આકારે તે પહેલા જાહેર પ્રજાને પોતાના અભિપ્રાયોની સંપૂર્ણ તક આપવાની દેખીતી

આવશ્યકતા જોતાં અને ઉપરે, તે વિષયપર હિન્દી સરકારે અને હિન્દી પ્રધાને વિચાર કરી લીધા પછી દર્શાવવાથી સઘળી જાહેર રીતે ખરેખાત જરૂર જણાતીજ; તે જોતાં વિશેષ વિલંબ કર્યા વિના કમીશનનો રીપોર્ટ પ્રસિદ્ધ કરવાનો આ કોંગ્રેસ અંતઃકરણપૂર્વક આગ્રહ કરે છે.

## લશ્કરી ખર્ચ.

૧૨. (ક) દરવર્ષે દેશના લશ્કરી બોજામાં ભારે અને ચાલુ વધારો થાય છે, તે તરફ આ કોંગ્રેસ ગંભીર ભય દર્શાવે છે, અને આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર હિન્દનો વર્તમાન લશ્કરી ખર્ચ તેનાથી ખમી શકાય તેવો નથી.

(ખ) લશ્કરના ખર્ચના સંબંધમાં હિન્દની મહેસુલો ઉપર તાજો બોજો નાખવાની સર્વ વિશેષ દરખાસ્તો તરફ આ કોંગ્રેસ સખત નિરાશાની દૃષ્ટિથી જુએ છે, અને લૉર્ડ કીચનરની લશ્કરની પુનઃ રચનાની યોજનાનો ખર્ચ હિન્દી પ્રજાના ઉપર નાખવાની સામે તે પોતાનો ગંભીર અણગમો દર્શાવે છે.

(ગ) હિન્દમાં રાખવામાં આવતા લશ્કરની સંખ્યા અને તેની કાર્યસાધકતા સુધારવાને વખતો વખત લેવામાં આવતાં પગલાંનો નિશ્ચય હિન્દની જરૂરીઆતો અને આવશ્યકતાઓના વિચારથી કરવામાં આવતો નથી, પરન્તુ પૂર્વમાં બ્રિટિશોનું ઉપરીપણું ટકાવી રાખવાને કરવામાં આવે છે, અને તે ઉપરાંત થોડાં વર્ષોમાં સંપૂર્ણ સહીસલામતી પૂર્વક અને દેશની શાંતિને ભયમાં નાખ્યા વિના હિન્દની કાયદેસર સરહદની બહાર નોકરી કરવાને માટે બ્રિટિશ લશ્કરની મોટી સંખ્યા થોડા સમયને માટે ખેંચી લેવામાં આવેલી છે તેથી આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, હિન્દમાં લશ્કરી ખર્ચનો સંગીન ફાળો આપવાના ન્યાયનો અને રાજનીતિનો બ્રિટિશ પાર્લામેન્ટે ગંભીર વિચાર કરવાનો સમય આવી પહોંચ્યો છે.

## ન્યાયી અને કારોબારી ફરજો.

૧૩ આ કોંગ્રેસ પહેલાંની કોંગ્રેસો સાથે એકમત થઇને હિન્દી સરકાર અને હિન્દી પ્રધાનને વિનતિ કરે છે કે, ફોજદારી ન્યાયના વહીવટમાં કારોબારી અને ન્યાયી ફરજો જુદી પાડવામાં વિશેષ વિલંબ કરવો નહિ; તેની ઇચ્છનીયતા સરકારે વારંવાર સ્વીકારી છે, અને નહિ જેવો વધારે ખર્ચ કરીને તેનો અમલ કરવાની વ્યવહારિકતા વારંવાર બતાવાયલી છે.

## બંગાળાના ભાગલા.

૧૪. કોઇ પણ પ્રકારે બંગાળાના ભાગલા કરવાની હિન્દી સરકારની દરખાસ્તો સામે આ કોંગ્રેસ પોતાના મજબૂત વાંધાની નોંધ લે છે. તે દરખાસ્તો તરફ કોંગ્રેસ મોટો ભય દર્શાવે છે, કેમકે બંગાલી પ્રજાના અલગ વિભાગો કરવાથી તેની સામાજિક, બુદ્ધિ વિષયક અને આર્થિક પ્રગતિને ગંભીર ખલેલ પહોંચશે. પ્રાંતે લાંબા સમયથી અત્યાર સુધી અનેક સનદશીર અને અન્ય હકો અને અધિકારોનો ઉપભોગ કર્યો છે તેનો નાશ થશે અને દેશપર ભારે ખર્ચનો બોજો પડશે, જે હિન્દી કર આપનારને બીલકુલ પાલવી શકશે નહિ.

કોંગ્રેસનો અભિપ્રાય છે કે, બંગાળાના ભાગલાને માટે પૂરતું કારણ બતાવવામાં આવ્યું નથી, પરન્તુ પ્રાંતના કાર્યસાધક વહીવટને માટે બંગાલ સરકારનું વર્તમાન બંધારણ અધુરૂં ધારવામાં આવતું હોય તો તેનો ઉપાય દેશની વહેંચણી કરવામાં નથી, પરન્તુ સરકારના સ્વરૂપમાં સેંદ્રિય ફેરફાર કરવામાં છે, જેવો કે બંગાલના લેફ્ટેનન્ટ ગવર્નરને ગવર્નર બનાવવો અને મુંબાઇ અને મદ્રાસના જેવી કારોબારી સભા આપવી.

## ઈંગ્લાંડમાં ડેપ્યુટેશન.

૧૫. ઇગ્લાંડમાં સામાન્ય ચુંટણી સમીપ આવતી જાય છે, અને આ અણીને પ્રસંગે હિન્દના દાવા મતદારો સમક્ષ, પાર્લામેન્ટના ઉમેદવારો સમક્ષ, અને રાજકીય અગ્રેસરો સમક્ષ રજુ કરવાનું અત્યંત મહત્ત્વ જોતાં, એ કાર્યને માટે ચુંટણી પહેલાં અને ચુંટણી ચાલુ હોય ત્યારે ભિન્ન ભિન્ન પ્રાંતો તરફથી નીમાયલા વિશ્વસનીય અને અનુભવી પ્રતિનિધિઓને ઇગ્લાંડમાં હાજર રહેવાની આવશ્યકતા છે; અને એવા ડેપ્યુટેશનના આવશ્યક ખર્ચને પહોંચી વળવાને માટે કમમાં કમ રૂ. ૩૦,૦૦૦ નું ફંડ ઉભું કરવું જોઇએ.

### બ્રિટિશ પાર્લામેંટમાં સભ્યોની ચુંટણી.

૧૬. નોર્થહેમ્પ્ટન તરફથી રા. દાદાભાઇ નવરોજીની, નોટીંગહામ તરફથી સર હેન્રી કોટનની, અને ડેકસબર્નશાયર તરફથી સર જ્હોન જાર્ડિનની ઉમેદવારીને આ કોંગ્રેસ અત્યંત અંતઃકરણપૂર્વક અનુમોદન આપવા ઇચ્છે છે, અને એ મતદાર મંડળોના મતદારોને વિજ્ઞપ્તિ કરે છે કે, હિન્દી પ્રજાના હિતની ખાતર કૃપા કરીને તેમણે તેમને પાર્લામેન્ટમાં મોકલવાની કૃપા કરવી, જેથી કરીને તેઓ વફાદારીપૂર્વક તેમની સેવા કરે એટલુંજ નહિ પરન્તુ જે દેશ બ્રિટિશ સામ્રાજ્યનો વિભાગ હોવા છતાં બ્રિટિશ પાર્લામેંટમાં જેને સીધું પ્રતિનિધિત્વ નથી તેની પ્રજાના પણ કોઇક પ્રકારે પ્રતિનિધિ બનશે.

### બ્રિટિશ કમિટીનો આભાર.

૧૭ આપણી રાજકીય પ્રગતિને માટે સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીના અન્ય સભ્યોની નિસ્વાર્થ સેવાઓને માટે આ કોંગ્રેસ તેમનો અત્યંત કૃતજ્ઞતાપૂર્વક આભાર માનવા ઇચ્છે છે.

અને બ્રિટિશ કમિટીના ખર્ચને માટે ૭૦૦ પાઉંડની રકમ આપવામાં આવે છે, અને જૂદા જૂદા કોંગ્રેસ મંડળોએ પ્રત્યેકને ફાળે આવેલી રકમ આપવી.

### નીમણુંકો.

૧૮. આવતાં વર્ષને માટે આ કોંગ્રેસ મી. એ. ઓ. હ્યુમ, સી. બી. ને ફરીથી જનરલ સેક્રેટરી અને રા. ડી. ઇ વાચ્છા અને માન. રા. જી. કે. ગોખલેને સંયુક્ત જનરલ સેક્રેટરીઓ નીમે છે.

### કોંગ્રેસનું બંધારણ.

૧૯. કોંગ્રેસના બંધારણનો પ્રશ્ન, રીપોર્ટ કરવાને માટે નીચેના ગૃહસ્થોની કમિટીને સોંપવો.

મુંબાઇ.

સર પી. એમ. મહેતા.
રા. ડી. ઇ વાચ્છા.
માન. રા. જી. કે. ગોખલે.
માન. રા. ઇબ્રાહીમ રેહીમતુલ્લા.

મદ્રાસ.

રા. સી. શંકરણ નાયર.
રા કૃષ્ણ સ્વામી આયર.
રા. એમ. વિજયરાઘવચારી.
નવાબ સૈયદ મહમદ.

બંગાલ.

બાબુ સુરેન્દ્રનાથ બેનરજી
માન. બાબુ અંબિકાચરણ મઝુમદાર.
બાબુ બૈકુણ્ઠનાથ સેન.
રા. અબ્દુલ કાસીમ.

પંજાબ.

લાલા લજપતરાય.
રા. ધરમદાસ.
લાલા હરકીસન લાલ.

સંયુક્ત પ્રાંતો.

બાબુ ગંગાપ્રસાદ વર્મા.
માન પંડિત મદનમોહન માલવીય.
રા. એસ. સિંહા.

વરાડ અને મધ્ય પ્રાંતો.

રા. આર. એમ. મુદોલકર.
રા. એમ. વી. જોશી.
રા. એમ. કે. પાધ્ય.

### કોંગ્રેસની આગામી બેઠક.

૨૦ હવે પછી ઠરાવવામાં આવે ત્યારે ૧૯૦૫ ના નાતાલના દિવસ પછી બનારસમાં એકવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ ભરાશે.

૨૧. સ્વાગત સભાનો અને તેને જૂદે જૂદે પ્રકારે સહાય આપનારાઓનો આભાર માનવામાં આવે છે

૨૨. પ્રમુખનો આભાર માનવામાં આવે છે. પ્રમુખનો સમાપ્તિ પ્રદેશનો પ્રત્યુત્તર.

# એકવીસમું પ્રકરણ.

## એકવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

પવિત્ર કાશી નગર, વર્તમાન બિનારસમાં એકવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ મળી હતી. સત્તાવાર રીપોર્ટ કહે છેઃ—

" આ દેશના રાજકીય ભાવિના એક મહાન્ અણીને સમયે રાષ્ટ્રીય કોંગ્રેસ મળી. લૉર્ડ લીટનના વાઇસરૉયપણાના કાળા દિવસો પછી હિન્દુસ્થાન આટલું બધું ઉદ્વિગ્ન, અસંતુષ્ટ, નિરાશ કદાપિ થયું ન હતું; રાજકીય અને અન્ય પ્રકારનાં આટલાં બધાં દુર્દૈવોમાં સપડાયું ન હતું; ઉચ્ચમાં ઉચ્ચ સ્થળોએથી ઉદ્ભવતા આટલા બધા તિરસ્કાર અને નિંદાનું પાત્ર બન્યું ન હતું—તેની તદ્દન મધ્યમ માગણીઓનો ઉપહાસ અને તિરસ્કાર કરવામાં આવ્યો હતો તેની અત્યંત વ્યાજબી વિનતિઓને કઠોર નકારથી વધાવી લેવામાં આવી હતી, તેની ઉમદામાં ઉમદા અભિલાષાઓને ધિક્કારી કાઢવામાં આવી હતી અને તે કેવળ તોફાની છે અથવા ગંભીર રીતે અર્થહીન છે, એમ કહી તેમને વખોડી કાઢવામાં આવી હતી, તેનાં અત્યંત પ્રિય આદર્શોને તેમના ઉચ્ચ પદ પરથી નીચે ફેંકી દેવામાં અને પગ નીચે કચરી નાખવામાં આવ્યાં હતાં—લૉર્ડ કર્ઝનના દ્વિતીય દુર્દૈવી રાજ્યતંત્રમાં હિન્દની સ્થિતિ જેટલી કફોડીની હતી તેટલી પહેલાં કદાપિ ન હતી. સમગ્ર દેશના વિરોધ છતાં અમલદારી ગુપ્તવાતોનો કાયદો ( ઓફીશયલ સીક્રેટ્સ ઍક્ટ ) પસાર કરવામાં આવ્યો હતો. સઘળાં પત્રો-એ-હિન્દી તથા એંગ્લો-હિન્દી-તેને વખોડી કાઢયો હતો, સર્વ દિશાઓમાંથી નિષેધના પોકારો ઉઠી રહ્યા હતા, પરન્તુ લૉર્ડ કર્ઝન એકનો બે થયો નહિ, અને મોંઢું બંધ કરનાર કાયદો પસાર કરવામાં આવ્યો. કેળવણીની પાંખો કાપી નાખવામાં આવી હતી; તેને ખર્ચાળ બનાવી દેવામાં આવી હતી, અને અમલદારી તત્ત્વ ઉમેરવામાં આવ્યું હતું; અને એ પ્રમાણે આપણા રાષ્ટ્રીય હિતને નુકસાન કરનાર અત્યંત અસરકારક હથીયાર, હિન્દી શારદાપીઠોનો કાયદો પસાર કરવામાં આવ્યો, અને બેન્ટીક, મૅકોલે અને લૉર્ડ હેલીફેક્સે જે ઉમદા કાર્ય કર્યું હતું, અને જે કાર્ય અર્ધી સદી સુધી ચાલુ રહેવાથી દેશમાં જે શુભ પરિણામો આવ્યાં હતાં તે કાર્યને તદ્દન ઉથામી નાખવાની નહિ તો તેને અટકાવવાની નીતિ પૂરેપૂરી રીતે અમલમાં આવી.



ઑ. ગો. કૃ. ગોખલે.
એકવીસમી કોંગ્રેસના પ્રમુખ.

૧૯૦૫ ના ડીસેમ્બર માસની ૨૭મી, ૨૮મી, ૨૯ મી અને ૩૦ મી એ ૭૫૮ પ્રતિનિધિઓ રાજઘાટની ઉમદા ટેકરી પર મળ્યા હતા, ત્યાંથી ગંગા મૈયાના ગતિમાન્ પ્રવાહ પર નજર કરી રહેતી અને ત્યાંથી ઉંચે જોતાં અર્ધચંદ્રાકાર કીનારા પર

દૃષ્ટિ પડતી. ત્યાં દેવાલયો અને ભવ્ય મકાનો જોવામાં આવતાં હતાં. તેઓ ત્યાં નીચે પ્રમાણે આવ્યા હતા:

| | |
|---|---|
| બંગાળ. | ૨૦૯ |
| સંયુક્ત પ્રાંતો. | ૨૦૩ |
| પંજાબ ( ૧૦૪ ) અને નોર્થવેસ્ટર્ન ફ્રન્ટીયર પ્રોવીન્સીસ ( ૧ ) | ૧૦૫ |
| મધ્ય પ્રાંતો ( ૪૪ ) વરાડ ( ૧૬ ) અને સીકંદ્રાબાદ. ( ૩ ) | ૬૪ |
| મુબાઇ ( ૯૫ ) અને સીંધ ( ૧૫ ) | ૧૧૦ |
| મદ્રાસ ( ૬૪ ) અને મ્હેસુર ( ૧ ) | ૬૫ |
| બ્રહ્મદેશ. | ૨ |
| | ૭૫૮ |

( યાદીમાં ૭૫૭ આપવામાં આવ્યા છે, પરન્તુ નંબર ૬૦૬ ભૂલથી બેવડાયો છે. )

મુન્શી માધવલાલ સ્વાગત સભાના અધ્યક્ષ હતા, અને સ્વાગત આપનારૂં ટુંકું ભાષણ તેમણે આપ્યું, અને ચુંટાયલા પ્રમુખની દરખાસ્ત મુકવાની પંડિત બિશંભરનાથને વિનતિ કરી. અતિ ઉત્સાહ પૈરે એવા શબ્દો પૂર્વક તેમણે માન રા. ગોપાલ કૃષ્ણ ગોખલેની દરખાસ્ત મુકી અને તેને બાબુ રમેશચંદ્ર દત્તે અનુમોદન આપ્યું; તેમની પછી સરદાર ગુરૂચરણ સીંધ, રા. આર એન. મુધોલકર અને રા. જી. સુબ્રમન્ય આયરે વિશેષ અનુમોદન આપ્યા પછી હિન્દના સુપ્રસિદ્ધ નરે તાળીયોની ગર્જના વચ્ચે પ્રમુખની ખુરશી લીધી, અને રાષ્ટ્રીય પરિષદ્‌ના એકવીસ વર્ષોના જીવનમાં પરિષદે સાંભળેલાં અત્યંત સરસ વ્યાખ્યાનોની પંક્તિમાં ગણુ ય એવું વ્યાખ્યાન આપ્યું.

રા. ગોખલેએ કહ્યું કે, રાષ્ટ્રીય કોંગ્રેસનું વહાણુ સભાળવાનું મને કહેવામાં આવ્યું છે, તેની આગળ ખડકો છે અને આસપાસ તોફાની મોજાં ઉછળી રહ્યા છે, અને હું ઇશ્વરની સહાય માગું છું. પછી પ્રીન્સ અને પ્રીન્સેસ ઓફ વેલ્સ તે સમયે હિન્દની મુલાકાત લેવા આવ્યાં હતાં તેમની તરફ આદરભાવ અને ભક્તિના કેટલાક શબ્દો કહીને અને નવા વાયસરોય અને લેડી મીન્ટોને સાદર સત્કારના શબ્દો કહીને તેમણે તત્કાળ સમાપ્ત થયેલા લૉર્ડ કર્ઝનના રાજ્યતંત્ર તરફ દૃષ્ટિ ફેરવી. તેમણે આપેલો ચુકાદો નિષ્ઠુર અને તીવ્ર હતો:

"ગૃહસ્થો, પ્રત્યેક ચીજનો અંત હોય છે, વાત કેટલી બધી સત્ય છે ! આ પ્રમાણે લૉર્ડ કર્ઝનનો વાઇસરોય તરીકેનો અમલ પણ સમાપ્ત થયો છે ! સાત લાંબાં વર્ષો સુધી સર્વનાં ચક્ષુઓ દેશમાં એક સર્વ સત્તાધારી આકૃતિ તરફ વળેલાં રહેતાં—કોઇ સમય સાનંદાશ્ચર્યમાં, કોઇ સમય વિસ્મયમાં ઘણી વેળા ક્રોધ અને દુઃખમાં, અને છેવટે ખરેખાત તેમાં ફેરફાર થયો છે. એવું જ્ઞાન થવું પણ કઠિન લાગે છે. આવા રાજ્યતંત્રને મળતા આવે એવા ઉદાહરણને માટે, મારા વિચાર પ્રમાણે, આપણા પોતાના દેશના ઇતિહાસમાં ઔરંગઝેબના સમય તરફ આપણે દૃષ્ટિ ફેંકવી જોઇએ. અતિશય એક હથ્થુ અને અત્યંત અંગત અમલ ચલાવવાનો એવોજ પ્રયત્ન, એવોજ અવિશ્રાન્ત આશય, કર્તવ્યનું એવુંજ દૃઢ જ્ઞાન, કાર્ય કરવાની એવીજ અદ્‌ભુત શક્તિ, એકાંતવાસની એવીજ ભાવના, અવિશ્વાસ અને દમનની નીતિ માટેનો, સર્વત્ર આજુબાજુ કટુ ક્રોધ ઉત્પન્ન કરતો એવોજ અત્યાગ્રહ ત્યાં આપણા જોવામાં આવે છે. હું ધારું છું લૉર્ડ કર્ઝનનો ચુસ્તમાં ચુસ્ત સ્તુતિપાઠક એવો દાવો કરી નહિ શકે કે, તેણે હિન્દુસ્થાનમાં બ્રિટિશ રાજ્યનો પાયો મજબુત કર્યો છે......તેને મન તો હિન્દુસ્થાનમાં હમેશને માટે અંગ્રેજોએ સઘળી સત્તાનો ઇજારો રાખવાનો છે, અને સઘળો સમય કર્તવ્યની વાતો કર્યા કરવાની છે. એક હિન્દીનું કાર્ય એટલુંજ છે કે, પોતાની ઉપર અમલ ચાલવા દેવો, અને તે ઉપરાંત અન્ય કોઇ અભિલાષા તે રાખે તો તેમાં પાપ છે. તેની વસ્તુઓની યોજનામાં દેશના કેળવાયલા વર્ગોને માટે સ્થાન ન હતું; અને તેમને પોતાના વિશ્વાસમાં લેવાના ખાલી દેખાવથી, લાંબા વખત સુધી તેમનું મન રાજી રાખવામાં નિષ્ફળ થવાથી, અંતે તે તેમને હાંકી દેવા લાગ્યો. મુંબાઇની ભાષણમાં કલકત્તામાં તેણે પોતાનું છેવટનું ભાષણ આપ્યું તેમાં પણ તેણે કહ્યું હતું કે, અંગ્રેજોની મહેનતની ભૂમિ તરીકેજ માત્ર હિન્દ અસ્તિત્વમાં છે, દેશના મળતી

કરતાં લાખો સોકો-વસ્તીના એંશી ટકા—તે પ્રદેશની પશ્ચાદ્ ભૂમિમાં છે. બાકીના વીસ ટકાની કીંમત ગમે તે હોય, તેમને પણુ તેવીજ રીતે પાછળ રહીને સમુદ્રમાં ધકકેલી દેવાય!"

કેળવાયલા હિન્દીઓને અને બીન કેળવાયલા હિન્દીઓને વિખુટા પાડવાનો પ્રયત્ન રા. ગોખલેએ છિન્નભિન્ન કરી નાખ્યો, અને બતાવી આપ્યું કે, કેળવાયલાઓ બીન કેળવાયલાઓની વિરૂદ્ધ છે એવી સૂચના "અસત્ય અને હાસ્યાસ્પદ" છે, અને જે ઉપયોગી કાર્યોની લૉર્ડ કર્ઝન બડાઇ હાંકતો હતો તેમની માગણી રાષ્ટ્રીય પરિષદે આગ્રહપૂર્વક કરી હતી. બંગાળના ભાગલા તરફ દૃષ્ટિ ફેરવતાં તેને "નિર્દય અન્યાય" કહી તેમણે વખોડી કાઢયા, અને તે ચળવળ "બનાવટી" હતી એવું લૉર્ડ કર્ઝનનું અસત્ય ક્રોધપૂર્વક પાછું ફેંક્યું અને તેમણે કહ્યું કે, હિન્દી રાજકીય ચળવળમાં અધિક ઉગ્ર, વ્યાપક અને સ્વયંભૂ અળવળ પહેલાં કદાપિ જોવામાં આવી નથી. ભાગલા સામે બહાર આવેલા સુવિખ્યાત નરોનાં નામ આપતાં તેમણે ઉદ્‌ગાર કાઢયાઃ

"જો આવા પુરૂષોના અભિપ્રાયો પણ તિરસ્કારપૂર્વક એક બાજુપર ખસેડી નાખવાના હોય, જો સર્વ હિન્દીઓને મુગાં, હાંકવામાં આવતાં પશુઓ તરીકે ગણવાના હોય; જો અન્ય કોઇ દેશ જે પુરૂષોને સમ્માન આપવામાં આનંદ માને તેવા પુરૂષોને તેમના પોતાના દેશમાં તેમની સ્થિતિની સંપૂર્ણ નિઃસહાયતા અને કેવળ માનહાનિનો આ પ્રમાણે ખ્યાલ કરાવવામાં આવે, ત્યારે હું એટલુંજ કહી શકું કે, "પ્રજાના હિતને માટે નોકરશાહી સાથે કોઇપણ પ્રકારે સહકાર્યમાં ઉતરવાની સઘળી આશાને રામરામ!" બ્રિટિશ અમલનાં સો વર્ષો પછી આવી વસ્તુ સ્થિતિ શક્ય બને, એના કરતાં તે અમલ સામે વધારે ગંભીર આરોપની હું કલ્પના કરી શકતો નથી...... ભાગલાને પરિણામે બંગાળમાં લોકોની લાગણી અપાનક રીતે ઉછળી રહી છે, તે આપણી રાષ્ટ્રીય પ્રગતિના ઇતિહાસમાં એક પ્રકરણુ તરીકે ગણાશે. બ્રિટિશ રાજ્યની શરૂઆત થઇ ત્યારથી અત્યાર સુધીમાં પ્રથમજ હિન્દી પ્રજાના સર્વ વિભાગો, જ્ઞાતિ કે ધર્મના ભેદ શિવાય અને બાહ્ય દબાણુની પ્રેરણા વિના સર્વ સામાન્ય લાગણીપૂર્વક સર્વ સામાન્ય અન્યાય સામે વિરોધ દર્શાવવામાં એક સાથે કાર્ય કરવા દોરાયા છે. સત્ય રાષ્ટ્રીય ભાવનાનું એકજ મોજું તે પ્રાંત પર પથરાઇ ગયું છે, અને તેના સ્પર્શથી, કમમાં કમ થોડા સમય પૂરતા જૂના અંતરાયો નીચે પડી ગયા છે, અંગત ઇર્ષ્યાઓ અદૃશ્ય થઇ છે, અન્ય વિવાદો શાંત પડી ગયા છે! કઠોર અને અનિયંત્રિત નોકરશાહીની સામે બંગાળના શૂરા ટકાવથી સમગ્ર હિન્દને વિસ્મય અને સંતોષ ઉપજ્યો છે, અને જ્યારે તેનાં દુઃખો દેશના સર્વ ભાગોની સહાનુભૂતિ અને મહત્વાકાંક્ષાને વધારે સમીપ આણવામાં સહાયભૂત નીવડયાં છે ત્યારે તે દુઃખો તેણે વ્યર્થ ભોગવ્યાં નથી. બંગાળમાં પાણીનો મોટો ધસારો અને ભરતી હમણાં જોવામાં આવ્યાં છે, તે કોઇ કોઇ સ્થળે થોડાં પણાં પાણી છલકાયા વિના બની શકે નહિ. જ્યારે મનુષ્યોનાં મોટાં ટોળાં પોતાની મેળે ગતિ કરતાં હોય, ખાસ કરીને અંધકારમાંથી પ્રકાશ તરફ, બંધનમાંથી સ્વતંત્રતા તરફ તે ગતિ હોય ત્યારે—અનિવાર્ય રીતે થોડીક હદ ઓળંગી જવાય અને તેથી આપણે અતિશય ચિંતા કરવી જોઇએ નહિ. વસ્તુસ્થિતિની અત્યંત વિસ્મયકારક વાત એ છે કે, આ દેશના જાહેર જીવનમાં બળનો અતિ મહત્ત્વનો વધારો થયો છે, અને એને માટે સમગ્ર હિન્દ બંગાળનું ઋણું આભારી છે."

સ્વદેશી હીલચાલ વિષે બોલતાં, રા. ગોખલેએ બોયકોટને રાજકીય હથીયાર તરીકે યોગ્ય ગણ્યું, અને માત્ર છેવટની અણીને સમયે અને તેના અનુમોદનમાં બળવાન લોકલાગણી હોય ત્યારે તેનો ઉપયોગ કરવાનું કહ્યું.

ઉચ્ચતમ સ્વદેશીમાં માતૃભૂમિની જે ભક્તિ રહેલી છે તેનો પ્રભાવ એટલો ઉંડો અને એટલો લાગણીથી ભરેલો છે કે, તેના વિચારથી આપણે પ્રફુલ્લ બનીએ છીએ, અને તેના ખરેખાત સ્પર્શથી આપણે ઉન્નત બનીએ છીએ. આજે બીજી કોઇપણ ચીજ કરતાં હિન્દની આવશ્યક્તા એ છે કે, આ ભક્તિના શાસ્ત્રનો ઉપદેશ ઉચ્ચ અને નીચને, શ્રીમંત અને ખેડુતને, શહેરમાં અને ગામમાં કરવો જોઇએ જેથી જાપાનની જેમ આપણા દેશમાં માતૃભૂમિની સેવાની ભાવના અત્યંત બલવાન બને."

“ પછીથી રાષ્ટ્રીય પરિષદ્‌ની હીલચાલ તરફ દૃષ્ટિ ફેરવતાં લોકપ્રિય લૉર્ડ રીપને જીવંત કરેલી રાષ્ટ્રીય ભાવનામાં તેનો પ્રારંભ દર્શાવ્યો. “ તે સમયે આશા ઉમંગપૂર્ણ હતી અને શ્રદ્ધા તેજસ્વી હતી ” કે સુધારાની માગણી કરવાથી હિન્દીઓ રાજકીય મુક્તિ પ્રતિ મક્કમ પ્રગતિ કરી શકશે. “ તે શ્રદ્ધા ઠંડી કરી નાખનાર અને તે આશાને ઝાંખી પાડી નાખનાર ઘણા બનાવો બન્યા હતા.” તથાપિ “ પોતાની મુક્તિને માટે યત્ન કરતા સંયુક્ત હિન્દનો વિચાર ” હવે લોકોને સુઝયો છે. પ્રગતિ ધીમે ધીમે થશે, પરન્તુ દેશની સામગ્રીનો તેને માટે ઉપયોગ કરવો જોઇએ, અને લોકોને કેળવવા જોઇએ. સો વર્ષ ઇંગ્લાંડે હિન્દપર રાજ્ય કર્યું છે. પરન્તુ દરેક પાંચ ગામડાંમાંથી ચાર નિશાળો વિનાનાં છે, અને આઠ બાળકોમાંથી સાત અજ્ઞાનાવસ્થામાં મોટાં થાય છે. “ સર્વથી પ્રથમ હિન્દીઓના પોતાના લાભને માટે હિન્દનું રાજ્યતંત્ર ચાલવું જોઇએ. આપણા દેશનાં રાજ્યતંત્રમાં આપણને અધિકાધિક અવાજ મળશે તેમ તેમ પ્રમાણમાં આ પરિણામ પ્રાપ્ત થશે.”.....૧૮૩૩ ના ચાર્ટર એક્ટે અને ૧૮૫૮ ના મહારાણીના ઢંઢેરાએ પ્રતિકારક સત્તાધારીઓની દૃષ્ટિમાં અત્યંત અગવડભરી સ્થિતિ ઉત્પન્ન કરી છે, તે હિન્દના એક બીજા વાયસરોય, મર્હુમ લૉર્ડ લીટને એક ખાનગી દસ્તાવેજમાં કરેલા સરળ કથન પરથી સ્પષ્ટ માલુમ પડી આવે છે; આ દસ્તાવેજ ત્યાર પછીથી પ્રસિદ્ધિમાં આવ્યો છે. ઇંગ્લાંડના સમ્રાટ અને પાર્લામેન્ટનાં વચનો પર બંધાયલા આપણા દાવા અને આશાઓ વિષે બોલતાં, તેણે લખ્યું: “ આપણે સર્વ જાણીએ છીએ કે, આ દાવાઓ અને આશાઓ કદાપિ પૂરાં કરવામાં આવશે નહિ અથવા આવી શકશે નહિ. તેમને ( હિન્દના દેશી લોકોને ) અટકાવવા અને તેમને છેતરવા એ બેમાંથી એકની પસંદગી આપણે કરવાની હતી, અને :દોડામાં થોડો સીધો માર્ગ આપણે પસંદ કર્યો છે....હું ખાનગી રીતે લખું છું તેથી હું એમ કહેવાને ખંચાતો નથી કે ઇંગ્લાંડ તેમજ હિન્દ બંનેની સરકારોએ આપેલાં વચનના શબ્દો તોડવાને પોતાની સત્તામાં રહેલા પ્રત્યેક સાધનનો ઉપયોગ કર્યો છે, એ આરોપનો સંતોષકારક જવાબ આપવાને વર્તમાન ઘડી સુધી બંને સરકારો અશક્ત નીવડી છે.” વચનો પૂરાં કરવા વિષે અખાડા કરવામાં સરકારના વર્તન વિષે લૉર્ડ લીટનને આપણે અદ્વિતીય પ્રમાણ તરીકે સ્વીકારીએ છીએ. “ આપણા દાવાઓ અને આશાઓ કદાપિ પૂરાં કરવામાં આવશે નહિ અથવા આવી શકશે નહિ,” એમ લખવાનો તેનો દાવો આપણે કબુલ રાખતા નથી.

કહેવાની જરૂર નથી કે, આ દેશમાં આ બે જાતિઓની સાપેક્ષક સ્થિતિના આ સવાલ સાથે આપણું સઘળું ભાવિ બંધાયલું છે. એક જાતિ પર અન્ય જાતિનો અંકુશ—વિશેષ કરીને જ્યારે તેમની બુદ્ધિ વચ્ચે અથવા તેમની સામાન્ય સંસ્કૃતિ વચ્ચે ઝાઝો તફાવત ન હોય ત્યારે પરાધીન જાતિ પર સહસ્ત્રાવધિ છલ્લયુક્ત પ્રકારોએ ઘણું સંકટ નાખે છે. નૈતિક બાજુએ, વર્તમાન પરિસ્થિતિ મક્કમ રીતે આપણી આરંભ શક્તિના બળનો વિનાશ કરે છે, અને કર્મવીર પુરૂષો તરીકે આપણને ઠીંગણા બનાવે છે. આર્થિક બાજુએ, તેનું પરિણામ એ આવ્યું છે કે, ભયંકર રીતે લોકો ગરીબ બની ગયા છે. સો વર્ષ અને તેથી વધારે વર્ષ થયાં હિન્દુસ્થાન દેશમાં રાજ્યકર્ત્રી કોમના લોકો નાણું કમાય છે, તે નાણું બહાર લઇ જાય છે, અને ત્યાં તેમનો ઉપયોગ કરે છે. આયર્લૅન્ડમાં જેમ ભૂતકાળમાં આયરીશો પર અંગ્રેજોના કોમી ઉપરીપણામાં ગેરહાજર જમીનદારોના અનિષ્ટ વધારો કર્યો હતો, તેમ હિન્દુસ્થાનમાં અંગ્રેજોના કોમી ચઢીયાતા પણામાં જેને ગેરહાજર મુડીદારો કહી શકાય તેમનો વધારો થયો છે. ઘણાં વર્ષો થયાં એક મોટો અને ખરાબી કરે એવો દોલતનો પ્રવાહ દેશમાંથી જતો ચાલુ રહ્યો છે, ગયાં ચાળીશ વર્ષોમાં દેશની આયાત કરતાં નીકાસ ( ખજાના સુદ્ધાં ) એક અબજ પાઉંડની કીમત જેટલી વધારે થઈ છે. ૧૮૮૨–૮૪ માં દેશનો મરણનો દર સરેરાશ દર હજારે ૨૪ હતો, તે ૧૮૯૨ માં દર હજારે ૩૨ થયો, અને હાલ દર હજારે ૩૪ છે, એ પ્રમાણે મરણના દરમાં સ્થિર વધારો થતો રહ્યો છે, તે આપણા જનસમૂહની આ ચાલુ રહેલી ગરીબાઇની ભયાનક અને નિર્ણયાત્મક સાબીતી છે. હિન્દના ઉત્તમ લાભોને માટે આર્થિક અને નૈતિક

અને તેજ પ્રમાણે ઇંગ્લાંડની પ્રતિષ્ઠાને માટે આવશ્યક છે કે, સમ્રાટ અને પાર્લામેન્ટ બન્ને કોમો વચ્ચે સમાનતાની નીતિનું વચન આપ્યું છે તેનો ચુસ્ત રીતે અને હીંમતપૂર્વક અમલ થવો જોઇએ."

મી. ગોખલે પછી નોકરશાહી તરફ વળ્યા, અને પદ્ધતિને સખ્ત રીતે વખોડી કાઢી. અને ઉમેર્યું કે, "નોકરશાહી સ્પષ્ટ રીતે સ્વાર્થી બને છે અને ખુલ્લી રીતે તેમની (કેળવાયલા વર્ગોની) રાષ્ટ્રીય અભિલાષાઓ તરફ વૈરભાવ દર્શાવે છે. ભૂતકાળમાં એમ ન હતું." અને આપણા જીર્ણ-ભૂમાંજ જ્યારે રાજ્યકર્તાઓ હિન્દના સ્વરાજ્ય પ્રતિ દૃષ્ટિ કરશે ત્યારે એનાથી ભિન્ન લાગણી લેવામાં આવશે એમ તેણે કહ્યું. એવો ઢોંગ કરવામાં આવે છે કે લોકો બેદરકાર છે, પરન્તુ "કેળવાયલા હિન્દીઓ જેનો આજે વિચાર કરે છે, તેનો વિચાર બાકીનું હિન્દ આવતી કાલે કરે છે."

છેવટે, રાષ્ટ્રીય પરિષદ્‌ના કાર્યક્રમના મુખ્ય બાગો પર એકાગ્ર ધ્યાન આપવાનો રા. ગોખલેએ ઉપદેશ આપ્યો: (૧) યુરોપીઅનોને બદલે ક્રમેક્રમે રીતે હિન્દીઓને દાખલ કરીને રાજ્યતંત્ર અને કામમાં વધારે ને વધારે મોટો ભાગ; (૨) રાજ્યતંત્રની રીતિઓમાં સુધારો; (૩) નાણાં વિષયક યોજનાઓની પુનઃ રચના; અને (૪) લોકોની સ્થિતિ સુધારવાનાં પગલાં. એનો વિકાસ કરતાં તેમના સુંદર વ્યાખ્યાનની સમાપ્તિ થઇ.

વિષય નિર્ણાયક સભાની પસંદગી કરવામાં આવી, અને રાષ્ટ્રીય પરિષદ્ મુલતવી રહી.

બીજે દિવસે શુભેચ્છાઓના કેટલાક તારોની નોંધ લીધા પછી પ્રમુખે ના. પ્રીન્સ અને પ્રીન્સેસ ઓફ્ વેલ્સને આવકાર આપનારો ઠરાવ રજુ કર્યો અને તે ઉત્સાહપૂર્વક પસાર કરવામાં આવ્યો.

ધારા સભાઓમાં વિશેષ સુધારો કરવાનો બીજો ઠરાવ માન. રા. જે. ચૌધરીએ રજુ કર્યો, અને તેમણે કહ્યું કે, વડી ધારાસભા વાદવિવાદ ચલાવનારી મંડળી કરતાં વધારે સારી સ્થિતિમાં હોત તો હમણાંના કાયદા છે તેનાથી તદ્દન ભિન્ન કાયદા થયા હોત. વ્યવહારિક રીતે અમલ-કારીઓ હિન્દીઓને કહે છે: "અમારી એ સૂચના છે: વ્યાજબીપણું અમારા પક્ષમાં છે ન્યાય અમારા પક્ષમાં છે: ગતો તમારા પક્ષમાં છે: તમને ગમે તેમ કરો." માન. રા. એસ. એ. ગોવિંદ રાઘવ આયરે એક વજનદાર વ્યાખ્યાન આપી તેને અનુમોદન આપ્યું, અને બતાવી આપ્યું કે, ઇંગ્લાંડની મુખ્ય નેમ માત્ર હિન્દ પર સરસ રાજ્ય ચલાવવાનીજ નથી, પરન્તુ તેને સ્વરાજ્ય ભોગવતું બનાવવાની છે, અને એને માટે વિશેષ વિશાળ પ્રતિનિધિત્વની આવશ્યકતા છે. રા. આર. પી. કરંદીકર, રા. જી. એસ. ખાપર્ડે, રા. અલીમહમદ ભીમજી અને બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ વિશેષ અનુમોદન આપ્યા પછી તે ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

ત્રીજો ઠરાવ જ્ઞાતની નીતિ અને વહીવટ વિષે હતો, સર બાલચંદ્ર કૃષ્ણાએ તે સુંદર રીતે રજુ કર્યો હતો, જી. એ. નટેશને તેને અનુમોદન આપ્યું હતું, અને રા. બી. એસ. શાસ્ત્રીઆએ વિશેષ અનુમોદન આપ્યા પછી તે પસાર કરવામાં આવ્યો હતો.

ચોથો ઠરાવ પ્રતિનિધિત્વના સંબંધમાં હતો પરન્તુ બીજા ઠરાવ કરતાં જુદી દિશામાં હતો, કેમકે તેમાં એવી માગણી કરવામાં આવી હતી કે, હિન્દના પ્રત્યેક પ્રાંતમાંથી આમની સભામાં બે સભ્યો જવા જોઇએ, ઇન્ડીઆ કાઉ-ન્સીલમાં ત્રણ હિન્દીઓ રાખવા જોઇએ, વાઇ-સરોયની કારોબારી સભામાં બે હિન્દીઓ રાખવા જોઇએ, અને મુંબાઇ અને મદ્રાસની કારોબારી સભાઓમાં એકેક હિન્દી હોવો જોઇએ. રા. જી. શ્રી નિવાસ રાવે ઠરાવ રજુ કરતાં એક ટુંકું ભાષણ આપ્યું, રા. એસ. આર. દાસે એને રૂઢી અનુસાર અનુમોદન આપ્યું, રા. ફૈઝલ હુસેને તેને વિશેષ અનુમોદન આપ્યું, અને તે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

રા. અંબાલાલ દેસાઇએ પાંચમો ઠરાવ રજુ કર્યો તેમાં દેશની સ્થિતિની તપાસ કરવાને પાર્લા-મેન્ટ તરફથી તપાસ કરવાની રૂઢી પાછી તાજી કરવી જોઇએ અને હિન્દી પ્રધાનનો પગાર બ્રિટિશ અંદાજ પત્ર પર મુકવો જોઇએ એવી સૂચના કરવામાં આવી હતી. ઇસ્ટ ઇંડીઆ કંપનીને નવો

ચાર્ટર આપતી વેળા જે તપાસો થતી તેની પ્રાંમતતું તેમણે સ્મરણ કરાવ્યું, અને એવી તપાસોથી વર્તમાન દુઃખો ઓછાં થાય. બાબુ તારાપાદ બેનરજીએ આવી તપાસોના મહત્ત્વપર ભાર દઇને તેને અનુમોદન આપ્યું. રા. વી. કૃષ્ણ સ્વામી ઐયરે વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, જ્યારે હિન્દનું રાજ્યતંત્ર તાજને સોંપી દેવામાં આવ્યું હતું ત્યારે પાર્લામેન્ટના અંકુશને વિષે ગંભીર સંશયો ઉદ્ભવ્યા હતા અને તે સકારણ નીવડયા છે. આવી સૂચવેલી તપાસોમાંથી સારૂં પરિણામ આવશે, કેમકે પ્રાપ્ત થયેલું જ્ઞાન બ્રિટિશ પ્રજાના હૃદયને સ્પર્શ કરશે ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

છઠ્ઠા ઠરાવમાં જાહેર નોકરીના પ્રશ્નને ઉપાડવામાં આવ્યો હતો. રા. એન. એમ. સમર્થે તે રજુ કર્યો હતો, અને ૧૮૫૮ ના ઢંઢેરા તરફ લૉર્ડ કર્ઝને બતાવેલા ઉદ્ધત વર્તન માટે તેમણે સખ્ત ટીકા કરી હતી. તેમણે કહ્યું: "લૉર્ડ કર્ઝનના સદ્ભાગ્યે અને હિન્દના દુર્ભાગ્યે આપણે બર્ક અને શેરીડનના સમયમા જીવતા નથી. નહિ તો મહારાણીના ઢંઢેરાને નિર્જીવ ગણી કાઢયા પછી ઇંગ્લાંડ પાછા ફરતા માજી વાઇસરૉયની કદાચ શી દશા થઇ હોત તેની આપણે કલ્પના કરી શકીએ." પંડિત નારાયણ બિશન ધારે અનુમોદન આપતાં પોતાનાજ દેશમાં જે નિર્ખ્યાત હિન્દીઓને જાહેર નોકરીમા ઉંચી જગ્યાઓ ભોગવતા અટકાવવામાં આવ્યાં હતા તે બતાવી આપ્યા. મી જે સાઇમીયન અને માન. રા. કે. આર. ગુરૂસ્વામી ઐયરે વિશેષ અનુમોદન આપતાં ઠરાવ પસાર કરવામા આવ્યો, અને પછી રાષ્ટ્રીય પરિષદ્ મુલત્વી રહી

ત્રીજે દિવસ રા. જી. સુબ્રમન્ય આયરે સાતમો ઠરાવ રજુ કર્યો, તેમા કૃત્રિમ વધારાનો કેવી રીતે નીકાલ કરવામા આવતો હતો તે દર્શાવ્યું હતુ, અને ઉમેર્યું કે, ગયે વર્ષે રા. ગોખલેએ આપેલા વ્યાખ્યાનનો મારા ભાષણમા મેં આધાર લીધો છે. રા. આર. એન. મુધોલકરે અનુમોદન આપતાં હિન્દી નાણાં ખાતાની કંટ્ટ્રી સ્થિતિ માટે શોક દર્શાવ્યો, અને દર્શાવી આપ્યું કે, લશ્કર માટે પુષ્કળ ખર્ચ કરવામાં આવતો હોવાથી અને યુરોપીયનોને ભારે પગારો અપાતા હોવાથી ખર્ચમાં વધારો થયો છે જ્યારે કેળવણી ભૂખે મરે છે. રા. મથુરદાસે વિશેષ અનુમોદન આપ્યા પછી તે ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

રા. એચ. એ. વાડીઆએ લશ્કરી ખર્ચના વિષય પર ઠરાવ રજુ કર્યો અને માગણી કરી કે લશ્કરી કામોને માટે મંજુર કરવામાં આવેલા એક કરોડ પાઉંડ કેળવણીમા અને રૈયતનો બોજો ઓછો કરવામાં ખર્ચવા. લાખો "નિર્વાહ" લોકોને માટે બોલતાં તેમણે કહ્યુઃ "આપણે હક્ક સાબીત કરવાની એટલી બધી ઇચ્છા રાખતા નથી, પરન્તુ પવિત્ર ફરજ બજાવવાની અભિલાષા ધરાવીએ છીએ. રા. વી. રાયરૂ નેમ્મીયરે અનુમોદન આપતાં કહ્યુ કે, આંતરિક શાંતિ જાળવવાને માટે મોટા લશ્કરની જરૂર નથી; ૩૦ કરોડની વસ્તીમાં એક લશ્કર શું છે ? એમની રાજ્યભક્તિ એજ હિન્દનું સંરક્ષણ છે. એન. બી. રાનડે અને રા. કૃષ્ણ બલદેવ વર્માનાં ભાષણો પછી ઠરાવ પસાર કરવામા આવ્યો હતો.

નવમો ઠરાવ દક્ષિણ આફ્રિકાનાં સંકટો વિષે હતો. એ સંકટો દર વર્ષે વધારે ખરાબ બનતાં હતાં, બુર લોકોના હાથ નીચે સ્થિતિ હતી તેના કરતાં હિન્દીઓની સ્થિતિ ઘણી ખરાબ થઇ હતી, એમ રા. મદનજીતે કહ્યું. રા. બી. એન. શર્મા હીંમતથી બોલી ઉઠયા, અને ઇંગ્લાંડને ચેતવણી આપી કે, એક પ્રજા પર બીજી પ્રજા ઉપરીપણું ભોગવે એવું કામી ઉપરીપણું સદાને માટે સામ્રાજ્યમાં રહી શકશે નહિ. "જો આપણે આપણી પોતાની જાતને સાચા હોઇએ તો જે પ્રજાએ મહાન્ તત્ત્વજ્ઞો મહાન્ મુત્સદીઓ અને મહાન્ યોદ્ધાઓ ઉત્પન્ન કર્યો છે, તેઓ બીજા લોકોને હાથે આ કે તે કૃપા મેળવવાને નમશે નહિ. ત્યારે અને માત્ર ત્યારેજ દક્ષિણ આફ્રિકાના પ્રશ્નો તેમજ અન્ય હિન્દી પ્રશ્નોનો ઉત્તમ નિર્ણય મળશે." ખરેખર સરસ કથન ત્યારે અને માત્ર ત્યારેજ.

ડૉ બી. એસ મુંજીએ કહ્યું કે એક પ્રજા તરીકે હિન્દીઓનો હિન્દમાં તેમજ હિન્દની બહાર પણ બોયકોટ કરવામા આવે છે, હિન્દમાં પરદેશીઓ ઉપરીપણું ભોગવે છે અને રાજ્ય કરે

છે, અને પરદેશોમાં હિન્દીઓને નિર્દયતાપૂર્વક બોયકોટ કરવામાં આવે છે. "આપણા રાજ્યકર્તાઓ માનતા નથી કે આપણે પુરુષો છીએ." ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

દશમા ઠરાવમાં ન્યાય અને કારોબારી ખાતાં જૂદાં પાડવાના પ્રશ્નનો સમાવેશ કરવામાં આવ્યો હતો, અને બાબુ રમેશચંદ્ર દત્તે તેને સુંદર રીતે રજુ કર્યો હતો. માન. રા. સેતલવડે તેને યોગ્ય અનુમોદન આપ્યું. ડૉ. સતીશચંદ્ર બેનરજીએ વિશેષ અનુમોદન આપતાં બ્રિટિશ ન્યાયને શુદ્ધ બનાવવાની આવશ્યક્તાપર ભાર મુકયો. બાબુ બિશ્નુપાદ ચૅટરજીએ ન્યાયોલ્લંઘનનાં કેટલાંક ઉદાહરણો ઉમેર્યાં. અને હંમેશની જેમ ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પોલીસ સુધારણાનો ઠરાવ તેના જુના હીમાયતી રા. એસ સિંહને સોંપવામાં આવ્યો હતો. તેમણે અગીયારમો ઠરાવ રજુ કરતાં કહ્યુ કે, પોલીસ કમીશને ખાસ પોલીસ સર્વીસની સ્થાપના કરી હતી, અને તેમાંથી હિન્દીઓને વિમુખ રાખીને તે યુરોપીયનો માટેજ ખાસ રાખી હતી, તેથી આપણને ભારે નિરાશા ઉપજી છે. રા. જોગીઆ, રા. ઇશ્વર સરણ, રા. નર્ગુન્તીકાર, રા. એ. સી. પાર્થસારથી નાઇડુ, અને રા. કાલીપ્રસન્ન કાવ્ય વિશારદે તેને વિષે વ્યાખ્યાનો આપ્યા પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

"વન્દે માતરમ્" ના પોકારો શાન્ત થતાં બંગાળના ભાગલા સામે બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ બારમો ઠરાવ રજુ કર્યો. લાગણીથી ભરપુર વાગ્ધારામાં તેમણે પોતાની પ્રજાનો કોપ દર્શાવ્યો, અને જાહેર કર્યું કે, ભાગલાનો નાશ કરવામા નહિ આવે ત્યાં સુધી ચળવળ કદાપિ બંધ પડશે નહિ. તેમણે ભાખેલું ભવિષ્ય સાચું નીવડયું, અને હિન્દમા પણ દમન અને એક હત્થુ સત્તા હેઠળ ચળવળ શું કરી શકે છે તે ૧૯૧૧ માં ભાગલા રદ થયા ત્યારે માલુમ પડયું. કલકત્તાનાં શોક અને આવેશનું તેમણે નીચે પ્રમાણે વર્ણન આપ્યુ "દુકાનો બંધ કરવામાં આવી હતી, ઘરનો ચુલો સળગાવવામાં આવ્યો ન હતો, રસોઇ તૈયાર કરવામા આવી ન હતી." "દમનનાં હથીયારો ઘડવામાં, ત્રાસના રાજ્યની સ્થાપના કરવાના પાયા નાખવામાં સરકાર મંડી પડી હતી." સભાઓ અટકાવવામાં આવી હતી; સંકીર્તન સરઘસો બંધ રખાવ્યાં હતાં, "વન્દે માતરમ્" ગાવાને માટે શિક્ષા કરવામાં આવતી હતી, વિદ્યાર્થીઓ પર કામ ચલાવવામાં આવતું અને તેમને બન્દિખાનામાં મોકલવામાં આવ્યા હતા. આપણે માનીએ છીએ કે ઇશ્વર આપણા પક્ષમાં છે, અને "એવી માન્યતાથી બળવાન બનેલા અને એવી પ્રતીતિપૂર્વક કાર્ય કરનારા પુરુષો અનિવાર્ય અને અજીત હોય છે; એવો કોઈપણ ભય નથી જેની સામે થવાને તેઓ તત્પર ન હોય; એવી કોઇપણ મુશ્કેલી નથી જેને ખસેડવાને તેઓ સજ્જ ન હોય."

વ્યંગ્યાર્થ યુક્ત ભાષામાં રા. એ. ચૌધરીએ તેને અનુમોદન આપ્યું, અને બાબુ બૈકુંઠનાથ સેન, સી. વી. વૈદ્ય (રાવ બહાદુર), રા. એસ. સિંહ, રા. હદાયત બક્ષી, રા. અબ્દુલ કાસીમ, આર. એન. મુધોલકર (રાવબહાદુર), અને રા. નસ્સરૂદ્દીને એક પછી એક હિન્દનો ક્રોધપૂર્ણ નિષેધ, કોપ અને નિશ્ચય દર્શાવ્યા. રાષ્ટ્રીય પરિષદે આવા આવેશપૂર્ણ દેખાવો બહુવાર જોયાં ન હતા.

પછી તેરમો ઠરાવ રજુ કરવામાં આવ્યો. તેમાં લૉર્ડ કર્ઝનના જુલ્મે ઉત્પન્ન કરેલા વિરોધને કુંદી નાખવાને માટે ભરવામાં આવેલાં દમનનાં પગલાં સામે નિષેધ દર્શાવવામાં આવ્યો હતો. એ ઠરાવ રજુ કરતા પંડિત મદનમોહન માલવીયે દર્શાવી આપ્યુ કે, આટલા બધા બનાવો બન્યા છે, તે છતા લોકોએ અત્યાચારનું એક પણ કાર્ય કર્યું નથી, નિષેધો તરફ ધ્યાન આપવામાં આવ્યું નથી અને નિરાશાના છેલ્લા ઉપાય તરીકે વિદેશીય માલનો બહિષ્કાર (બોયકોટ) કરવાનું પગલું ભરવામાં આવ્યું છે. એ બહિષ્કારનું કારણ દૂર કરીને તે બહિષ્કારનો સરકાર અંત આણશે એવી હૃદયગત આશા તેમણે દર્શાવી.

લાલા લજપતરાયે અનુમોદન આપતાં દેશમાં નવીન રાજકીય યુગનો પ્રારંભ કરવાની આવી ઉજ્જવલ તક બંગાળને માપ્ત થઇ તેને માટે બંગાળને અભિનંદન આપ્યું. આપણે ફરીયાદ કરવાની હોય ત્યારે કેવી રીતે સામે થવું એ આપણને બંગાળે શિખવ્યું છે, અને સ્વાતંત્ર્ય મેળવવાના

આપણા પ્રયત્નોમાં આપણે અધિક શૌર્ય બતાવવું જોઈએ એમ અંગ્રેજો ધારે છે. આપણે બતાવી આપવું જોઈએ કે, આપણે હવે ભિક્ષુકો નથી, પરન્તુ જે સામ્રાજ્યમાં પોતાના હકનું સ્થાન મેળવવાને લોકો પ્રયત્ન કરી રહ્યા છે, તે સામ્રાજ્યની પ્રજા છીએ. જો બીજા પ્રાંતો બંગાળનું અનુકરણ કરશે તો, આપણા વિજયનો દિવસ વિશેષ દૂર નથી.

રા. એચ. એ. વાડીઆ, રા. ડબલ્યુ. ડી. એ. ખરે, રા. વી. કૃષ્ણસ્વામી ઐયર-તેમણે આયર્લૅન્ડ અને ચીનનાં ઉદાહરણો ટાંકી સંભળાવ્યાં રા. એ. એચ. ગઝનવી તેમણે મી. બેમ્ફાઇલ્ડ ફુલરનું તોફાની અને નિરંકુશ વર્તન, તેની ધમકીઓ અને પ્રતિષ્ઠાશાળી ગૃહસ્થો તરફની કઠોરતા ખુલ્લાં પાડ્યાં હતાં; તેણે પ્રતિષ્ઠાશાળી ગૃહસ્થોનું તીવ્ર અપમાન કર્યું હતું, તેણે કહ્યું હતું કે, "લોહી રેડવું પડશે," અને તે વસ્તુ સ્થિતિ અટકાવવાને માટે ગુરખાઓને આણવામાં આવ્યા હતા. રા. પાંડે રામશરણ દાસ અને રા. જી. એસ. ખાપરડે સઘ બોલ્યા હતા, ઠરાવ પસાર કરવામાં આવ્યો અને પરિષદ્ મૂલત્વી રહી.

૩૦ મી ડીસેમ્બરે રાષ્ટ્રીય કૉંગ્રેસની ચોથા દિવસની બેઠક મળી. કેળવણી વિષે ચોથમો ઠરાવ રજુ કરવાની પ્રમુખે રા. હેરમ્બચંદ્ર મૈત્રને આજ્ઞા કરી. તે ઠરાવમાં કેળવણીને સરકારના હાથમાં લેવાની અને તેને સંકુચિત બનાવવાની નીતિ સામે નિષેધ દર્શાવવામાં આવ્યો હતો, સરકારે કેટલીક ખાસ ગ્રાન્ટો આપી હતી તે દેશની જરૂરોને પહોંચી વળવાને પૂરતી ન હતી, છતાં તેને માટે સરકારનો ઉપકાર માનવામાં આવ્યો હતો, ઔદ્યોગિક 'કેળવણી કમિટીએ' કરેલી ભલામણો પ્રમાણે માગણી કરી હતી અને 'નિશાળો અને પાઠશાળાઓ સહીત પોલીટેક્નીક ઇન્સ્ટીટ્યુટની સ્થાપના કરવાની માગણી કરી હતી, રા. હેરમ્બચંદ્ર મૈત્રે વજનદાર અને અસરકારક ભાષણ આપ્યું હતું; તેમાં તેમણે કહ્યું કે, વર્તમાન સમયના ઉશ્કેરણી કરનારા વિષયોની મધ્યમાં કેળવણીના વ્યાપક મહત્વ તરફ દુર્લક્ષ થવું જોઈએ નહિ. ઉચ્ચતર કેળવણી સરકાર તરફથી ખુલ્લી રીતે સંકુચિત કરવામાં આવે છે, કેમકે દર ૧૧,૦૦૦ ની વસ્તીએ કૉલેજનો એક વિદ્યાર્થી છે, તે પ્રમાણ પણ તેમને ઘણું મોટું લાગે છે, યુનિવર્સિટી કમીશને કહ્યું છે કે, પ્રમાણમાં મોટી સંખ્યાને અધુરી કેળવણી આપવામાં આવે તેના કરતાં નાની સંખ્યાને સારી કેળવણી આપવામાં આવે એ વધારે સારૂં છે.

"સર્વને મધ્યમસર ખોરાક મળે તેના કરતાં થોડા પુરુષોને પુષ્કળ ભોગ વિલાસ મળે અને લાખો ભૂખે મરે એ વધારે સારૂં છે શું? થોડાક તંદુરસ્ત બલવાન રાક્ષસો દેશની સપાટી પર ફરતા ફરે અને બાકીના બધા હાડપીંજરો જેવા રહે એ વધારે સારૂં છે શું? સર્વ મનુષ્યો સાધારણ સારા ચરિત્ર્યના હોય તેના કરતાં દેશમાં થોડાક સાધુઓ હોય અને બાકીના દુષ્ટો હોય એ વધારે સારૂં છે શું?"

આનાથી વધારે સારી રીતે આ પ્રશ્ન મૂકી શકાશે નહિ, યુનિવર્સિટી કમીશને દર્શાવેલો અભિપ્રાય સમાજના પ્રત્યેક આધુનિક વિધાનથી વિરૂદ્ધ છે અને એક પ્રજાને બંધનમાં રાખી મુકવાનો જે વિદેશીય સરકારે નિશ્ચય કરી રાખ્યો હોય, તેનો અભિપ્રાય એવો શા માટે હોય તે જોવું તો સરળ છે. રા. મૈત્રે આવેશપૂર્ણ બાનીમાં કહ્યું

"દક્ષિણ આફ્રીકાનાં પ્રજાસત્તાકોમાં પ્રવેશ કરવાની આપણને ના પાડવામાં આવે છે, ઑસ્ટ્રેલીઆમાં પ્રવેશ કરવાની આપણને ના પાડવામાં આવે છે; સાહિત્યના પ્રજાસત્તાકમાં પણ પ્રવેશ કરવાની આપણને ના પાડવામાં આવશે શું? સાહિત્યના મહાન્ પ્રજાસત્તાકની નાગરિકતાના મત આપવાના હકો આપણને છુટથી નહિ મળે શું?...આપણે દાવો કરીએ છીએ, આપણે માગીએ છીએ, કે આપણને એવું માનવામાં સહાય મળવી જોઈએ કે હિન્દમાં બ્રિટિશ સરકાર શાણી અને દયાળુ છે, અને લોકોના ભૂતકાળનાં પાપોને માટે તેમને શિક્ષા કરનાર કોરડા સમાન નથી. આ ઠરાવમાં આપણે એટલીજ માગણી કરીએ છીએ. ઇશ્વરના ઐશ્વર્ય અને ભલાઇને માટે શ્રદ્ધા ઉત્પન્ન કરવામાં સહાય આપવાની વાત બાજુએ રાખીએ તો સંસ્કૃતિના દ્વાર ખુલ્લાં મુકવાં એ એક મનુષ્યને અન્ય મનુષ્યે 'કરવાની ઉમદામાં' ઉમદા સેવા છે, અને જે કેળવણી

મનુષ્યને શોકના સમયમાં દીલાસો આપે છે, આનંદના સમયમાં આનંદમાં અભિવૃદ્ધિ કરે છે, અને જે સદાને માટે મિત્ર અને સખાની ગરજ સારે છે, તે કેળવણીકો તેને વિમુખ રાખવો એ નિર્દયમાં નિર્દય પાપ છે. આપણે માગીએ છીએ કે, જાણી જોઇને ઇગ્લાંડ તે નિર્દય પાપને માટે દૂષિત બનશે નહિ."

રા. ડી. જી. પાધ્યેએ તેને અનુમોદન આપ્યું, અને કેળવણીને સરકારના હાથમાં લેવાની નીતિ સામે ઘણી સંગીન દલીલો કર્યા પછી તેમણે કહ્યુ કે "નેમ એ છે કે, આ દેશના લોકોની ઉપર જીવનાર નિરંકુશ અધિકારીઓના હાથમાં રાજી ખુશીથી હથીયારો બને એવા આજ્ઞાધારક ગુલામો હિન્દમાં, કૉલેજો અને નિશાળોમાંથી બનાવવા." ડો. નીલરત્ન સરકારે વિશેષ અનુમોદન આપતાં ઔદ્યોગિક કેળવણીનો પક્ષ કર્યો અને જાપાન, અમેરિકા અને જર્મનીમાં જે પારિભાષક કેળવણી આપવામા આવે છે તેવી કેળવણી દાખલ કરવાની વિનતિ કરી રા. એમ. કે. પટેલ, બાબુ રામાનદ ચેટરજી-તેમણે કહ્યું કે, હિન્દના જનસમૂહની કેળવણી પર હિન્દના રાજકીય ભવિષ્યનો આધાર છે-અને બાબુ નરેશચંદ્ર સેને તે ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

રીપોર્ટ કહે છે કે, લો. મા. બા જી. તીલકને "તાલીઓની ગર્જનાથી આવકાર આપવામા આવ્યો હતો." તેમણે દુષ્કાળ, ગરીબાઇ, આર્થિક તપાસ અને જમીન મહેસુલ વિષે પદરમો ઠરાવ રજુ કર્યો; આબાદાની કરવાને માટે ગરીબાઇના કારણો દૂર કરવાની સરકારી ફરજ તેમણે દર્શાવી. જેમ રોગ ન હોય તો વૈદ્યોની જરૂર પડે નહિ તેમ જો સર્વ સ્થળે આબાદાની હોય તો સરકારોની જરૂર પડે નહિ. પડિત ગોકર્ણનાથે અનુમોદન આપ્યું, રા એન. કે. રામસ્વામી ઐયર, રા. શંકરપ્રસાદ, રા. રામભજ દત્ત, અને રા. કે. એન. દેશમુખે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

કામરાનમાં ૧૦ દિવસની કવોરન્ટાઇન હોવાથી મુંબાઇ-કવોરન્ટાઇનના મહોમેદન યાત્રાળુઓને મુક્ત કરવાનો સોળમો ઠરાવ માન. રા. જી. કે. પારેખે રજુ કર્યો અને રા. અલીમહમ્મદ ભીમજીએ તેને અનુમોદન આપ્યું, મૌલ્વી અબ્દુલ કાયમ અને રા. જી. એસ. ખરેએ તેને વિશેષ અનુમોદન આપ્યા પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

રાષ્ટ્રીય કોંગ્રેસની આગલી બેઠકોમાં પસાર થયલા કેટલાક ઠરાવોનો સત્તરમા ઠરાવમાં સમાવેશ કરવામાં આવ્યો હતો, અને તે પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યો હતો. રા. કે. વેંકટરાને અઢારમો ઠરાવ રજુ કર્યો, અને રા. જે. એન. રોયે તેને અનુમોદન આપ્યું. તેમાં સાઉથ લેમ્બેથમાં રા. દાદાભાઇ નવરોજીની ઉમેદવારીને અનુમોદન આપવામાં આવ્યું હતું. રા. જી. કે. ગોખલે અને લાલા લજપતરાયે ઇગ્લાંડમાં મહાન સેવાઓ કરી હતી તેમનો આભાર પ્રદર્શિત કરનાર ઓગણીશમો ઠરાવ રા. ડી. એ. ખરેએ રજુ કર્યો હતો અને તેને રા. કે. નારાયણરાવે અનુમોદન આપ્યું હતું. પછી રા. એમ. વી. જોશીએ વીસમો ઠરાવ રજુ કર્યો, જેની રૂપે ઇગ્લાંડમાં સત્તાધારીઓનું ધ્યાન રાષ્ટ્રીય પરિષદ્‌ના અધિક મહત્ત્વના ઠરાવો તરફ ખેંચવાને રા. ગોખલેને રાષ્ટ્રીય પરિષદ્‌ના ખાસ પ્રતિનિધિ નીમવામાં આવ્યા હતા. રા. સી. વિજયરાઘવાચારીએ તેને અનુમોદન આપ્યું અને ભગિની નિવેદિતાએ તે ઠરાવને વિશેષ અનુમોદન આપતા રાષ્ટ્રીય પરિષદ્‌ને સ્મરણ કરાવ્યું કે, એક સૈકા પૂર્વે નેપોલીયનની હીલચાલની સામે થવાની પ્રેરણા રૂપે યુરોપમાં રાષ્ટ્રીય ભાવનાનો જન્મ થયો હતો; હવે ઇતિહાસનું પુનરાવર્તન થાય છે, અને યુરોપના મોક્ષને માટે હિન્દુસ્થાને બોલવું જોઇએ, કેમકે અંગ્રેજી સામ્રાજ્યમા સામ્રાજ્યવાદ અથવા રાષ્ટ્રીય તત્ત્વ હોવું જોઇએ, તેમાં પ્રજાઓની ગુલામગીરી અથવા પૃથ્વીની પ્રજાઓની સ્વતંત્રતા હોવી જોઇએ.

આખા વર્ષમા રાષ્ટ્રીય પરિષદ્‌ના ઉદ્દેશો સફળ કરવાને માટે એકવીસમા ઠરાવમાં કાર્યવાહિણી સભાની નીમણુંક કરવામાં આવી. બાવીસમા ઠરાવમાં મંત્રીઓની ફરીથી નીમણુંક કરવામાં આવી; ત્રેવીસમા ઠરાવમાં સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીનો આભાર માનવામાં આવ્યો. પછી રા. યતીન્દ્રનાથ ચોધરીએ આગામી પરિષદ્‌ને કલકત્તાનું આમંત્રણ આપ્યું,

જેનો પરિષદ્ તરફથી સહર્ષ સ્વીકાર કરવામાં આવ્યો

છેવટે, પંડિત મદન મોહન માલવીયે પ્રમુખનો આભાર પ્રદર્શિત કરનાર ઠરાવમાં ઊંડી કૃતજ્ઞતા અને સાનંદાશ્ચર્યના શબ્દોમાં હિંદુસ્થાનનો પ્રેમ અને વિશ્વાસ દર્શાવ્યાં, અને શ્રોતાવર્ગે તાલીઓની ગર્જનાથી તેમાં પોતાની સંમતી દર્શાવી, બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ તેને અનુમોદન આપ્યું, અને રા. ગોખલેએ થોડા શબ્દોમાં તેનો ઉત્તર વાળ્યો. આ પ્રમાણે એકવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસની પૂર્ણાહુતિ થઇ.

### ઠરાવો.

### સ્વાગતનો સંદેશ.

૧. ઠરાવ કરવામાં આવે છે કે, નામદાર સમ્રાટ્ની હિન્દી પ્રજાના સર્વ જાતિઓ, ધર્મો, અને કોમોના પ્રતિનિધિઓની બનેલી આ કોંગ્રેસ નામદાર પ્રીન્સ અને પ્રીન્સેસ ઓફ વેલ્સની હિન્દની મુલાકાતને અવસરે તે નામદારોને અત્યંત નમ્રતાપૂર્વક અને માનપૂર્વક રાજ્યભક્તિપૂર્ણ અને કર્તવ્યનિષ્ઠ સ્વાગત આપે છે.

હિન્દની પ્રજા પ્રતિ અંતઃકરણની સદ્ભાવનાની લાગણીઓના તે નામદારોના ઉદ્ગારોથી કોંગ્રેસને ઊંડી લાગણી થઇ છે, તે વિશ્વાસ રાખે છે કે, વર્તમાન પ્રવાસમાં મળેલા અંગતજ્ઞાનથી તેની પ્રજાની આબાદાનીમાં તેઓ વિશેષ માયાળુ રસ લેશે. અને ઉત્કટ આશા દર્શાવે છે કે, તે નામદારો આ કોંગ્રેસની ગંભીર પ્રાર્થના નામદાર સમ્રાટ્ સમક્ષ રજુ કરવાની કૃપા કરશે કે, આ દેશના રાજ્યતંત્રમાં મહારાણીના ઢંઢેરાના સિદ્ધાંતો ઉતારવા.

( ક ) પ્રમુખે નામદાર પ્રીન્સ ઓફ વેલ્સને ઉપલો ઠરાવ તારથી મોકલી આપ્યો.

### પ્રતિનિધિત્વ.

૨. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસના અભિપ્રાય મુજબ વડી અને પ્રાંતિક ધારાસભાઓના વિશેષ વિકાસને માટે સમય આવી પહોંચ્યો છે, જેથી કરીને તેમાં લોકોનું વિશેષ પ્રતિનિધિત્વ દાખલ થાય અને તેમના બીન-સરકારી સભ્યોને દેશના રાજ્યતંત્રમાં ખરેખરો અવાજ મળે. કોંગ્રેસ સંખ્યામાં વધારો કરવો, અને તેમની સમક્ષ આવતી નાણાં વિષયક બાબતોમાં સભાઓનો મત લેવાનો હક્ક તેમને આપવો; લાગતી વળગતી સરકારના ઉપરીને નકારવાનો હક્ક રહેશે.

૪. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર આ દેશની પ્રજાને પોતાના દેશના રાજ્યતંત્રમાં વધારે બળવાન્ અવાજ અને કાર્યભારનો કાબુ આપવાનો સમય આવી પહોંચ્યો છે, તેને માટેઃ

(ક) બ્રિટિશ દિવાને આમમાં કમમાં કમ બે સભ્યો મોકલવાનો હક્ક હિન્દના પ્રત્યેક પ્રાંતને આપવો.

(ખ) પૂરવાર થયલી શક્તિ અને અનુભવવાળા કમમાં કમ ત્રણ હિન્દી ગૃહસ્થોને હિન્દી પ્રધાનની કાઉન્સીલના સભ્યો નીમવા.

(ગ) ગવર્નર-જનરલની કારોબારી સભામાં બે હિન્દીઓને સભ્યો અને મુંબઇ અને મદ્રાસની કારોબારી સભાઓમાં એક એક હિન્દીને સભ્યો નીમવા.

### એકસાઇઝ.

૩. ઠરાવ કરવામાં આવે છે કે, (ક) દેશના જૂદા જૂદા પ્રાંતોમાં એકસાઇઝ વહીવટની તપાસ કરવાને એક કમિટી નીમવાને માટે હિન્દી સરકારનો આભાર માનવા છતાં આ કોંગ્રેસ ખેદ દર્શાવે છે કે, તેમાં સઘળા અધિકારીઓ છે, અને તેથી તેને માટે જાહેર પ્રજામાં સંપૂર્ણ વિશ્વાસ આવશે નહિ.

(ખ) પહેલાંની કોંગ્રેસો સાથે એકમત થઇને આ કોંગ્રેસ પોતાની *નિશ્ચયાત્મક પ્રતીતિ* દર્શાવે છે કે, એકસાઇઝ વહીવટના કોઇપણ સંતોષકારક સુધારા માટે બે શરતો પ્રથમ આવશ્યક છેઃ વ્યવહારિક વહીવટમાં સ્થાનિક પસંદગીના સિદ્ધાંતનો સ્વીકાર, અને વર્તમાન દારૂની દુકાનોની સંખ્યામાં ઘટાડો.

(ગ) ગયે વર્ષે એકસાઇઝ વહીવટ વિષે સર ફ્રેડરીક લેલીની અરજીમાં સમાયલી મુખ્ય દરખાસ્તોનો શીઘ્ર અમલ કરવાની ઇચ્છનીયતા તરફ આ કોંગ્રેસ માનપૂર્વક હિન્દી સરકારનું લક્ષ ખેંચે છે.

( ઘ ) જંગલ એકસાઇઝ ખરડાને મિતપાનના સંગીન અને પ્રગતિમાન કાયદા તરીકે આવકાર આપ્યો છે, તેને હિન્દી સરકારે પોતાની કારોબારી સત્તાની રૂએ ખરેખાત અભરાઇ પર ચઢાવી દીધો છે તેની સામે કોંગ્રેસ અણગમો દર્શાવે છે.

## મુદતબંધી તપાસો.

૫. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, હિન્દી સરકારના સંબંધમાં પાર્લામેંટ પોતાની જોખમદારી વિશેષ સંતોષકારક રીતે અદા કરી શકે તેને માટે હિન્દની સ્થિતિની મુદતબંધી પાર્લામેન્ટરી તપાસો ફરીથી ચાલુ કરવી જોઇએ, અને હિન્દી પ્રધાનનો પગાર બ્રિટિશ અંદાજો પર મુકવો જોઇએ.

## જાહેર નોકરી.

૬. ઠરાવ કરવામાં આવે છે ( ક ) કે, કોંગ્રેસના અભિપ્રાય મુજબ જાહેર નોકરીની ઉચ્ચતર જગ્યાઓપર હિન્દીઓને નીમવાના વિષય પર ૨૪ મી મે ૧૯૦૪ ના પોતાના ઠરાવમાં હિન્દી સરકારે દર્શાવેલા સિદ્ધાંતો અને રાજ્યનીતિ, ૧૮૩૩ ના પાર્લામેન્ટરી કાયદામાં અને મહારાણીના ૧૮૫૮ ના ઢંઢેરામાં દર્શાવેલા સિદ્ધાંતો અને રાજ્યનીતિથી વિરૂદ્ધ છે, અને આ દેશની પ્રજાને રાજાએ અને પાર્લામેન્ટે આપેલાં ગંભીર વચનો સમજાવી કાઢવાના, અને એક જાહેર કમીશને સઘળા પ્રશ્નની સાવધાનતાથી તપાસ કર્યા પછી સરકારે વિચારપૂર્વક કરેલી યોજનાઓથી દૂર જવાના પ્રયત્ન સામે આ કોંગ્રેસ માનપૂર્વક પરન્તુ ભારપૂર્વક અણગમો દર્શાવે છે:

( ખ ) આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, નાણાં વિષયક અને રાજ્યતંત્ર વિષયક અનેક વર્તમાન અનિષ્ટોનો સાચો ઇલાજ દેશની નોકરીની ઉચ્ચતર શાખાઓમાં હિન્દીઓને વધારે મોટી સંખ્યામાં નીમવામાં છે; અને હિન્દમાં નોકરીને માટે હરીફાઇની પરીક્ષાઓ ઇગ્લાંડમાં અને હિન્દમાં એક સાથે લેવાની તરફેણમાં ૧૮૯૩, ૨ જી જુનના દિવાને આમના ઠરાવનો તત્કાળ અમલ કરવો જોઇએ, એમ કહેવામાં પડેલાંની કોંગ્રેસો સાથે એકમત થઇને આ કોંગ્રેસ પોતાની ૨૮ પ્રતીતિની નોંધ લે છે કે, આ પ્રશ્નનું એકજ સંતોષકારક સમાધાન હિન્દી સીવીલ સર્વીસની પુનઃ રચનામાં છે, જેની પુનઃ રચના સત્તાની વહેંચણી કરવાના સિદ્ધાંતને અનુસરીને કરવી જોઇએ, અને તે દરમ્યાન તેની ન્યાયી ફરજોનો એક ભાગ જેમણે કાયદાના ધંધાની તાલીમ લીધી હોય તેમને આપવો.

( ગ ) હિન્દના ઘણાખરા પ્રાંતોમાં પ્રાંતિક નોકરી માટેની હરીફાઇની કસોટી કાઢી નાખવા માટે આ કોંગ્રેસ ખેદ દર્શાવે છે. ભૂતકાળના અનુભવે સંપૂર્ણ રીતે સાબીત કર્યું છે કે, સરકાર તરફથી નીમણુંકો કરવાની પદ્ધતિ, આ દેશની વિશિષ્ટ પરિસ્થિતિમાં, અધિકારીઓની કૃપાથી થતી નીમણુંકોની પદ્ધતિમાં ફેરવાઇ જાય છે, અને એનાથી અયોગ્ય પુરૂષો નોકરીમાં આવીને રાજ્યતંત્રની કાર્યસાધકતા બગાડે છે, અને વધારામાં ઉચ્ચ હોદ્દાને માટેની હિન્દીઓની યોગ્યતામાં અન્યાયપૂર્વક ઘટાડો કરે છે. આ કોંગ્રેસ, તેથી, હિન્દી સરકારને માનપૂર્વક આગ્રહ કરે છે કે, પ્રાંતિક નોકરીને માટે હરીફાઇની કસોટી ફરીથી દાખલ કરવી.

## નાણાં પ્રકરણ.

૭. ઠરાવ કરવામાં આવે છે કે, ગયા માર્ચમાં ફાજલ પડેલી પોતાની મ્હેસુલોના એક ભાગનો કોંગ્રેસે ભલામણ કરેલાં કેટલાક કાર્યોને માટે હિન્દી સરકારે ઉપયોગ કર્યો છે, તેની કદર બુઝયા છતાં આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, છેલ્લા ત્રણ વર્ષોમાં તેણે આ દેશના કર ભરનારાઓને આપેલી નાણાં વિષયક રાહત અત્યંત અપૂરી છે, અને કોંગ્રેસને ખેદ થાય છે કે, દેશના લશ્કરી ખર્ચમાં પુષ્કળ વધારો કરવામાં, અનેક ખાતાંમાં યુરોપીય અમલદારોના પગારો વધારવામાં અને તેમને માટે નવી જગ્યાઓ કાઢવામાં વાજી ફાજલ પડેલી રકમોનો લાભ લેવામાં આવ્યો છે. કોંગ્રેસ આગ્રહ કરે છે કે, ભવિષ્યમાં કાંઇ પણ રકમ ફાજલ પડે તેનો ઉપયોગ પ્રથમ કરો માફ કરવામાં અને પછીથી પ્રજાને સીધી રીતે લાભ કરે એવાં કાર્યો કરવામાં થવો જોઇએ, જેવાં કે, વૈજ્ઞાનિક, ઔદ્યોગિક અને ખેતીવાડી વિષયક શિક્ષણ આપવું, મેડીકલ રાહતની -સવલતોમાં

વધારો કરવો, અને આરોગ્ય સુધારણા અતિ આવશ્યક પગલાં ભરવાને, અને દેશના ગર્ભ ભાગમાં વ્યવહારના સાધનોમાં સુધારો કરવાને મ્યુનિસિપલ અને સ્થાનિક બોર્ડોને નાણાંની સહાય આપવી.

### લશ્કર વિષયક.

૮. ઠરાવ કરવામાં આવે છે કે, લશ્કરી અધિકારીઓ પર હિંદની કાનુના ઉપરીપણાને નિર્બળ બનાવનાર કોઇ પણ ફેરફાર સામે પોતાનો મજબુત વાંધો દર્શાવતાં આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, જ્યાં સુધી એવા કાનુ પર અસર કરી શકે એવી સ્થિતિમાં કર ભરનારાઓના પ્રતિનિધિઓને મુકવામાં આવે નહિ ત્યાં સુધી આવશ્યક હિંદની કાનુનો પૂરતો અમલ થઇ શકશે નહિ.

(ખ) આ કોંગ્રેસ લશ્કરી ખર્ચના ચાલુ વધારા સામે એકવાર ફરીથી પોતાનો ગંભીર અણગમો દર્શાવે છે, કેમકે તે અનાવશ્યક, અન્યાયી, અને હિન્દી પ્રજાની સહનશક્તિ કરતાં વધારે છે.

(ગ) આ કોંગ્રેસનો સ્પષ્ટ અભિપ્રાય છે કે ફક્ત આ દેશની લશ્કરી જરૂરીઆતો અને આવશ્યકતાઓ પ્રમાણેજ નહિ પરન્તુ પૂર્વમાં બ્રિટિશ ઉપરીપણાની અને બ્રિટિશ રાજ્યનીતિની આવશ્યકતાઓ પ્રમાણે પણ આ દેશનો લશ્કરી ખર્ચ નક્કી કરવામાં આવે છે તેથી કેવળ ન્યાયની વાત છે કે, એવો સઘળો ખર્ચ સામ્રાજ્યના ગરીબમાં ગરીબ અને તે સહન કરવાને ઓછામાં ઓછી શક્તિ ધરાવતા ભાગપર પડે તેને બદલે તેનો પ્રમાણસર ભાગ બ્રિટિશ ખજાનામાંથી મળવો જોઇએ અને સામ્રાજ્યે તેમાં ભાગ આપવો જોઇએ.

(ઘ) રૂશીઆ અને જાપાનની વચ્ચેના તાજા વિગ્રહ અને એંગ્લો-જાપાનીસ સંધિને લીધે એશિઆમાં ફેરવાયલી વસ્તુસ્થિતિ જોતાં આ કોંગ્રેસ અંતઃકરણપૂર્વક આગ્રહ કરે છે કે, પુનર્રચનાની યોજનાને માટે ગયે વર્ષે મંજુર કરવામાં આવેલી ૧ કરોડ પાઉંડની મોટી રકમનો ખર્ચ હવે ન કરવો, અને તે નાણાં કેળવણીની સર્વ શાખાઓનો વિકાસ કરવામાં અને રૈયતના બોજાઓ હલકા કરવામાં વાપરવાં.

### બ્રિટિશ સંસ્થાનોમાં હિન્દીઓ.

૯ ઠરાવ કરવામાં આવે છે (ક) કે, હિન્દની પ્રજાની લાગણીઓ ન દુખાય એવી રીતે લૉર્ડ કર્ઝને ઇમીગ્રેશનમાં સુધારો કરવાનો ખરો પ્રતિનિધિઓની ઑસ્ટ્રેલીઅન સભાએ પસાર કર્યો છે, તેને માટે સંતોષ બતાવતાં છતાં આ કોંગ્રેસ પોતાના ઉંડા ખેદની લાગણીની એકવાર ફરીથી નોંધ લે છે કે, બ્રિટિશ હિન્દીઓને દુઃખદાયક અને અપમાનકારક બંધનોને તાબે રહેવું પડયું છે, અને નામદાર સમ્રાટના સંસ્થાનોમાં બ્રિટિશ નાગરિકોના સામાન્ય હક્કોની તેમને ના પાડવામાં આવે છે. નામદાર સમ્રાટના પ્રધાને જાહેર કર્યું હતું કે, છેલ્લા વિગ્રહનું એક કારણ સમ્રાટની હિન્દી પ્રજા તરફ બોઅર સરકાર તરફથી ચલાવવામાં આવતું વર્તન હતું, તથાપિ ટ્રાન્સવાલ અને ઓરેન્જ રીવર કૉલોની સંસ્થાનોમાંના હિન્દી સંસ્થાનવાસીઓના જે હક્કો બોઅર રાજ્યતંત્રે કદી પણ લઇ લેવામાં આવ્યા ન હતા, તે બ્રિટિશ સરકાર લઇ લે તેની સામે કોંગ્રેસ ખાસ કરીને વાંધો ઉઠાવે છે.

(ખ) સંસ્થાનોના વિકાસમાં હિન્દી સંસ્થાનવાસીઓએ મહત્વનો ભાગ લીધો છે, તેમની રાજ્યભક્તિનો અને ઠાવકા તેમજ ઉદ્યોગિક ટેવોનો સ્વીકાર કરવામાં આવ્યો છે અને છેલ્લા વિગ્રહમાં આત્મભોગ આપીને ઉપયોગી સેવાઓ કરી છે તે જોતાં અને સર્વથી વિશેષ, સમ્રાટના રાજ્યમાં કોઇપણ સ્થળે મહારાજ્યના સર્વ નાગરિકો પ્રતિ સમાન વર્તનના સિદ્ધાંતનું મહાન બંધારણીય મહત્વ જોતાં આ કોંગ્રેસ માનપૂર્વક પરન્તુ દૃઢતાપૂર્વક હિન્દી સરકાર અને નામદાર સમ્રાટની સરકારનું લક્ષ એ તરફ ખેંચે છે કે, જો જરૂર પડે તો ગીરમીટીઆ મજુરોને જતા અટકાવીને અને અન્ય વૈર વાળવાનાં પગલાં ભરીને નવાં સંસ્થાનોમાં હિન્દી એમીગ્રંટોનો દરજ્જો બ્રિટિશ નાગરિક તરીકે સ્વીકારાવવાનો આગ્રહ કરવો.

### કાયદા વિષયક.

૧૦ ઠરાવ કરવામાં છે (ક) કે, આ કોંગ્રેસના અભિપ્રાય મુજબ મહેસુલી ફરજોમાંથી ન્યાયી ફરજોને હવે વિના વિલંબે સંપૂર્ણ રીતે જુદી પાડવી; (ખ) પૂર્વગામી કોંગ્રેસો સાથે સંમત

થઈને આ કોંગ્રેસ કહે છે કે, દેશના સર્વ ભાગોમાં ન્યાયાધીશોની જગ્યાઓએ કાયદો જાણનારાઓને હમણાંના કરતાં અધિક સંખ્યામાં નીમવા, કેમકે ખાસ કાયદાની તાલીમ વિનાના સીવીલીઅનોને ન્યાયાધીશોની જગ્યાઓ પર નીમવાની પદ્ધતિથી જીલ્લાઓમાં સંતોષકારક ન્યાય અપાતો નથી.

### પોલીસ.

૧૧. ઠરાવ કરવામાં આવે છે કે, પોલીસ કમીશને કેટલાક ઉપયોગી સુધારાની ભલામણ કરી છે તે તરફ સંતોષ બતાવવા છતા આ કોંગ્રેસને ખેદ ઉપજે છે કે, પોલીસ સર્વીસની કાર્ય સાધકતા અને પ્રામાણિકતામાં સંગીન વધારો કરવાને માટે પૂરતાં પગલાં ભરવામાં આવ્યાં નથી.

આ કોંગ્રેસ પોતાની પ્રતીતિની નોંધ કરે છે:

( ૧ ) પોલીસ સર્વીસની ઉચ્ચતર જગ્યાઓ ભરવાને માટે હરીફાઇની પરીક્ષાઓ જન્મથી બ્રિટિશ ઉમેદવારોને માટે મર્યાદિત રાખવાને બદલે બ્રિટિશ પ્રજાના સર્વ વર્ગોને માટે ખુલ્લી મુકવી.

( ૨ ) કાર્ય સાધકતા પ્રાપ્ત કરવાને માટે ઉચ્ચતર જગ્યાઓ પર કેળવાયલા હિન્દીઓને મોટા પ્રમાણમા નીમવા.

( ૩ ) પ્રાંતિક સર્વીસમાં હરીફાઇની પરીક્ષાઓથી ભરતી કરવી.

( ૪ ) અને અંતે, જીલ્લા અધિકારીઓ, પોલીસના ઉપરી હોય છે, તેમનું ન્યાયને લગતું કામ અને જીલ્લા મેજીસ્ટ્રેટો પરનો સઘળો કાબુ લઇ લેવો.

### દમન.

### બંગાલના ભાગલા.

૧૨. ઠરાવ કરવામાં આવે છે કે, બંગાલની પ્રજાના તીવ્રમાં તીવ્ર વિરોધ છતા બંગાલના ભાગલા કરવા સામે આ કોંગ્રેસ પોતાનો મજબૂત વાંધો દર્શાવે છે.

પોતાના પ્રાંતના ભાગલા વિષે સમસ્ત બંગાલી પ્રજામાં ઉંડો અસંતોષ ઉત્પન્ન થયો છે, અને ભાગલા સિદ્ધ થઇ ગયા છે એવો સ્વીકાર કરવાની તેમની સ્પષ્ટ નારાજી જોતાં આ કોંગ્રેસ હિન્દી સરકાર અને હિન્દી પ્રધાનને વિજ્ઞપ્તિ કરે છે કે કરવામાં આવેલી વ્યવસ્થા ઉલટાવી નાખવી, અથવા એવી રીતે ફેરફાર કરવો કે, જાહેર અભિપ્રાયનું શાંત્વન થાય, અને પ્રજાના મોટા સમૂહોમાં દેખાતી ઉશ્કેરણી અને અશાંતિ દૂર થાય.

આ કોંગ્રેસ ભલામણ કરે છે કે, એવી વ્યવસ્થા કરવી કે તે રાજ્ય વહીવટની કાર્યસાધકતાને અનુકૂળ થાય, અને એકજ અવિભક્ત રાજ્યતંત્ર હેઠળ સમગ્ર બંગાલી પ્રજા રહે, તેને માટે કાં તો એક ગવર્નર અને કાઉન્સીલની નીમણુંક કરવી અથવા રાજ્યતંત્રની અન્ય કોઇ વ્યવસ્થા ઇચ્છનીય લાગે તેનો સ્વીકાર કરવો.

### દમનનાં પગલાં.

૧૩. ઠરાવ કરવામાં આવે છે કે, પ્રજાની સાર્વદેશીય પ્રાર્થનાઓ અને અણગમાઓ પ્રતિ સંપૂર્ણ દુર્લક્ષ કરીને બંગાળના ભાગલા કરવાના પોતાના નિશ્ચયમાં દુરાગ્રહ બતાવવાના હિન્દી સરકારના કાર્ય પ્રતિ બ્રિટિશ જાહેર પ્રજાનું લક્ષ ખેંચવાનુ પોતાની પાસે રહેલા એકના એક સનદશીર અને અસરકારક સાધન તરીકે અને છેવટના અણગમા તરીકે વિદેશીય માલનો બહિષ્કાર, કરવાની બંગાલની પ્રજાને ફરજ પાડવામા આવી ત્યાર પછી બંગાલના અધિકારીઓએ લીધેલાં દમનના પગલાં સામે આ કોંગ્રેસ પોતાનો ગંભીર અને સખ્ત અણગમો દર્શાવે છે. [ જુવો ૧૭, (૬) ]

### કેળવણી.

૧૪. ઠરાવ કરવામા આવે છે ( ક ) કે, ઉચ્ચ અને માધ્યમિક કેળવણીના સંબંધમાં સરકારની વર્તમાન રાજ્યનીતિ યુનિવર્સિટીઓની નિયામક સભાઓને સરકારી બનાવી દેનારી અને કેળવણીના વિકાસને સંકુચિત કરનારી છે, તેની સામે આ કોંગ્રેસ એકવાર ફરીથી પોતાનો અણગમો દર્શાવે છે.

( ખ ) પ્રાથમિક અને ઉચ્ચ કેળવણીને માટે આ વર્ષે ખાસ ગ્રાન્ટો આપવા માટે હિન્દી સરકારનો આભાર માનવા છતાં આ કોંગ્રેસ એકવાર ફરીથી પોતાની દઢ પ્રતીતિથી નોંધ લે છે કે, દેશનાં આર્થિક અને નૈતિક હિતોને માટે કેળવણીની સર્વ શાખાઓ પર હમણાંના કરતાં

ઘણો વધારે ખર્ચ કરવાની અને મફત પ્રાથમિક કેળવણીની દિશામાં પ્રારંભ કરવાની આવશ્યકતા છે

(૩) આ કૉંગ્રેસના અભિપ્રાય પ્રમાણે દેશના યુવકોને વધારે સારી પારિભાષિક કેળવણી આપવાને માટે ઔદ્યોગિક કેળવણી વિષેની કમિટીની ભલામણોનો સરકારે શીઘ્ર અમલ કરવો જૂદા જૂદા પ્રાંતોમાં પારિભાષિક કેળવણીની સુપ્રયુક્ત પદ્ધતિ દાખલ કરવાને માટે આવશ્યક પ્રાથમિક પગલાં તરીકે કમિટીએ ભલામણ કર્યા પ્રમાણે અને ૧૮ મી જુન, ૧૮૮૮ ના હોમ ડીપાર્ટમેન્ટ ઠરાવ નં ૧૯૯ માં હિન્દી સરકારે પોતે સૂચવ્યા પ્રમાણે ઔદ્યોગિક સર્વે લેવાનો હુકમ કરવાનો સરકારને કૉંગ્રેસ ખાસ આગ્રહ કરે છે

(૪) ઓછામાં ઓછું એક સંપૂર્ણ સામગ્રીવાળું મધ્યસ્થ પોલીટેકનીક ઇન્સ્ટીટ્યુટ દેશમાં સ્થાપવું જોઇએ અને ભિન્ન ભિન્ન પ્રાંતોમાં નાની નાની પારિભાષિક શાળાઓ અને કૉલેજો સ્થાપવી જોઇએ

## ગરીબાઈ

૧૫ ઠરાવ કરવામાં આવે છે કે દેશના અનેક ભાગોમાં નવા દુષ્કાળો પડયા છે તેને માટે આ કૉંગ્રેસ શોક દર્શાવે છે, અને પ્રજાની મોટી ગરીબાઇને લીધે દુષ્કાળનો પ્રથમ સ્પર્શ થતાંજ તેની મોટી સંખ્યાને રાજ્યની સહાયનો આશ્રય લેવાની ફરજ પાડે છે તેને વારંવાર, પડતા દુષ્કાળો આભારી છે, એવો તેનો અભિપ્રાય હોવાથી એકવાર ફરીથી તે હિન્દી સરકાર અને હિન્દી પ્રધાનને આગ્રહ કરે છે કે, હિન્દના ભિન્ન ભિન્ન ભાગોમાં થોડાંક નમુનેદાર ગામોની વિગતવાર આર્થિક તપાસ કરવી

(૧) આ કૉંગ્રેસનો અભિપ્રાય છે કે લૉર્ડ કેનીંગે ૧૮૬૨ માં અથવા લૉર્ડ રીપને ૧૮૮૨ માં સૂચવ્યા પ્રમાણે જમીન પરની રાજ્યની માગણીની ચોક્કસ મર્યાદા સિવાય હિન્દ જેવા ખેતીવાડીના દેશની ભીંત સુરક્ષિત રાખી શકાય નહિ

(૨) તેને ખેદ થાય છે કે ૧૯૦૨ ના પોતાના જમીન વિષેના ઠરાવમાં એવી કોઇ પણ મર્યાદા સ્વીકારવામાં લૉર્ડ કર્ઝન નિષ્ફળ ગયા છે, અને રાઇટ ઑન સર રીચર્ડ ગાર્થ અને અન્ય અરજદારોની સૂચનાઓનો સ્વીકાર કરવાની તેણે ના પાડી

(૩) તેનો અભિપ્રાય છે કે, ખેડુતોની વધતી જતી ગરીબાઇનો સાચો ઉપાય, હમણાના વર્ષોમાં પ્રિય ગણવામાં આવે છે તેવા ખેડનારાઓના હકોના પ્રતિબંધમાં નથી, પરન્તુ રાજ્ય-માગણીના વ્યાજબી અને ચોક્કસ પ્રતિબંધમાં છે

## મુંબાઇમાં ક્વૉરન્ટાઇન

૧૬ ઠરાવ કરવામાં આવે છે કે, હાલમાં દશ દિવસોનું આંતર રાષ્ટ્રીય ક્વૉરન્ટાઇન અસ્તિત્વમાં છે તે જોતાં આ કૉંગ્રેસનો અભિપ્રાય છે કે, યાત્રા જતાં પહેલાં મુસલમાન યાત્રાળુઓ પર મુંબાઇના બંદરમાં પાંચ દિવસનું ક્વૉરન્ટાઇન નાખવામાં આવ્યું છે તે અનાવશ્યક અને ખીજવનારૂં છે, અને અસંતોષની લાગણી ઉત્પન્ન કરે છે, તેથી આ કૉંગ્રેસ પ્રાર્થના કરે છે કે મુંબાઇમાં નાખવામાં આવેલું ક્વૉરન્ટાઇન સંપૂર્ણ રીતે નષ્ટ કરવું

## પ્રાંતિક ફર્યાદો

૧૭ ઠરાવ કરવામાં આવે છે કે, પહેલાંની કૉંગ્રેસો સાથે સંમત થઇને આ કૉંગ્રેસ મજબૂત આગ્રહ કરે છે —

(૧) પંજાબને રેગ્યુલેશન પ્રાન્ત બનાવવો

(૨) ૧૮૯૨ ના હિન્દી ધારાસભાઓના કાયદા અનુસાર પંજાબ ધારાસભાનો વિસ્તાર અને સુધારો કરવો

(૩) પંજાબમાં ચાર્ટર્ડ હાઇકોર્ટ ઑફ જ્યુડીકેચરની સ્થાપના કરવી

(૪) વરાડ માટે વડી ધારાસભાએ કાયદા બાંધવા, ગવર્નર જનરલ ઇન-કાઉન્સીલના કોરા ખાસ હુકમથી નહિ

(૫) મધ્ય પ્રાંતો તરફથી વડી ધારાસભામાં પ્રતિનિધિ સરકાર તરફથી નીમાવાને બદલે તેને ચુંટવાનો હક પ્રજાને પાછો આપવો

(૬) દેશી રાજ્યોમાં બ્રિટિશ વહીવટ હેઠળના પ્રદેશમાં છાપાંઓ બંધ કરતો પરદેશી ખાતાનો ૨૫ મી જુન, ૧૮૯૧ નો હિન્દી સરકારનો હુકમ રદ કરવો, કેમકે તે પ્રદેશોમાં છાપાની સ્વતંત્રતાને ગંભીર નુકસાન પહોંચે છે

### હિન્દ અને સામાન્ય ચુંટણી.

૧૮. ઠરાવ કરવામાં આવે છે કે, નોર્થ લેમ્બેથ તરફથી રા. દાદાભાઇ નવરોજીની ઉમેદવારીને આ કોંગ્રેસ અત્યંત અંતઃકરણપૂર્વક અનુમોદન આપે છે, અને તે મતદાર મંડળના મતદારોને તેમને પાર્લામેન્ટમાં મોકલવાની વિજ્ઞપ્તિ કરે છે.

### કોંગ્રેસનો ઉપકાર.

૧૯. ઠરાવ કરવામાં આવે છે કે, માન. રા. ગો. કે. ગોખલે સી. આઇ. ઇ. અને લાલા લજપતરાય પર નાખવામાં આવેલી ભારે ફરજો તેમણે ઇંગ્લાંડમાં જે પ્રકારે અદા કરી છે તેની આ કોંગ્રેસ ઉચ્ચ કદર કરે છે.

૨૩. ઠરાવ કરવામા આવે છે કે, હિન્દની રાજકીય પ્રગતિને માટે સર વિલિયમ વેડરબર્ન બેરોનેટ અને બ્રિટિશ કમિટીના અન્ય સભ્યોની નિસ્વાર્થ સેવાઓ માટે આ કોંગ્રેસ અત્યંત કૃતજ્ઞતાપૂર્વક તેમનો આભાર માને છે.

### માન. રા. ગોખલેની ઇંગ્લાંડમાં પ્રતિનિધિ તરીકે નીમણુંક.

૨૦. ઠરાવ કરવામા આવે છે કે, કોંગ્રેસની વિરોધ તાકીદની દરખાસ્તો તરફ વર્તમાન સમયમા ઇંગ્લાંડના અધિકારીઓનું લક્ષ ખેંચવાના કાર્યનું મહત્ત્વ જોતાં કોંગ્રેસ પોતાના પ્રમુખ માન. રા ગોપાલકૃષ્ણ ગોખલે સી. આઇ. ઇ. ને પોતાના પ્રતિનિધિ નીમે છે, અને આ કાર્યને માટે તેમને ઇંગ્લાંડ જવાનું કહે છે.

### કોંગ્રેસનું કાર્ય.

૨૧. ઠરાવ કરવામાં આવે છે કે, કોંગ્રેસના ઉદ્દેશો સફળ કરવાને માટે અને કોંગ્રેસના ઠરાવોનો અમલ કરવાને આવશ્યક લાગે તેવા પગલાં વર્ષ દરમ્યાન ભરવાને માટે કોંગ્રેસની એક સ્ટેન્ડીંગ કમીટી નીમવી.

૧૯૦૬ ના વર્ષને માટે નીચેના ગૃહસ્થોને સ્ટેન્ડીંગ કમીટીના સભ્યો નીમવા;

( ૧ ) માન. સર ફીરોઝશાહ મ્હેતા, કે. સી. આઈ. ઇ. ( મુંબાઇ. )
( ૨ ) માન દાજી આબાજી ખરે ( મુંબાઇ ).
( ૩ ) રા. જી. સુબ્રમન્ય આયર. ( મદ્રાસ ).
( ૪ ) માન. નવાબ સૈયદ મહમ્મદ ( મદ્રાસ ).
( ૫ ) બાબુ સુરેન્દ્રનાથ બેનરજી ( કલકત્તા )
( ૬ ) બાબુ એ. ચૌધરી ( કલકત્તા ).
( ૭ ) મૌલવી અબ્દુલ કાસીમ ( બર્દ્વાન. )
( ૮ ) રા. એન, સિંહા ( ગાઝીપુર ).
( ૯ ) મા પંડિત મદન મોહન માલવીય ( અલ્હાહાબાદ ).
( ૧૦ ) મુન્શી ગંગાપ્રસાદ વર્મા ( લખનૌ ).
( ૧૧ ) લાલા લજપતરાય ( લાહોર )
( ૧૨ ) લાલા હરકીસનલાલ ( લાહોર )

કમિટીના સેક્રેટરીઓ

( ૧૩ ) રાવ બહાદુર આર. એન. મુધોલકર ( અમરાવતી ).
( ૧૪ ) રા. ડી. ઇ. વાચ્છા ( મુંબાઇ. )
( ૧૫ ) માન રા ગો કે. ગોખલે, સી આઇ. ઇ. ( પુના ).

### સામાન્ય.

૨૨. ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસ એ. ઓ. હ્યુમ, એસ્કવાયર સી બી ને એકવાર જનરલ સેક્રેટરી અને રા ડી. ઇ. વાચ્છા અને માન. ગો. કે. ગોખલે સી આઇ. ઇ ને આવતા વર્ષને માટે સંયુક્ત જનરલ સેક્રેટરીઓ નીમે છે.

૨૪ ઠરાવ કરવામા આવે છે કે, હવે પછી નક્કી કરવામા આવે તે દિવસે ૧૯૦૬ નો નાતાલના દિવસ પછી બાવીસમી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ કલકત્તામા ભરાશે.

# બાવીસમું પ્રકરણ.

## બાવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

૧૯૦૬ ના ચિરસ્મરણીય વર્ષમા ૨૬, ૨૭, ૨૮ અને ૨૯ મી ડીસેમ્બરે કલકત્તામા મળેલા સમેલન જેવુ સમેલન રાષ્ટ્રીય કોંગ્રેસે તે પહેલા કદાપિ જોયુ ન હતુ રસ્સા રોડ, ભવાનીપુર સમીપ એક ભવ્ય મડપ ઉભો કરવામા આવ્યો હતો, તેમા ૧૬૦૦૦ બેઠકો હતી, તેમા પહોળા રસ્તા હતા, તેમા બીજા ૪૦૦૦ને ઉભા રહેવાની જગ્યા હતી એક છેડાથી બીજા છેડા સુધી બગાલ જાગ્રત થયું હતુ. સમગ્ર હિન્દુસ્થાને તેના દુખો તરફ સહાનુભૂતિ દર્શાવી હતી, અને ૧૬૬૩ પ્રતિનિધિઓ પ્રેમ દર્શાવવા આવ્યા હતા તેઓ નીચે જણાવેલા સ્થળોએથી આવ્યા હતા

| | |
|---|---|
| બગાળ | ૬૮૬ |
| સયુક્તપ્રાતો | ૧૮૭ |
| પજાબ | ૧૩૯ |
| મધ્ય પ્રાતો ( ૯૦ ) વરાડ ( ૬૦ ) | |
| જયપુર ( ૧ ) ઇદોર ( ૧ ) | |
| સીકદરાબાદ ( ૬ ) બેંગલોર ( ૨ ) | ૧૬૦ |
| મુબઇ | ૨૬૨ |
| મદ્રાસ | ૨૨૧ |
| બ્રહ્મદેશ | ૮ |
| | ૧,૬૬૩ |

આજ સોળજ પ્રસગે આ સખ્યામા વધારો થયો હતો ૧૮૮૯ ની સુવિખ્યાત રાષ્ટ્રીય કોંગ્રેસમા જે વેળા ચાર્લ્સ બ્રેડલોનુ આગમન થયુ હતુ, અને આ અવસરની જેમ પહેલા કદાપિ પ્રતિનિધિઓ આટલી સમાન સખ્યામા વહે ચાયા ન હતા

કોંગ્રેસના ચુટાયલા પ્રમુખ અને ભૂતકાળના પ્રમુખો સ્વાગત સભાના અધ્યક્ષની સાથે વ્યાસપીઠ (વસ્તા સન) પર આવ્યા તે સમયે ૨૦,૦૦૦ લોકોએ તેમને હર્ષનાદથી વધાવી લીધા, અને જ્યારે શાતિ પ્રસરી ત્યારે 'ધી ઇન્ડીયન મીરર" ના દેશાનુરાગી તત્રી બાબુ નરેન્દ્રનાથ સેને પ્રાર્થના કરી કાર્યવાહીનો આરભ કર્યો, અને પુરૂષોની બે ટોળીઓએ અને ૩૦ યુવાન બાળાઓની ત્રીજી ટોળીએ સ્વદેશ ગીતો આલાપ્યા પછી ડૉ રાસ બિહારી ઘોષે પ્રતિનિધિઓને આવકાર આપ્યો, અને તે વર્ષમા આપણે ભય અને અધકારથી ઘેરાયલા હોવાથી બગાળના અતિ પ્રિય બાબુ ડબલ્યુ સી બૅનરજી અને બાબુ આનદ મોહન બોઝ, અગ્રેસરોના મૃત્યુ માટે ઉડો શોક દર્શાવ્યો જળની રેલ અને દુષ્કાળથી આપણે પીડાઇએ છીએ, પરન્તુ આપણી આસપાસના રાજકીય ભયો અત્યત ખરાબ છે લૉર્ડ કર્ઝન આવ્યો ત્યારે પ્રમાણમા હિન્દુસ્થાન સતુષ્ટ હતુ, અને તે ગયો ત્યારે દેશમા અશાતિ ઉછળી રહી હતી, અને "જે પ્રાતને માટે પ્રેમ દર્શાવવાનો તેણે હમેશા ઢોગ કર્યો હતો તે પ્રાતના ' ભાગલાની તેણે છેવટની બક્ષિસ આપી હતી

"બગાલના ભાગલા પછી રાજ્યતત્રની રૂશિયન રીતિઓ અમલમા આવી હતી, તફાવત એટલો હતો કે એ રીતિઓ યોજનારા અગ્રેજો હતા, જ્યારે રૂશિયન અધિકારી કમમા કમ જેમની પર અમલ કે ગેર અમલ ચલાવે છે તેમનો દેશ બધુ હોય છે સ્વદેશ ગીતો ગાવાને માટે અને "વન્દે માતરમ્' નો પોકાર કરવાને માટે સખ્ત દડ કરવામા આવતો અને એ રીતે તે અટકાવવામા આવ્યા હતા આ હુકમ પછીથી તેને શોભે એ પ્રમાણે વિદ્યાર્થીઓ પર કામ ચલાવવામા આવ્યુ હતુ લશ્કરી અને બીજા પોલીસ રાખવામા આવ્યા હતા, જાહેર સભાઓ અટકાવવામા અને બળાત્કારે વિખેરી નાખવામા આવી હતી, અને બારીસાલમા પોલીસોએ અયોગ્ય રીતે મારી કલ્પના પ્રમાણે શાતિ જાળવવાને માટે શાતિનો ભગ કર્યો અને પ્રાતિક પરિષદ્ વિખેરી નાખી ત્યારે આ નિરકુશ કાર્યોની પરાકાષ્ઠા થઇ અને તે સપૂર્ણતાએ પહોચ્યા હવે, જો કે આપણે

સંપૂર્ણ રીતે રાજ્યભકત પ્રજા છીએ, અને આપણી રાજ્યભક્તિ સહેલાઇથી ડગવાની નથી. કેમકે કેવલ લાગણી કરતાં વધારે સંગીન પાયાપર તેનો આધાર છે, તો પણ હું કહેતાં ચોભતો નથી કે તે દિવસના સ્મરણથી આપણને હંમેશાં લજ્જા ઉત્પન્ન થશે અને નીચું જોવું પડશે, તે દિવસના કરૂણાજનક બનાવને આપણે ભૂલી જઇ શકીએ તો મનુષ્યોના કરતાં ઉતરતી કોટીમાં આપણે હોવા જોઇએ. અને અહીંયાં મારે કહેવું પડે છે કે, બીકણપણાને લીધે આપણા યુવકો વેર વાળતાં અટકયા નથી. કાયદા અને વ્યવસ્થા માટેના તેમના માને-તેમના બહુ અપમાનિત અધિકારો તરફની તેમની ભક્તિએ તેમને અંકુશમાં રાખ્યા. હવે સદ્‌ભાગ્યે આ સંઘર્ષોનો અંત આવ્યો છે. પરન્તુ આ વાદળ દૂર થવા લાગ્યું કે તરતજ જે એંગ્લો-ઇંડીઅનોને ગાન્ઉચ્ચ કર્તવ્ય ભાવનાને લીધે આ દુઃખી દેશમાં રહેવાની ફરજ પડે છે, તેમને ભય લાગ્યો કે તેમના પરમાર્થી કાર્ય કરવાના ઇજારામાં ભંગ પડશે, અને તરતજ નિંદા અને ખોટી વાતો ફેલાવવાનો ઉદ્યમ તેમણે આરંભ્યો, જેની તીવ્રતા અને અસત્ય અદ્વિતીય છે. મુખપટ્ટા પહેરીને હિન્દી સીવીલીયનોએ અને એંગ્લો-ઇંડીઅન વર્તમાન પત્રોના તંત્રીઓએ અંગ્રેજોને ચેતવણી આપવા માંડી કે, આપણે સંપૂર્ણ રાજ્યદ્રોહી છીએ અને લાહ્યુરના પ્રોફેસરો ઝંખવાણા પડી જાય એવી કુશળતાથી રાજ્યદ્રોહનો પ્રચાર કરીએ છીએ."

પછી તેમણે સ્વદેશી વ્રત વિષે વિચારો દર્શાવ્યા જેમાં "તમે નવીન ભારત વર્ષનું પારણું જુવો છો. આની હીલચાલને રાજ્યદ્રોહી કહેવી એ અસત્ય અને નિંદા છે. ઇંગ્લાંડના અનેક દોષો હોવા છતાં આપણે ઇંગ્લાંડને ચાહીએ છીએ, પરન્તુ આપણે હિન્દને વધારે ચાહીએ છીએ. જો આ રાજ્યદ્રોહ હોય, તો મને કહેતાં ગર્વ ઉપજે છે કે, આપણે રાજ્યદ્રોહી છીએ." પોતે વેઠેલાં દુઃખોથી ક્રોધાંધ બનેલા યુવકોને શિખામણના ચાબુક શબ્દો કહીને, ઇંગ્લાંડને ચેતવણીના શબ્દો કહીને, અને તેની ન્યાયવૃત્તિમાં પોતાને શ્રદ્ધા છે એમ કહીને તેમણે પોતાનું ભાષણ સમાપ્ત કર્યું.



ડૉ. દાદાભાઈ નવરોજી.
બાવીસમી કોંગ્રેસના પ્રમુખ.

રાજા પીઆરી મોહન મુકરજીએ પ્રમુખને માટે રા. દાદાભાઇ નવરોજીને માટે દરખાસ્ત મુકી. માન. નવાબ સૈયદ મહમ્મદે તેને અનુમોદન આપ્યું, અને રા. સી. શંકરણ નાયરે તેને વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, આ દેશના લોકોએ તેનાં સાધનોની ખીલવણી પોતાનાજ હાથમાં લેવાનો નિશ્ચય કર્યો છે. રા. દાદાભાઇ નવરોજીએ અપ્રતિમ ઉત્સાહપૂર્ણ આવકાર સહિત પ્રમુખ સ્થાન લીધું. તે ઉમદા મહાન્ દેશભક્ત ઉપકારના થોડા શબ્દો બોલ્યા પછી પોતાની ૮૨ વર્ષની ઉમ્મરે ૨૦,૦૦૦ શ્રોતાઓનો સમૂહ સાંભળી શકે એવી રીતે ભાષણ નહિ કરી શકવાને લીધે તેમણે રા. ગોખલેને પોતાનું ભાષણ વાંચવા આપ્યું.

પ્રમુખે પોતાના નિયમ પ્રમાણે, પોતાના ભાષણમાં કટક ઉતારો ટાંકયા હતા, અને પોતે જે જે અભિપ્રાય દર્શાવ્યા તે દરેકને માટે સમર્થન અને પ્રમાણ બતાવ્યાં હતાં. તેમના અભિપ્રાય પ્રમાણે રાષ્ટ્રીય કોંગ્રેસનું કાર્ય બેવડું છે, "પ્રથમ અને સર્વથી અધિક મહત્વનો પ્રશ્ન ભવિષ્યમાં હિન્દપર જે રાજ્યપદ્ધતિ હેઠળ રાજ્ય ચલાવવામાં આવે તે પદ્ધતિની નીતિ અને સિદ્ધાંતોનો છે." બીજું, વર્તમાન રાજ્ય પદ્ધતિની તપાસ રાખવી અને તેમાં "સંગીન ફેરફારો થાય અને સત્ય સિદ્ધાંતોના અને નીતિના પાયાપર મુકવામા આવે" ત્યાં સુધી તેમાં સુધારા દાખલ કરવા. તેમણે મુખ્યત્વે પ્રથમ પ્રશ્ન ઉપાડયો. હિન્દીઓ "બ્રિટિશ નાગરિકો છે, અને બ્રિટિશ

નાગરિકોના હકકો ભોગવવાનો તેમને અધિકાર છે, અને તે હકકોને માટે તે દાવો કરે છે." એમાનો પ્રથમ સ્વતંત્રતા છે. ગ્લૅડસ્ટને કહ્યું છે. "સ્વતંત્રતા આપણા જીવનનો પ્રાણવાયુ છે...... આપણે સ્વતંત્રતાના પક્ષકાર છીએ, આપણી નીતિ સ્વતંત્રતાની નીતિ છે." ૧૬૬૯ માં ઇસ્ટ ઇંડીઆ કંપનીને મુંબાઇ પ્રથમ આપવામાં આવ્યું ત્યારે ત્યાંના સર્વ રહેનારાઓને અને તેમના વંશજોને "ઇગ્લાંડમાં રહેતા અને જન્મ્યા હોય" એવી રીતે સ્વતંત્ર જાહેર કરવામાં આવ્યા હતા. બુર લોકોને ૧૯૦૧ માં નાગરિક બંધુઓ કહેવામાં આવ્યા હતા અને તેઓ સ્વરાજ મેળવી ચુક્યા હતા, ઇંગ્લાંડ સાથે ૨૦૦ વર્ષનો સંબંધ રાખ્યા પછી પણ હિન્દુસ્થાનને તે મળ્યું નથી. ઇંગ્લંડમાં ચુંટણી કરનારાઓના દફતરમાં મારા નામ વિષે વાંધો ઉઠાવવામા આવ્યો હતો, ત્યારે એક હિન્દી તરીકે હું બ્રિટીશ નાગરિક છું એમ કહી પુનરાવલોકન કરનાર બૅરીસ્ટરે તે વાંધો રદ કર્યો હતો. ૧૮૫૮ નો ઢંઢેરો ઘડવાની આજ્ઞા કરનારાં મહારાણી વિક્ટોરીઆએ લૉર્ડ ડર્બીને લખેલા પત્રમાં એવી ઈચ્છા દર્શાવવામાં આવી હતી કે, "બ્રિટિશ તાજની પ્રજાની સાથે સરખા સ્થાન પર મુકાવામાં હિન્દીઓને જે હકકો મળશે તે દર્શાવવા." "અમારી બીજી પ્રજાઓ તરફ કર્તવ્યની જે ફરજોનું બંધન છે, તેજ ફરજોના" બંધનથી તેઓ હિન્દીઓ સાથે બંધાયા હતા, અને ખુલ્લા દરબારમાં વાંચવાને માટે તેમણે તાર મારફતે એક સંદેશ મોકલ્યો હતો કે "સ્વતંત્રતા, સમાનતા અને ન્યાયના મહાન સિદ્ધાંતો તમને પ્રાપ્ત થયા છે." સપ્તમ એડવર્ડે ૧૯૦૬ માં કહ્યું હતું કે, અને આશા છે કે, "મારા સમસ્ત રાજ્યમાં સ્વતંત્ર સંસ્થાઓ આપવામાં આવશે" ઇત્યાદિ. આપણે જે સઘળું સહન કર્યું છે તેના બદલા તરીકે એ આપણા હકકો લેણા થઇ ચુકયા છે. તદુપરાંત "હિન્દુસ્થાનને માથે લગભગ દોઢ સૈકું થયાં જે રાજ્યપદ્ધતિ ઠોકવામાં આવી છે, તેવી અસ્વાભાવિક રાજ્યપધ્ધતિને બ્રિટિશો એક દિવસ પણ આધીન રહે નહિ.

પછી ઇગ્લાંડમાં અંગ્રેજોને જે લાભ મળેલો છે, તે સઘળો હિન્દુસ્થાનમાં હિન્દીઓને મળવો જોઇએ, એવો દાવો તેમણે કર્યો. હિન્દી ગરીબાઇનું મૂળ કારણ મહાન્ આર્થિક અનિષ્ટ છે તેનો ઉપાય કરવાને આની જરૂર છે. હિન્દી પ્રજાની પ્રગતિ અને કલ્યાણને માટે તે "સર્વથા આવશ્યક" છે. સઘળો પ્રશ્ન એકજ શબ્દમાં સમાવી શકાય, "યુનાઇટેડકીંગ્ડમ અથવા સંસ્થાનોના જેવું સ્વરાજ." પોતાની મેળે સંપૂર્ણ સ્વરાજ્યમાં વિકાસ પામે એવી શરૂઆત કયારે થવી જોઇએ. ? એક દમ. 'સમય સંપૂર્ણ આવી લાગ્યો છે, એટલું જ નહિ પરન્તુ ગયા લાંબા સમયથી આવી લાગેલો છે."

વિદેશીય રાજ્યતંત્રને હિન્દી બનાવવાને માટે જાહેર નોકરીની પરીક્ષાઓ ઇગ્લાંડ અને હિન્દમાં એક સાથે લેવી જોઇએ, અને પછી તે રાજ્યતંત્ર સંપૂર્ણ રીતે હિન્દીઓને સોંપી દેવું જોઇએ મફત અને ફરજીયાત કેળવણી આપવી જોઇએ. સત્ય અને જીવંત પ્રતિનિધિત્વ આપવામા આવવું જોઇએ. "બ્રિટિશ અંતઃપ્રેરણાઓ, સિદ્ધાંતો અને સંસ્કૃતિને અયોગ્ય જુલમની જંગલી પદ્ધતિ હેઠળ" હિન્દીઓ રહેશે ? ન્યાયી આર્થિક સંબંધો "એકદમ સ્થપાવા જોઇએ તેમને માટે વિલંબ અથવા તૈયારીની આવશ્યકતા નથી. ન્યાય આપવાને માટે બ્રિટિશ રાજ્યતંત્રના નિશ્ચય અને મરજીનીજ જરૂર છે." જો બ્રિટિશો "પોતાની ફરજ બજાવવાનો નિશ્ચય કરે" તો "થોડા સમયમા સ્વરાજ્ય આપવાનાં સાધનો તેઓ યોજી શકે." હું નિરાશ થયો નથી, પરન્તુ આપણે કાર્ય કરવું જોઇએ અને ઇગ્લાંડ તેમજ હિન્દુસ્થાનમાં ચળવળ કરવી જોઇએ.

"ઇગ્લાંડના સમગ્ર રાજકીય, સામાજીક અને ઔદ્યોગિક ઇતિહાસના જીવન અને આત્મા ચળવળ છે. ચળવળથીજ અંગ્રેજોએ અત્યંત ભવ્ય કાર્યો કર્યા છે, તેમની આબાદાની, તેમની સ્વતંત્રતા અને, ટુંકમા, દુનિયાની પ્રજાઓમાં તેમનું પ્રથમ સ્થાન તેમણે ચળવળથીજ પ્રાપ્ત કર્યું છે. દરરોજ ઇગ્લાંડનું સઘળું જીવન ચળવળમય છે. સવારમાં તમે કોઇ પણ વર્તમાન પત્ર ઉઘાડશો તો આદિથી અંત સુધી તે ચળવળથી ભરેલું લાગશે. હજારો સ્થાનિક અને રાષ્ટ્રીય હીલચાલોને માટે કોંગ્રેસો અને પરિષદો, સભાઓ અને ઠરાવોનો પાર જ ન હોય. મુખ્ય પ્રધાનથી

માંડીને દસકામાં દસકા રાજ્યકારી સુધી પ્રત્યેક જે પ્રાપ્ત કરવા માગતો હોય તે ચીજ માટેની ચળવળમાં તે મચી રહે છે. સમગ્ર પાર્લામેન્ટ, વર્તમાનપત્રો, અને વહીવટ કેવળ ચળવળમય છે. ચળવળ એ નૈતિક બળનું સુધારાનું શાંતિપૂર્ણ હથીયાર છે અને જ્યારે બને ત્યારે શારીરિક પાશવ બળ કરતાં તે અનેક ગણું વધારે પસંદ કરવા યોગ્ય છે......ચળવળ કરો; ચળવળ કરો એટલે જ્ઞાન આપો. જ્ઞાન આપો. હિન્દી પ્રજાના શું હકકો છે અને તે તેમણે કેવી રીતે અને શા માટે પ્રાપ્ત કરવા જોઇએ તેનું તેમને જ્ઞાન આપો અને હિન્દી પ્રજાના શું હકકો છે, અને તે તેમણે શા માટે આપવા જોઇએ તેનું બ્રિટિશ પ્રજાને જ્ઞાન આપો. જો આપણે બોલતા નથી તો તેઓ કહે છે કે, આપણે સંતુષ્ઠ છીએ. આપણે બોલીએ છીએ તો ચળવળીઆ બનીએ છીએ! હિન્દી પ્રજાને યોગ્ય રીતે સનદશીર રીતે કાર્ય કરવાનું કહેવામાં આવે છે, જ્યારે સરકાર ગેરસનદશીર અને નિરંકુશ રહે છે."

અંતે, હિન્દુઓ અને મહોમેદનો વચ્ચે સંપ કરવાની તેમણે પ્રાર્થના કરી, કેમકે હિન્દના મોક્ષનો એની પર આધાર છે. સામાજિક સુધારણા અને ઔદ્યોગિક પ્રગતિની પણ આવશ્યકતા છે.

"સ્વરાજ્ય એજ મુખ્ય અને એકજ ઉપાય છે. સ્વરાજ્યમાં આપણી આશા, બળ અને મહત્તા છે. અને જે થોડો સમય મળે તે દરમ્યાન મારે માટે કેવું સારૂં ભાવિ હશે, તે હું જાણતો નથી, અને મારા દેશને માટે અને મારા દેશ બંધુઓને માટે જો હું પ્રીતિ અને ભક્તિનો એક શબ્દ મુકી જઇ શકું તો હું કહીશ; સંપીલા થાઓ, કામમાં આગ્રહપૂર્વક મંડયા રહો, અને સ્વરાજ્ય પ્રાપ્ત કરો, જેથી લાખો લોકો ગરીબાઇ, દુષ્કાળ અને પ્લેગથી નાશ પામે છે, અને થોડા ખોરાક ઉપર કરોડો લોકો જીવે છે તેમને બચાવાય, અને હિન્દુસ્થાન પશ્ચિમની મોટામા મોટી અને સુધરેલી પ્રજાઓમા પોતાનું પ્રાચીન ગૌરવપૂર્ણ સ્થાન લે "

બાળાઓના સમૂહે "વન્દે માતરમ્" આલાપ્યું ત્યારે શ્રોતાઓ ઉભા રહ્યા હતા, અને વિષય નિર્ણાયક સભા ચુંટાયા પછી રાષ્ટ્રીય કોંગ્રેસ મુલત્વી રહી.

બીજે દિવસે પણ મંડપમાં આગલા દિવસ જેટલીજ ઠઠ જામી હતી, અને દેશ ગીતો ગવાયા પછી રા. ડી. ઈ. વાચ્છાએ શુભેચ્છાના કેટલાક સંદેશા વાંચી બતાવ્યા, તેમાં ડબલ્યુ. ટી. સ્ટેડ, ડૉ. રધરફોર્ડ અને પાર્લામેન્ટના કેટલાક સભ્યોએ સંદેશા પાઠવ્યા હતા, સર્વથી વધારે સરસ સંદેશા નાતાલ અને ટ્રાન્સવાલમાંથી મોકલવામાં આવ્યા હતા, અને તેમની સાથે કોંગ્રેસને માટે નાની નાની રકમો મોકલવામાં આવી હતી, અને "જર્મન દક્ષિણ આફ્રિકાના હિન્દી રહેવાસીઓએ પોતાની માતૃભૂમિના પક્ષને સહાય આપવાને રૂ. ૨૮૫ મોકલ્યા હતા."

પછી પ્રમુખે તે વર્ષમાં થયેલા અનેક મરણોને માટે શોક દર્શાવનારો ઠરાવ રજુ કર્યો, બાબુ ડબલ્યુ. સી. બોનરજી, રા જસ્ટીસ બદરૂદીન તૈયબજી, અને બાબુ આનંદ મોહન બોઝ એ સર્વ રાષ્ટ્રીય પરિષદના માજી-પ્રમુખો હતા અને રા. વિરરાઘવાચારીઅર મદ્રાસમાં એક અગ્રેસર કાર્યવહક હતા.

સંસ્થાનોમાં હિન્દીઓ પર વર્તાવવામાં આવેલાં સંકટો વિષે બીજો ઠરાવ હતો. અને રા. પી. આર. સુંદર ઐયરે તે રજુ કર્યો હતો. તેમણે શોક દર્શાવ્યો કે, નાતાલમાં ૫૦,૦૦૦ હિન્દી ગુલામો છે, અને આફ્રિકામાં અન્ય સ્થળોએ બીજા ઘણા ગુલામો છે, અને કહ્યું કે બ્રિટિશ હિન્દીઓને ટાળી ટાળીને ભિન્ન ગણવામાં આવે છે, પોર્ટુગીઝ અને ફ્રેન્ચોની હિન્દી પ્રજાને વિશેષ હકકો મળેલા છે, લૉર્ડ સેલ્ડ્સડાઉને કહ્યું છે કે, "દક્ષિણ આફ્રિકાના પ્રજા સત્તાકના અનેક અપકૃત્યોમા આ હિન્દીઓ પ્રતિના તેના વર્તનથી મને જેટલો ક્રોધ ઉપજે છે તેટલો બીજા કશાથી ઉપજતો નથી." તે તો યુદ્ધ પ્રહેલાંની વાત હતી. આ ઠરાવને રા. એચ. એ. વાડીઆએ અનુમોદન આપ્યું, રા. મદનજીત, રા. સી. વાય. ચિંતામણી અને રા. લલિત મોહન ઘાસલે તેને વિશેષ અનુમોદન આપ્યા પછી, ઠરાવ પસાર કરવામા આવ્યો.

હિન્દી ખર્ચ કમી કરવાની આવશ્યકતા વિષે માન. રા. બી એન. શર્માએ ત્રીજો ઠરાવ રજુ કર્યો, અને તેમણે બતાવી આપ્યું કે, ૧૮૯૩-૯૪ અને ૧૯૦૬-૦૭ ની વચ્ચે દર વર્ષે કુલ ખર્ચ

૯૦-કરોડ રૂપિયાથી વધીને ૧૩૪ કરોડ રૂપીઆ થયો હતો. ૧૮૯૧-૯૨ માં ચોકખો ખર્ચ ૩૪ કરોડ રૂપીઆ થયો હતો, અને ૧૮૮૪-૮૫ માં તે ૪૧ કરોડ થયો હતો એટલે ૧૬ ટકા જેટલો વધારો થયો હતો, જ્યારે વસ્તીમાં ૧૪ ટકાનો વધારો થયો હતો. પરન્તુ જો આપણે ૧૮૮૪-૮૫ થી ૧૯૦૪-૦૫ નો આંકડો લઇએ તો આપણને માલુમ પડે છે કે, ખર્ચમાં ૭૦ ટકાનો વધારો થયો હતો, જ્યારે વસ્તીમાં વધારેમાં વધારે ૧૮ ટકાનો વધારો થયો હતો. સામ્રાજ્યની ચલણની નીતિને લીધે રૂપિયાની ચાંદી ફકત ૧૨ આનાની કીંમતની ગણાતી હતી, તેથી કરીને રૈયતને કરના ૩ રૂપીઆ આપવાને માટે ૪ રૂપીઆની કીંમત જેટલો માલ વેચવો પડતો હતો. આ વીસ વર્ષોમાં લશ્કરી ખર્ચ ૧૭ કરોડથી વધીને ૩૨ કરોડ થયો હતો, લગભગ સો ટકા જેટલો વધારો તેમાં થયો હતો. અને એમાના લગભગ ૭ કરોડ ઇંગ્લાંડમાં ખર્ચવામાં આવ્યા હતા. લશ્કરી ખચમાં આ વધારો થયો તેની સાથે સાથે બ્રિટિશ હિન્દુસ્થાનમાં પહેલાં નહિ જોયેલા એવા ખરાબમાં ખરાબ દુષ્કાળો પડયા હતા, અને તેથી લગભગ ૧ કરોડ ૧૦ લાખ જેટલા લોકો મરણ પામ્યા હતા. આની સાથે કેળવણીને માટે ખર્ચેલા ૨૦ લાખ પાઉંડનો મુકાબલો કરો. જ્યારે ખુદ ઇંગ્લાંડમાં ૧ કરોડ ૬૦ લાખ પાઉંડ કેળવણીને માટે ખર્ચવામાં આવ્યા હતા.

મી. જી. એ. નેટેસને અનુમોદન આપ્યું, અને બતાવી આપ્યું કે, ૯૦ કરોડના લશ્કરી ખર્ચમાંથી ૭૦ કરોડ હિન્દના ખરેખરા લાભોની વિરૂદ્ધ હિન્દની સરહદની બહાર અને હિંદુસ્થાનના વિભાગોમાં કરવામાં આવેલાં યુદ્ધોમાં ખચવામાં આવ્યા હતા. વેલ્બી કમીશને એવી ભલામણ કરી હતી કે, ઇંગ્લાંડે ખર્ચમાં ફાળો આપવો જોઇએ, અને તે વાત કબુલ કરવામાં આવી હતી, પરન્તુ હિન્દુસ્થાનમા બ્રિટિશ સીપાઇઓના પગારમાં વધારો કરવામાં આવ્યો, અને તેથી ઇંગ્લાંડે જેટલો ફાળો આપ્યો તેનાથી ત્રણ ગણો હિન્દુસ્થાનમાંથી ઘસડાઈ ગયો. સર હેન્રી બ્રેકનબરીએ કમીશન સમક્ષ કહ્યું હતું કે:

"જો માત્ર હિન્દુસ્થાનની ખાતર હિન્દુસ્થાનમાં બ્રિટિશ રાજ્ય ટકાવી રાખવાની ઇચ્છા રાખવામાં આવી હોય તો મારા વિચાર પ્રમાણે હિન્દુસ્થાનપર બ્રિટિશ રાજ્યની નીકળતી પાઇએ પાઇ હિન્દુસ્થાન પાસેથી લેવી યોગ્ય ગણાય; પરન્તુ મને લાગી આવ્યા વિના રહેતું નથી કે હિન્દુસ્થાનને બ્રિટિશ રાજ્ય હેઠળ રાખવામાં બ્રિટનનો અનંત લાભ સમાયલો છે. હિન્દુસ્થાનમાં હજારો બ્રિટનોને જગ્યા મળે છે. હિન્દુસ્થાન બ્રિટિશ નાણાંમાંથી લાખો પાઉંડનો ઉપયોગ કરે છે, અને હિન્દી વ્યાપારની ગ્રેટબ્રિટનને ઘણીજ કીંમત છે. તેથી મને લાગે છે કે, ગ્રેટબ્રિટને હિન્દુસ્થાનને માત્ર હિન્દુસ્થાનની ખાતરજ રાખેલું નહિ હોવાથી આ ઉદ્દેશને માટે થયલા ખર્ચમાં ગ્રેટબ્રિટને ભાગ આપવો જોઇએ અને તે ભાગ ઠરાવ કરેલો હોવો જોઇએ તેનો અંદાજ લેતાં, હું ધારું છું કે, ઇંગ્લાંડે ઉદારતાપૂર્વક વર્તવું જોઇએ. ઇંગ્લાંડ ધનવાન દેશ છે, અને હિન્દુસ્થાન ગરીબ દેશ છે."

રા. એન. એમ. સાનડેએ તેને અનુમોદન આપ્યું. હથીયાર-બંધીનો કાયદો કાઢી નાખીને સ્વયંસેવકો બનવાની પરવાનગી સરકારે આપવી જોઇએ, અને હિન્દીઓને વધારે મોટી સંખ્યામાં નોકરીમા રાખી એ પ્રમાણે ખર્ચમાં ઘટાડો કરવો જોઇએ એમ તેમણે કહ્યું. એ ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ન્યાયી અને કારોબારી ખાતાં જૂદાં પાડવા વિષે ચોથો ઠરાવ માન. રા. કૃષ્ણન નાયરે રજુ કર્યો હતો, તેને માન. બાબુ અમ્બીકાચરણ મઝુમદારે અનુમોદન આપ્યું હતું, અને તે ઠરાવ અતિ પરિચિત હોવા છતાં બીજા સાત વકતાઓએ તેને વિશેષ અનુમોદન આપ્યા પછી પસાર કરવામાં આવ્યો બાબુ મઝુમદારે કહ્યું કે, મને અનુમોદન આપવાને માટે પસંદ કરવામાં આવ્યો છે, તેનું કારણ એ છે કે, પરિષદ્‌માં બીજા કોઇની ધીરજ એટલી બધી નહિ હોય કે, એકજ ઠરાવ ઉપર બાર વખત તે આપણો આપે, અને પ્રત્યેક વખત પાષાણો સમક્ષ." છતાં લોકો આપણને પૂછે છે કે, આપણે હોમરૂલ શા માટે માગીએ છીએ! એક મિનિટ મને ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

ખાન બહાદુર મૌલવી મહમ્મદ યુસફે પાંચમો ઠરાવ રજુ કર્યો, તેમાં સરકારને એક કમિશન

ભીમવાની વિનતિ કરવામાં આવી હતી. તે કમીશને જોવું જોઇએ કે, વકફ-ઇ-અલ ઓલાદના કાયદેસરપણાની વિરૂદ્ધ પ્રીવી કાઉન્સીલે જે ચુકાદા આપ્યા છે, તે મહોમેદનોના કાયદા, રીવાજો અને ભાવનાઓને સાનુકૂળ છે કે નહિ, અને જો ન હોય તો મુસલમાનોનો અભિપ્રાય કાયદેસર કરાવવાને માટે પગલાં ભરાવાં જોઇએ: માન. બાબુ વૈકુંઠનાથસેને તેને અનુમોદન આપ્યું, અને કહ્યું કે, પોતાનાં બાળકોને માટે વ્યવસ્થા કરવાની મુસલમાનોની સત્તા એ ચુકાદાઓથી કમી થઈ ગઇ છે. રા. એમ. એ. જીન્હાએ વિશેષ અનુમોદન આપતાં ઠરાવને આવકાર આપ્યો, કેમકે રાષ્ટ્રીય પરિષદ્ મારફતે મુસલમાનો પોતાની ફર્યાદો જણાવી શકે છે. મૌલવી અબ્દુલ કાસમ અને રા. એસ. બી. પટેલે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો. રાષ્ટ્રીય પરિષદ્ મુલતવી રહી.

ત્રીજા દિવસની કાર્યવાહીનો રાષ્ટ્રીય ગીતોથી પ્રારંભ થયો. વડોદરા નરેશ નામદાર ગાયકવાડ પોતાના મુખ્ય મંત્રી બાબુ આર. સી. દત્ત સાથે આવ્યા હતા, તેમને ઉમંગભર્યો આવકાર આપવામાં આવ્યો.

બંગાલના ભાગલા વિરૂદ્ધ છઠ્ઠો ઠરાવ ઢાકાના નવાબ ખુાજ અધીમુલ્લાએ રજુ કર્યો, અને તેમણે જાહેર કર્યું કે, હિન્દુઓ અને મહોમેદનોએ તેની સામે એકસંપી વિરોધ દર્શાવવો જોઇએ.

બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ તેને અનુમોદન આપ્યું, જેમાં કોબ્ડન અને બ્રાઇટનાં જીવન ચરિત્રો લખનાર તરફ આપણી નિરાશા દર્શાવવામાં આવી હતી, પરન્તુ તે વિશુદ્ધ નોકરશાહીનાં વાતાવરણમાં હોવાથી એમ કરે એ ક્ષંતવ્ય હતું. સર વીલીયમ વેડરબર્ન આપણને કહે છે, થોભો.

"આપણે થોભવુંજ જોઇએ; આપણે બીજું શું કરી શકીશું ? ત્યાં ત્રણ સૈકાંથી આપણા રાજકર્તાઓની મરજી અનુસાર થોભી રહેવાનુંજ આપણા ભાગ્યમાં છે, ખરેખર આપણે થોભીશું; પરન્તુ આપણા અટલ ભાવિની આજ્ઞા તરીકે આપણા રાજ્યકર્તાઓની મરજીને નમ્રતાપૂર્વક સ્વાધીન થવાને માટે નહિ, પરન્તુ તે ભાવિનો પરાજય કરવાના, અને આપણો મોક્ષ મેળવવાના અડગ નિશ્ચયપૂર્વક. સંભવે છે કે, ભાગલાની પ્રચંડ ભૂલથી આપણામાં જન્મેલો નૂતન જુસ્સો આપણાં હૃદયોમાં ગણગણાટ કરી રહ્યો છે અને રાજકીય પ્રયત્નના ઉચ્ચતર ક્ષેત્રમાં આપણને લઇ જાય છે, તે જુસ્સો આપણા રાજ્યકર્તાઓએ લક્ષમાં લેવો જોઇએ. સાહેબો, આપણે હવે જુના જમાનાના, સર્વોપરી ભાવિના વજન હેઠળ દબાઇ રહેવામાં સંતોષ માનનારા પૂર્વના લોકો નથી, પરન્તુ આપણે નવી શાળાના પૂર્વના લોકો છીએ, અંગ્રેજી સંસ્કૃતિ અને અંગ્રેજી અસરોથી આપણે મુક્ત બન્યા છીએ, ચીન, જપાન અને છેવટે ઇરાનના ઉદાહરણોથી આપણામાં નવજીવન પ્રકટ્યું છે અને નૂતન શાળાના પૂર્વના લોકો તરીકે આપણે માનીએ છીએ કે, પ્રજાઓ પોતાની મેળે ઘડાય છે."

રા. આર. એન. મુધોલકરે ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું. તેમણે કહ્યું કે, બંગાળના ભાગલા પાડવાનું કારણ એ હતું કે, નોકરશાહી તેના બળને પહોંચી શકતી ન હતી, અને જ્યાં સુધી ભાગલા રદ કરવામાં ન આવે ત્યાં સુધી "આપણી ફર્યાદોની દાદ ન મળે ત્યાંસુધી આપણે ચળવળ કર્યા કરીશું, પ્રયત્નો કર્યા કરીશું અને કાયદાની હદમાં રહીને સઘળું કરીશું." બીજા બે ગૃહસ્થોએ ભાષણો આપ્યા પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

માન. બાબુ અંબિકાચરણ મઝુમદારે સાતમો ઠરાવ રજુ કર્યો. તેમાં જાહેર કરવામાં આવ્યું હતું કે, રાજ્યતંત્રમાં લોકોનો હાથ ઘણો ઓછો હોવાથી અને આપણી વિનતિઓ તરફ સરકાર ધ્યાન આપતી નથી તેથી ભાગલાની સામેના વિરોધ તરીકે બાયકોટ કાયદેસર છે. બાબુ બિપિનચંદ્ર પાલે એક જુસ્સાદાર ભાષણમાં અનુમોદન આપ્યું, અને કહ્યું કે, માત્ર માલનોજ બાયકોટ નહિ પરન્તુ પૂર્વ બંગાલમાં સઘળી અવૈતનિક જગ્યાઓનો અને સરકાર સાથેના સંસર્ગોનો પણ બાયકોટ કરવો. કોઇ પણ કાયદા ઘડવાના કાર્યમાં લેફ્ટેનન્ટ ગવર્નર સાથે લોકોનો કોઇ પણ અમેસર જોડાશે નહિ. માન. રા. એલ. એ. ગોવિંદરાઘવ ઐયરે કહ્યું કે, બંગાલમાં બાયકોટનો ઉપયોગ

ચ્યાજબી છે, પરન્તુ બીજા પ્રાંતોમાં સામાન્ય રીતે તેનો ઉપયોગ કરી શકાય નહિ. રા એ. ચૌધરીએ દર્શાવી આપ્યું કે, તે ઠરાવ બંગાળને માટેજ છે, બંગાલ એક મહાન્ દુઃખ હેઠળ ઉદ્વિગ્ન થઇ રહ્યું છે, અને તેથી બાયકોટને એક રાજકીય હથીયાર તરીકે વાપરવાનો તેને હક્ક છે.

માન. પંડિત મદન મોહન માલવીયે વિરોધ અનુમોદન આપતાં કહ્યું કે, એક હથીયાર તરીકે બાયકોટનો ઉપયોગ કરવાનું બંગાલને કારણ મળ્યું છે, બાબુ પાલના અભિપ્રાય સાથે, અને તેમણે વર્ણવ્યા પ્રમાણે બાયકોટના વિકાસ સાથે રાષ્ટ્રીય પરિષદ્ મળતી થઇ શકે નહિ. હું આશા રાખું છું કે, બીજા પ્રાંતોને તેનો ઉપયોગ કરવાની ફરજ પાડવામાં નહિ આવે, પરન્તુ આવશ્યક સુધારા તેના વિના કરવામાં આવશે. માન. રા. ગોખલેએ કહ્યું કે, આપણે રાષ્ટ્રીય કૉંગ્રેસના ઠરાવોથીજ ફક્ત બંધાયલા છીએ, અને ઠરાવ કહે છે કે, બંગાળના ભાગલા સામે લોકોનો ક્રોધ દર્શાવતી બાયકોટ હીલચાલ કાયદેસર હતી અને છે. આપણે વ્યક્તિઓનાં ભાષણોથી બંધાયલા નથી, એક ભિન્ન મત અને એક તટસ્થ મતથી ઠરાવ પસાર કરવામાં આવ્યો

રા. દાદાભાઇ નવરોજી અર્ધા કલાક માટે મંડપ છોડી ગયા, અને બાબુ આર. સી. દત્તે તેમનું સ્થાન લીધું. આઠમો અને નવમો ઠરાવ મુલત્વી રાખવામાં આવ્યા, અને કેળવણી વિષેના ઠરાવો હાથમાં લેવામાં આવ્યા.

દશમા ઠરાવમાં ઉચ્ચતર કેળવણીના વિકાસને સંકુચિત કરનારી સરકારી કેળવણી વિષયક નીતિ સામે વિરોધ દર્શાવવામાં આવ્યો હતો, કેળવણી મફત કરીને તેને ધીમે ધીમે ફરજયાત કરવી, વધારે મોટી ગ્રાન્ટો આપવી, પારિભાષિક કેળવણી આપવી અને કેળવણીમાં ખાનગી સાહસ પરના અંકુશો દૂર કરવાની માગણી કરવામાં આવી હતી. તે ઠરાવ દીવાન બહાદુર અંબાલાલ એસ. દેસાઇએ રજુ કર્યો હતો, રા. રઘુત્તર દયાળે તેને અનુમોદન આપ્યું. રા. સી. કરૂણાકર મેનોન, રા. એમ. કે. પાધ્યે, રા. એસ. બી. ખરે. રા. હરિશ્ચન્દ્ર વિશ્વદાસ, રા. જી. કે. પટેલે વિરોધ અનુમોદન આપ્યા પછી તે પસાર કરવામાં આવ્યો.

અગીઆરમા ઠરાવમાં જાહેર કરવામાં આવ્યું હતું કે, પ્રજાના અંકુશ હેઠળ પ્રજાને અનુકૂળ આવે એવી રીતે છોકરાઓ તેમજ કન્યાઓ ઉભયને માટે સાહિત્ય વિષયક, વૈજ્ઞાનિક અને પારિભાષિક રાષ્ટ્રીય કેળવણીનું બંધારણ બાંધવાનો સમય આવી પહોંચ્યો છે. કેળવણીની રાષ્ટ્રીય સમિતિના માન. મંત્રી બાબુ હીરેન્દ્રનાથ દત્તે યોગ્ય રીતે આ ઠરાવ રજુ કર્યો હતો. તેમણે કહ્યું કે, સ્વરાજ્ય ત્રિમૂર્તિ દેવતાનું બનેલું છે, રાજકીય, ઔદ્યોગિક અને કેળવણી વિષયક. આયરીશ કેળવણીને માટે જે કહેવામાં આવ્યું છે, તે હિન્દી કેળવણીને લાગુ પડતું હોવાથી નીચે પ્રમાણે તેમણે કેટલાક અભિપ્રાયો ટાંકયા હતા:

"આયર્લેન્ડમાં કેળવણીનાં ખાતાં, પ્રાથમિક, માધ્યમિક અને યુનિવર્સિટી, બ્રિટિશ સરકારના સીધા અંકુશ હેઠળ છે. આયર્લેન્ડની ભાષા, આયર્લેન્ડનો ઇતિહાસ, આયર્લેન્ડનું અર્થશાસ્ત્ર, આયર્લેન્ડની શક્યતાઓ અને હકોને અભ્યાસક્રમમાં સ્થાન મળતું નથી." બરોબર એજ પ્રમાણે અહીંયાં છે! "આયર્લેન્ડમાં કેળવણી બુદ્ધિને ભારરૂપ થાય છે, કલ્પનાને કંડી પાડી નાખે છે, અને શરીરની શક્તિ હરી લે છે. તે કલ્પના શક્તિનો નાશ કરે છે. તે યુવકને પોતાના દેશના સંપ્રદાયોનો પરિચય કરાવતી નથી, તેમજ શારીરિક વિકાસને માટે પણ સગવડો કરી આપતી નથી."

બંગાળમાં શું કરવામાં આવે છે, તેનું વર્ણન આપ્યા પછી તેણે અંતમા કહ્યું:

"તમારી કેળવણીને પરદેશીઓના હાથમાં સોંપતા નહિ. દેશી આત્માઓ અને દેશી હસ્તોમાંજ સદ્ભાવની સઘળી આશાઓ રહે છે."

રા એમ. પી. વેંકટાપીઆએ તેને અનુમોદન આપ્યું, અને ઠરાવમાં રહેલા સ્વાશ્રય ઉપર અને રાષ્ટ્રીયત્વના તેમાંથી નીકળતા સ્વર ઉપર ભાર મુક્યો. એ ઠરાવને રા. એસ. કે. નાયર, રા સી. વી. વૈદ્ય, રા. જે. એન. રોય, પ્રોફેસર વી. જી. બિજાપુરકર, મૌલવી ઇસ્માઇલ હસન શેરજી, અને રા. એમ. કે. પટેલે વિરોધ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

ત્યાર પછી બારમો ઠરાવ રાવ બહાદુર પી.

આનન્દ ચાર્લુએ રજુ કર્યો; તેમાં સ્વદેશીનો પક્ષ કરવામાં આવ્યો હતો, અને તે સમર્થ રાજ્યનીતિજ્ઞે ખાસ કરીને શ્રીમંતોને તે વ્રત લેવાનો આગ્રહ કર્યો, અને સૂચના કરી કે, શ્રીમંતોનું એક મંડળ સ્થાપવું, અને સરકાર ઉદ્યોગોને મદદ આપતી ન હોવાથી તે મંડળે તે ઉદ્યોગોને મદદ આપવી. માન. પંડિત મદનમોહને અનુમોદન આપતાં કહ્યું કે, કાચો માલ આ દેશમાંથી જાય છે, અને તૈયાર માલ બનીને તે અહીંયાં પાછો આવે છે; જો આપણે સ્વતંત્ર હોઇએ તો સર્વ દેશો પોતાના વિકાસ પામતા ઉદ્યોગોને રક્ષણ આપે છે તેવું રક્ષણ આપણે આપત. દેશી ઉદ્યોગોને સહાય આપવી એ ધાર્મિક તેમજ દેશ તરફની ફરજ છે. લો. મા. બી જી. ટીલકે વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, આપણે મધ્યમ વર્ગો વિદેશીય માલ ઘણામાં ઘણો વાપરીએ છીએ. સ્વાશ્રય, નિશ્ચય અને આત્મ-ભોગની આવશ્યકતા છે. લાલા લજપતરાયે કહ્યું કે, હિંદીઓએ પોતાના હાથમાં પોતાનું નાણું રાખવું જોઇએ અને તેનો ઉપયોગ કરવો જોઇએ, અને આપણે જે ચીજો ઉત્પન્ન કરીએ છીએ તેમની વહેંચણી માટે વ્યવસ્થા કરવી જોઇએ. રા. ખાન મહમ્મદનુર ગુલામ અહમદખાન અને રા. વી. આર. જોશીએ વિશેષ અનુમોદન આપ્યા પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

પછી નવમો ઠરાવ આવ્યો, તેમાં સંસ્થાનિક સ્વરાજ્યની માગણી કરવામાં આવી હતી, અને તેને માટે ચાર પગથીયાં દર્શાવવામાં આવ્યા હતાં, જે પ્રમાણે તત્કાળ અમલ થવો જોઇએ. (આ વાત ૧૯૦૯ માં બની હતી.) સમય મોડો થઇ જવાથી ભાષણો ઘણાં ટુંકા કરવામાં આવ્યાં હતાં, રા. એ. ચૌધરીએ ઠરાવ રજુ કરવામાં ફક્ત થોડાંક વાક્યો ઉમેર્યાં, અને યુનાઇટેડ સ્ટેટ્સે ફીલીપાઇન ટાપુઓમાં જે કાર્ય કર્યું હતું, તે માન. રા. એસ. એ. ગોવિંદરાઘવે સંક્ષેપમાં દર્શાવ્યું. ડૉ. એસ. કે. મલ્લીકે ટીકા કરી કે, એક વર્તમાનપત્રે કહ્યું હતું કે, અંગ્રેજો અહીંયાં આર્યોની સમાન આવ્યા હતા, અને સ્થાયી રહેવાના છે; ત્યારે તેમના પૂર્વગામીઓની જેમ, પ્રજાના સુખમાં સુખ અને પ્રજાના દુઃખમાં દુઃખ તેમને ભોગવવા દો. રા. ખમનજી પટેલ, રા. વી. એ. પંડિત, રા. એસ. બી મિત્ર, રા. એ. રમન્ન, રા. પી. સી. મૈત્ર, સર્વેએ વિશેષ અનુમોદન આપ્યું. મૂળ ઠરાવમાં પછાત વર્ગ વિષે અપવાદ રાખવામાં આવ્યો હતો તે રદ કરવાનો સુધારો રા. એમ. એ. જીન્હાએ રજુ કર્યો અને રા. એમ. અબ્દુલ કાસમે તેને અનુમોદન આપ્યું. રા. હાફીઝ અબ્દુલ રહીમે તેને વિશેષ અનુમોદન આપ્યું અને તે સ્વીકારવામાં આવ્યો, અને સુધારેલો ઠરાવ પસાર કરવામાં આવ્યો.

મી. હ્યુમ, રા. ડી. ઇ. વાચ્છા અને રા. જી. કે. ગોખલેને ફરીથી નીમવાનો ઠરાવ પ્રમુખે પ્રમુખસ્થાનેથી રજુ કર્યો અને તે નિયમ પ્રમાણે પસાર કરવામાં આવ્યો (અને તે ઠરાવ ૧૧ મો હોવો જોઇએ.) વળી તેમણે સર વીલીયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીનો આભાર માનનારો ઠરાવ બારમો રજુ કર્યો, તે પસાર થયો, અને રાષ્ટ્રીય પરિષદ્ મુલતવી રહી.

ચોથે દિવસે એકઠાં મળતાં રાઇટ ઓન. મી. સેમ્યુઅલ સ્મીથના ઓચીંતા મૃત્યુના સમાચારથી રાષ્ટ્રીય કોંગ્રેસમાં શોક પસરી ગયો હતો. તે હિંદુસ્થાનમાં અખિલ ભારતીય મિતપાન પરિષદ્‌નું પ્રમુખસ્થાન લેવાને આવ્યા હતા, અને પ્રથમ દિવસે પરિષદ્‌માં હાજર હતા. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ શોક દર્શાવનારો ઠરાવ તેરમો રજુ કર્યો, સર ભાલચંદ્રે તેને અનુમોદન આપ્યું, અને પ્રમુખને તેમની સાથે ૪૦ વર્ષનો પરિચય હતો, તેમણે કેટલુંક વિવેચન કર્યું, શ્રોતાઓએ ઉભા રહીને તે ઠરાવ પસાર કર્યો.

રા. સી. વિજય રાઘવાચારીએ કાયમી આંકણી વિષે ચૌદમો ઠરાવ રજુ કર્યો, અને જમીનવેરો એ ભાડું છે, તે અભિપ્રાય સામે તેમાં વિરોધ દર્શાવવામાં આવ્યો હતો. હિન્દુસ્થાનમાં જમીનપર રાજાની માલકી કદાપિ ન હતી; ઋષિઓએ કહ્યું છે કે, જમીનપર જેઓ જન્મ્યા છે, તેમની જમીન છે; ખેતી કરવાથી ખાનગી મીલકત પ્રાપ્ત થાય છે, અને રાજાને રક્ષણ કરવાની આજ્ઞા કરવામાં આવેલી હોવાથી તેની સેવાઓના બદલામાં ખેડુતો પાસેથી એક ભાગ આપવામાં આવે છે. જમીનપર રાજાની માલકી છે, એ વિચાર

પાશ્ચાત્ય છે, હિન્દી નથી પંડિત ગોકરણ મીએ તેને અનુમોદન આપ્યું, અને રા મહેતા બદ્દા દુરયદે વિરો। અનુમોદન આપ્યુ રા રાવજી ગોવિંદે પોતાના જુસ્સા ભરેલા ભાષણમાં મોજણીઓની વચ્ચેની મુદત ટુંકાવવામા આવે છે તે તરફ લક્ષ ખેચ્યુ એ મુદત પ્રથમ ૩૦ વર્ષ હતી હવે ૧૨ વર્ષ છે જ્યારે તે બ્રિટિશ અમલ હેઠળ આવ્યો ત્યારે સરકાર ૨,૫૬,૦૦૦ રૂપીઆ લેતી હતી, ૨૦ વર્ષ પછી તેમા વધારો થઇને રૂ ૨,૭૦,૦૦૦ થયા હતાં ૩૦ વર્ષ પછી લોકો આપી શકયા નહિ તેથી તે ઘટાડીને ૧,૮૮,૦૦૦ રૂપીઆ કરવામા આવ્યા હતા, અને એકવાર ફરીથી તે તે ઘટાડીને ૧,૬૮,૦૦૦ રૂપીઆ કરવામાં આવ્યા હતા છેલ્લા ૩૦ વર્ષ મા બીજા વેરાઓ સાથે તે વધીને ૪,૮૭,૬૪૪ રૂપીઆ થયા હતા, અને ચાલુ મોજણીમા તે આકડો વધારીને ૬,૩૦,૨૫૭ રૂપીઆ કરવામા આવ્યો હતો ૧૮૯૩–૯૪ માં જમીન ભાડાના ૧૧,૩૩,૦૦૦ રૂપીઆ માથી વેરા તરીકે સરકારે ૪,૮૭,૦૦૦ રૂપીઆ લીધા હતા, અને માલગુઝારો પાસે ૬,૪૬,૦૦૦ રૂપીઆ બાકી રહ્યા હતા, ૧૮૯૬ ની બીજી મોજણીમાં જમીન ભાડુ રૂ ૧૧,૪૨,૦૦૦ હતુ અને સરકારે તેમાથી રૂ ૯,૩૦,૦૦૦ લીધા હતા, એટલે ફકત રૂ ૨,૧૨,૦૦૦ બાકી રહ્યા હતા રા દેશમુખે ‘લોકોને નાશકારક અને સરકારને આત્મઘાતક’ લૉર્ડ કર્ઝનની જમીન વિષેની નીતિપર થોડા શબ્દો ઉમેર્યા, અને ઠરાવ પસાર કરવામા આવ્યો

રા ગોખલેએ ઇગ્લાંડમા જે સેવાઓ કરી હતી તેને માટે રાષ્ટ્રીય પરિષદ્નો આભાર દર્શાવનાર ઠરાવ પ્રમુખ રા જી સુબ્રમણ્ય આયરે રજુ કર્યો બાબુ વૈકુંઠનાથસેને તેને અનુમોદન આપ્યુ, અને પંડિત રામનાથે તેને વિશેષ અનુમોદન આપ્યુ, રા ગોખલે એનો પ્રત્યુત્તર આપવા ઉભા થયા ત્યારે તેમને હર્ષ નાદથી વધાવી લેવામા આવ્યા, તે પછી શાંતિ પ્રસરી ત્યારે તેમણે સંક્ષેપમાં પ્રત્યુત્તર આપ્યો, અને નવીન રાજ્યતંત્રમા પ્રજાપક્ષવાળી આમની સભા હતી તેમા પોતાને બહુ આશા હતી, એમ કહ્યું.

પછી માન રા ડી. એ ખરેએ સોળમો ઠરાવ રજુ કર્યો, તેમા રાષ્ટ્રીય કોંગ્રેસના બંધારણનો સમાવેશ કરવામા આવ્યો હતો, અને એ બંધારણનો એક વર્ષ સુધી પ્રયોગ કરવાનો હતો તેમા ભલામણ કરવામા આવી હતી કે (અ) પ્રાંતિક કોંગ્રેસ કમિટીઓ સ્થાપવી અને પ્રાંતિક કોંગ્રેસ કમિટીઓએ જીલ્લા કમિટીઓ સ્થાપવી (બ) એક અખિલ ભારતીય કોંગ્રેસની કાર્યવાહિણી કમિટી સ્થાપવી (ક) પ્રમુખને પસંદ કરવાની બે યોજનાઓ યોજવી, અને (ડ) પ્રતિ વર્ષ કોંગ્રેસનો કાર્યક્રમ નક્કી કરવાને માટે એક વિષય નિર્ણાયક સભા યોજવી, એ પ્રમાણે તેમા ભલામણ કરવામા આવી હતી ચાર સભ્યોએ તેના અનુમોદનમા ભાષણો આપ્યા અને તે પસાર કરવામા આવ્યો અને અખિલ-ભારતીય કમિટીને માટે નામો મોકલી આપવાનુ પ્રત્યેક પ્રાંતના પ્રતિનિધિઓને કહેવામા આવ્યુ. ૧૯૦૮ મા ઘડવામા આવેલા બંધારણમા આનો ઘણોખરો ભાગ સમાવવામા આવ્યો હતો

પ્રમુખનો આભાર માનવાની દરખાસ્ત બાબુ લાલમોહન ઘોષે મુકી, અને તાલીઓની ગર્જના સહિત તેમને પુષ્પ માળા આરોપવામા આવી અને પુષ્પોથી વધાવવામા આવ્યા પુનાથી આવેલી એક સ્વદેશી છત્રી ખોલવામા આવી, અને ઘડીભર તેમની પર ધરી રાખવામા આવી, અને પછી તેમણે આભારના થોડા શબ્દો કહ્યા તેમણે તે મને સ્મરણ કરાવ્યુ કે પોતાના ૨૨ મા અધિવેશનમા રાષ્ટ્રીય પરિષદે પોતાની સમક્ષ અમુક મુકરર લક્ષબિન્દુ–સ્વરાજ્ય રાખ્યુ છે હવે તે પ્રાપ્ત કરવાનુ કાર્ય સુવાનુ છે માન રા ચિટનવીસે ૧૯૦૭ ના અધિવેશનને માટે રાષ્ટ્રીય પરિષદને નાગપુરમા આમંત્રણ આપ્યુ અને અત્યંત ઉત્સાહથી અને આનંદપૂર્વક બાવીસમી રાષ્ટ્રિય પરિષદની પુર્ણાહુતી થઇ

અરેરે! આવતા વર્ષમા કમન પોતાનુ વિનાશક કાર્ય કરનાર હતુ લૉર્ડ કર્ઝને વાવેલા બીજનુ ઝેરી વૃક્ષ ઉગી નીકળવાનુ હતુ અતિ બળવાન્ અને અતિ દીર્ઘ દષ્ટિવાળા પુરુષો સતતશીર કાર્ય અને મક્કમ પ્રગતિના પોતાના જુના વિચારોને વળગી રહેનારા હતા, બીજાઓ

કરવામાં આવેલાં દમનનાં પગલાંથી ગાંડા બનીને, લૉર્ડ કર્ઝને પાડેલા ભાગલા કરતાં પણ વધારે ખરાબ ભાગલા પાડવાના હતા, રાષ્ટ્રીય પક્ષમાં વિભાગ પાડવાના હતા, એક વિભાગની ટોળી આમની સભાને વિજ્ઞપ્તિ કરવામાં વિરાગ બતવાની ના પાડતી હતી, અને બીજા વિભાગે બ્રિટિશ સરકાર સાથે કોઇ પણ પ્રકારનું સહકાર્ય કરવાની સામે ખુલ્લો વિરોધ ધારણ કર્યો. અને એમની ઉપરાંત અંધ તિરસ્કારના અવતાર રૂપ, બોમ્બ અને રીવોલ્વર ( બંદુક ) ની રીતિઓ ચલાવનારો અરાજક પક્ષ ટમટમી રહ્યો હતો, પોતાના દેશને માટે સ્વતંત્રતા છીની લેવાના છોકરાઓના આ ઘેલછાભર્યા પ્રયત્નો હતા, અને તેઓ માત્ર થોડાક નિરૂપયોગી ખુન્દા કરવામાં વિજયી નીવડયા. આ સર્વને ઇતિહાસની તુલામાં તોળવામાં આવશે. સરકાર, વિનીતો, ઉદ્દામો, અરાજકો, અને પ્રત્યેકને તેમનું પોતાનું સ્થાન આપવામાં આવશે.

## ઠરાવો.

### દીલાસો.

૧. ઠરાવ કરવામાં આવે છે કે, કોંગ્રેસના માજી પ્રમુખો બાબુ ઉમેશચંદ્ર. સી. બેનરજી, ન્યાયમૂર્તિ બદ્રુદીન તૈયબજી અને બાબુ આનંદ મોહન બોઝ અને મદ્રાસના રા. વીરરાઘવ ચારીઆરનાં મૃત્યુથી કોંગ્રેસને અને સમગ્ર દેશને જે મોટી ખોટ ગઇ છે, તેની આ કોંગ્રેસ નોંધ કરવા ઇચ્છે છે. તેમની મહાન્ જાહેર સેવાઓ અને પોતાના જીવનમાં કર્તવ્ય અને આપ-ભોગમય ભક્તિનો દાખલો તેમણે બેસાડયો છે, તેથી દેશ તેમનો *દીર્ઘકાળ સુધી આભારી રહેશે.*

ઉપલા ઠરાવની એક નકલ સદ્‌ગત બાબુ બેનરજી, તૈયબજી, બાબુ બોઝ અને એમ. વીરરાઘવચારીઆરનાં કુટુંબોને કોંગ્રેસના પ્રમુખની સહી સાથે મોકલી આપવી.

### સંસ્થાનોમાં હિન્દીઓ.

૨. ઠરાવ કરવામાં આવે છે કે, ટ્રાન્સવાલમાં બ્રિટિશ હિન્દીઓ વિરૂદ્ધ રજુ કરવામાં આવેલો ઑર્ડીનન્સ હમણાં તો નામંજુર કરવાને માટે શાહી સરકારના કાર્ય તરફ સંતોષ બતાવીને આ કોંગ્રેસ પોતાનો ગંભીર ભય દર્શાવે છે કે, બ્રિટિશ હિન્દી પ્રજાને મજબૂત રક્ષણ આપવું શાહી સરકાર ચાલુ નહિ રાખે તો હમણાં આપવામાં આવેલા બંધારણ હેઠળ વ્યવસ્થાઓ સંપૂર્ણ થશે કે તરતજ ઑર્ડીનન્સની રાજ્યનીતિનો લગભગ ચોક્કસ અમલ કરવામાં આવશે.

વળી આ કોંગ્રેસ ઉંડા શોક અને ક્રોધની લાગણીની નોંધ લે છે કે, નામદાર સમ્રાટનાં સંસ્થાનોમાં આ દેશના લોકોને દુઃખદાયક અને અપમાનકારક બંધનો વેઠવાં પડે છે, અને બ્રિટિશ નાગરિકતાના સામાન્ય હકોની ના પાડવામાં આવે છે, અને કોંગ્રેસ પોતાની દૃઢ પ્રતીતિ દર્શાવે છે કે, આવી રાજ્યનીતિ સામ્રાજ્યનાં શ્રેષ્ઠ હિતોને માટે, ગંભીર ભયથી ભરેલીછે.

### નાણાં પ્રકરણ.

૩. ઠરાવ કરવામાં આવે છે કે, હમણાંનાં વર્ષોમાં લશ્કરી ખર્ચના ભારે અને ભયજનક વધારા સામે, અને દેશના જાહેર ખર્ચમાં તેના અનુચિત ઊંચા પ્રમાણ સામે આ કોંગ્રેસ પોતાનો અણગમો દર્શાવે છે.

આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, ફક્ત આ દેશની લશ્કરી જરૂરો અને આવશ્યકતાઓ પ્રમાણેજ નહિ પરન્તુ પૂર્વમાં બ્રિટિશ ઉપરીપણાની અને બ્રિટિશ રાજ્યનીતિની આવશ્યકતાઓ પ્રમાણે પણ આ દેશનો લશ્કરી ખર્ચ નક્કી કરવામાં આવે છે તેથી કેવળ ન્યાયની વાત છે કે એવા ખર્ચનો વ્યાજબી ભાગ બ્રિટિશ ખજાનાએ વેઠવો જોઇએ.

આ કોંગ્રેસ દૃઢ આગ્રહ કરે છે કે, લશ્કરી ખર્ચમાં સંગીન ઘટાડો કરીને અને જાહેર નોકરીમાં યુરોપીઅનોને બદલે હિન્દીઓને સક્રમપણે દાખલ કરીને નાણાં ફાજલ પાડવા અને તેનો ઉપયોગ કેળવણીની સર્વ શાખાઓનો વિકાસ કરવામા, આરોગ્ય સુધારવામાં, અને રૈયતના બોજ હલકા કરવામાં ( જેવા કે મીઠા પરના વેરાનો ઘટાડો, જમીન મ્હેસુલની રાજ્યની માગણીનો ઘટાડો અને ખેડુતોના દેવાદારપણાને દૂર કરવાનાં પગલાં ) થવો જોઇએ.

### ન્યાયી અને સારોઆરી ફરજો.

૪. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસના

અભિપ્રાય પ્રમાણે સુરાજ્ય અને સંગીન ન્યાયના વહીવટની ખાતર ન્યાયી ફરજોને કારોબારી ફરજોમાંથી જુદી પાડવાની આવશ્યકતા સ્વીકારવામાં આવી છે, તેને માટે વધારે વિલંબ કરવો ન જોઇએ.

### વકફ-ઇ-અલ-ઔલાદ.

૫. ઠરાવ કરવામાં આવે છે કે, વકફ-ઇ-અલ-ઔલાદના કાયદેસરપણા વિરુદ્ધ પ્રીવી કાઉન્સીલના દમણુંના ચુકાદા મહોમેદનોના સામાન્ય અભિપ્રાય અનુસાર મહોમેદન કાયદાથી વિરુદ્ધ છે તેથી આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે મહોમેદન પ્રજાનાં કાયદા, રૂઢી અને લાગણીઓ જોતાં પ્રીવી કાઉન્સીલે પોતાના ચુકાદાઓમાં ભૂલ કરી છે કે નહિ તેની તપાસ કરવાને સરકાર તરફથી એક કમીશન નીમાવું જોઇએ; અને જો માલુમ પડે કે ચુકાદા ભૂલ ભરેલા છે તો, આ કોંગ્રેસ કહે છે કે, સાચા મતનો કાયદેસર અમલ કરવાને માટે પગલાં ભરવાં જોઇએ.

### બંગાલના ભાગલા.

૬. ઠરાવ કરવામાં આવે છે કે, બંગાલના ભાગલા સામે આ કોંગ્રેસ એકવાર ફરીથી પોતાનો સખ્ત અણગમો દર્શાવે છે, અને ખેદ દર્શાવે છે કે, વર્તમાન સરકારે કબુલ કર્યું છે કે મૂળ યોજનામાં ભૂલો હતી, અને બંગાળની પ્રજાની બહુમતીની ઇચ્છાઓથી સંપૂર્ણ અને નિશ્ચયાત્મક રીતે તે વિરુદ્ધ ગઇ હતી, તથાપિ પ્રજાના ગંભીર અને આગ્રહી અણગમા છતાં અને તેને છેવટનો ગણવાની તેમની સ્પષ્ટ નામર્જી છતાં તેઓ તે (સરકાર) સિદ્ધ વાત તરીકે ગણી લે છે.

આ દેશના સઘળા પ્રાંતોના પ્રતિનિધિઓની બનેલી આ કોંગ્રેસ બ્રિટિશ પાર્લામેંટ અને વર્તમાન ઉદાર પક્ષની સરકારના મન પર છાપ પાડવા માગે છે કે, ભાગલાને ઉલટાવી નાખવા અથવા તેમાં એવા ફેરફાર કરવો કે, સઘળી બંગાલી ભાષા બોલતી પ્રજા એકજ અવિભક્ત રાજ્યતંત્ર હેઠળ રહે, અને એ પ્રમાણે બંગાલ જેવા મહત્ત્વના પ્રાંતમાં પાછો સંતોષ ફેલાય, એ ન્યાયની વાત છે, એટલુંજ નહિ પરન્તુ આવશ્યક છે.

### ઑાયકૉટ હીલચાલ.

૭. ઠરાવ કરવામાં આવે છે કે, આ દેશની પ્રજાને પોતાના રાજ્યતંત્રમાં સ્વલ્પ અવાજ છે અથવા બીલકુલ નથી અને સરકારને કરેલી તેમની વિનતિઓ પર સરકાર યોગ્ય ધ્યાન આપતી નથી તે જોતાં આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, બંગાલના ભાગલા સામે અણગમા તરીકે શરૂ કરવામાં આવેલી ઑાયકૉટ હીલચાલ કાયદેસર હતી અને છે.

### સ્વદેશી

૮. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ સ્વદેશી હીલચાલને અત્યંત ભાવપૂર્વક અનુમોદન આપે છે, અને સ્વદેશી ઉદ્યોગોના વિકાસને માટે ગંભીર અને ચાલુ પ્રયત્નો કરીને, અને થોડો આત્મભોગ આપીને પણ પરદેશી ચીજો કરતાં સ્વદેશી ચીજોને પ્રથમ પસંદગી આપીને સ્વદેશી ચીજોને ઉત્તેજન આપવાની દેશની પ્રજાને આજ્ઞા કરે છે.

### સ્વરાજ્ય.

૯. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, સ્વરાજ્ય ભોગવતાં બ્રિટિશ સંસ્થાનોમાં ચાલતી રાજ્યપદ્ધતિ હિન્દમાં દાખલ કરવી, અને તે દાખલ કરવાનાં પગથીયાં તરીકે તે કહે છે કે નીચેના સુધારા તત્કાળ કરવા જોઇએઃ

( ક ) ફક્ત ઇગ્લાંડમાં લેવામાં આવતી સર્વ પરીક્ષાઓ એક સાથે હિન્દમાં અને ઇગ્લાંડમાં લેવાવી જોઇએ, અને ઉચ્ચતર જગ્યાઓ પર હિન્દમાં કરવામાં આવતી નીમણુંકો ફક્ત હરીફાઇની પરીક્ષાઓથીજ થવી જોઇએ.

( ખ ) હિન્દી પ્રધાનની કાઉન્સીલમાં અને વાયસરોય અને મદ્રાસ અને મુંબાઇના ગવર્નરોની કારોબારી સભાઓમાં હિન્દીઓને પૂરતું પ્રતિનિધિત્વ આપવું.

( ગ ) વડી અને પ્રાંતિક ધારાસભાઓનો વિકાસ કરવો, પ્રજાને વધારે મોટું અને ખરેખાત અસરકારક પ્રતિનિધિત્વ આપવું અને દેશના નાણા વિષયક અને કારોબારી વહીવટ પર વિશેષ કાબુ આપવો.

( ઘ ) સ્થાનિક અને મ્યુનિસિપલ સંસ્થાઓની સત્તાઓમાં વિકાસ કરવો જોઇએ અને એવી સંસ્થાઓ પર ઇગ્લાંડમાં સ્થાનિક સરકારી બોર્ડ જેટલો અંકુશ રાખે છે તેથી વધારે અંકુશ સરકારે રાખવો જોઇએ નહિ.

### કેળવણી.

૧૦. ઠરાવ કરવામાં આવે છે કે, ઉચ્ચ અને માધ્યમિક કેળવણીના સંબંધમાં સરકારની વર્તમાન રાજ્યનીતિ યુનિવર્સિટીઓની નિયામક સભાઓને સરકારી બનાવી દેનારી અને કેળવણીના વિકાસને સંકુચિત કરનારી છે, તેની સામે આ કોંગ્રેસ એક વાર ફરીથી પોતાનો અણગમો દર્શાવે છે. આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, (૧) સમગ્ર દેશમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવાને માટે, (૨) માધ્યમિક કેળવણીને નાણાંની વધારે મોટી રકમો આપવાને માટે (આવશ્યક લાગે ત્યાં કેળવણીમાં પછાત હોય તેવા વર્ગોને ખાસ ઉત્તેજન આપીને), (૩) વર્તમાન યુનિવર્સિટીઓને સરકારી અંકુશમાંથી વધારે સ્વતંત્ર બનાવવાને માટે અને શિક્ષણ આપવાનું કાર્ય તે ઉપાડી લઇ શકે તેટલા માટે તેમને પૂરતાં સાધનો આપવાને માટે, અને (૪) સ્થાનિક આવશ્યકતાઓ ધ્યાનમાં લઇને ભિન્ન ભિન્ન પ્રાંતોમાં પારિભાષિક કેળવણીને માટે યોગ્ય સગવડ કરવાને માટે સરકારે તત્કાળ પગલાં ભરવાં જોઇએ.

### રાષ્ટ્રીય કેળવણી.

૧૧. ઠરાવ કરવામાં આવે છે કે, રાષ્ટ્રીય પદ્ધતિ પ્રમાણે અને રાષ્ટ્રીય અંકુશ હેઠળ દેશની આવશ્યક્તાઓને સાનુકૂળ સાહિત્ય વિષયક, વૈજ્ઞાનિક અને પારિભાષિક કેળવણીની પદ્ધતિ કુમારો અને કુમારિકાઓ ઉભયને માટે રચવાનો અને સમસ્ત દેશમાં પ્રજાએ રાષ્ટ્રીય કેળવણીનો પ્રશ્ન ઉપાડી લેવાનો સમય આવી પહોંચ્યો છે, એવો આ કોંગ્રેસનો અભિપ્રાય છે.

### કોંગ્રેસનો આભાર.

૧૨. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દના રાજકીય અભ્યુદયને માટે સર વિલિયમ વેડરબર્ન બેરોનેટ અને બ્રિટિશ કમિટીના અન્ય સભ્યોએ કરેલી નિઃસ્વાર્થ સેવાઓને માટે આ કોંગ્રેસ તેમનો અત્યંત કૃતજ્ઞતાપૂર્ણ આભાર માને છે.

૧૫. ઠરાવ કરવામાં આવે છે કે, કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે માન. રા. ગો. કે. ગોખલે સી. આઇ. ઇ. એ ઇંગ્લાંડની પોતાની તાજી મુલાકાત દરમ્યાન સરસ જાહેર સેવા કરી છે તેની કદર કરતી આ કોંગ્રેસ નોંધ લે છે.

### દીલાસો.

૧૩. ઠરાવ કરવામાં આવે છે કે, રાઇટ ઓન. મી. સેમ્યુઅલ સ્મીથના મૃત્યુથી હિન્દને પડેલી ખોટ અને પોતાના ઊંડા શોકની આ કોંગ્રેસ નોંધ કરે છે, અને તેમના કુટુંબને ઉપલા ઠરાવની એક નકલ મોકલી આપવી.

### કાયમની જમાબંદી.

૧૪. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, લૉર્ડ કેનીંગે ૧૮૬૨ માં અથવા લૉર્ડ રીપને ૧૮૮૨ માં સૂચવ્યા પ્રમાણે જમીનપરની રાજ્યની માગણીની ચોક્કસ મર્યાદા શિવાય હિન્દ જેવા ખેતીવાડીના દેશની મીલ્કત સુરક્ષિત રાખી શકાય નહિ; અને તેને ખેદ થાય છે કે, ૧૯૦૨ ના પોતાના જમીન વિષેના ઠરાવમાં એવી કોઇપણ મર્યાદા સ્વીકારવામાં લૉર્ડ કર્ઝન નિષ્ફળ ગયો છે, અને રાઇટ ઓન. સર રીચર્ડ ગાર્થ અને અન્ય અરજદારોની સૂચનાઓનો સ્વીકાર કરવાની તેણે ના પાડી. કોંગ્રેસનો અભિપ્રાય છે કે, ખેડુતોની વધતી જતી ગરીબાઇનો સાચો ઉપાય રાજ્ય-માગણીના વ્યાજબી અને ચોક્કસ પ્રતિબંધમાં છે

હિન્દમાં જમીનની મ્હેસુલ કરના રૂપમાં નથી, પરન્તુ ભાડાના રૂપમાં છે તે અભિપ્રાયની સામે આ કોંગ્રેસ માનપૂર્વક વાંધો ઉઠાવે છે.

### કોંગ્રેસનું કાર્ય.

૧૬. ઠરાવ કરવામાં આવે છે કે, ગયે વર્ષે બનારસમાં નીમાયલી કોંગ્રેસની સ્ટેન્ડીંગ કમિટીની નીચેની ભલામણો એક વર્ષને માટે આ કોંગ્રેસ સ્વીકારે છે.

૧. પ્રાંતિક કોંગ્રેસ કમિટીઓ—(ક) કમિટી ભલામણ કરે છે, કે, પ્રાંતિક પરિષદની બેઠકમાં અથવા તો પ્રાંતના ભિન્ન ભિન્ન જીલ્લાઓના પ્રતિનિધિઓની તેને માટે બોલાવવામાં આવેલી ખાસ સભામાં નક્કી કરવામાં આવ્યા પ્રમાણે પ્રત્યેક પ્રાંતે પોતાના પાટનગરમાં એક પ્રાંતિક કોંગ્રેસ કમિટી રચવી. (ખ) કોંગ્રેસની સર્વ બાબતોમાં પ્રાંતિક કોંગ્રેસ કમિટીએ કાર્ય કરવું અને પ્રાંતમાં રહી રહે અને ચાલુ રહે એવા રાજકીય કાર્યને

માટે સમગ્ર પ્રાંતમાં જીલ્લા મંડળો સ્થાપવાની તેણે ખાસ કાળજી રાખવી

૨. મધ્યસ્થ સ્ટેન્ડીંગ કોંગ્રેસ કમિટી—કમિટી ભલામણ કરે છે કે, કોંગ્રેસના ઠરાવોનો અમલ કરવાને માટે, અને તાકીદના પ્રશ્નો ઉપસ્થિત થાય અને તેમનો કોંગ્રેસના નામમા નીકાલ કરવાની આવશ્યકતા હોય તેવા પ્રશ્નોનો નીકાલ કરવાને માટે સમગ્ર હિન્દને માટે દર વર્ષે એક મધ્યસ્થ સ્ટેન્ડીગ કમિટી કોંગ્રેસે નીમવી જોઇએ, અને એ કમિટીની રચના નીચે પ્રમાણે હોવી જોઇએ

| | | |
|---|---|---|
| ૧૨ | સભ્યો | બંગાલ, બિહાર, આસામ અને બ્રહ્મદેશમાથી. |
| ૮ | ,, | મદ્રાસમાથી. |
| ૮ | ,, | મુંબાઇમાથી. |
| ૬ | ,, | સંયુકત પ્રાંતોમાથી. |
| ૬ | ,, | પંજાબમાથી |
| ૪ | ,, | મધ્ય પ્રાંતોમાથી |
| ૨ | ,, | વરાડમાથી, |

તે વર્ષના પ્રમુખ અને જનરલ સેક્રેટરીઓ હોદ્દાની રૂયે વધારાના સભ્યો બનશે

૩ પ્રમુખની પસંદગી—ભવિષ્યના વર્ષોમા પ્રમુખની પસંદગીને માટે કમિટી ભલામણ કરે છે કે, નીચેની યોજના સ્વીકારવી જોઇએ

જે પ્રાંતમા કોંગ્રેસ ભરાવાની હોય તે પ્રાંતે કોંગ્રેસની બેઠકને માટે યોગ્ય વ્યવસ્થાઓ કરવાને માટે પોતાને ઉચિત લાગે તે પ્રકારે સ્વાગત સભા રચવી જોઇએ, અને પ્રાંતિક કોંગ્રેસ કમિટીઓ સાથે મસલત કર્યા પછી પોતાના સભ્યોની કમમા કમ ત્રણ ચતુર્થાંશ બહુમતીથી સ્વાગત સભા પસંદગી કરવાને શકિતવાન હોય તો સર્વથી પ્રથમ સ્વાગત સભાને પ્રમુખની પસંદગી કરવા દેવી. પરન્તુ જો કોઇ પણ વ્યકિતની નીમણુકના અનુમોદનમા એવી બહુમતી મેળવી ન શકાય તો તે પ્રશ્ન કોંગ્રેસની મધ્યસ્થ સ્ટેન્ડીંગ કમિટી સમક્ષ રજુ કરવો, અને એ કમિટીનો નિર્ણય છેવટનો ગણાવો જોઇએ.

૪ વિષય નિર્ણાયક સભા—કમિટી ભલામણ કરે છે કે, કોંગ્રેસની પ્રત્યેક બેઠક વખતે તેનો કાર્યક્રમ નક્કી કરવાને માટે વિષય નિર્ણાયક કમિટી નીચે પ્રમાણે નીમવી—

| | |
|---|---|
| બંગાલ, બિહાર, આસામ અને બ્રહ્મદેશના | ૨૫ પ્રતિનિધિઓ |
| મદ્રાસના | ૧૫ |
| મુંબાઇના. | ૧૫ |
| સંયુક્ત પ્રાંતોના. | ૧૦ |
| પંજાબના | ૧૦ |
| મધ્ય પ્રાંતોના | ૬ |
| વરાડના | ૪ |

અને જે પ્રાંતમા કોંગ્રેસ ભરાતી હોય તેના ૧૦ વધારાના પ્રતિનિધિઓ જૂદા જૂદા પ્રાંતોમાથી કોંગ્રેસમા હાજર રહેલા પ્રતિનિધિઓ તેમને પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે ચુંટણી કરે, અને તે વર્ષનો પ્રમુખ, તે વર્ષનો સ્વાગત સભાનો પ્રમુખ, કોંગ્રેસમા હાજર રહેલા સર્વ માજી પ્રમુખો, અને સ્વાગત સભાઓના માજી પ્રમુખો, કોંગ્રેસના જનરલ સેક્રેટરી અને તે વર્ષના કોંગ્રેસના સ્થાનિક સેક્રેટરીઓ પોતાના હોદ્દાની રૂયે વિષય નિર્ણાયક સભાના વધારાના સભ્યો બનવા જોઇએ

### સામાન્ય

૧૭ ઠરાવ કરવામા આવે છે કે આગામી કોંગ્રેસ નાગપુરમા મળશે.

# ત્રેવીસમું પ્રકરણ.

## ત્રેવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

કોંગ્રેસના ઇતિહાસમાં રાષ્ટ્રીય પક્ષમાં ફાટ પડયાની અત્યંત શોચનીય વાર્તાના સમય સુધી આપણે આવી પહોંચ્યા છીએ. ૧૯૦૭ ની કોંગ્રેસને માટે નાગપુરના આમંત્રણનો કલકત્તા કોંગ્રેસે સ્વીકાર કર્યો હતો, પરન્તુ કેટલાક સ્થાનિક મતભેદો બહુ તીવ્ર બની જવાથી, ત્યાં કોંગ્રેસ ભરવાનું કાર્ય અશક્ય નહિ તો અતિ કઠિન થઇ પડયું, તેથી કલકત્તામાં મંજુર કરવામાં આવેલા થોડા સમયના બંધારણની રૂએ ચુંટાયલી અખિલ-હિન્દ કોંગ્રેસ કમિટિએ ઠરાવ કર્યો કે ત્રેવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ સુરતમાં ભરવી અને તાપીના કિનારા ઉપર ફ્રેંચ જમીનમાં આવેલા કેટલાંક ઐતિહાસિક ફ્રેંચ ઉદ્યાનો લેવામાં આવ્યાં અને વિશાળ ચોગાન સહિત તંબુઓનું એક સુંદર શહેર બનાવવામાં આવ્યું સઘળા દેશમાં આવેશ અને આવેગ પ્રસરી રહ્યાં હતા, અને ગત પ્રકરણમાં દર્શાવવામાં આવ્યા પ્રમાણે રાષ્ટ્રીય પક્ષની જમણી અને ડાબી પાંખોના વિભાગો સ્પષ્ટ દેખાતા હતા. તદપિ સર્વ દિશાઓમાંથી પ્રતિનિધિઓનો પ્રવાહ–બધા મળીને ૧,૬૦૦–વહી આવતો હતો ત્યાં સુધી સઘળું સારૂં સારૂં લાગતું હતું; પરન્તુ તેમની યાદી પાછળ રહી હોય એમ દેખાતું નથી.



ડૉ. રાસબિહારી ઘોષ.
ત્રેવીસમી કોંગ્રેસના પ્રમુખ.

૧૯૦૬ ના કામચલાઉ બંધારણની રૂએ ડૉ. રાસ બિહારી ઘોષને નિયમસર કોંગ્રેસના પ્રમુખ ચુંટી કાઢવામાં આવ્યા હતા, અને મતભેદનું પ્રથમ ચિન્હ એ હતું કે, લાલા લજપતરાયને દેશવટામાંથી થોડોક સમય થયાં મુક્ત કરવામાં આવ્યા હતા, તેમની તરફ સરકારે ચલાવેલા અન્યાયી વર્તમાન સામે અણગમા તરીકે તેમને પ્રમુખ તરીકે ચુંટી કાઢવાની સૂચના કરવામાં આવી. પરન્તુ તે મહાન્ દેશભક્તે હોળીનું નાળીયેર થવાની ના પાડી, અને એવી અનિયમિત રીતે પ્રમુખ તરીકે ચુંટાવાની ચોકખી ના પાડી ત્યાર પછીથી એવી અફવા ફેલાવા પામી કે, કલકત્તા કોંગ્રેસના ચાર વિવાદ-ગ્રસ્ત ઠરાવો, સ્વરાજ્ય, બૉયકૉટ, સ્વદેશી અને રાષ્ટ્રીય શિક્ષણ વિષે, વિષય નિર્ણાયક સભા સમક્ષ રજુ કરવામાં નહિ આવે. અફવા ક્યાંથી આવી, તેનું કોઇને જ્ઞાન ન હતું, પરન્તુ ઉશ્કેરાયલા સમૂહમાં સ્હેલાઇથી અફવાઓ જન્મ પામે છે અને ફેલાવ છે. ૨૬ મી ડીસેમ્બર, ૧૯૦૭ ને દિવસે કોંગ્રેસ મળી, અને ૭૦૦૦ બેઠકવાળો મંડપ ચીકાર ભરાઇ ગયો. પ્રમુખને ઉત્સાહપૂર્વક આવકાર મળ્યો, વિરોધના થોડાક પોકારો તાલીઓની ગર્જનામાં ડૂબી ગયા સ્વાગત સભાના પ્રમુખ રા. ત્રિભુવનદાસ માલવીએ પ્રતિનિધિઓને આવકાર આપનારૂં ટુંકું ભાષણ કર્યું, તેના અત્યંત નોંધ લેવા જેવા ફકરામાં દેશની શોચનીય સ્થિતિ દર્શાવવામાં આવી હતી:

" કોંગ્રેસ ગયે વર્ષે મળી, ત્યાર પછી ...

આપણે તોફાનના દિવસોમાંથી પસાર થયા છીએ. પ્રખ્યાત હિન્દીઓ પર રાજ્ય વિરુદ્ધ ઘોર અપરાધો-જેવા કે રાજ્યદ્રોહની ઉશ્કેરણી, હંગા કરવા વિગેરેનો ગંભીર સંશય આણવામાં આવ્યો છે અને આરોપો મુકવામાં આવ્યા છે, ઘણીખરી બાબતોમાં કાંઇપણ કારણ વિના રાજ્યકર્તા વર્ગમાં કોઇક રીતે એવો વિચાર પ્રસર્યો કે, હિન્દી બળવા પછીથી આ ૫૦ મું વર્ષ છે, હિન્દીઓ એવા બળવાને માટે તૈયારી કરી રહ્યા છે, અને તેમને એક જાતનો પ્રકંપ થયો. આ કાલ્પનિક બળવાને અટકાવવાને માટે સર્વ પ્રકારનાં દમનીય અને પ્રતિકારક પગલાં લેવાયાં. અસ્પષ્ટ અપરાધો કરવામાં આવ્યા છે એમ ધારી લેવામાં આવ્યું, અને તેમને માટે લોકોને સજા કરવાના આશયથી જે જૂના નિરૂપયોગી કાયદાઓના અસ્તિત્વનું પણ કોઇને સ્વપ્ન આવતું ન હતું તેમનો અમલ કરવામાં આવ્યો અપરાધીઓને તેમની પરના આરોપોની નોટીસ પણ આપવામાં આવી ન હતી. અને તે આરોપોના જવાબો આપવાની તક આપવામાં આવી ન હતી. અમુક જગ્યાઓના લોકોના રાજ્યદ્રોહી ઇરાદા છે એમ ધારી લેવામાં આવ્યું, અને તે જીલ્લાઓમાં પ્રથમ થોડા સમયને માટે સભાઓ અટકાવવામાં આવી, અને હવે "સીડીશ્યસ મીટીંગ્સ એક્ટ" (રાજ્યદ્રોહી સભાઓનો કાયદો) રૂપ અત્યંત ભયાનક કાયદો મળ્યો છે, જે સરકારી "ગેઝેટ" માં જાહેરાત આપીને સમગ્ર દેશમાં લાગુ પાડી શકાય એવો છે."

આ સર્વ દમનના કાયદા અને જૂના દુષ્ટ કાયદાઓનો પુનરુદ્ધાર પ્રત્યેક મનુષ્યની સ્વતંત્રતા ભયભીત થયેલા અમલદારની દયાને સ્વાધીન કરે છે, જે પરથી કાળી પાંખનું વલણ સમજી શકાય છે કે, જે સરકાર આવાં પગલાં ભરવાને દોરાય તેની સામે સ્વમાનની ખાતર વિરોધજ કરવો જોઇએ, નહિ તો સ્થિતિ સુધરવાનું ચિન્હ દેખાતું નથી.

દિવાન બહાદુર અંબાલાલ એસ. દેસાઇએ ડૉ રાસબિહારી ઘોષને પ્રમુખ તરીકે ચુંટી કાઢવાની દરખાસ્ત મુકી. "ના, ના" ના કેટલાક અવાજો વિના ઘણી થોડી ખલેલ પહોંચી હતી, પરન્તુ કોંગ્રેસના જૂના માનીતા બાબુ સુરેન્દ્રનાથ બેનરજી અનુમોદન આપવા ઉભા થયા, ત્યારે ઘોંઘાટ થયો. બૂમો પાડનારાઓનો પક્ષ નાનો હતો એમ માલૂમ પડે છે, "સ્ટેટ્સમેન"ના કહેવા પ્રમાણે આશરે ૩૭, પરન્તુ તેમણે એટલો બધો ઘોંઘાટ કર્યો અને વિશાળ બહુમતીએ "ઑર્ડર-વ્યવસ્થા"ની બૂમો મારી તેથી બાબુ બેનરજીના શબ્દો સંભળાવા અશક્ય થઇ પડ્યા. અને ઉશ્કેરાયલી લાગણીઓ શાંત થઇ જશે એવી આશાથી સ્વાગતસભાના પ્રમુખે બીજા દિવસ સુધી બેઠક મુલત્વી રાખી.

૨૭ મી એ કોંગ્રેસ ફરીથી મળી અને વિશાળ બહુમતીએ આપેલા ઉત્સાહપૂર્ણ આવકાર પરથી પ્રતિનિધીઓની લાગણીઓ જણાઇ આવી. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ પોતાનું ભાષણ પુરું કર્યું, પંડિત મોતીલાલ નેહેરૂએ તે દરખાસ્તને વિશેષ અનુમોદન આપ્યું અને ડૉ. રાસ બિહારી ઘોષની ચુંટણી કરવામાં આવી, અને પ્રચંડ પ્રશંસાસૂચક તાલીઓની ગર્જના વચ્ચે તેમણે પ્રમુખસ્થાન લીધું. પછી લો. મા બી. જી. તિલક વ્યાખ્યાન પીઠ પર આવ્યા અને કહ્યું કે, કાં તો સભા મુલત્વી રાખવા વિષે અથવા તો પ્રમુખની ચુંટણી વિષે હું સુધારો મૂકવા ઇચ્છું છું. દલીલો થઇ. લો. મા તિલકે પ્રતિનિધિઓ સમક્ષ ભાષણ આપવાનો યત્ન કર્યો, પરન્તુ પ્રમુખે તેમને નિયમ બહાર ઠરાવ્યાથી પ્રમુખની સત્તાને માન આપીને તેમણે લો. મા. તિલકને સાંભળવાની ના પાડી. વ્યાખ્યાન પીઠપર લાઠીઓ વાળા માણસો ચઢી આવ્યા, સર ફીરોઝશાહ મ્હેતા અને બાબુ સુરેન્દ્રનાથ બેનરજી તરફ એક ભારે પગરખું ફેંકવામાં આવ્યું અને તે તેમને વાગ્યું. પ્રમુખે સભા મુલત્વી રાખી અને પોલીસે મંડપમાંથી સર્વને બહાર કાઢ્યા,-કોંગ્રેસના ઉજ્જવલ ઇતિહાસમાં આ શોચનીય પ્રકરણ છે; પરન્તુ સર ફીરોઝશાહ મ્હેતા, રા. ગોખલે, રા. ડી. ઇ. વાચ્છા, ડૉ. રાસબિહારી ઘોષ, પંડિત મદન મોહન માલવીય, રા. વી. કૃષ્ણસ્વામી આયર, અને બીજા ઘણાઓના મુત્સદ્દીને શોભે એવા કાર્યથી કોંગ્રેસનું સંરક્ષણ થયું.

તેઓ એકઠા મળ્યા, અને નીચેની જાહેરાત

પડી કાઢી, બીજે દિવસે, ૨૮ મી ડીસેમ્બરે રાષ્ટ્રીય ' કન્વેન્શન ' બોલાવ્યું.

" દુઃખદ સંયોગોમાં ૨૩ મી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ અચોક્કસ તારીખ સુધી મુલતવી રાખવામાં આવેલી હોવાથી, કોંગ્રેસના જે પ્રતિનિધિઓ નીચેનો મત માન્ય રાખતા હોય તેમનું એક ' કન્વેન્શન ' દેશમાં ભાવિ રાજકીય કાર્ય સુવ્યવસ્થિત પ્રકારે ચલાવવાને માટે બોલાવવાનો નીચે સહી કરનારાઓએ નિશ્ચય કર્યો છેઃ

( ૧ ) બ્રિટિશ સામ્રાજ્યનાં સ્વરાજ્ય ભોગવતા અંગોના જેવું સ્વરાજ્ય હિન્દ પ્રાપ્ત કરે, અને તે અંગોની સમાન સામ્રાજ્યના હકકો અને જવાબદારીઓમાં તે ભાગ લે એ આપણા રાજકીય અભિલાષોનું લક્ષ્યબિંદુ છે.

( ૨ ) વર્તમાન રાજ્યપદ્ધતિમાં ક્રમક્રમ સુધારો કરીને, અને રાષ્ટ્રીય ઐક્ય સાધીને, જાહેર જુસ્સાને પોષીને અને લોક સમૂહની સ્થિતિમાં સુધારો કરીને આ લક્ષ્યબિંદુ તરફ સંપૂર્ણ સનદશીર પ્રકારે પ્રગતિ કરવી.

( ૩ ) ઉપર દર્શાવેલાં સર્વ નેમો અને હેતુઓ વધારવાને માટે સર્વ સભાઓ સુવ્યવસ્થિત રીતે ચલાવવાની છે, તેમના કાર્યક્રમનો અંકુશ જેમને સોંપવામાં આવ્યો હોય તેમના અધિકારને યોગ્ય પ્રકારે આધીન થવું, અને ૨૩ મી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની સ્વાગત સભાની કાર્ય કરનાર સભાએ ઉપયોગ કરવાને આપેલા મંડપમાં શનિવાર, ૨૮ મી ડીસેમ્બર ૧૯૦૭ ને દિવસે બપોરના એક વાગ્યે હાજર થવાની તેમને વિનતિ કરવામાં આવે છે. "

સહીઓ.

રાસ બિહારી ઘોષ.
ફીરોઝશાહ એમ મ્હેતા.
સુરેન્દ્રનાથ બેનરજી.
જી. કે. ગોખલે.
ડી. ઇ. વાચ્છા.
નરેન્દ્રનાથ સેન.
અંબાલાલ સાકરલાલ દેસાઇ.
વી કૃષ્ણસ્વામી આયર.
ત્રિભોવનદાસ એન. માલવી.
મદનમોહન માલવીય
અને બીજા ઘણા.

ઉપલી જાહેરાત પર ૯૦૦ થી વિશેષ પ્રતિનિધિઓએ સહીઓ કરી હતી, અને સભામાં હાજર થયા હતા. જો અત્યાચારથી કોંગ્રેસનો વધ કરવાનો ન હોય તો, કોઇકે કાર્ય કરવું જોઇએ, અને જાહેરાત પર મૂળ સહીઓ કરનારા ( પડેલી ) ફાટમાં કુદી પડયા. પ્રતિનિધિઓની મોટી બહુમતીનો પસંદગીને લીધે ' બોલાવેલું કન્વેન્શન ' કાયદેસર કર્યું, અને જો બહુમતીનું તંત્ર ચાલવાનું હોય તો ' કન્વેન્શન ' ૨૩ મી રાષ્ટ્રીય કોંગ્રેસનું બાળક હતું.

સર ફીરોઝશાહ મ્હેતાએ ડૉ. રાસ બિહારી ઘોષને પ્રમુખસ્થાન આપવાની દરખાસ્ત મુકી, દરખાસ્તને બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ અનુમોદન આપ્યું, અને લાલા લજપતરાયે અને બીજાઓએ વિશેષ અનુમોદન આપ્યું. તે સર્વાનુમતે પસાર કરવામાં આવી, અને ડૉ. રાસ બિહારીએ પ્રમુખ સ્થાન લઇને કોંગ્રેસનુ બંધારણ ઘડી કાઢવાને એક કમિટી નીમવાનો ઠરાવ રજુ કરવાની રા. ગોખલેને આજ્ઞા કરી. રા. ગોખલેએ હાજર રહેલા અગ્રેસર કોંગ્રેસવાદીઓનાં સોથી વિશેષ નામો રજુ કર્યાં, દિવાન બહાદુર ગોવિંદ રાઘવ ઐયરે અનુમોદન આપ્યું, બાબુ એ. ચૌધરીએ વિશેષ અનુમોદન આપ્યું,અને તે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો. સર ફીરોઝશાહ મ્હેતા, રા. ગોખલે અને રા. વાચ્છાને સેક્રેટરીઓ નીમવામાં આવ્યા, અને ડૉ. ઘોષે ' કન્વેન્શનનું ' વિસર્જન કર્યું. એ ' કન્વેન્શન ' ના પુલ પરથી કોંગ્રેસને જૂની પદ્ધતિમાંથી નવી પદ્ધતિમાં લઇ જવામા આવી કહેવામાં આવ્યું છે કે, સુરતનો કલહ હિન્દીઓની સ્વરાજ્ય માટેની અયોગ્યતા બતાવે છે; અમને લાગે છે કે, તે જલદી સ્વસ્થ બની. તત્કાળ કાર્ય કરવામાં આવ્યું, અને ધંધાદારીને છાજે એવું કામકાજ, એ શાંતિપૂર્વક સભાઓ ભરવા કરતાં તેમની યોગ્યતાની વધારે સરસ સાબીતીઓ હતી. અણધારેલી મુશીબતને પહોંચી વળવું, તેની સામે બાથ ભીડવી, અને કોંગ્રેસને ચાલુ રાખવી તેમાં મુત્સદ્દીપણું અને દુરંદેશિ હતાં, અને વધારે સારી રીતે કયે પ્રકારે કામ ઉકલી શક્યું હોત, તે અમે જાણવા માગીએ છીએ.

૧૯૦૮ ની ૧૮ મી અને ૧૯ મી એપ્રીલે

કન્વેન્શન કમિટી અલ્હાબાદમા એકઠી મળી, અને હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનુ બંધારણ ઘડી કાઢ્યુ વળી સભાઓ ચલાવવા માટે થોડા નિયમો તેમણે ઘડયા કલમો ૧ અને ૨ મહત્વની છે, અને તે નીચે પ્રમાણે છે ,

કલમ ૧—હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસના ઉદ્દેશો એ છે કે, બ્રિટિશ મહારાજ્યના સ્વરાજ્ય ભોગવતા ભાગોના જેવી રાજ્યપદ્ધતિ હિન્દની પ્રજાએ પ્રાપ્ત કરવી, અને તે ભાગોની સમાન રહીને સામ્રાજ્યના હકો અને જવાબદારીઓમા ભાગ લેવો વર્તમાન રાજ્યપધ્ધતિમા ક્રમક્રમ સુધારો કરીને, અને રાષ્ટ્રીય ઐક્ય સાધીને જાહેર જુસ્સો પોષીને અને દેશના બુદ્ધિવિષયક, નૈતિક, આર્થિક અને ઔદ્યોગિક સાધનો વિક સાવી અને પ્રબંધ રચીને સનદશીર પ્રકારે એ ઉદ્દેશો પ્રાપ્ત કરવા

[ પ્રખ્યાત " ક્રીડ " તે આજ ]

કલમ ૨—આ બંધારણની કલમ ૧ મા દર્શાવ્યા પ્રમાણે કોંગ્રેસના ઉદ્દેશોનો પોતે સ્વીકાર કર્યો છે, અને આ બંધારણને અનુસરવાને અને આ સાથે જોડવામા આવેલા નિયમોને અનુસર વાને પોતે તૈયાર છે, એ પ્રમાણે હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનો પ્રત્યેક પ્રતિનિધિ લખી આપશે

આ બંધારણની રૂએ ૧૯૦૮ ની મદ્રાસ કોંગ્રેસ ભરવામા આવી હતી તે સમયે બંધારણ નિય મસર રજુ કરવામા આવ્યુ આ બંધારણ નિયમો સહિત, ૧૯૧૦ મા અલ્હાહાબાદ કોંગ્રેસ સમક્ષ રજુ કરવામા આવ્યુ, અને ત્યા એક ઠરાવ કરીને કેટલાક સુધારાની દરખાસ્તો એક સબ-કમિટીને સોંપી અને ૧૯૧૧ ના ઓક્ટોબરના અંત પહેલા રીપોર્ટ કરવાની તે સબ-કમિટીને આજ્ઞા કરવામા આવી હતી, કેમકે તે વર્ષની કોંગ્રેસ સમક્ષ તે રજુ કરવાનો હતો, તે પ્રમાણે તે રજુ કરવામા આવ્યો અને ૧૯૧૧મા કલકત્તા કોંગ્રેસે તેમા વિશેષ સુધારા કરીને તેને બહાલી આપી ૧૯૧૨ મા બાંકીપુર કોંગ્રેસે હજી તેમા વિશેષ સુધારા કર્યા અને સુધાર્યા પ્રમાણે પસાર કરવામા આવ્યો.

આ પ્રમાણે કોંગ્રેસ બંધારણ અને નિયમો અસ્તિત્વમાં આવ્યાં, તેમનો સ્વીકાર કરનાર મંડળ એકજ રાષ્ટ્રીય કોંગ્રેસ છે, અને હિન્દમાં અને હિન્દ બહાર સમસ્ત જગતમા રાષ્ટ્રીય કોંગ્રેસ તરીકે તેનો સ્વીકાર કરવામા આવે છે

સ્ટુઅર્ગોના થોડાક અનુયાયીઓ કહેશે કે, જે કાર્યોથી બ્રિટિશ ગાદીપર ગેલ્ફ્સ આવ્યા તે સનદશીર ન હતા પરન્તુ તે વિવેચન વિદ્યાર્થી ઓના સંવાદ જેવુ છે ગેલ્ફ્સ ગાદીએ આવ્યા એ તો સિદ્ધ બાત છે તેમજ રાષ્ટ્રીય કોંગ્રેસનુ સમજવુ, તે હતી, છે, અને હશે જે બહુમતીએ ૧૯૦૭ નો બળવો નિષ્ફળ કર્યો, અને કોંગ્રેસને આગળ લઈ ગયા, તેમનો આભાર ઘણાખરા હિન્દીઓ માને છે "હથીઆરોના ખણખણાટમા કાયદો મૌન ધારણ કરે છે " અસાધારણ સંયોગો હેઠળ પોતાનાથી બન્યુ તેટલુ તેમણે કર્યું, અને પ્રતિવર્ષ પોતાના પ્રતિનિધિઓ મોકલવા ચાલુ રાખી પ્રજાએ તેમના કાર્યને મંજુરી આપી છે

૧૯૧૪ મા સમાધાની કરવાનો માર્ગ શોધ વાનો પ્રયત્ન કરવામા આવ્યો, પરન્તુ વ્યર્થ એકવાર ફરીથી કોના દોષને લીધે એમ થયુ તે ચર્ચા કરવી નકામી છે પરન્તુ વતમાન નિયમ હેઠળ ડાબી પાખ અંદર આવવા ના પાડે છે તેમા સુધારા કરવાનો વિચાર ચલાવવાને માટે કોંગ્રેસે એક કમિટી નીમી આ લખાય છે તે ઘડી સુધી કમિટી મળી નથી, પરન્તુ જો તે કાઇ સુધારો કરે અને કોંગ્રેસ તેને મંજુર કરે, અને ડાબી પાખ તેનો સ્વીકાર કરે તો ૧૯૧૬ માંજ તેનો અમલ થઇ શકશે વ્યાવહારિક રાજ્ય દ્વારીઓ જેવી સ્થિતિ હોય તેવી સ્થિતિમા કાર્ય કરે છે, કોંગ્રેસના વર્તમાન બંધારણનો જેઓ સ્વીકાર કરે તેમને માટે કોંગ્રેસનુ દ્વાર ખુલ્લુ છે આયરીશ પાર્ટીએ વ્યાખ્યાન પીઠ પરથી એક્ટ ઓફ યુનીયન ( એક્ય સંપનો કાયદો ) તિરસ્કાર્યો, રાજ્ય પ્રકરણમા સિદ્ધ વાર્તા તરીકે તેનો સ્વીકાર કર્યો, તેની રૂએ પાર્લામેંટમા આવીને બેઠા, અને પછી હોમરૂલ માટે યુદ્ધ આદર્યુ ડાબી પાખ તેમનુ અનુકરણ કરે તો તે વ્યાજબી ગણાય રાજકીય સમામો કરવાનો એ લોકસત્તાનો માર્ગ છે સૌથી વિશેષ મહ ત્વની વાર્તા એ છે કે, સુરતની મારફ, જે સભા-

આમાં નિયમિત રીતે પ્રમુખની ચુંટણી થઇ હોય ત્યાં તેમની આજ્ઞાને આધીન થવું જ જોઇએ, નહિ તો સુરતની જેમ સભા ઘોંઘાટ કરતું ટોળું બની જાય. લોકસત્તાનું મુખ્ય સૂત્ર એ છે કે, પોતેજ કરેલા કાયદાઓ હેઠળ વ્યવસ્થા જાળવવી. સમગ્ર કોંગ્રેસે પસાર કરેલા કામ ચલાઉ બંધારણ હેઠળ ડૉ. રાસ બિહારી ઘોષને ચુંટી કાઢવામાં આવ્યા હતા, અને તેની સામે પ્રશ્ન કરવાનો કોઇને કશો હક્ક ન હતો. તે કાર્ય પ્રથમ ગેરસનદશીર હતું, જેમાંથી વિશેષ પંચાત ઉભી થઇ. પ્રમુખ તરીકે તેમણે મુલત્વી રાખેલી કોંગ્રેસ મદ્રાસમાં મળી, તે ૨૩ મી કોંગ્રેસ હતી, તેમાં તેજ પ્રતિનિધિઓ આવેલા હતા, ઉપટની અપીલની અદાલત રૂપ જેઓએ તેમાં થોડાક ઉમેર્યા હતા, અને એ પ્રમાણે કોંગ્રેસ ચાલુ રહી.

---

## ખંડ ૨.

સુરતમાં મુલત્વી રાખેલી ત્રેવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ ૧૯૦૮ ના ડીસેમ્બરની ૨૮ મી, ૨૯ મી અને ૩૦ મી એ મદ્રાસમાં મળી. એલ્ફીન્સ્ટન ગ્રાઉન્ડસ્ માઉન્ટરોડમાં મંડપ ઉભો કરવામા આવ્યો હતો, સુરતના રાષ્ટ્રીય 'કન્વેન્શને' નીમેલી કમિટીએ ઘડી કાઢેલા બંધારણ અને નિયમો હેઠળ તે મળી હતી, અને પ્રતિનિધિ તરીકે દાખલ થવાને કલમ્ ૧ પર સહી કરવાની જરૂર હતી, ૬૨૬ પ્રતિનિધિઓ હાજર હતા, તે નીચે પ્રમાણે હતાઃ

| | |
|---|---|
| મદ્રાસ | ૪૦૪ |
| મુંબાઇ | ૧૩૪ |
| સંયુક્ત બંગાલ | ૩૬ |
| સંયુક્ત પ્રાંતો | ૨૩ |
| મધ્ય પ્રાંતો અને વરાડ | ૧૮ |
| પંજાબ | ૭ |
| બ્રહ્મદેશ | ૪ |
| | ૬૨૬ |

દિવાન બહાદુર કે. કૃષ્ણસ્વામી રાવ, સી. આઇ. ઇ. સ્વાગત સભાના પ્રમુખે પ્રતિનિધિઓને આવકાર આપ્યા પછી, લૉર્ડ મોરલીએ સૂચવેલા સુધારાઓ વિષે થોડાક શબ્દો કહ્યા, જેમને વિષે કોંગ્રેસનો અભિપ્રાય દર્શાવવામાં આવવો જોઇએ. સુરતમાં નીમવામાં આવેલી કમિટીએ ઘડી કાઢેલા બંધારણ હેઠળ તેઓ પ્રથમ એકઠા થયા હતા; મી. હ્યુમ્, સર વિલિયમ વેડરબર્ન, અને રા. દદાભાઇ નવરોજીએ બંધારણ અને નિયમો ઉભય મંજુર કર્યાં હતાં, પરન્તુ અલબત્ત કોંગ્રેસ તેમાં ફેરફાર કરી શકે. અંતમાં બે મહાપુરૂષો, પી. આનન્દ ચાર્લુ, સી. આઇ. ઇ. અને સર વી. ભાષ્યમ્ આયંગર સી. આઇ. ઇ. નાં મૃત્યુથી હિન્દને ગયલી ખોટ માટે સ્વાગત સભાના પ્રમુખે શોક દર્શાવ્યો. પછી માન. રાસ બિહારી ઘોષને પ્રમુખપદ આપવાની દરખાસ્ત રજુ કરવાની નવાબ સૈયદ મહમ્મદને આજ્ઞા કરી.

નવાબ સૈયદે દરખાસ્ત રજુ કરી, રાવ બહાદુર આર. એન. મુધોલકરે તેને અનુમોદન આપ્યું, સર ભાલચંદ્ર કૃષ્ણાએ વિશેષ અનુમોદન આપ્યું અને તાલીઓની ગર્જનાપૂર્વક તે દરખાસ્ત પસાર કરવામાં આવી.

પ્રમુખે પ્રારંભમાં સુરતના દુઃખદ બનાવ વિષે અને કોંગ્રેસનું સંરક્ષણ કરવાને લેવામાં આવેલા માર્ગના કારણો વિષે કેટલીક હકીકત કહી. હિન્દની સ્થિતિ તરફ દષ્ટિ કરતાં તેમણે કહ્યું કે, "ગેરકાયદેસર કાયદા હેઠળ એક પછી એક દમનીય કાયદા અને દેશવટાઓથી" અત્યંત પ્રબલ આશાવાદ પણ નિર્જીવ બની જાય છે; પરન્તુ હવે વાદળા વિખરાયાં છે, અને પ્રતિનિધિત્વમય રાજ્ય અપાવાનું છે, અને "સરકારની રાજ્યનીતિ દોરવામા હિન્દીઓને અસરકારક અવાજ મળશે" "આપખુદ અને બીનજોખમદાર રાજ્યતંત્રને બદલે સનદશીર સરકાર જેવું કાંઇક હવે આપણને મળશે." કેટલાક નિર્ભાગી દમનીય કાયદા પસાર કરવામાં આવ્યા છે, જેનું કુદરતી પરિણામ ગુપ્ત ગુન્હા છે; જે અન્ય દેશોમા બન્યું છે, તે હિન્દમા બન્યું, અને થોડાક લોકોએ રાજ્યદ્રોહની વાતો કરી. "દમન અને દમનના દેખાવથી પણ માત્ર અવિશ્વાસ અને વહેમ ઉત્પન્ન થાય છે." વર્ષ દરમ્યાન રાજ્યદ્રોહને માટે વીસ જણ સામે કામ ચલાવવામાં આવ્યું હતું, અને તેમને સજા

કરવામાં આવી હતી, અને જ્યારે લાગણી ઉશ્કે-રાયલી હોય છે ત્યારે જે તંત્રી અથવા વક્તાને રાજ્યદ્રોહને માટે સજા કરવામાં આવી હોય તેને દેશને માટે આપ-ભોગ આપનાર ગણવામાં આવે છે. રાજ્યદ્રોહનો અપરાધ અસ્પષ્ટ છે, અને કોઈ પણ રાજકીય ચળવળનો તેમાં સમાવેશ કરવામાં આવે. હિન્દમાં રાજદ્રોહને માટે જેની સામે કામ ચલાવવામાં આવે છે, તેને જ્યુરીનું સંરક્ષણ મળતું નથી, તેથી "ઉન્મત્ત લખાણો અથવા ભાષણોથી જાહેર શાંતિ ભયમાં આવી પડે ત્યારેજ એવું કામ ચલાવેલું સકારણ ગણાય." પ્રમુખે આશા દર્શાવી કે, લાંબો સમય પસાર થાય તે પહેલાં મારી પછી આ ખુરશી લેનાર કોઈક "૧૮૧૮ નો ૩ જો રેગ્યુલેશન રદ થવા માટે દેશને અભિનંદન આપી શકશે, એ કાયદો ભૂતકાળનો જંગલી અવશેષ છે-એ નિર્મૂલ નહિ કરવામાં આવેલા અવશેષને લાંબા સમય પૂર્વે નષ્ટ કરવો જોઈતો હતો." [ ડૉ. ઘોષ વારંટો કાઢવાની નિંદ્ય પદ્ધતિ વિષે કહે છે, તે હજી આપણા કાયદાઓમાં કલંકરૂપ છે. પરન્તુ આપ-ણને હોમરૂલ મળે ત્યાં સુધીમાં તેને આપણે દૂર કરી શકીએ એવો સંભવ નથી. આપખુદ સત્તા ગેરસનદશીર હથીયારો ઝટપટ છોડતી નથી. ]

પોતાની પછી આવનાર કોઈક સ્વરાજ્ય પ્રાપ્તિની વાત જાહેર કરશે એવો દિવસ ભવિષ્યમાં આવશે, એવી પ્રમુખે આશા દર્શાવી હતી, પરન્તુ તેમણે ધાર્યું કે તે દિવસ ઘણો દૂર છે:

"તરુણ મન તે કાર્ય ઉપાડી લેશે, અને મને વિશ્વાસ છે કે, સારા અભિપ્રાય અને નરસા અભિપ્રાય વચ્ચે ગમે તેટલી અપૂર્ણ રીતે પોતાના દિવસોમાં પોતાનું કર્તવ્ય કરવાનો જેમણે યત્ન કર્યો છે, અને કદાચિત્ કાંઈક નરમ ઉત્સાહથી પરન્તુ અભિમાન કર્યા વિના હું કહીશ કે, તરુણ હૃદયોમાં જે ઉત્સાહ ધુમે છે અને પ્રેરણા કરે છે તેવા ઉત્સાહથી કાર્ય કરનારાઓને માટે તેઓ માયાળુ વિચારો ધરાવશે."

પછી વિષય નિર્ણાયક કમિટીના સભ્યો ચુંટ-વાનું પ્રતિનિધિઓને કહેવામાં આવ્યું, અને કોંગ્રેસ મુલતવી રહી.

બીજે દિવસે આરંભમાં પ્રતિનિધિ તરીકે આવેલા ડૉ. કલાર્ક એમ. પી. એ આણેલો મી. કેર હાર્ડીનો સંદેશ વાંચવામાં આવ્યો.

પછી સમ્રાટ પ્રતિ રાજ્યભક્તિ દર્શાવતો, અને ૧૮૫૮ ના ઢંઢેરાનું પાલન કરવાના નામદાર સમ્રાટના સંદેશાને માનપૂર્વક વધાવી લેતો પ્રથમ ઠરાવ પ્રમુખે રજુ કર્યો. તાળીઓની ગર્જનાની વચ્ચે ઠરાવ પસાર કરવામાં આવ્યો.

સુધારાની દરખાસ્તોની રૂપરેખા લૉર્ડ મોર્લીના ખરીતામાં આકારવામાં આવી હતી, તે તરફ ઉંડો સંતોષ ઠરાવ બીજામાં દર્શાવવામાં આવ્યો હતો, અને આશા દર્શાવવામાં આવી હતી કે, જે ઉદાર ભાવથી સુધારાઓની દરખાસ્તો કરવામાં આવી છે, તે ઉદારભાવપૂર્વક તેમનો અમલ કરવામાં આવશે. બાબુ સુરેન્દ્રનાથ બેનર્જીએ તે રજુ કર્યો. તેમણે કહ્યું કે પ્રારંભના દિવસોમાં ધારાસભાઓના થોડાક વિકાસની આપણે માગણી કરી હતી, પરંતુ હવે વસ્તુ-સ્થિતિ બદલાઇ ગઇ છે; એશિયામાં નવજીવનનું સ્ફુરણ થઇ રહ્યું છે; જાપાન જગત્‌નાં રાજ્યોની પંક્તિમાં ગણાવા લાગ્યું છે; ચીન અને ઇરાન પ્રતિનિધિત્વમય સંસ્થાઓ માગી રહ્યાં છે. હિન્દ આશા રાખે છે કે, સુધારાઓનો ભવિષ્યમાં વિકાસ થશે. બંગાળના ભાગલા રદ કરવાના સર્વ પ્રયત્નો અફળ ગયા તેથી સનદશીર ચળ-વળની નિરુપયોગિતા વિષે બંગાલમાં લાગણી વધતી જાય છે, પરન્તુ અદ્યાપિ હું સનદશીર ચળવળને વળગી રહ્યો છું અને શાંત્વન કરવાના સંદેશા તરીકે આપણે સર્વેએ એ સુધારાઓને વધાવી લેવા જોઈએ. નવીન પરિસ્થિતિમાં આપણે કાંઈક કરી શકીશું. બંગાલમાં નવ સંભાવિત ગૃહસ્થોને દેશવટો આપવામાં આવ્યો છે:

"ફર્યાદ વિના કે આરોપ વિના, અને ખુલાસા અથવા બચાવની તેમને તક આપ્યા સિવાય નવ સંભાવિત ગૃહસ્થોને પકડવા, તેમનાં કુટુંબોમાંથી તેમને ઝડપી લેવા અને તેમને કારાગૃહમાં રાખવા એ કાર્યવાહી સનદશીર કાર્યવાહિની રીતોથી અને કાયદા અને ન્યાયનાં સૂત્રોથી પરિચિત મનોને તિરસ્કરણીય લાગે છે."

સૂચવાયલા સુધારાએ: કેટલા એવા બનાવો સમયે કમમાં કમ આપણે ધારાસભામાં સરકારને

પેલેંજ કરવાને સમર્થ થઇશું. યોજનાના હેઠળ ઘડવાના નિયમો સંપૂર્ણ મહત્ત્વતા છે. તે યોજનાને સફલ બનાવે અથવા તેને સંપૂર્ણ નિષ્ફળ બનાવે.

માન. પંડિત મદન મોહન માલવીયે ઠરાવને અનુમોદન આપતાં કહ્યું કે, જો કે આપણે ઇચ્છીએ છીએ તેટલે સુધી સુધારાનો આ હફતો આગળ જતો નથી તથાપિ આપણે તેને માટે અંતઃકરણપૂર્વક કૃતજ્ઞતા દર્શાવીએ છીએ. કોઇએ એવી કલ્પના કરવી ન જોઇએ કે આ સુધારા ઉખટના છે. આપણે વિશેષ અને વિશેષ માગણી કરવી જોઇએ.

રાવ બહાદુર આર. એન. મુદોલકરે વિશેષ અનુમોદન આપ્યું, અને કરવામાં આવેલી દરખાસ્તોમાં મળેલા ચોક્કસ લાભો દર્શાવ્યા. ઇગ્લાંડમાં લૉર્ડ મોર્લી સામેનો વિરોધ જોતાં દિવાન બહાદુર એલ એ. ગોવિંદરાઘવે કહ્યું કે દરખાસ્તો ઉદાર ભાવથી કરવામાં આવી હતી એવો આપણો અભિપ્રાય આપણે દર્શાવવો જોઇએ: સુધારાઓ વિશાળ નથી, પરન્તુ સંગીન છે. લાલા હરકીસન લાલ અને રા. જહાંગીર બી. પીટીટે પણ વિશેષ અનુમોદન આપ્યું. રા. પીટીટે ઇગ્લાંડમાં રા. ગોખલેએ કરેલા કાર્ય પર ભાર મુકયો. રા. એમ. એ. જીન્હા, રેવરંડ ડૉ. આર. એ. હ્યુમ, પંડિત ગોકર્ણનાથ મિશ્ર અને ડૉ. કલાર્કે પણ વિશેષ અનુમોદન આપ્યું. ડૉ. કલાર્કે આશા દર્શાવી કે, તમે દરખાસ્તોની રૂપરેખાથી જેટલા સંતુષ્ટ થયા છો, તેટલા સંતુષ્ટ આગામી કોંગ્રેસના કાયદાથી પરંત-એ આશા અફળ જવાની હતી. "રૂશિઅન બ્યુરોક્રેટે ચાલ્યા જવું જોઇએ, તુર્કી બ્યુરોક્રેટે ચાલ્યા જવું જોઇએ; હિન્દી બ્યુરોક્રેટે પણ ચાલ્યા જવું જોઇએ...જો યુરોપમાં બ્યુરોક્રેટ ખરાબ હોય તો અહિંયાં પણ તે ખરાબજ છે." ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પછી અત્યાચારના કરવામા આવેલાં કૃત્યો તરફ તિરસ્કાર દર્શાવતો ઠરાવ ત્રીજો પ્રમુખે પ્રમુખ સ્થાનેથી રજુ કર્યો, અને તે પસાર કરવામાં આવ્યો.

દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓ તરફના ગેરવર્તનનો પ્રશ્ન એકવાર ફરીથી ચોથા ઠરાવમાં રજુ કરવામાં આવ્યો. (સ્મરણમાં રાખવું જોઇએ કે, અન્ય પ્રજાના રાજ્ય હેઠળ વર્ષો સુધી ચળવળ કર્યા અને વિનતિઓ કર્યા શિવાય કોઇ પણ દુઃખની દાદ સાંભળવામાં આવતી નથી, અને ત્યાર પછી એ સાંભળવામાં આવે કે ન આવે; તેથીજ એકના એક ઠરાવોની વારંવાર પુનરૂક્તિ થાય છે.) રા. મુશિર હુસન કીડવાઇએ તે રજુ કર્યો. પોતાનાં દુઃખો રજુ કરવાને જોન્સબર્ગ બ્રિટિશ ઇંડીઅન એસોસીએશન અને હમીદીઆ ઇસ્લામીક સોસાયટીએ તેમને પોતાના પ્રતિનિધિ તરીકે કોંગ્રેસમાં અને ઑલ-ઇંડીઆ મુસ્લીમલીગમાં મોકલ્યા હતા. તેમણે પ્રશંસનીય અને જુસ્સાદાર ભાષણ કર્યું.

"જમીનની ભૂખનો વિકાર ગયા ઘણા કાળથી યુરોપમાં થયલો છે, અને દુનિયાનો કોઇ ખુણો ભાગ્યેજ એવો હશે કે જ્યાં ગોરો માણસ ગયો ન હોય, અને તેને પોતાનો બનાવવાની તેણે ઇચ્છા નહિ કરી હોય. ત્યારે શું આખી દુનિયા ગોરા પુરૂષની થશે, અને સર્વ "કાળા" પુરૂષોને તેમાથી ચાલ્યા જવુ પડશે? જો ટ્રાન્સવાલ પરજ ગોરા માણસના દેશ તરીકેની છાપ મારવાની હોય તો ઇજીપ્ત અથવા હિન્દ અથવા ઍલ્જીયર્સ કેમ નહિ? ગોરા માણસનો દેશ કાળા માણસોને માટે નિષિધ્ધ ભૂમિ હોય એ વિલક્ષણ વિધાનનું તર્કશાસ્ત્ર, ગૃહસ્થો, મારાથી સમજી શકાતું નથી. જે દેશમાં યુરોપીઅનો રહેતા હોય તે દેશમા હિન્દીઓને રહેવા દેવા જોઇએ નહિ કેમકે તેઓ જીવનનું ધોરણ નીચું કરી નાખે છે એ દલીલમાં પણ કાંઇ માલ નથી. તે સિદ્ધાંતનો આવશ્યક ઉપસિદ્ધાંત એ છે કે, એશિઆવાસીઓએ યુરોપીઅનો અને અમેરિકનોને પોતાની મધ્યમાં રહેવા દેવા ન જોઇએ, કેમકે તેમની અસર અને દાખલાથી પોતાના દેશની પરિસ્થિતિને અનુકૂળ ન આવે એવી ઢબથી રહેવાને તેઓ દોરાય છે. કાળા માણસનો ખંડ કાળા માણસનો ખંડજ રહેવો જોઇએ, એ કારણથી યુરોપીઅનો એશીઆનો ત્યાગ કરશે? જીવનનું ધોરણ તમે જેમ જેમ વિશેષ ઉચ્ચ બનાવો છો તેમ તેમ અન્યાશ્રયજીવી તત્વ તમે વધારો છો. હિન્દમાં ગરીબ લોકો માસિક બે રૂપીઆની આવકથી સુખચેનમાં રહી શકતા હતા, તેમને હવે તેટલી આવકપર

ભૂખે મરવું પડે છે. તેને માટે જીવનના ઉચ્ચ ધોરણનો આભાર માનવાનો છે. પાશ્ચાત્ય નીતિશાસ્ત્રના જ્ઞાનીઓ શું કહેશે તે હું જાણતો નથી, પરન્તુ ગરીબ જનસમૂહોને વધારે પ્રમાણમાં જીવનના સામાન્ય સુખચેન આપનારા પદાર્થો મળી શકે અને ગૃહસ્થાઇનું જીવન ગાળવાને નાની આવક બસ થઇ શકે તો જીવનનું ચારે તરફથી હલકું ધોરણ પૂર્વનો માણસ વિના વિલંબે પસંદ કરશે. ઉદાહરણ તરીકે મારા પિતામહના કરતાં મારા જીવનનું ધોરણ અધિક ઉચ્ચ છે, પરન્તુ જ્યારે હું મારા લોકો અને મારા બાહુતો પાસે જાઉં છું, અને તેમને ખુદ પોતાની જીંદગી માટે સખ્ત પરિશ્રમ વેઠતા, અને પહેલાં રહેતા હતા તેના કરતાં વધારે નઠારાં મકાનોમાં રહેતા અને પહેલાંના કરતાં ઓછો ખોરાક લેતા જોઉં છું ત્યારે મારા નિર્વાહ માટે હું ખર્ચ કરું તેના કરતાં વિશેષ ખર્ચવાની સ્વાર્થી મૂર્ખતા માટે મને પોતાને તિરસ્કાર ઉપજે છે."

તેમણે સોદ્વેગ કહ્યું:

ચીનમાં વસતા યુરોપીઅનોના કોઈ વિભાગનું ચીનની સરકાર એવી રીતે ત્રાસદાયક અપમાન કર્યા કરે તો તેઓ શું કરે તેની કલ્પના કરો."

રા. સી. વાય. ચિંતામણિએ અનુમોદન આપતાં કહ્યું કે, દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓ તરફ ચાલુ ગેરવર્તન રાખવામાં આવે છે તેથી હિન્દના જાહેર મનપર માઠી અસર થાય છે. રા ઇબ્રાહીમ નુરદીન મુકાદમ, ડૉ. યુ. એલ. દેસાઇ રા. જી. કે. ગાડગીલ અને ડૉ. કલાર્ક એમ પી. એ ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામા આવ્યો.

માન. રા. કૃષ્ણ નાયરે બંગાલના ભાગલા રદ કરવાની વિનતિ કરતો પાચમો ઠરાવ રજુ કર્યો, અને બાબુ અંબિકાચરણ મઝુમદારે તેને અનુમોદન આપ્યું, જેમાથી આપણે એક ફકરો ઉતારી લઇશું; કેમકે તે હિન્દી તેમજ સર્વ આપખુદ-રાજ્યતંત્રોને વિષે સત્ય છે:

"નવીન ઘટનાઓ વિષે તો, દેશને એક છેડેથી બીજા છેડા સુધી જે અશાંતિ ઉછળી રહી છે, અને ઉત્તર હિન્દમા તેમજ દક્ષિણમાં કરેલાં ખુનસાંનો બતાવી રહી છે, અને હિન્દી જાહેર પ્રજાને દૂષણ લગાડનાર અને હિન્દી રાજ્યતંત્રને કલંકિત કરનાર ભીષણ વિકાસો કમનસીબે બનવા પામ્યા છે તે સર્વમાં દુઃખદાયક રીતે તે દેખાય છે. અત્યાચાર અને ગેરકાયદેસર કૃત્યોને આપણે ધિક્કારીએ છીએ; અરાજકતાનો આપણે તિરસ્કાર કરીએ છીએ. પરન્તુ ગાંડા બોમ્બ-બનાવનારને રાક્ષસી જન્મ આપનાર ઘટનાનું બળ ન લાગે એ અશક્ય છે. અને, ગૃહસ્થો, આ વસ્તુસ્થિતિનો કયો ઉપાય યોજવામાં આવ્યો છે? દમન, દમન, અને દમન વિના બીજું કાંઇ નહિ પરન્તુ, ગૃહસ્થો, પ્રત્યેક યુગ અને પ્રત્યેક દેશમાં જો અરાજકતા કોઇ પણ પ્રજાનો મોક્ષ પ્રાપ્ત કરવામાં નિષ્ફળ ગઇ હોય તો તેવીજ રીતે શાંતિ અને વ્યવસ્થા આણવામાં દમન કોઇ પણ સ્થળે સફળ થયું નથી, અને આ દેશમાં તો અત્યાર સુધીમાં દમનને એટલી સફળતા મળી છે કે, કારાગૃહો દેશને માટે જાન કુરબાન કરવાના ધામ બન્યાં છે. ક્યાં સુધી, અરે ક્યાં સુધી આ અસહ્ય વસ્તુ-સ્થિતિ ચાલુ રહેશે? જો (બંગાલના) ભાગલા એ સિદ્ધ વાત હોય તો હિન્દમાં અશાંતિ પણ સિદ્ધ વાત છે, અને એ પ્રશ્નનો નીકાલ કરવાને માટે બેમાથી કઇ વાત અસિદ્ધ કરવી એનો નિર્ણય લૉર્ડ મોર્લીએ અને હિન્દી સરકારે કરવાનો છે."

રા ધર્મદાસ સુરી, અને હરિશ્ચંદ્ર વિશિનદાસે ઠરાવને વિશેષ અનુમોદન આપ્યુ અને તે પસાર કરવામા આવ્યો

છઠ્ઠા ઠરાવમાં સ્વદેશી હીલચાલને કૉંગ્રેસે અંતઃકરણપૂર્વક અનુમોદન આપ્યું. ઠરાવ રા. દીપનારાયણ સિંધે રજુ કર્યો, જેમણે કહ્યું કે, એ હીલચાલને લીધે આ વર્ષ બંગાલના મહોમેદન વણકરો દુષ્કાળની સામે થઇ શક્યા હતા. ઠરાવને રા. કે. પેરાજુએ અનુમોદન આપ્યું, રા. ઇશ્વર સરણ, રા. જી. કે. ચિતલે અને રા. આર વી મહાજનીએ વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો

હિન્દપર નવો લશ્કરી બોજો નાખવા સામે અણગમો બતાવતો સાતમો ઠરાવ રા. વી વી. જોગીઆએ રજુ કર્યો. રોમર કમીશનની ભલામણથી

૩,૦૦,૦૦૦ પાઉંડનો નવો બોજો નાખવામાં આવ્યો છે, પરન્તુ તે કમીશનનો રીપોર્ટ સરકાર રજુ કરવા ના પાડે છે. ૧૮૫૭ માં આશરે ૧૧ કરોડ ખર્ચ હતો તે ૧૯૦૬-૦૭ માં લગભગ ૩૨ કરોડ જેટલો વધ્યો છે. પંડિત રામભજદત્ત ચૌધરીએ નિયમ પ્રમાણે અનુમોદન આપ્યું; ઠરાવ પસાર કરવામાં આવ્યો, અને કોંગ્રેસ મુલત્વી રહી.

ત્રીજા દિવસની કાર્યવાહીના આરંભમાં કલિંગડના રાજા તરફથી "ગાર્ડન પાર્ટી" નું આમંત્રણ આપવામાં આવ્યું, અને ટ્રાન્સવાલમાં આશરે ૨,૦૦૦ હિન્દીઓને કારાગૃહયાત્રા કરવી પડી હતી તે વિષે દક્ષિણ આફ્રિકામાંથી આવેલો તાર વાંચવામાં આવ્યો. પછી ન્યાયી અને કારોબારી ફરજોને જૂદી પાડવાનો આપણો જૂનો પ્રશ્ન આઠમા ઠરાવમાં મૂકવામાં આવ્યો. ડૉ. સતીશચંદ્ર બેનરજીએ તે રજુ કર્યો, રા. આર. સદાગોપચારીઅરે તેને અનુમોદન આપ્યું. બાબુ બિશનપાદ ચૅટરજી અને રા. ગોવિંદરાવ આપાજી પાટિલે વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

પંડિત રામભજ દત્ત ચૌધરીએ નવમો ઠરાવ રજુ કરી માગણી કરી કે, લશ્કરની ઉચ્ચતર જગ્યાઓ હિન્દીઓને આપવી જોઇએ. તેને રા. નારાયણ મેનોને અનુમોદન આપ્યું, રા. ગોવિંદસહાઇ શર્માએ વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

ત્યાર પછી દશમા ઠરાવમાં ૧૮૧૮ ના બંગાલ રેગ્યુલેશન ૩, અને અન્ય પ્રાંતોમાં એવા બીજા રેગ્યુલેશનો રદ કરવાની માગણી કરવામા આવી, અને એવી પણ માગણી કરવામાં આવી કે, હમણાં જેમને દેશવટો આપવામાં આવ્યો છે તેમની સામે મુકવામાં આવેલા આરોપોનો બચાવ કરવાની તક તેમને આપવી અથવા તેમને છોડી દેવા. રા. સૈયદ હસન ઇમામે તે ઠરાવ રજુ કર્યો, જેની આવશ્યકતા હિન્દમાં બ્રિટિશ રાજ્યને દૂષણ રૂપ હતી અને છે. આરોપ અથવા તપાસણી સિવાય શાંત નાગરિકોને પકડીને તેમનાં ગૃહોથી દૂર ખેંચી જવાને માટે કાંઇ યોગ્ય કારણો હતાં નહિ, એમ કહીને વક્તાએ નવ તાજી ધરપકડોની અને તેની પૂર્વે લાલા લજપતરાયની ધરપકડની વાત કહી. "પોતાની કાર્યવાહી જાહેર પ્રજાની દૃષ્ટિથી ગુપ્ત રાખનાર કાયદાના ન્યાય પરનો અતિ ચુસ્ત રાજ્યનિષ્ઠ પ્રજાનો વિશ્વાસ ખુલાસા વિનાના દેશવટા ઉગમ્-ગાવી નાખે છે." તે દેશવટો પામેલા કેટલાકોના અંગત મિત્ર તરીકે બાબુ ભુપેન્દ્રનાથ બસુએ અનુમોદન આપ્યું; ઘણાં વર્ષો સુધી તેમણે વક્તાની સાથે કાર્ય કર્યું હતું: "આપણી ચાલચલગતનો ખુલાસો કરવાની એક તક પણ આપ્યા વિના શું આપણને કારાગૃહમાં મોકલવાના છે? આપણને દેશવટો આપવાનો છે? આપણને પકડવાના છે?" થોડા સમય પર મિદનાપોરમાં મુકદમો ચાલ્યો હતો, જેમાં વૃદ્ધ પુરુષોને, હિન્દી સમાજના કેટલાક સુપ્રતિષ્ઠિત પુરુષોને કારાગૃહમાં નાખવામાં આવ્યા હતા, અને જ્યારે તેમની તપાસ શરૂ થઇ ત્યારે માલૂમ પડયું કે, 'મિદનાપોરની ગલીઓમાંથી ઉપાડી લીધેલા દારૂડીઆ વ્યભિચારીએ આપેલી ખબર પર સઘળો મુકદમો રચાયલો હતો, જેમાં તે પુરુષોને અવર્ણનીય અપમાન સહન કરવું પડયું હતું.' જે ખબરનો ત્યાગ કરવો પડયો.

રા. પી. એલ. રાજપાલે થોડા શબ્દોમાં અનુમોદન આપ્યું, અને પછી ડૉ. તેજ બહાદુર સપ્રુએ કહ્યું કે, આપણે જે કાયદો રદ કરાવવા ઇચ્છીએ છીએ તેવો કાયદો બ્રિટિશ સામ્રાજ્યના અન્ય કોઇ પણ દેશમાં અસ્તિત્વ ધરાવતો નથી. તેનો ભાવ અંગ્રેજી કાયદાશાસ્ત્રના પ્રથમ સિદ્ધાંતોથી પણ વિરુદ્ધ છે, અને અંગ્રેજી બંધારણવાદ સર્વ સંપ્રદાયોથી તે વિરુદ્ધ છે. હું આગળ વધીશ અને કહીશ કે, તે આપણી સ્વતંત્રતાને અતિ મોટા ભય રૂપ છે ડૅમોકલીસની તલવારની જેમ તે આપણાં માથા ઉપર લટકે છે."

ઠરાવ પર મત લેવામાં આવ્યા અને તે પસાર કરવામાં આવ્યો.

ઠરાવ અગીઆરમામાં આશા દર્શાવવામાં આવી કે ૧૯૦૮ ના ૭ અને ૧૪ કાયદા લાંબા સમય સુધી ધારાપોથી પર રહેશે નહિ, અને તે રા. પી. આર. સુંદર ઐયરે રજુ કર્યો. કાયદા ૭ ની રૂએ વર્તમાન પત્રો વાળાં છાપખાનાં

એકદમ જપ્ત થઇ શકતાં અને કાયદા ૧૪ જી રૂપે નિષેધ કરવામાં આવેલા મંડળમાં નાણાં ભરનારને સજા થઇ શકતી; "નાણાં ભરનાર" પહેલાં 'જાણી જોઇને" શબ્દ ઉમેરવાનો સુધારો સૂચવવામાં આવ્યો, પરન્તુ તે નામંજુર થયો. જો એવો કાયદો આવશ્યક હોય તો થોડા સમયને માટેજ તે પસાર કરવો જોઇએ, અને આયર્લૅન્ડની જેમ આવશ્યકતા ચાલુ રહે તો તેને નવેસર તાજો કરવો. રા. એસ સિંહાએ અનુમોદન આપ્યું, રા એમ. રામચંદ્રે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

મધ્ય પ્રાંતો અને વરાડમાં કાયદા ઘડવા વિષે ૧૨ મો ઠરાવ પ્રમુખે પ્રમુખસ્થાનેથી રજુ કર્યો. પસાર.

ખોરાકની ચીજોમા ઉંચા ભાવોનાં કારણોની તપાસ કરવાની માગણી કરનારો ઠરાવ તેરમો રા સી. કરુણાકર મેનોને રજુ કર્યો, રા. એ. સી. પાર્થસારથી નાયડુએ તેને અનુમોદન આપ્યું અને પસાર.

કેળવણી વિષે ઠરાવ ચૌદમો બાબુ એ. ચૌધરીએ રજુ કર્યો, રાવ બહાદુર કે. જી. દેસાઇએ તેને અનુમોદન આપ્યુ, રા પરમેશ્વર લાલ, રા. ઉત્તમલાલ ત્રિવેદી, અને ડૉ. નીલરતન સરકારે વિશેષ અનુમોદન આપ્યું, અને પસાર કરવામા આવ્યો.

ઠરાવ પંદરમો કાયમની જમાબંદી વિષે, અને સોળમો બાબુ કાલિચરણ બેનરજી, મી આલ્ફ્રેડ વેબ, રા. બંસીલાલ સિંધ, પંડિત બિશંભરનાથ અને રાવબહાદુર પી આનન્દ ચાર્લુના મૃત્યુથી પડેલી ખોટ વિષે પ્રમુખે રજુ કર્યા બંને પસાર કરવામા આવ્યા.

માન રા. ગોખલેએ સત્તરમો ઠરાવ રજુ કર્યો, તેમા સુધારાઓ વિષે મી. એ ઓ હ્યુમને અભિનંદન આપવામા આવ્યું; સર વિલિયમ વેડરબર્ન ગંભીર માંદગીમાંથી સાજા થયા તેને માટે અભિનંદન આપવામાં અને તેમણે કરેલા સર્વ કાર્યને માટે આભાર દર્શાવવામાં આવ્યો; બ્રિટિશ કમિટીનો પણ આભાર માનવામા આવ્યો. તેમણે લાંબું અને છટાદાર ભાષણ કર્યું, સુધારાઓથી આપણીપર આવેલી નવી જવાબદારીઓનું અને નવીન પરિસ્થિતિ હેઠળ સરકાર સાથે સહકાર્ય કરવાની આવશ્યકતાનું વિવેચન કર્યું. વિશેષ ભાષણો વિના ઠરાવ પસાર કરવામાં આવ્યો, અને ડૉ. ઘોષે પ્રત્યુત્તર વાળ્યો.

અઢારમા ઠરાવમાં અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટીના સભ્યોની નીમણૂંક કરવામાં આવી; ઓગણીશમા ઠરાવમાં સ્વાગત સભાનો ઉપકાર મનાયો; અને વીસમા ઠરાવમા રા. ડી ઇ. વાચ્છા અને માન. રા. ડી. એ ખરેને જનરલ સેક્રેટરીઓ નીમવામાં આવ્યા. એકવીસમા ઠરાવમાં ૧૯૦૯ ની કોંગ્રેસને માટે લાહોરનું આમંત્રણ સ્વીકારવામાં આવ્યું. પછી માન. રા. વી કૃષ્ણસ્વામી ઐયરે પ્રમુખનો આભાર માન્યો અને ડૉ. ઘોષે પ્રત્યુત્તર વાળ્યો; તેમણે ચેતવણી આપી, કેમકે તેમનું પ્રમુખ તરીકેનું ભાષણ થયા પછી, રાજકીય આકાશમા અનિષ્ટસૂચક વાદળાં ઘેરાયાના સમાચાર આવ્યા હતા

"આપણા શત્રુઓ—મેં આપણા શત્રુઓ કહ્યા ? મારે કહેવું જોઇતું હતું કે, અંગ્રેજ પ્રજાના શત્રુઓ, હિન્દમા અંગ્રેજ રાજ્યના શત્રુઓ—લૉર્ડ મોર્લીની સુધારાની યોજનાને ભયમા નાખવાના યત્નો કરી રહ્યા છે. જે તોફાની બ્યુરોક્રેટો એ વાનપ્રસ્થ થયા પછી પણ સ્વતંત્ર સંસ્થાઓની જન્મભૂમિમાં પોતાના પ્રતિકારક વિચારોનો ત્યાગ કર્યો નથી, તેમના તોફાની કાર્યને નષ્ટ કરવાને માટે અહીંયાં તેમજ ઇગ્લાંડમા સંઘટ્ટ પ્રયત્નો કરવાની આપણી ફરજ છે. ચિત્તાના ડાઘ બદલાય, પરન્તુ મારૂં વચન છે કે, સૂર્યના તાપથી તપેલા બ્યુરોક્રેટને માટે આશા નથી. ઇગ્લાંડના સ્વતંત્ર વાતાવરણમા પણ તેના મન પરની બેડીઓ દૂર થતી નથી. એક વેળા બ્યુરોક્રેટ તે સદાનો બ્યુરોક્રેટ"

એ ચેતવણી અત્યંત સત્ય નીવડી, સુધારાઓ બગાડવામા આવ્યા.

ત્રેવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસનું વિસર્જન થયું.

ઠરાવો.

નામદાર સમ્રાટને.

૧. ઠરાવ કરવામાં આવે છે કે, નામદાર

કૃપાવંત સમ્રાટ પ્રતિ હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ પોતાની રાજ્યભક્તિ દર્શાવે છે, અને તેમના યશસ્વી માતા, ભના વિક્ટોરીઆના ૧૮૫૮ મા બહાર પાડેલા ઢંઢેરાની પચાશમી વર્ષગાંઠને દિવસે હિન્દના રાજાઓ અને પ્રજાઓને તે નામદારે મોકલેલા સંદેશને માનપૂર્વક વધાવી લે છે.

આ કોંગ્રેસ પોતાના સંતોષની નોંધ કરે છે કે, ૧૮૫૮ ના તે "મહાન્ ચાર્ટર" મા સમાયલા વચનનો તેણે કરેલો અર્થ તે નામદારે માન્ય રાખ્યો છે.

પ્રતિનિધિત્વમય સંસ્થાઓ પ્રથમથી હિન્દમા ધીમે ધીમે દાખલ કરવામા આવતી હતી, તેના સિદ્ધાંતનો ડહાપણપૂર્વક વિસ્તાર કરવો, અને હિન્દમા મહત્વના વર્ગો નાગરિકતાની સમાનતાની અને કાયદા બાનવામા અને રાજ્યતંત્રમા વધારે મોટા-ફાળાની માગણી ડહાપણપૂર્વક સંતોષવામા આવવાથી અને પ્રતિનિધિત્વના જે વિચારો બ્રિટિશ રાજ્યે પોષ્યા અને ઉત્તેજ્યા છે, તેમનાથી વર્તમાન અધિકાર અને સત્તા મજબૂત બનશે ઘટશે નહિ, એવા નામદાર સમ્રાટના કથનને આ કોંગ્રેસ કૃતજ્ઞતાપૂર્વક વધાવી લે છે.

કોંગ્રેસ વિશ્વાસપૂર્વક આશા રાખે છે કે, ૧૮૫૮ ના મહાન્ ચાર્ટરમા અને ૧૯૦૮ ના નામદાર સમ્રાટના સંદેશમા સમાયલા વચન અને ખાત્રીઓનુ તાજની હેઠળના અધિકારીઓ અક્ષરશ અને ભાવશ મક્કમતાથી પાલન કરશે.

## મૉર્લી-મીંટો સુધારા.

૨ ઠરાવ કરવામા આવે છે કે, લૉર્ડ મોર્લીના ખરીતામા આકારાયલી સુધારાની દરખાસ્તો તરફ સમગ્ર દેશમા સામાન્ય અને ઊંડો સંતોષ પ્રસર્યો છે તે દર્શાવવા આ કોંગ્રેસ ઇચ્છે છે એ બાબતમા સરકારનું કાર્ય જે ઉચ્ચ મુત્સદ્દીગિરીથી પ્રેરાયુ છે, તેની નોંધ લે છે અને લૉર્ડ મોર્લી અને લૉર્ડ મીંટોની દરખાસ્તોને માટે તેમનો અંતઃકરણપૂર્વક અને કૃતજ્ઞતાપૂર્વક આભાર માને છે

આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, ધારાસભાઓનો સૂચવાયલો વિકાસ અને તેમની સત્તાઓ અને ફરજોમા થવાનો વધારો, કારોબારી સભાઓમાં હિન્દી સભ્યોની નીમણૂકો, જ્યાં એવી સભાઓ ન હોય ત્યા તેમની સ્થાપના અને સ્થાનિક સ્વરાજ્યનો અધિક વિકાસ, એ સર્વ આ દેશની પ્રજાના વહીવટમા તેમને સંગીન ફાળો આપવાને અને રાજ્યતંત્રને તેમની જરૂરીઆતો અને લાગણીઓ સાથે વિશેષ પરિચિત કરવાને આવશ્યક સુધારાઓનો મોટો અને વિશાળ હપ્તો છે.

આ કોંગ્રેસ વિશ્વાસપૂર્વક આશા દર્શાવે છે કે, હિન્દી પ્રધાનના ખરીતામા આકાર્યા પ્રમાણે મુખ્ય કલમો જે ઉદારભાવથી વિચારવામાં આવી છે તેજ ઉદારભાવથી સૂચવાયલી યોજનાની વિગતો ઘડી કાઢવામા આવશે

## અપકૃત્યો.

૩ ઠરાવ કરવામા આવે છે કે, દેશના કેટલાક ભાગોમા હમણા જે નિંદ્ય અપકૃત્યો અને અત્યાચારના કૃત્યો થયા છે, અને જે નામદાર સમ્રાટની વફાદાર, કરૂણાળુ અને શાંતિપ્રિય પ્રકૃતિની હિન્દી પ્રજાના પ્રત્યેક વર્ગને તિરસ્કરણીય છે તેમની તરફ આ કોંગ્રેસ મજબૂત અને વિશુદ્ધ તિરસ્કાર દર્શાવે છે

## બ્રિટિશ સંસ્થાનોમાં હિન્દીઓ.

૪ ઠરાવ કરવામા આવે છે કે, દક્ષિણ આફ્રિકાના બ્રિટિશ સંસ્થાનો તરફથી અત્યંત સંભાવિત અને મોભાદર બ્રિટિશ હિન્દીઓ પ્રતિ કઠોર, અને અપમાનકાર અને નિર્દય વર્તન ચલાવવામા આવે છે તેની તરફ આ કોંગ્રેસ અત્યંત કોપ દર્શાવે છે અને એવા વર્તનથી બ્રિટિશ સામ્રાજ્યના ઉત્તમ હિતોને મોટી હાનિ પહોંચે એવા વ્યાપક તોફાની પરિણામો આવવાના સંભવને લીધે ભય દર્શાવે છે અને વિશ્વાસ રાખે છે કે, દક્ષિણ આફ્રિકાને નવું બંધારણ આપવાની ઘડીએ શાહી પાર્લામેન્ટ દક્ષિણ આફ્રિકાના બ્રિટિશ રહેવાસીઓના હિતોનું સંરક્ષણ કરશે.

આ કોંગ્રેસ બ્રિટિશ પાર્લામેંટ અને હિન્દી સરકારનુ ગંભીરતાપૂર્વક ધ્યાન ખેંચે છે કે સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનો નામદાર સમ્રાટની હિન્દી પ્રજાને સામ્રાજ્યના નાગરિકો તરીકે તેમના ન્યાયી હક્કો આપવાની ના પાડે છે, તેમનુ કાર્ય તેવું છે, અને તેમા તેઓ ઠુશામદ કરે છે

તેની સ્વાર્થી અને એકપક્ષીય નીતિને તેઓ વળગી રહે ત્યા સુધી તેઓ હિન્દી હિતોનો જેવો નિર્દય ભોગ આપે છે, તેવીજ રીતે તેમની સાથે વર્તન રાખવું ઇષ્ટ છે

માત્ર ગોરા લોકોની વસાહતોને માટે અવિકસિત જમીનના વિશાળ ભાગો બ્રિટિશ સામ્રાજ્યના સસ્થાનોના પોતાનાજ હાથમા રહેવા દેવાની તરફેણમા જોખમદાર મુત્સદ્દીઓના ઉદ્ગારોથી પરિચિત થયલી હોવાથી આ કોંગ્રેસને એમ બતાવી આપવુ યોગ્ય લાગે છે કે, જ્યારે એશીઆમાથી અને દુનિયાના અન્ય ભાગોમા તેનાથી વિરૂદ્ધ નીતિનો ઉપદેશ અને અમલ કરવામા આવે છે ત્યારે બ્રિટિશ નાગરિકતાના હકકો આપવાની ના પાડવાની અને બારણા બધ કરવાની રાજ્યનીતિ સામ્રાજ્યને માટે ગભીર હાનિથી ભરેલી છે અને તે જેટલી અધાર્મિક છે તેટલીજ ડહાપણ વિહોણી છે

### બગાલના ભાગલા

૫ ઠરાવ કરવામા આવે છે કે, બગાલના ભાગલા રદ કરવાની અથવા સમગ્ર બગાલી બોલતી પ્રજા એકજ રાજ્યતત્ર હેઠળ રહે એવી રીતે તેમા ફેરફારો કરવાની આ કોંગ્રેસ હિન્દી સરકારને અને હિન્દી પ્રધાનને ગભીરતાપૂર્વક વિજ્ઞપ્તિ કરે છે

આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, કબુલ કરવામાં આવેલી આ ભૂલ સુધારવાથી બંગાલ પ્રાતમા પાછો સંતોષ ફેલાશે, અન્ય પ્રાંતોને સંતોષ મળશે, અને સમગ્ર દેશમા નામદાર સમ્રાટની સરકારની ઇજ્જત ઘટાડવાને બદલે વધારશે

### સ્વદેશી

૬ ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસ સ્વદેશી હીલચાલને અત્યત અતઃકરણપૂર્વક ટેકો આપે છે, અને દેશમાં વિકસાવી શકાય એવા ઉદ્યોગોના વિકાસને ઉત્તેજન આપવાને માટે ગભીર અને ચાલુ પ્રયત્નો કરીને તેની ફતેહને માટે પરિશ્રમ કરવાની, અને થોડોક ભોગ આપીને પણ આયાત થયલી ચીજો કરતા જ્યા જ્યા વ્યાવહારિક હોય ત્યા હિન્દી પદાર્થો પસદ કરીને હિંદી ( ચીજો ) બનાવનારાઓના પ્રયત્નોને ઉત્તેજવાની દેશની પ્રજાને આજ્ઞા કરે છે.

### લશ્કર વિષયક.

૭ ઠરાવ કરવામા આવે છે કે, રોમર કમિટીની ભલામણથી બ્રિટિશ વૉર ઑફીસે લશ્કરી ખર્ચ તરીકે હિન્દી ખજાના પર ૩,૦૦,૦૦૦ પાઉડનો તાજો બોજો નાખ્યો છે તેની સામે આ કોંગ્રેસ પોતાનો સખ્ત અણગમો દર્શાવે છે, એવી બાબતોમા પૂર્વની રૂઢીથી વિરૂદ્ધ જઇને હિન્દી ઉપ-પ્રધાને તે કમિટીનો રીપોર્ટ દિવાને આમના મેજ ઉપર રજુ કરવાની ના પાડી છે

૧૮૫૯ ની સેના સમિશ્રણની યોજનાના બ્રિટિશ વૉર ઑફીસે હિન્દી કર આપનાર ઉપર લશ્કરી ખર્ચ વારવાર નાખ્યો છે, જે સબધમાં હિન્દી સરકારે વારવાર વાધા ઉઠાવ્યા છે, તેને માટે આ કોંગ્રેસ અત્યત ભારે શોક દર્શાવે છે

આ કોંગ્રેસ નામદાર સમ્રાટની સરકારનું માનપૂર્વક ધ્યાન ખેંચે છે કે, ગયા પચાસ વર્ષના અનુભવ પ્રમાણે ૧૮૫૯ ની સેના સમિશ્રણની યોજના નવેસરથી કરવાની આવશ્યકતા છે, અને આ પ્રકારે હિન્દી ખજાનામાથી અન્યાયપૂર્વક નાણા ઓકાવામા આવે છે તે બંધ કરે એવો ન્યાયી અને વ્યાજબી સિદ્ધાત બાધવો ઇચ્છનીય છે

૯ ઠરાવ કરવામા આવે છે કે આ કોંગ્રેસ પ્રાર્થના કરે છે કે, હિન્દના રાજાઓ અને પ્રજાઓ પ્રતિના નામદાર સમ્રાટના સદેશમાં હિન્દી લશ્કરના શૌર્ય અને નિમકહલાલીની ઉચ્ચ પ્રશસા કરવામા આવી છે તેની સાથે સાથે લશ્કરમા ઉચ્ચતર જગ્યાઓ હિન્દીઓને માટે ખુલ્લી મુકવી જોઇએ, જે જગ્યાઓમાથી, આ કોંગ્રેસે વારવાર દર્શાવી આપ્યુ છે તેમ, તેમનો અત્યાર સુધી બહિષ્કાર થયલો છે

### કાયદા વિષયક

૮ ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસ પોતાના સતોષની નોધ લે છે કે કારોબારી અને ન્યાયી ફરજો જૂદી પાડવાની દરખાસ્તને બગાલ પ્રાતને માટે કાઇક ચોક્કસ સ્વરૂપમા બંગાલ સરકારની બહાલી મળી છે પરન્તુ સાથે સાથે તેનો અભિપ્રાય છે કે, તે યોજના સમગ્ર દેશમા વિસ્તારવી જોઇએ અને જ્યા સુધી પગાર વધારવાની અને જગાઓની બાબતોમા પણ કાઇ-

કોર્ટ અથવા ચીફ કોર્ટની સત્તા હેઠળ સંધળી ન્યાયાધીશી મર્યાંસને સીધી અને સંપૂર્ણ રીતે સુકર્યામાં નહિ આવે ત્યા સુધી તેનો ઉદ્દેશ સફળ થશે નહિ.

### દમન.

### પકડવાનાં વારંટો.

૧૦. ઠરાવ કરવામાં આવે છે કે, તાજા દેશવટા અને એકપક્ષીય અને કસોટીએ ચઢાવ્યા વિનાની ખબર પર આધાર રાખતા સરકારના કાર્યમાં અન્યાયનું ગંભીર જોખમ છે તે જોતા, અને દેશના ફોજદારી કાયદા જોતા આ કોંગ્રેસ સરકારને મજબુત આગ્રહ કરે છે કે, ૧૮૧૮ નો બંગાલ રેગ્યુલેશન ૩ અને હિન્દના અન્ય પ્રાંતોમાના એવા રેગ્યુલેશનો રદ કરવા; અને તે માનપૂર્વક પ્રાર્થના કરે છે કે, હમણા બંગાળમાં જેમને દેશવટો આપવામા આવ્યો છે તેમને પોતાનો ખુલાસો આપવાની અથવા તેમની સામે જે આરોપો હોય તેમનો બચાવ કરવાની તક અપાવી જોઇએ અથવા તેમને મુક્ત કરવા જોઇએ.

### ૧૯૦૮ ના કાયદા.

૧૧. ઠરાવ કરવામાં આવે છે કે, જે સંયોગોને લીધે ૧૯૦૮ નો કાયદો ૭ અને ૧૯૦૮ નો કાયદો ૧૪ પસાર કરવામા આવ્યા હતા તે સંયોગોને માટે આ કોંગ્રેસ ખેદ દર્શાવે છે. પરન્તુ તે દારૂણ હોવાથી તેમજ કોઇ અચાનક ગંભીર મામલોજ આવા અપવાદ રૂપ કાયદાઓને સકારણ ઠરાવી શકે તે જોતા આ કોંગ્રેસ પોતાની ગંભીર આશા દર્શાવે છે કે, હિન્દી ધારાપોથીમાં આ કાયદાઓ માત્ર સ્વલ્પ સમયજ અસ્તિત્વમાં રહેશે

### પ્રાંતિક હર્યાદા.

૧૨. ઠરાવ કરવામા આવે છે કે,

( ક ) વરાડ પ્રાંતને કાયદા બાધવાની અને રાજ્યવહીવટની બાબતમા બ્રિટિશ હિન્દમાં આવેલા પ્રાંતો સમાન ગણવાની; અને

( ખ ) મધ્ય પ્રાંતો અને વરાડના સંયુક્ત પ્રદેશ માટે એક ધારાસભા સ્થાપવાની આવશ્યકતા તરફ આ કોંગ્રેસ સરકારનું લક્ષ ખેંચે છે.

### ખોરાકની ચીજોના ઉચ્ચ ભાવો.

૧૩ ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, ગયાં કેટલાંક વર્ષોથી ખોરાકની ચીજોના ઉચ્ચ ભાવો હોવાથી અને તેથી કરીને મધ્યમ અને ગરીબ વર્ગોને જે હાડમારીઓ વેઠવી પડે છે તે જોતાં આવા ઉચ્ચ ભાવોના કારણોની સરકારે તપાસ કરવી જોઇએ જેથી કરીને કયા ઉપાયો વડે અને કેટલી હદ સુધી એવાં કારણો દૂર કરી શકાય તે નક્કી કરાય.

### કેળવણી.

૧૪. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કેઃ—

( ક ) સમગ્ર દેશમાં પ્રાથમિક કેળવણી તત્કાળ મફત કરવાના અને ક્રમશઃ ફરજ્યાત કરવાના,

( ખ ) માધ્યમિક અને ઉચ્ચતર કેળવણીને વધારે મોટી નાણાંની રકમો આપવાના ( સર્વ પછાત વર્ગોને કેળવવાને આવશ્યક લાગે ત્યા ખાસ ઉત્તેજન આપીને ),

( ગ ) સ્થાનિક આવશ્યકતાઓ ધ્યાનમાં રાખીને ભિન્ન ભિન્ન પ્રાંતોમાં ઔદ્યોગિક અને પારિભાષિક કેળવણી આપવાની પૂરતી સગવડ કરવાના, અને

( ઘ ) આ દેશમા કેળવણીની રાજ્યનીતિ અને પદ્ધતિ ઘડવામા હિન્દી જાહેર અભિપ્રાયના અગ્રણીઓને અસરકારક અવાજ આપવાનાં,

પગલા સરકારે શીઘ્ર ભરવાં જોઇએ.

આ કોંગ્રેસના અભિપ્રાય પ્રમાણે, દેશમાં ભિન્ન ભિન્ન પ્રાંતોની પરિસ્થિતિને સાનુકૂળ સાહિત્ય વિષયક, વૈજ્ઞાનીક, પારિભાષિક અને ઔદ્યોગિક કેળવણીની સ્વતંત્ર પદ્ધતિ પોતાની મેળે રચીને સરકારના વર્તમાન સંસ્થાઓ અને પ્રયત્નોમાં પૂરવણી કરવાનો પ્રશ્ન સમગ્ર દેશની પ્રજાએ ગભીરતાપૂર્વક ઉપાડી લેવાનો સમય આવી પહોંચ્યો છે.

### કાયમની જમાબંદી.

૧૫. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, જમીન પરની રાજ્યની માગણીની ચોક્કસ મર્યાદા સિવાય હિન્દ જેવા ખેતીવાડીના દેશની ભીક્કન સુરક્ષિત રાખી

શકાયે નહિ; અને તેને ખેદ થાય છે કે, ૧૯૦૨ ના પોતાના જમીન વિષેના ઠરાવમાં એવી કોઇ પણ મર્યાદાની આવશ્યકતા સ્વીકારવામાં લૉર્ડ કર્ઝન નિષ્ફળ ગયો છે, અને એ બાબતમાં સર રીચર્ડ ગાર્થ અને અન્ય અરજદારોની સૂચનાઓ સ્વીકારવાની ના પાડી.

આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, જે પ્રાંતોમાં કાયમની જમાબંદી હમણાં નથી ત્યાં ખેડુતોની વધતી જતી ગરીબાઇના સાચા ઉપાયો એજ છે કે, રાજ્યની માગણી વ્યાજબી રીતે ચોક્કસ કરવી, અને કાયમની અથવા કમમાં કમ ૬૦ વર્ષની મુદતની જમાબંદી દાખલ કરવી.

હિન્દમાં જમીનની મ્હેસુલ કરના રૂપમા નથી, પરન્તુ ભાડાના રૂપમા છે, તે અભિપ્રાયની સામે આ કોંગ્રેસ મજબૂત વાંધો ઉઠાવે છે.

### કોંગ્રેસનો શોક.

૧૬. બાબુ કાલિચરણ બેનરજી, પંડિત બિશંભર નાથ, મી. આલ્ફ્રેડવેબ, રા. બસીલાલ સિંઘ અને રાય બહાદુર પી. આનન્દ ચાર્લુનાં મૃત્યુથી દેશને મોટી ખોટ ગઈ છે તેની આ કોંગ્રેસ નોંધ લેછે.

### અભિનંદનો અને આભાર.

૧૭. ઠરાવ કરવામાં આવે છે ( ક ) કે, કોંગ્રેસે મી. એ. ઓ. હ્યુમને નીચેનો સંદેશો પાઠવવો.

આ કોંગ્રેસ અંતઃકરણપૂર્વક પોતાના અભિનંદનો પાઠવે છે. લૉર્ડ મોર્લીએ જાહેર કરેલા સુધારા છેલ્લા બાવીશ વર્ષોમા કોંગ્રેસે કરેલા પ્રયત્નોનું અંશતઃ સાફલ્ય છે, અને અમને એવા વિચારથી હર્ષ ઉપજે છે કે, તેના પિતા અને સ્થાપક તરીકે તમને તેથી અંતઃકરણપૂર્વક પુષ્કળ સંતોષ થયો હોવો જોઇએ.

( ખ ) ગંભીર માંદગીમાંથી હમણા સાજા થવા માટે આ કોંગ્રેસ સર વિલિયમ વેડરબર્ન બેરોનેટને અંતઃકરણપૂર્વક અભિનંદન આપે છે, અને છેલ્લાં વીશ વર્ષોમાં હિન્દને માટે જે અખુટ ઉત્સાહ અને એકનિષ્ઠા, અને પ્રેમ, ધૈર્ય અને એકજ ઉદ્દેશથી તેમણે પરિશ્રમ વેઠયો છે, અને હમણા કોંગ્રેસના અભિપ્રાયો અને વિનતિઓને ઇગ્લાંડમા ધ્યાનમાં લેવામાં આવી છે તે પ્રાપ્ત કરવામાં તે અત્યંત સહાયભૂત હતાં, તેને માટે ઊંડી કૃતજ્ઞતા દર્શાવવાની આ તક લેછે.

( ગ ) હિન્દી રાજકીય પ્રગતિને માટે નિઃસ્વાર્થ અને કઠિન સેવાઓને માટે આ કોંગ્રેસ બ્રિટિશ કમિટીનો કૃતજ્ઞતાપૂર્વક આભાર માને છે

૧૯ ઠરાવ કરવામા આવે છે કે, સ્વાગત સભાએ પ્રતિનિધિઓનો જે આતિથ્યપૂર્વક સત્કાર કર્યો છે, અને તેઓ મદ્રાસમાં રહ્યા તે દરમ્યાન તેમના સુખચેન માટે સંપૂર્ણ વ્યવસ્થા રાખેલી તેને માટે આ કોંગ્રેસ અત્યંત અંતઃકરણપૂર્વક આભાર માને છે.

વળી પ્રતિનિધિઓની સરભરા કરવામાં અને આખી બેઠકમાં વ્યવસ્થા જાળવવામાં અત્યંત ખંત દર્શાવવામાં કોંગ્રેસ કોર્પ્સના કેપ્ટન, લેફ્ટેનન્ટો અને સભ્યોએ જે તસ્દી લીધી છે તેને માટે તેમનો પણ કોંગ્રેસ આભાર માને છે.

### સામાન્ય.

૧૮. ઠરાવ કરવામાં આવે છે કે, અખિલ હિન્દની કોંગ્રેસ કમિટીના સભ્યો તરીકે નીચેના ગૃહસ્થોને નીમવામાં આવે છે ( યાદી નથી આપી )

૨૦. ઠરાવ કરવામા આવે છે કે, આવતા વર્ષને માટે. રા. ડી. ઇ. વાચ્છા અને માન રા. દાજી અબાજી ખરેને જનરલ સેક્રેટરીઓ નીમવામા આવે છે

૨૧. ઠરાવ કરવામાં આવે છે કે, આગામી કોંગ્રેસ લાહોરમા મળશે.

# ચોવીસમું પ્રકરણ.

## ચોવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

૧૯૦૯ ની ૨૭ ડીસેમ્બરે લાહોરના બ્રૅડલો હૉલમાં ચોવીશમી રાષ્ટ્રીય કોંગ્રેસ મળી. મીંટો-મોર્લી સુધારાઓનો અમલ કરવાને માટે કરવામાં આવેલા નિયમોથી તે સુધારાઓ છિન્ન ભિન્ન કરી નાખવામાં આવ્યા હતા તેથી દેશમાં સાઠી નિરાશા વ્યાપી ગઇ હતી; પંજાબ અશાંત અને શોકાકુળ હતું; પ્રતિનિધિઓની સંખ્યા ઘટીને ૨૪૩ થઇ ગઇ અને ખુદ પંજાબમાંથી ફક્ત ૭૬ જણ આવ્યા હતા સત્તાવાર રીપોર્ટમાં કહેવામાં આવ્યું છે કે હૉલ "સાધારણ રીતે સારો ભરાયો હતો."

પ્રતિનિધિઓ નીચે પ્રમાણે હતાઃ—

| | |
|---|---|
| મદ્રાસ | ૨૦ |
| મુંબાઇ ( ૨૭ ), | |
| સીંધ ( ૩૦ ) | ૫૭ |
| બંગાલ | ૨૦ |
| મધ્યપ્રાંતો અને વરાડ | ૬ |
| સંયુક્તપ્રાંતો | ૬૪ |
| પંજાબ | ૭૬ |
| | ૨૪૩ |



પંડિત મદન મોહન માલવિય.
ચોવીસમી કોંગ્રેસના પ્રમુખ.

સ્વાગત સભાના પ્રમુખ લાલા હરકિસન લાલે પ્રમુખ અને પ્રતિનિધિઓને આવકાર આપ્યો. તેમનું ભાષણ નરમ હતું, કેમકે સર્વ દિશાઓમાંથી કોંગ્રેસ પર હુમલા કરવામાં આવતા હતા; કેટલાક કહેતા હતા કે તેના હૃદયમાં રાજ્યદ્રોહ છે, બીજાઓ કહેવા લાગ્યા કે તે યુવકોને હાકરે છે અને તેથી અત્યાચાર થાય એવા વલણો ઉત્પન્ન કરે છે; બીજાઓ કહેવા લાગ્યા કે, તેના દિવસો ભરાઇ ચુક્યા છે. મુસ્લીમ લીગ અને હિન્દુ પરિષદે-કૉન્ફરન્સે ઉભયે તેની પર હુમલો કર્યો હતો. તેથી આપણા સંમેલનની સંખ્યા ઓછી છે. તેમણે કહ્યુંઃ ધારાસભાના નિયમો આવ્યાથી અને ડહાપણ વિહોણા છે, અને ૧૯૦૦, ૧૯૦૫ અને ૧૯૦૭ ના કાયદાઓમાં જમીન વિ- ષેના કાયદાઓ તેમણે નાપસંદ કર્યાં પંડિત મદન મોહન માલવીયે પ્રમુખસ્થાન લેવું એવી દરખાસ્ત મુકવાની તેમણે બાબુ સુરેન્દ્રનાથ બેનરજીને આજ્ઞા કરી

પ્રારંભથીજ અત્યંત ચુસ્ત કોંગ્રેસવાદી તરીકે, અને પ્રમુખ તરીકે તેમને સુરેન્દ્ર બાબુએ વધાવી લીધા; વક્તાએ કહ્યું કે, ૧૮૮૬ મા તેમણે પ્રથમ ભાષણ કર્યું તેનું મને સ્મરણ છે, અને ભવિષ્યમાં તે અગ્રણી થશે એવી આશા બંધાઇ; અને તે આશા પરિપૂર્ણ થઇ છે. આપણે તેમનો ખાસ આભાર માનવો જોઇએ, કેમકે મહેરીઅલ તાવ આવતો હોવા છતાં કોંગ્રેસના પ્રમુખની ખુરશી અચાનક ખાલી પડી તે લેવાને તે બહાર આવ્યા હતા, એમાં તેમણે ભક્તિપૂર્વક આત્મભોગ આપ્યો છે. રા. બ. કે. પારેખે અનુમોદન આપ્યું, દિવાન બહાદુર એલ. એ. ગોવિંદ રાઘવ ઐયર અને રાયજાદા ભગતરામે વિશેષ અનુમોદન આપ્યું, અને મોટી તાળીઓ વચ્ચે પંડિત મદન મોહન માલવીયે પ્રમુખપદ લીધું.

પ્રમુખે કહ્યું, સર ફીરોજશાહ મહેતાને પ્રમુખ

તરીકે નિયમસર ચુંટી કાઢવામાં આવ્યા હતા, પરન્તુ કોંગ્રેસને આઠ છ દિવસ રહ્યા ત્યારે તેમણે અચાનક રાજીનામું આપ્યું. અને તેથી ઘણી નિરાશા ઉપજી. મને તૈયાર થવાનો સમય મળ્યો નથી, તો પણ હું મારાથી બનતા પ્રયત્નો કરીશ. બાબુ લાલમોહન ઘોષ, બાબુ રમેશચંદ્ર દત્ત અને હિન્દના પેલા સાચા મિત્ર માર્કવીસ ઓફ રીપનના મૃત્યુ માટે આપણે શોક દર્શાવવાનો છે. પછી કેળવાયલા હિન્દીઓમાં સંપૂર્ણ બંદલાયેલી લાગણીઓ વિષે પ્રમુખે વિવેચન કર્યું: ગઈ કોંગ્રેસમાં સુધારાને આપણે હર્ષથી વધાવી લીધા હતા; ચાલુ કોંગ્રેસ પહેલા પાંચ અઠવાડીયાં પર બહાર પાડવામાં આવેલા નિયમોએ ચોતરફ નિરાશા અને અસંતોષ ઉત્પન્ન કર્યા છે. પછી પ્રતિનિધિત્વમય રાજ્યતંત્રની માગણીનો ઇતિહાસ ૧૮૭૬ થી તેમણે કહી બતાવ્યો, તે સમયે બાબુ સુરેન્દ્રનાથ બેનરજી અને બાબુ આનંદ મોહન બોઝે કલકત્તાનું "ઇંડીઅન એસોસીએશન" સ્થાપ્યું હતું, તેનો એક હેતુ પ્રતિનિધિત્વમય રાજ્યતંત્રનો હતો. સુધારાઓનું અત્યંત આકર્ષક લક્ષણ એ છે કે, વાયસરોયની અને મદ્રાસ અને મુંબાઇના ગવર્નરોની કારોબારી સભાઓમા હિન્દીઓને દાખલ કરવા. સંયુક્ત પ્રાંતોની વસ્તી ૪,૮૦ લાખ છે, તે મદ્રાસ (૩,૮૦ લાખ) અથવા મુંબાઇ (૧,૯૦ લાખ) કરતાં ઘણી વધારે છે, પરન્તુ તેને કારોબારી સભા આપવામાં આવી નથી, નિયમોએ રાજ્ય પ્રકરણમાં ધર્મને દાખલ કર્યો છે. અને ધાર્મિક માન્યતાઓ પ્રમાણે મતદાર મંડળોના વિભાગ કર્યા છે. મુસલમાનોની લઘુમતીઓને (minorities) જુદા મતદાર મંડળો આપવામાં આવ્યા છે, અને સામાન્ય મતદાર મંડળોમાં પણ તેમને મત આપવા દેવામા આવે છે, જ્યારે પંજાબ અને આસામમા હિન્દુ લઘુમતીઓને એવાં મતદાર મંડળો આપવામા આવ્યા નથી. વળી દર વર્ષે રૂ. ૩૦૦૦ ઉપર આવક વેરો (નાણાં અથવા જમીન મહેસુલ) આપનાર મહોમેદનને મત આપવાનો અધિકાર છે. પરન્તુ ત્રણ લાખ રૂપીઆ પર કર આપનાર બીન-મહોમેદનને મત આપવાનો હક્ક નથી. પાંચ વર્ષની મુદતના મહોમેદન ગ્રેજ્યુએટને મત આપવાનો હક્ક મળ્યો છે; ત્રીશ વર્ષની મુદતના બીન-મહોમેદન ગ્રેજ્યુએટને એવો હક્ક નથી. વળી, મ્યુનિસીપલ અને જીલ્લા બોર્ડોના સભ્યોજ પ્રાંતિક ધારા સભાઓમાં જઇ શકે. પ્રમુખે બીજી ઘણી ખામીઓ બતાવી આપી, જેવી કે બંગાલ સિવાય "બીન-સરકારી બહુમતી" ને ફારસ જેવી બનાવનાર નીમણુંકો, જેને માટે સર એડવર્ડ બેકરનો ઉપકાર માનવો ઘટે છે. પછી કેટલાક અન્ય પ્રશ્નો તેમણે ચર્ચ્યા, સર વિલિયમ કર્જન-વાયલી, ડૉ. લાલકાકા, અને મી જેક્સનનાં ખુનો માટે અને વાયસરોયનો પ્રાણ લેવાના પ્રયત્નને માટે કોંગ્રેસનો શોક દર્શાવ્યો, દેશવટાઓનો, બંગાળના ભાગલાનો, અને પંજાબના જમીન વેચાણ સામેના કાયદાનો તિરસ્કાર કર્યો. કોંગ્રેસનો બચાવ કરીને, અને ધર્મભેદનો તિરસ્કાર કરીને તેમણે સુંદર ભાષણ સમાપ્ત કર્યું— પંડિત મદન મોહને ક્યારે સુંદર ભાષણ નથી કર્યું?—અને પછી પ્રમુખપદેથી પ્રથમ ત્રણ ઠરાવો રજુ કર્યા. બાબુ લાલ મોહન ઘોષ અને બાબુ રમેશચંદ્ર દત્તનાં અને માર્કવીસ ઓફ રીપનનાં મૃત્યુ માટે શોક દર્શાવ્યો અને માન. સર એસ' પી. સિંહાને વાયસરોયની કારોબારી સભાના અને રાઇટ ઓન. રા. અમીરઅલીને પ્રીવી કાઉન્સીલના સભ્ય નીમવા માટે સરકારનો ઉપકાર માન્યો.

પછી પ્રત્યેક પ્રાંતના પ્રતિનિધિઓને વિષય નિર્ણાયક સભા ચુંટી કાઢવાની વિનતિ કરવામાં આવી, અને કોંગ્રેસ મુલતવી રહી.

બીજે દિવસે ૧૯૦૯ ના હિન્દી ધારાસભાઓના કાયદા હેઠળ ઘડેલા નિયમોને પ્રથમ સ્થાન અપાયું, બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ ચોથો ઠરાવ રજુ કર્યો, તેમા કોંગ્રેસનો અભિપ્રાય દર્શાવેલો હતો. તે નીચે પ્રમાણે હતો

"૧૯૦૯ ના હિન્દી ધારાસભાઓના કાયદામાં હમણાં સમાવ્યા પ્રમાણે સનદશીર સુધારાઓનું સામાન્યત ઉદાર પ્રમાણ આ દેશની પ્રજાને આપવાના લૉર્ડ મોર્લી અને લૉર્ડ મીંટોના ગંભીર અને કઠિન પ્રયાસોની કૃતજ્ઞતાપૂર્વક કદર બુઝતા છતા ધર્મના પાયા પર ભિન્ન ભિન્ન મતદાર મંડળોની સ્થાપના સામે સખ્ત નાપસંદગી બતાવવાની પોતાની ફરજ સમજે છે,

અને એક દર્શાવે છે કે, લૉર્ડ મોર્લીનો ગયા વર્ષનો ખરીતો જે ઉદાર ભાવથી વિચારાયો હતો તેજ ભાવથી કાયદાની હેઠળના નિયમો ઘડવામાં આવ્યા નથી. ખાસ કરીને નિયમોએ દેશમાં ચોતરફ અસંતોષ ઉત્પન્ન કર્યો છે, કેમકે

(ક) અમુક એક ધર્મના અનુયાયીઓને પ્રતિનિધિત્વનો પ્રમાણ બહાર અને અન્યાય યુક્ત ઝાઝો ભાગ આપવામાં આવ્યો છે.

(ખ) મતદાર મંડળો, મત આપવાના હક્ક અને ઉમેદવારોની યોગ્યતાઓની બાબતમાં નામદાર સમ્રાટની મુસ્લીમ અને બીન-મુસ્લીમ પ્રજા વચ્ચે અન્યાયી, વિષમ અને અપમાનકારક ભેદો રાખવામાં આવ્યા છે.

(ગ) ધારાસભાઓમાં ચુંટાવા માગતા ઉમેદવારોને માટે વિશાળ, સ્વચ્છંદી અને ગેરવ્યાજબી અયોગ્યતા અને પ્રતિબંધો રાખવામાં આવ્યાં છે.

(ઘ) સઘળા નિયમોમાં કેળવાયલા વર્ગોનો સામાન્ય અવિશ્વાસ દર્શાવવામાં આવ્યો છે.

(ચ) પ્રાંતિક ધારાસભાઓમાં બીન-અધિકારી બહુમતીઓની રચના અસંતોષકારક છે, અને વ્યાવહારિક રીતે તેમને બીન-અસરકારક અને પોકળ બનાવી દેવામાં આવી છે

અને વર્તમાન ચુંટણીઓ પૂર્ણ થાય કે તરતજ નિયમોને એવે પ્રકારે ફરીથી ઘડવાની સરકારને ગંભીર વિનતિ કરે છે કે આ વાંધાભર્યાં લક્ષણો દૂર કરવા અને ગયા વર્ષનાં રાજ્ય સંદેશ અને હિન્દી પ્રધાનના ખરીતામાં રહેલા ભાવની સાથે તેમનું એકરૂપ કરવું."

બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ કહ્યું:

"સુધારાની યોજનાનો મૂળ વિચાર એવા ખાસ ઉદ્દેશથી અને મુત્સદ્દીને શોભે એવી મહત્ત્વ શક્તિથી કરવામાં આવ્યો હતો કે, તેની સાથે સંબંધ રાખનાર સર્વના માનમાં વધારો થતો હતો. તે યોજનાને નિયમોએ અને કાનુનોએ છિન્ન ભિન્ન કરી નાખી છે, એમ કહેવામાં અત્યુક્તિ થતી નથી.... યોજનાને કોણે છિન્ન ભિન્ન કરી નાખી? તે આશાવંત પ્રયોગને નિરાશામય નિષ્ફળતામાં કોણે ફેરવી નાખ્યો? તેની જોખમદારી બ્યુરોક્રસીને માથે પડે છે.... એ હકીકત પ્રાપ્ત કરવામાં આપણે જે ભાગ લીધો છે તેને માટે બ્યુરોક્રસી આપણી પર વૈરનો બદલો વાળે છે?"

એક મુદ્દો તેમણે ભાર દઇને ચર્ચ્યો. તે એ હતો કે, ધારાસભામાં દાખલ થવાને માટે રાખવામાં આવેલી યોગ્યતાઓને લીધે અનેક સુપ્રસિદ્ધ પુરૂષો અયોગ્ય લેખાયા છે. અને તે ઉપરાંત, બીન અધિકારી બહુમતી ભ્રમણા સમાન છે, કેમકે સરકારે જેમને નીમ્યા હોય તેઓ સામાન્ય રીતે સરકારની તરફેણમાં મત આપે છે. તથાપિ, આપણે આશા છોડવી ન જોઇએ.

"આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે, આપણી નિરાશાનાં ઉંડાણોમાં આપણી જાતીના ચિરકાલીન સંપ્રદાયોનું આપણે વિસ્મરણ ન કરીએ, અને રાષ્ટ્રીય અભ્યુદયની પ્રાપ્તિને માટે સનદશીર અને ધાર્મિક સાધનો અંતે વિજય પામે છે, એવી આપણી અડગ શ્રદ્ધાનો ત્યાગ ન કરીએ."

દિવાન બહાદુર એલ એ. ગોવિંદરાઘવ આયરે ઠરાવને અનુમોદન આપતાં વિશેષે કરીને પોતાના પ્રાંતની હકીકત કહી, અને ઉમેર્યું કે મદ્રાસમાં બિન-અધિકારી બહુમતી છે એમ કહેવું એ અસત્યવાદ છે. રા. હરિચંદ્ર વિશનદાસે કહ્યું કે, ગઇ કોંગ્રેસમાં પ્રશંસાનાં ગીત ગાવામાં આવ્યાં હતા તે બહુ જલદી ગાવામાં આવ્યાં હતાં, અને આપણા અગ્રણીઓના આશિર્વાદો પણ સમય પહેલા આપવામાં આવ્યા હતા. રા. સૈયદ હસન સર્વ પ્રકારના કોમી પ્રતિનિધિત્વથી વિરૂદ્ધ હતા. માન. મુન્શી ગંગાપ્રસાદ વર્માએ સંયુક્ત પ્રાંતોમાં નિયમોની થયલી અસરનું પૃથક્કરણ કર્યું. રા. જે. બી પિટિટે કહ્યું કે, નિયમોને લીધે ધાર્મિક અને કોમકોમના દ્વેષભાવ જન્મ પામશે; જો એક લઘુમતીને પ્રતિનિધિત્વ આપવામાં આવે તો અન્ય લઘુમતીઓને પણ અપાવું જોઇએ. રા. રાજપાલ કાણે, પંડિત ગોકર્ણનાથ મિશ્ર, રા. રામભજ દત્ત ચૌધરી, બાબુ હરનામ દાસ, અને બાબુ એ. ચૌધરીએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

સંયુક્ત પ્રાંતો, પંજાબ, પૂર્વ બંગાલ, આ-

સાંમ અને બ્રહ્મદેશમાં કારોબારી સભાઓની સ્થાપના વિષે પાંચમો ઠરાવ ડૉ. તેજબહાદુર સપ્રુએ રજુ કર્યો, તેમણે આ પ્રશ્નના સંબંધમાં આગ્રાના ઇતિહાસની રૂપરેખા જલદી દોરી, અને કહ્યું કે, કારોબારી સભા સિવાય એકજ લેફ્ટેનન્ટ ગવર્નર ૪,૮૦ લાખ પ્રજાવાળા પ્રાંતપર રાજ્ય કરે એ કેટલું હાસ્યાસ્પદ છે ? દિવાન લછમી નારાયણે ઠરાવને અનુમોદન આપ્યું, અને લાલા હકમચંદે અને મૌલવી અબ્દુલ કાસીમે તેને વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

છઠ્ઠા ઠરાવમાં તે કાયદા હેઠળના પંજાબના નિયમોની ટીકા કરવામા આવી અને તે રજુ કરતાં રા. સુંદર સિંઘ લ્યાટીઆએ કહ્યું કે, પંજાબના દેશવાસીઓ વર્ગમા ઉંડી નિરાશા વ્યાપી ગઇ છે, તે લગભગ સંપૂર્ણ નિરાશાની સ્થિતિમાં છે.મહોમેદનો અને બિનમહોમેદનો વચ્ચે પહેલવહેલો અંતરાય ઉભો કરવામા આવ્યો છે હિન્દુઓને ગૌણસ્થાન આપવામાં આવ્યું છે, અને તેમના સર્વ પ્રયત્નો છતા તેમને પાછા ફેંકવામાં આવ્યા છે. મહોમેદન રાજ્યમા ઉચ્ચમાં ઉચ્ચ જગ્યાઓ હિન્દુઓ માટે ખુલ્લી હતી; હવે તેમને પાછળની જગ્યા આપવામાં આવે છે લાલા ધરમદાસ સુરીએ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામા આવ્યો.

રા. સી. વાય. ચિંતામણીએ સાતમો ઠરાવ રજુ કરીને મધ્ય પ્રાંતો અને વરાડ તરફ ચલાવવામાં આવતા વર્તન વિષે ફર્યાદ કરી, તેમાં ધારાસભા પણ ન હતી, વરાડ ખાસ કરીને નિર્ભાગી હતું, કેમકે બ્રિટિશ દેશના હકોની હલુપો તેમાં હતી, પરન્તુ તે નિઝામનો પ્રદેશ હોવાથી હકોમાંથી તેનો બહિષ્કાર કરવામાં આવ્યો હતો. રા. એન. એ દ્રવિડે અનુમોદન આપતાં કહ્યું કે, વરાડ નિઝામ પાસેથી સદાને માટે ભાડે લેવામાં આવ્યું છે, તેનો અર્થ એ થાય છે કે તેના હકો સદાને માટે તણાઇ ગયા છે બ્રિટિશ રાજ્યતંત્ર હેઠળ હોવાથી નિઝામના રાજ્યના હકો તેમને નથી, અને બ્રિટિશ પ્રજા નહિ હોવાથી બ્રિટિશ હિન્દમાં તેમને પ્રતિનિધિત્વ મળી શકે નહિ. ઠરાવ પસાર કરવામાં આવ્યો, અને કોંગ્રેસ મુલતવી રહી.

ત્રીજે દિવસે બાબુ ભુપેન્દ્રનાથ બસુએ આઠમો ઠરાવ રજુ કરીને બંગાલના ભાગલામાં ફેરફાર કરવાની માગણી કરી અને અધિકારીઓ અને જાહેર પ્રજા સમક્ષ તે પ્રશ્ન રજુ કરવાને માટે બાબુ સુરેન્દ્રનાથ બેનરજી અને પોતાનું ડેપ્યુટેશન ઇંગ્લાંડ મોકલવાનું નક્કી કર્યું. તેમણે કહ્યું, બંગાલીઓને ફરીથી એક કરવામાં નહિ આવે ત્યાં સુધી તેઓ જંપશે નહિ, કેમકે હવે પૂર્વ અને પશ્ચિમ બંગાલના કુમારોને છુટા પાડવામાં આવ્યા છે, અને પુરૂષાર્થનાં ભિન્ન આદર્શો હેઠળ તેમને ઉછેરવામાં આવે છે. પૂર્વ બંગાલમાં પોલીસનો ભાર છે, ત્યાં જુલ્મ કરવામાં આવે છે, કુમારોને પકડવામાં આવે છે, અને હજારો છોકરાઓનાં મનમાં કટુ શત્રુતા ભરવામાં અને ઉદ્દામ દલની છાવણીમાં હાંકી કાઢવામાં આવે છે. વક્તાએ અંતમાં સુંદર, અસરકારક છટાદાર શબ્દોમાં કહ્યું કે પોતાનું કાર્ય અફલ ગયું છે, એમ બંગાલ કદાપિ કબુલ નહિ કરે.

બંગાલમાંનો એક બંગાલી, તમારા પ્રાંતમાં આ કોંગ્રેસમાં જે ઘણા થોડા પુરૂષો હાજરી આપી શક્યા છે તેમાંનો એક, હું તમારી સમક્ષ ઉભો છું. જે કાર્ય બીજાઓને અફળ ગયલું લાગે તેની હીમાયત કરવાને, બીજાઓને જે અદ્રશ્ય આશા લાગે તેમા ચેતન પ્રેરવાને હું તમારી સમક્ષ ઉભો છું, હું મારા દેશના ન્યાયાસન સમક્ષ ઉભો છું, સમગ્ર હિન્દના શ્રેષ્ઠ અને ઉચ્ચતમ પુરૂષો સમક્ષ હું ઉભો છું, આપણી માતાની પૂજાને માટે તમે જે વેદીની સ્થાપના કરી છે તેની સમક્ષ એક શિખાઉ વિદ્યાર્થીની માફક હું ઉભો છું. ગૃહસ્થો, જ્યાં સુધી બંગાલી પ્રજાનું અસ્તિત્વ રહેશે, અમારી નાડીમા વહેતું રૂધીર હજી નહિ જન્મેલી પ્રજાની નાડીઓમાં વહેશે, જ્યાં સુધી સંયુક્ત હિન્દનું ચિત્ર અમારી દ્રષ્ટિમર્યાદામાં રહેશે, જ્યાં સુધી મારી જન્મભૂમિની મહાન્ નદીઓનો સુંદર અને ભવ્ય પ્રવાહ સમુદ્રમા વહી જશે, જ્યાં સુધી પૂર્વ બંગાલનાં લીલાં છમ ક્ષેત્રો અને બીજા ગર્ભમાં ડોલતા રહેશે ત્યાં સુધી અમારૂં કાર્ય અફળ જવાનું નથી. જ્યાં સુધી વંદે માતરમ્‌ના ઉત્તેજક સ્વરો હજી જન્મનાર બંગાલીઓની

પ્રજામાં નવું બળ પ્રેરશે ત્યાં સુધી અમારૂં કાર્ય અફળ નહિ જાય. ઘડીભર અમે પરાજય વેઠયો હોય, ઘડીભર પ્રશ્નનો નીકાલ થઇ ગયલો લાગે, પરન્તુ ઇશ્વર ઇચ્છા હશે, તો હજી આપણે પરાજયને વિજયમાં ફેરવી નાખીશું."

અને તેમણે તેમ કર્યું.

ઠરાવને રા. કે. એકંબર આયરે, અનુમોદન આપ્યું, રા પરમેશ્વર લાલે વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

ઠરાવ નવમો માન. રા. જી. કે. ગોખલેએ રજુ કર્યો, તેમાં દક્ષિણ આફ્રિકાના હિન્દીઓને માટે સહાયનો પોકાર કરવામાં આવ્યો હતો. બોઅરો, તાજ અને સંસ્થાનિક સરકાર હેઠળ ટ્રાન્સવાલમાં હિન્દીઓનો ઇતિહાસ તેમણે કહ્યો. પછી અનંત વિષ્ટિઓ અને વિશ્વાસભંગ અને રા. ગાંધીના અગ્રણીપણા હેઠળ હિન્દીઓની દીર્ઘ, ધૈર્યપૂર્ણ લડત એ સર્વનું વર્ણન તેમણે આપ્યું; હવે કોગ્રેસ હિન્દી સરકારને કહે છેઃ "આપણે અનંત વિનતિઓ કરી પરન્તુ અત્યાર સુધી તેમની કંઇ અસર થઇ નથી. વેરની વસુલાતનો સમય આવી પહોંચ્યો છે." દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓ સત્યાગ્રહની હીલચાલમાં જોડાયા હતાઃ

"સત્યાગ્રહની લડત એટલે શું ? તેમાં બચાવ પક્ષપર રહેવાનોજ આશય છે, અને તેમા નૈતિક અને આધ્યાત્મિક શસ્ત્રો વડે યુદ્ધ કરવામાં આવે છે. સત્યાગ્રહી પોતેજ દુઃખ વેઠી લઇને જુલ્મની સામે થાય છે. તે પાશવબલ સામે આત્મબલ ઉતારે છે; મનુષ્યની રાક્ષસી પ્રકૃતિ સામે મનુષ્યની દૈવી પ્રકૃતિ ઉતારે છે; જુલ્મ સામે તે દુઃખ વેઠવાની શક્તિ ઉતારે છે, બળ સામે અંતઃકરણને ઉતારે છે; અન્યાય સામે શ્રદ્ધાને; અસત્ય સામે સત્યને ઉતારે છે."

રા દીપ નારાયણ સિંધે અનુમોદન આપ્યું. અને રા. જી એ. નેટેસને વિશેષ અનુમોદન આપ્યું રા નેટેસને આ પ્રશ્નનો અભ્યાસ કરીને પોતાનો બનાવી લીધો હતો. તેથી ભરેલા હૃદયથી અને સત્ય વાતોથી ભરેલા મગજ સહિત તેમણે ભાષણ કર્યું. રા. મલિક ગિરધારી-લાલ, રા. ઇશ્વર સરન, પંડિત દેરત્તન, રા સી. આર. નાયડુ અને રા. લછમન પાંડેએ વિશેષ અનુમોદન આપ્યું. ટ્રાન્સવાલમાંથી પ્રતિનિધિ તરીકે આવેલા મી. એચ. એસ. એલ. પોલાકે ભાષણ આપ્યું અને હિન્દના ગૌરવને માટે દુઃખ સહન કરતા પુરૂષો તરફ સહાનુભૂતિ દર્શાવવાનું અને તેમને સહાય કરવાનું હિન્દને કહ્યુ. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ નાણાંની મદદની માગણી કરી, પુષ્કળ ઉત્સાહપૂર્વક તરત ઉઘરાણું કરવામાં આવ્યું; રૂ ૧૫,૦૦૦ ઝડપથી એકઠા કરવામાં આવ્યા, અને અર્ધા કલાકમાં બીજા રૂ. ૩,૦૦૦ ઉમેરવામાં આવ્યા ઠરાવ પસાર કરવામાં આવ્યો.

માણસોની સામે કામ ચલાવ્યા શિવાય તેમને દેશવટો આપવાની અને કારાગૃહમાં રાખવાની સત્તા આપનારા રેગ્યુલેશનો રદ કરવાની માગણી કરતો ઠરાવ ૧૦ મો બાબુ એ. ચૌધરીએ રજુ કર્યો. ઠરાવને રા. એચ. એસ દિક્ષિતે અનુમોદન આપ્યું, અને રા એ. એસ કૃષ્ણરાવે વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામા આવ્યો.

હિન્દીઓને લશ્કરમાં ઉચ્ચ જગ્યાઓ આપવા વિષે ઠરાવ અગીઆરમો રા. સેનાથી રાજએ રજુ કર્યો, સરદાર ગુરૂ મુખ સિંધે અનુમોદન આપ્યું અને પસાર કરવામા આવ્યો.

લાલા સંગમ લાલે બારમો ઠરાવ રજુ કર્યો, તેમાં જમીનના વેચાણને અટકાવનારા કાયદાઓનાં પરિણામોની તપાસ કરવાને માટે એક કમીશન નીમવાની માગણી કરવામાં આવી હતી, કેમકે તે કાયદાઓના અમલથી પંજાબમાં ગંભીર અસંતોષ થયો છે. પંજાબમાં લડવૈયા માલીકોના લોગ વર્ગના સંબંધમાં તેમણે પંજાબનો ઇતિહાસ કહ્યો અને બતાવી આપ્યું કે, હિન્દમાં અન્યત્ર જે કારણોથી ખેડુતો ગરીબ થતા જાય છે તેજ કારણો પંજાબમાં પણ કાર્ય કરી રહ્યાં છે, અને જમીન વિષેના કાયદા ભૂલ ભરેલા વિચાર પર રચાયલા છે. લાલા બજરાંગ રામે અનુમોદન આપ્યું, અને રા. મથરાદાસ દલારામ, સરદાર મેહરસીંધ ચાવલા, અને રા. બી. બી વિદ્રાસ સર્ફે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

રા. એન. એમ. સમર્થે જાહેર નોકરી વિષે ઠરાવ તેરમો રજુ કર્યો અને કહ્યું કે, ૧૮૫૮ ના ઢંઢેરાનો લૉર્ડ કર્ઝને જે અર્થ કર્યો હતો તે લૉર્ડ મોર્લીએ સ્વીકાર્યો નથી, કેમકે ૧૯૦૮ ના રાજ્ય સંદેશમાં તેમણે કહ્યું હતું કે ઢંઢેરાની નેમ "સર્વ કોમવાર ભેદો નષ્ટ કરવાની" છે રાય બહાદુર ખંડુભાઇ દેસાઇએ અનુમોદન આપ્યુ, ડૉ રણજીત સિંઘે મેડીકલ સર્વીસ વિષે ભાષણ આપ્યું, અને ઠરાવ પસાર કરવામા આવ્યો.

ચૌદમો ઠરાવ મી પીટર પૉલ પીલાઇએ રજુ કર્યો તે ખોરાકની ચીજોના ઉંચા ભાવો વિષે હતો અને તપાસને માટે કમીશન નીમવાની માગણી તેમા કરવામાં આવી હતી પ્રોફેસર વી. જી. કાલેએ અનુમોદન આપ્યુ, રા. વાચ્છા અને પંડિત ગોવિંદ સહાય શર્માએ વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામા આવ્યો.

પ્રમુખે પ્રમુખસ્થાનેથી નીચેના ઠરાવો રજુ કર્યા ઠરાવ પંદરમો સ્વદેશી હીલચાલ વિષે, સોળમો કેળવણી વિષે, સત્તરમો ન્યાયી અને કારોબારી ફરજો જૂદી પાડવા વિષે, તે સર્વ પસાર કરવામાં આવ્યા

વાયવ્ય સરહદ પ્રાતમા અસતોષ હતો તેની તપાસ કરવાની માગણી અઢારમા ઠરાવમા કરવામા આવી રા. પુરૂષોત્તમ લાલે તે રજુ કર્યો રા સુંદર સિંઘ ભાટીયાએ તેને અનુમોદન આપતા બતાવી આપ્યું કે, એ પ્રાતમા હિન્દુઓના જાનમાલ સહીસલામત નથી, ત્યાં જીર્ગા નામની કામ ચલાવવાની ખાસ પદ્ધતિ છે, જેમા ફોજદારી કાયદાના બીલકુલ જ્ઞાન વિનાના કેટલાક સરદારો કામ ચલાવીને માણસને લાંબા કેદખાનાની સજાઓ કરે છે ઠરાવ પસાર કરવામા આવ્યો.

પ્રમુખે પ્રમુખસ્થાનેથી નીચેના ઠરાવો રજુ કર્યા મી હ્યુમ, સર વિલિયમ વેડરબર્ન અને સર હેન્રી કૉટનનો ઉપકાર માનવાનો ઠરાવ ઓગણીસમો, સુચવામાં આવ્યા પ્રમાણે અખિલ હિન્દ કમિટીની નીમણુક કરતો ઠરાવ વીસમો, રા ડી ઇ. વાચ્છા, અને રા ડી એ. ખરેને જનરલ સેક્રેટરીઓ તરીકે નીમવાનો ઠરાવ બાવીસમો; અને કેળવણી ખાતાના અધિકારીઓના સર્ક્યુલરને લીધે વિદ્યાર્થીઓને પાછા ફરવાની ફરજ પડી ત્યારે સામાન્ય રીતે પોતાનાથી દશગણા વિદ્યાર્થીઓ જેટલુ કામ કરે તેટલું કામ થોડા સ્વયંસેવકોએ બહાર આવીને કર્યું હતું, તેમનો આભાર માનવાનો ઠરાવ ત્રેવીસમો.

પછી આવતે વર્ષે કોંગ્રેસ અલ્હાહાબાદમાં ભરવાનું આમંત્રણ ડૉ તેજબહાદુર સપ્રુએ આપ્યુ, અને તેનો સ્વીકાર કરવામાં આવ્યો

પ્રમુખનો આભાર માન્યા પછી પ્રમુખે વળતો ઉત્તર આપ્યો, અને ચોવીસમી કોંગ્રેસનો અંત આવ્યો

## ઠરાવો

### કોંગ્રેસનો શોક.

૧. ઠરાવ કરવામા આવે છે કે, બાબુ લાલમોહન ઘોષ અને બાબુ રમેશચંદ્ર દત્ત, ઉભય કોંગ્રેસના માજી પ્રમુખોના મૃત્યુથી દેશને અને સમાજને મોટી અને ન પૂરાય એવી ખોટ ગઇ છે તેની આ કોંગ્રેસ નોંધ લેવા ઇચ્છે છે. દેશની તેમણે કરેલી સેવાઓ તેમના દેશબંધુઓના કૃતજ્ઞતાપૂર્ણ સ્મરણમા હમેશા ટકી રહેશે

૨ ઠરાવ કરવામા આવે છે કે, માર્ક્વીસ ઑફ રીપનના મૃત્યુથી આ દેશને મોટી ખોટ ગઇ છે તેની કોંગ્રેસ નોંધ લે છે, તેમણે હિન્દના વાયસરૉય તરીકે પોતાની શ્રેયસ્કર, પ્રગતિમાન અને મુત્સદ્દીને શોભે એવી રાજ્યનીતિથી નામદાર સમ્રાટ્ની પ્રજાના સર્વ વર્ગોના સ્થાયી આદર, પ્રેમ અને કૃતજ્ઞતા મેળવ્યા હતા

### કોંગ્રેસનો આભાર.

૩. ઠરાવ કરવામા આવે છે કે, માન બાબુ એસ પી સિંહાને નામદાર ગવર્નર-જનરલની કારોબારી સભાના સભ્ય નીમવા માટે અને રાઇટ ઑન રા અમીર અલીને પ્રીવી કાઉન્સીલના સભ્ય નીમવા માટે આ કોંગ્રેસ નામદાર સમ્રાટ્નો આભાર માને છે

[ જુઓ ૨૩ ]

૨૧ ઠરાવ કરવામા આવે છે કે, હિન્દના રાજકીય ઉત્કર્ષને માટે સર વિલિયમ વેડરબર્ન, મી એ ઓ. હ્યુમ, સર હેન્રી કૉટન, અને

બ્રિટિશ કમિટીના અન્ય સભ્યોની નિઃસ્વાર્થ અને કઠિન સેવાઓને માટે તેમનો આભાર માને છે.

૨૩ ઠરાવ કરવામાં આવે છે કે, કેળવણી ખાતાના અધિકારીઓએ ખેંચી લીધેલા વિદ્યાર્થીઓની જગ્યા પૂરનાર સ્વયંસેવકોને આ કોંગ્રેસનો આભાર આપવામાં આવે છે.

## પ્રતિનિધિત્વ.

[ ધારાસભાઓના સુધારા વિષે ચોથા ઠરાવ માટે જુઓ પૃષ્ઠ ૨૮૨. ]

## કારોબારી સભાઓ.

૫. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દી ધારાસભાઓના ખરડાની ત્રીજી કલમ મૂળ ઘડવામાં આવી હતી તેની રૂએ સંયુક્ત પ્રાંતો, પૂર્વ બંગાલ, આસામ અને બ્રહ્મદેશમાં રાજ્યતંત્રના ઉપરીઓને સહાય આપવાને માટે કારોબારી સભાઓ સ્થાપવાની સત્તા ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સીલને અપાવાની હતી તે મૂળરૂપમાં પસાર કરવામાં આવી નહિ તેને માટે ખેદ દર્શાવીને આ કોંગ્રેસ ગંભીરતાપૂર્વક આગ્રહ કરે છે કે, ઉપર કહેલા પ્રાંતોમાં તે કાયદા હેઠળ કારોબારી સભાઓ સ્થાપવાનાં સત્વર પગલાં ભરવામાં આવે.

## પંજાબ.

૬. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાનો અભિપ્રાય નોંધે છે કે, નીચેનાં કારણોને લીધે પંજાબ માટે ઘડવામાં આવેલા કાનુનો સંતોષ આપવામાં નિષ્ફળ ગયા છેઃ

( ક ) કાનુનોમાં ધારાસભાની ઠરાવેલી સંખ્યા પ્રજાના સર્વ વર્ગો અને હિતોને પૂરતું પ્રતિનિધિત્વ આપવાને બસ નથી, તેમજ એ પ્રાંતે સામાજિક, કેળવણીવિષયક, ઔદ્યોગિક અને વ્યાપારી બાબતોમાં કરેલી પ્રગતિના પ્રમાણમાં તે સંખ્યા બસ નથી.

( ખ ) સ્થાનિક ધારા સભાને માટે કાનુનોએ ઠરાવેલું ચુંટાયલું તત્ત્વ અત્યંત ઓછું છે અને આ પ્રાંતની જરૂરીઆતો અને આવશ્યકતાઓને પહોંચી વળવાને બીલકુલ બસ નથી, અને વધારે આગળ નહિ વધેલા અન્ય પ્રાંતોના કરતાં પણ ઓછું છે.

( ગ ) જે પ્રાંતોમાં બીન-મહોમેદનોની લઘુમતી હોય ત્યાં લઘુમતીઓને સંરક્ષણ આપવાનો સિદ્ધાંત પંજાબમાં બીન-મહોમેદનોની લઘુમતી છે તેમને પ્રાંતિક અને વડી ધારાસભાઓમાં લાગુ પાડવામાં આવ્યો નથી.

( ઘ ) કાનુનો ઘડવામાં આવ્યા છે તે પ્રમાણે તેમનું વલણ વ્યાવહારિક રીતે વડી ધારાસભામાંથી બિન-મહોમેદનોને વેગળા રાખવાનું છે.

## વરાડ અને મધ્ય પ્રાંતો.

૭. ઠરાવ કરવામાં આવે છે કે, મધ્યપ્રાંતો અને વરાડમાં પ્રાંતિક ધારાસભા નહિ સ્થાપવાનો સરકારે ઠરાવ કર્યો છે, અને મધ્ય પ્રાંતોના જમીનદારો અને જીલ્લા અને મ્યુનીસીપલ બોર્ડોના સભ્યો તરફથી વડી ધારાસભા માટે બે સભ્યોની ચુંટણી કરવામાં વરાડને ભાગ ન લેવા દેવામાં આવ્યો તેથી ત્યાંની પ્રજામાં થયલો અસંતોષ દર્શાવવા આ કોંગ્રેસ ઇચ્છે છે, અને ઉપર કહેલી ફર્યાદો શીઘ્ર દૂર કરવાની આ કોંગ્રેસ સરકારને વિજ્ઞપ્તિ કરે છે.

## સ્થાનિક સ્વરાજ્ય.

૧૮. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાનો સંતોષ દર્શાવે છે કે, હિન્દી પ્રધાને સ્વીકાર્યું છે કે, ૧૮૮૨ ની સ્થાનિક સ્વરાજ્યની યોજનાનો યોગ્ય પ્રયોગ કરવામાં આવ્યો નથી, અને શહેરો અને ગામોની સ્થાનિક સંસ્થાઓને ખરેખાત સ્વરાજ્ય ભોગવતી કરવાની દિશામાં અસરકારક પ્રગતિ કરવાની આવશ્યક્તા તરફ હિન્દી સરકારનું ધ્યાન ખેંચ્યું છે, અને તે પોતાની ગંભીર આશા દર્શાવે છે કે, ગ્રામ્ય પંચાયતોથી પ્રારંભ કરીને તેથી ચઢતી સર્વ સ્થાનિક સંસ્થાઓમાં ચુંટણીનું તત્ત્વ રાખવાને, ચુંટાયલા બીન-અધિકારી પ્રમુખો રાખવાને સત્વર પગલાં ભરવાની સરકાર કૃપા કરશે અને તેમને નાણાંની પૂરતી મદદ આપશે.

## બંગાળના ભાગલા.

૮. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ હિન્દી સરકાર અને હિન્દી પ્રધાનને ગંભીર વિજ્ઞપ્તિ કરે છે કે, બંગાલના ભાગલાનો પ્રશ્ન પર ફરીથી વિચાર થવો ગાશક્ય છે, એમ તેને ગણવો નહિ, પરન્તુ શીઘ્ર તક સાધીને મજકુર ભાગલામાં એવો ફેરફાર કરવો કે, સઘળી બંગાળી ભાષા બોલતી પ્રજા એકજ રાજ્યતંત્ર હેઠળ રખાય,

આ કોંગ્રેસ નમ્રતાપૂર્વક કહે છે કે, આ કબુલ કરવામા આવેલી ભૂલ સુધારવાનું કાર્ય દીર્ઘદર્શી મુત્સદ્દીગિરિને છાજે એવું છે, તેથી બંગાલની પ્રજામા પુનઃ સંતોષ ફેલાશે, અન્ય પ્રાંતોને સંતોષ મળશે, અને સમગ્ર દેશમા નામદાર સમ્રાટની સરકારની ઇજ્જત વધશે

બંગાલના ભાગલાનો પ્રશ્ન ત્યાના અધિકારીઓ અને જાહેર પ્રજાની સમક્ષ મુકવાને બાબુ સુરેન્દ્રનાથ બેનરજી અને બાબુ ભુપેન્દ્રનાથ બસુને ડેપ્યુટેશન તરીકે ઇગ્લાંડ જવાને માટે આ કોંગ્રેસ નીમે છે.

### દક્ષિણ આફ્રિકા

૯ ઠરાવ કરવામા આવે છે કે, ટ્રાન્સવાલમા હિન્દીઓ મહોમેદન અને હિન્દુ પારસી અને ખ્રિસ્તી–પોતાના દેશના હિતને માટે વીરતાપૂર્વક જુલ્મ સહન કરે છે અને બહુ મોટી સંખ્યા સામે પ્રાથમિક દિવાની હકકોને માટે પોતાનુ શાંત અને સ્વાર્થહીન યુદ્ધ કરી રહ્યા છે તેમના ઉગ્ર દેશપ્રેમ, હીંમત અને આત્મ–ભોગને માટે આ કોંગ્રેસ પોતાનુ મહાન્ સાનંદાશ્ચર્ય દર્શાવે છે

આ કોંગ્રેસ શ્રી એમ કે ગાંધી અને તેમના શૂરવીર અને નીમકહેલાલ સાથીઓને અત્યંત અંતઃકરણપૂર્વક ઉત્તેજન આપે છે, અને પ્રત્યેક ધર્મ અથવા જાતિના સર્વ હિન્દીઓને કહે છે કે સંકોચ રાખ્યા વિના તેમને નાણાની સહાય આપવી અને આ સબંધમા દક્ષિણ આફ્રિકાના પોતાના દુઃખી દેશબંધુઓની જરૂર અને કસોટીની ઘડીએ રૂ ૨૫,૦૦૦ ની ઉદાર રકમ રા. આર જે તાતાએ જે દેશપ્રેમની લાગણીઓથી પ્રેરાઇને આપી છે, તેની કોંગ્રેસ કદર કરે છે

આ કોંગ્રેસ હિન્દી સરકારને ગંભીર આગ્રહ કરે છે કે, જ્યા સુધી દક્ષિણ આફ્રિકાના યુનીયનના અધિકારીઓ પોતે જે સ્વાર્થી અને એકપક્ષીય રાજ્યનીતિ જાહેર કરે છે અને તેનો અમલ કરે છે તેને વળગી રહે અને સામ્રાજ્યના નાગરિક તરીકે નામદાર સમ્રાટની હિંદી પ્રજાને તેમના ન્યાયી હકકોની ના પાડવાનો તેમનો દુરાગ્રહ ચાલુ રાખે ત્યા સુધી તે યુનીયનના કોઇ પણ વિભાગોને માટે ગીરમીટીયા હિન્દી મજુરો ની ભરતી અટકાવવાની અને ત્યાના અધિકારીઓ હિન્દી હિતો તરફ જેવું વર્તન ચલાવે છે તેવુ વર્તન તેમની તરફ ચલાવવાની આવશ્યકતા છે

માત્ર ગોરા લોકોની વસાહતોને માટે અવિકસિત જમીનના વિશાળ ભાગો બ્રિટિશ સામ્રાજ્યના સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનોના પોતાનાજ હાથમા રહેવા દેવાની તરફેણમા જોખમદાર મુત્સદ્દીઓના ઉદ્ગારની સામે આ કોંગ્રેસ અણગમો દર્શાવે છે અને એમ બતાવી આપવાની પોતાની ફરજ સમજે છે કે, જ્યારે એશિયામા તેનાથી વિરૂદ્ધ–ખુલ્લા દ્વારની રાજ્યનીતિનો ઉપદેશ આપવામા આવે છે અને તેનો અમલ કરવામા આવે છે ત્યારે બ્રિટિશ તાજની સકળ એશિયાવાસી પ્રજા સામે એ પ્રદેશમા બારણું બંધ કરવાની અને સંપૂર્ણ બ્રિટિશ નાગરિકતાના હકકો આપવાની ના પાડવાની રાજ્યનીતિ સામ્રાજ્યને માટે ગંભીર હાનિથી ભરેલી છે અને તે જેટલી અધાર્મિક છે, તેટલીજ ડહાપણવિહોણી છે

### દમન

૧૦ ઠરાવ કરવામા આવે છે કે, એકપક્ષીય અને કસોટી નહિ કરવામા આવેલી હકીકત પર આધાર રાખીને લેવાયલા સરકારી કાર્યમા અન્યાયનું ગંભીર જોખમ છે, અને દેશની ધારાપોથીમા વ્યાજબી રીતે મનાઇ કરવાને તથા સજા કરવાને માટે બીજા કાયદા પુરતા છે તે જોતા દેશવટા વિષેના જૂના રેગ્યુલેશનો રદ કરવાનો આ કોંગ્રેસ સરકારને આગ્રહ કરે છે, અને પ્રાર્થના કરે છે કે, ગયે વર્ષે બંગાલમાથી જેમને દેશવટો આપવામા આવ્યો હોય તેમને વિશેષ બંધનમા રાખ્યા વિના મુક્ત કરવા, અથવા તો તેમની સામે જે આરોપો હોય અને જેમને સાંભળ્યા વિના સજા કરવામા આવી હોય તે આરોપો સામે બચાવ કરવાની તક આપવી

### લશ્કરવિષયક

૧૧ ઠરાવ કરવામા આવે છે કે, ઉચ્ચતર લશ્કરી કારકીર્દિઓમાથી દેશના બાળકોનો બહિષ્કાર ચાલુ રાખવામા આવ્યો છે તેની સામે આ કોંગ્રેસ અણગમો દર્શાવે છે, અને એવી કારકીર્દિઓ તેમને માટે ખુલ્લી મુકવી જોઇએ એમ કહેતાં

સૂચના કરે છે કે, લશ્કરી કૉલેજો સ્થાપવી, જ્યાં લશ્કરમાં નામદાર સમ્રાટના કમીશનના હોદ્દાને માટે યોગ્યતા પ્રાપ્ત કરવાને માટે આવશ્યક તાલીમ હિન્દીઓ મેળવે. [ જુવો ૧૯ (ખ) ]

જમીન વિષેના કાયદા.

૧૨. ઠરાવ કરવામાં આવે છે કે, પંજાબમાં અને અન્યત્ર પ્રાન્તના મોટા વિભાગોમાં જમીન વેચાણ અને એવા બીજા કાયદાઓના અમલથી ગંભીર અસંતોષ થયો છે તે જોતાં આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, જે પ્રાંતોમાં જમીનનો નીકાલ કરવાનો અટકાવ કરનારા કાયદાઓનો અમલ થતો હોય તે પ્રાંતોમાં એવા કાયદાઓની રાજ્યનીતિ અને કાર્યની સંપૂર્ણ અને વિગતવાર તપાસ કરવાનો સમય આવી પહોચ્યો છે; અને સરકારને આગ્રહ કરે છે કે, એ કાયદાથી ખેતીવાડીના હિતોને અને તેનાથી જે વર્ગને ફાયદો કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો હતો તેમને ખરેખાત ફાયદો થયો છે કે નહિ ? અને ખેતીવાડીના ઉદ્યોગના વિકાસ અને ભાવિને નુકસાન કરે અને પ્રજાના અમુક ખાસ વર્ગ અથવા વિભાગમાં અસંતોષ ઉપજાવે એવી વિલક્ષણતાઓ, હાડમારીઓ અને હકકની ઉણપો તેણે ઉત્પન્ન કરી છે કે નહિ ? તે નકકી કરવાને માટે તપાસ કરવાને અધિકારીઓનું અને બીન-અધિકારી હિન્દી પ્રતિનિધિઓનું મિશ્ર કમીશન નીમવું.

જાહેર નોકરી

૧૩. ઠરાવ કરવામાં આવે છે કે, (ક) ૧૮૫૮ના ઢંઢેરામાં દેશની જાહેર નોકરીમાં હિન્દની પ્રજાને ઉચ્ચતર જગ્યાઓ આપવામાં કોમ કોમના ભેદો નષ્ટ કરવાની જે રાજ્યનીતિ દર્શાવવામાં આવી હતી, અને ગયા વર્ષના નામદાર સમ્રાટના સંદેશમાં તેનું સમર્થન કરવામાં આવ્યું હતું, તેનો અમલ કરવાને માટે હિન્દી પ્રધાન અને વાઇસરાયે કૃપા કરીને છેલ્લા ત્રણ વર્ષોમાં જે પ્રયત્નો કર્યા છે તે પ્રયત્નો આ કોંગ્રેસ કૃતજ્ઞતા પૂર્વક સ્વીકારે છે.

તથાપિ આ કોંગ્રેસનો મજબુત અભિપ્રાય છે કે, આ રાજ્યનીતિનો અસરકારક રીતે અમલ કરવાને ૨ જી જુન ૧૮૯૩ ના દિવાને આમના ઠરાવનો અમલ કરવો જોઇએ, અને ફક્ત ઇગ્લાંડમાં લેવામાં આવતી સર્વ પરીક્ષાઓ એક સાથે હિન્દમાં અને ઇગ્લાંડમાં લેવાવી જોઇએ, અને જાહેર નોકરીની ઉચ્ચતર શાખાઓમાં પ્રથમ નીમણૂંકો હિન્દમાં કરવામાં આવે છે તે સર્વ ફકત હરીફાઇની પરીક્ષાથી કરવી જોઇએ.

( ખ ) (૧) યોગ્ય મેડીકલ પુરૂષો ઇન્ડીઅન મેડીકલ સર્વીસના ન હોય તેમને સીવીલ મેડીકલ સર્વીસની ઉચ્ચ જગ્યાઓ પર નીમવાના હિન્દી પ્રધાનના ખરીતા માટે આ કોંગ્રેસ તેનો આભાર માને છે ( ૨ ) જાહેર પ્રજાના, મેડીકલ સર્વીસ અને ધંધાના હિતને માટે તેમજ ખર્ચમાં કરકસર કરવાને માટે પૂર્વગામી કોંગ્રેસો સાથે સંમત થઇને આ કોંગ્રેસ કહે છે કે, હિન્દી લશ્કરી મેડીકલ સર્વીસથી સંપૂર્ણ સ્વતંત્ર હિન્દી સીવીલ મેડીકલ સર્વીસની અલગ સ્થાપના કરવી

ખોરાકની ચીજોના ઉચ્ચ ભાવો.

૧૪ ઠરાવ કરવામાં આવે છે કે આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, ગયા કેટલાંક વર્ષોમાં ખોરાકની ચીજોના ઉચ્ચ ભાવો જોતા અને તેથી ખાસ કરીને મધ્યમ અને ગરીબ વર્ગોને વેઠવી પડતી હાડમારીઓ જોતા, તે અનિષ્ટ કેટલા પ્રમાણમાં અને કયા ઉપાયોથી દૂર થઇ શકે અથવા તેની અસરો ઓછાંમાં ઓછી થઇ શકે તે નક્કી કરવાને માટે એવા ઉચ્ચ ભાવોનાં કારણોની તપાસ યોગ્ય રીતે રચાયલા કમીશન દ્વારા સરકારે કરવી જોઇએ.

સ્વદેશી.

૧૫ ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ સ્વદેશી હીલચાલને અત્યંત અંતઃકરણપૂર્વક અનુમોદન આપે છે, અને દેશમાં વિકસાવી શકાય એવા ઉદ્યોગોના વિકાસને ઉત્તેજન આપવાને માટે ગંભીર અને ચાલુ પ્રયત્નો કરીને તેની ફતેહને માટે પરિશ્રમ કરવાની, અને થોડોક ભોગ આપીને પણ આયાત થયલી ચીજો કરતા જ્યાં જ્યાં વ્યવહારિક હોય ત્યાં હિન્દી પદાર્થો પસંદ કરીને હિન્દી બનાવનારાઓના પ્રયત્નોને ઉત્તેજવાની દેશની પ્રજાને આજ્ઞા કરે છે.

કેળવણી.

૧૬ ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે,

(ક) સમગ્ર દેશમાં પ્રાથમિક કેળવણી તત્કાળ મફત કરવામાં ક્રમશઃ ફરજીઆત કરવાનાં,

(ખ) માધ્યમિક અને ઉચ્ચતર કેળવણીને વધારે મોટી નાણાંની રકમો આપવાના (સર્વ પછાત વર્ગોને કેળવવાને આવશ્યક લાગે ત્યાં ખાસ ઉત્તેજન આપીને)

(ગ) સ્થાનિક આવશ્યકતાઓ ધ્યાનમાં રાખીને ભિન્ન ભિન્ન પ્રાંતોમાં ઔદ્યોગિક અને પારિભાષિક કેળવણી આપવાની પૂરતી સગવડ કરવાનાં, અને

(ઘ) આ દેશમાં કેળવણીની રાજ્યનીતિ અને પદ્ધતિ ઘડવામાં હિન્દી જાહેર અભિપ્રાયના અગ્રણીઓને અસરકારક અવાજ આપવાનાં,

પગલાં સરકારે શીઘ્ર ભરવાં જોઇએ.

આ કોંગ્રેસના અભિપ્રાય પ્રમાણે દેશમાં ભિન્ન ભિન્ન પ્રાંતોની પરિસ્થિતિને સાનુકૂળ સાહિત્યવિષયક, વૈજ્ઞાનિક, પારિભાષિક અને ઔદ્યોગિક કેળવણીની સ્વતંત્ર પદ્ધતિ પોતાની મેળે રચીને સરકારનાં વર્તમાન સંસ્થાઓ અને પ્રયત્નોમાં પૂરવણી કરવાનો પ્રશ્ન સમગ્ર દેશની પ્રજાએ ગંભીરતાપૂર્વક ઉપાડી લેવાનો સમય આવી પહોંચ્યો છે.

### ન્યાયી અને કારોબારી ફરજોનો વિભાગ

૧૭. ઠરાવ કરવામાં આવે છે (ક) કે, આ કોંગ્રેસ પોતાની ખેદની લાગણીની નોંધ લે છે કે, સરકારે આશાઓ આપી હતી કે, કારોબારી અને ન્યાયી ફરજોને જલ્દી જૂદી પાડવામાં આવશે, તથાપિ તે દિશામાં અસરકારક પગલાં ભરવામાં આવ્યાં નથી, અને આ કોંગ્રેસ પૂર્વ-ગામી કોંગ્રેસો સાથે સંમત થઇને ત્રિનાપિક બે અને ફરજોને સંપૂર્ણ જૂદી પાડવા કહે છે.

(ખ) આ કોંગ્રેસ પહેલાંની કોંગ્રેસો સાથે સંમત થઇને કહે છે, કે,, દેશના સર્વ ભાગોમાં જ્યુડીશ્યલ સર્વીસની જગ્યાઓ મુખ્યત્વે કાયદાના ધંધામાંથી પૂરવી

### કાયમની જમાબંદી.

૧૯. ઠરાવ કરવામાં આવે છે કે, પહેલાની કોંગ્રેસો સાથે સંમત થઇને આ કોંગ્રેસ કહે, છે કેઃ

(ક) જમીન વિષેની રાજ્યની માગણીની વ્યાજબી અને ચોક્કસ મર્યાદા, અને કાયમની જમાબંદી અથવા ટુંક મુદ્દતમાં ફરી ફરી જમાબંદી જે પ્રાંતોમાં કરવામાં આવે છે ત્યાં કમમાં કમ સાઠ વર્ષની મુદ્દતી જમાબંદી એજ આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર ખેડુતોની વર્તમાન અસંતોષકારક આર્થિક સ્થિતિ સુધારવાનાં એકલાં સાધનો છે, અને

(ખ) દર વર્ષે વધતા જતા લશ્કરી ખર્ચમાં ઘટાડો જે ખર્ચ દેશની લગભગ એક *તૃતીયાંશ આવક ગળી જાય છે, અને તેથી* લોકોપયોગી ઘણાં કાર્યોને માટે, ખાસ કરીને કેળવણી અને આરોગ્યને માટે (જેમને હઇ નાણાંની ઘણી તંગી વેઠવી પડે છે) ફાજલ પડેલી રકમનો ઘણો મોટો ભાગ બાકી કહે છે.

### વાયવ્ય સરહદ પ્રાંત.

૨૦. ઠરાવ કરવામાં આવે છે કે, વાયવ્ય સરહદ પ્રાંતની પ્રજા હમણાં જે રાજ્યતંત્ર હેઠળ છે, તેથી તેમનામાં ગંભીર અસંતોષ ફેલાયલો હોવાથી આ કોંગ્રેસ હિન્દી સરકારને ગંભીરતાપૂર્વક કહે છે કે, તેમની ફર્યાદોની જાહેર રીતે તપાસ કરવી અને પંજાબની પ્રજા સાથે સરખામણીમાં તેમને જે ગેરલાભો વેઠવા પડતા હોય તેમના ઉપાયો યોજવાને પગલાં ભરવાં.

### સામાન્ય.

૨૨. ઠરાવ કરવામાં આવે છે કે, આવતા વર્ષને માટે રા. ડી. ઇ. વાચ્છા અને રા. દાજી અબાજી ખરેને જનરલ સેક્રેટરીઓ નીમવામાં આવે છે.

૨૩. ઠરાવ કરવામાં આવે છે કે, નાતાલ પછી ૧૯૧૦ માં હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની આગામી સભા અલ્લાહાબાદમાં ભરવી.

# પચીસમું પ્રકરણ.

## પચીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

પચીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ અલ્લાહાબાદમાં ૧૯૧૦ ની ૨૬, ૨૭, ૨૮, અને ૨૯ મી ડીસેમ્બરે મળી. કોંગ્રેસનો મંડપ કોર્ટની સામેની જમીન પર ઉભો કરવામાં આવ્યો હતો, તેની રચના એવી સુંદર કરવામાં આવી હતી કે, તેની પચીસ બાજુઓ હતી અને પચીસ બારણાં હતાં, પ્રત્યેક દ્વાર પર એક એક પ્રમુખની છબી હતી ૬૩૬ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી અને લગભગ ૪,૦૦૦ પ્રેક્ષકો કાર્યવાહીમાં ભાગ લેવા આવ્યા હતા

પ્રતિનિધિઓ નીચે પ્રમાણે હતા

| | |
|---|---|
| મદ્રાસ | ૧૨૧ |
| મુંબઇ (૮૦) | |
| સિંધ (૫૮) | ૧૩૮ |
| બંગાળ | ૮૫ |
| સંયુક્ત પ્રાંતો | ૨૦૨ |
| પંજાબ | ૨૭ |
| મધ્ય પ્રાંતો | ૧૬ |
| વરાડ | ૮ |
| બિહાર | ૩૯ |
| | ૬૩૬ |



સર વિલિયમ વેડરબર્ન
પચીસમી કોંગ્રેસના પ્રમુખ

અહીંયા ધ્યાનમાં રાખવું જોઇએ કે અહીંયા મધ્ય પ્રાંતોને અને વરાડને ચોક્કસ પ્રકારે જુદા પાડવામાં આવ્યા છે, અને યાદીમાં બ્રહ્મદેશ આપણા જોવામાં આવતો નથી

સર વિલિયમ વેડરબર્નને પ્રમુખ તરીકે ચુંટી કાઢવામાં આવ્યા હતા અને એક તરફથી સુરતની પીડાથી ઉત્પન્ન થયલી અને બીજી તરફથી ચુંટણી કરવામાં ધાર્મિક પ્રશ્ન દાખલ કરવાથી હિન્દુઓ અને મહોમેદનો વચ્ચે ખીલો મારવામાં આવ્યો હતો તેથી ઉત્પન્ન થયલી મુશ્કેલીઓ દૂર કરવાની આશાપૂર્વક તે ઇંગ્લાંડથી આવ્યા હતા સ્વાગત સભાના પ્રમુખ તરીકે માન પંડિત સુંદરલાલે પ્રમુખ અને પ્રતિનિધિઓને આવકાર આપ્યો, અને તે કહી શકશે કે દિવાની અને લશ્કરી અધિકારીઓ, ઉત્તમ વ્યવસ્થા કરવામાં સભાને સહાય આપી હતી. કોંગ્રેસના કેટલાક જૂના રત્નોની ખોટની નોંધ લીધા પછી, તેમણે સર વિલિયમ વેડરબર્નને આવકાર આપ્યો, હિન્દના કલ્યાણ માટેના તેમના અખંડ પરિશ્રમને લીધે તેમણે પ્રત્યેક હિન્દીનો પ્રેમ મેળવ્યો છે પછી નામદાર સમ્રાટ સપ્તમ એડવર્ડના મૃત્યુ માટે શોક દર્શાવવામાં આવ્યો, નવીન સમ્રાટ પ્રતિ રાજ્યભક્તિ દર્શાવવામાં આવી અને નવીન સમ્રાટ પોતાની સામ્રાજ્ઞી સહ હિન્દની મુલાકાત લેશે એવું વચન અપાયું હતું તેને માટે હુકમા હર્ષ બતાવ્યો વાયસરોય અને હિન્દી પ્રધાન બદલાયા હતા, અને કેળવણીના ખાતા તરફ, ન્યાયી અને કારોબારી કરવાના વિભાગ અને સંયુક્ત પ્રાંતોમાં કારોબારી સભાની સ્થાપનાની આવશ્યકતા તરફ નવા વાયસરોય, લૉર્ડ હાર્ડીંજનું ધ્યાન થોડાક વાક્યોમાં ખેંચવામાં આવ્યું સર વિલિયમ વેડરબર્ન હિન્દુઓ અને મહોમેદનોની પરિષદ ભરવાના હતા નોંધ લેવા જેવી વાત એ હતી કે, સંયુક્ત પ્રાંતોના જીલ્લા અને મ્યુનિસી-

પક્ષ બોર્ડોમાં અલગ મતદાર મંડળો ન હતાં, જીલ્લા બોર્ડોના ૬૬૩ સભ્યોમાંથી સામાન્ય મતદાર મંડળે ૪૪૫ હિન્દુઓ અને ૧૮૯ મહોમેદનો ચુંટી કાઢયા હતા, અને મ્યુનિસીપાલીટીઓમા ૬૬૫ માં થી ૫૬૨ હિન્દુઓ હતા અને ૩૧૦ મહોમેદનો હતા, જે ઉપરથી માલુમ પડે છે કે, જે પ્રાંતમા મુસ્લીમ પ્રજા ફક્ત એક સપ્તમાંશ છે ત્યાં પણ હિન્દુઓએ મોટી સંખ્યામાં તેમને મતો આપ્યા હતા સર જૉન હ્યુએટે કહ્યુ હતું કે, ચુંટણીઓમાં ધાર્મિક ભેદો દાખલ કરીને તેમના મિત્રતાના સંબંધોમા પ્રત્યવાય નાખવો એ અત્યંત શોચનીય છે.

બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ દરખાસ્ત મુકી કે સર વિલિયમ વેડરબર્ને પ્રમુખપદ લેવું, અને તેમણે દીર્ઘકાળથી ભક્તિપૂર્વક હિન્દની કરેલી સેવાઓની કૃતજ્ઞતા પૂર્વક સ્તુતિ કરી દરખાસ્તને રા ડી. ઇ. વાચ્છાએ અનુમોદન .આપ્યુ, માન. રાવ બહાદુર આર એન. મુધોલકર, માન. રા. એન સુભારાવ, માન લાલા હરકીસનલાલ રા. યુસફ હસન અને માન પંડિત મદન મોહન માલવીયે વિશેષ અનુમોદન આપ્યું, અને ઉત્સાહ પૂર્ણ તાલીઓ વચ્ચે તેમણે પ્રમુખપદ લીધું.

પ્રમુખે પ્રારભમા હિન્દના ઉજ્જવલ ભવિષ્ય વિષે પોતાનો વિશ્વાસ દર્શાવ્યો. "હિન્દ સુખી થવાને યોગ્ય છે, થોડા સમય ઉપર દાખલ કરવામા આવેલા સુધારાઓમા આશા રાખવાનું આપણને કારણ છે, અને એને પરિણામે શાંતિ અને સહકાર્ય થવા જોઇએ" મુખ્ય ભેદો (૧) યુરોપીઅન અધિકારીઓ અને કેળવાયલા હિન્દીઓ વચ્ચે, (૨) હિંદુઓ અને મહોમેદનો વચ્ચે; અને (૩) વિનીતો અને ઉદ્દામો વચ્ચે છે. ત્યાર પછી તેમનું અનુક્રમે વિવેચન કર્યું, અને "અપરાધીની શોધમા વિવેક રાખ્યા વિના ધરોની ઝડતી લેવી, કામ ચલાવવું અને બીજી રીતો ગ્રહણ કરવી" એ તિરસ્કરણીય છે, ત્યાર પછી (૨) અને (૩) હેઠળ સુસંપ રાખવાનો તેમણે આગ્રહ કર્યો

પછી પ્રમુખે કોંગ્રેસના નીચે પ્રમાણે વર્ગ પાડયા' (૧) હિન્દમા મંડનાત્મક કાર્ય, જાહેર અભિપ્રાયને કેળવવો, અને તેને સંઘટ્ટ બનાવવો; (૨) સરકારને વિનતિઓ કરવી; અને (૩) ઇગ્લાંડમાં પ્રચાર કરવો. છેલ્લી બાબત વિષે તેમણે મજબૂત આગ્રહ કર્યો. સ્વાશ્રયનો નવીન જુસ્સો સારો છે, પરન્તુ તેથી અન્ય દેશોની પ્રજાનો તિરસ્કાર આવવો ન જોઇએ જો હિન્દના અગ્રણીઓ બ્રિટિશ પ્રજાની સાથે મળીને કાર્ય કરશે તો બ્રિટિશ સામ્રાજ્યના આશ્રય હેઠળ "યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ ઇંડીઆ" ને આવતાં લાંબો સમય નહિ જાય

રા. ડી ઇ. વાચ્છાએ રા. દાદાભાઇ નવરોજી, ડૉ રાસબિહારી ઘોષ અને બીજાઓના તાર વાચ્યા, અને વિષય નિર્ણાયક સભામા પોતાના પ્રતિનિધિઓ ચુંટી કાઢવાની રા. ડી એ ખરેએ કોંગ્રેસ પ્રતિનિધિઓને વિનતિ કરી.

બીજે દિવસે પ્રારંભમાં પ્રમુખસ્થાનેથી પ્રમુખે પ્રથમ ત્રણ ઠરાવ રજુ કર્યા પહેલો ઠરાવ નરેશ સપ્તમ એડવર્ડના મૃત્યુ માટે ઊંડો શોક દર્શાવનાર હતો ઉભા થઇને મૌનપૂર્વક તે પસાર કરવામાં આવ્યો. બીજા ઠરાવમા નરપતિ પંચમ જ્યોર્જ પ્રતિ કોંગ્રેસની રાજ્યભક્તિ બતાવવામા આવી, અને સમ્રાટ્ અને સામ્રાજ્ઞી હિન્દની મુલાકાતે આવવાનાં છે તે વાતને વધાવી લીધી અને તાલીઓની ગર્જનાપૂર્વક તે પસાર કરવામા આવ્યો. ત્રીજા ઠરાવમા નવા વાયસરોય લૉર્ડ હાર્ડીજને આવકાર આપવામાં આવ્યો, અને કોંગ્રેસ તરફથી તેમને આપવાનું માનપત્ર ઘડી કાઢવાની એક કમિટિ નીમવામા આવી, અને તે માનપત્ર આપવાને તેમની સમક્ષ જનાર પ્રતિનિધિ મંડળનાં નામો દર્શાવવામા આવ્યાં સર વિલિયમ વેડરબર્ને કહ્યુ કે, 'એક વાયસરોય મિત્રતાપૂર્વક અંગત સ્વીકાર કરીને કોંગ્રેસને આવકાર આપે" એ સમય પ્રથમ આવ્યો છે. અમે ઉમેદીશુ કે હિન્દી લાગણી તરફ લૉર્ડ હાર્ડીજે જે કાર્યો વડે પોતાની સહાનુભૂતિ દર્શાવી હતી, તેમાનુ એ પ્રથમ હતું. ઠરાવ સર્વાનુમતે પસાર કરવામા આવ્યો.

વાયસરોયની કારોબારી સભામાં કાયદાના સભ્યની જગ્યાએ અંગ્રેજ બેરીસ્ટરનેજ નીમવામા આવે છે તે વિષે ચોથો ઠરાવ હતો, જેમાં કહેવામા આવ્યું હતું કે, એડવોકેટો અને વકીલો પણ

એ નીમણુંકને માટે યોગ્ય ગણાવા જોઇએ. માન. રા. એસ. સિંહાએ તે રજુ કરતાં જણાવ્યું કે, પસંદગીનું ક્ષેત્ર સંકુચિત કરવામાં ડહાપણ નથી, અને કહ્યું કે, ડૉ. રાસબિહારી ઘોષ વકીલ છે, અને ખરેખર યોગ્યતામાં બેરીસ્ટરથી ઉતરે એવા નથી. રાવ બહાદુર બી. એન. શર્માએ અનુમોદન આપતાં કહ્યું કે, વિખ્યાત વકીલોએ મદ્રાસમાં વકીલાતના ધંધાને શોભાવ્યો છે. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

સંસ્થાનોમાં હિન્દીઓ વિષેનો ઠરાવ પાંચમો રજુ કરવાની આજ્ઞા એકવાર ફરીથી રા. જી. એ. નેટેસનને કરવામાં આવી, અને તેમણે કહ્યું કે, કે, દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓનાં દુઃખોનું ખરેખર સર્વને જ્ઞાન છે. બ્રિટિશ સરકારની ફરજ છે કે, પોતાની પ્રજાનું સંરક્ષણ કરવું, અને સત્યાગ્રહીઓના શૌર્યની પ્રશંસા કરી. રા. મણિલાલ ડૉકટરે અનુમોદન આપ્યું, અને મોરીશસમાં હિન્દીઓએ વેઠવા જુલ્મની કથા કહી. રા. રઘુનંદન પ્રસાદે અને રા. દેવીપ્રસાદે તેને વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

સ્વદેશી હીલચાલને અનુમોદન આપનારો છઠ્ઠો ઠરાવ રા. સી. વાય. ચિંતામણીએ રજુ કર્યો, અને તેમણે કહ્યું કે, પોતાના દેશની ચીજો વાપરીને સ્વદેશી ઉદ્યોગોને સહાય આપવાની દેશવાસીઓની ફરજ છે. પરદેશી ચીજોની આયાત વધી છે, અને સાળો પણ પરદેશમાંથી આણવામાં આવે છે, સ્વદેશી ભંડાર ગૃહો સ્થાપીને સ્વદેશી માલની ખરીદી સરળ કરવી જોઇએ, કેમકે, રા. રાનડેએ કહ્યું હતું તેમ હિન્દને "ઇગ્લાંડનો એક બગીચો ગણવામાં આવે છે જેમાં ઉગતી કાચી જણસો બ્રિટિશ એજંટો બ્રિટિશ વહાણોમાં ભરે છે, બ્રિટિશ બુદ્ધિ અને મુડીથી તે તૈયાર બને છે અને પોતાના બ્રિટિશ એજંટો મારફતે પોતપોતાની હિન્દમાંની બ્રિટિશ પેઢીઓમાં બ્રિટિશ વ્યાપારીઓ તેમની હિન્દમાં પાછી નિકાશ કરે છે."

બાબુ જીતેન્દ્રલાલ બેનરજીએ અનુમોદન આપ્યું, અને કહ્યું કે પ્રત્યેક લોકે સ્વદેશી માલ વાપરવો જોઇએ. રા. દ્વારકાનાથ, રા. ડી. વી. કૃષ્ણરાવ, બાબુ સચીન્દ્રપ્રસાદ બસુ અને રા. લોકમલ ચેલારામે તેને વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

બાબુ જોગેન્દ્રનાથ મુકરજીએ સાતમો ઠરાવ ન્યાયી અને કારોબારી ફરજો જુદી પાડવા વિષે અને જ્યુડીશ્યલ સર્વીસમાં કાયદાના ધંધાદારીઓની નીમણુકો કરવા વિષે રજુ કર્યો. તેમણે કહ્યું કે, ૧૮૯૩ ના પોલીસ કમીશને તે ફરજો જુદી પાડવાની ભલામણ કરી હતી, અને લૉર્ડ હૉબ્હાઉસ અને બીજાઓએ ૧૮૯૯ માં એક અરજી કરી હતી; લૉર્ડ કર્ઝને પોતાના બાર સુધારાઓમાં તેનો સમાવેશ કર્યો હતો અને લૉર્ડ મોર્લીએ તેને ૧૯૦૮ માં બાહાલી આપી છે. તથાપિ અસરકારક પગલાં ભરવામાં આવ્યાં નથી. માન. રા. બ્રજકિશોરે અનુમોદન આપતાં પોતાના જીલ્લામાં બનેલી એક વાત કહી એ, મહંત મંદિરમાં ઘંટડી વગાડતો હતો, અને તેથી મેજીસ્ટ્રેટને ચીડ ચઢી; તેથી તેણે પોતાના સીપાઈ પાસે ફર્યાદ કરાવી, મુકરદમો તેની પાસે આવ્યો, એટલે તેણે મહંતને અપરાધી ઠરાવ્યો, અને દંડ કર્યો અને તે દંડનો કેટલોક ભાગ પેલા સીપાઇને પણ આપ્યો.

રા. સી. પી. રામસ્વામી ઐયરે કહ્યું કે, બ્રિટિશ રાજ્યમાં એ વિષય પર ભાષણ કરવાની આવશ્યકતા હોવી ન જોઇએ, કેમકે પોતાના કાયદાઓના વહીવટમાં કારોબારી અધિકારીઓ માથું ન મારે તેને માટે બ્રિટિશો સદૈવ ખાસ કાળજી રાખે છે. કલેકટર કાયદાને માટે અને વ્યવસ્થાને માટે જવાબદાર છે, અને તેણે ન્યાય પણ આપવો જોઇએ એવા વિધાન વિના બ્રિટિશ તાજ હેઠળ આના સુધારાનો પક્ષ કરવાની આવશ્યકતા હોય નહિ. બીજા ભાગને માટે મારે ફક્ત એટલુંજ કહેવું જોઇએ કે, ન્યાયાધીશ (જડ્જ) ની જગ્યા પૂરવામાં બીલ્કુલ તાલીમ આવશ્યક નથી એમ ધારવામાં આવતું દેખાય છે. તાલીમ વિના કોઇ પણ ડૉક્ટરને પોતાનો ધંધો કરવા દેવામાં આવતો નથી, અને તાલીમ વિના કોઇ એન્જીનીયરને એન્જીન સોંપવામાં આવતું નથી, પરન્તુ "ન્યાય આપવામાં એ આવશ્યક વાત એ છે કે કાયદાના સિદ્ધાંતો વિષે

કાંઇપણું જ્ઞાન મેળવવાની આવશ્યકતા નથી." ઠરાવ પસાર કરવામાં આવ્યો.

સંયુકત પ્રાંતો અને પંજાબને માટે કારોબારી સભાઓની માગણી કરનારા આઠમા ઠરાવ સાથે બીજા દિવસના કાર્યની સમાપ્તિ થઇ. પંડિત ગોકર્ણનાથ મિશ્રે તે રજુ કર્યો, તેમણે એ સભાઓની સ્થાપનાનો ઇતિહાસ સંક્ષેપમાં કહ્યો; લૉર્ડ મોર્લીના હિન્દી સભાઓના ખરડામાં એક કલમ નાખવામાં આવી હતી કે, મોટા પ્રાંતોમાં કારોબારી સભાઓ સ્થાપવી, પરન્તુ જો કે દિવાને આમમાં ખરડો પસાર થયો તથાપિ જ્યારે તે ઉમરાવો સમક્ષ આવ્યો ત્યારે લૉર્ડ કર્ઝન અને લૉર્ડ મૅકડોનેલ ખરડાની કાપકૂપ કરવામાં સફળ થયા હતા. મજબૂત વાંધા ઉઠાવવામાં આવ્યા હતા, પરન્તુ હંમેશની જેમ તે તરફ ધ્યાન આપવામાં આવ્યું ન હતું. રા. પી. એલ. રાજપાલે જુસ્સાદાર ભાષણ આપીને અનુમોદન આપ્યું, ઠરાવ પસાર થયો અને કોંગ્રેસ મુલત્વી રહી.

ત્રીજે દિવસે કોંગ્રેસ પાછી મળતાં સ્થાનિક સ્વરાજ્ય વિષે ડૉ. ગોરે નવમો ઠરાવ રજુ કર્યો. જ્યારે ૧૮૮૨ માં લૉર્ડ રીપને સ્થાનિક સ્વરાજ્યની યોજના આકારી હતી ત્યારે સર્વ એમ ધારતા કે, સ્થાનિક કારોબારના વહીવટમાં પ્રજાને અસરકારક અધિકાર આપવામાં આવશે, પરન્તુ જ્યારે તે ગયા ત્યારે પ્રતિક્રિયા થઇ; અધિકારી પ્રમુખો, કલેકટરો અને તહસીલદારોને જીલ્લા અને તાલુકા બોર્ડોમાં નીમવામાં આવ્યા અને તેમણે સર્વ સત્તા લઇ લીધી. ડીસેન્ટ્રાલીઝેશન (સત્તાની વહેંચણી-કરનારું) કમીશન નીમવામાં આવ્યું, ત્યાં સુધી વસ્તુસ્થિતિ વધારે ખરાબ થતી ચાલી. કોંગ્રેસ માગણી કરે છે કે ગ્રામ્ય પંચાયતથી માંડીને સર્વ સ્થાનિક સંસ્થાઓના સભ્યો ચુંટાવા જોઇએ અને સર્વ પ્રમુખો અને સેક્રેટરીઓ ચુંટાવા જોઇએ.

માન. રા. જી. રાયવરાને અનુમોદન આપ્યું, અને બીન-અધિકારી પ્રમુખોની ચુંટણી વિષે ભાર મુકયો. કહેવામાં આવે છે તે પ્રમાણે એ "પ્રાણહીન મુદ્દો" નથી, અને તીવ્ર શબ્દ પ્રહારથી ખરેખરી ફર્યાદો દૂર થતી નથી. રાજદ્રોહ સંબંધમાં "ઉજ્જ્વળ વાત" છે નહિ, અને આપણી પર રાજદ્રોહનો આરોપ મુકવામાં કાંઇ લાભ નથી. "જ્યારે સ્થાપિત સરકાર અને તેની પ્રજા વચ્ચે કલહ થાય છે ત્યારે સામાન્યતઃ સરકારનો દોષ ગણવામાં આવે છે." એક મહાપુરૂષે કહ્યું છે કે, "જ્યારે એક પ્રજાને નિત્યનિત્ય જીતવાની હોય છે ત્યારે તેનીપર રાજ્ય ચલાવાતું નથી," અને જો બંગાલીઓને આવા ચાલુ પ્રકારે દમવા પડે છે ત્યારે બંગાલીઓપર સુરાજ્ય ચાલતું નથી. ઇશ્વરને પ્રાર્થીએ છીએ કે લૉર્ડ હાર્ડીંજ નવા યુગનો પ્રારંભ કરે. [પ્રાર્થના સફળ થઇ.] દિવાન બહાદુર સી. કરૂણાકર મેનોને અનુમોદન આપ્યું, અને રા. નિબારણચંદ્રદાસ ગુપ્તાએ વિશેષ અનુમોદન આપ્યું. તેમણે કહ્યું કે હવે બંગાલનો આર્તનાદ સંભળાતો નથી, કેમકે દમનના કાયદાઓથી પ્રજાનાં મુખ બંધ કરવામાં આવ્યા છે; તે બંધન દૂર કરો, અને પોકાર પુનઃ સંભળાશે. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

અગીઆરમા ઠરાવમાં મેડીકલ સર્વીસમાં હિન્દીઓની જૂની ફર્યાદો હતી; તે સર ભાલચંદ્ર કૃષ્ણાએ રજુ કર્યો, ડૉ. રણજીતસિંધે અનુમોદન આપ્યું, ડૉ એચ. ડી. પંતે વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

બાબુ જે. ચૌધરીએ બારમો ઠરાવ રજુ કર્યો, જેમાં પ્રાર્થના કરવામાં આવી હતી કે રાજ્યદ્રોહી સભાઓના કાયદાની મુદત પૂરી થાય ત્યારે તેને ફરીથી ઘડવો જોઇએ નહિ અને છાપખાનાનો કાયદો એકદમ દૂર કરવો જોઇએ. "જાહેર સભાઓ અને જાહેર ભાષણો ભૂતકાળની ચીજો બનતાં જાય છે. આ પ્રમાણે જાહેર અભિપ્રાયને પ્રકટ થતો દાબી દેવામાં પ્રથમ પંક્તિના દમનનાં પગલાં ભરાય છે."

"બ્રિટિશ સરકારે છાપખાનાંની સ્વતંત્રતામાં કાપકૂપ કરી છે એટલુંજ નહિ પરન્તુ નવીન છાપખાનાની સ્થાપનામાં અંતરાયભૂત થાય એવો કાયદો ઘડયો છે અને એ પ્રમાણે આ અજ્ઞાનાવૃત દેશમાં આડકતરી રીતે જ્ઞાનનો પ્રચાર અટકાવ્યો છે, એ બ્રિટિશ સરકારને લજ્જાસ્પદ અને અને કલંક રૂપ છે......આ દેશમાં રાજ્યદ્રોહનો કાયદો જોઇએ તેટલો સ્થિતિસ્થાપક છે. જો કાયદો

કોઇપણ પ્રકારે વિશેષ આગળ વધે તો આપણી સર્વ સ્વતંત્રતાઓ—વ્યક્તિગત, અંગત અને સામુદાયિક-નો અંત આવી જશે."

રા. એ. એસ. કૃષ્ણરાવે અનુમોદન આપ્યું, અને બતાવી આપ્યું કે, કોઇ પ્રકટકર્તાએ કાંઇ ગુન્હો-કર્યો હોય તેની પૂર્વે તેની પાસેથી જામીનગીરી માગીને તેનો ગુન્હો પ્રથમથી માની લેવામાં અન્યાય છે. રા. દ્વારકાનાથે અનુમોદન આપતા કહ્યું કે, એ કાયદાઓએ હિન્દના જાહેર જીવનને પક્ષાઘાત કર્યો છે. કોઇપણ જાહેર હીલચાલમા જોડાતા લોકો ભય પામે છે. છુપી પોલીસનો "પ્રજાને ખરેખરો ભય છે," કેમકે "આપણા જાહેર પુરૂષો ઉપર છુપી પોલીસનાં માણસોનું ચક્ર હંમેશાં ફરતું રહે છે." રા. યુસુફ હસને પણ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર થયો.

પ્રાથમિક કેળવણી વિષે ઠરાવ તેરમો રા. વી. વી. જોગીઆ પંતુલુએ રજુ કર્યો, રા. ગણપતિ કૃષ્ણ ચિતલેએ અનુમોદન આપ્યું, પંડિત હૃદયનાથ કુંઝરૂએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ખર્ચની તપાસ કરવાને કમીશન નીમવાની માગણી કરતો ઠરાવ ચૌદમો રા. એન. એમ. સમર્થે રજુ કર્યો. રા. એન. એ. દ્રવીડે તેને અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામા આવ્યો.

પંદરમો ઠરાવ ધારાસભાઓના કાનુનો વિષે હતો, અને ડો. સતીશચંદ્ર બેનરજીએ કહ્યું કે, કાનુનોએ સુધારાની યોજનાને છિન્નભિન્ન કરી નાખી છે, અને તેથી તીવ્ર નિરાશા ઉપજી છે. ડૉ. તેજ બહાદુર સપ્રુએ અનુમોદન આપ્યું અને કહ્યું કે તે કાનુનોએ કમમા કમ સર્વ કોમો તરફ સમદૃષ્ટિ રાખવી જોઇએ. રાય બહાદુર એમ. આદિનારાયણ આયા, અને માન. રા. હરચંદરાય વિશનદાસે વિશેષ અનુમોદન આપ્યું, અને નવાબ સાદિક અલીખાને પોતાના મુસ્લીમ બંધુઓને મજબુત વિજ્ઞપ્તિ કરી કે, એક સપ રાખો અને દેશાભિમાની બનો, અને "નોકરીએ માં અથવા ધારા સભાઓમા અમુક તુચ્છ લાભોની ખાતર વિશેષ આશાવંત દિવસની વિશેષ મોટી આશાઓનો ભોગ ન આપો."

શેખ ફેઝ અને રા. યુસુફ હસને વિશેષ અનુમોદન આપ્યું, પરન્તુ પ્રતિનિધિત્વના અયોગ્ય પ્રમાણની માગણી કરવામાં મુસ્લીમલીગની પ્રમાણિકતા નથી એમ રા. યુસુફ હસને કહેતાં પ્રમુખે તેમને અટકાવ્યા, અને બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ કહ્યું કે એ ટીકા સાથે કોગ્રેસને અને પોતાને કાંઇ સંબંધ નથી અને શ્રોતાઓએ તાળીઓની ગર્જના કરી તેમને અનુમોદન આપ્યું. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

એક ગૃહસ્થે સુધારો મુકવાની ઇચ્છા દર્શાવી, પણ તે તેણે અગાઉથી અંદર મોકલાવેલો નહિ હોવાથી તેને નિયમ બહાર ઠરાવવામાં આવ્યો.

સ્થાનિક સંસ્થાઓમાં કોમી પ્રતિનિધિત્વ દાખલ કરવાની વિરૂદ્ધ સોળમો ઠરાવ માન. રા. એમ. જીન્હાએ રજુ કર્યો, જેમણે ફક્ત એટલુંજ કહ્યુ કે તેમાં મારા પોતાના વિચારો છે. માન રા. મઝરૂલ હકે અનુમોદન આપ્યું, અને હિન્દુઓને અને મુસલમાનોને એક સંપ કરવાનો આગ્રહ કર્યો. રા. સૈયદ હસન ઇમામે તેને વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો

રા. જી. કે દેવધરે સત્તરમો ઠરાવ રજુ કર્યો; જ્યા ધાર્મિક સમારંભોના પ્રસંગોએ તોફાનો થવાનો ભય હોય ત્યા શાંતિ જાળવનારી સભાઓ સ્થાપવાની ભલામણ તેમા કરવામાં આવી હતી. રા. રામકુમાર ગોએંકાએ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામા આવ્યો.

પછી ત્રણ ઠરાવો પ્રમુખસ્થાનેથી રજુ કરવામા અને પસાર કરવામા આવ્યા: અઢારમો, મધ્યપ્રાંતો અને વરાડમા સુધારાઓ વિષે; ઓગણીશમો પંજાબના સુધારાઓ વિશે; વીસમો ઇગ્લાંડ અને હિન્દ વચ્ચે તારના દરો ઘટાડવાની ઇચ્છનીયતા વિષે પછી કોગ્રેસ મૂલતવી રહી.

ચોથે દિવસે ઉચ્ચતર અને માધ્યમિક, ઔદ્યોગિક અને પારિભાષિક કેળવણી વિષે ઠરાવ એકવીસમો મી. એ બી. પેટ્રોએ રજુ કર્યો, રા. પુલીન ચંદ્રદાસે તેને અનુમોદન આપ્યું, રા. દેવી પ્રસાદ શુક્લ, રા વિ. આર દીક્ષીત, અને રા રમાકાન્ત માલવીએ તેને વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો. ત્યારપછી

એક સાથે પરીક્ષાઓ લેવા વિષે ઠરાવ બાવીસમો; "રગશીયો" ઠરાવ ત્રેવીસમો; કેવળ રાજકીય કેદીઓ તરફ દયા બતાવવાની લૉર્ડ હાર્ડીંજને વિનતિ કરતો ઠરાવ ચોવીસમો; કોંગ્રેસના બંધારણમાં કેટલાક સુધારા સમ-કમિટીને આગામી કોંગ્રેસને રીપોર્ટ કરવા માટે સોંપવા વિષે ઠરાવ પચીશમો; અને અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટી વિષે ઠરાવ છવીસમો પ્રમુખે પ્રમુખસ્થાનેથી રજુ કર્યા.

બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ પછી સર વિલિયમ વેડરબર્ન, મી. એ. ઓ. હ્યુમ, સર હેન્રી કૉટન અને બ્રિટિશ કમિટિના સભ્યોનો આભાર માનવાનો ઠરાવ સત્તાવીશમો રજુ કર્યો અને રૂ. ૩૯,૦૦૦ ની માગણી કરી, અને તેજ સ્થળે અને સમયે રૂ. ૪૧,૦૦૦ મળ્યા અને ઠરાવ પણ પસાર થયો. પછી ટ્રાન્સવાલમાં હિન્દીઓ તરફ સહાનુભૂતિ દર્શાવવાનો અને મી. હ્યુમ અને હિન્દના દાદા પ્રતિ સ્નેહ દર્શાવનાર સંદેશ, જનરલ સેક્રેટરીઓની પુનઃ નીમણુંક વિષે ઠરાવ અઠ્ઠાવીસમો, અને બાબુ ભુપેન્દ્રનાથ બસુના આમંત્રણથી કોંગ્રેસની આગામી સભા કલકત્તામાં ભરવાનો ઠરાવ ઓગણત્રીસમો પ્રમુખે પ્રમુખ સ્થાનેથી રજુ કર્યા. અને તે પસાર કરવામા આવ્યા.

પછી કોંગ્રેસ તરફથી પ્રમુખનો આભાર માનવાનો ઠરાવ ત્રીસમો માન. રા. જી. કે. ગોખલેએ અતિ છટાદાર અને સુંદર ભાષણમાં રજુ કર્યો; પંડિત મોતીલાલ નેહરૂએ તેને અનુમોદન આપ્યું, અને તે તાલીઓની ગર્જનાપૂર્વક પસાર કરવામાં આવ્યો, માન. પંડિત સુંદરલાલ સી. આઇ. ઇ. એ. પ્રમુખને હાર પહેરાવ્યો, અને પ્રમુખે વજનો ઉત્તર આપ્યો તે સમયે મોટી તાળીઓથી તેમને વધાવવામાં આવ્યા.

ત્યાર પછી પચીસમી રાષ્ટ્રીય કોંગ્રેસનું વિસર્જન થયું.

## ઠરાવો.

### સમ્રાટનું મૃત્યુ.

૧. ઠરાવ કરવામાં આવે છે કે, અત્યંત કૃપાળુ નામદાર સમ્રાટ સાતમા એડવર્ડના અચાનક અને અકાળ મૃત્યુને માટે આ કોંગ્રેસ પોતાનો ઉંડો શોક દર્શાવવા ઇચ્છે છે; ઉચ્ચ હોદ્દાઓ પર નીમણુંકો કરવામાં કોમી ભેદો કાઢી નાખવાનાં લેવાયલાં પગલાં માટે અને આ દેશની પ્રજાને પોતાના રાજ્ય કાર્યભારનો પરિચય કરાવવાને માટે કરવામાં આવેલા સનદશીર સુધારાના કાયદાઓને માટે તેમનું શુભ રાજ્ય હિન્દના ઇતિહાસમાં ચિરઃસ્મરણીય રહેશે.

### નવીન સમ્રાટ.

૨. ઠરાવ કરવામાં આવે છે કે, સમ્રાટ પંચમ જ્યોર્જના રાજ્યાભિષેક પ્રસંગે આ કોંગ્રેસ પોતાની નમ્ર રાજ્યભક્તિ અને ફરજ દર્શાવે છે, અને તેમનાં ઐશ્વર્યયુક્ત સિંહાસન અને અંગ તરફ પોતાની ઊંડી રાજ્યભક્તિ અને અનુરાગની ખાત્રી નામદાર સમ્રાટને આપે છે. અત્યંત કૃપાવંત નામદાર નરેશ જ્યોર્જ, અને સામ્રાજ્ઞી મેરી ૧૯૧૧ માં હિન્દની મુલાકાત લેશે એ સમાચાર જાણીને કોંગ્રેસ પોતાનો ઊંડો હર્ષ અંતઃકરણપૂર્વક દર્શાવે છે.

### લૉર્ડ હાર્ડીંજ.

૩. ઠરાવ કરવામાં આવે છે કે, (ક) હિન્દના વાયસરૉય અને ગવર્નર-જનરલ નામદાર લૉર્ડ હાર્ડીંજને ઉમંગથી અને માનપૂર્વક આવકાર આપતાં, દેશની પ્રજાની આબાદાનીને વધારવામાં સરકાર સાથે રાજ્યભક્તિપૂર્વક સહકાર્ય કરવાની પોતાની ઈચ્છાની ગંભીર ખાત્રી આ કોંગ્રેસ તે નામદારને આપે છે.

(ખ) આ કોંગ્રેસ ઠરાવ કરે છે કે, કોંગ્રેસના નામમાં પ્રમુખની આગેવાની હેઠળ એક ડેપ્યુટેશનને હસ્તે નામદાર વાયસરૉયને આપવાનું માનપત્ર ઘડવાને નીચેના ગૃહસ્થોની એક સબ-કમિટી નીમવામાં આવે છે.

પ્રમુખ.
હાજર રહેલા માજી પ્રમુખો.
જનરલ સેક્રેટરીઓ.
માન. બાબુ ભુપેન્દ્રનાથ બસુ
(સંયુક્ત બંગાળ)
બાબુ અંબિકાચરણ મઝુમદાર.
(સંયુક્ત બંગાળ).

માન. રા. એન. સુબ્બારાવ (મદ્રાસ).
માન. રા. ટી વી. શેષાગિરિ આયર (મદ્રાસ).
માન. રા. એમ. એ. જીન્હા (મુંબાઇ).
રા એન. એમ. સમર્થ (મુંબાઇ).
પંડિત બિશન નારાયણ ધાર (સંયુક્ત પ્રાંતો).
નવાબ સાદિક અલીખાન (સંયુક્ત પ્રાંતો).
રા. સૈયદ હસન ઇમામ (બિહાર).
ડૉ. એચ. એસ. ગૌર (મધ્ય પ્રાંતો).
માન રાવ બહાદુર આર. એન. મુધોલકર (બિરાર).
માન રા. હરકિશનલાલ (પંજાબ).
પંડિત રામભજદત્ત ચોધરી (પંજાબ)

## કાયદા વિષયક.

૪. ઠરાવ કરવામાં આવે છે કે, ૧૮૬૧ ના હિન્દી ધારાસભાઓના કાયદાની ત્રીજી કલમનો વ્યવહારમાં એવો અર્થ કરવામાં આવે છે કે, વાયસરોયની કારોબારી સભામાં કાયદાના સભ્યનો હોદ્દો અંગ્રેજી બારના સભ્યોનેજ આપવો, જેથી પસંદગીનું ક્ષેત્ર અત્યંત સંકુચિત બને છે તે જોતાં આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે, મજકુર કલમમાં એવો સુધારો કરવો કે જેથી હિન્દી હાઇકોર્ટોના એડવોકેટો, વકીલો અને એટર્નીઝ-ઍટ-લૉ તે હોદ્દાપર નીમાઇ શકે.

૭ ઠરાવ કરવામાં આવે છે કે, (ક) આ કોંગ્રેસ પોતાની ખેદની લાગણીની નોંધ લે છે કે, સરકારે આશાઓ આપી હતી કે, કારોબારી અને ન્યાયી ફરજોને જલદી જૂદી પાડવામાં આવશે, તથાપિ તે દિશામાં અસરકારક પગલાં ભરવામાં આવ્યાં નથી, અને પૂર્વગામી કોંગ્રેસો સાથે સંમત થઇને વિનાવિલંબે બને ફરજોને સંપૂર્ણ જૂદી પાડવા કહે છે.

(ખ) આ કોંગ્રેસ પૂર્વગામી કોંગ્રેસો સાથે સંમત થઇને કહે છે કે, દેશના સર્વ ભાગોમાં જ્યુડીશ્યલ સર્વીસની જગ્યાઓ મુખ્યત્વે કાયદાના ધંધામાંથી પૂરવી.

## સંસ્થાનોમાં હિન્દીઓ.

૫. ઠરાવ કરવામાં આવે છે કે, ટ્રાન્સવાલમાં હિન્દીઓ—મહોમેદન, અને હિન્દુ, પારસી અને ખ્રિસ્તી—પોતાના દેશના હિતને માટે વીરતાપૂર્વક જુલમ સહન કરે છે અને બહુ મોટી સંખ્યા સામે પ્રાથમિક હિવાની હકોને માટે પોતાનું શાંત અને સ્વાર્થહીન યુદ્ધ કરી રહ્યા છે, તેમના ઉગ્ર દેશપ્રેમ, હીંમત અને આત્મભોગને માટે આ કોંગ્રેસ પોતાનું મહાન્ સાનંદાશ્ચર્ય દર્શાવે છે, અને શાહી સરકારને આગ્રહ કરે છે કે, તે પ્રશ્ન વિષે દૃઢ અને નિશ્ચયાત્મક વલણ લેવું; જેથી કરીને હિન્દની પ્રજામાં અસંતોષનું મોટું કારણ દૂર થાય.

(ખ) આ કોંગ્રેસ હિન્દી સરકારને ગંભીર આગ્રહ કરે છે કે, જ્યાં સુધી દક્ષિણ આફ્રિકાના યુનીયનના અધિકારીઓ પોતે જે સ્વાર્થી અને એકપક્ષીય રાજ્યનીતિ જાહેર કરે છે અને તેનો અમલ કરે છે, તેને વળગી રહે અને સામ્રાજ્યના નાગરિકો તરીકે નામદાર સમ્રાટ્‌ની હિન્દી પ્રજાને તેમના ન્યાયી હકોની ના પાડવાનો તેમનો દુરાગ્રહ ચાલુ રાખે ત્યાં સુધી તે યુનીયનના કોઇપણ વિભાગને માટે ગીરમીટીયા હિન્દી મજુરોની ભરતી અટકાવવાની અને ત્યાંના અધિકારીઓ હિન્દી હિતો તરફ જેવું વર્તન ચલાવે છે તેવું વર્તન તેમની તરફ ચલાવવાની આવશ્યકતા છે.

(ગ) માત્ર ગોરા લોકોની વસાયતોને માટે અવિકસિત જમીનના વિશાળ ભાગો બ્રિટિશ સામ્રાજ્યનાં સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનોના પોતાનાજ હાથમાં રહેવા દેવાની તરફેણમાં જોખમદાર મુત્સદ્દીઓના કથનની સામે આ કોંગ્રેસ અણગમો દર્શાવે છે, અને એમ બતાવી આપવાની ફરજ સમજે છે કે, જ્યારે એશિયામાં તેનાથી વિરુદ્ધ, ખુલ્લા દ્વારની રાજ્યનીતિનો ઉપદેશ આપવામાં આવે છે અને તેનો અમલ કરવામાં આવે છે ત્યારે બ્રિટિશ તાજની સકળ એશિઆવાસી પ્રજા સામે એ પ્રદેશમાં બારણું બંધ કરવાની અને સંપૂર્ણ બ્રિટિશ નાગરિકતાના હકો આપવાની ના પાડવાની રાજ્યનીતિ સામ્રાજ્યને માટે ગંભીર હાનિથી ભરેલી છે અને તે જેટલી અધાર્મિક છે, તેટલીજ ડહાપણ વિહોણી છે.

## સ્વદેશી.

૬. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ

સ્વદેશી હીલચાલને અત્યંત અંતઃકરણપૂર્વક અનુમોદન આપે છે, અને દેશમાં વિકસાવી શકાય એવા ઉદ્યોગોના વિકાસને ઉત્તેજન આપવાને માટે ગંભીર અને ચાલુ પ્રયત્નો કરીને તેની ફતેહને માટે પરિશ્રમ કરવાની, અને થોડોક ભોગ આપીને પણ આયાત થયેલી ચીજો કરતાં જ્યાં જ્યાં વ્યાવહારિક હોય ત્યાં હિન્દી પદાર્થો પસંદ કરીને હિન્દી બનાવનારાઓના પ્રયત્નોને ઉત્તેજવાની દેશની પ્રજાને આશા કરે છે.

### કારોબારી સભાઓ.

૮. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ ગંભીરતાપૂર્વક ભલામણ કરે છે કે, આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાન્તોમાં અને પંજાબમાં હિન્દી ધારાસભાઓના કાયદા હેઠળ કારોબારી સભાઓ ભરવાનાં સત્વર પગલાં લેવાં.

### સ્થાનિક સ્વરાજ્ય.

૯. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાનો સંતોષ દર્શાવે છે કે, હિન્દી પ્રધાને સ્વીકાર્યું છે કે, ૧૮૮૨ ની સ્થાનિક સ્વરાજ્યની યોજનાનો યોગ્ય પ્રયોગ કરવામાં આવ્યો નથી, અને શહેરો અને ગામોની સ્થાનિક સંસ્થાઓને ખરેખાત સ્વરાજ્ય ભોગવતી કરવાની દિશામાં અસરકારક પ્રગતિ કરવાની આવશ્યક્તા તરફ હિન્દી સરકારનું ધ્યાન ખેંચ્યું છે, અને તે પોતાની ગંભીર આશા દર્શાવે છે કે, ગ્રામ્ય પંચાયતોથી પ્રારંભ કરીને તેથી ચઢતી સર્વ સ્થાનિક સંસ્થાઓમાં ચુંટણીનું તત્ત્વ રાખવાને, ચુંટાયલા બીન-અધિકારી પ્રમુખો રાખવાને સત્વર પગલાં ભરવાની સરકાર કૃપા કરશે, અને તેમને નાણાંની પૂરતી મદદ આપશે.

### બંગાલના ભાગલા.

૧૦ ઠરાવ કરવામાં આવે છે કે, (ક) આ કોંગ્રેસ હિન્દી સરકારે અને હિન્દી પ્રધાનને ગંભિર વિજ્ઞપ્તિ કરે છે કે, બંગાલના ભાગલાના પ્રશ્ન પર ફરીથી વિચાર થવો અશક્ય છે એમ તેને ગણવો નહિ, પરન્તુ શીઘ્ર તક સાધીને મજકુર ભાગલામાં એવો ફેરફાર કરવો કે, સઘળી બંગાલી ભાષા બોલતી પ્રજા એકજ રાજ્યતંત્ર હેઠળ રખાય.

(ખ) આ કોંગ્રેસ નમ્રતાપૂર્વક કહે છે કે, આ કબુલ કરવામાં આવેલી ભૂલ સુધારવાનું કાર્ય દીર્ઘદર્શી મુત્સદ્દીગિરીને છાજે એવું છે. તેથી બંગાલની પ્રજામાં પુનઃ સંતોષ ફેલાશે, અન્ય પ્રાન્તોને સંતોષ મળશે, અને સમગ્ર દેશમાં નામદાર સમ્રાટની સરકારની ઇજ્જત વધારશે.

### જાહેર નોકરી.

### મેડીકલ.

૧૧ ઠરાવ કરવામાં આવે છે કે, (ક) સીવીલ મેડીકલ સર્વીસની ચઢીયાતી જગ્યાઓ પર નીમણુંકોના સબંધમાં હિન્દી પ્રધાનના ખરીતા માટે આ કોંગ્રેસ તેમનો આભાર માને છે, અને હિન્દી સરકારને ગંભીર વિનંતિ કરે છે કે, હિન્દી પ્રધાને દર્શાવેલી દિશામાં શીઘ્ર પગલાં ભરવાં.

(ખ) જાહેર પ્રજાના, મેડીકલ સર્વીસ અને ધંધાના હિતને માટે તેમજ ખર્ચમાં કરકસર કરવાને માટે પૂર્વગામી કોંગ્રેસો સાથે સંમત થઇને આ કોંગ્રેસ કહે છે કે, હિન્દી લશ્કરી મેડીકલ સર્વીસથી સંપૂર્ણ સ્વતંત્ર હિન્દી સીવીલ મેડીકલ સર્વીસની અલગ સ્થાપના કરવી.

### એક સાથે લેવાની પરીક્ષાઓ.

૧૨. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, હિન્દી સીવીલ સર્વીસને માટે ઇગ્લાંડમાં લેવામાં આવતી પરીક્ષા ઇગ્લાંડમાં અને હિન્દમાં એક સાથે લેવી જોઇએ, અને જે ઉચ્ચતર નીમણુંકો ઇગ્લાંડમાં કરવામાં આવે છે, તે ફક્ત હરીફાઇની પરીક્ષાઓથીજ કરવી જોઇએ.

### પહેલાંના ઠરાવોનું સમર્થન

### (૧) પોલીસ.

૧૩. ઠરાવ કરવામાં આવે છે કે, (ક) પોલીસ સર્વીસની ઉચ્ચતર જગ્યાઓ પરની નીમણુકોને માટેની હરીફાઇની પરીક્ષાઓ ફક્ત જન્મથી બ્રિટિશ હોય એવા ઉમેદવારોનેજ માટે રાખવાને બદલે તે બ્રિટિશ પ્રજાના સર્વ વર્ગોને માટે ખુલ્લી રાખવી જોઇએ અને એવી પરીક્ષાઓ ઇગ્લાંડમાં અને હિન્દમાં એક સાથે લેવાવી જોઇએ

(ખ) કાર્યસાધકતા પ્રાપ્ત કરવાને ઉચ્ચતર જગ્યાઓ પર હિન્દીઓને મોટા પ્રમાણમાં નીમવા જોઇએ.

(ગ) પ્રાંતિક સર્વીસમાં ફક્ત હરીફાઇની પરીક્ષાથીજ ભરતી કરવી; અને ઉપરાંત

(ઘ) જીલ્લા અધિકારીઓ પોલીસના ઉપરીઓ છે, તેમને સર્વ ન્યાયાધીશી કાર્યમાંથી મુક્ત કરવા જોઇએ અને જીલ્લાના મેજીસ્ટ્રેટો પરનો સર્વ કાબુ લઇ લેવો જોઇએ.

(૨) કાયમની જમાબંદી.

કોંગ્રેસના અભિપ્રાય અનુસાર, જમીન ઉપેની રાજ્યની માગણીની વ્યાજબી અને ચોક્કસ મર્યાદા, અને કાયમની જમાબંદી અથવા ટુંક મુદતમાં ફરી ફરી જમાબંદી જે પ્રાંતોમાં કરવામાં આવે છે ત્યાં કમમાં કમ સાઠ વર્ષની મુદતની જમાબંદી એજ ખેડુતોની વર્તમાન અસંતોષકારક આર્થિક સ્થિતિ સુધારવાનાં એકલાં સાધનો છે.

(૩) લશ્કરી ખર્ચ.

આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર, દર વર્ષે વધતા જતા લશ્કરી ખર્ચમાં ઘટાડો કરવાની તાકીદે આવશ્યકતા છે, જે ખર્ચ દેશની લગભગ એક તૃતીયાંશ આવક ગળી જાય છે, અને તેથી લોકોપયોગી ઘણાં કાર્યોને કેળવણી અને આરોગ્યને માટે (જેમને ઉછ નાણાંની ઘણી તંગી વેઠવી પડે છે) ફાજલ પડેલી રકમનો ઘણો ઓછો ભાગ બાકી રહે છે.

દમન

૧૨. ઠરાવ કરવામાં આવે છે કે, રાજ્યદ્રોહી સભાઓનો કાયદો અને હિન્દી છાપખાનાનો કાયદો પસાર થયા ત્યારથી દેશની સ્થિતિ જોતા આ કોંગ્રેસ ગંભીરતાપૂર્વક પ્રાર્થના કરે છે કે, પહેલા કાયદાની મુદત પૂર્ણ થાય ત્યારે તેને ફરીથી ઘડવો નહિ, અને બીજાને વિના વિલંબે ધારાપોથી પરથી દૂર કરવો.

કેળવણી.

પ્રાથમિક કેળવણી.

૧૩. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસના અભિપ્રાય પ્રમાણે સમસ્ત દેશમાં પ્રાથમિક કેળવણી-મફત અને ફરજીયાત-ની બાબતમાં સંગીન પ્રારંભ કરવાનો સમય આવી પહોંચ્યો છે.

૨૧. ઠરાવ કરવામાં આવે છે કે,

માધ્યમિક અને ઉચ્ચતરઃ—(ક) માધ્યમિક અને ઉચ્ચતર કેળવણીને વધારે મોટી નાણાંની રકમો આપવાનાં (સર્વ પછાત વર્ગોને આવશ્યક લાગે ત્યાં ખાસ ઉત્તેજન આપી ને).

ઔદ્યોગિક અને પારિભાષિકઃ—(ખ) સ્થાનિક આવશ્યકતાઓ ધ્યાનમાં રાખીને ભિન્નભિન્ન પ્રાંતોમાં ઔદ્યોગિક અને પારિભાષિક કેળવણી આપવાની પૂરતી સગવડ કરવાનાં; અને

પ્રજાકીય અંકુશઃ—(ગ) આ દેશમાં કેળવણીની રાજ્યનીતિ અને પદ્ધતિ ઘડવામાં હિન્દી જાહેર અભિપ્રાયના અગ્રણીઓને અસરકારક અવાજ આપવાનાં

પગલાં સરકારે શીઘ્ર ભરવાં જોઇએ.

પ્રજાની ફરજ.

આ કોંગ્રેસના અભિપ્રાય પ્રમાણે દેશમાં ભિન્નભિન્ન પ્રાંતોની પરિસ્થિતિને સાનુકૂળ સાહિત્ય વિષયક વૈજ્ઞાનિક, પારિભાષિક અને ઔદ્યોગિક કેળવણીની સ્વતંત્ર પદ્ધતિ પોતાની મેળે રચીને સરકારના વર્તમાન સંસ્થાઓ અને પ્રયત્નોમાં પૂરવણી કરવાનો પ્રશ્ન સમગ્ર દેશની પ્રજાએ ગંભીરતાપૂર્વક ઉપાડી લેવાનો સમય આવી પહોંચ્યો છે.

નાણાં વિષયક.

૧૪. ઠરાવ કરવામાં આવે છે કે, દેશના જાહેર ખર્ચમાં પ્રચંડ વધારો થયો છે તે જોતાં આ કોંગ્રેસ કહે છે કે, આ વધારો કરનાર કારણોની તપાસ કરવાને માટે અને ઉપાયો સૂચવવાને માટે અધિકારીઓ અને બીન-અધિકારીઓનું બનેલું એક મિશ્ર કમીશન નીમવું.

[અને જુવો ૨૩ (૩)].

પ્રતિનિધિત્વ.

૧૫ ઠરાવ કરવામાં આવે છે કે, મહોમેદન અને અન્ય કોમોની જયાં ઓછી સંખ્યા હોય ત્યાં તેમને ધારાસભાઓમાં યોગ્ય અને પૂરતું પ્રતિનિધિત્વ આપવાની આવશ્યકતા સ્વીકારીને,

અલગ મતદાર મંડળોના સાધનથી આ ઉદ્દેશ સફળ કરવાને ગયે વર્ષે બહાર પાડવામાં આવેલા કાનુનોને આ કોંગ્રેસ નાપસંદ કરે છે, અને બીજી ચુંટણી થાય તે પહેલાં ૧૯૦૯ ના હિન્દી સભાઓના કાયદા હેઠળ ઘડવામાં આવેલા કાનુનો ફેરવવાની આવશ્યકતા અને ન્યાય પ્રતિ સરકારનું ધ્યાન ખાસ કરીને ખેંચે છે, જેથી કરીને મત આપવાની બાબતમાં, અને ઉમેદવારોની યોગ્યતાઓની બાબતમાં અને ધારાસભાઓમાં ચુંટાવા ઈચ્છતા ઉમેદવારોની સ્વચ્છંદી અયોગ્યતાઓ અને પ્રતિબંધોની બાબતમાં સમ્રાટની પ્રજાના ભિન્ન ભિન્ન વિભાગો વચ્ચેના વિલક્ષણ ભેદો દૂર થાય. આ કોંગ્રેસ એવો પણ આગ્રહ કરે છે કે, પ્રાંતિક ધારાસભાઓમાં બીન-અધિકારી બહુમતીઓની રચનાના સંબંધમાં કાનુનોમાં આવશ્યક હોય ત્યાં એવા ફેરફારો કરવા કે તેથી વ્યાવહારિક કાર્યોને માટે તેમને અસરકારક બનાવી શકાય.

## અલગ મતદાર મંડળો.

૧૬. ઠરાવ કરવામાં આવે છે કે, અલગ કોમી મતદાર મંડળોનો સિદ્ધાંત મ્યુનિસિપાલીટીઓ, જીલ્લા બોર્ડ અથવા અન્ય સ્થાનિક સંસ્થાઓને લાગુ પાડવો અથવા તેને વિસ્તૃત કરવાના કાર્યને આ કોંગ્રેસ સખ્ત રીતે વખોડી કાઢે છે.

## પ્રાંતિક સુધારો ( મધ્ય પ્રાંતો અને વરાડ. )

૧૮. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, મધ્ય પ્રાંતો અને વરાડને માટે પ્રાંતિક ધારાસભા સ્થાપવાનો અને સરકારે વરાડ પોતાના કબજામાં કાયમને માટે લીધો છે તેને બ્રિટિશ હિન્દના પ્રાંતોના જેવા દરજ્જો અને અધિકારો આપવાનો સમય આવી પહોંચ્યો છે.

## પ્રાંતિક સુધારો ( પંજાબ ).

૧૯. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાના અભિપ્રાયની નોંધ લે છે કે, સુધારાની યોજના હેઠળ પંજાબ માટે ઘડવામાં આવેલા કાનુનો સંતોષ આપવામાં નિષ્ફળ જાય છે.

( ક ) કાનુનોમાં ધારાસભાની ઠરાવેલી સંખ્યા પ્રજાના સર્વ વર્ગો અને હિતોને પૂરતું પ્રતિનિધિત્વ આપવાને બસ નથી, તેમજ એ પ્રાંતે સામાજિક, કેળવણી વિષયક, ઔદ્યોગિક અને આર્થિક બાબતોમાં કરેલી પ્રગતિના પ્રમાણમાં તે સંખ્યા બસ નથી.

( ખ ) સ્થાનિક ધારાસભાને માટે કાનુનોએ ઠરાવેલું ચુંટાયલું તત્ત્વ અત્યંત ઓછું છે, અને આ પ્રાંતની જરૂરીઆતો અને આવશ્યકતાઓને પહોંચી વળવાને બીલકુલ બસ નથી, અને વધારે આગળ નહિ વધેલા અન્ય પ્રાંતોના કરતાં પણ ઓછું છે.

( ગ ) પંજાબ ધારાસભાના નીમાયલા સભ્યોનું પ્રમાણ અન્યાયયુક્ત છે અને વસ્તીના ભિન્નભિન્ન વિભાગોની સંખ્યાના પ્રમાણ અનુસાર નથી.

( ધ ) કાનુનો ઘડવામાં આવ્યા છે તે પ્રમાણે તેમનું વલણ વ્યાવહારિક રીતે વડી ધારાસભામાંથી બિન-મહોમેદનોને દૂર રાખવાનું છે.

## શાંતિસંરક્ષક મંડળો.

૧૭. ઠરાવ કરવામાં આવે છે કે, ધાર્મિક રુમારંભોના પ્રસંગોએ આ દેશમાં વખતો વખત તોફાનો થયાં છે તે જોતાં આ કોંગ્રેસ સરકારને આગ્રહ કરે છે કે, જ્યાં તોફાનોનો ભય રાખવામાં આવતો હોય ત્યાં શાંતિસંરક્ષક મંડળો સ્થાપવાં અને એવાં તોફાનોના અટકાવ માટે વેળાસર અને પૂરતાં પગલાં ભરવાં

## સમુદ્રતારના દરોમાં ઘટાડો

૨૦. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસના અભિપ્રાય પ્રમાણે એક કરતા વિશેષ કારણોને લીધે અત્યંત ઇચ્છનીય છે કે, ઇગ્લાંડ અને હિન્દની વચ્ચે સમુદ્રતારના સંદેશાઓના દરોમાં હજી વિશેષ ઘટાડો કરવો જોઇએ. જેથી કરીને વ્યાપારને અને છાપખાનાને વિશેષ સગવડો મળે, અને તેની સાથે સાથે તે સંદેશાઓના વ્યાપાર વધે.

## રાજકીય કેદીઓ.

૨૪. ઠરાવ કરવામાં આવે છે કે, માજી વાયસરોય અને અન્ય ઉચ્ચ અધિકારીઓએ સ્વીકાર્યું છે તે પ્રમાણે દેશની સામાન્ય સ્થિતિમા થયલો મોટો સુધારો જોતાં આ કોંગ્રેસ માનપૂર્વક લૉર્ડ હાર્ડિંજને વિજ્ઞપ્તિ કરે છે કે, કેવળ રાજકીય અપરાધોને માટે જેઓ કારાગૃહવાસ ભોગવી

રહ્યા છે તેમની તરફ દયા બતાવીને તે કાર્યથી નવીન રાજ્યતંત્રનું સુંદર મંગળાચરણ કરવું. આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર દયાના આવા કાર્યની નિઃશંક અસર એ થશે કે, દેશ સરળતાથી પૂર્વની સામાન્ય સ્થિતિમાં આવી જશે, અને સરકાર અને પ્રજા વચ્ચેના સંબંધોમાં વિશેષ સુધારો થશે.

## કોંગ્રેસ બંધારણ.

૨૫. ઠરાવ કરવામાં આવે છે કે, સંયુક્ત બંગાલ પ્રાંતિક કોંગ્રેસ કમિટીએ સૂચવેલા સુધારા, અને અન્ય કમિટીઓ તરફથી સૂચવવામાં આવે તે સુધારા અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટીના સભ્યોની બનેલી અને કોઇ કોંગ્રેસ મંડળના હોય તેવા પ્રત્યેક પ્રાંત તરફથી ચુંટાવામાં આવેલા બે સભ્યોની બનેલી સબ-કમિટીને વિચાર કરવાને માટે અને ૧૯૧૧ના ઓક્ટોબર પહેલાં રીપોર્ટ કરવાને માટે સોંપવા, સબ-કમિટીએ અલ્હાબાદમાં મળવું અને તેમનો રીપોર્ટ વિચાર કરવાને માટે આગામી કોંગ્રેસ સમક્ષ રજુ કરવો.

## સામાન્ય.

૨૬. ઠરાવ કરવામાં આવે છે કે, અખિલ હિન્દની કોંગ્રેસ કમિટીમાં નીચેના ગ્રહસ્થોને નીમવામાં આવે છે. ( યાદી આપી નથી. )

૨૮. ઠરાવ કરવામાં આવે છે કે, આવતા વર્ષને માટે રા. ડી. ઇ. વાચ્છાને અને રા. દાજી અબાજી ખરેને નીમવામાં આવે છે.

૨૯. ઠરાવ કરવામાં આવે છે કે, આગામી કોંગ્રેસ કલકત્તામાં ભરવામાં આવશે.

## કોંગ્રેસનો આભાર.

૨૭. ઠરાવ કરવામાં આવે છે કે, સર વિલિયમ વેડરબર્ન, મી એ. ઓ. હ્યુમ, સર હેન્રી-કૉટન અને બ્રિટિશ કમિટીના અન્ય સભ્યોની નિઃસ્વાર્થ અને કઠિન સેવાઓને માટે આ કોંગ્રેસ કૃતજ્ઞતાપૂર્વક તેમનો આભાર માને છે, અને હિન્દી જાહેર પ્રજાને ગંભીર વિજ્ઞપ્તિ કરવાની આ તક તે લે છે કે, કમિટી પોતાનું કાર્ય જુસ્સાથી કરી શકે તેને માટે તેને પૂરતા નાણાં આપવાં.

૩૦. ઠરાવ કરવામાં આવે છે કે, આપણા મમુખ સર વિલિયમ વેડરબર્ને આ સભાનું પ્રમુખપદ લેવાને હિન્દમાં આવવાનો જે ભારે પરિશ્રમ વેઠયો છે અને આ કોંગ્રેસની મંત્રણાઓને સત્ય માર્ગે દોરવામાં તેમણે ચુસ્ત પરિશ્રમ વેઠયો છે, તેને માટે આપણે તેમનો અત્યંત અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

# છવ્વીસમું પ્રકરણ.

## છવ્વીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

છવ્વીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ ૧૯૧૧ની ૨૬ મી ૨૭ મી, અને ૨૮ મી ડીસેમ્બરે કલકત્તામાં પુનઃ એકત્ર થયેલા બંગાળીઓના સંપૂર્ણ હર્ષ પૂર્વક મળી, જેમના દીર્ઘ દુઃખો પછી વિજય પ્રાપ્ત થયો હતો અને દિલ્હીના મહાન રાજ્યાભિષેક દરબારમાં બંગાળના ભાગલા રદ થયાની વાત નામદાર સમ્રાટેને પોતાને મુખેથી સાંભળી હતી તે હર્ષપૂર્ણ પ્રસંગે ૪૪૬ પ્રતિનિધિઓ કલકત્તામાં હાજર થયા હતા, અને તે નીચે પ્રમાણે હતા

| | |
|---|---|
| મુંબાઈ | ૨૬ |
| પંજાબ | ૩ |
| સંયુક્ત પ્રાંતો | ૯૪ |
| મદ્રાસ | ૧૩૬ |
| બિહાર | ૨૩ |
| મધ્ય પ્રાંતો | ૭ |
| વરાડ | ૯ |
| બંગાલ | ૧૪૮ |
| | ૪૪૬ |

સ્વાગત સભાના પ્રમુખ બાબુ ભુપેન્દ્રનાથ બસુએ પ્રમુખ અને પ્રતિનિધિઓને આવકાર આપ્યો, અને પછી ૧૬ મી ઓક્ટોબર ૧૯૦૫ ની પ્રતિજ્ઞાનું સ્મરણ કર્યું કે થવાનું હોય તે થાઓ બંગાલની પ્રજાના ભાગલા પડવા જોઇએ નહિ, અને કહ્યું કે નામદાર સમ્રાટે ભાગલા રદ કરી ગંભીર અન્યાયની દાદ આપી છે નામદાર સમ્રાટ આપણી મધ્યમાં આવ્યા છે ત્યારે આપણે તેમને ' આપણા નરેશ અને સમ્રાટ તરીકે જ નહિ પરન્તુ આપણા મુક્તિદાતા તરીકે આપણે તેમને આવકાર આપીશું સામ્રાજ્ઞીને અને હિંદી પ્રધાન લૉર્ડ ક્રુને પણ આવકાર અપાયો, અને તેમણે લૉર્ડ હાર્ડીંજની પણ સુંદર સ્તુતિ કરી તે ' ખંત અને શાંત મુત્સદીએ અન્યાય જોયો અને ન્યાય આપ્યો ' બ્રિટિશ રાજ્ય સાથેના ૧૫૦ વર્ષના સંબંધ પછી બંગાળમાંથી રાજ્યધાની ખસેડવા માટે તેમણે ઉંડો શોક દર્શાવ્યો પછી મહાસભાએ પોતાનું કાર્ય ધારાસભાઓના સુધારાઓ છતા ચાલુ રાખવું જોઇએ કેમકે કોંગ્રેસને પ્રજાનો મહાલય થવાનો છે, અને મધ્યબિંદુ બનવાનું છે, જેની આસપાસ સર્વ એકઠા થઇ શકે હિન્દીઓ વચ્ચેના જૂદા જૂદા ' ભેદો તેમણે સંક્ષેપમાં દર્શાવ્યા, પરન્તુ હિન્દીઓ તરીકેની આપણી ભાવના એક છે, અને આપણામાં ઐક્યની ભાવના છે, જેનું ચિન્હ કોંગ્રેસ છે આપણી રાષ્ટ્રીયત્વની ભાવના ઇગ્લાંડ સાથેનો આપણો સંબંધ નિર્બળ નહિ કરે પરન્તુ તે વધારે મજબૂત કરશે

બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ ઘણા ટુંકા ભાષણમાં દરખાસ્ત રજુ કરી કે, પંડિત બિશન નારાયણ ધારે પ્રમુખસ્થાન લેવું જોઇએ તે દરખાસ્તને રાવ બહાદુર આર એન મુડોલકરે અનુમોદન આપ્યું રા જી કે ગોખલે, માન નવાબ સૈયદ મહમ્મદ અને પંડિત રામભજ દત્ત ચૌધરીએ વિશેષ અનુમોદન આપ્યું, અને તે ઉત્સાહપૂર્વક પસાર કરવામાં આવી

પ્રમુખે કહ્યું ", આપણા પ્રમુખ તરીકે મી રેમ્સે મૅકડોનલ્ડ આવશે એવી આપણે આશા રાખી હતી પરન્તુ તેમના પત્નીના અકાળ મૃત્યુથી તે આવી શક્યા નહિ અને મને પોતાને અચાનક તેમનું સ્થાન લેવાની આજ્ઞા કરવામાં આવી પછી તેમણે કહ્યું કે હૈદ્રાબાદના નીઝામના મૃત્યુને માટે સમગ્ર દેશમાં શોક દર્શાવવામાં આવ્યો હતો હિન્દના હંમેશના મિત્ર સર ચાર્લ્સ ડિલ્કના મૃત્યુ માટે પણ તેમણે ખેદ દર્શાવ્યો અને ઉમેર્યું કે બાબુ નરેન્દ્રનાથ સેન અને

બાબુ શિશિર કુમાર ઘોષના મૃત્યુથી ખાસ કરીને બંગાળને ખોટ ગઈ છે પછી થોડા શબ્દોમાં લૉર્ડ હાર્ડિંજનો આભાર માનવામાં આવ્યો, અને નામદાર સમ્રાટે બંગાળના ભાગના રદ કર્યા હતા, તેમની તરફ ઊંડી રાજ્યભક્તિ દર્શાવવામાં આવી દિલ્હીમાં રાજ્યધાની લઇ જવામાં આવી તેને માટે તેમણે પોતાની પસંદગી દર્શાવી કેમકે તેથી પંજાબમાં નવજીવન આવવાનો સંભવ છે બિહાર ના નવા પ્રાંતની રચનાની નોંધ લઇને આશા દર્શાવી કે, તે પ્રાંતમાં કારોબારી સભા આપવામાં આવી છે, એટલે સંયુક્ત પ્રાંતોને પણ આ આપવામાં આવશે અંગ્રેજોના રાજ્યતંત્ર તરફ દૃષ્ટિ કરતાં બ્રિટિશ રાજ્યના લાભો તરફ તેમણે કૃતજ્ઞતાપૂર્ણ ઉદ્‌ગારો કાઢ્યા—શાંતિ અને વ્યવસ્થા, ન્યાયાધીશની ઑફિસ "જો કે ઘણી બાબતોની તેમાં ખામીઓ છે, અને તેમાં નખશિખ સુધારા કરવાની અને નવજીવન પ્રેરવાની ઘણી મોટી આવશ્યકતા છે તથાપિ મારી રામને તે ઇશ્વરની મોટામાં મોટી બક્ષિસ છે" તેમણે કહ્યું

"આપણા ઘણા ખરાબ ખોટુ મૂળ કારણ એ છે કે, હિન્દી પ્રજાની નવીન જન્મેલી આશાઓ અને આદર્શો તરફ બ્યુરોક્રસીમાં સહાનુભૂતિ વિહીન અને ઉદારતા વિહીન ભાવના વધતી જાય છે, અને જો તેને સુધારવામાં નહિ આવે તો ભવિષ્યમાં ગંભીર સંકટો આવી પડવાના ચિન્હો માલૂમ પડે છે જ્યારે નૂતન હિન્દનો ધીમે ધીમે ઉદય થઇ રહ્યો છે, ત્યારે તે ભાવના પણ વધતી જાય છે, અને તેથી દ્વૈતની સ્થિતિ ઉત્પન્ન થઇ છે એ તરફથી જેઓ રાજ્યવર્ગોને નૂતન જ્ઞાન થયું છે, નવીન રાજકીય હક્કોનું તેમને ભાન થતું છે, પરન્તુ જે પદ્ધતિ અન્ય યુગને માટે કદાચિત્ સારી હતી, પરન્તુ હવે નિરુપયોગી થઇ ગઇ છે, તેના અંતરાયો અને ખોડખાંપણો તેમને પ્રસવાવ્યો નડે છે, બીજી તરફથી બ્યુરોક્રસી છે, જેના સ્થાપી હિતો (આ દેશમાં) છે, જેને ઉપરીપણું ભોગવવાની ટેવ પડી ગઇ છે, જેનું અને નિરંકુશ અધિકારના તેના સંપ્રદાયો છે, ગમે એકાન્તપણાને લીધે પ્રજાથી દૂર થયેલા હોઇપણ સંકુચિત મંડળની માફક તેને જ્ઞાનનો સંશય રહે છે અને નવીનતા ગમતી નથી, અને રાજ્યતંત્રની માબાપી પદ્ધતિ સાથેજ તેને સંબંધ છે, જેની હેઠળ દીર્ઘ કાળ સુધી તેણે સત્તા અને ધનનો ઉપભોગ કર્યો છે, પરન્તુ જે વર્તમાન કાળના અધિક ઉદાર આદર્શોથી પ્રતિકૂળ છે"



પંડિત બિશન નારાયણ ધાર.
છવ્વીસમી કોંગ્રેસના પ્રમુખ

પોતાના પક્ષના સમર્થનમાં જે દાખલાઓમાં બ્યુરોક્રસીએ હિન્દી હિતોની વિરુદ્ધ કાર્ય કર્યું હતું તેમની લાંબી યાદી આપી દમનીય રાજ્યનીતિનો તિરસ્કાર કર્યો પછી સુધારાઓને છિન્નભિન્ન કરનાર કાનુનો તરફ પ્રમુખે ધ્યાન ફેરવ્યું, અને તેમનું સૂક્ષ્મ પૃથક્કરણ કર્યું, અને ફરીયાદ કરી કે હિન્દુઓ અને મહોમેદનોને એકત્ર કરવાના સર્વ પ્રયત્નોથી એંગ્લો-ઇંડીઅન વર્તમાનપત્રો વિરુદ્ધ છે

"જ્યારે સર વિલિયમ વેડરબર્ન અને નામદાર આગાખાનની સલાહથી એક વર્ષ ઉપર બંને કોમોના પ્રતિનિધિઓ અલ્હાબાદમાં પોતાના મતભેદોનું શમન કરવાના હેતુથી એકઠા મળવાના હતા, ત્યારે એક એંગ્લો-ઇંડીઅન પત્રે (જે સીવીલ સર્વીસનું વાજીંત્ર છે એમ માનવામાં આવે છે) ટીકા કરી 'જો આ પુરુષો બંને કોમોને સરકારની સામે એકત્ર કરતા નથી તો તેમને શા માટે એકત્ર કરવા માગે છે?' આ એકજ ટીકા હિન્દની રાજકીય પરિસ્થિતિ પર ભીષણ પ્રકાશ નાખે છે"

સ્થાનિક સંસ્થાઓમાં કોમી પ્રતિનિધિત્વ દાખલ નહિ કરવા વિષે પ્રમુખે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો, અને તેનો પક્ષ કરતા બર્ન સકર્યુલરની કટુ ટીકા કરી; તે સકર્યુલરમાં મહોમેડનોને અલગ મતદારમંડળો આપવામાં આવ્યાં હતાં, જ્યારે મિશ્ર મતદારમંડળોમાં પણ મત આપવા દેવાનો પક્ષ કરવામાં આવ્યો હતો કેમકે બે કોમો વચ્ચે મિત્રતાના સંબંધો જાળવવામાં એની સહાય મળે. "હું ફક્ત એટલુંજ કહેવા ઇચ્છું છું કે, આપણા ઐક્યને વધારવાની આ ચિંતા આપણા માનવામાં આવે એવી નથી." જાહેર નોકરીમાં હિન્દીઓને જગ્યા આપવાનો પ્રશ્ન સરકાર સમક્ષ લગભગ એક સૈકાથી છે, તેની ચર્ચા કરી, હિન્દુ અને મુસ્લીમ યુનિવર્સિટીઓ સ્થાપવાની દરખાસ્તની પ્રશંસા કરી, અને શ. ગોખલેના પ્રાથમિક કેળવણીના ખરડાનું, અને સંસ્થાનોમાં હિન્દીઓની સ્થિતિનું અવલોકન કર્યું. અંતમાં "સામ્રાજ્યની અંદર સ્વરાજ્યના આદર્શ" વિષે પ્રમુખે સુંદર શબ્દો કહ્યાઃ

"આપણી ચળવળ અસરકારક કરવી હોય તો તે રાષ્ટ્રીય હોવી જોઇએ કોમી નહિ, આગ્રહી હોવી જોઇએ આક્ષેપક નહિ, બુદ્ધિ અને ડહાપણથી દોરાવી જોઇએ અને મનસ્વી અને વિવેકશૂન્ય હોવી ન જોઇએ. ઉત્સાહ સારો છે, અને આદર્શવાદ સારો છે, અને 'ચાંદલીયા' ને માટે રૂદન કરવું એ પણ કેટલીક વેળા સારૂં છે; અને હું પોતે તો જેમને આદર્શવાદીઓ અને સ્વપ્નસૃષ્ટિમાં ખેલનારા કહેવામાં આવે છે, તેમની તરફ સહાનુભૂતિ ધરાવું છું, કેમકે હું જાણું છું કે, પ્રત્યેક સક્રિય અને સુધારકમંડળમાં હંમેશાં એક અંતિમ પાંખ હોય છે, જે મનુષ્યોની મહાન ટીલચાલોમાં નિરૂપયોગી હોતી નથી. હું જાણું છું કે, વિનીતતાનો અર્થ કેટલીક વેળા બેપરવા, અને સાવચેતી, ડરપોકપણું થાય છે, અને મારો અભિપ્રાય છે કે, હિન્દને શૂરવીર અને ઉત્સાહપૂર્ણ ચારિત્ર્યોની આવશ્યક્તા છે, નિસ્તેજ આશાઓના અને મધ્યમ ધારણાઓ વાળા પુરૂષોની નહિ, પરન્તુ હીંમતવાન સ્વભાવવાળા, પોતાના દેશના કાર્યમાં પેશી ગયેલા પુરૂષોની આવશ્યક્તા છે."

પ્રમુખનું ભાષણ સમાપ્ત થતાં, તાળીઓની ગર્જના થઇ અને બીજા દિવસ સુધી કોંગ્રેસ મુલતવી રહી.

બીજે દિવસે કોંગ્રેસ મળતાં કેટલાક પત્રો અને તારો વંચાઇ રહ્યા પછી નામદાર સમ્રાટ અને સામ્રાજ્ઞીની મુલાકાતને પ્રસંગે તેમની તરફ રાજ્યભક્તિ દર્શાવનારો પ્રથમ ઠરાવ પ્રમુખે પ્રમુખસ્થાનેથી રજુ કર્યો, તેને ઉમંગપૂર્ણ તાળીઓથી પસાર કરવામાં આવ્યો, અને નામદાર સમ્રાટને તાર મોકલવામાં આવ્યો.

બીજા ઠરાવમાં બંગાળના ભાગલા રદ કરવાને માટે ના. સમ્રાટનો અને હિન્દી સરકાર અને હિન્દી પ્રધાનનો પણ ઉપકાર માનવામાં આવ્યો. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ તે રજુ કરતાં કૃતજ્ઞતાપૂર્ણ ભાષણ કર્યું, તેમાં તેમણે લેવામાં આવેલા પગલાના ડહાપણની ચર્ચા કરી, અને આનંદ દર્શાવ્યો કે, સમગ્ર હિન્દે બંગાલીઓની લડતમાં તેમને સહાય આપી હતી તે હવે તેમના વિજયમાં ભાગ લે છે; અંતમાં તેમણે આશા દર્શાવી કે, મહાન્, સ્વતંત્ર અને સમુદ્ધબદ્ધ સામ્રાજ્યનાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોનું હિન્દ એક અંગ બનશે, ઇગ્લાંડ સાથેના આપણા ન તુટી શકે એવા સબંધમાં આનંદ પામશે, અને નવીન જન્મેલા સ્વાતંત્ર્યના અનુપમ સુખનો ઉપભોગ કરશે.

માન. રાવ બહાદુર આર એન. મુધોલકરે ઠરાવને અનુમોદન આપ્યું, ઇગ્લાંડના વિરોધની સામે થવામાં હિન્દી પ્રધાન અને વાયસરોયની હીંમતની પ્રશંસા કરી, અને ભાગલા રદ કરવામાં આવ્યા છે એમ કહેવામાં નામદાર સમ્રાટે અંગત નિંદા વહોરી લેવાનું જોખમ ખેડયું હતું તેમની ઉમદા હીંમતનો કૃતજ્ઞતાપૂર્ણ સ્વીકાર કર્યો.

ઠરાવને શ. સી. પી. રામસ્વામી ઐયરે વિશેષ અનુમોદન આપ્યું, અને પ્રજાનો અભિપ્રાય લેવો જોઇએ કે નહિ, કે સરકારે સ્વચ્છંદી, ગુપ્ત પ્રકારે કાર્ય કરવું જોઇએ? એ પ્રશ્નમાં ઉપસ્થિત થતા મુદ્દાનું મહત્ત્વ તેમણે જણાવ્યું. જે પ્રશ્નનો નીકાલ આવી ગયેલો ગણવામાં આવતો હતો, લેનીંપર સતતધીર ચળવળને લીધે પુનઃ વિચાર કરવામાં આવ્યો છે, અને હવે આપણે જાણીએ છીએ કે, જ્યારે અન્યાય કરવામાં આવ્યો હોય ત્યારે સાચી ચળવળથી તેની દાદ મળે છે. શ.

મુરલીધર રાયે તે ઠરાવને વિશેષ અનુમોદન આપ્યુ અને રા ડી ઇ. વાચ્છાએ મુંબાઇની સહાનુભૂતિ દર્શાવી, અને બાબુ અમ્બિકાચરણ મઝુમદારે એક સુંદર ભાષણ આપતા કહ્યુ

"ગૃહસ્થો, આજે સાર્વદેશીય આનંદને દિવસે સામાન્યત હિન્દનુ અને વિશેષે કરીને બંગાલનું પ્રત્યેક હૃદય બ્રિટિશ સિંહાસન પ્રતિ આદરભાવથી અને ભક્તિભાવથી ભરપૂર છે, અને બ્રિટિશ મુત્સદ્દીગિરી તરફ તાન થયલા વિશ્વાસ અને કૃતજ્ઞતાથી છલમય છે, ત્યારે ગયા પાચ વર્ષોના કટુ સ્મરણો ગણાવીને દુ ખદાયક ઇતિહાસ વર્ણવવા હુ ઇચ્છતો નથી તેમ કરવાની મારી હીંમત ચાલતી નથી. ગઇ ગુજરીને વિસરી જાઓ સંશય અને અવિશ્વાસ, ઇર્ષ્યા અને વેર, કોપ અને દમન એ ભૂતાવલિ અંધકારમા રમણ કરે છે તેમને આ ભૂમિમાથી અદૃશ્ય થવા દો અને નિન્દા અને ચાડી ચાપણાને મૌન ધારણ કરવા દો. પરાજય અને નિરાશાના અંધકારમા રસ્તાને માટે ફાંફા મારતા આપણે ઇશ્વર કૃપાથી અને વિજયના બાલ સૂર્યના પ્રકાશમા આવ્યા છીએ ગૃહસ્થો, આપણામાના કેટલાક આપણી આશામા, બ્રિટિશ ન્યાયના અંતિમ વિજયની આપણી શ્રદ્ધામા અને આપણી પ્રતીતિમા કદાપિ ડગ્યા નહિ—આપણી કસોટીઓ અને સંકટોના અતિ અંધકારમય દિવસોમા પણ ડગ્યા નહિ તે આશામાં આપણે જીવ્યા છીએ, તે પ્રતીતિપૂર્વક આપણે કાર્ય કર્યું છે, અને તે શ્રદ્ધાપૂર્વક આપણે ધીરજથી દુ ખ વેઠ્યું છે, અને સાક્ષ લેઇ છે કે બ્રિટિશ મુત્સદ્દીગિરીએ અનેક સ્થળોએ ભૂલો કરી છે તથાપિ કોઇ પણ સ્થળે તેનો અંતિમ પરાજય થયો નથી, એ મહાન પાઠ અંગ્રેજોનો ઇતિહાસ શિખવે છે, તેનુ ગ્રહણ કરવામા આપણે નિષ્ફળ ગયા હોત તો તે ઇતિહાસ આપણે વ્યર્થ વાચ્યો ગણાત બ્રિટિશ અંતરાત્મા પર કેટલીક વેળા અન્ય વિચારોના અંધકારનુ આવરણ ગમે તેટલું ફરી વળે તથાપિ તેણે પીડાતી માનવજાતિ તરફ સાબીત થયલા જુલમ, અન્યાય અને દુ ખની સામે બંડ ઉઠાવીને સદૈવ પોતાનુ પાણી બતાવ્યું છે હાવર્ડ અને વિલ્બરફોર્સ, એડમન્ડ બર્ક અને મુવર્ટ ગ્લેડ્સ્ટન, હેન્રી ફૉસેટ અને જૉન બ્રાઇટ બેન્ટીક, કૅનીંગ અને રીપનની પ્રજા કદાપિ અન્યાય કરી શકે નહિ, અને જો કોઇક દિવસ કરશે તો તે દિવસે દુનીયાની સપાટીપર તે સર્વથી મહાન પ્રજા છે તે સ્થાનેથી તે ભ્રષ્ટ થશે ”

રા. મહમ્મદ અલી અને રા. રામજી દત્ત ચૌધરીએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામા આવ્યો ૧૯૦૫ થી ૧૯૧૧ સુધી ચલાવવામા આવેલી ચળવળે જે મહાન પાઠો શિખવ્યા છે પ્રથમ, જ્યા હિન્દ આગ્રહપૂર્વક ન્યાયની માગણી કરતું હોય, અને મૌન ધારણ કરવાની ના પાડતુ હોય ત્યા દેખીતી રીતે કાર્ય ગમે તેટલું નિરાશાપૂર્ણ હોય તોપણ તેને વિજય મળવોજ જોઇએ, બીજો, બ્રિટન જ્યારે અન્યાયની નીતિ ઉલટાવી નાખે અને ન્યાયનુ ઉમદા કાર્ય કરે, ત્યારે હિન્દ અને પોતાની વચ્ચેના બંધનો તે મજબૂત બનાવે છે, નબળા બનાવતું નથી. હિન્દ એટલું બધુ બળવાન છે કે જ્યારે તે બોલી ઉઠે છે, અને બંગાલની જેમ તેના બાળકો દુ ખ સહન કરવાને તત્પર હોય છે, ત્યારે તેને ના પાડી શકાય નહિ, દાદ માગનારી ગંભીરતા અને નિશ્ચય જ્યારે ઇગ્લાડ જુવે છે ત્યારે તે એટલુ બધુ ન્યાયી છે કે ના પાડી શકે નહિ આ પ્રમાણે અંતિમ પરિણામ પરસ્પરને લાભદાયક છે, તેથી ઉભય પ્રજાઓ વધારે સમીપ આકર્ષાય છે, વિખુટી પડતી નથી

ઠરાવ ત્રીજામા બિહાર પ્રાંત રચવા માટે આભાર માનવામા આવ્યો હતો અને બંગાળી ભાષા બોલતા સર્વ જીલ્લાઓ એકજ રાજ્યતંત્ર હેઠળ હોવા જોઇએ એવી ઇચ્છા દર્શાવવામાં આવી હતી. તે ઠરાવ અતિ સંક્ષેપમા ડૉ. તેજ બહાદુર સપ્રુએ રજુ કર્યો, રા. પરમેશ્વર લાલે અનુમોદન આપ્યુ રા આનંદ ચરણ રાય રા. અનાથ બન્ધુ ગુહ, અને બાબુ એ ચૌધરીએ વિશેષ અનુમોદન આપ્યુ, અને તે પસાર કરવામા આવ્યો

ઠરાવ ચોથામા માગણી કરવામા આવી કે, રાજ્યદ્રોહી સભાઓનો કાયદો, છાપખાનાનો કાયદો, અને તપાસ કર્યા વિના દેશવટો આપવાના કાનુનો ધારાપોથી પરથી રદ કરવા માન રાય બહાદુર બૈકુંઠનાથ સેને તે રજુ કરતા

જુસ્સાદાર ભાષણ કર્યું, અને દમનીય કાયદાનો નાશ કરવાની આવશ્યકતા દર્શાવી રા. હાજી અબાજી ખરેએ અનુમોદન આપ્યું, અને વસ્તુ સ્થિતિ સંક્ષેપમાં સમજાવી:

"! હવે એ કાયદાઓની શી અસર થઈ તેનો આપણે વિચાર કરીએ. વડી ધારાસભામાં આપવામાં આવેલા એક ભાષણમાં તે અસરનું અચ્છું ચિત્ર આપવામાં આવ્યું હતું. એટલું તો કબુલ કરવુંજ જોઇએ કે, એ કાયદાઓએ હિન્દમાં વ્યાવહારિક રીતે રાજકીય જીવનને ગતપ્રાણ બનાવ્યું. અનેક સભાઓ ભરવામાં આવી હતી, પરન્તુ શા માટે ? નાણાં એકઠા કરવાને માટે, માન પત્રો આપવાને માટે, અભિનંદનો આપવાને માટે અને એવી ચીજોને માટે. તેમાં સૂચનાઓ આપવામાં આવી હતી. પરન્તુ અન્યાયી અથવા ગેરકાયદેસર કાર્યો વિરૂદ્ધ અણગમો દર્શાવવાને માટે સભાઓ ભરવામાં આવી ન હતી, જે મજાને પસંદ ન હતાં તેમની સામે ચળવળ થઈ ન હતી. એમાંની કોઈ પણ બાબતો વિરૂદ્ધ વ્યાખ્યાનપીઠો પરથી ભાષણો આપવામાં આવ્યાં ન હતાં, અથવા જાહેર વર્તમાનપત્રોમાં કોઇ ચર્ચાપત્રો પ્રસિદ્ધ કરવામાં આવ્યા ન હતા, કેમકે લગભગ દરેકને ભય લાગતો હતો કે, જો હું આ કાયદામાં આવીશ અથવા કાયદાઓનું ઉલ્લંઘન કરીશ તો સામાન્ય કાયદા હેઠળ નહિ પરન્તુ આ કાળા કાયદાઓ હેઠળ મને સજા થવાનો સંભવ છે, જે કાયદા બેશક કાયદા છે, પરન્તુ ગેરકાયદેસર કાયદા છે. તમે ગમે તે પસાર કરો અને તેને કાયદો કહો, પરન્તુ તે છતાં તે ગેરકાયદેસર કાયદા છે, જે કદાપિ ધારાપોથી પર ચઢાવવા જોઇતા ન હતા. જે ધારાપોથી ઇંગ્લાંડના સર્વથી મહાન્ રાજ્યદ્વારીઓના આશ્રય હેઠળ ઘડવામાં આવે છે, તેમાં તેમનું કલંક લાગવું જોઇએ નહિ.

હું તેથી કહું છું કે, એ કાયદાઓની આવશ્યકતા નથી, હવે તો નિશ્ચય તેમની આવશ્યકતા નથી, અને તેમને જેમ જલદી દૂર કરવામાં આવે તેમ પ્રત્યેક લાગતા વળગતાને માટે સારૂં છે. અલબત્ત અમે કહીએ છીએ કે, તમે તેમને પસાર કર્યા હતા કેમકે તમે ધારતા હતા કે, સમય એવો હતો કે, સરકારને એવા કાયદાઓની આવશ્યકતા હતી, પરન્તુ ભાગવામાં ફેરફાર કરવામાં આવતાં એવો સમય પસાર થઇ ગયો છે, અને અમે કહીએ છીએ કે, એ કાયદાઓને માટે ગમે તે અવસર હતો, તેમની તરફેણમાં ગમે તે કારણ હતું તે સર્વ સમાપ્ત થઇ ગયું છે અને તેથી તમારે એ કાયદા કાઢી નાખવા જોઇએ.

દેશવટાના રેગ્યુલેશનોના સંબંધમાં, બેશક તે ૧૮૧૮ ના જૂના કાળના રહેલા કાનુનો છે, બેશક એમ કહેવામાં આવ્યું છે કે, ભયંકરલોકોને ક્ષણવારમાં દૂર કરવાને માટે લગભગ પ્રત્યેક સરકારના શસ્ત્રાગારમાં આ પ્રકારના કેટલાક કાનુનો હોય છે. હું તદ્દન કલ્પી શકું છું કે, અસાધારણ સમયોમાં, દેશમાં જ્યારે બળવાનો ભય હોય છે ત્યારે આવા કાનુનોનો ઉપયોગ કરવામાં આવે પરન્તુ હું સ્વીકારતો નથી કે, એવો ભય હતો; અને જો કે એક શસ્ત્ર સારૂં હોય તથાપિ હું સ્વીકારતો નથી કે એ શસ્ત્રો જેમના હાથમાં હોય છે, તે હાથોમાં એવાં શસ્ત્રો સોપાવાં જોઇતા હતા. એક છરી ઘણી સારી હોય, પરન્તુ જો તમે તેને અયોગ્ય હાથોમાં આપો તો તે ખરાબ છે. વધારે સારી વાત એ છે કે, એવા હાથોમાંથી તે છરી લઇ લેવી, અથવા કાળજી રાખવી કે જેના હાથમાં તે હોય તે વધારે બુદ્ધિમાન્ હોય આ કાનુનોના સંબંધમાં તો જે જે દાખલામાં દેશવટો આપવામાં આવ્યો છે, તેમાં સરકારને કબુલ કરવાની ફરજ પડી હતી કે, કોઇપણ કારણ શિવાય તેમણે પગલાં ભર્યાં હતા અને દેશવટો આપ્યો હતો. એક સામાન્ય પોલીસનો માણસ રીપોર્ટ કરે છે, તેનો ઉપરી તે રીપોર્ટ પોતાના ઉપરી અધિકારીને મોકલી આપે છે, અને એક પાસેથી બીજા પાસે જતાં જતા અંતે તે સરકારને મોકલી આપવામાં આવે છે, અને સરકાર તેને વેદવાક્ય સમાન ગણે છે. આ પ્રમાણે અત્યંત સંભાવિત પુરૂષ અને અત્યંત કાયદેસર ચાલનાર નાગરિકની સ્વતંત્રતા, તેના જ્ઞાન વિના અને શું ચાલી રહ્યું છે તેની તેને બીલકુલ ખબર પડયા વિના, ભયમાં આવી પડશે. તેના જેવા કાનુનો આવાં યંત્રોથી ચલાવવામાં આવે છે, તેમને એકદમ દૂર કરવાની જરૂર છે. તેથી આપણે પ્રાર્થના કરીએ છીએ કે,

આ કાનુનો રદ કરવા અને હિન્દનો ભવિષ્યનો ઇતિહાસ આવા લજ્જાસ્પદ કાયદાઓથી કાળો થવા ન દેવો.”

રાવ બહાદુર જી. શ્રીનિવાસ રાવે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પાંચમા ઠરાવે કોંગ્રેસના બંધારણમાં સુધારો કર્યો; આગલી કોંગ્રેસે નીમેલી મધ્ય-સમિતીનો રીપોર્ટ બાબુ ભુપેન્દ્રનાથ બસુએ રજુ કર્યો, અને વિષયનિર્ણાયક કમિટીએ તે મંજુર કર્યા પછી કોંગ્રેસમાં તે રજુ કરવામાં અને પસાર કરવામાં આવ્યો.

માન. બાબુ એમ. એસ. દાસે સ્વદેશી હીલચાલને અનુમોદન આપનાર ઠરાવ છઠ્ઠો રજુ કર્યો; રા. એસ. કે. નાયરે તેને અનુમોદન આપ્યું, રા. સશંક જીવન રાય અને રા. દ્વારકાનાથે વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

આરોગ્યવર્ધક કાર્યને ઉત્તેજન આપવાને તત્કાળ પગલાં ભરવાની આવશ્યકતા સાતમા ઠરાવમાં દર્શાવવામાં આવી હતી; ડૉ. સરન કે. મલીકે તે રજુ કર્યો, ડૉ. જે. એન. ધોષે તેને અનુમોદન આપ્યું, કવિરાજ જીતેન્દ્રનાથ સેને વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

આઠમો ઠરાવ વ્યાવહારિક રીતે ઉલ્લી કોંગ્રેસના નવમા ઠરાવ જેવો હતો, તે મી. એ. પી. પેટ્રોએ રજુ કર્યો, રા. એન. એ દ્રવીડ તેને અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

રા. ડી. ઇ. વાચ્છાએ નવમો ઠરાવ રજુ કરી એકવાર ફરીથી જાહેર ખર્ચના પ્રચંડ વધારાનો પ્રશ્ન છેડયો, અને પોતાની સંપૂર્ણ વિગતવાર રીતે તેની ચર્ચા કરી. તેમના ભાષણનો સારાંશ નીચેનાં રહસ્યપૂર્ણ વાક્યોમા હતો.

: “છેલ્લાં દશ વર્ષોમા મ્હેસુલ કરતાં ખર્ચ દોઢ ઠકો વધારે વધ્યો છે. આ વસ્તુસ્થિતિ ભયાનક છે. જો તમે ધંધાદારી પુરૂષ હો, અને તમારી આવક ફકત સેંકડે ટકાના દરે હોય અને તમે ત્રણનો વ્યય કરતા હો તો અનિવાર્ય પરિણામ એ આવશે કે, તમારૂ ગૃહ દેવાળામાં જશે. બરોબર આવી વસ્તુસ્થિતિમાં સરકાર આવી પડી છે.”

બાબુ પ્રમથનાથે અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

હિન્દી કાપડના ઉદ્યોગના વિકાસ અને વિસ્તારને અટકાવનાર હિન્દી રૂના કાપડ પર એકસાઇઝ વેરા દૂર કરવાની પ્રાર્થના દશમા ઠરાવમાં કરવામાં આવી હતી. રા. ડી એ ખરેએ તે રજુ કર્યો, લાલા ગોરવનદાસે અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો. અગીઆરમો ઠરાવ જમાબંદીના પરિચિત પ્રશ્ન વિષે હતો. માન. બાબુ એમ. એસ. દાસે તે રજુ કર્યો, રા. વી. વેંકટેસ્વરલુએ અનુમોદન આપ્યું, અને રા પંતલુએ વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર થતાં તે દિવસની બેઠકનું કાર્ય સમાપ્ત થયું.

ત્રીજા દિવસના પ્રારંભમાં શોચનીય અને ચોંકાવનારી ખબર મળી-માન રા. વી. કૃષ્ણસ્વામી ઐયરનું અચાનક અને અણધાર્યું મરણ થયું હતું જેથી રાષ્ટ્રીય પક્ષનો એક સ્તંભ તુટી પડયો હતો દિલાસાનો સંદેશ તેમના કુટુંબને એકદમ તારથી મોકલવામાં આવ્યો.

તે સમયે રા. ગોખલેનો પ્રાથમિક કેળવણી વિષેનો ખરડો વડી ધારાસભા સમક્ષ હતો તેને અનુમોદન આપનારો ઠરાવ તેરમો માન. દિવાન બહાદુર એલ. એ. ગોવિંદરાઘવ અયરે યોગ્ય રીતે રજુ કર્યો, કેમકે મદ્રાસમાં કેળવણીના તે એક શ્રેષ્ઠ મિત્ર હતા. તેમણે કહ્યું કે સ્થાનિક સરકારના વિરોધને લીધે કોંગ્રેસનું અનુમોદન ખાસ આવશ્યક બન્યું છે, અને એક વિરોધ સામાન્ય ઠરાવ ઉપરાંત આ ખાસ ઠરાવ રજુ કરવાનું મુખ્ય કારણ એ છે. ખરડાની વિરૂદ્ધ રજુ કરવામાં આવેલી દલીલોનું તેમણે નિરિક્ષણ કર્યું અને એક પછી એક તેમને તોડી પાડી. સર્વથી વિચિત્ર વાંધો તો એ હતો કે, ફરજ્યાત કેળવણીથી સરકારનું નામ બગડશે,—જે સરકારે રાજ્યદ્રોહી સભાઓનો કાયદો અને છાપખાનાનો કાયદો પસાર કર્યો હતા ! રા. આર. પી. કરંદીકરે ઠરાવને અનુમોદન આપતાં કહ્યું કે, છોકરાઓ કેળવણી માગે છે; અમે નિરૂપાય છીએ અને તેથી અમને સહાય મળવી જોઇએ. તે ઠરાવને અનુમોદન નીચેના ગૃહસ્થોએ આપ્યું: ડૉ. ગોર, ડૉ. સતીશચંદ્ર બેનરજી-તેમણે

કહ્યું કે, કેળવણી સર્વ પ્રશ્નોમાં અગ્રસ્થ છે, કેમકે તેના વિના રાષ્ટ્રીય આદર્શ પ્રાપ્ત કરી શકાય નહિ. રાવ બહાદુર વી આર. પંડિત, બાબુ સતેન્દ્રલાલ બેનરજી-તેમણે કહ્યું કે માન. રા. ગોખલેએ એ વિષય ઉપર કહેવાનું સઘળું કહી નાખ્યું છે. અને આપણે તો માત્ર તેમનીજ દલીલો અને આંકડા આપી શકીએ છીએ અને ચર્ચાની અંતમાં માન રા. ગોખલેએ કહ્યું કે, સરકારે ખરડાને પસંદ કરવામાં આવ્યો છે ફરજ પાડયા વિના સાર્વદેશીય કેળવણી અશક્ય છે. તેમાં ફતેહ મેળવવાને માટે જે સ્થળોમાં પ્રાથમિક કેળવણીને મૂલ્યવાન ગણવામાં આવે છે તેમાં તે ધીમે ધીમે દાખલ કરવી જોઇએ મધ્યસ્થ સરકાર તે દાખલ કરતી નથી, તેથી આપણી સ્થાનિક સંસ્થાઓને ગતિમાન્ કરવી જોઇએ. જો ખરડો ના મંજુર કરવામાં આવે તો, સઘળા બળથી આપણે ચળવળ કરવી જોઇએ અને આપણને તત્કાળ વિજય મળશે, અને એક હમદર્દ પ્રજાસત્તાનો પાયો આપણે નાખીશું. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

૧૯૦૯ ના હિન્દી ધારાસભાઓના કાયદા હેઠળ ઘડવામાં આવેલા કાનુનોમાં ફેરફાર કરવાનો આગ્રહ તેરમા ઠરાવમાં કરવામાં આવ્યો. બાબુ એ. ચૌધરીએ તે રજુ કર્યો, અને "બીન અધિકારી બહુમતી" ના કાર્યના વ્યાવહારિક ઉદાહરણો આપી, રા. વી નાયડુએ તેને અનુમોદન આપ્યુ, અને તે પસાર કરવામા આવ્યો.

ચૌદમો ઠરાવ સ્થાનિક સંસ્થાઓ માટે અલગ મતદાર મંડળો વિષે હતો. તેમા આગલા વર્ષની દલીલો ફરીથી કરવામાં આવી. પંડિત ગોકર્ણનાથ મિશ્રે તે રજુ કર્યો, મુન્શી નારાયણ પ્રસાદે અનુમોદન આપ્યુ, અને પસાર

૮—પંદરમો ઠરાવ, ન્યાયી અને કારોબારી કરજોના વિભાગ વિષે, પ્રમુખસ્થાનેથી રજુ કરવામા આવ્યો, અને પસાર કરવામાં આવ્યો

વિષય નિર્ણાયક સભાએ ઠરાવ સોળમો કોંગ્રેસના બંધારણ વિષે રજુ કર્યો, કેમકે તેના સુધારાઓના સબંધમાં બહુ મતભેદ હતો, અને એમ ઠરાવવામા આવ્યું કે, કલમ ૧ યથાસ્થિત રાખીને બંધારણ અને નિયમોમા વિશેષ ફેરફારો શું કરવા જોઇએ, તેની પર અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટીએ વિચાર કરવો અને આગામી કોંગ્રેસને રીપોર્ટ કરવો. પસાર.

રા. હસન ઇમામે આગામી કોંગ્રેસને બાકીપુરનું આમંત્રણ આપ્યું, અને તે આમંત્રણ સ્વીકારવામાં આવ્યુ. તે ઠરાવ તેત્રીસમો આ સમયે વચ્ચે લેવો પડયો, કેમકે રા. ઇમામ માંદા હતા અને તેમને ચાલ્યા જવાની ફરજ પડી હતી.

સત્તરમો ઠરાવ પોલીસ સુધારાના જૂના પ્રશ્ન વિષે હતો. એના એક ઠરાવો નિત્ય નિત્ય પસાર કરવામાં આવતા તેમાં કોંગ્રેસનો દોષ ન હતો, કેમકે નિત્ય ગતિહીનતાનુ ઉદાહરણ સરકાર છે. માન. રા કરંદીકરે તે રજુ કર્યો, રા. બિરેન્દ્રનાથ સાસમલે અનુમોદન આપ્યું, રા. વી. એન. જહાંગીરદાન, રા સમાસ્કુદ્દન પીલાઈ અને બાબુ મિથ્નપાદ ચેટરજીએ વિશેષ અનુમોદન આપ્યુ, અને તે પસાર કરવામાં આવ્યો.

પ્રમુખે કેળવણી વિષે અઢારમો ઠરાવ રજુ કર્યો અને તે પસાર કરવામા આવ્યો

ઓગણીસમા ઠરાવમાં એક સાથે પરીક્ષાઓ લેવાની તરફેણમા કોંગ્રેસે એકવાર ફરીથી પોતાના "દૃઢ અભિપ્રાય"ની નોંધ લીધી, અને રા. વી. વી. જોગીઆએ ૧૮૩૩ ના કાયદાનું અને ૧૮૫૩ મા તેના અમલનું અને રાણીના ઢંઢેરાનુ સ્મરણ કર્યું. રા કાણેએ અનુમોદન આપ્યુ, અને ઠરાવ એકવાર ફરીથી પસાર કરવામા આવ્યો.

સંયુકત પ્રાંતને માટે કારોબારી સભા અને ગવર્નરની માગણી કરતો ઠરાવ વીસમો માન. રા એસ સિંહાએ રજુ કર્યો અને ડૉ. તેજ બહાદુર સપ્રુએ તેને અનુમોદન આપ્યુ. પસાર

ઠરાવ એકવીસમો, રાજકીય કેદીઓની મુક્તિ; ઠરાવ બાવીસમો, પંજાબ માટે કારોબારી સભા; ઠરાવ ત્રેવીસમો મધ્ય પ્રાંતો અને વરાડને ધારા સભા અને ઓરિસા પ્રાંતનો દરજ્જો, સર્વ પ્રમુખસ્થાનેથી રજુ કરવામા આવ્યા

લશ્કરમા ઉચ્ચ દરજ્જા હિન્દીઓને માટે ખુલ્લા મુકવાની જૂની વિનતિ ચોવીસમા ઠરાવમા કરવામા આવી, બાબુ પી સી બેનરજીએ તે રજુ કર્યો, અને રા. જી. શરમાએ અનુમોદન

આપ્યું, અને પસાર. અનર્થક-અન્યાયો દૂર કરવાને માટે ત્રીશ વર્ષો થયાં હિન્દ વ્યર્થ માગણી કરી રહ્યું છે, ત્યારે આપણે "હોમરૂલ" માગીએ તેમાં કાંઇ આશ્ચર્ય છે ?

ઠરાવ પચીસમો તદ્દન નવીન હતો, અને તેમાં માગણી કરવામાં આવી હતી કે, ફોર્ટ વિલિયમ (કલકત્તા) ની હાઇકોર્ટને હિન્દી સરકાર સાથે જેવો સીધો સંબંધ છે તેવો સર્વ હિન્દી હાઇકોર્ટોને હોવો જોઇએ; બાબુ ભવરાયચન્દ્ર મિત્રે તે રજુ કર્યો. તેમણે કહ્યું, સ્થાનિક સરકારો હાઇકોર્ટો પર અંકુશ રાખે તે ઇચ્છનીય નથી, અને સૂચવાયલા ફેરફારથી હાઇકોર્ટોની ઇજ્જતમાં અને સ્વતંત્રતામાં વધારો થશે, એમ સાબીત કરવાને તેમણે વિગતો આપી..રા. અતુલચન્દ્ર રાયે અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામા આવ્યો.

આ પ્રમાણે નવીન ચીજથી તાજી બનીને કોંગ્રેસે પોતાના જૂના મિત્રોની સંભાળ લીધી, અને પ્રમુખે નીચેના ઠરાવો પ્રમુખસ્થાનેથી રજુ કર્યાઃ ઠરાવ છવીસમો, મેડીકલ સર્વીસમાં હિન્દીઓ, ઠરાવ સત્તાવીસમો, કારોબારી સભાના કાયદાના સભ્ય વિષે; અને ઠરાવ અઠ્ઠાવીસમો, સમુદ્રતારોના દેશમાં પ્રસારો કરવા વિષે.

સંસ્થાનોમાં હિન્દીઓ વિષે ઠરાવ ઓગણત્રીશમો બાબુ જે. ચૌધરીએ રજુ કર્યો, ૧૮૫૮ ના ઢંઢેરાનું પુનઃસ્મરણ કરવામા આવ્યું રા. સી વાય. ચિંતામણિએ અનુમોદન આપ્યું, ડૉ. મણિલાલ, અને રા. સોરાબજી સાપુરજીએ વિશેષ અનુમોદન આપ્યું, રા. સોરાબજી એક સત્યાગ્રહી હતા, આઠ વેળા કારાગૃહમા જઇ આવ્યા હતા, અને ફરીથી તેમની જરૂર પડે માટે તે જલદી પાછા જતા હતા. જુલ્મ સહન કરી રહેલી કોમના શૂરવીર યાહુદી ગૃહસ્થ એચ. એસ. એલ. પોલકને અન્ય જુલમ સહન કરતી કોમોનાં દુઃખોને માટે લાગણી થતી હતી, તેમણે સત્ય વાર્તાઓથી ભરપૂર સુંદર ભાષણ કર્યું. ૩૫૦૦ સત્યાગ્રહીઓએ સખ્ત મજુરી સાથે કેદખાનાની સજા ભોગવી હતી અને રા. ગાંધી સહિત તેમની સાથે એવુ ખરાબ વર્તન ચલાવવામા આવ્યું હતું કે, જ્યારે તેઓ બહાર આવ્યા ત્યારે ઓળખી શકાયા નહિ. છોકરાઓને અને પુરૂષોને પાઇ પણ આપ્યા વિના દેશવટા આપવામાં આવ્યા હતા; ધંધાઓને ખસેડવાના હુકમો અપાયા હતા અને તેથી તે માર્યા ગયા હતા. માફી મેળવવાને માટે કર ભરવાનાં સાધનો ન હોવાને લીધે પુરૂષોને ફરીથી ગીરમીટનો સ્વીકાર કરવો પડતો હતો. વિગેરે ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પછી પ્રમુખ સ્થાનેથી બીજા ત્રણ ઠરાવો રજુ કરવામાં આવ્યા; ઠરાવ ત્રીસમામાં જનરલ સેક્રેટરીઓની પુનઃ નીમણુંક કરવામાં આવી; એકત્રીસમા ઠરાવમાં સર વિલિયમ વેડરબર્ન, મિ. એ. ઓ. હ્યુમ, સર હેન્રી કૉટન, અને બ્રિટિશ કમિટીનો કોંગ્રેસ તરફથી આભાર માનવામા આવ્યો; બત્રીસમા ઠરાવમા પ્રાંતિક કોંગ્રેસ કમિટિઓએ ચુંટ્યા પ્રમાણે અખિલ-હિન્દ કોંગ્રેસ કમિટીની નીમણુંક કરવામાં આવી.

પછી બાબુ એ ચૌધરીએ પ્રમુખનો આભાર માન્યો અને તે દરખાસ્ત ઉત્સાહપૂર્ણ તાલીઓથી વધાવી લેવામાં આવી. પ્રમુખે જવાબમાં થોડાક કૃતજ્ઞતાપૂર્ણ શબ્દો કહ્યા, અને છવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસનું વિસર્જન થયું.

## ઠરાવો.

### નામદાર સમ્રાટ્ અને સામ્રાજ્ઞીને સ્વાગત.

૧. ઠરાવ કરવામા આવે છે કે રાજ્યગાદી તરફ અને નામદાર સમ્રાટ્ અને સામ્રાજ્ઞી તરફ નમ્ર કર્તવ્યનિષ્ઠાપૂર્વક આ કોંગ્રેસ માનપૂર્ણ રાજ્યભક્તિ દર્શાવે છે, અને વિશ્વાસ રાખે છે કે, હિન્દની તેમની મુલાકાતથી આ દેશની પ્રજાને સ્થાયી લાભ થશે.

### કોંગ્રેસનો આભાર.

૨ ઠરાવ કરવામા આવે છે કે, બંગાળના ભાગલામા ફેરફાર કરતા નામદાર સમ્રાટ્ના કૃપાવંત કથનને માટે આ કોંગ્રેસ માનપૂર્ણ સ્વીકારે ત નામદાર પ્રતિ પોતાની ઉંડી કૃતજ્ઞતા દર્શાવે છે. ને ફેરફારની ભલામણ કરવાને માટે હિન્દી સરકાર તરફની અને તેને બહાલી આપવાને માટે હિન્દી પ્રધાન તરફની કૃતજ્ઞતાની પણ કોંગ્રેસ નોંધ લે છે, આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર રાજ્યતંત્રના આ કાર્યથી શાન્તનુની રાજધાની તને,

આગળ વધારવામાં વ્યાપક અસર થશે, જે રાજ્યનીતિ સાથે જાહેર પ્રજાના મનમાં લૉર્ડ હાર્ડિંજ અને લૉર્ડ ક્રુનાં માનવંત નામો સદૈવ જોડાયલાં રહેશે.

૩. ઠરાવ કરવામાં આવે છે કે, લેફ્ટેનન્ટ-ગવર્નર ઇન કાઉન્સીલના હાથ નીચે બિહાર અને ઓરીસ્સાનો જૂદો પ્રાંત રચવાને માટે નામદાર સમ્રાટ તરફ આ કોંગ્રેસ ઉંડી કૃતજ્ઞતાની નોંધ લે છે, અને પ્રાર્થના કરે છે કે, પ્રાંતિક સરહદો નક્કી કરતી વેળા બંગાળી ભાષા બોલતા સર્વ જીલ્લાઓને એકજ રાજ્યતંત્ર હેઠળ મુકવાની સરકાર કૃપા કરશે.

૭. ઠરાવ કરવામાં આવે છે કે, પ્લેગ, મલેરીઆ અને અન્ય વ્યાધિઓનાં મૂળ અને પ્રગતિ પર અસર કરનાર પરિસ્થિતિમાં વૈજ્ઞાનિક તપાસની પદ્ધતિ દાખલ કરવાને માટે સરકારનો આભાર માનવા છતાં આવાં વ્યાવહારિક કામો તત્કાળ હાથમાં લેવાને આવશ્યક્તા તરફ આ કોંગ્રેસ સરકારનું ધ્યાન ખેંચે છે: જેમકે, ગીચ જગ્યાઓને ખુલ્લી કરવી, પૂરાઇ ગયલી નદીઓ ખોદવી, જંગલો સાફ કરવાં, પાણીમાં બેસી ગયલી જગ્યાઓ સુકી કરવી, અને પીવાનું શુદ્ધ પાણી વધારે સારી રીતે પૂરું પાડવું.

૩૧. ઠરાવ કરવામાં આવે છે કે, સર વિલિયમ વેડરબર્ન, મી. એ. ઓ. હ્યુમ, સર હેન્રી કૉટન અને બ્રિટિશ કમિટિના અન્ય સભ્યોની નિસ્વાર્થ અને કઠિન સેવાઓને માટે આ કોંગ્રેસ કૃતજ્ઞતાપૂર્વક તેમનો આભાર માને છે, અને હિન્દી જાહેર પ્રજાને ગંભીર વિજ્ઞપ્તિ કરવાની આ તક તે લે છે કે, કમિટી પોતાનું કાર્ય જુસ્સાથી કરી શકે તેને માટે તેને પૂરતાં નાણાં આપવાં.

[ અને જુઓ ૮ અને ૨૬. ]

### દમન.

૪. ઠરાવ કરવામાં આવે છે કે, રાજ્યદ્રોહી સભાઓના કાયદા સામે અને છાપખાનાના કાયદા સામે આ કોંગ્રેસ પુનઃ માનપૂર્ણ પોતાનો અણગમો દર્શાવે છે, અને પ્રાર્થના કરે છે કે, સમ્રાટની મુલાકાતથી ઉદ્ભવેલો રાજ્યભક્તિપૂર્ણ ઉત્સાહ જોતાં અને સામાન્ય સ્થિતિમા સુધારા વિષે અધિકારીઓનાં કથનો જોતાં એ કાયદા, તેમજ તપાસ કર્યા વિના દેશવટો આપવાની સત્તા આપતા રેગ્યુલેશનો હિન્દી ધારાપોથી પરથી હવે દૂર કરવા.

### રાજકીય કેદીઓની મુક્તિ.

૨૧. ઠરાવ કરવામાં આવે છે કે, દેશની સામાન્ય સ્થિતિમાં સંતોષજનક સુધારો થયો છે તે જોતાં આ કોંગ્રેસ માનપૂર્વક કહે છે કે કેવળ રાજકીય અપરાધોને માટે જેઓ કારાગ્રહવાસ ભોગવી રહ્યા છે તેમને નામદાર સમ્રાટ્ અને સામ્રાજ્ઞીના આગમન પ્રસંગે મુક્ત કરવા; આવા કાર્યની સમગ્ર હિન્દમાં કદર બુઝવામાં આવશે, અને શાહી મુલાકાતથી ઉંડી કૃતજ્ઞતા અને રાજ્યભક્તિની લાગણીઓ જન્મી છે તેમને વિશેષ ઉંડી બનાવશે.

### કોંગ્રેસનું બંધારણ.

૫. ઠરાવ કરવામાં આવે છે કે, કોંગ્રેસની ગઇ બેઠક વખતે નીમવામાં આવેલી સબ-કમિટીએ સુધાર્યા પ્રમાણે હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનાં બંધારણ અને નિયમો મંજુર કરવાં.

૧૬. ઠરાવ કરવામાં આવે છે કે, બંધારણની પ્રથમ કલમમાં દર્શાવ્યા પ્રમાણે કોંગ્રેસના ઉદ્દેશોને સફળ કરવાને બંધારણ અને નિયમોમાં વિશેષ શા ફેરફારો કરવા (પ્રથમ કલમ યથાસ્થિત રાખીને) તેનો વિચાર કરીને આગામી કોંગ્રેસને રીપોર્ટ કરવાનું અખિલ-હિન્દ કોંગ્રેસ કમિટીને કહેવું.

### સ્વદેશી.

૬. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ સ્વદેશી હીલચાલને અત્યંત અંતઃકરણપૂર્વક અનુમોદન આપે છે, અને સ્વદેશી ઉદ્યોગોના વિકાસને ઉત્તેજન આપવાને માટે ગંભીર અને ચાલુ પ્રયત્નો કરીને અને ભોગ આપીને પણ આયાત થયેલી ચીજો કરતાં જ્યાં જ્યાં વ્યવહારિક હોય ત્યાં ત્યાં હિન્દી પદાર્થો પસંદ કરીને તેની ફત્તેહને માટે પરિશ્રમ કરવાની હિંદી પ્રજાને આજ્ઞા કરે છે.

### સ્થાનિક સ્વરાજ્ય.

૮. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાનો સંતોષ દર્શાવે છે, કે હિન્દી પ્રધાને સ્વીકાર્યું છે કે, લૉર્ડ રીપનની સ્થાનિક સ્વરાજ્યની યોજનાનો યોગ્ય પ્રયોગ કરવામાં આવ્યો નથી,

અને કોંગ્રેસ ગંભીર આશા દર્શાવે છે કે, સર્વ સ્થાનિક સંસ્થાઓના બંધારણમાં ચુંટણીનો સિદ્ધાંત લાગુ પાડવાને માટે સરકાર કૃપા કરીને શીઘ્ર પગલાં ભરશે, અને બીન અધિકારી પ્રમુખો ચુંટી કાઢવાનો તેમને હક્ક આપશે, અને વિશેષ, સરકારે તેમને પૂરતી નાણાંની સહાય આપવી.

### નાણાં વિષયક.

૯. ઠરાવ કરવામાં આવે છે કે, દેશના જાહેર ખર્ચમાં પ્રચંડ વધારો થયો છે તે જોતાં આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે, વડી અને પ્રાંતિક સરકારોનાં સર્વ ખર્ચ કરતાં ખાતાં અને વિશેષે કરીને લશ્કરી ખાતામાં અસરકારક કાપકૂપ કરવાને શીઘ્ર પગલાં ભરવાં

### એક્સાઇઝ વેરો.

૧૦. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, હિન્દી રૂના કાપડ પર નાખવામાં આવેલા એક્સાઇઝ વેરા હિન્દી બનાવટના ઉદ્યોગના વિકાસ અને વિસ્તારને અટકાવે છે, અને હિન્દી સરકારને ગંભીર પ્રાર્થના કરે છે કે, તેમને શીઘ્ર દૂર કરવા.

### કાયમની જમાબંદી.

૧૧. ઠરાવ કરવામાં આવે છે કે, જમીનપર રાજ્યની માગણીની વ્યાજબી અને ચોક્કસ મર્યાદા અને રૈયત વારી પ્રદેશમાં સરકાર અને જમીન રાખનારાઓ વચ્ચે સીધી કાયમની જમાબંદી દાખલ કરવી, અથવા જે પ્રાંતોમાં ટુંક મુદતી જમાબંદીઓ થતી હોય ત્યાં કમમાં કમ સાઠ વર્ષોની જમાબંદી રાખવી, એ આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર ખેડુતોની વર્તમાન અસંતોષકારક સ્થિતિ સુધારવામાં સંગીન સહાય આપશે.

### કેળવણી.

### રા. ગોખલેનો ખરડો.

૧૨. ઠરાવ કરવામાં આવે છે કે, માન. રા. ગોખલેના પ્રાથમિક કેળવણીના ખરડાના સિદ્ધાંતોને આ કોંગ્રેસ સંપૂર્ણ અંતઃકરણપૂર્વક અનુમોદન આપે છે, અને પોતાની ગંભીર આશા દર્શાવે છે કે, ધારાસભામાં આ ખરડાના આગળના પગથીયાને માટે આવશ્યક સગવડો આપવાની સરકાર કૃપા કરશે.

### ઉચ્ચતર અને પારિભાષિક કેળવણી.

૧૮. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસના અભિપ્રાય પ્રમાણે દેશમાં ભિન્ન ભિન્ન પ્રાંતોની પરિસ્થિતિને સાનુકૂળ સાહિત્ય વિષયક, વૈજ્ઞાનિક, પારિભાષિક અને ઔદ્યોગિક કેળવણીની સ્વતંત્ર પદ્ધતિ પોતાની મેળે રચીને, સરકારની વર્તમાન સંસ્થાઓ અને પ્રયત્નોમાં પૂરવણી કરવાનો પ્રશ્ન સમગ્ર દેશની પ્રજાએ ગંભીરતાપૂર્વક ઉપાડી લેવાનો સમય આવી પહોંચ્યો છે.

આ કોંગ્રેસનો વિશેષ અભિપ્રાય છે કે,

( ક ) માધ્યમિક ઉચ્ચતર કેળવણીને વધારે મોટી નાણાંની રકમો આપવાનાં ( સર્વ પછાત વર્ગોને કેળવણી આપવાને આવશ્યક લાગે ત્યાં ખાસ ઉત્તેજન આપીને );

( ખ ) સ્થાનિક આવશ્યકતાઓ ધ્યાનમાં રાખીને ભિન્ન ભિન્ન પ્રાંતોમાં ઔદ્યોગિક અને પારિભાષિક કેળવણી આપવાની પૂરતી સગવડ કરવાનાં; અને

( ગ ) આ દેશમાં કેળવણીની રાજ્યનીતિ અને પદ્ધતિ ઘડવામાં જાહેર અભિપ્રાયના અગ્રણીઓને અસરકારક અવાજ આપવાનાં પગલાં સરકારે શીઘ્ર ભરવાં જોઇએ.

### પ્રતિનિધિત્વ.

૧૩. ઠરાવ કરવામાં આવે છે કે, મહોમેડન અને અન્ય કોમોની જ્યાં ઓછી સંખ્યા હોય ત્યાં તેમને ધારાસભાઓમાં યોગ્ય અને પૂરતું પ્રતિનિધિત્વ આપવાની આવશ્યકતા સ્વીકારીને; અલગ મતદાર મંડળોના સાધનથી આ ઉદ્દેશ સરળ કરવાને ૧૯૦૯ માં જાહેર પાડવામાં આવેલા કાનુનોને આ કોંગ્રેસ નાપસંદ કરે છે, અને બીજી ચુંટણી થાય તે પહેલાં ૧૯૦૯ ના હિન્દી ધારાસભાઓના કાયદા હેઠળ ઘડવામાં આવેલા કાનુનો ફેરવવાની આવશ્યકતા અને ન્યાય પ્રતિ સરકારનું ધ્યાન ખાસ કરીને ખેંચે છે, જેથી મત આપવાની બાબતમાં અને ઉમેદવારોની યોગ્યતાઓની બાબતમાં અને ધારાસભાઓમાં ચુંટાવા ઇચ્છતા ઉમેદવારોની સ્વચ્છંદી અયોગ્યતાઓ અને પ્રતિબંધોની બાબતમાં નામદાર સમ્રાટની પ્રજાના ભિન્ન ભિન્ન વિભાગો વચ્ચેના વિલક્ષણ ભેદો દૂર થાય. આ કોંગ્રેસ એવો પણ આગ્રહ કરે છે કે, પ્રાંતિક ધારાસભાઓમાં

બીન-અધિકારી બહુમતીઓની રચનાના સંબંધમા કાનુનોમા આવશ્યક હોય તો એવા ફેરફાર કરવા કે તેથી વ્યાવહારિક કાર્યોને માટે તેમને અસરકારક બનાવી શકાય

## અલગ મતદાર મંડળો

૧૪ ઠરાવ કરવામા આવે છે કે, અલગ કોમી મતદાર મંડળોનો સિદ્ધાંત મ્યુનિસિપાલીટીઓ, જીલ્લા બોર્ડો અથવા અન્ય સ્થાનિક સંસ્થાઓને લાગુ પાડવાના અથવા તેને વિસ્તૃત કરવાના કાર્યને આ કોંગ્રેસ સખ્ત રીતે વખોડી કાઢે છે

## કારોબારી સભા અને ગવર્નર

૨૦ ઠરાવ કરવામા આવે છે કે, સંયુક્ત પ્રાંતોમા જેમ બને તેમ જલદી એક કારોબારી સભા સ્થાપવાના ન્યાય તરફ સરકારનુ આગ્રહપૂર્વક ધ્યાન ખેંચે છે અને વિશેષમા તે ગંભીર આશા દર્શાવે છે કે, તે પ્રાંતોને મદ્રાસ, મુંબાઇ અને બંગાલની માફક ગવર્નરના હાથ નીચે મુકવા

## પંજાબ માટે કારોબારી સભા

૨૨ ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસ પોતાની ગંભીર આશા દર્શાવે છે કે, પંજાબ માટે કારોબારી સભાની નીમણુક કરવાની સરકાર કૃપા કરશે

## મધ્ય પ્રાંતો અને વરાડ માટે ધારાસભા

૨૩ ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, મધ્ય પ્રાંતો અને વરાડને માટે પ્રાંતિક ધારાસભા સ્થાપવાનો અને સરકારે વરાડ પોતાના કબજામા કાયમને માટે લીધો છે તેને બ્રિટિશ હિન્દમા આવેલા પ્રાંતોને આપવામા આવેલા દરજ્જા અને અધિકારો આપવાનો સમય આવી પહોંચ્યો છે

## કાયદા વિષયક

## ન્યાયી અને કારોબારી ફરજોનો વિભાગ

૧૫ ઠરાવ કરવામા આવે છે (ક) કે, આ કોંગ્રેસ પોતાની ખેદની લાગણીની નોંધ લે છે કે સરકારે કેટલાક સમય ઉપર આશાઓ આપી હતી કે, કારોબારી અને ન્યાયી ફરજોને જલદી જુદી પાડવામા આવશે તથાપિ તે દિશામા હજી અસરકારક પગલા ભરવામાં આવ્યા નથી, અને પૂર્વગામી કોંગ્રેસો સાથે સંમત થઇને તે આગ્રહ કરે છે કે, વિભાગની કોઇપણ યોજના ખરેખાત અસરકારક થાય તેને માટે પગાર, પગારનો વધારો અને જગ્યાની બદલીના સંબંધમા નક્કેક પ્રાંતમા ઉચ્ચતમ દિવાની અદાલતોના સંપૂર્ણ અંકુશ હેઠળ સર્વ ન્યાયાધીશ મંડળને મુકવુ જોઇએ

(ખ) આ કોંગ્રેસ પૂર્વગામી કોંગ્રેસો સાથે સંમત થઇને કહે છે કે, દેશના સર્વ ભાગોમા જ્યુડીશ્યલ સર્વીસની જગ્યાઓ મુખ્યત્વે કાયદાના ધંધામાથી પૂરવી

## હાઇકોર્ટો

૨૫ ઠરાવ કરવામા આવે છે કે આ કોંગ્રેસનો દૃઢ અભિપ્રાય છે કે બંગાલમા ફોર્ટ વિલિયમની હાઇકોર્ટને ફક્ત હિન્દી સરકાર સાથે જેવા સીધા સંબંધો છે તેવા સંબંધો હિન્દની સર્વ હાઇકોર્ટોના હોવા જોઇએ

## કાયદાનો સભ્ય

૨૭ ઠરાવ કરવામા આવે છે કે, ૧૮૬૧ના હિન્દી ધારાસભાઓના કાયદાની ત્રીજી કલમનો વ્યવહારમા એવો અર્થ કરવામા આવે છે કે, વાયસરોયની કારોબારી સભામા કાયદાના સભ્યનો હોદ્દો અંગ્રેજી બારના સભ્યોનેજ આપવો જેથી પસંદગીનુ ક્ષેત્ર અત્યંત સંકુચિત બને છે તે જોતા આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે મજકુર કલમમા એવો સુધારો કરવો કે જેથી હિંદી હાઇકોર્ટોના એડવોકેટો વકીલો અને એટર્નીઓ એટ લૉ તે હોદ્દા પર નીમાઇ શકે

## જાહેર નોકરી

## પોલીસ

૧૭ ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસ પોતાના નિશ્ચયાત્મક અભિપ્રાયની નોંધ લેવા ઇચ્છે છે કે કેટલાક તાજા મુકદ્દમાઓમા ઉચ્ચમાં ઉચ્ચ કચેરીઓના ન્યાયાધીશોને માલૂમ પડેલી હકીકતો ઉપરથી સ્પષ્ટ જણાય છે તે પ્રમાણે સર એન્ડ્ર્યુ ફ્રેઝરના કમીશનની ભલામણો અનુસાર પોલીસ પદ્ધતિમા જે સુધારા કરવામા આવ્યા છે તેના ધારવામા આવેલા પરિણામો આવ્યા નથી અને ગુપ્ત પોલીસ સહિત પોલીસ દળના ગુણમા અથવા કાર્યસાધકતામા તેમણે સુધારો કર્યો નથી આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, હિન્દી અધિકારીઓના પગાર અને ભવિષ્યની

આશા સર્વીસમાં એક પુરૂષોને આવવાને બંધ નથી, અને વિશ્વાસ અને જોખમદારીની ઉચ્ચતર જગ્યાઓ પરથી વધારે સારા વર્ગના હિન્દીઓના વ્યાવહારિક બહિષ્કાર સામે તે દૃઢ અણગમો દર્શાવે છે, અને પોતાની પ્રતીતિની નોંધ કરે છે કે, તપાસ ચાલતી હોય તે વેળા કબુલ કરવામાં આવેલી હકીકત સિવાય અન્ય કબુલ કરવામાં આવેલી હકીકત દાખલ કરવાને અયોગ્ય ગણવામાં નહિ આવે ત્યાંસુધી પોલીસની તપાસની રીતિઓમાં સત્ય સુધારો થઇ શકશે નહિ.

### એક સાથે લેવાતી પરીક્ષાઓ.

૧૯. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાનો મજબૂત અભિપ્રાય દર્શાવે છે કે, સીવીલ સર્વીસના હમણાં ભાગ પાડવામાં આવે છે; (૧) શાહી સર્વીસ, મુખ્યત્વે યુરોપીઅનોમાંથી ઇંગ્લાંડમાં ભરતી કરવામાં આવે છે; અને (૨) પ્રાંતિક સર્વીસીસ (જેમાં) મુખ્યત્વે હિન્દીઓમાંથી હિન્દમાં ભરતી કરવામાં આવે છે, તે (વિભાગ) ૧૮૩૩ અને ૧૮૭૦ ના કાયદાઓમાં જાહેર કરવામાં આવેલાં કથનોથી, અને ૧૮૫૮ ના મહારાણીના ઢંઢેરાથી વિરૂદ્ધ છે, અને જેમ બને તેમ જલદી એવો વિભાગ દૂર કરવો જોઇએ અને જે જગ્યાઓ હમણાં શાહી સર્વીસને માટે ખાસ રાખવામાં આવેલી છે તે જગ્યાઓને માટે એક પુરૂષો ગણી શકે એવી શર્તો કેવળ ઇંગ્લાંડમાં અને હિન્દમાં એક સાથે પરીક્ષાઓ લઇને તે જગ્યાઓ પર નીમાવાને માટે યુરોપીઅનોને જેટલી તકો મળે છે તેટલી તકો હિન્દીઓને આપવી જોઇએ.

### લશ્કર વિષયક.

૨૪. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો દૃઢ અભિપ્રાય છે કે, લશ્કરની ઉચ્ચતર જગ્યાઓ આ દેશની પ્રજાને માટે બંધ રાખવામાં આવે છે તેના અન્યાયની હવે દાદ મળવી જોઇએ, અને આ કોંગ્રેસ પોતાની ગંભીર આશા દર્શાવે છે કે, નામદાર શહેનશાહ હિન્દનો કિનારો છોડીને જાય તે પહેલાં વધારે ઉદાર રાજ્યનીતિ જાહેર કરવામાં આવશે જેની રૂએ ચુનંદા હિન્દીઓને લશ્કરમાં કમીશનો આપવામાં આવશે એવી દેશની સામાન્ય આશા અફળ નહિ જાય.

### મેડીકલ.

૨૬. ઠરાવ કરવામાં આવે છે (ક) કે, સીવીલ મેડીકલ સર્વીસની ઉચ્ચતર જગ્યાઓપર હિન્દીઓને નીમવાના સંબંધમાં હિન્દી પ્રધાનની ખરીતાને માટે તેમનો આભાર માનતાં આ કોંગ્રેસ ખેદ દર્શાવે છે કે તે બાબતમાં હજી કાંઇ કાર્ય કરવામાં આવ્યું નથી.

(ખ) જાહેર પ્રજાના, મેડીકલ સર્વીસ અને ધંધાના હિતને માટે તેમજ ખર્ચમાં કરકસર કરવાને માટે પૂર્વગામી કોંગ્રેસો સાથે સંમત થઇને આ કોંગ્રેસ કહે છે કે હિન્દી લશ્કરી મેડીકલ સર્વીસથી સંપૂર્ણ સ્વતંત્ર મેડીકલ સર્વીસની અલગ સ્થાપના કરવી.

### સમુદ્રતારોના દરમાં ઘટાડો.

૨૮. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર અને વર્તમાનપત્રો તથા વણજ વેપારના હિતની ખાતર અત્યંત ઇચ્છનીય છે કે, ઇગ્લાંડ અને હિન્દ વચ્ચેના સમુદ્રતારના સંદેશાઓના દરમાં વિશેષ ઘટાડો કરવો જોઇએ. જેથી કરીને આવતા વર્ષથી ઇંગ્લાંડ અને કૅનેડા અને ઑસ્ટ્રેલીઆ વચ્ચે તાજી વ્યવસ્થા અનુસાર જે દર અમલમાં આવવાનો છે તે પ્રમાણે તે દર (ઇગ્લાંડ અને હિન્દ વચ્ચેનો) રહે.

### સંસ્થાનોમાં હિન્દીઓ.

૨૯. ઠરાવ કરવામાં આવે છે (ક) કે, હમણાં કરવામાં આવેલી પ્રાંતિક સમાધાનીના થોડા સમયમાં થનાર કાયદાના સંબંધમાં તેની પૂર્વજ આ કોંગ્રેસ રજીસ્ટ્રેશન અને ઇમીગ્રેશન વિષે તે પ્રાંતના એશિઆવાસીઓની વિરૂદ્ધના કાયદા રદ કરાવવાને માટે રા. ગાંધી અને ટ્રાન્સવાલની હિન્દી કોમને અંતઃકરણપૂર્વક અભિનંદન આપે છે, અને પ્રાથમિક દિવાની હકો માટે અતિ ગ્રાઢી સંખ્યાની સામે પોતાની શાંત અને નિઃસ્વાર્થ લડતમાં પોતાના દેશબંધુઓના હિતની ખાતર જે ઉગ્ર દેશપ્રેમ, હીંમત અને આપભોગથી તેમણે–મહોમેડન અને હિન્દુ, પારસી અને ખ્રિસ્તીએ–જુલ્મ વેઠયો છે તેને માટે પોતાનું ઉચ્ચ સાનંદાશ્ચર્ય દર્શાવે છે.

(ખ) દક્ષિણ આફ્રિકાના અને અન્ય બ્રિટિશ સંસ્થાનોના હિન્દીઓનાં દુઃખોની દાદ અપાવવાને માટે વખતો વખત કરવામાં આવેલા પ્રયત્નોની કદર બુઝીને આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે, આ બાબતમાં દૃઢ અને નિશ્ચયાત્મક વલણ ધારણ કરવાની નામદાર સમ્રાટની સરકારની સ્વીકારેલી અશક્તિ જોતાં હિન્દી સરકારે સામો બદલો વાળવાને એવાં પગલાં લેવાં જોઇએ કે, તેથી સામ્રાજ્યના તે વિભાગોમાં હિન્દીઓના સ્વમાનનું સંરક્ષણ થાય અને ત્યાંના હિન્દી રહેવાસીઓના હિતો સચવાય, અને એ પ્રમાણે આ દેશની પ્રજામાં અસંતોષનું મોટું કારણ દૂર થાય.

(ગ) વળી માત્ર ગોરા લોકોની વસાહતોને માટે અવિકસિત જમીનના વિશાળ ભાગો બ્રિટિશ સામ્રાજ્યનાં સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનોના પોતાનાજ હાથમાં રહેવા દેવાની તરફેણમાં જોખમદાર મુત્સદ્દીઓના કથનની સામે આ કોંગ્રેસ અણગમો દર્શાવે છે, અને એમ બતાવી આપવાની ફરજ સમજે છે કે, જ્યારે એશિઆમાં તેનાથી વિરૂદ્ધ ખુલ્લા દ્વારની રાજ્યનીતિનો ઉપદેશ આપવામા આવે છે અને તેનો અમલ કરવામાં આવે છે ત્યારે બ્રિટિશ તાજની સકળ એશિઆવાસી પ્રજા સામે એ પ્રદેશમાં બારણું બંધ કરવાની અને સંપૂર્ણ બ્રિટિશ નાગરિકત્વના હક્કો આપવાની ના પાડવાની રાજ્યનીતિ સામ્રાજ્યને માટે ગંભીર હાનિથી ભરેલી છે, અને તે જેટલી અધાર્મિક છે, તેટલીજ ડહાપણ વિહોણી છે.

(ઘ) દક્ષિણ આફ્રિકાને માટે ગિરમીટીયા મજુરોની ભરતી અટકાવવાને માટે હિન્દી સરકારનો આભાર માનવા છતાં, આ કોંગ્રેસનો દૃઢ અભિપ્રાય છે કે, ઉચ્ચતમ રાષ્ટ્રીય હિતોની ખાતર ગિરમિટીયા મજુરીની પદ્ધતિ અનિચ્છનીય છે, અને તે રદ કરવી જોઇએ, અને દેશમાં અથવા પરદેશમાં ગિરમીટના કબાલા હેઠળ હિન્દી મજુરોની વિશેષ ભરતી અટકાવવાનો સરકારને માનપૂર્વક આગ્રહ કરે છે.

## સામાન્ય.

૩૦. ઠરાવ કરવામાં આવે છે કે, આવતા વર્ષને માટે રા. ડી ઇ વાચ્છા અને રા. ડી એ. ખરેને જનરલ સેક્રેટરીઓ નીમવા.

૩૨. ઠરાવ કરવામાં આવે છે કે, આવતા વર્ષને માટે નીચેના ગૃહસ્થોની અખિલ-હિન્દ કોંગ્રેસ કમિટી નીમવી (યાદી નથી આપી)

૩૩. ઠરાવ કરવામા આવે છે કે, આગામી કોંગ્રેસ બાંકીપુરમા ભરવી

# સત્તાવીસમું પ્રકરણ.

## સત્તાવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

રા. હસન ઇમામના આમંત્રણને લીધે સત્તાવીસમી કોંગ્રેસને માટે બાંકીપુરનો સ્વીકાર કરવામાં આવ્યો હતો, પરન્તુ તેમને ન્યાયાધીશની પદવી મળી તેથી તેમને તો પ્રવૃત્તિનો મૂલ્યવાન્ માર્ગ મળ્યો, પરન્તુ હિન્દને તેમની રાજકીય સેવાઓની ખોટ ગઈ. સ્વાગત સભાનું પ્રમુખસ્થાન રા. મઝરૂલ હકને આપવામા આવ્યુ હતુ, જેમણે વડી ધારાસભામાં હિન્દી હાવાઓનો કીમતપૂર્વક પસાર કરવાથી સમસ્ત હિન્દમા ખ્યાતિ મેળવી હતી. મંડપ ઘણો સુન્દર હતો, તેને ૨૮ દ્વાર હતા, મગધના ઇતિહાસમા પ્રસિદ્ધ થઇ ગયેલાં વ્યક્તિઓ અથવા સ્થળોના નામ પ્રત્યેક દ્વારને આપવામા આવ્યા હતા અને ત્યા ૧૯૧૨ ની ૨૬ મી ડીસેમ્બરે કોંગ્રેસ મળી મંડપમા ૫૦૦૦ બેઠકો હતી. જેમા ૨૦૭ પ્રતિનિધિઓ હતા

| | |
|---|---|
| મદ્રાસ | ૧૯ |
| મુંબાઇ | ૧૦ |
| વરાડ | ૧૩ |
| મધ્યપ્રાંતો | ૧ |
| પંજાબ | ૪ |
| સંયુક્તપ્રાંતો | ૨૭ |
| બંગાલ | ૭૫ |
| બિહાર | ૫૮ |
| | ૨૦૭ |



રા. આર એન. મુધોલકર.
સત્તાવીસમી કોંગ્રેસના પ્રમુખ

પ્રમુખના સરઘસે પ્રવેશ કર્યા પછી અને સભ્યોએ પોતપોતાનુ સ્થાન લીધા પછી માન. રા. હકે પોતાનુ સ્વાગત ભાષણ આપ્યુ. દિલ્હીના અત્યાચાર વિષે અને બે મહાન્ કોંગ્રેસવાદીઓ, એલન ઓકટેવીઅન હ્યુમ, અને કૃષ્ણસ્વામી આયરના મૃત્યુ માટે શોક દર્શાવ્યો. પછી બિહારના ઇતિહાસનુ સંક્ષેપમાં અવલોકન કરવામાં આવ્યું અને કહ્યું કે સદ્‌ભાગ્યે બિહારમાં હિન્દુ મહોમેડન પ્રશ્નનો અભાવ છે. તુર્કસ્તાન તરફ અંગ્રેજ મુત્સદ્દીઓએ ધારણ કરેલી દુર્ભાગી વલણ, અને વાયસરોય અને દક્ષિણના ગવર્નરો અને સર ચાર્લ્સ બેઇલી અને સર જેમ્સ મેસ્ટનની ઉદારપણ ભરી સહાનુભતિનું અવલોકન કરીને બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ "બંગાલી" મા દર્શાવેલી સહાનુભૂતિ માટે તેમની તરફ મહોમેડનોની કૃતજ્ઞતા દર્શાવી અંતમા તેમણે માન રાવબહાદુર આર એન. મુધોલકરની ચુંટણીની દરખાસ્ત મુકવાની બાબુ સુરેન્દ્રનાથ બેનરજીને આજ્ઞા કરી.

તે ધુરંધર બંગાલી દેશભક્ત પછી માન. રા જી કે. ગોખલે, માન પંડિત મદન મોહન માલવીય, માન રા. એન સુબારાવ, લાલા હરકીશનલાલ, બાબુ અંબિકાચરણ મઝુમદાર, અને દિલ્હીના માન. મહારાજા કુમારે અનુમોદન અને વિશેષ અનુમોદન આપ્યું, અને સર્વાનુમતે દરખાસ્ત પસાર કરવામા આવી

પ્રમુખે આભારના થોડા શબ્દો પછી દિલ્હી અત્યાચાર વિષે બોલતા તેના ભોગ થઇ પડેલ (ના વાયસરોય) માટે સહાનુભૂતિ દર્શાવી, અને તે અપરાધ માટે તિરસ્કાર દર્શાવ્યો. પછી

તેમણે કોંગ્રેસનું આદર્શ કહ્યું: સંયુક્ત અને સ્વરાજ્ય ભોગવતું હિન્દ, જ્યાં સામસામા અથડાતા ધર્મોનું સ્વરૈક્ય થવું જોઇએ, સર્વ ધર્મો એક બનવા જોઇએ, અને જ્યાં જીવનને આધ્યાત્મિક બનાવવું જોઇએ. પછી શ્રી. હુમની કથને હિન્દનાં પ્રેમ અને કૃતજ્ઞતા ધરાવ્યાં, અને તુર્કસ્તાન તરફ તેની સહાનુભૂતિ દર્શાવી. રાષ્ટ્રીય રાજ્ય પ્રકરણ તરફ દ્રષ્ટી કરતાં કારોબારી સભાઓમાં હિન્દીઓના પ્રવેશ પર તેમણે ભાર મુકયો. અને ૧૯૧૧ ની ૨૫ મી ઓગસ્ટના વાયસરોયના ડીસ્પેચને વધાવી લીધો, જેમાં પ્રાંતોને સ્વરાજ્યનું વિશેષ પ્રમાણ આપવાનું વચન આપવામાં આવ્યું હતું, જેથી "છેવટે હિન્દમાં એવાં રાજ્યતંત્રો અસ્તિત્વમાં આવે કે તે સર્વ પ્રાંતિક કાર્યભારમાં સ્વતંત્ર હોય, હિન્દી સરકાર તે સર્વની ઉપર હોય, અને ગેરવહીવટ હોય તો વચ્ચે પડવાનો તેને અધિકાર હોય અને સામાન્યતઃ શાહી વિષયની બાબતોમાં તેમના કાર્યની મર્યાદા બાંધતી હોય." પછી ધારાસભાઓના કાનુનોમાં કરવા યોગ્ય આવશ્યક ફેરફારો તેમણે દર્શાવી આપ્યા, અને લઘુમતીઓનું પ્રતિનિધિત્વ સ્વીકારીને અલગ મતદાર મંડળોની પધ્ધતિ સામે અણગમો દર્શાવ્યો. પછી દિવાને આમમાં હિન્દના પ્રતિનિધિત્વનો પ્રશ્ન તેમણે ઉપસ્થિત કર્યો. પોંડીચેરી એક પ્રતિનિધિ ફ્રેંચ ચેમ્બરમાં મોકલે છે, અને ગોઆ પોર્ટુગીઝ ચેમ્બરમાં મોકલે છે, પરન્તુ બ્રિટિશ હિન્દનાં અનંત વિશાળ હિતો પ્રતિ દુર્લક્ષ કરવામાં આવ્યું છે. સત્તાની વહેંચણી કરવાનો અને વિભાગોમાં અને જીલ્લાઓમાં સલાહ આપનારી સંસ્થાઓ સ્થાપવાનો આગ્રહ કરીને તેમણે વિષયનો આ વિભાગ સમાપ્ત કર્યો.

સંસ્થાનોમાં હિન્દી ઇમીગ્રેટોની દુઃખદ સ્થિતિ તરફ દ્રષ્ટિ કરીને, પ્રમુખે અહીંયાં હિન્દીઓની સ્થિતિ તરફ ધ્યાન ફેરવ્યું અને સત્યતાપૂર્વક બતાવી આપ્યું કે, પરદેશમાં આપણો બહુ ઓછો વિચાર કરવામાં આવે છે, તે દેશમાં આપણા રાજકીય દરજ્જાનું પ્રતિબિંબ છે. સીવીલ સર્વીસ, એક સાથે લેવાતી જોઇતી પરીક્ષાઓ, કેળવણી, જાહેર બાંધકામ ઇત્યાદિ, લશ્કરમાં કમીશનોની પરિચિત ફર્યાદોનું તેમણે ઝડપથી અવલોકન કર્યું—એ સર્વ પ્રશ્નો પ્રજાના મનમાં ઘોળાતા હતા. ફક્ત ત્રણ અથવા ચાર વિષયો પર જેમણે તેમનો અભ્યાસ કર્યો હોય તેઓ વિગતવાર ચર્ચા કરે એવી વ્યવસ્થાથી ખુદ કોંગ્રેસમાં પણ સુધારો કરવો જોઇએ. કોંગ્રેસે વિશેષ સ્થાયી શક્તિ દર્શાવવી જોઇએ, અને આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે, રાજકીય વિકાસની સાથે સાથે સામાજિક પ્રગતિ અને નૈતિક અને આધ્યાત્મિક અભ્યુદય થવો જોઇએ. માત્ર આ પ્રમાણે જ આપણી માતૃભૂમિ સ્વતંત્ર અને મહાન્ થઇ શકે.

આ સ્થળે એક ઠરાવ રજુ કરીને કોંગ્રેસના સામાન્ય કાર્યક્રમમાં ફેરફાર કરવામાં આવ્યો. તે ઠરાવ માન. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ રજુ કર્યો, રા. ડી. ઇ. વાચ્છાએ અનુમોદન આપ્યું, અને લાલા લજપતરાય, માન. પંડિત મદનમોહન માલવીય, માન. રા. એન. સુબારાવ, માન. રા. કૃષ્ણસહાઇ, અને રા. સૈયદ મહમ્મદ ઇસ્માઇલે વિશેષ અનુમોદન આપ્યું; સર્વ વક્તાઓએ દિલ્હી અત્યાચારને માટે કોંગ્રેસનો ખેદ અને કોપ દર્શાવ્યો, અને વાયસરોયને માટે સહાનુભૂતિ અને સ્નેહ દર્શાવ્યાં. તાર મોકલવાની આજ્ઞા થઇ, અને વિષય નિર્ણાયક સભાને બાહાલી અપાતાં, કોંગ્રેસ મુલતવી રહી.

બીજા દિવસના કામના પ્રારંભમાં હિન્દુઓ અને મુસ્લીમો વચ્ચેના ઐક્ય વિષે એક કાવ્ય આલાપવામાં આવ્યું. પછી મી ઍલન ઓકટેવીઅન હ્યુમના મૃત્યુ માટે કોંગ્રેસનો શોક દર્શાવતો બીજો ઠરાવ લાગણીપૂર્વક માન બાબુ ભુપેન્દ્રનાથ બસુએ રજુ કર્યો, જેમણે હિન્દની તેમની મહાન્ સેવાઓ ગણાવી; માન. પંડિત મોતીલાલે તેને અનુમોદન આપ્યું, અને મૌનપૂર્વક ઉભા રહીને તે પસાર કરવામાં આવ્યો. પછી કોંગ્રેસના તારનો વાયસરોય તરફથી આવેલો ઉત્તર વાંચી બતાવવામાં આવ્યો. "સહાનુભૂતિના માયાળુ સંદેશ માટે અને આદરભાવના ઉદ્દગારો માટે હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનો અત્યંત અંતઃકરણપૂર્વક આભાર" તેમણે માન્યો હતો.

માન. રા. જી. કે. ગોખલેએ ત્રીજો ઠરાવ રજુ કર્યો, જેમાં દક્ષિણ આફ્રિકાના હિન્દીઓનાં કેટલાંક દુઃખો ઓછાં થયાં તેને માટે તેમને અભિનંદન આપવામાં આવ્યું, ગોરાઓની વસાયતોને

માટે જમીનના વિશાળ ભાગો રાખવાની સામે વિરોધ દર્શાવવામાં આવ્યો અને ગિરમીટીઆ મજુરી નિર્મૂળ કરવાની માગણી કરી. રા. ગોખલે દક્ષિણ આફ્રિકામાં ખાનગી રીતે ગયા હતા તે વાત સમજાવી અને કહ્યું કે, ઇમીગ્રેશનનો પ્રતિબંધ હિન્દીઓપરનો પ્રતિબંધ નથી, પરન્તુ કારોબારી સરકાર પરનો છે, જેમને આજ્ઞા કરવામાં આવી છે કે, ધ્રુટાડી ન શકાય એવી ઓછામાં ઓછી સંખ્યાને દાખલ થવા દેવી. પછી તેમણે બાકીની ફર્યાદો કહી, અને આગ્રહ કર્યો કે; હિન્દના હિન્દીઓએ પોતાના દક્ષિણ આફ્રિકામાંના બંધુઓને સંગીન સહાય આપવી જોઇએ. ઠરાવને માન. પંડિત મદન મોહન માલવીયે અનુમોદન આપ્યું, માન. રા. મઝરૂલ હક, લાલા લજપત રાય, માન. રા. હરચંદરાય બિશનદાસ, બાબુ પ્રમથનાથ બેનરજી, બાબુ મદન જીત, રા. સી. વાય. ચિંતામણિ અને રા. કેદારનાથે વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

જાહેર નોકરીના કમીશનની નીમણુંક માટે ચોથા ઠરાવમાં કોંગ્રેસનો સંતોષ દર્શાવવામાં આવ્યો-એ ઠરાવ કાંઇક બહુ જલદી પસાર કરવામાં આવ્યો હતો અને અમુક આવશ્યક સુધારાઓની રૂપરેખા દર્શાવી. તે માન. રા. એન. સુબારાવે રજુ કર્યો, જેમણે એક સાથે પરીક્ષાઓ લેવાના પ્રશ્નનો ઇતિહાસ ૧૮૫૦ અને ત્યાર પછીના સમયનો કહ્યો, જે વેળા હિન્દી પ્રધાને નીમેલી એક કમિટીએ તે સુધારાની ભલામણ કરી હતી. માન. રાય બહાદુર બૈકુંઠનાથ સેને તેને અનુમોદન આપીને શુભ આશા દર્શાવી કે, નવું કમીશન આગળના કમીશનો કરતાં વધારે સારૂં કામ કરશે. ડૉ. ડી. સર્વાધિકારી, પંડિત ગોકર્ણનાથ મિશ્ર, રા. ડી. જી. દલવી, ડૉ. નીલરતન સરકાર, ડૉ. આર. રણજીત સિંધ, પંડિત હૃદયનાથ કુંઝરૂ, અને માન. રા. દ્વારકાનાથ સર્વેએ વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પાંચમો ઠરાવ સ્વદેશી વિષે બાબુ અંબિકાચરણ મઝુમદારે રજુ કર્યો, જેમણે કહ્યું કે જો કે સ્વદેશીનો પ્રારંભ વેર અને તેની શરુઆતમાં થયો હતો તથાપિ પ્રેમ અને સ્વદેશાભિમાનની મજબૂત જમીનમાં હવે તેણે મૂલ નાખ્યાં છે. જો હિન્દીઓ પોતાના દેશ પ્રતિ પ્રેમ ધરાવતા હોય તો તેમણે સ્વદેશી પ્રતિજ્ઞાને વળગી રહેવું જોઇએ. "એક પરદેશી ચીજ માટે ખર્ચેલી પ્રત્યેક પાઇ એ દેશની મર્યાદિત સંપત્તિની લૂંટ છે." રા. વી. વી. જોગીઆએ ઠરાવને અનુમોદન આપ્યું, અને તે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

કોંગ્રેસ મુલત્વી રહી.

ત્રીજે દિવસે સ્થાનિક સ્વરાજ્ય વિષે છઠ્ઠો ઠરાવ રા. એસ. પી. નરસિંહરાવે રજુ કર્યો. તેમણે કહ્યું કે, લૉર્ડ રીપનના ૧૮૮૨ ના ઠરાવનો ઇરાદો એ હતો કે, "રાજકીય અને લોક પ્રિય કેળવણીના સાધન તરીકે" સ્થાનિક સ્વરાજ્યનો ઉપયોગ કરવો. ૨૫ વર્ષ પછી લૉર્ડ મોર્લીને માલૂમ પડ્યું કે, તે યોજનાનો યોગ્ય પ્રયોગ કદાપિ કરવામાં આવ્યો નથી, અને લૉર્ડ રીપને દર્શાવેલા સિદ્ધાંત અનુસાર હિન્દી સરકારની રાજ્યનીતિ ઘડવાનો ૧૯૦૮ માં તેમને આગ્રહ કર્યો. અધિકમાં અધિક મહત્ત્વની ભલામણ ગ્રામ્ય પંચાયતોની સ્થાપના છે, લૉર્ડ મોર્લીએ બતાવી આપ્યું છે કે, "હિન્દમાં ગામ એ સામાજિક પધ્ધતિનું મૌલિક અને અવિનાશી પ્રથમ પગથીયું છે, વંશ પછી વંશના અધઃપાત પછી પણ તે સજીવ રહ્યું છે."

રા. એન. એ. દ્રવીડે અનુમોદન આપ્યું, અને રા. અરિક્ષણ સિંહાએ વિશેષ અનુમોદન આપ્યું, અને સુધારાની આવશ્યકતા દર્શાવવાને સ્થાનિક વિગતો આપી. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

સાતમા ઠરાવમાં ૧૯૧૧ ની ૨૫ મી ઑગસ્ટે હિન્દી સરકારે હિન્દી પ્રધાનને મોકલાવેલા ખરીતાનો સ્વીકાર કરવામાં આવ્યો, અને તેના કરવામાં આવેલા અર્થ સામે વાંધો ઉઠાવવામાં આવ્યો. માન. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ તે રજુ કરતાં કહ્યું કે, સ્વરાજ્યના માર્ગમાં પ્રાંતિક સ્વતંત્રતા એક પગથીયું છે કેટલાક કહે છે કે, સ્વરાજ્ય માત્ર સ્વપ્ન છે, પરંતુ એક યુગના સ્વપ્ન તેની પછીના યુગમાં સાચાં પડે છે,

રા. ડી. એ. ખરેએ અનુમોદન આપતાં કહ્યું કે, ખરીતાના શબ્દોનો સ્પષ્ટ અર્થ થતો હોય તે કરવો જોઇએ, અને લૉ. ક્રુનો પોતાનો અર્થ ન થવો જોઇએ. રા. શશાંક જીવણી રૌયે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર પસાર કરવામાં આવ્યો.

ઠરાવ આઠમામાં કોંગ્રેસનો ખેદ દર્શાવવામાં આવ્યો કે ધારાસભાના કાનુનો સુધારવામાં આવ્યા નથી, અને તેમાં કરવાના ૧૩ ચોક્કસ સુધારાઓની માગણી કરી. માન રા. એસ. સિંહાએ તે રજુ કર્યો. રા. દ્વારકાનાથે તેને અનુમોદન આપ્યું, અને માન. એ. એસ. કૃષ્ણરાવ, રા. સુરેન્દ્રનાથ મલીક, પંડિત રામભજ દત્ત ચૌધરી, અને પંડિત ગોકર્ણનાથ મિશ્રે વિશેષ અનુમોદન આપ્યું. ડૉ. તેજ બહાદુર સપ્રુએ એક સુધારો રજુ કર્યો કે જેઓ અલગ મતદાર મંડળોમાં મત આપે તેમને સામાન્ય મતદાર મંડળોમાં મત આપવા દેવા નહિ. રા. સી. વાય ચિંતામણીએ તે સુધારાને અનુમોદન આપ્યું. શાંતિની ખાતર તે સુધારો પાછો ખેંચી લેવાની તેમને માન. રા. મઝરૂલ હકે વિજ્ઞાપ્તિ કરી અને તેમણે તે માન્ય રાખી. એક વિરૂદ્ધ મતે ઠરાવ પસાર કરવામાં આવ્યો.

નવમા ઠરાવમાં સંયુક્ત પ્રાંતો અને પંજાબ માટે કારોબારી સભાઓની માગણી કરવામાં આવી હતી; પંડિત મોતીલાલ નેહરૂએ તે રજુ કર્યો, મુનસી ચૈલ બિહારીલાલે તેને અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો. મધ્ય પ્રાંતો અને આસામને માટે ધારાસભાઓ સ્થાપવા માટે દશમા ઠરાવમાં સરકારનો આભાર માનવામાં આવ્યો, રાવબહાદુર આર. એ. મંડલેએ તે રજુ કર્યો, રા. જી. એન. કાણેએ તેને અનુમોદન આપ્યું, અને પસાર કરવામાં આવ્યો.

સ્થાનિક સંસ્થાઓ માટે અલગ મતદાર મંડળો સ્થાપવાની વિરૂદ્ધ ઠરાવ અગીઆરમો અને વાયસરૉયની કારોબારી સભાના ધારાના સભ્યનો ઓઘ્ઘો માત્ર બેરીસ્ટરોને માટેજ રાખવો ન જોઇએ એવી માગણી કરતો ઠરાવ બારમો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યા, અને તે પસાર કરવામાં આવ્યા.

બાબુ સચીન્દ્ર પ્રસાદ બોઝે ત્યાર પછી કેળવણી વિષે તેરમો ઠરાવ રજુ કર્યો. તેમણે કહ્યું કે, ગયે વર્ષે આખા વિષય પર એટલું સંપૂર્ણ વિવેચન કરવામાં આવ્યું હતું કે, કાંઇ ઉમેરવાનું રહેતું નથી. સરકારને જ્ઞાન છે કે, જો લોકસમૂહોને કેળવણી આપવામાં આવશે તો વસ્તુસ્થિતિ ચાલે છે તેવી ચલાવી શકાશે નહિ. પ્રજા તરફથી મળતા બળની કોંગ્રેસને આવશ્યકતા છે. રા. સી. પી. રામસ્વામી ઐયરે અનુમોદન આપ્યું, અને કહ્યું કે, રા. ગોખલેના ખરડાને પસાર કરવામાં ન આવે ત્યાં સુધી આપણે એકસંપથી ચળવળ કરવી જોઇએ કેળવણીમાં હિન્દ રૂશીઆ કરતાં પણ ઘણું ઉતરતું છે. નિવાસગૃહોવાળી, શિક્ષણ આપતી, જ્ઞાનનો પ્રકાશ ફેલાવતી યુનિવર્સિટીઓની હિન્દને આવશ્યકતા છે. માન. રા. રમણભાઇ મહિપતરામે અને બાબુ. આર. સી. ઘોષે અને મી એ. બી પેટ્રોએ વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

આરોગ્યસંવર્ધન વિષે મહત્ત્વનો ઠરાવ ચૌદમો રા. જી. કે. દેવધરે રજુ કર્યો અને સરકાર અને કેળવાયલા વર્ગની ફરજો બતાવી આપવામાં આવી. ખરેખાત તે જીવન અને મરણનો પ્રશ્ન છે, તથાપિ સરકાર અને કેળવાયલાઓ ઉભય બેદરકારી બતાવે છે ડૉ. રણજીતસિંઘે અનુમોદન આપ્યું, અને આરોગ્યના સાદા જ્ઞાનનો ફેલાવો કરવાનો આગ્રહ કર્યો. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પંદરમો અને સોળમો ઠરાવ જાહેર ખર્ચ અને જમાબંદી વિષે પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યા અને પસાર કરવામાં આવ્યા. લશ્કરની ઉચ્ચતર જગ્યાઓમાંથી હિન્દીઓના બહિષ્કારની પરિચિત ફર્યાદ વિષે સત્તરમો ઠરાવ માન. રા. સી. વી. એસ. નરસીંહ રાજે રજુ કર્યો. રા. પ્રકાશરાવે તેને અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો. પ્રમુખે પ્રમુખસ્થાનેથી ઠરાવ અઢારમો રજુ કરીને માગણી કરી કે હાઇકોર્ટોનો હિન્દી સરકાર સાથે સીધો સંબંધ હોવો જોઇએ

દક્ષિણ આફ્રિકામાં રા. ગોખલેએ જે સેવાઓ કરી હતી તેને માટે ઓગણીશમા ઠરાવમાં તેમનો કોંગ્રેસ તરફથી ઉપકાર માનવામાં આવ્યો; ડૉ.

તેજ બહાદુર સપ્રુએ તે રજુ કર્યો, રા. કૃષ્ણ સહાયે અનુમોદન આપ્યું અને સર્વ શ્રોતાજનોએ ઉભા થઇ તાલીઓના હર્ષનાદથી તેને પસાર કર્યો.

અખિલ હિન્દની કોંગ્રેસ કમિટીએ સુધાર્યા પ્રમાણે કોંગ્રેસનાં બંધારણ અને નિયમોનો સ્વીકાર કરનારો ઠરાવ વીસમો પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં અને પસાર કરવામાં આવ્યો. માત્ર મહત્વનો ફેરફાર એટલોજ હતો કે, પ્રતિનિધિઓની ચુંટણીને માટે જાહેર સભાઓ બોલવવાનો હક કોંગ્રેસ કમિટીઓને અને તેમની સાથે જોડાયલા મંડળોને આપવામાં આવ્યો હતો.

એકવીસમા ઠરાવમાં ઠરાવ કરવામાં આવ્યો કે, બ્રિટિશ કમિટી અને "ઇન્ડીઆ"ને નભાવવાં જોઇએ, તે પસાર કરવામાં આવ્યો. પ્રાંતિક કમિટીઓએ ચુંટયા પ્રમાણે અખિલ હિન્દની કોંગ્રેસ કમિટીની નીમણુંક ત્રેવીસમા ઠરાવમાં કરવામાં આવી. રા. વાચ્છા અને રા. ખરેને પુનઃ જનરલ સેક્રેટરીઓ નીમવાનો ઠરાવ બાવીસમો તાળીઓથી પસાર કરવામાં આવ્યો. કરાંચીનું આમંત્રણ સર્વાનુમતે સ્વીકારવામાં આવ્યું, અને પ્રમુખનો આભાર મનાયો, તેમણે ઉત્તર આપ્યો અને સત્તાવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ સમાપ્ત થઇ.

## ઠરાવો.

### કોંગ્રેસનો શોક.

૧. ઠરાવ કરવામાં આવે છે કે, નામદાર વાયસરોયે પોતાની ડહાપણ ભરી અને શાંત્વન કરનારી રાજ્યનીતિથી, અને તેમની સંભાળમાં સોંપવામા આવેલી નામદાર સરકારની પ્રજાના કરોડો મનુષ્યોના શ્રેયમાં વૃદ્ધિ કરવાની ગંભીર ચિંતાથી હિન્દની પ્રજાનાં પ્રશંસા, વિશ્વાસ, પ્રેમ અને કૃતજ્ઞતા સંપાદન કર્યાં છે, તેમના પ્રાણ લેવાના નીચ પ્રયત્ન તરફ પોતાની ત્રાસ અને તિરસ્કારની લાગણીની આ કોંગ્રેસ નોંધ લે છે. નામદાર લોર્ડ અને લેડી હાર્ડીંજ તરફ કોંગ્રેસ પોતાની માનપૂર્ણ સહાનુભૂતિ દર્શાવે છે, અને અંતઃકરણપૂર્ણક પ્રાર્થના કરે છે કે, લોર્ડ હાર્ડીંજ જલદી સાજા થાય, અને પૂર્વવત્ આરોગ્ય પ્રાપ્ત કરે

૨. ઠરાવ કરવામાં આવે છે (ક) કે, હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસના પિતા અને સ્થાપક મી. એલન ઓકટેવીઅન હ્યુમ, સી બી ના મૃત્યુ માટે આ કોંગ્રેસ પોતાનો ઉંડો શોક દર્શાવે છે, જેમની દુર્લભ આત્મભોગપૂર્વક કરવામાં આવેલી જીવણભરની સેવાઓને માટે હિન્દને ઉંડી અને સ્થાયી કૃતજ્ઞતા ઉપજે છે, અને જેમના મૃત્યુથી હિન્દી પ્રગતિ અને સુધારાના કાર્યને ન પુરાય એવી ખોટ ગઇ છે.

(ખ) હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની બ્રિટિશ કમિટીના પ્રમુખ સર વિલિયમ વેડરબર્ન બેરોનેટને તાર મારફતે આ ઠરાવ મોકલી આપવાની પ્રમુખને વિનતિ કરવી, અને તેમને (સર વિલિયમને) વિનતિ કરવી, કે તેમણે મી. હ્યુમની પુત્રી મીસીસ રોસ સ્કૉટના તીવ્ર શોકમાં તેમની તરફ કોંગ્રેસની સહાનુભૂતિ પાઠવવી.

### સંસ્થાનોમાં હિન્દીઓ.

૩. ઠરાવ કરવામાં આવે છે (ક) કે, થોડા સમય પર કરવામાં આવેલી પ્રાંતિક સમાધાનીના થોડા સમયમાં થનાર કાયદાના સંબંધમાં તેની પૂર્વેજ આ કોંગ્રેસ રજીસ્ટ્રેશન અને ઇમીગ્રેશન વિષે તે પ્રાંતના એશીઆ વાશીઓની વિરૂદ્ધના કાયદા રદ કરાવવાને માટે રા. ગાંધી અને ટ્રાન્સવાલની હિન્દી કોમને અંતઃકરણપૂર્વક અભિનંદન આપે છે, અને પ્રાથમિક હિવાની હકકો માટે અતિ ઝાઝી સંખ્યાની સામે પોતાની શાંત અને નિસ્વાર્થ લડતમા પોતાના દેશબંધુઓના હિતની ખાતર જે ઉગ્ર દેશપ્રેમ, હીંમત અને આપભોગથી તેમણે-મહોમેડન અને હિન્દુ, પારસી અને ખ્રિસ્તિઅન્-જુલ્મ વેઠયો છે તેને માટે પોતાનું ઉચ્ચ સાનંદાશ્ચર્ય દર્શાવે છે.

(ખ) દક્ષિણ આફ્રિકાના અને અન્ય બ્રિટિશ સંસ્થાનોના હિન્દીઓનાં દુઃખોની દાદ અપાવવાને માટે વખતો વખત કરવામાં આવેલા પ્રયત્નોની કદર બુઝીને આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે, આ બાબતમાં દઢ અને નિશ્ચયાત્મક વલણ ધારણ કરવાની નામદાર સમ્રાટની સરકારની સ્વીકારેલી અશક્તિ જોતાં હિન્દી સરકારે સામો બદલો વાળવાને એવાં પગલાં લેવાં જોઇએ કે

તેથી સામ્રાજ્યના તે વિભાગોમાં હિન્દીઓના સ્વમાનનું સંરક્ષણ થાય, અને એ પ્રમાણે આ દેશની પ્રજામાં અસંતોષનું મોટું કારણ દૂર થાય.

( ગ ) વળી માત્ર ગોરા લોકોની વસાયતોને માટે અવિકસિત જમીનના વિશાળ ભાગો બ્રિટિશ સામ્રાજ્યનાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોના પોતાનાજ હાથમાં રહેવા દેવાની તરફેણમાં જોખમદાર મુત્સદ્દીઓના કથનની સામે આ કોંગ્રેસ અણગમો દર્શાવે છે, અને એમ બતાવી આપવાની ફરજ સમજે છે કે જ્યારે એશિઆમાં તેનાથી વિરૂદ્ધ, ખુલ્લા દ્વારની રાજ્યનીતિનો ઉપદેશ આપવામાં આવે છે અને તેનો અમલ કરવામાં આવે છે ત્યારે બ્રિટિશ તાજની સકળ એશિઆવાસી પ્રજા સામે એ પ્રદેશમાં બારણું બંધ કરવાની અને સંપૂર્ણ બ્રિટિશ નાગરિકતાના હકકો આપવાની ના પાડવાની રાજ્યનીતિ સામ્રાજ્યને માટે ગંભીર હાનિથી ભરેલી છે, અને તે જેટલી અધાર્મિક છે, તેટલીજ ડહાપણ વિહોણી છે.

( ઘ ) દક્ષિણ આફ્રિકાને માટે ગિરમીટીયા મજુરીની ભરતી અટકાવવાને માટે હિન્દી સરકારનો આભાર માનવા છતાં, આ કોંગ્રેસનો દૃઢ અભિપ્રાય છે કે, ઉચ્ચતમ રાષ્ટ્રીય હિતોની ખાતર ગિરમીટીયા મજુરીની પદ્ધતિ અનિચ્છનીય છે, અને તે રદ કરવી જોઇએ, અને દેશમાં અથવા પરદેશમાં ગિરમીટના કબાલા હેઠળ હિન્દી મજુરીની વિશેષ ભરતી અટકાવવાનો સરકારને માનપૂર્વક આગ્રહ કરે છે.

( ચ ) પ્રમુખે નીચેનો સંદેશ રા. ગાંધીને પાઠવવો: "કોંગ્રેસ ગયા વર્ષના ઠરાવનું પુનઃ સમર્થન કરે છે; તમારા પ્રયત્નોની અત્યંત લાગણીપૂર્વક કદર બુઝે છે, અને દેશના સંપૂર્ણ હૃદયગત અનુમોદનની તમને અને તમારા સહચરોને ખાત્રી આપે છે."

## જાહેર નોકરી.

૪. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દી જાહેર નોકરી વિષે શાહી કમીશનની નીમણુંક તરફ આ કોંગ્રેસ પોતાનો સંતોષ દર્શાવે છે, અને તેમાં બીન-અધિકારી હિન્દી તત્વની અપૂર્ણતાને માટે પોતાનો ખેદ દર્શાવતાં છતાં વિશ્વાસ રાખે છે કે, જાહેર નોકરીનાં ભિન્ન ભિન્ન ખાતાંમાં નીમણુંકોને માટે હિન્દીઓ દાવાઓના ન્યાયી સ્વીકારમાં કમીશનના વિચારો પરિણમશે.

( ખ ) નીચે આકારેલા સુધારા દાખલ કરવાનો આ કોંગ્રેસ આગ્રહ કરે છે:

( ૧ ) હિન્દી સીવીલ સર્વીસને માટે અને જાહેર નોકરીઓને માટે હમણાં ઇંગ્લાંડમા ભરતી કરવામાં આવે છે તેને માટે હિંદમાં અને ઇંગ્લાંડમાં એક સાથે ખુલ્લી હરીફાઇની પરીક્ષા લેવી.

( ૨ ) સામાન્યતઃ જાહેર નોકરીમાં હરીફાઇની પરીક્ષાઓના સાધનદ્વારા ભરતી કરવી, નીમણુંક કરવાની પદ્ધતિથી નહિ.

( ૩ ) સર્વીસના હમણા શાહી અને પ્રાંતિક એવા વિભાગો પડયા છે, તે રદ કરવા અને યુરોપીઅનો અને હિન્દીઓ વચ્ચે નોકરીની શરતો એક સરખી રાખવી.

( ૪ ) કોઇ પણ ખાતામાં હિન્દીઓ તરીકે હિન્દીઓને કોઇપણ જગ્યાએથી સ્પષ્ટ રીતે અથવા વ્યાવહારિક રીતે અટકાવનાર સર્વ નિયમો, હુકમો, જાહેરાતો અને સકર્યુલરો રદ કરવા.

( ૫ ) અમુક ઉચ્ચ અને પ્રકીર્ણ જગ્યાઓપર હિન્દી સીવીલ સર્વીસના સભ્યો સિવાય બીજાઓની નીમણુંક સામેના પ્રતિબંધો દૂર કરવા.

( ૬ ) કારોબારી અને ન્યાયી ફરજો અને નોકરીઓને સંપૂર્ણ જુદી પાડવી. અલગ જ્યુડીશ્યલ સર્વીસની સ્થાપના કરવી, તેમાં કાયદાના ધંધાના સભ્યોમાંથી ભરતી કરવી, અને હિન્દી સીવીલ સર્વીસની સંખ્યામા પ્રમાણસર ઘટાડો કરવો.

( ૭ ) સીવીલ મેડીકલ નીમણુંકોને માટે ભિન્ન હિન્દી સીવીલ મેડીકલ સર્વીસની રચના કરવી, અને હિન્દી મેડીકલ સર્વીસના સભ્યોને ફક્ત લશ્કરી જગ્યાઓએજ નીમવા, અને હિન્દી મેડીકલ સર્વીસનું નામ ફેરવીને હિન્દી લશ્કરી મેડીકલ સર્વીસ રાખવું.

(૮) જે બ્રિટિશ સંસ્થાનોમાં હિન્દીઓને નોકરીને માટે યોગ્ય ગણવામાં આવતા ન હોય ત્યાંના દેશીઓને માટે સર્વ હિન્દી નોકરીઓ બંધ કરવી.

## સ્વદેશી.

૫. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ સ્વદેશી હીલચાલને અત્યંત અંતઃકરણપૂર્વક અનુમોદન આપે છે, અને સ્વદેશી ઉદ્યોગોના વિકાસને ઉત્તેજન આપવાને માટે ગંભીર અને ચાલુ પ્રયત્નો કરીને અને ભોગ આપીને પણ આયાત થયેલી ચીજો કરતાં જ્યાં જ્યાં વ્યાવહારિક હોય ત્યાં ત્યાં હિન્દી પદાર્થો પસંદ કરીને તેની ફતેહને માટે પરિશ્રમ કરવાની હિન્દી પ્રજાને આજ્ઞા કરે છે.

## સ્થાનિક સ્વરાજ્ય.

૬. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાનો ખેદ દર્શાવે છે કે, સ્થાનિક સ્વરાજ્યના વિશેષ વિકાસના સંબંધમાં ડીસેન્ટ્રાલીઝેશન કમીશનની ભલામણોનો હજી અમલ કરવામાં આવ્યો નથી, અને આગ્રહ કરે છે કે સ્થાનિક સંસ્થાઓની સત્તા અને સાધનસંપત્તિમાં વિના વિલંબે વધારો કરવાનાં પગલાં ભરવાની હિન્દી સરકાર કૃપા કરશે.

૭. ઠરાવ કરવામાં આવે છે કે, આ દેશના ભિન્ન ભિન્ન પ્રાંતોમા સ્વતંત્ર રાજ્ય વહીવટ દાખલ કરવાની આવશ્યકતા ૧૯૧૧ ના ૨૫ મી ઓગસ્ટના હિન્દી પ્રધાન લોગ પોતાના ખરીતામાં હિન્દી સરકારે સ્વીકારી છે તેને માટે આ કોંગ્રેસ પોતાના સંતોષની નોંધ લે છે, અને તે ખરીતાના શબ્દો અને ભાવની વિરૂદ્ધ તેનો અર્થ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે તેની સામે પોતાનો માન પૂર્ણ અણગમો દર્શાવે છે.

## પ્રતિનિધિત્વ.

૮. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાની તીવ્ર નિરાશા દર્શાવે છે કે, ધારાસભાઓના કાનુનો ગયે સમયે ફરીથી કરવામાં આવ્યા ત્યારે જે વિલક્ષણતાઓ અને વિષમતાઓ સુધારવાનો મત કોંગ્રેસે સરકારને મજબુત આગ્રહ કર્યો હતો તે દૂર કરવામાં આવી નથી; અને ફર્યાદ કરવામાં આવેલી ખામીઓથી થયેલો વ્યાપક અસંતોષ ઓછો કરવાને માટે અને છેલ્લાં ત્રણ વર્ષોના અનુભવ જોતાં આ કોંગ્રેસ ગંભીર પ્રાર્થના કરે છે કે—

(૧) વડી ધારાસભામાં બીન-અધિકારી બહુમતી હોવી જોઇએ.

(૨) સર્વ પ્રાંતિક ધારાસભાઓમાં ચુંટાયલા સભ્યોની બહુમતી હોવી જોઇએ.

(૩) પ્રતિનિધિઓ મારફતે મત આપવાની પદ્ધતિનું જ્યાં અદ્યાપિ અસ્તિત્વ હોય ત્યાંથી તે દૂર કરવી.

(૪) મતદારોની યોગ્યતાનો પાયો કેળવણી, મીલ્કત અથવા આવક ગણીને તેને સરળ કરીને મત આપવાના હક્કનો વિસ્તાર કરવો.

(૫) કોઇ પણ વ્યક્તિની પૂર્વ સ્થિતિ અથવા ખ્યાતિના આધારે સ્વચ્છંદે તેને ચુંટણીને માટે અયોગ્ય જાહેર કરવાની સત્તા સરકારને હોવી ન જોઇએ.

(૬) કોઈ વ્યક્તિના વર્તનથી નૈતિક ઉલ્લંઘન થયું ન હોય ત્યાં સુધી સરકારી નોકરીમાંથી પાણીચું મળ્યાને આધારે, અથવા ફોજદારી કચેરીમાં અપરાધી ઠર્યાને આધારે, અથવા તેની પાસેથી શાંતિ જાળવવાને માટે જામીનગીરી માગેલી હોવાને આધારે તેને ચુંટણીને માટે અયોગ્ય ગણવો નહિ.

(૭) ઉમેદવારને માટે મીલ્કત અથવા નિવાસની યોગ્યતા અથવા સ્થાનિક સંસ્થાના સભ્ય તરીકે નોકરીની યોગ્યતા માગવી નહિ.

(૮) અંગ્રેજી નહિ જાણનારને સભ્ય થવાને માટે અયોગ્ય ગણવો.

(૯) સ્પષ્ટ જાહેર કરવામાં આવવું જોઇએ કે, અધિકારીઓને કોઈ પણ પ્રકારે ચુંટણીઓ પર લાગવગ ચલાવવા દેવામાં આવશે નહિ

(૧૦) વાર્ષિક અંદાજપત્રો તૈયાર કરવામાં પ્રાંતિક સભાઓની નાણાં વિષયક કમિટિઓ સરકાર સાથે વિશેષ ગાઢ સંબંધમાં આવવી જોઇએ.

(૧૧) પ્રાંતિક ધારાસભાઓમાં હોય છે તેવી નાણાં વિષયક કમિટી વડી ધારાસભામાં હોવી જોઇએ.

(૧૨) પૂરવણી કરતા પ્રશ્નો પૂછવાનો હક સર્વ સભ્યોને આપવો અને મૂળ પ્રશ્ન પૂછનારને એકલાનેજ તે ન આપવો.

(૧૩) પંજાબ ધારાસભાની સંખ્યા ૨૬ થી વધારીને ૫૦ કરવી અને વડી ધારાસભામાં પંજાબને વિશેષ પ્રતિનિધિત્વ આપવું.

### અલગ મતદાર મંડળો.

૧૧. ઠરાવ કરવામાં આવે છે કે, મ્યુનિસિપાલીટીઓ, જીલ્લા બોર્ડો અથવા અન્ય સ્થાનિક સંસ્થાઓને અલગ કોમી મતદાર મંડળોનો સિદ્ધાંત લાગુ પાડવાના કાર્યને આ કોંગ્રેસ સખ્ત પ્રકારે વખોડી કાઢે છે.

### સંયુક્ત પ્રાંતો અને પંજાબને માટે કારોબારી સભાઓ.

૯. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ એકવાર ફરીથી આગ્રહ કરે છે કે, એક હિન્દી સભ્ય ધરાવતી કારોબારી સભા સંયુક્ત પ્રાંતો માટે શીઘ્ર સ્થાપવી અને તેનો એવો અભિપ્રાય છે કે, એવી સભા પંજાબમાં પણ સ્થાપવી.

### કોંગ્રેસનો આભાર.

૧૦. ઠરાવ કરવામાં આવે છે કે, મધ્ય પ્રાંતો અને આસામમાં ધારા સભાઓની સ્થાપનાને માટે આ કોંગ્રેસ સરકારનો આભાર માને છે અને એવો અભિપ્રાય દર્શાવે છે કે, મધ્ય પ્રાંતોના રાજ્યતંત્રને એક લેફ્ટેનન્ટ-ગવર્નરના હાથમાં સોંપવું.

૧૯. ઠરાવ કરવામાં આવે છે કે, દક્ષિણ આફ્રિકામાંના આપણા દેશ બન્ધુઓના આમંત્રણથી માન. રા. ગોખલે સી. આઇ. ઇ. એ તે સંસ્થાનની પોતાની મુલાકાત દરમ્યાન કરેલા મૂલ્યવાન્ કાર્યની આ કોંગ્રેસ ઉચ્ચ કદર બુજે છે.

૨૧. ઠરાવ કરવામાં આવે છે કે, સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીના અન્ય સભ્યોની સેવાઓની આ કોંગ્રેસ ઉચ્ચ કદર બુજે છે, અને નિશ્ચય કરે છે કે બ્રિટિશ કમિટી અને "ઇંડીઆ" ને નીભાવવાં જોઇએ.

### કાયદાનો સભ્ય.

૧૭. ઠરાવ કરવામાં આવે છે કે, ૧૮૬૧ ના હિન્દી ધારાસભાઓના કાયદાની ત્રીજી કલમનો વ્યવહારમાં એવો અર્થ કરવામાં આવે છે કે, વાયસરોયની કારોબારી સભામા કાયદાના સભ્યનો હોદ્દો અંગ્રેજી બારીસ્ટરોનેજ આપવો, જેથી પસંદગીનું ક્ષેત્ર અત્યંત સંકુચિત બને છે, તે જોતાં આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે મજકુર કલમમાં એવો સુધારો કરવો કે, જેથી હિન્દી હાઇકોર્ટોના એડવોકેટો, વકીલો અને એટર્નીઝ ઍટ-લૉ તે હોદ્દાપર નીમાઇ શકે.

### કેળવણી.

૧૩. ઠરાવ કરવામાં આવે છે (ક) કે, કેળવણી વિષયક વિશેષ સક્રિય રાજ્યનીતિ સરકારે જાહેર કરી છે તેને માટે પોતાનો સંતોષ અને સરકાર તરફનો આભાર દર્શાવતાં, માન રા. ગોખલેના પ્રાથમિક કેળવણીના ખરડાને નામંજુર કરવામાં આવ્યો તેથી આ મહાસભાને ખેદ થાય છે, અને પોતાની પ્રતીતિ દર્શાવે છે કે, પ્રાથમિક કેળવણીમા ઝડપથી વધારો કરવાને માટે મફત અને ફરજીયાત કેળવણી દાખલ કરવાની આવશ્યકતા છે.

(ખ) હિન્દમા શિક્ષણ આપનારી અને નિવાસગૃહોવાળી યુનિવર્સિટીઓની સ્થાપનાની તરફેણની હીલચાલ આ કોંગ્રેસ અંતઃકરણપૂર્વક પસંદ કરે છે.

### આરોગ્ય.

૧૪. ઠરાવ કરવામા આવે છે (ક) કે, પ્લેગ, મલેરીઆ અને અન્ય વ્યાધિઓનાં મૂળ અને પ્રગતિપર અસર કરનાર પરિસ્થિતિમાં વૈજ્ઞાનિક તપાસની પદ્ધતિ દાખલ કરવાને માટે સરકારનો આભાર માનવા છતા આવા વ્યાવહારિક કામો તત્કાળ હાથમાં લેવાની આવશ્યકતા તરફ આ કોંગ્રેસ સરકારનું ધ્યાન ખેંચે છે; જેવા કે, નીચ જગાઓને પુરતી કરવી, પૂરાઇ ગયલી નદીઓ ખોદવી, જંગલો સાફ કરવા, પાણીમાં

બેસી ગયલી જગ્યાઓ સુકી કરવી, અને પીવાનું શુદ્ધ પાણી વધારે સારી રીતે પૂરૂં પાડવું.

( ખ ) અને આ કોંગ્રેસ સ્થાનિક સંસ્થાઓને અને જાહેર મંડળોને સલાહ આપે છે કે, આરોગ્ય સંરક્ષણને લગતી બાબતોમાં જાહેર મતને પદ્ધતિસર કેળવવો, અને વ્યાધિનો પ્રચાર અટકાવવાને માટે, મરણોની સંખ્યામાં થતો વધારો અટકાવવાને માટે, અને શહેરોમાં અને ગામોમાં વધારે સારૂં સ્વાસ્થ્ય અને આરોગ્ય મેળવવાને માટે જે કાયદા કરવામાં આવ્યા હોય તેમના અમલના કાર્યને સરળતા કરી આપવી.

### નાણાં વિષયક.

૧૫. ઠરાવ કરવામાં આવે છે કે, દેશના જાહેરખર્ચમાં પ્રચંડ વધારો થયો છે તે જોતાં આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે, વડી અને પ્રાંતિક સરકારોનાં સર્વ ખર્ચ કરતાં ખાતાં અને વિશેષે કરીને લશ્કરી ખાતામાં અસરકારક કાપકૂપ કરવાને શીઘ્ર પગલાં ભરવાં

### જમાબંદી.

૧૬. ઠરાવ કરવામાં આવે છે કે, જમીન પર રાજ્યની માગણીની વ્યાજબી અને ચોક્કસ મર્યાદા, અને રૈયતવારી પ્રદેશમાં સરકાર અને જમીન રાખનારાઓ વચ્ચે સીધી કાયમની જમાબંદી દાખલ કરવી, અથવા જે પ્રાંતોમા ટુંક મુદતી જમાબંદીઓ થતી હોય ત્યા કમમા કમ સાઠ વર્ષોની જમાબંદી રાખવી એ આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર ખેડુતોની વર્તમાન અસંતોષકારક સ્થિતિ સુધારવામા સંગીન સહાય આપશે.

### લશ્કર વિષયક.

૧૭. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો દ્રઢ અભિપ્રાય છે કે, લશ્કરમાં ઉચ્ચતર જગ્યાઓ હિન્દની પ્રજાને માટે બંધ રાખવાનો અન્યાય અને હલકી જગ્યાઓમાંથી પણ અમુક જાતિઓ અને જ્ઞાતિઓનો બહિષ્કાર નષ્ટ થવાં જોઇએ.

### હાઇકોર્ટો.

૧૮. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો દ્રઢ અભિપ્રાય છે કે, હમણાં બંગાલમાં ફોર્ટ વિલિયમની હાઇકોર્ટને ફક્ત હિન્દી સરકાર સાથે જેવા સીધા સંબંધો છે, તેવા સંબંધો હિન્દની સર્વ *હાઇકોર્ટોના હોવા જોઇએ.*

### કોંગ્રેસનું બંધારણ.

૨૦. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ મંડળનાં બંધારણ અને નિયમો અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટિએ સુધાર્યા પ્રમાણે સ્વીકારવાં.

### સામાન્ય.

૨૨. ઠરાવ કરવામાં આવે છે કે, ૧૯૧૩ ને માટે નીચેના ગૃહસ્થોની અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટી બનશે ( યાદી આપી નથી. )

૨૩ ઠરાવ કરવામાં આવે છે કે, આવતા વર્ષને માટે રા. ડી. ઇ. વાચ્છાને અને ગ. ડી. એ. ખરેને પુનઃ સેક્રેટરીઓ નીમવામા આવે છે.

૨૪ ઠરાવ કરવામાં આવે છે કે, આગામી કોંગ્રેસ કરાચીમા ભરવી.

---

# અઠ્ઠાવીસમું પ્રકરણ.

## અઠ્ઠાવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

૧૯૧૩ ની ૨૬ મી, ૨૭ મી અને ૨૮ મી ડીસેમ્બરે કરાંચી, સિંધમાં અઠ્ઠાવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ મળી. મંડપ ભવ્ય અને સુશોભિત હતો, અને સોળ દ્વારોમાંના પ્રત્યેકપર કોંગ્રેસના ઉદ્દેશોનું વર્ણન આપનાર આદર્શ વાક્ય શોભી રહ્યું હતું—આ વિચાર નવીન હતો. પ્રતિનિધિઓની સંખ્યા ૫૫૦ હતી, તેઓ નીચે પ્રમાણે હતા.

| | |
|---|---|
| મુંબાઇ અને સિંધ. | ૨૬૪ |
| સંયુક્ત પ્રાંતો. | ૧૩ |
| પંજાબ. | ૧૦ |
| બિહાર. | ૪ |
| મદ્રાસ. | ૩૩ |
| બંગાલ. | ૨૨ |
| બ્રહ્મદેશ. | ૩ |
| સિંધ. (સ્વાગત સભા ). | ૨૦૧ |
| | ૫૫૦ |

કેટલીક વિખ્યાત વ્યક્તિઓ કોંગ્રેસમાંથી ગેરહાજર હતી. હૃદયના દરદથી રા. ગોખલે આવી શક્યા નહિ, અને તેજ દરદથી ૧૯૧૫ માં તે મૃત્યુ પામ્યા; અને સર ફીરોજશાહ મહેતા, બાબુ સુરેન્દ્રનાથ બેનરજી, અને પંડિત મદનમોહન માલવીય સર્વ ગેરહાજર હતા.

સ્વાગત સભાના પ્રમુખ માન. રા. હરચંદ રાય વિશિનદાસે પ્રમુખ અને પ્રતિનિધિઓને આવકાર આપ્યો, અને સિંધનું અને તેની ખાસ મુશીબતોનું (જેવી કે દશ વર્ષે થતી જમાબંદીઓ અને પાણી પૂરાં પાડવાનાં સાધનોનો પ્રશ્ન ) વર્ણન કર્યું. પછી કોંગ્રેસ સમક્ષ રહેલા ચર્ચવાના ભિન્ન ભિન્ન પ્રશ્નોની ચર્ચા કરી. અંતે પ્રમુખ તરીકે માન. નવાબ સૈયદ મહમ્મદ બહાદુરને ચુંટી કાઢવાની પ્રતિનિધિઓને આજ્ઞા કરી. રાવ બહાદુર આર. એન. મુધોલકરે દરખાસ્ત મુકી, રાય બૈકુંઠનાથ સેને અનુમોદન આપ્યું, રા. ગોપાલદાસ ઝમતમલ અને પંડિત રામભજ દત્ત ચૌધરીએ વિશેષ અનુમોદન આપ્યું, અને તાળીઓના હર્ષનાદપૂર્વક તે પસાર કરવામાં આવી.

કોંગ્રેસના ચાલુ કાર્યની આવશ્યકતા વિષે બોલ્યા પછી, હિન્દમાંથી પાછા જતી વખતે, સમ્રાટે આપેલા સંદેશાની વાત કરી, અને કહ્યું કે, નામદાર સમ્રાટે જે ઐક્યની આશા દર્શાવી હતી, તે પ્રાપ્ત કરવું જોઇએ, અને મહોમેદનો, ખ્રીસ્તીઓ, પારસીઓ અને હિન્દુઓએ ભિન્નભિન્ન સમૂહોમાં પ્રગતિ કરવાને બદલે એક સાથે પ્રગતિ કરવી જોઇએ. અખિલ-હિન્દ મુસ્લીમ લીગના અગ્રણીઓએ આશા દર્શાવી હતી કે, "સાર્વજનિક હિતના પ્રશ્નો વિષે સંયુક્ત અને એક સાથે કાર્ય કરવાને માટે કાર્ય કરવાનાં સાધનો શોધી કાઢવાને માટે" ઉભય બાજુઓના અગ્રણીઓએ વખતો વખત એકઠા મળવું જોઇએ, તે ઉપરથી માલૂમ પડતા હિન્દુઓ અને મુસલમાનો વચ્ચેના સુસંપની તેમણે નોંધ લીધી. પછી દક્ષિણ આફ્રિકાના હિન્દીઓની પીડાઓ તે સમયે ઘણામાં ઘણી વધી ગઇ હતી, તે વિષે તે બોલ્યા, અને દક્ષિણ આફ્રિકાના ગોરાઓ સામે વેર વાળવાનાં પગલાં લેવાની સલાહ આપી—જેવાં કે નાતાલનો કોલસો દેશમાં દાખલ થવા ન દેવો, અને સીવીલ સર્વીસનાં દ્વાર તેમને માટે બંધ કરવાં. પછી "ઇન્ડીઆ કાઉન્સીલ" અને તેમાં કરવાના મૌલિક સુધારાની આવશ્યકતા વિષે તે બોલ્યા: તે મંડળે માત્ર સલાહ આપવી જોઇએ, રાજ્યતંત્ર ચલાવવું ન જોઇએ. જે કાનુનોએ સુધારાઓ બગાડી નાખ્યા હતા તેમનો તેમણે પુનઃ તિરસ્કાર કર્યો, સ્થાનિક સ્વરાજ્યના સંબંધમાં સરકારનું કાર્ય કેટલું મંદ છે, તે દર્શાવ્યું, પ્રાથમિક અને પ્રાથિ-

ભાષિક કેળવણીના વિશાળ મહત્ત્વ પર ભાર દીધો અને ગંભીર આર્થિક સ્થિતિમા સુધારો કરવાને કાયમની જમાબંદીની આવશ્યકતા દર્શાવી પ્રમુખે પછી કહ્યુ કે, હમણા હિન્દમા જાહેર નોકરીનુ કમીશન નેમેલુ છે, અને લશ્કરમા હિન્દીઓને કમીશનો આપવાનો આગ્રહ કર્યો, તે વિષયપર આગલે વર્ષે લૉર્ડ મીંટોએ ઉદ્ગારો કાઢીને તે સુધારો કરવાના તેના પ્રયત્નોનુ વર્ણન આપ્યુ પછી "તુર્કી સલ્તનતને યુરોપમા ઉંધી પાડવા વિષે અને ઇરાનને ગુંગળાવી નાખવા વિષે" ઊંડી લાગણીથી ભરેલા થોડાક શબ્દો તેમણે કહ્યા, અને પોતાના તુર્કી બંધુઓને જે આઘાત લાગ્યો હતો તેથી સર્વ મુસ્લીમોને થએલો ખેદ દર્શાવ્યો અંતમા તેમણે વિનતિ કરી કે, હિંદુઓ અને મુસલમાનોએ હાથમા હાથ મેળવીને માતૃભૂમિને માટે કાર્ય કરવુ જોઇએ "ઇશ્વરની કૃપાથી રાષ્ટ્રીય ઐક્યના ભવ્ય પ્રવાહમા કોમ વર્ણ અને ધર્મના અત્યારના માલિક અને કૃત્રિમ અંતરાયો ખચીત તણાઇ જશે"

તાલીઓની ગર્જના વચ્ચે પ્રમુખે પોતાનુ સ્થાન લીધુ.



નવાબ સૈયદ મહમદ બહાદુર.
અઠ્ઠાવીસમી કોંગ્રેસના પ્રમુખ

બીજા દિવસના કાર્યના પ્રારંભમા રા. જે ઘોસલ અને રા. ન્યાયમૂર્તિ પી આર સુંદર ઐયરના મૃત્યુ માટે શોક દર્શાવવાનો ઠરાવ પહેલો પ્રમુખ સ્થાનેથી રજુ કરવામા આવ્યો ઉભા રહીને તે પસાર કરવામા આવ્યો

ઠરાવ બીજો દક્ષિણ આફ્રિકામાના હિંદીઓ વિષે દિવાન બહાદુર એલ એ ગોવિંદ રાઘવ ઐયરે રજુ કર્યો, અને લાલા લજપતરાયે તેને હિન્દુસ્તાનીમા અનુમોદન આપ્યુ તેને અન્ય છ વક્તાઓએ વિશેષ અનુમોદન આપ્યુ, તેમણે આપણ ભાઇઓને સુશિક્ષિત કહીને ટીકા કરી અને તે પસાર કરવામા આવ્યો

પછી ન્યાયી અને કારોબારી ફરજો જૂદી પાડવા વિષે ઠરાવ ત્રીજો રા. સી પી રામસ્વામી ઐયરે રજુ કર્યો એક ન્યાયાધીશની પીઠ પાછળ પોલીસમંડળ હોય તેનો સર ફાર્ગી એડમસને તિરસ્કાર કર્યો હતો તે શબ્દો તેમણે ટાંક્યા, બાબુ આર સી દત્ત અને સર ફીરોઝશાહ મહેતાએ બતાવી આપ્યુ છે કે, એ સુધારથી વિશેષ ખર્ચ નહિ થાય મુન્સીફો, મૅજીસ્ટ્રેટો અને જડજોમા ફરજોની પુનઃ વહેંચણી વિશેષ ખર્ચ કર્યા વિના થઇ શકે. રા. કે સી ગંગુલીએ અનુમોદન આપ્યુ અને ફરીયાદ કરી કે ૧૮૮૬ થી કોંગ્રેસ દર વર્ષે આ ઠરાવ કરે છે, પરન્તુ બ્યુરોક્રસી વિરોધ દર્શાવે છે રા. લાલચંદ નવલરાય અને અબ્દુલ રહેમાને વિશેષ અનુમોદન આપ્યુ, અને ઠરાવ પસાર કરવામા આવ્યો.

હિન્દને માટે સ્વરાજ્યનુ આદર્શ મુસ્લીમ લીગે સ્વીકાર્યુ, અને એક સાથે સંયુક્ત કાર્ય કરવાનો આગેવાનોએ ઠરાવ કરીને સુંદર સહકાર્ય કરવાની આવશ્યકતા જાહેર કરી, તેને ઠરાવ ચોથામા વધાવી લેવામાં આવ્યા બાબુ ભુપેન્દ્રનાથ બસુએ તે રજુ કરતાં કહ્યુ કે, એકજ સંયુક્ત આદર્શ પર હિન્દુઓએ અને મહોમેદનોએ એકાગ્રચિત્ત થવુ જોઇએ કેમકે આજનુ હિન્દ હિન્દુનુ અથવા મુસ્લીમનુ અથવા ઍંગ્લો-ઇંડીઅનનું કિંવા યુરોપીઅનનું પણ નથી, પરન્તુ તે હિન્દમાં સર્વનો ભાગ છે "જો ભૂતકાળમા ગેરસમજુતીઓ થઇ હોય તો આપણે તેમનુ વિસ્મરણ કરીશુ જો આપણે એક સંપીલા રહીશુ તો મહાપ્રતાપી અશોકના સમયના હિન્દ કરતા પણ ભવિષ્યનુ હિન્દ અધિક બળવાન, અધિક ઉમદા અધિક મહાન, ઉચ્ચતર અને અધિક ઉજ્જવલ બનશે, અકબરના મોટા મોટા સ્વપ્નોના હિન્દ કરતાં પણ વધારે સારૂ હિન્દ બનશે"

રાવ બહાદુર આર. એન. મુધોલકરે અનુમોદન આપ્યું, અને કહ્યું કે, કોંગ્રેસ અને લીગ હવે એક સામાન્ય વ્યાખ્યાનપીઠ પર ઉભા છે અને એક સાથે કાર્ય કરી શકશે રા. જહાંગીર બી. પીટીટે કહ્યું કે, ઘણા એમ ધારતા હતા કે હિંદુઓ અને મુસ્લીમોમાં કદાપિ એક સંપ થશે નહિ, પરન્તુ જો તેઓમાં એકસંપ થશે તો સારું કાર્ય કરવાનું બલવાન્ હથીયાર તેઓ બનશે, અને તેમના બળની ગણત્રી કરવી પડશે.રા ડી એ. ખરેએ કહ્યું કે, હિન્દુ અને મુસ્લીમના ભ્રાતૃત્વથી સ્વરાજ્ય પ્રાપ્ત થશે. રા. મથુરાદાસ રામચંદે વિશેષ અનુમોદન આપ્યું, અને રા. સી ગોપાલ મેનોને કહ્યુ કે, મુસ્લીમ લીગના કથનથી કોંગ્રેસના ઇતિહાસમા મહત્ત્વના યુગનો પ્રારંભ થાય છે. રા ડી. ઇ. વાચ્છાએ કહ્યું કે, કોંગ્રેસને નવીન જીવન મળ્યું છે અને નવા તારાની સહાયથી આપણે નવીન વિજય પ્રાપ્ત કરીશું. મોટી તાળીઓ સહિત ઠરાવ પસાર કરવામા આવ્યો.

પાંચમો ઠરાવ ઇંડીઆ કાઉન્સીલના સુધારા વિષે હતો. રા એમ. એ ઝીણાએ તે રજુ કર્યો, તેમણે બતાવી આપ્યું કે, હિન્દમાં જેમણે નોકરી કરી હોય એવા વૃદ્ધ અધિકારીઓ તે કાઉન્સીલમાં છે, અને બીન-અધિકારી હિન્દને કાંઇપણ અવાજ નથી. હિન્દી પ્રધાન કોઇને પણ જોખમદાર નથી, અને હિન્દમાં રાજ્ય ભોગવી ગયેલા કોઇ પણ મુગલ કરતા તે વધારે મોટો મુગલ છે રા. એન એમ સમર્થે અનુમોદન આપતા કહ્યું કે, સંસ્થાનોના પ્રધાનની માફક હિન્દી પ્રધાન પાર્લામેંટને જોખમદાર હોવો જોઇએ, અને કાઉન્સીલના એક તૃતિયાંશ સભ્યો હિન્દીઓ તરફથી ચુંટાવા જોઇએ. માન. દા કૃષ્ણરાવે વિશેષ અનુમોદન આપ્યું, અને કાઉન્સીલના બંધારણમાં થયેલા ફેરફારોનું ટુંકમાં અવલોકન કર્યું. રા. ગોપાલદાસ ઝમતમલ અને રા. સુરેન્દ્રનાથ મલીકે વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

પછી કોંગ્રેસ મુલત્વી રહી.

ત્રીજે દિવસે મળતાં કોંગ્રેસે એક નવીન પ્રશ્ન ઉપાડ્યો, કેનેડાઅને પ્રીવી કાઉન્સીલ ઑર્ડર, નં. ૬૬૦ ની "અભંગ પ્રવાસની કલમ" આ કલમની ચતુરાઇ એ હતી કે, હિન્દીઓએ હિન્દમાંથી અભંગ પ્રવાસ ન કર્યો હોય તો તેમને કાનડામા પ્રવેશ કરવાની મનાઇ કરવામા આવી હતી, અને તેઓ અભંગ પ્રવાસ કરી શકતા નહિ; કેમકે સાંસીધી આગબોટો જતી નથી અને આગબોટ કંપનીઓ ઠેઠની ટીકીટો આપવાની ના પાડતી હતી તેથી કોઇપણ હિન્દીને કાનડામાં પ્રવેશ કરવાની તેણે મનાઇ કરી છે, અને કોઇ હિન્દી ત્યા હોય તેને પોતાના સ્ત્રી અને કુટુંબને બોલાવતાં અટકાવે છે. [ આ હુકમને લીધે "કોમાગાટુ" ભાડે લેવી પડી હતી, અને પરિણામે મુશીબતો ઉભી થઇ હતી. ] તે ઠરાવ (છઠ્ઠો) સરદાર નંદસિંઘ સિકે રજુ કર્યો, તે પોતે સિખ હોવાથી કાનડામા પોતાના બંધુઓને માટે બોલ્યા, પરન્તુ બતાવી આપ્યું કે કાનડાના સિખોના દુખમા અને દક્ષિણ આફ્રિકાના હિન્દીઓના દુઃખમાં સંઘળુ હિન્દને દુઃખ વેઠવું પડે છે, અને "એક સંયુક્ત પ્રજા તરીકે આપણે હાથમાં હાથ મેળવીએ છીએ, અને એક હૃદયથી અને એકજ અવાજે સંસ્થાનોનાં નિર્દય કૃત્યોનો આપણે તિરસ્કાર કરીએ છીએ." બ્રિટિશ કોલંબીઆના મુખ્ય ન્યાયાધીશે ફેડરલ ઑર્ડર્સ ઇન કાઉન્સીલને ગેરકાયદેસર ગણીને તેમનો તિરસ્કાર કર્યો હતો, પરન્તુ તેથી આપણને ઝાઝી સહાય મળવી નથી જનરલ સ્મેટ્સે બહિષ્કારનું સત્ય કારણ સમજાવ્યું છે, તેમણે કહ્યું.

"આફ્રિકા અથવા અન્ય કોઇ ગોરાઓના સંસ્થાનમા પૂર્વના હિન્દીઓની હાજરી રાજકીય દૃષ્ટિએ અનુચિત ઠરાવનાર એક કારણ એ છે કે તેઓ ગોરાઓ સાથે પરિચયમા આવે છે, જેનું ઉદાહરણ આ પ્રાંતમા જ્ઞાતિઓના શીઘ્ર વિનાશમા મળી આવે છે, જે વાત સર્વ જ્ઞાતિઓ પરસ્પરને સહાય આપે છે તે પરથી માલૂમ પડે છે. આ લોકો હિન્દમા પાછા જાય છે, અને મુક્તિના વિચારોનો ઉપદેશ કરે છે, જો મુક્તિ મળે તો કાયદા અને વ્યવસ્થાના સાચા કામને ઉથલાવી પાડે કોઇ ભવિષ્યને દિવસે આ મુક્તિ સારી ગણાશે, પરન્તુ જ્ઞાતિની મુક્તિ માટે વર્તમાન સમય પરિપક્વ નથી."

ત્યારે શું સકળ સામ્રાજ્યે હિન્દી સ્વાતંત્ર્ય વિરુદ્ધ કાવતું કર્યું છે, અને તેની મુક્તિ અટકા-

થવાને માટે જ્ઞાતિ બ્યુરોક્રસીના હાથમા હથિયાર બનવાની છે ?

૧૯૧૩ ની ૨૨ મી ફેબ્રુઆરીએ કોંગ્રેસમા જવાને અને પોતાની ફર્યાદો રજુ કરવાને કાનડાના શિખોએ ત્રણ પ્રતિનિધિઓ ચુટી કાઢ્યા હતા, તેમા સરદાર સાહેબ એક પ્રતિનિધિ હતા

રા કૃષ્ણકુમાર મિત્રે અનુમોદન આપ્યુ, અને કહ્યુ કે, કેનેડીઅનો આવો હીચકારો કાયદો પસાર કરે તેને બદલે સ્પષ્ટ રીતે કહે કે અમે હિન્દીઓને દાખલ નહિ કરીએ તો તે વધારે સારુ ગણાય રા મૈયુબખાન અને પંડિત રામભજ દત્ત ચૌધરીએ વિશેષ અનુમોદન આપ્યુ અને ઠરાવ પસાર કરવામા આવ્યો

સાતમો ઠરાવ જાહેર નોકરીના કમીશન વિષે હતો તે ઘણો સંપૂર્ણ હતો, તેમા હિન્દીઓ જે દુખો વેઠી રહ્યા હતા તે દર્શાવવામા આવ્યા હતા, અને ફેરફારો સૂચવવામા આવ્યા હતા રાય બૈકુંઠનાથ સેન બહાદુરે તે રજુ કર્યો, જેમણે રૉયલ કમીશન સમક્ષ જુબાની આપનારાઓએ હિન્દીઓ વિરુદ્ધ કરેલા આક્ષેપોની ટીકા કરી કહેવામા આવ્યુ હતુ કે આપણા નૈતિક ચારિત્ર્યમા ખામીઓ છે શારીરિક સહનશક્તિનો રાજ્યતંત્ર વિષયક કાર્યસાધકતાનો, અને પ્રારંભ કરવાની શક્તિનો આપણામા અભાવ છે તેના જવાબમા પૂર્વ બંગાળના બનાવોની તેમણે વાત કહી ત્યા અરાજકતાના તોફાનો થતા હતા અને જે જીલ્લાઓમા બ્રિટિશ સીવીલીઅનો વ્યવસ્થા કરતા હતા તેમા તોફાનો થયા હતા ત્યારે બંગાળી સીવીલીઅનોના હાથમાના જીલ્લાઓ શાંત હતા હિન્દીઓ નિષ્ફળ ગયા હોય તે દાખલાઓ તેમણે માગ્યા અંગ્રેજી વ્યાપારી પેઢીઓના સાક્ષીઓ સ્વાભાવિક રીતે પોતાની જાતવાળાઓને પસંદ કરે છે અને હિન્દીઓની અવગણના કરે છે

મિ. ન ડૉ નીલરતન સરકારે અનુમોદન આપ્યુ, અને સંગીન દલીલ કરી કે, પોતાના દેશની સેવા કરવાનો હિન્દીઓને જન્મસિદ્ધ હક છે, અને જ્યારે આવશ્યક હોય ત્યારે જ અને થોડા સમયને માટે અહિન્દીઓને દાખલ કરવા જોઇએ પરન્તુ જાહેર નોકરીઓમા "ઉચ્ચતર શાખાનો અર્થ યુરોપીઅનો માટે, અને ઉતરતી શાખાનો અર્થ હિન્દીઓને માટે થાય છે આના સિદ્ધાંતનો બચાવ થઇ શકતો નથી અને વ્યવહારમા એથી હાનિ થાય છે " "મદદનીશોની પ્રજા તરીકે આપણે સંતોષ માનીને બેસી રહેવાનુ છે " હિન્દી કાર્યસાધકતાના તેમણે કેટલાક ઉદાહરણો આપ્યા, અને કહ્યુ કે, ડૉ પાલરૉયના જેવો અન્ય કોઇ હિન્દમા નથી, " પરન્તુ પોતાના સમસ્ત જીવન સુધી પ્રાંતિક ઉતરતી નોકરીમા તેમને રહેવાનુ છે " રા વી વી જોગિઆ પંતુલુ અને રા. મથુરાદાસ રામચંદે ઠરાવને વિશેષ અનુમોદન આપ્યુ, અને તે પસાર કરવામા આવ્યો.

બાબુ ભુપેન્દ્રનાથ બસુએ આઠમો ઠરાવ રજુ કરીને છાપખાનાનો કાયદો રદ કરવાની માગણી કરી તેમણે કહ્યુ કે ૧૮૩૬ મા સર ચાર્લ્સ મેટ્કાફે હિન્દી છાપખાનાને સ્વતંત્રતા આપી હતી લૉર્ડ લીટ્ટને પોતાના દેશી ભાષાના છાપખાનાના કાયદાની બેડીઓ ૧૮૭૮ મા પાછી નાખી, પરંતુ મી ગ્લૅડસ્ટને તે રદ કરી. વર્તમાન છાપખાનાનો કાયદો દાખલ કરવાની તરફેણમા સર હરબર્ટ રીસ્લી બોલ્યો ત્યારે "યુગાંતર ' જેવા અનેક વર્તમાન પત્રોનો તેમણે ત્રાસ કર્યો હતો, અને કહ્યુ હતુ કે રાજ્યદ્રોહના જૂના કાયદા હેઠળ સર રીતે ૪૭ મુકદમા ચાલ્યા હતા તે દરેકમા અપરાધીને સજા કરવામા આવી હતી તેમને બીજુ શુ જોઇએ છે ? કાયદાના સઘળે હાઇકોર્ટને અધીન કરવાના હક પર ભાર મુકયો હતો, અને ખરેખર તેણે જે કહ્યુ હતુ તે તે માનતો હતો, પરંતુ થોડા સમય પર એક મુકદમામા હાઇકોર્ટે કહ્યુ હતુ કે જપ્ત કરવામા આવેલી જામીનગીરી ગેરકાયદેસર અને અન્યાયી છે, પરંતુ હાઇકોર્ટને વચ્ચે પડવાની સત્તા નથી એટલે " અત્યંત ભયાનક પ્રકારનો કાયદો છે અને કોઇ સંરક્ષણો નથી, " અને " જાહેર અભિપ્રાયના સર્વ ઉદ્ગારો પર તેનુ ગળણુ છે " " હિન્દી સરકારની રચના પરદેશી છે અને તે અતડી રહે છે, એવી હિન્દી સરકારની સ્થિતિ જોતા તે કાયદો મહાન્ ભયનુ મૂળ છે.' રા દલવીએ અનુમોદન આપતા "કોમરેડ 'ના મુકદમામા મુખ્ય ન્યાયાધીશ સા

એલ. જેન્કીન્સનો અભિપ્રાય ટાંક્યો; તેમણે કહ્યું હતું કે, એક ચતુર પુરૂષનું મન એ કલમોને તર્ક કરીને કેટલી હદ સુધી લંબાવી જાય એ જોવું કઠિન છે. ”

બાબુ જે. ચૌધરીએ વિશેષ અનુમોદન આપતાં “ કલકત્તા વીકલી નોટ્સ ” ના કાયદાના પત્રના તંત્રી તરીકે પોતાની હકીકત કહી. મારો છાપનાર અને પ્રકટ કરનાર મૃત્યુ પામ્યો અને મારા ડેકલેરેશનનો સ્વીકાર કરવામાં આવ્યો તે પહેલાં મારી ઓફીસ અને પ્રેસિડેન્સી મેજીસ્ટ્રેટની કોર્ટ વચ્ચે દોડાદોડી કરવી પડી હતી. છાપનારનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન જેટલું સંપૂર્ણ હોય તેટલું સંપૂર્ણ ન હતું, એ વિના છુપી પોલીસને તેની વિરૂદ્ધ કાંઇ મળી શકયું નહિ ! સર હરબર્ટ રીસ્લીએ કહ્યું હતું કે, હયાત વર્તમાનપત્રો પર છાપખાનાના કાયદાની અસર થશે નહિ, અને તે કાયદાનો અમલ પોલીસના હાથમાં નહિ રહે. ઉભય ખાત્રીઓ ખોટી છે. જ્યારે ડેકલેરેશન કરવામાં આવે છે ત્યારે મેજીસ્ટ્રેટ કાગળીયાં છુપી પોલીસને સોપે છે, અને “ હબુલ મૅટીન ” એ હયાત પત્ર છે તેને જામીનગીરી આપવાનો હુકમ કરવામાં આવ્યો હતો. રા કિશિનદાસ ગામરાઇએ ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામા આવ્યો.

ઠરાવ નવમો કાયમની જમાબંદી વિષે માન રા. એ. એસ. કૃષ્ણરાવે રજુ કર્યો, રાવ બહાદુર હિરાનંદ ખેમસીંગે તેને અનુમોદન આપ્યુ, રા. મથુરાદાસ રામચંદે વિશેષ અનુમોદન આપ્યું, અને પસાર કરવામાં આવ્યો.

પછી પ્રમુખસ્થાનેથી ઠરાવોની હારમાળા રજુ કરવામાં આવી. દશમો, લશ્કરના કમીશન વિષે; અગીઆરમો, કેળવણી વિષે, (રા રસુલ, રા. સુશ્રવર્દી અને રા. જયસ્વાલ રાજકીય પ્રકરણ સાથે સબંધ ધરાવતા હોવાના કારણે તેમને શિક્ષકો તરીકે ન નીમવાના હિન્દી સરકારના હુકમ સામે અણગમા સહિત ) બારમો, હાઇ કોર્ટો વિષે; તેરમો, સ્વદેશી વિષે; ચૌદમો, ગીરમીટીયા મજુરી વિષે, પંદરમો સ્થાનિક સ્વરાજ્ય વિષે, સોળમો ધારાસભાના કાનુનો વિષે, સત્તરમો સંયુક્ત પ્રાંતો અને પંજાબને માટે કારોબારી સભાઓ વિષે; અઢારમો, ( ૧ ) દક્ષિણ આફ્રિકા અને સંસ્થાનોમાં હિન્દીઓ; ( ૨ ) છાપખાનાના કાયદા; ( ૩ ) ઇંડીઆ કાઉન્સીલના સુધારા; ( ૪ ) ન્યાયી અને કારોબારી ફરજોના વિભાગ; ( ૫ ) જે મહત્વના પ્રશ્નો પર કોંગ્રેસે અભિપ્રાયો દર્શાવ્યા હોય તે સર્વ વિષે હિન્દી અભિપ્રાય રજુ કરવાને માટે ઇંગ્લાંડમાં એક ડેપ્યુટેશન મોકલવાની વ્યવસ્થા કરવાની અખિલ-હિન્દ કોંગ્રેસ કમિટીને સત્તા આપવા વિષે; ઓગણીશમો, સર વિલિયમ વેડરબર્ન, અને બ્રિટિશ કમિટીના સભ્યોનો ઉપકાર માનવા વિષે. એક પછી એક રજુ કરવામાં આવેલા આ ઠરાવો ખરેખાત આપણા જુના મિત્ર “ રગસીયા ” માંના હતા.

રા. વાચ્છા અને રા. ખરે સેક્રેટરીઓના હોદ્દાપરથી વાનપ્રસ્થ થતા હતા તેને માટે ખેદ દર્શાવતો અને તેમના કાર્યને માટે આભાર દર્શાવતો ઠરાવ વીસમો રજુ કરવામાં આવ્યો. તે પ્રખ્યાત ધુરંધર પુરૂષે અઢાર વર્ષો સુધી મહાન્ આત્મ-ભોગ અને શક્તિપૂર્વક કામ કર્યું હતું. તેમની તરફ કોંગ્રેસની કૃતજ્ઞતા રાય બૈકુંઠનાથ સેન બહાદુરે દર્શાવી રા. ખરેએ છ વર્ષ સુધી સારૂં કાર્ય કર્યું હતું. રા. સી. પી. રામસ્વામી ઐયરે અનુમોદન આપતાં કહ્યું કે, કોંગ્રેસની મહત્તા મોટે ભાગે તેના સેક્રેટરીઓને આભારી છે. ઠરાવને તાળીઓની ગર્જનાપૂર્વક પસાર કરવામા આવ્યો, અને આવતા વર્ષને માટે માન. નવાબ સૈયદ મહમ્મદ બહાદુર અને રા. એન. સુબારાવ પંતુલુજી જનરલ સેક્રેટરીઓ તરીકે નીમણુંક કરવાનો ઠરાવ રા. હરચંદરાય વિશિનદાસે રજુ કર્યો અને રા. ડી. જી. દલવીએ તેને અનુમોદન આપ્યું. પસાર.

રા. એન. સુબારાવે કોંગ્રેસને મદ્રાસનું આમંત્રણ આપ્યું, અને બાવીસમા ઠરાવમાં તેનો સ્વીકાર કરવામાં આવ્યો.

પ્રમુખનો આભાર માનવાની દરખાસ્ત રા. ગુલામઅલી જી. ચાયવાલાએ રજુ કરી, બાબુ ભુપેન્દ્રનાથ બસુએ અનુમોદન આપ્યું, રા. લકમલ ચેલારામે અને મીર અયુબખાને વિશેષ અનુમોદન આપ્યું, અને તાળીઓની ગર્જનાથી તે પસાર કરવામાં આવી. પ્રમુખે ટુંકમા જવાબ

આપ્યો અને કાર્યવાહી સમાપ્ત થઇ અને અઠ્ઠાવીસમી રાષ્ટ્રીય કોંગ્રેસનું વિસર્જન થયું.

## ઠરાવો.

### કોંગ્રેસનો ખેદ.

૧. ઠરાવ કરવામાં આવે છે કે, કોંગ્રેસ કાર્યના સુસ્ત હીમાયતી રા. જે. ઘોસલ અને ન્યાયમૂર્તિ પી. આર. સુંદર ઐયરનાં મૃત્યુથી દેશને ગયલી મોટી ખોટની આ કોંગ્રેસ નોંધ લેના ઇચ્છે છે

### દક્ષિણ આફ્રિકા અને કાનડામાં હિન્દીઓ

#### દક્ષિણ આફ્રિકા.

૨. ઠરાવ કરવામાં આવે છે ( ક ) કે, ઇમીગ્રેશન ઍક્ટની કલમો સામે આ કોંગ્રેસ પોતાનો મજબુત અણગમો દર્શાવે છે, કેમકે દક્ષિણ આફ્રિકાના યુનીઅનના પ્રધાનોએ આપેલાં વચનોનો તેમાં ભંગ કરવામા આવ્યો છે, અને તાજને માનપૂર્વક આગ્રહ કરે છે કે તે કાયદાને મંજુરી આપવી નહિ અને શાહી અને હિન્દી સરકારોને એવાં પગલાં ભરવાની વિનતિ કરે છે કે તેથી દક્ષિણ આફ્રિકામાંના હિન્દીઓ તરફ ન્યાયી અને માનપૂર્વક વર્તન ચલાવવામાં આવે.

( ખ ) તાજી હડતાળોમા નાતાલમાં હિન્દીઓ તરફ જે નિર્દય વર્તન ચલાવવામાં આવ્યું હતું તેની તરફ આ કોંગ્રેસ પોતાનો ધિક્કાર દર્શાવે છે, અને તે બાબતની તપાસ કરવાને માટે દક્ષિણ આફ્રિકન યુનીઅન તરફથી નીમવામાં આવેલી કમિટીના સભ્યોને સંપૂર્ણ પ્રકારે નાપસંદ કરે છે કેમકે તેમાના બે સભ્યો હિન્દીઓ વિરૂદ્ધ વિચાર ધરાવે છે, એ જાણવામાં છે, અને દક્ષિણ આફ્રિકાના અને અહીંયાના હિન્દીઓનો જેમનીપર વિશ્વાસ હોય એવા સભ્યો તેમા નથી

( ગ ) દક્ષિણ આફ્રિકાના પ્રશ્ન વિષે મુત્સદીને છાજે એવી હિન્દી સરકારની રાજ્યનીતિ દર્શાવવા માટે આ કોંગ્રેસ નામદાર વાયસરોયનો માનપૂર્ણ આભાર દર્શાવે છે.

( ઘ ) ૩ પાઉંડનો વેરો, ગીરમીટીયા મજુરી, ડોમીસાઇલ, કેળવણી વિષયક કરોટી, હિન્દી લગ્નોનું કાયદેસરપણું, અને દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓના દરજ્જાને લગતા અન્ય પ્રશ્નો સંબંધી ફર્યાદોની દાદ આપવાને આવશ્યક પગલાં ભરવાની વિનતિ આ કોંગ્રેસ શાહી અને હિન્દી સરકારોને કરે છે.

(ચ) રા. ગાંધી અને તેમના સાથીઓ શૂરવીર લડત ચલાવી રહ્યા છે તેની આ કોંગ્રેસ અંતઃકરણ અને કૃતજ્ઞતાપૂર્વક કદર બુઝે છે, અને આ દેશની સર્વ વર્ગો અને ધર્મોની પ્રજાને આગ્રહ કરે છે કે તેમને નાણાંની મદદ આપવી ચાલુ રાખવી.

#### કૅાનડા.

૬. ઠરાવ કરવામાં આવે છે કે, કેનેડીઅન પ્રીવી કાઉન્સીલ ઑર્ડર નં. ૯૨૦, જેને સામાન્ય રીતે "અભંગ પ્રવાસની કલમ" તરીકે ઓળખવામાં આવે છે, તેના અમલને પરિણામે ઇમીગ્રેશનના નિષેધ સામે આ કોંગ્રેસ મજબૂત વાંધો ઉઠાવે છે, કેમકે પ્રસ્તુત હુકમનું વ્યાવહારિક પરિણામ એ છે કે જે હિન્દી અત્યાર પહેલાં ત્યાં રહ્યા ન હોય તેને કાનડા જતા અટકાવવા, કેમકે ઉભય દેશો વચ્ચે સીધી આગબોટો જતી નથી, અને આગબોટ કંપનીઓ સીધી ટીકીટ આપવાની ના પાડે છે, અને કાનડામા હમણાં જઇ વસેલા હિંદીઓને પોતાની સ્ત્રીઓ અને બાળકોને લાવતા અટકાવીને તેમની પર મોટી કાડમારી નાખે છે. તેથી મજકુર "અભંગ પ્રવાસ કાનુન" રદ કરાવવાની આવશ્યકતા તરફ આ કોંગ્રેસ શાહી સરકારનું ધ્યાન ખેંચે છે.

### કાયદા વિષયક.

#### ન્યાયી અને કારોબારી ફરજોનો વિભાગ.

૩. ઠરાવ કરવામાં આવે છે કે, સામાજ્યનાં શ્રેષ્ઠ હિતોને માટે ન્યાયી અને કારોબારી ફરજોના શીઘ્ર વિભાગ કરવાનો આગ્રહ આ કોંગ્રેસ પૂર્વગામી કોંગ્રેસો સાથે સંમત થઇને કરે છે અને પ્રાર્થના કરે છે કે વિભાગની કોઇ પણ યોજના હાથ પર ધરવામા આવે તે ખરેખાત અસરકારક થાય તેને માટે સકળ ન્યાયાધીશી મંડળને પ્રત્યેક પ્રાંતની ઉચ્ચતમ અદાલતના એકલા અંકુશ હેઠળ મુકવું.

#### હાઇકોર્ટો.

૧૨. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રે-

સનો દૃઢ અભિપ્રાય છે કે, હમણાં બંગાલમાંફોર્ટ વિલિયમની હાઇકોર્ટનો માત્ર હિન્દી સરકાર સાથે જેવો સીધો સંબંધ છે તેવો સંબંધ નોન-ચાર્ટર્ડ હાઇકોર્ટો સહિત હિન્દની સર્વ હાઇકોર્ટોનો હોવો જોઇએ; વળી આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે, નન-ચાર્ટર્ડ હાઇકોર્ટોના મુખ્ય ન્યાયાધીશને બારીસ્ટરોમાંથી નીમવા જોઇએ.

જુઓ ( ૭ ગ, ૩. )

### સ્વરાજ્ય માટે કોંગ્રેસ અને મુસ્લીમ લીગનો સંપ

૪. ઠરાવ કરવામાં આવે છે કે, બ્રિટિશ સામ્રાજ્યમાં હિન્દ માટે સ્વરાજ્યનું આદર્શ અખિલ-હિન્દની મુસ્લીમ લીગે સ્વીકાર્યું છે તેની આ કોંગ્રેસ અંતઃકરણપૂર્વક કદર બુઝે છે, અને લીગે પોતાની છેલ્લી બેઠકમાં અત્યંત ભાર દઇને પોતાની જે માન્યતા જાહેર કરી છે કે, દેશનું રાજકીય ભવિષ્ય દેશની ભિન્ન ભિન્ન કોમોના સંપીલા કાર્ય અને સહકાર ઉપર આધાર રાખે છે, અને જે કોંગ્રેસનું પ્રિય આદર્શ બની રહેલું છે, તેની સાથે પોતાની સંપૂર્ણ સંમતિ દર્શાવે છે. રાષ્ટ્રીય હિતના સર્વ પ્રશ્નો સંયુક્તઅને સંપીલું કાર્ય કરવાને કાર્યનો માર્ગ શોધી કાઢવાના સર્વ પ્રયત્નો ભિન્ન ભિન્ન કોમોના અગ્રણીઓ કરશે, એવી લીગે દર્શાવેલી આશાને અત્યંત અંતઃકરણપૂર્વક આ કોંગ્રેસ વધાવી લે છે, અને પ્રજાના સર્વ વિભાગોને ગંભીર વિનતિ કરે છે કે, આપણા સર્વના હૃદયમાં જે ઉદ્દેશ છે તેને સહાય આપવી.

### ઇંડીઆ કાઉન્સીલનો સુધારો.

૫. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, હિન્દી પ્રધાનની કાઉન્સીલની હમણાં રચના કરવામાં આવી છે તે પ્રમાણે તે નિર્મૂલ કરવી જોઇએ, અને તેની પુનઃ રચના માટે નીચેની સૂચનાઓ કરે છેઃ

( ક ) હિન્દી પ્રધાનનો પગાર અંગ્રેજ અંદાજપત્રપર મુકવો જોઇએ.

( ખ ) કાઉન્સીલની કાર્યસાધકતા અને સ્વાતંત્ર્ય માટે આવશ્યક છે કે તેમાં અંશતઃ નીમણુંકો કરવી અને અંશત ચુંટણી કરવી.

( ખ ) કાઉન્સીલના સભ્યોની કુલ સંખ્યા નવથી ઓછી ન હોવી જોઇએ.

( ધ ) કાઉન્સીલનો ચુંટાયલો વિભાગ સભાસદોની કુલ સંખ્યાના એક તૃતીયાંશથી ઓછો હોવો ન જોઇએ, તેઓ બીન-અધિકારી હિન્દીઓ હોવા જોઇએ, અને વળી અને પ્રાંતિક ધારાસભાઓના ચુંટાયલા સભ્યોના મતદાર મંડળ તરફથી તેમની પસંદગી થવી જોઇએ.

( ચ ) કાઉન્સીલના નીમાયલા સભ્યોમાંના ઓછામાં ઓછા અર્ધ સભ્યો ગુણ અને શક્તિ વાળા, હિન્દી રાજ્યતંત્ર સાથે બીલકુલ સંબંધ નહિ ધરાવનારા જાહેર પુરૂષો હોવા જોઇએ.

( છ ) કાઉન્સીલના નીમાયલા સભ્યોનો બાકીનો વિભાગ અધિકારીઓનો બનવો જોઇએ, જેમણે હિન્દમાં કમમાકમ દશ વર્ષ નોકરી કરેલી હોવી જોઇએ અને હિન્દમાંથી ગયાને બેથી વધારે વર્ષ થયાં ન હોય.

( જ ) કાઉન્સીલ સલાહ આપનારી હોવી જોઇએ. રાજ્યતંત્ર ચલાવનારી નહિ.

( ઝ ) પ્રત્યેક સભ્યના હોદ્દાની મુદ્દત પાંચ વર્ષ હોવી જોઇએ.

### જાહેર નોકરી.

૭. ઠરાવ કરવામાં આવે છે ( ક ) કે, [જાહેર નોકરીના કમીશન સમક્ષ ] કેટલાક સાક્ષીઓએ-જેમાં રાજ્યના કેટલાક ઉચ્ચ અધિકારિઓને જોઇને આ કોંગ્રેસને ખેદ થયો છે-સામાન્ય અયોગ્યતા, પ્રારંભ શક્તિનો અભાવ, ચારિત્ર્યનો અભાવ ઇત્યાદિ આરોપો એક પ્રજા તરીકે હિન્દીઓ પર છુટથી મુકયા છે તેની સામે આ કોંગ્રેસ પોતાનો સરોષ અણગમો દર્શાવે છે, અને તે બીલકુલ ના પાયાદાર છે તેથી દઢતાપૂર્વક તેમનો નકાર કરે છે.

( ખ ) આ કોંગ્રેસ પોતાની ગંભીર આશા દર્શાવે છે કે, ન્યાય, રાષ્ટ્રીય પ્રગતિ, કરકસર, કાર્યસાધકતા અને આવશ્યકતાનાં કારણોને લીધે પણ શાહી કમીશનરો એવી ભલામણો કરવાનું યોગ્ય ધારશે કે તેની ચોકકસ અસર એવી થાય કે પોતાના દેશમાં જાહેર નોકરીઓમાં ઉચ્ચ નીમણુંકોમાં હિન્દીઓની નિમણુંકોના હમણાંના અત્યંત ઓછા પ્રમાણમાં પુષ્કળ વધારો થાય; એ પ્રમાણે ૧૮૩૩ ના ચાર્ટર એકટમાં અને ૧૮૫૮ ના શાહી ઢંઢેરામાં સમાયલા ગંભીર વચનનું પાલન કરવામાં આવે.

(ગ) વિશેષે કરીને, આ કોંગ્રેસ પોતાની દૃઢ પ્રતીતિ જાહેર કરે છે કે:

(૧) ભિન્ન ભિન્ન નોકરીઓને માટે ઉચ્ચ હોદ્દાઓ પર નીમણુંકો કરવાને માટેની પરીક્ષાઓ હિન્દમાં તેમજ ઇંગ્લાંડમાં લેવામાં નહિ આવે ત્યાં સુધી આ દેશની પ્રજાના દાવાને કદાપિ ન્યાય આપી શકાશે નહિ;

(૨) ઇન્ડીઅન સીવીલ સર્વીસ માટેના ઉમેદવારોની વય-મર્યાદા ઓછી કરવી ન જોઇએ, કેમકે એવા પગલાથી હિન્દી ઉમેદવારોને ગેરલાભ જશે તેમજ તે કાર્યસાધકતાને હાનિકારક નિવડશે;

(૩) ન્યાયી અને કારોબારી નોકરીઓ અને ફરજોને સંપૂર્ણ જુદી પાડવી જોઇએ, અને ન્યાયની નોકરીની ભરતી કાયદો જાણનાર ધંધમાંથી કરવી જોઇએ, અને તેને કારોબારી સરકારની સત્તા હેઠળ નહિ પરન્તુ હાઇકોર્ટની સત્તા હેઠળ મુકવી જોઇએ.

(૪) ઇન્ડીઅન સીવીલ સર્વીસના સભ્યો ન હોય એવાઓને અમુક ઉચ્ચ હોદ્દાઓ પર નીમવાની વિરૂદ્ધ હમણાં જે બંધનો છે તે દૂર કરવાં

(૫) તાજ હેઠળ કોઇ પણ હોદ્દાને માટે એક હિન્દી અન્ય પ્રકારે યોગ્ય હોય પરન્તુ હિન્દી તરીકે તે હોદ્દા પર તેની નીમણુંક અટકાવનાર કોઇ નિયમ અથવા હુકમના સ્પષ્ટ શબ્દો હોય અથવા તેનો એવો અર્થ થતો હોય તો ઉપર દર્શાવવામા આવેલા એકટ અને ઢંઢેરાની વિરૂદ્ધ હોવાથી તે રદ્દ કરવો જોઇએ.

(૬) નોકરીઓનો શાહી અને પ્રાંતિક એવો વિભાગ નિર્મૂળ કરવો જોઇએ અને હિન્દીઓ અને યુરોપીઅનો વચ્ચે એક સરખી શરતો રાખવી જોઇએ, અને જો તે વિભાગ ચાલુ રાખવામા આવે તો પ્રાંતિક સીવીલ સર્વીસની કારોબારી શાખાની ભરતી નીમણુંકોને બદલે ખુલ્લી હરીફાઇની પરીક્ષાના સાધનથી કરવી જોઇએ,

(૭) ઉપરોક્ત વિભાગ ચાલુ રાખવામાં આવે તો હિન્દી કેળવણી વિષયક અને અન્ય નોકરીઓમાં હિન્દમાં તેમજ ઇંગ્લાંડમા ભરતી થવી જોઇએ, અને યોગ્ય શક્તિવાળા હિન્દીઓને સીધી રીતે તેમજ અનુક્રમે પ્રાંતિક સર્વીસીસમાંથી આગળ વધારીને તે જગ્યાઓ પર તેમની નીમણુંકો થવી જોઇએ.

(૮) સીવીલ મેડીકલ જગ્યાઓ લશ્કરી આઇ. એમ. એસ. ના સભ્યોથી અથવા આઇ. એમ. એસ. ડી. ઓથી ભરવી ન જોઇએ, અને તેમને માટે જુદી અને અલગ હિન્દી સીવીલ મેડીકલ સર્વીસ રચવી જોઇએ અને હિન્દમાં તેમજ ઇંગ્લાંડમાં લેવામાં આવતી હરીફાઇની પરીક્ષાના સાધનથી તેમાં ભરતી કરવી જોઇએ; તથાપિ કેળવણી વિષયક અને વૈજ્ઞાનિક નીમણુંકો હિન્દમાં અને પરદેશમાં જાહેર ખબર આપીને કરવી.

(૯) પગારોનું વર્તમાન પ્રમાણ પૂરતું ઉચ્ચ છે અને તેમાં વધારો કરવો ન જોઇએ, અને વળી હુંડીઆમણના બદલાનું ભથ્થું કાઢી નાખવું જોઇએ, અને કાયદાથી હુંડીઆમણ નક્કી કરવામાં આવ્યું ત્યારથી એ બિનજરૂરી ખર્ચાળ બની છે; અને

(૧૦) તાજનાં જે સંસ્થાનોમાં હિન્દીઓને બ્રિટિશ નાગરિકના હક્કો આપવામાં આવતા નથી, ત્યાંના લોકોને હિન્દમાં નીમણુંકોને માટે અયોગ્ય જાહેર કરવા જોઇએ.

## કલમ ૮.

## છાપખાનાં.

૮. ઠરાવ કરવામાં આવે છે કે, ધારાપોથી પર હિન્દી છાપખાનાંના કાયદાને ચાલુ રાખવા સામે આ કોંગ્રેસ પુનઃ પોતાનો અણગમો દર્શાવે છે, અને વિશેષે કરીને કલકત્તાની હાઇકોર્ટે હમણાં ચુકાદો આપ્યો છે કે, તે કાયદાએ આપેલાં સત્તાઓ ભ્રમોત્પાદક છે અને તેમનો અમલ થવો અશક્ય છે તે જોતા આગ્રહ કરે છે કે તે રદ કરવો જોઇએ.

## કાયમની જમાબંદી.

૯. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો દૃઢ અભિપ્રાય છે કે, જમીનપર રાજ્યની માંગણીની વ્યાજબી અને ચોક્કસ મર્યાદા અને રૈયતવારી પ્રદેશોમાં સરકાર અને જમીન રાખનારાઓ વચ્ચે સીધી કાયમની જમાબંદી દાખલ કરવાથી અથવા જે પ્રાંતોમાં ટુંક મુદતી જમાબંદીઓ થતી હોય ત્યાં કમમાં કમ સાઠ વર્ષોની જમાબંધી રાખવાથી ખેડુતોની વર્તમાન અસંતોષકારક સ્થિતિ સુધારવામાં સંગીન સહાય મળશે.

## લશ્કરી વિષેધક.

૧૦. ઠરાવ કરવામાં આવે છે કે, આ દેશની

હિન્દીઓને માટે લશ્કરની ઉચ્ચતર જગ્યાઓ બંધ રાખવાનો અન્યાય આ કોંગ્રેસ એકવાર ફરીથી હિન્દી સરકારને બતાવી આપે છે, અને આગ્રહ કરે છે કે હવે લાંબા સમય સુધી તેની દાદ મળ્યા વિના રહેવી ન જોઇએ.

[અને જુઓ ૭ ગ, ૮]

### કેળવણી.

૧૨. ઠરાવ કરવામા આવે છે કે, (ક) હિન્દમાં પ્રાથમિક કેળવણીના વિસ્તારને માટે વધારે મોટી રકમો આપવાને માટે હિન્દી સરકારનો આભાર માનતાં આ કોંગ્રેસનો દૃઢ અભિપ્રાય છે કે, અમુક ચુનંદા સ્થળોમાં મફત અને ફરજ્યાત કેળવણી દાખલ કરવાને માટે હવે આરંભ કરવો જોઇએ.

(ખ) શિક્ષણ આપનારી અને નિવાસગૃહોવાળી યુનિવર્સિટીઓ દાખલ કરવા માટે સરકારની દરખાસ્તનો પસંદ કરવા છતાં આ કોંગ્રેસનો દૃઢ અભિપ્રાય છે કે યુનિવર્સિટિ કેળવણીની વર્તમાન પદ્ધતિને બદલે નહિ પરન્તુ તેમાં પુરવણી તરીકે તે પદ્ધતિ દાખલ કરવી જોઇએ, કેમકે નહિ તો વધારે ગરીબ વર્ગોમાં ઉચ્ચતર કેળવણીની પ્રગતિને ગંભીર અટકાવ નડશે.

(ગ) સ્થાનિક આવશ્યકતાઓ ધ્યાનમા લઇને ભિન્ન ભિન્ન પ્રાંતોમાં ઔદ્યોગિક અને ધારિસાયિક કેળવણી આપવાને સરકારે પૂરતી વ્યવસ્થા કરવી જોઇએ એવી સરકારને પોતાની પ્રાર્થના આ કોંગ્રેસ એકવાર ફરીથી કરે છે.

(ઘ) રા. રસુલ, રા. સુહરવર્દી અને રા. જયસ્વાલની શિક્ષકો તરીકે કલકત્તા યુનિવર્સિટીએ પસંદગી કરી હતી, તે તેમના રાજકીય પ્રકરણ સાથેના સંબંધના કારણને લીધે હિન્દી સરકારે નામંજુર કરી છે, તેની સામે આ કોંગ્રેસ પોતાનો સખ્ત અણગમો દર્શાવે છે, કેમકે રાજકીય પ્રકરણનો અંતરાય એટલો બધો વિશાળ છે કે, તેથી શિક્ષકની ખુરશીમાંથી શ્રેષ્ઠ વિદ્વાનોનો સ્વચ્છંદ પ્રકારે બહિષ્કાર કરવામાં તેનો ઉપયોગ થાય, જેથી દેશમાં કેળવણીનાં હિતોને અત્યંત હાનિ થશે.

### સ્વદેશી.

૧૩. ઠરાવ કરવામા આવે છે કે, આ કોંગ્રેસ સ્વદેશી હીલચાલને અત્યંત અંતઃકરણપૂર્વક અનુમોદન આપે છે, અને સ્વદેશી ઉદ્યોગોના વિકાસને ઉત્તેજન આપવાને માટે ગંભીર અને ચાલુ પ્રયત્નો કરીને અને ભોગ આપીને પણ આયાત થયેલી ચીજો કરતાં જ્યાં જ્યાં વ્યાવહારિક હોય ત્યાં ત્યાં હિન્દી પદાર્થો પસંદ કરીને તેની ફતેહને માટે પરિશ્રમ કરવાની હિન્દી પ્રજાને આજ્ઞા કરે છે.

### ગીરમીટીયા મજુરી.

૧૪. ઠરાવ કરવામા આવે છે કે, હિન્દમાં મજુરીની તંગીને લીધે, અને ગિરમિટીયા મજુરીની પદ્ધતિના ગંભીર પરિણામો ગિરમીટની મુદ્દત દરમ્યાન મજુરોને વ્યાવહારિક રીતે ગુલામોની દશામા આણી મુકે છે, તે જોતા આ કોંગ્રેસ મજબૂત આગ્રહ કરે છે કે, હિન્દમાં અથવા અન્યત્ર કામ કરવાને ગિરમિટ હેઠળ મજુરોની ભરતી કરવી તદન બંધ કરવી.

### પ્રતિનિધિત્વ.

૧૫. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાનો ખેદ દર્શાવે છે કે, સ્થાનિક સ્વરાજ્યના અધિક વિકાસના સંબંધમાં ડીસેન્ટ્રાલીઝેશન કમિશનની ભલામણોનો અદ્યાપિ અમલ કરવામાં આવ્યો નથી, અને આગ્રહ કરે છે કે, સ્થાનિક સંસ્થાઓના અધિકારો અને સંપત્તિ વધારવાને માટે હિન્દી સરકારે વિના વિલંબે પગલા ભરવાની કૃપા કરવી

૧૬. ઠરાવ કરવામાં આવે કે, આ કોંગ્રેસ પોતાની તીવ્ર નિરાશાની નોંધ લે છે કે, ધારાસભાના કાનુનોનું છેલ્લું પુનરાવલોકન થયુ ત્યારે જે વિલક્ષણતાઓ અને વિષમતાઓ સુધારવાનો ગઇ ચાર કોંગ્રેસોએ સરકારને મજબૂત આગ્રહ કર્યો હતો, તે દૂર કરવામા આવી નથી. અને ફર્યાદ કરવામાં આવેલી ખામીઓથી ઉદ્ભવેલો વ્યાપક અસંતોષ ઓછો કરવાને માટે અને ગયાં ચાર વર્ષોના અનુભવાનુસાર, આ કોંગ્રેસ ગંભીર પ્રાર્થના કરે છે કે, (૧) વડી ધારાસભામાં બીન અધિકારી બહુમતી હોવી જોઇએ, (૨) સર્વ પ્રાંતિક ધારાસભાઓમાં ચુંટાયલા સભ્યોની બહુમતી હોવી જોઇએ, (૩) પ્રતિનિધિઓ મારફતે મત આપવાની પદ્ધતિનું જ્યાં અદ્યાપિ અસ્તિત્વ હોય ત્યાંથી તે દૂર કરવી, (૪) મતદારોની યોગ્યતાનો પાયો કેળવણી,

મીલ્કત અથવા આવક ગણીને તેને સરળ કરીને મત આપવાના હક્કનો વિસ્તાર કરવો. ( ૫ ) કોઇ પણ વ્યક્તિની પૂર્વ સ્થિતિ અથવા ખ્યાતિના આધારે સ્વચ્છંદે તેને ચુંટણીને માટે અયોગ્ય જાહેર કરવાની સત્તા સરકારને હોવી ન જોઇએ; ( ૬ ) કોઇ વ્યક્તિના વર્તનથી નૈતિક ઉલ્લંઘન થયું ન હોય ત્યાં સુધી સરકારી નોકરીમાંથી પાણીચું મળ્યાને આધારે, અથવા ફોજદારી કચેરીમાં અપરાધી ઠર્યાને આધારે અથવા તેની પાસેથી શાંતિ જાળવવાને માટે જામીનગીરી માગેલી હોવાને આધારે તેને ચુંટણીને માટે અયોગ્ય ગણવો નહિ; ( ૭ ) ઉમેદવારને માટે મીલ્કત અથવા નિવાસની યોગ્યતા અથવા સ્થાનિક સંસ્થાના સભ્ય તરીકે નોકરીની યોગ્યતા માગવી નહિ; ( ૮ ) અંગ્રેજી નહિ જાણનારને સભ્ય થવાને માટે અયોગ્ય ગણવો; ( ૯ ) સ્પષ્ટ જાહેર કરવામાં આવવું જોઇયે કે, અધિકારીઓને કોઇ પણ પ્રકારે ચુંટણીઓ પર લાગવગ ચલાવવા દેવામા આવશે નહિ; ( ૧૦ ) વાર્ષિક અંદાજપત્રો તૈયાર કરવામાં પ્રાન્તિક સભાઓની નાણાં વિષયક કમિટીઓ સરકાર સાથે વિશેષ ગાઢ સંબંધમાં આવવી જોઇએ, ( ૧૧ ) પ્રાંતિક ધારાસભાઓમા હોય છે તેવી નાણાં વિષયક કમિટી વડી ધારાસભામાં હોવી જોઇએ, ( ૧૨ ) પૂરવણી કરતા પ્રશ્નો પૂછવાનો હક્ક સર્વ સભ્યોને આપવો અને મૂળ પ્રશ્ન પૂછનારને એકલાનેજ તે ન આપવો; ( ૧૩ ) પંજાબ ધારાસભાની સંખ્યા ૨૬ થી વધારીને ૫૦ કરવી અને વડી ધારાસભામાં પંજાબને વિશેષ પ્રતિનિધિત્વ આપવું. અને જ્યાં મહોમેદનો અથવા અન્ય કોમોની ઓછી સંખ્યા હોય ત્યા ધારાસભાઓમા તેમને ન્યાયી અને યોગ્ય પ્રતિનિધિત્વ આપવાની આવશ્યક્તાનો સ્વીકાર કરવા છતા, આ ઉદ્દેશ અલગ મતદાર મંડળોથી સફળ કરવાના વર્તમાન કાનુનોને આ કોંગ્રેસ નાપસંદ કરે છે.

૧૭. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ ફરીથી કહે છે કે, એક હિન્દી સભ્યવાળી કારોબારી સભા સંયુક્ત પ્રાંતોમાં શીઘ્ર સ્થાપવી જોઇએ, અને તેનો એવો અભિપ્રાય છે કે, એવી સભા પંજાબને માટે પણ સ્થાપવી જોઇએ.

---

### ઇંગ્લાંડ જનારૂં ડેપ્યુટેશન.

૧૮. ઠરાવ કરવામાં આવે છે કે, નીચેના વિષયો પર હિન્દી અભિપ્રાયો રજુ કરવાને માટે બની શકે ત્યાં સુધી ભિન્ન ભિન્ન પ્રાંતોના પ્રતિનિધિઓનું બનેલું એક ડેપ્યુટેશન ઇંગ્લાંડ મોકલવાની વ્યવસ્થા કરવાની સત્તા અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટીને આપવી.

( ૧ ) દક્ષિણ આફ્રિકા અને અન્ય સંસ્થાનોમા હિન્દીઓ.
( ૨ ) છાપખાનાનો કાયદો.
( ૩ ) ઇન્ડીઆ કાઉન્સીલનો સુધારો.
( ૪ ) ન્યાયી અને કારોબારી ફરજોનો વિભાગ.
( ૫ ) અને જે અગત્યના પ્રશ્નો પર કોંગ્રેસે અભિપ્રાય દર્શાવ્યો હોય તે.

### કોંગ્રેસનો આભાર.

૧૯. ઠરાવ કરવામાં આવે છે કે, સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીના અન્ય સભ્યોની સેવાઓની આ કોંગ્રેસ ઉચ્ચ કદર બુઝે છે, અને નિશ્ચય કરે છે કે, બ્રિટિશ કમિટીની સંસ્થા અને "ઇંડીઆ" ને નભાવવા જોઇએ.

[ જુઓ ૨ ગ, ૧૧ ક, ૨૦ ]

# ઓગણત્રીસમું પ્રકરણ.

## ઓગણત્રીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

મદ્રાસમા ૧૯૧૪ ની ૨૮ મી, ૨૯ મી, અને ૩૦ મી નવેમ્બરે ઓગણત્રીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ મળી. નંગમબોકમ, ક્લ્ટન હાઉસની જમીનમા શ્વેત વસ્ત્રનો મંડપ ઉભો કરવામા આવ્યો હતો, તેના સ્તંભો પુષ્પમાળાઓથી સુશોભિત કરવામા આવ્યા હતા, અસંખ્ય ધ્વજો ફરકતી હતી, નામદાર સમ્રાટ અને સામ્રાજ્ઞીના અને રાજ્યકર્તાઓના ચિત્રો દીપતા હતા, સમગ્ર દશ્ય હર્ષજનક અને રમણીય લાગતુ હતુ પ્રતિનિધિઓની સંખ્યા વધીને ૮૬૬ થઇ હતી, ૧૯૦૭ ની કોંગ્રેસ પછી આ સંખ્યા મોટામા મોટી હતી. તેઓ નીચે પ્રમાણે હતા

| | |
|---|---|
| મદ્રાસ | ૭૪૮ |
| મુંબાઇ અને સિંધ | ૫૪ |
| બંગાલ | ૩૮ |
| સંયુક્ત પ્રાંતો | ૧૨ |
| વરાડ | ૫ |
| મધ્ય પ્રાંતો | ૨ |
| બિહાર | ૫ |
| પંજાબ | ૦ |
| બ્રહ્મદેશ | ૨ |
| | ૮૬૬ |

સ્વાગત સભાની સંખ્યા ઘણી મોટી હતી, અને તેમણે કરેલી વ્યવસ્થા અત્યંત સંતોષકારક હતી સાયકલો પર બેઠેલા કોંગ્રેસના સ્વયંસેવક રક્ષકો મંડપના દ્વાર સુધી પ્રમુખના સરઘસને લઇ આવ્યા અને જ્યારે તેમણે મંડપમા પ્રવેશ કર્યો ત્યારે મદ્રાસના નામાંકિત નરોનો સમૂહ ઉચ્ચ આસન પર એકઠો થયો હતો પ્રમુખની સાથે ઘણા કોંગ્રેસ અગ્રણીઓ અને સ્વાગતસભાના છ સેક્રેટરીઓ હતા, અને સ્વાગત સભાના પ્રમુખ સર એસ. સુબ્રમણ્ય આયરે તેમનું સ્વાગત કર્યું. તેમણે સ્વાગતના થોડાક શબ્દો કહ્યા, અને રા. કે. એન આઇયા આયરને પોતાનું ભાષણ વાચવા આપ્યુ. કોંગ્રેસમા જે પ્રશ્નોનું વિવેચન થવાનું હતુ, તેમનું અવલોકન કરવાને બદલે સ્વાગત સભાના પ્રમુખે વિશાળ મહત્ત્વના અમુક મુદ્દા ઉપાડયા જમીનદાર ઉમરાવોનુ સહકાર્ય જીતી લેવાની ઇચ્છનીયતા તેમણે બતાવી, તેઓ રાષ્ટ્રીય કાર્યમાથી પરિણમતા લાભોમા ભાગ લે છે, તેથી તેમણે તે કાર્યથી અળગા રહેવું ન જોઇએ પછી ગ્રામ્ય જીવનની સુધારણા તરફ લક્ષ આપવું જોઇએ, કેમકે તે રાજ્યતંત્રનુ સેન્દ્રિય પ્રથમ પગથીઉં છે ચોલ રાજાઓના રાજ્યમા હતુ તેમ ગ્રામ્ય પંચાયતોની જાળ પથરાવી જોઇએ, છતા ડીસેન્ટ્રાલીઝેશન કમીશનના રીપોર્ટને પાચ વર્ષો થયા છે તોપણ આ ઇલાકામા તે વિષે કાઇ થયુ નથી, રૈયતને પોતાના કરજમાથી મુક્ત કરવને માટે લોન સોસાયટીઓ પણ સ્થાપવી જોઇએ, અને દાણા ભરી રાખવાની સગવડો થવી જોઇએ અને મ્હેસુલ પણ પૂરતી રીતે ચોકકસ હોવું જોઇએ. કોંગ્રેસનો મંચ ઉપાડીને, સ્વાગત સભાના પ્રમુખે તેનો અંત આવવો જોઇએ, એવા વિચાર વિરુદ્ધ વાંધો ઉઠાવ્યો, કેમકે હિન્દી રાષ્ટ્રનુ તે મધ્યબિન્દુ છે, પરન્તુ આખા વર્ષમા તેનુ કાર્ય ચાલુ રહેવુ જોઇએ, અને તેને માટે નાણા એકઠા કરવા જોઇએ અંતે, તેમણે આગ્રહ કર્યો કે, હિન્દે પોતાનો સંપૂર્ણ આધ્યાત્મિક અભ્યુદય કરવો જોઇએ, પૃથ્વીની શ્રેષ્ઠ જગ્યાઓનાથી પોતાને માટે લાભ ખોળવાના લોભનો ત્યાગ કરવો જોઇએ, અને ધિક્કારથી નહિ પરન્તુ પ્રેમથી વિજય મેળવવો જોઇએ સમ્રાટે હિન્દને માટે ઉંડી સહાનુભૂતિ અને તેની આબાદાનીને માટે હૃદયગત ચિંતા દર્શાવી હતી, અને તેમના પ્રેમ, સહાનુભૂતિ અને ચિંતાને માટે હિન્દ યોગ્ય છે, એમ તેણે સાબીત કરી બતાવવું જોઇએ.

બાબુ ભુપેન્દ્રનાથ બસુને પ્રમુખ તરીકે ચુંટી કાઢવાની દરખાસ્ત બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ રજુ કરી તેમણે કહ્યું કે, અમે બને મિત્રો, સાથીઓ, એક સાથે કાર્ય કરનારા અને એ જ સેનાના યોદ્ધા છીએ બંગાળના ભાગવાના દુઃખના સમયમા પ્રમુખે કરેલી સેવાઓનું તેમણે વર્ણન કર્યું અને પ્રમુખપદ લેવાને માટે તેમને સ્નેહ પૂર્વક વિનતિ કરી માન નવાબ સૈયદ મહમ્મદે અનુમોદન આપ્યુ, અને બાબુ બસુએ ઇંગ્લાંડમા કરેલા ઉપયોગી કાર્યનું વર્ણન કર્યું રાવ બહાદૂર આર એન મુધોલકરે અને રા સમર્થ દરખાસ્તને વિશેષ અનુમોદન આપ્યુ, અને તે તાળીઓના હર્ષનાદપૂર્વક પસાર કરવામા આવી

જે કઠિન સંયોગોમા કોંગ્રેસ મળી હતી તે પ્રમુખે કહી બતાવ્યા, એક વિનાશક વિગ્રહ શરૂ થયો હતો, જેમા માન, સ્વાતંત્ર્ય અને ન્યાયની ખાતર બ્રિટન અને હિન્દ સાથે સાથે યુદ્ધ કરી રહ્યા છે પાર્લામેન્ટમા મંત્રી મંડળની વિરૂદ્ધ પક્ષ હોય છે તે રશિના જેવુ કાર્ય કરવુ, એ કોંગ્રેસની એક મુખ્ય ફરજ છે, અને વર્તમાન પળે તે અસરકારક રીતે અદા થઈ શકે નહિ હિન્દમા હુમલો કરનાર તરીકે બ્રિટન આવ્યુ ન હતુ પરન્તુ રાજાઓ અને પ્રજા સાથે તહનામા કરીને સત્તા પ્રાપ્ત કરી છે, રાજાઓ મિત્રો બન્યા અને નામિર માર્ટગો અને કાયદાઓની રૂપે પ્રજા તાજની સમાન પ્રજા બની આ વાત વિસરી જવાય એવી છે પછી તેમણે ઇંગ્લાંડ ગયેલા પ્રતિનિધિમંડળ વિષે વાત કહી અને કહ્યું કે ઇંડીઆ કાઉન્સીલ બરોબ હિન્દી ધારણાઓ કરતા ઓછો હતો તથ દિ ઉમરાવોની સભાએ તેને મંજુર ર્યો હિન્દ તે કાઉન્સીલને નિર્મૂળ કરવા માગે છે, પરન્તુ કોંગ્રેસમા જે સુધારાઓનો પક્ષ કરવામા આવે છે તેમને માટે કબાજુ કરવામાં ડહાપણ છે વળી તેમણે ઇચ્છા દર્શાવી કે, પાર્લામેન્ટરી કમિટી રચવી જોઇએ, અને તેને હિન્દી બનાવોના સમાચાર પૂરા પાડયા કરવા જોઇએ



બાબુ ભુપેન્દ્રનાથ બસુ
ઓગણત્રીસમી કોંગ્રેસના પ્રમુખ.

દેશનું રાજ્યતંત્ર અદ્યાપિ વિદેશીય સીવીલ સર્વીસના હાથમા છે, ૧,૪૦૦ અધિકારિઓમા ફકત ૭૦ હિન્દીઓ છે. જ્યારે સર્વ ઉચ્ચતર અધિકારીઓ આવે છે અને ચાલ્યા જાય છે ત્યારે આ સર્વીસ સ્થિર રહેલી છે, અને તે કોઇને જોખમદાર નથી વાયસરોયની કારોબારી સભા એક હિન્દી સિવાય, તેમની બનેલી છે, બે હિન્દીઓ વિના, ઇન્ડીઆ કાઉન્સીલ તેમની બનેલી છે આપ્રમાણે અપીલની અદાલ પણ તેમની પોતાનીજ છે નવ સરકારોમાથી ૭ સરકારોના રાજ્યકર્તાઓ તેઓ પૂરા પાડે છે રાજ્યના સર્વ મહાન્ ખાતા તેમના હાથ હેઠળ છે તેઓ જે સ્થિતિમા છે તેમા રહેવાની ઇચ્છા ન કરે તો તેઓ મનુષ્યો કરતા ઉચ્ચ કોટિના હોવા જોઇએ

"આ વસ્તુ સ્થિતિની સામે આપણી પ્રજા છે, જેનામા આત્મજ્ઞાનની શીઘ્ર જાગ્રતિ આવતી જાય છે આપણા હજારો કુમારો પાશ્ચાત્ય આદર્શો પર રચાયેલી હિંદી યુનિવર્સિટિઓમા પાશ્ચાત્ય પદ્ધતિ પર કેળવણી પ્રાપ્ત કરી રહ્યા છે, તેમાના સેંકડો પ્રતિદિન યુરોપ, અમેરિકા અને જાપાનની યુનિવર્સિટીઓમા દોડી જાય છે, અને સ્વદેશ પાછા આવતા પોતે જે જ્ઞાન મેળવ્યુ હોય છે તેનો પ્રચાર કરે છે તમે પ્રોમીથીઅસને શૃંખલાબદ્ધ કરે, પરન્તુ અગ્નિ સળગાવવામા આવ્યો છે અને તે હોલવી શકાશે નહિ હિન્દ ઉચ્ચતર જીવન, પ્રવૃતિ અને ઉપયોગિતાનુ અધિક વિસ્તૃત ક્ષેત્ર માગે છે હિન્દ ઇચ્છે છે કે, પોતાની સરકાર પોતાના વૃદ્ધિ પામતા સ્વમાન અને બુદ્ધિને સાનુ-

પૂર્ણ થવી જોઇએ. હિન્દ ઇચ્છે છે કે, હિન્દીઓ માત્ર અમુક મર્યાદા સુધીજ ચઢી શકે એવો વિચાર ચાલતો આવેલો છે, જેને દૂર કરવાને બોર્ડ ઓફ ડાયરેક્ટરોએ ૧૮૩૩માં વ્યર્થ પ્રયત્ન કર્યો હતો, તેને ધારાપોથી પરથી દૂર કરવામાં આવ્યો છે, તેજ પ્રમાણે તેને પોતાની રાજ-સભાની સરહદમાંથી દૂર કરવો જોઇએ, અને તેની નોકરીઓનું દ્વાર પોતાનાજ પુત્રોને માટે કૃત્રિમ અંતરાયોથી બંધ કરવામાં આવવું ન જોઇએ. હિન્દ ઇચ્છે છે કે સામ્રાજ્યના અન્ય દેશોની જેમ પોતાનાં બાળકોને સમાન નાગરિકોના સરખા હકકો મળવા જોઇએ. વાક્સ્વાતંત્ર્ય અને છાપખાનાંની સ્વતંત્રતા પર સંતાપજનક અંકુશો ફલહીન છે, અને સરકારને તેમજ પ્રજાને એક સરખા ભયાવહ છે, તે દૂર કરાવવા હિન્દ ઇચ્છે છે. અને, સર્વથી વિશેષ, હિન્દ ઇચ્છે છે કે, તેની સરકાર બ્રિટિશ સામ્રાજ્યની હેઠળ સ્વતંત્રતા ધરાવનારી સરકાર હોવી જોઇએ. ત્યારેજ માત્ર જે મહાન્ લાભો બ્રિટિશ રાજ્યમાંથી ઉદ્ભવ્યા છે, અને જેમને જોતાં ટુંકડાઓનું સ્મરણ થાય છે, તે લાભોમાં તેના પોતાના પરિશ્રમના પ્રસ્વેદની મધુરતા આવશે.”

પ્રમુખે કહ્યું:

“હિન્દના ભવિષ્યને માટે હિન્દી બ્યુરોક્રસી આપણી સમક્ષ કંઇ મંડનાત્મક કાર્યક્રમ રજુ કરતી નથી, તેનાં બાળકોને મોક્ષભૂમિ બતાવતી નથી. તેઓ આજને મદિજ કાર્ય કરવામાં સંતોષ માને છે, અને આવતી કાલનો વિચાર કરતા નથી. એકાદ આપખુદ વાયસરોય અથવા હિન્દી પ્રધાન હિન્દી સરકારના યંત્રમાં વિશેષ વરાળ ઉત્પન્ન કરે અથવા સેફ્ટી-વાલ્વ (સંરક્ષક-છિદ્ર) બંધ કરવાનો યત્ન કરે, પરન્તુ પ્રચંડ મહા-ચક્ર પર સ્ક્રુ-ઢીલાઇથી અસર થતી નથી. અને બ્યુરોક્રસીએ આપણને પ્રામાણિક અને સહૃદય મનુષ્યો આપ્યા છે, કદાચિત્, ભવિષ્યનાં સ્વપ્નોની પીડાથી તેઓ મુક્ત હશે; પરન્તુ પોતાના કાર્યથી સારી રીતે સંતુષ્ટ થવાનું તેમને કારણ છે: તેમણે આપણને આંતરિક શાંતિ આપી છે, અને બાહ્ય આક્રમણમાંથી આપણું સંરક્ષણ કર્યું છે; સુવ્યવસ્થિત રાજ્યતંત્રના લાભો સર્વત્ર દેખાય છે. હિન્દે શા માટે કોપ કરવો જોઇએ? તે એક સામ્રાજ્ય હોય અથવા ભિન્ન ભિન્ન પરિમાણનાં નાનાં નાનાં રાજ્યોમાં તેના વિભાગો કરેલા હોય, પરન્તુ સદૈવ તેની ઉપર એકજ વ્યક્તિએ રાજ્ય ચલાવ્યું છે. ત્યારે બાહ્ય બ્યુરોક્રસીના રાજ્યતંત્ર સામે તેણે શા માટે વાંધો લેવો જોઇએ? મારો ઉત્તર એ છે: કમલ-ભોગીનો યુગ વહી ગયો છે, સમયનાં ઉદ્ધારક દોરડાં પર દુનિયા આગળ ઝુકી રહી છે, અને યુરોપમાં પ્રજાઓનો વિગ્રહ હમણાં ચાલી રહ્યો છે, તે અનેક પુરુષો ઉપર એકની, એક પ્રજા પર અન્ય પ્રજાની મધ્યકાલીન સત્તાનાં છેલ્લાં અવશેષોનો નાશ કરશે; પશ્ચિમનાં દ્વારમાંથી ઉષ્ણ અખાતના પ્રવાહની માફક પૂર્વના શાન્ત સમુદ્રમાં વિશેષ વિસ્તૃત જીવનનું પુર ચઢયું છે, તેને પાછું વાળવું શક્ય નથી. તમે અંગ્રેજી ઇતિહાસના અધ્યયનનો નાશ કરો, અને તેની સ્વાતંત્ર્યની સકળ પ્રોત્સાહક કથા ઉપર વાદળી ફેરવી લો; તમે મીલ્ટન અને બર્ક, મીલ અને સ્પેન્સરને અટકાવો; તમને ગમે તો હિન્દી યુનિવર્સિટીઓને તમારી સ્વેચ્છા પ્રમાણે વાળો, વિઘ્નકારક કાયદાઓથી તેમના પગમાં બેડીઓ નાખો, પરન્તુ વિકસતા જગત્નો પ્રચંડ પ્રભાવ તમે અટકાવી શકશો નહિ. જો હિન્દમાં અંગ્રેજ અમલનો અર્થ બ્યુરોક્રસીનું સ્થાપન કરવું એવો થતો હોય, જો તેનો અર્થ એવો થતો હોય કે નિત્ય સત્તા ભોગવવી, નિત્ય પરાધીનતા ભોગવાવવી, હિન્દના આત્મા પર સખ્ત બોજામાં વધારો કર્યા કરવો, તો તે સંસ્કૃતિને અભિશાપ સમાન અને મનુષ્ય જાતિને કલંક સમાન બનશે. પરન્તુ જે સીવીલ સર્વન્ટોની મોટી સંખ્યાએ નવીન સુધારાઓનો ભક્તિભાવે સ્વીકાર કર્યો છે અને જેઓ મનરો અને એલ્ફીન્સ્ટનના સંપ્રદાયોને વફાદાર રહેવા યત્નશીલ છે તેમને હું અન્યાય કરું છું.”

ઇગ્લાંડથી વિખુટા પડવું ઇચ્છનીય નથી, અને થોડાક યુવકો વિના અન્ય કોઇ તેની આકાંક્ષા રાખતું નથી પરાધીનતા કિંવા છુટા પડવાની આકાંક્ષા નથી, પરન્તુ “સમાન શરતોવાળા સંયુક્ત ભાગીદારપણાની” આકાંક્ષા છે હિન્દના રાજ્ય બંધારણની રચના યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાના અથવા કોમન વેલ્થ ઓફ ઓસ્ટ્રેલીઆના બંધારણના નમુના અનુસાર થવી જોઇએ, હિન્દને

અનુકૂળ કરવાને માટે તેમાં ફેરફાર કરવા જોઇએ, અને તાજનો એક પ્રતિનિધિ તેનો સર્વોપરી અધિકારી હોવો જોઇએ કેટલાક ખાસ ફેરફાર કરવાની આવશ્યકતા છેઃ

"હથીયારો ધારણ કરવાનો હક્ક, લશ્કરમાં કમીશનના હોદ્દા મેળવવાનો હક્ક, ગૃહના બચાવ માટે સ્વયં સેવકોની ટુકડીઓ બાંધવાનો હક્ક. હિન્દી પ્રજાને કયાં સુધી એની ના પાડવામાં આવશે? ઇગ્લાંડની મોરલીએ નાચતું નાચતું હિન્દ કયાં સુધી લથડીયાં ખાશે? પોતાની ખાતર તેમજ ઇગ્લાંડની ખાતર તેને સ્વાશ્રયી બનવાનો સમય આવી પહોંચ્યો છે. શાહીરોમને પોતાના સમયમાં ફરજ પડી હતી તેમ, કોઇ મહાન્ ભયની ઘડીએ હિન્દનો ત્યાગ કરવાની ઇગ્લાંડને ફરજ પડે, અને તે સમયે તે શસ્ત્રવિહીન હોય, શસ્ત્રનો ઉપયોગ કરવાની તાલીમ મળી ન હોય, અને તેની બીનઆવડતદાયક પ્રજાની આંતરિક સ્થિતિ અરાજકતામય હોય અને બાહ્ય આક્રમણનો ભય હોય તો હિન્દને તેમજ ઇંગ્લાંડને તેના કરતાં વિશેષ લજ્જાસ્પદ શું છે? ઇગ્લાંડ આવ્યું ત્યારે લોકો કુસંપી પરન્તુ બલવાન્ હતા, અને ગયું ત્યારે તેઓ નિઃસહાય અને નિર્વીર્ય દશામાં હતા. એ હિન્દમાં ૧૫૦ વર્ષના બ્રિટિશ રાજ્યપર કેવી સરસ ટીકા થાય? અને તેથી ઉલટી રીતે હિન્દના પુરૂષો બળવાન હોય, તેની શ્રદ્ધા સબળ હોય, અને તે ઇંગ્લાંડની બાજુમાં તેની સાથે ઉભું રહે, તેનાં દુઃખો અને ભયોમાં ભાગ લે, અને પોતાના સામાન્ય વારસાના સંયુક્ત સંરક્ષકો બને તેના કરતાં અધિક ઉજ્વલ કાર્ય હિન્દ અને ઇંગ્લાંડ ઉભયને માટે બીજું કયું છે?"

ઇંગ્લાંડે હિન્દપર વિશ્વાસ રાખ્યો હોત તો આજે તેની સ્થિતિ કેટલી ભિન્ન હોત? તેના સૈનિકોની દિવાલ એવી હોત કે તેની સામે જર્મનીની વ્યર્થ તુટી પડત હોત. બેલ્જીઅમને પોતે આપેલા વચનનું પાલન કરવાને ઇગ્લાંડ હમણાં પોતાનાં મનુષ્યો અને ધનનો વ્યય કરી રહ્યું છે. અને હિન્દનું શું? હિન્દનો દાવો "એક પ્રાર્થના નથી, પરન્તુ હિન્દની પ્રજાના નામમા એક માગણી છે, માનવજાતિની નૈતિક લાવનાનું તેની પીઠે બળ છે, અને જો ધર્મો કેવળ દંતકથાઓ ન હોય અને તેમના ઉપદેશો ખાલી કલ્પિત વાતો ન હોય તો હથીયારોના ખણખણાટ પછી અને પ્રજાઓના ભવિષ્ય પછી તે જીવંત રહેશે." પ્રમુખે અંતે કહ્યું.

"પ્રતિનિધિ બંધુઓ, પાછળ જોવામાં લાભ નથી; વ્યર્થ ખેદ દર્શાવવામાં લાભ નથી. ચાલો આપણે ભવિષ્યને માટે તૈયાર થઇએ, અને ગૃહને તેનું દર્શન થાય છે. પ્રજાઓના સમૂહમાં માનપૂર્ણ અને ગર્વયુક્ત સ્થાન લેતાં હું મારા દેશને જોઉં છું. આપણા મહાન્ સામ્રાજ્યની રાજ્ય સભાઓમાં તેના પુત્રોને બેસતા હું જોઉં છું, તેમને પોતાના બળનું જ્ઞાન છે, અને મૂલ્યવાન્ અને વિશ્વસનીય સાથીઓ અને મિત્રો તરીકે પોતાના સ્કંધ ઉપર તેનો બોજો ઉઠાવે છે, અને ભૂતકાળની જ્યોતિથી વિસ્તૃત બનેલા ભવિષ્યના ગૌરવમાં હિન્દને નવયૌવન ધારણ કરતું અને પુનર્જીવન પ્રાપ્ત કરતું હું જોઉં છું. યમુના અને ગંગાના રેતીના કીનારાઓમાંથી કોઇ એકલો અટુલો કાગડો કાકા કરે તેથી શું? હું તે સાંભળતો નથી, પરન્તુ સમુદ્રમાં વહી જતી, ભવિષ્યનો સંદેશ સ્થળે સ્થળે ફેલાવતી બલવતી નદીઓના સંગીતથી મારા કર્ણ ભરપૂર છે. પ્રતિનિધિ બંધુઓ, પ્રાચીન લોકો જીવન ગાળતા હતા તેમ હૃદયનું વિશુદ્ધિપૂર્વક આપણે જીવન ગાળવું જોઇએ; જેથી કરીને સંદેશ ચરિતાર્થ થાય; મનુષ્યની સૃષ્ટિના સંકુચિત અંતરાયોનું આપણે વિસ્મરણ કરવું જોઇએ; આપણે નમ્ર બનવું જોઇએ અને અહંકારનું વિસ્મરણ કરવું જોઇએ; ઘુસી ગયલા વિચારોના અંતરાયનું આપણે ઉલ્લંઘન કરવું જોઇએ; આપણે આપણો હસ્ત સદૈવ હળ પર રાખવો જોઇએ, અને ભવિષ્યના પાકને માટે જમીન તૈયાર કરવી જોઇએ, આપણાં હૃદયના તારના સ્વર ઇશ્વર અને દેશના સંગીત પ્રમાણે આપણે મેળવીશું ત્યારે તે સંદેશ ચરિતાર્થ થવાના, અને આપણું જે ભાવિ હોય તેની પ્રાપ્તિમા દુનિયાપરની કોઇ પણ શક્તિ વિરોધ કરી શકશે નહિ. અને પ્રજાના આ મંડપમાં એકઠા થયલા આપણે સર્વ હૃદયના જ્ઞાતા ઇશ્વરને ચાલો પ્રાર્થના કરીએ કે, આ ભવિષ્યની યોગ્યતા પ્રાપ્ત કરવાને અને તે સહન કરવાને કૃપા અને શક્તિ આપણને આપે."

હિન્દમાં સ્ફુરાયમાન નવજીવનથી ભરપૂર વ્યાખ્યાન સમાપ્ત થતાં તાલીઓની ગર્જના એટલી બધી થઇ કે તેનો પ્રતિઘોષ થયો, અને પછી કોંગ્રેસ મુલતવી રહી.

બીજે દિવસે પ્રથમ કાર્ય શોક દર્શક ત્રણ ઠરાવો પ્રમુખસ્થાનેથી રજુ કરવાનું હતું: ૧, વાયસરોયે સહન કરેલા બીપણ શોકને માટે દીલાસો; ૨, ધુરંધર કાર્યકર્તા, અને નિષ્કલંક પુરૂષ ગંગાપ્રસાદ વર્માના મૃત્યુથી દેશને ગયલી મોટી ખોટ; ૩. રા. અંબાલાલ સાકરલાલ દેસાઇ, અને બાબુ બિષ્નુપાદ ચંદરજી, ઉભય સરસ કોંગ્રેસવાદીઓનાં મૃત્યુ. શ્રોતાવર્ગે ઉભા રહીને મૌનપૂર્વક તે ઠરાવો પસાર કર્યા.

મદ્રાસના નામદાર ગવર્નરે કોંગ્રેસની મુલાકાત લીધી, તે સમયે કોંગ્રેસની રાજ્યભક્તિ દર્શાવનારો ઠરાવ ચોથો રજુ કરવામાં આવ્યો. કોંગ્રેસે ઉભા થઇને તાલીઓની સહર્ષ ગર્જનાથી તેમને વધાવી લીધા. તાજના પ્રતિનિધિએ આ કોંગ્રેસની પહેલ વહેલી મુલાકાત લીધી હતી.

બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ ઠરાવ રજુ કર્યો, તેમણે હિન્દની રાજ્યભક્તિ સુંદર શબ્દોમા દર્શાવી, તે દર્શાવવાનો એ યોગ્ય સમય હતો કેમકે ત્યારે સામ્રાજ્ય યુદ્ધમા જોડાયલું હતું, અને કોંગ્રેસ પ્રજાના નામમા બોલતી હતી. દિવાન બહાદુર એલ. એ ગોવિંદ રાઘવ ઐયરે અનુમોદન આપ્યું, અને કહ્યું કે, હિન્દુ હૃદયમા રાજ્ય ભક્તિ જન્મથી ઉદ્ભવે છે, અને તેને તો રાજ્યભક્તિ ધર્મનું એક અંગ છે. રા. મ્હેતા, સી. આઇ. ઈ; માન. રા. એસ. બી ઉપાસાની, પંડિત ગોકર્ણનાથ મિશ્ર, રા. હરકિશન સીંહા, રા. એન. એ. દ્રવીડ, રા. ગોપાલદાસ ચમતમલ, અને રા. એમ. ડી. દેવદાસે પોતપોતાની રીતે અવાજ વિચાર દર્શાવ્યા; પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો, અને પ્રમુખે ઉપકારના થોડા શબ્દો કહ્યા પછી શ્રોતાઓની મોટી તાલીઓ વચ્ચે ના. ગવર્નરે રજા લીધી.

ના. ગવર્નરના આગમનની એક મિનિટ પૂર્વે રા. એ. પી. પેટ્રોએ ઇન્ડીઅન એક્સપીડીશનરી ફોર્સ મોકલવા વિષે પાંચમો ઠરાવ રજુ કરવાનો આરંભ કર્યો હતો, તેમણે પોતાનું ભાષણ ચલાવ્યું અને હિન્દીઓને સામ્રાજ્યના બચાવ માટે બોલાવવામાં આવ્યા, તેમાં સામ્રાજ્યમાંનો તેમનો ફાળો સ્વીકારાયો તેથી તેમને થયલો ગર્વ તેમણે દર્શાવ્યો. બાબુ જોગેન્દ્રનાથ બોઝે અનુમોદન આપ્યું. રા. જી. કે. ગાડગીલ, પંડિત ઇકબાલ નારાયણ મુસરહાન, અને રા. ડી. વી. પ્રકાશ રાવે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

હિન્દીઓને માટે લશ્કરની ઉચ્ચતર જગ્યાઓ ખુલ્લી મુકવાનો, લશ્કરી શાળાઓ અને પાઠશાળાઓ સ્થાપવાનો અને હિન્દીઓને સ્વયંસેવક બનવા દેવાનો સરકારને આગ્રહ કરતો ઠરાવ છઠ્ઠો રાવ બહાદુર આર. એન મુધોલકરે રજુ કર્યો. કોંગ્રેસે પોતાના પ્રારંભથી આનો આગ્રહ કર્યો હતો; ના. ડયુક ઓફ કૅનોટે પ્રથમ એ મુદ્દા તરફ લક્ષ ખેંચ્યું હતું; મેજરની પદવી સુધી હિન્દીઓને દાખલ કરવાની તરફેણમાં લૉર્ડ કીચનર હતો, એમ કહેવાતું, અને ધારવામાં આવતું હતું કે રાજાએ ૧૯૧૧માં આ જાહેર કર્યું હોત. હવે, દબાણ કરતી આવશ્યકતા ઉદ્ભવી છે. ૮૦ વર્ષોથી અધિક સમય થયા ૧૮૩૩ નો કાયદો અપરિપૂર્ણ રહ્યો છે, અને ૧૮૫૮ માં રાણીના ઢંઢેરામા આપવામાં આવેલું વચન અદ્યાપિ પાળવામા આવ્યું નથી હિન્દીઓને સ્વયંસેવકો બનવા દેવા વિરૂદ્ધ કાઇ પણ કાયદેસર અંતરાય નથી. મારા કેટલાક મિત્રો સ્વયંસેવકો હતા; પરંતુ કારણ આપ્યા શિવાય ૧૮૯૮ માં તેમના નામો યાદીમાંથી કાઢી નાખવામા આવ્યા હતા.

બાબુ જે ચૌધરીએ વિશેષ અનુમોદન આપ્યું, અને કહ્યું કે, હિન્દની આસપાસ સમર્થ પૌર્વાત્ય પ્રજાઓ છે, અને પોતાના બચાવને માટે તેણે તાલીમ લેવી જોઇએ બાબુ સેનાથી રાજ રા. કે. વેંકટ રેડી, રા. આર. વી ગુપ્તા, રા. એ સી પાર્થસારથી નાયડુ, સર્વેએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામા આવ્યો.

સાતમા ઠરાવમાં હથીયારબંધીના કાયદામા ફેરફાર કરવાની માગણી કરવામા આવી હતી, રા. એ. પી સેને તે રજુ કર્યો, જેમણે વેઠવામાં આવતી હાડમારીઓના દાખલા આપ્યા. અયોધ્યામાં એક ઘર પર દરોડો નાખવામાં આવ્યો,

તેમાં સાત જણુંમાંથી બે જણુ મરાયાં. તેમાં ૧૦ હથીયાર બંધ લૂંટારા હતા. અને હથિયાર વિનાનાં હતા. એક બીજા દાખલામાં "અયોધ્યાના એક અમીર"નો હથીયાર રાખવાનો પરવાનો રદ કરવામાં આવ્યો, કેમકે એક પોલીસ મુકદ્દમામાં તેણે જુબાની આપવાની ના પાડી. રા. સી પી. રામસ્વામી ઐયરે અનુમોદન આપતાં મીલ્ટને કહેલા શબ્દો ટાંકયા કે, જ્યા સુધી પ્રજાના નાગરિકોને હથીયારોના ઉપયોગની તાલીમ આપવામા આવી નથી, ત્યાં સુધી કોઇ પણ પ્રજા સ્વતંત્ર બનતી નથી. લૉર્ડ રોબર્ટસે કહ્યું છે કે, જો પુરૂષ 'પોતાની જાતનું, પોતાના ગૃહનું અને પોતાની સ્વતંત્રતાઓનું રક્ષણ કરવાને" અશક્ત હોય તો તે પૂરેપૂરો નાગરિક નથી. તે હક્કની આપણે માગણી કરીએ છીએ. કાયદા હેઠળ ઘડવામાં આવેલા નિયમો કોમ અને ધર્મના સંતાપજનક ભેદો પાડે છે, એવા ભેદોને આપણે તિરસ્કારીએ છીએ આપણી માગણી પૂરી પાડવાની ઇંગ્લાડની ફરજ છે. પરવાના વખતો વખત નવેસર કઢાવવા પડે છે, તે "લોકોની ગુલામગીરીનું દુઃખદ સ્મરણ કરાવે છે, અને તે પદ્ધતિ સદાને માટે દૂર કરવી જોઇએ. અંતમાં, આપણે કહીએ છીએ કે, આપણને સામ્રાજ્યના સ્વ-માન ભોગવતા નાગરિકો સમાન ગણવા જોઇએ, અને આપણામાં રહેલું પુરૂષાતન શ્રેષ્ઠ રીતે વિકસાવવાની તકો આપણને આપવામાં આવવી જોઇએ "

જંગલી જનાવરોના નુકસાનો, મૂલ્યવાન પાકનો નાશ, અને પરિણામે ઉજ્જડ પડતા જમીનના મોટા ભાગોપર રા. કૃષ્ણદાસ રાયે ભાર મુકયો. ધાડ-પાડુઓની સંખ્યા વધતી જતી હતી, કેમકે તેઓ જાણતા હતા કે સમગ્ર ગામો હથીયાર વિનાનાં છે, અને આપણે યથેચ્છ લૂંટ કરી શકીશું. ઓબ કેંકનારાઓ અને ધાડપાડુઓના રાહ ન્યારા છે; પોલીસ પ્રજાનું સંરક્ષણ કરી શકતી નથી, અને પ્રજાને આત્મ-રક્ષણ કરવા દેવામા આવતું નથી. જ્યારે અંગ્રેજી વર્તમાનપત્રો હિન્દી રાજ્યભક્તિની વાતો કરે છે ત્યારે ઝીણું બારીક કારણ આપીને થોડીક પરવાનાવાળી બંદુકો છે તે જપ્ત કરવાનો ઉદ્યોગ અહીંના મેજીસ્ટ્રેટો કરવા માંડયા છે. રા. એસ. સોમસુંદરમ્ પીલ્લાઇએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

હિન્દ અને સંસ્થાનો વચ્ચે "અન્યોન્ય સમાનતા" નો શો અર્થ થાય છે? તે આઠમા ઠરાવમાં આપવામાં આવ્યો હતો અને મીસીસ એની બીસેંટે તે રજુ કર્યો તેમણે કહ્યું: કોન્ફયુશ્યસે લોકોને બોધ આપ્યો હતો કે, દુષ્ટતાનો બદલો ન્યાયથી વાળવો, અને અન્યોન્ય સમાનતામાં ન્યાય રહેલો છે. હિન્દની રાજ્યભક્તિને માટે બદલો આપવાની વાત થઇ હતી, પરન્તુ "આટલી સ્વતંત્રતા, આટલા હક્કના બદલામાં પોતાના પુત્રોનું લોહી અને પોતાની પુત્રીઓનાં ગર્વપૂર્ણ અશ્રુઓ હિન્દ આપવા ઇચ્છતું નથી. એક પ્રજા તરીકે, સામ્રાજ્યની પ્રજાઓમાં હિન્દ ન્યાય મેળવવાના હક્કનો દાવો કરે છે. યુદ્ધ પહેલાં હિન્દે આની માગણી કરી હતી. યુદ્ધ ચાલે છે તે સમયે હિન્દ તેની માગણી કરે છે. યુદ્ધ પછી પણ હિન્દ તેની માગણી કરશે; પરન્તુ બદલા તરીકે નહિ પણ એક હક્ક તરીકે તે તેની માગણી કરશે. તેને વિષે ભૂલ હોવી જોઇએ નહિ." પછી વક્તાએ તેમને કહ્યું કે, સંસ્થાનોને પોતાનાં ગૃહોમાં સ્વામીઓ બનવાના હક્કને મર્યાદિત કરવાનો યત્ન કરવો નહિ, કેમકે હિન્દને શીઘ્ર તે હક્ક મળશે. એક સંસ્થાન હિન્દીઓના પ્રવેશને માટે જે કાંઇ નિયમ કરે, તે નિયમ તે સંસ્થાનની પ્રજાના હિન્દમાં પ્રવેશ વિષે હિન્દે કરવો જોઇએ વળી, જ્યા પોતાની પ્રજાનો બહિષ્કાર કરવામા આવતો હોય ત્યાની આયાતનો હિન્દ બહિષ્કાર કરી શકે. એક વર્ષમાં મદ્રાસમાં ઑસ્ટ્રેલીયાથી રૂ. ૧૩,૪૦,૦૦૦ નો માલ આયાત થાય છે. ગીરમીટીઆ પદ્ધતિ બંધ કરવીજ જોઇએ એમ કહ્યા પછી, તેમણે અંતમાં કહ્યું: "હિન્દની પોતાના ગૌરવની ભાવના વધતી જાય છે. સામ્રાજ્યના બાલગૃહમાં એક બાળક બનીને હવે તે સંતોષ પામતું નથી... યુરોપમાં પુરૂષની જોખમદારી તે દર્શાવે છે. તેને હિન્દમા પુરૂષનું સ્વાતંત્ર્ય આપો." માન. રા. પી. કેશવ પીલ્લાઇએ થોડાંક વાકયોમાં અનુમોદન આપ્યું, અને કહ્યું કે, જ્યાં સુધી હિન્દીઓને પોતાનાજ દેશમાં ઉતરતા દરજ્જાના ગણવામાં આવે છે, ત્યાં સુધી સંસ્થાનો તેમને સમાન દરજ્જાના ગણશે નહિ. રા. હૃદયનાથ કુંઝરૂએ કાનડાની મુશ્કેલીઓ દર્શાવી. જો હિન્દી સરકાર

જાહેર કરે કે, હિન્દીઓ તરફ પરદેશોમાં જેવું વર્તન ચલાવવામાં આવે છે, તેવું વર્તન હિન્દમાં વિદેશીઓ તરફ ચલાવવામાં આવશે, તો તેમની પર તેની સરસ અસર થશે.

ઠરાવ પર મત લેવામાં આવ્યા, અને તે પસાર થયો, અને કોંગ્રેસ મુલતવી રહી.

ત્રીજે દિવસે હિન્દી ઉદ્યોગોના સંરક્ષણ વિષે નવમો ઠરાવ માન. રા. કે. આર. વી. કૃષ્ણરાવે રજુ કર્યો. તેમણે કહ્યું કે, સ્વદેશના ઉદ્યોગોને રાજ્યે સહાય આપવી જોઇએ, પરન્તુ જ્યાં સુધી સરકારોને પોતાના ટેરીફો નક્કી કરવા દેવામાં આવે નહિ ત્યાં સુધી કાંઇ પણ થઇ શકે નહિ. પ્રોફેસર વી. જી. કાલેએ અનુમોદન આપ્યું, અને આગ્રહપૂર્વક કહ્યું કે, માત્ર ઔદ્યોગિક અભિવૃદ્ધિથીજ ગરીબાઇ દૂર થઇ શકે, અને તેને માટે રાજ્યની સીધી સહાય આવશ્યક છે. રા. જે. સી ચક્રવર્તીએ વિશેષ અનુમોદન આપ્યું, અને કહ્યું કે, ઔદ્યોગિક જગતમાં આપણી સંપૂર્ણ નિરૂપાય દશા યુદ્ધે બનાવી આપી છે. રા. જી. કે. દેવધરે ઔદ્યોગિક સ્વાતંત્ર્યનો આગ્રહ કર્યો, જેથી કરીને અન્ય દેશો પર બહુ આધાર રાખવો ન પડે. રા. એસ. કે. નાયરે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

હિન્દ માટે સ્વ-રાજ્યની માગણી કરતો દશમો ઠરાવ રજુ કરતા, બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ લાંબુ અને છટાદાર ભાષણ કર્યું. હિન્દ ૧૮૫૮ ના ઢંઢેરા પર આધાર રાખે છે, અને "હિન્દમાં કેટલાંક રાજ્યતંત્રો બને, જે સર્વ પ્રાંતિક બાબતોમા સ્વતંત્ર હોય, હિન્દી સરકાર તેમની ઉપર હોય,અને ગેર-વહીવટ થાય તો હસ્તક્ષેપ કરવાની સત્તા તેને હોય" ત્યાં સુધી ૨૫મી ઑગસ્ટ, ૧૯૧૧ ના ખરીતાનો અમલ કરવાનું સરકારને કહ્યું. સમૂહબદ્ધ રાજ્યપદ્ધતિ દાખલ કરવા ઇચ્છતી એક અંગ્રેજ સંસ્થાના પ્રમુખના પત્રમાંથી બાબુ બેનરજીએ કેટલાંક વાક્યો કહી બતાવ્યાં,જેમાં તેણે 'હિન્દને વિનતિ કરી હતી કે, 'આ હીલચાલને માટે હિન્દે પોતાનું બળ સઘટ્ટ કરવું, અને હિન્દમાં તેમજ જગતના સર્વ ભાગોમાં પોતાની જાહેર પ્રજાને કેળવણી આપવી." વક્તાએ શ્રોતાઓને આગ્રહ કર્યો કે, "તમારી યોજના આકારો, બ્રિટિશ જાહેર પ્રજાના ધ્યાન પર તે લાવો, અને મને વિશ્વાસ છે કે તમારી વિજ્ઞપ્તિ બહેરા કાનો પર નહિ પડે."

રા. સાધુ ગણપતિએ રૂઢીપૂર્વક અનુમોદન આપ્યું, મીસીસ એનીબેસન્ટે વિશેષ અનુમોદન આપ્યું, અને "સ્વરાજ્ય ભોગવતી પ્રજાનાં અંગ બનનાર" તરુણોને આગ્રહ કર્યો કે અધિકારીઓ તરફથી સ્થાનિક મંડળીઓમાં ગમે તેટલી કાપકુપ કરવામાં આવે તથાપિ તેમાં રાજ્યશાસનનું વિજ્ઞાન અને કળાને વ્યવહારમાં યોજવાં. સ્થાનિક રાજ્યતંત્ર શિખવાનું વેતરું મનુષ્યને અધિક વિશાળ અધિકારો માટે તૈયાર કરે છે. પ્રાંતિક સ્વાતંત્ર્ય એ સ્વરાજ્યનું એક પગથીયું છે. પછી તેમણે હિન્દની સ્વાતંત્ર્ય માટેની યોગ્યતા દર્શાવી, અને યુદ્ધ પછી ઇંગ્લાંડ સમક્ષ રજુ કરવાને સ્વરાજ્યની ચોક્કસ યોજના ઘડી કાઢવાનું કહ્યું.

બાબુ સુવેશચન્દ્ર બોઝે વિશેષ અનુમોદન આપ્યું, અને કહ્યું કે, હિન્દ ઇંગ્લાંડના બળનો સ્તંભ બની શકે, અને યુદ્ધ પછી સ્વરાજ્યનો પોતાનો દાવો તેણે આગ્રહપૂર્વક રજુ કરવો જોઇએ.

ઇંડીઆ કાઉન્સીલના સુધારા વિષે ઠરાવ અગીઆરમો રા. એ. એસ. કૃષ્ણરાવે રજુ કર્યો, રા. કે. એમ. ચૌધરીએ તેને અનુમોદન આપ્યું, રા. પી. સી. મિત્રે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

દક્ષિણ આફ્રિકાની પીડાઓના અંશતઃ સમાધાન માટે હર્ષ દર્શાવતો બારમો ઠરાવ રા. જી. એ. નટેસને રજુ કર્યો, પરન્તુ તેમણે કહ્યું કે તે પ્રશ્નનો ખરેખાત નિર્ણય કરવામાં આવ્યો નથી. રા. એસ પ્રસાદ બસુએ અનુમોદન આપ્યું, રા. લક્ષ્મી નરસિંહ અને પંડિત રમાકાન્ત માલવીયે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ગીરમીટીયા મજુરીનો સંપૂર્ણ અટકાવ કરવાની માગણી કરતો ઠરાવ તેરમો રા. એ. જી. નટેસને રજુ કરતાં આવેશયુક્ત ભાષણ કર્યું.

શ્રીર્ઈ ટાપુઓના રા. તીતારામ સેનાધ્યે તેને અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

ત્યાર પછી પ્રમુખે નીચેના ઠરાવો પ્રમુખ-સ્થાનેથી રજુ કર્યા: ઠરાવ ચૌદમો, ન્યાયી અને કારોબારી કરજોના વિભાગ; પંદરમો સ્વદેશી; સોળમો, છાપખાનાનો કાયદો; સતરમો કાયમની જમાબંદી; અઢારમો, ભિન્ન ચુંટણી કરનારાં મંડળો; ઓગણીશમો, મિન્ટી લારૂને અભિનંદનનો સંદેશ મોકલવા વિષે; વીસમો, લૉર્ડ હાર્ડીંજના હોદ્દાની મુદ્દત વધારવાની માગણી કરતો; એકવીસમો, બંધારણની વીસમી કલમમાં બે સુધારાઓ કમિટીને સોંપવા વિષે; બાવીસમો, સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીનો ઉપકાર; ત્રેવીસમો, જનરલ સેક્રેટરીઓ તરીકે નવાબ સાહેબ સૈયદ મહમ્મદ અને રા. એન. સુબા રાવની પુનઃ ચુંટણી વિષે.

લંડન ગયેલા પ્રતિનિધિ મંડળના સારા કાર્ય માટે ચોવીસમા ઠરાવમાં તેનો ઉપકાર માનવામા આવ્યો. તે પ્રતિનિધિ મંડળમાં બાબુ ભુપેન્દ્રનાથ બસુ, રા. એમ. એ. જીન્હા, રા. એન. એમ. સમર્થ, રા. એસ. સિંહા, રા. મઝરૂલ હક, માન. રા. બી. એન. શર્મા અને લાલા લજપત રાય હતા. માન રા. કે. ચિદંબરંબ મુદલીઆરે ઠરાવને અનુમોદન આપ્યુ, અને તે પસાર કરવામા આવ્યો.

પચીસમા ઠરાવમાં આગામી વર્ષની ઓલ ઇંડીઆ કમિટી મંજુર કરવામા આવી. આગામી કોંગ્રેસને સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસીએ કરેલું મુંબઇનું આમંત્રણ છવીસમા ઠરાવમા સ્વીકારવામાં આવ્યું.

પછી રા. એસ. શ્રીનિવાસ આયંગરે પ્રમુખનો આભાર માનવાની દરખાસ્ત રજુ કરી, અને બહુ હર્ષપૂર્વક તે પસાર કરવામાં આવી. પ્રત્યુત્તરમા પ્રમુખે એક ગંભીર અને સુંદર ભાષણ કર્યું, અને ઓગણત્રીશમી કોંગ્રેસનું વિસર્જન થયું.

### ઠરાવો.

### કોંગ્રેસનો શોક.

૧. ઠરાવ કરવામાં આવે છે કે, નામ. લોર્ડ હાર્ડીંજનાં પત્ની અને તેમના જ્યેષ્ઠ પુત્રનાં મૃત્યુથી તેમને જે શોક થયો છે તેમાં આ કોંગ્રેસ તેમની સાથે અંતઃકરણપૂર્વક અને માનપૂર્ણ દિલસોજી દર્શાવવા ઇચ્છે છે. તે નામદારના મહાન્ શોકના સમયમાં સમગ્ર હિન્દ શોકાકુળ છે.

૨. ઠરાવ કરવામાં આવે છે કે, બાબુ ગંગાપ્રસાદ વર્માના અકાળ મૃત્યુથી દેશને ન પૂરાય એવી ખોટ ગઇ છે, અને ઉંડો શોક થયો છે, તેની આ કોંગ્રેસ નોંધ લેવા ઇચ્છે છે; કોંગ્રેસના પ્રારંભના દિવસોથી કોંગ્રેસનું ચુસ્ત રીતે તેઓ કાર્ય કરતા, અને તેમના મિત્રો અને સહચરો અને તેમની અનેક સરસ સેવાઓને માટે તેમના દેશ બંધુઓ કૃતજ્ઞ સ્નેહપૂર્વક તેમનું નામસ્મરણ કરશે.

૩. ઠરાવ કરવામાં આવે છે કે, રા. અંબાલાલ સાકરલાલ દેસાઇ, અને બંગાળના બાબુ બિશ્નુપાદ ચેટરજીનાં મૃત્યુ માટે આ કોંગ્રેસ પોતાનો ઉંડો શોક દર્શાવવા ઇચ્છે છે; તેઓ કોંગ્રેસના ચુસ્ત અને વિખ્યાત કાર્યકર્તાઓ હતા, અને તેમણે તેની મૂલ્યવાન્ સેવા કરી છે.

### તાજ તરફ વફાદારી.

૪. ઠરાવ કરવામાં આવે છે ( ક ) કે, ગાદી પ્રતિ પોતાની ઉંડી ભક્તિ, બ્રિટિશ સંબંધ પ્રતિ પોતાની અડગ મૈત્રી અને ગમે તે દુઃખો ખમીને અને સર્વ ભોગો આપીને સામ્રાજ્યની બાજુમા ઉભા રહેવાનો પોતાનો દૃઢ નિશ્ચય આ કોંગ્રેસ ના. સમ્રાટને અને ઇંગ્લાંડની પ્રજાને મોકલવા ઇચ્છે છે.

( ખ ) કે, યુદ્ધના પ્રારંભમાં હિન્દના રાજાઓ અને પ્રજાને સંબોધવામાં આવેલા શાહી સંદેશથી સમગ્ર દેશમાં ઉંડી કૃતજ્ઞતા અને ઉત્સાહ ફેલાયા છે, તેની આ કોંગ્રેસ નોંધ લેવા ઇચ્છે છે, અને તે ( સંદેશ ) ના. સમ્રાટની તેમને માટેની ચિંતા અને સહાનુભૂતિ દર્શાવે છે, અને જે બંધન તેમના શાહી કુટુંબ સાથે અને નામદાર કૃપાવંત સમ્રાટના અંગ સાથે હિન્દનાં રાજા અને પ્રજાને જોડે છે, તે બંધનને મજબુત બનાવે છે.

### લશ્કર વિષયક.

### ઇંડીઅન એક્સપીડીશનરી ફોર્સ.

૫ ઠરાવ કરવામા આવે છે રણભૂમીમા ઇંડી અન એક્સપીડીશનરી ફોર્સ મોકલીતેની આ કો ગ્રેસ કૃતજ્ઞતા અને સતોષપૂર્વક નોધ લે છે, અને ના સમ્રાટની સમાન પ્રજા તરીકે સત્ય અને ન્યાયના સરક્ષણને મ ટે અને સામ્રાજ્યના પક્ષમા સામ્રાજ્યના અન્ય વિભાગોની પ્રજા સાથે ખભે ખભો અડાડીને યુદ્ધ કરવ ને હિન્દી પ્રજા તત્પર છે, એમ બતાવવાનો અવસર તેમને આપવાને માટે નામદાર વાયસરોયનો અ ત કરણપૂર્વક આભાર માને છે

### લશ્કરી તાલીમ અને સ્વય સેવકો.

૬. ઠરાવ કરવામાં આવે છે કે, લશ્કરમા ઉચ્ચ જગ્યાઓ હિન્દીઓને માટે ખુલ્લી મુકવાની અને દેશમા લશ્કરી શાળાઓ અને પાઠશાળાઓ, (જ્યા હિન્દી લશ્કરમા અધિકારીઓ તરીકે લશ્કરી કારકીર્દિ ને માટે તેમને તાલીમ આપવામા આવે) સ્થાપવાની આવશ્યક્તા, ડહાપણ અને ન્યાય પ્રતિ આ કોગ્રેસ સરકારનુ ધ્યાન ખેચે છે સામ્રાજ્યના અન્ય ભાગો સાથે હિન્દી પ્રજાના નાગરિકતાના સમાન હકોના સ્વીકારમા અને ભૂલ ન થઇ શકે તેવી રીતે અને સ્વયમેવ પ્રગટ થયેલી, સાબીત થયેલી વફાદારી જોતા, અને તાજના અને સામ્રાજ્યની સેવામા હથીયારો ધારણ કરવાની સર્વ વર્ગો અને દરજ્જાના લોકની મજબુત રીતે દર્શાવવામા આવેલી તાજ અને સામ્રાજ્યની સેવામા હથીયારો ધારણ કરવાની અભિલાષા જોતા સ્વય સેવકો લેવાની વર્તમાન પદ્ધતિનુ પુન બંધારણ રચવાની આવશ્યક્તા તરફ આ કોગ્રેસ સરકારનુ લક્ષ ખેચે છે, જેથી કરીને જાતિ અથવા વર્ગના ભેદ વિના આ દેશના લોકો, સામ્રાજ્યના નાગરિક-સીપાઇઓ તરીકે પોતાના નામ નોધાવી શકે

### હથીયારબધીનો કાયદો.

૭. ઠરાવ કરવામાં આવે છે કે, હથીયાર બંધીના કાયદાનો (૧૮૭૮ નો ૧૧ મો કાયદો) હમણાં વહીવટ કરવામાં આવે છે તે પ્રમાણે વેઠવી પડતી હાડમારી અને તે આ દેશની પ્રજા પર અનુચિત દોષારોપણ કરે છે તે જોતા, આ કોગ્રેસનો અભિપ્રાય છે કે મજકુર કાયદો અને તેની હેઠળ કરવામા આવેલા નિયમોમા એવા ફેરફારો કરવા જોઇએ કે હથીયારો રાખવા અથવા ધારણ કરવા વિષેના પ્રતિબધો હિન્દમા રહેતા અથવા હિન્દની મુલાકાતે આવતા સર્વ મનુષ્યોને એક સરખી રીતે લાગુ પડે, નિયમો હેઠળ આપવામા આવેલા સર્વ પરવાના સદાને માટે આપવા જોઇએ, જે પ્રાતિક હકુમતમા તે આપવામા આવ્યા હોય તેમા તે ચાલશે માત્ર દુરૂપયોગની સાબીતીથીજ તે પાછા ખેચી લેવામા આવશે, અને દર વર્ષે અથવા દર છ માસે તે નવેસર કઢાવવા નહિ પડે.

### હિન્દી લશ્કર.

૧૯ ઠરાવ કરવામા આવે છે કે મહા યુદ્ધમા હિન્દી લશ્કરનાં પરાક્રમના કાર્યો અને દેખાઇ આવતી દયા અને શૌર્ય સ્વદેશને માટે સુધરેલી માનવ જાતિનો આદરભાવ મેળવે છે, તેમના બહાદુરી ભર્યા વર્તન તરફ ઉડા સતોષ અને ગર્વની નોધ લેતા આ કોગ્રેસને હર્ષ થાય છે, અને તેમના કલ્યાણ અને વિજય માટે હૃદયગત પ્રાર્થનાઓ સહિત તેમને અને તેમના બધુ સૈનિકોને અ ત કરણપૂર્વક અને પ્રીતિપૂર્ણ અભિનદનોનો સદેશ પાઠવવાનો ઠરાવ કરે છે

યોગ્ય સાધ ન દ્વારા ઉપનો ઠરાવ હિ દી લશ્કરને તાર મારફતે મોકલી આપવાની પ્રમુખને વિનતિ કરવામા આવે છે

### પરસ્પર સમાનતા

૮. ઠરાવ કરવામા આવે છે કે, પરદેશ જતા હિન્દી એમીગ્રટો સાથે સબધ ધરાવતા પ્રશ્નો સહાનુભૂતિપૂર્વક હાથમા લેવાને માટે આ કોગ્રેસ ના વાયસરોયને હિન્દી પ્રજાની ઉડી કૃતજ્ઞતા પાઠવે છે, અને સસ્થાનો સાથે સમાધાની સદેશા ચલાવવાના મૂળ પાયા તરીકે પરસ્પર સમાનતાની ના વાયસરોયની સૂચનાને વધાવી લેતા છતાં, આ કોગ્રેસ પોતાની પ્રતીતિની નોધ

લેવા ઇચ્છે છે કે, સંસ્થાનોને હિન્દના સંબંધમાં જે સત્તાઓ છે અને જેનો તે ઉપયોગ કરે છે તેવીજ સત્તાઓ સંસ્થાનો સાથે કામ લેતી વેળા હિન્દની સરકારને હોવી જોઇએ અને તેમનો તેણે ઉપયોગ કરવો જોઇએ, એ પાયા પર રાજ્ય નીતિ રચાય ત્યારે જ તે અસરકારક થશે અને હિન્દની પ્રજા તેનો સ્વીકાર કરશે.

### ઉદ્યોગો.

૯. ઠરાવ કરવામાં આવે છે કે, વર્તમાન અપવાદરૂપ સંયોગો જોતાં અને દેશની આર્થિક આબાદાનીમાં અભિવૃદ્ધિ કરવાને માટે આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે, હિન્દી ઉદ્યોગોનું સંરક્ષણ અને વિકાસ કરવાને માટે સરકારે તત્કાળ પગલાં લેવાં જોઇએ.

### સ્વરાજ્ય.

૧૦. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દની પ્રજાએ વર્તમાન અણીને સમયે ઉંડી અને સ્પષ્ટ રાજ્યભક્તિ દર્શાવી છે તે જોતા આ કોંગ્રેસ સરકારને વિજ્ઞપ્તિ કરે છે, કે તેને ઉંડી અને શાશ્વત બનાવવી અને અહીંયા અને પરદેશોમા નામદાર સમ્રાટની હિન્દી અને અન્ય પ્રજાઓ વચ્ચેના સર્વ વિષમ ભેદો દૂર કરીને, ૨૫ મી ઑગસ્ટ, ૧૯૧૧ ના તારીખમા સમાયલા પ્રાંતિક સ્વતંત્રતાના વચનો પરિપૂર્ણ કરીને, અને સમુદ્બદ્ધ સામ્રાજ્યના અંગભૂત વિભાગ તરીકે, તે દરજ્જાના હક્કોના સંપૂર્ણ અને અનિર્બંધ ઉપભોગમાં, હિન્દની ગણના કરવાને માટે આવશ્યક હોય એવાં પગલાં ભરીને તેને સામ્રાજ્યની સ્થાયી અને મૂલ્યવાન મીલ્કત બનાવવી.

### ઇંડીઆ કાઉન્સીલની સુધારણા.

૧૧. ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ પોતાના અભિપ્રાયની નોંધ લે છે કે હિન્દી પ્રધાનની કાઉન્સીલ કાઢી નાખવી, અને તે કાઢી નાખવામાં આવે તે દરમ્યાન તેના બંધારણની સુધારણા માટે નીચેની સૂચનાઓ કરે છે:

(ક) હિન્દી પ્રધાનનો પગાર અંગ્રેજ અંદાજપત્ર પર મુકવો જોઇએ.

(ખ) કાઉન્સીલની કાર્યસાધકતા અને સ્વાતંત્ર્ય માટે આવશ્યક છે કે, તેમાં અંશતઃ નીમણુંકો કરવી અને અંશતઃ ચુંટણી કરવી.

(ગ) કાઉન્સીલના સભ્યોની કુલ સંખ્યા નવથી વધારે હોવી ન જોઇએ

(ઘ) કાઉન્સીલનો ચુંટાયલો વિભાગ સભાસદોની કુલ સંખ્યાના એક તૃતીયાંશથી ઓછો હોવો ન જોઇએ, તેઓ બીન અધિકારી હિન્દીઓ હોવા જોઇએ, અને વડી અને પ્રાંતિક ધારાસભાઓના ચુંટાયલા સભ્યોના મતદાર મંડળ તરફથી તેમની પસંદગી થવી જોઇએ.

(ચ) કાઉન્સીલમાં હિન્દીઓની ચુંટણી સીધી હોવી જોઇએ, અને લૉર્ડ ક્રુના ખરડામાં દરખાસ્ત મુકવામા આવી છે તે પ્રમાણે.

(છ) કાઉન્સીલના નીમાયલા સભ્યોમાંના ઓછામાં ઓછા અર્ધ સભ્યો જાહેર પુરુષો અને હિન્દી રાજ્યતંત્ર સાથે સંબંધ નહિ રાખનાર હોવા જોઇએ.

(જ) કાઉન્સીલના નીમાયલા સભ્યોનો બાકીનો ભાગ અધિકારીઓનો બનવો જોઇએ, જેમણે હિન્દમા કમમાકમ દશ વર્ષ નોકરી કરેલી હોવી જોઇએ અને હિન્દમાથી ગયાને બેથી વધારે વર્ષ થયા ન હોય.

(ઝ) કાઉન્સીલના હિન્દી સભ્યો અને તેમના સાથીઓ વચ્ચે પગાર અથવા ભથ્થા વિષે કોઇપણ પ્રકારનો ભેદ રખાવો જોઇએ નહિ.

(ટ) અત્યાર સુધીની માફક કાઉન્સીલનું સ્વરૂપ કેવળ સલાહ આપનારનુ હોવું જોઇએ, અને રીતિઓ અને કાર્યક્રમમાં એવો ફેરફાર કરવો ન જોઇએ કે તેથી તે રાજ્યતંત્ર ચલાવનાર મંડળ બની જાય અથવા એવું વલણ ધારણ કરે.

૧૯૧૪ ની કાઉન્સીલ ઑફ ઇંડીઆ ખરડો ઝટપટ કાઢી નાખવામાં આવ્યો તેને માટે આ કોંગ્રેસ ખેદ દર્શાવે છે.

### દક્ષિણ આફ્રિકા

૧૨. ઠરાવ કરવામાં આવે છે (ક) કે, દક્ષિણ

આફ્રિકામાં આપણી પ્રજાના પક્ષમાં નામદાર વાયસરોયે હમદર્દી અને હીંમત ભર્યો ઠરાવ કર્યો છે, તેને માટે તેમનો આ કોંગ્રેસ માનપૂર્ણ ઉપકાર માને છે, અને આપણા હિન્દી બન્ધુઓની હાલીક અતિશય દબાણ કરતી ફર્યાદોના સબંધમાં રાહત મેળવવાના હિન્દી સરકારના પ્રયત્નોની અને સર બેન્જામીન રોબર્ટસને હિન્દના પક્ષની અડગ વકીલાત કરી તેની કૃતજ્ઞતાપૂર્ણ કદર બુઝવા છતા આ કોંગ્રેસ નોંધ લેવા ઇચ્છે છે કે, જે સમાધાનીથી દક્ષિણ આફ્રીકામાં ના. સમ્રાટની હિન્દી અને અન્ય પ્રજાઓ વચ્ચે સમાન વર્તન મળી ન શકે તે સર્વથા સંતોષકારક નહિ થાય અથવા અંતિમ ગણવામાં નહિ આવે, અને હિન્દી સરકારને માનપૂર્ણ આગ્રહ કરે છે કે સંયોગો સાનુકુળ બને કે તર્તજ વર્તનની એવી સમાનતા પ્રાપ્ત કરવાને પગલા ભરવાં.

(ખ) રા. ગાંધી અને તેમના અનુયાયીઓના વીરતાપૂર્ણ પ્રયત્નોની, હિન્દના સ્વમાનના સંરક્ષણને માટે અને હિન્દી ફર્યાદોની દાદને માટેના પોતાના યુદ્ધમાં અનુપમ આત્મભોગની પોતાની ઉચ્ચ કદરની અને તેમને માટે સાનંદ ગર્વની આ કોંગ્રેસ નોંધ લે છે

(ગ) વળી હિન્દની ખાતર ઐચ્છિક આત્મભોગ અને દુઃખ સેહવા માટે મેસર્સ પોલોક અને કેલન બાચ તરફ, અને મોટી મુશ્કેલીના સંયોગો હેઠળ સહાય આપવા માટે રેવ મી એન્ડ્રયુઝ તરફ આ કોંગ્રેસ પોતાની કૃતજ્ઞતા દર્શાવે છે

(ઘ) અને, અંતે, સમગ્ર લડત દરમ્યાન વર્તમાન સમાધાની કરાવવાને માટે માન રા ગોખલેની અમૂલ્ય સેવાઓની પોતાની કદરની આ કોંગ્રેસ નોંધ લે છે

### ગીરમીટીયા મજુરી

૧૩. ઠરાવ કરવામાં આવે છે કે, હિન્દમાં મજુરીની તંગીને લીધે અને ગિરમીટીયા મજુરીની પદ્ધતિના પરિણામે ગિરમીટની મુદ્દત દરમ્યાન મજુરોને વ્યાવહારિક રીતે ગુલામોની દશામાં આણી મુકે છે, તેથી આ કોંગ્રેસ મજબૂત આગ્રહ કરે છે કે, હિન્દમાં અથવા અન્યત્ર કામ કરવાને ગિરમીટ હેઠળ મજુરોની ભરતી કરવી તદ્દન બંધ કરવી

### કાયદા વિષયક.

૧૪ ઠરાવ કરવામાં આવે છે કે, સામ્રાજ્યના શ્રેષ્ઠ હિતોને માટે ન્યાયી અને કારોબારી ફરજોના શીઘ્ર વિભાગ કરવાનો આગ્રહ આ કોંગ્રેસ પૂર્વગામી કોંગ્રેસ સાથે સંમત થઇને કરે છે અને પ્રાર્થના કરે છે કે વિભાગની કોઇપણ યોજના હાથ ધરવામાં આવે તે ખરેખાત અસરકારક થાય તેને માટે સકળ ન્યાયાધીશી મંડળને પ્રત્યેક પ્રાંતની ઉચ્ચતમ અદાલતના એકલા અંકુશ હેઠળ મુકવું

### સ્વદેશી.

૧૫ ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસ સ્વદેશી હીલચાલને અંત્યંત અંતઃકરણપૂર્વક અનુમોદન આપે છે અને સ્વદેશી ઉદ્યોગોના વિકાસને ઉત્તેજન આપવાને માટે ગંભીર અને ચાલુ પ્રયત્નો કરીને અને ભોગ આપીને પણ આયાત થયલી ચીજો કરતા જ્યાં જ્યાં વ્યાવહારિક હોય ત્યાં ત્યાં હિન્દી પદાર્થો પસંદ કરીને તેની ફત્તેહને માટે પરિશ્રમ કરવાની હિન્દી પ્રજાને આજ્ઞા કરે છે

### દમન

૧૬ ઠરાવ કરવામાં આવે છે કે, ધારા પોથી પર હિન્દી છાપખાનાના કાયદાને ચાલુ રાખવા સામે આ કોંગ્રેસ પુનઃ પોતાનો અણગમો દર્શાવે છે, અને વિશેષ કરીને કલકત્તાની હાઇકોર્ટે હમણા ચુકાદો આપ્યો છે કે, તે કાયદાએ આપેલા સંરક્ષણ ભ્રમોત્પાદક છે, અને તેમનો અમલ ઘણો ત્રાસદાયક છે. તે જોતા આગ્રહ કરે છે કે તે રદ કરવો જોઇએ

### કાયમની જમાબંદી

૧૭ ઠરાવ કરવામાં આવે છે કે, આ કોંગ્રેસનો દૃઢ અભિપ્રાય છે કે, જમીન પર રાજ્યની માગણીની વ્યાજબી અને ચોક્કસ મર્યાદા અને રૈયતવારી પ્રદેશોમાં સરકાર અને જમીન રાખનારાઓ વચ્ચે સીધી કાયમની જમાબંદી દાખલ કરવાથી, અથવા જે માનોમાં ટુંક મુદતી જમાબંદીઓ

થતી હોય ત્યાં કમમાં કમ સાઠ વર્ષોની જમાબંધી રાખવાથી ખેડૂતોની વર્તમાન અસંતોષકારક સ્થિતિ સુધારવામાં સંગીન સહાય મળશે

## પ્રતિનિધિત્વ.

### ભિન્ન મતદાર મંડળો.

૧૮. ઠરાવ કરવામાં આવે છે કે વડી અને પ્રાંતિક ધારાસભાઓમાં ભિન્ન મતદાર મંડળોની રચના પ્રતિ નાપસંદગી બતાવીને સરકારને આગ્રહ કરે છે કે, મજકુર પદ્ધતિ કોઇ પણ પ્રકારે સ્થાનિક સંસ્થાઓને લાગુ પાડવી ન જોઇએ કેમકે, તે રાષ્ટ્રીય ઐક્યના વિકાસને અને રાષ્ટ્રીય આદર્શની પરિપક્વ બનવાની ક્રિયાને હાનીકારક નીવડશે.

### લૉર્ડ હાર્ડીંજના ઓદ્ધાની મુદતમાં વધારો.

૨૦. ઠરાવ કરવામાં આવે છે કે, ના. વાયસરોયે હિન્દની કરેલી સેવાઓની ઉચ્ચ કદરની આ કોંગ્રેસ નોધ લે છે અને આશા દર્શાવે છે કે, યુદ્ધ શાંત પડયા પછી સામ્રાજ્યના અંગત અને સમાન ભાગ તરીકે હિન્દની ભવિષ્યની સ્થિતિને લગતા મહાન્ અને અતિ-વ્યાપક મુદ્દાની યોગ્ય સમાધાની માટે જેટલો સમય આવશ્યકતા લાગે તેટલા સમય સુધીની તેમના ઓદ્ધાની મુદતમાં વધારો કરવામાં આવશે.

### કોંગ્રેસ બંધારણ.

૨૧. ઠરાવ કરવામા આવે છે કે, નીચેના બે સુધારા આ કોંગ્રેસની વિષય નિર્ણાયક સભાના વિચારને માટે સૂચવવામા આવ્યા હતા, તે કોંગ્રેસના જનરલ સેક્રેટરીઓએ પ્રત્યેક પ્રાંતિક કોંગ્રેસ કમિટી તરફથી નીમાયલા ત્રણ સભ્યોની એક કમિટી સમક્ષ રજુ કરવા; ઓદ્ધાની રૂએ બનેલા સભ્યો તરીકે જનરલ સેક્રેટરીઓ સહિત, પ્રાંતિક કોંગ્રેસ કમિટીઓના સેક્રેટરીઓ સાથે મસલત કરીને તેઓ મુકરર કરે તેવે સમયે અને સ્થળે મજકુર કમિટીની સભા કરવી, મજકુર સુધારાઓના સંબંધમા અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટીને જો કાંઇ કાર્ય સૂચવવું ઉચિત લાગે તેવું કાર્ય કરવાનો અખીલ-હિન્દની કોંગ્રેસ કમિટીને રિપોર્ટ કરવો.

મજકુર બે સુધારાઓ નીચે પ્રમાણે છે:

હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની સંસ્થાના હમણાં ચાલુ બંધારણની કલમ ૨૦ ને છેડે નીચેના શબ્દો ઉમેરો;

"જો આવી સભા બોલાવવામાં નહિ આવે તો માગણી કરનારૂં શહેર જે પ્રાંતિક અથવા જીલ્લા કોંગ્રેસ કમિટીમાં આવ્યું હોય તેના ૨૧ વર્ષની ઉપરની વયના કમમા કમ ૨૦ ગૃહસ્થોની માગણીથી કોઇપણ શહેર અથવા જીલ્લામાં પ્રતિનિધિઓની ચુંટણીને માટે કોંગ્રેસને એક માસની મુદત રહે તેટલામાં તે બોલાવવામાં આવશેજ."

૨. હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની સંસ્થાના હમણાં ચાલુ બંધારણની કલમ ૨૦ માં નીચેના ફેરફારો કરો:

(૧) ચોથા ફકરાને છેડેથી "અને" શબ્દ કાઢી નાખો;

(૨) પાંચમા ફકરાને છેડે પૂર્ણ વિરામને બદલે અલ્પવિરામ મુકો.

(૩) અને આ શબ્દો ઉમેરો:

"અને જે જે મંડળોનો ઉદ્દેશ એવો હોય કે, સનદશીર સાધનો વડે બ્રિટિશ સામ્રાજ્યની અંદર સંસ્થાનો ભોગવે છે તેવું સ્વરાજ્ય પ્રાપ્ત કરવું, તે મંડળોના આશ્રય હેઠળ બોલાવવામા આવેલી જાહેર સભાઓ."

### કોંગ્રેસનો આભાર.

૨૨. ઠરાવ કરવામા આવે છે કે, સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીના અન્ય સભ્યોની સેવાઓની ઉચ્ચ કદરની લાગણીની આ કોંગ્રેસ નોંધ કરે છે, અને ઠરાવ કરે છે કે કે બ્રિટિશ કમિટીની સંસ્થા અને "ઇંડીઆ"ને નિભાવી રાખવાં જોઇએ.

૨૪. ઠરાવ કરવામાં આવે છે કે, ૧૯૧૪ના

ધારીઆ કાઉન્સીલ ખરડા વિષે અને અન્ય મહત્વના પ્રશ્નો વિષે કોંગ્રેસના અભિપ્રાયો હિન્દી પ્રધાન સમક્ષ રજુ કરવાને માટે ગયા ઉન્હાળામાં કોંગ્રેસ તરફથી ઇંગ્લાંડ ગયેલા ડેપ્યુટેશને મહાન અંગત આત્મભોગ આપીને કરેલી સેવાઓનો ઉંડી કૃતજ્ઞતાપૂર્વક આ કોંગ્રેસ સ્વીકાર કરે છે.

( જુઓ ૪ ( ખ ), ૧૨, ૧૯ અને ૨૦ )

સામાન્ય.

૨૩ ઠરાવ કરવામાં આવે છે કે, માન નવાબ સૈયદ મહમ્મદ બહાદુર અને રા. એન. સુબારાવ પંતલુને આગામી વર્ષને માટે જનરલ સેક્રેટરીઓ નીમવામાં આવે છે

૨૫ ઠરાવ કરવામાં આવે છે કે, નીચેના ગૃહસ્થોની ૧૯૧૫ ને માટે અખિલ-હિન્દ કોંગ્રેસ કમિટી બનશે ( યાદી આપવામાં આવી નથી )

૨૬ ઠરાવ કરવામાં આવે છે કે, આગામી કોંગ્રેસ મુંબાઇમાં મળશે

---

## હવે પછીની કોંગ્રેસોનો સુંદર ઇતિહાસ તૈયાર થાય છે, અને તે થોડા સમયમાં પ્રકટ કરવામાં આવશે.